## શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળાનો

# ઉપોદ્ઘાત.

સુરતના વતની અને ધંધાર્થે મુંબાઇ નિવાસી સ્વર્ગવાસી શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસે તા. ૧૬ સપ્ટેમ્બર સન ૧૮૭૭ ને રોજ વીલ કર્યું છે, તે અન્વયે પ્રથમ સન ૧૮૮૦ માં રૂ: ૨૦૦૦) સોસાઇટીને મળ્યા, તે એવી શરતથી કે તેના વ્યાજમાંથી સામાજિક સુધારો થાય એવાં પુસ્તકો તૈયાર કરી છપાવવાં.

સદરહુ વીલથી શેઠ હરિવલ્લભદાસે અમુક પ્રસંગ બન્યા પછી બાકી રહેલી પોતાની તમામ મિલકત પુસ્તક પ્રસારને માટે સોસાઇટીને અર્પણ કરેલી છે. તે અન્વયે ૧૮૯૪ માં રૂ. ૧૮૦૦૦) ની સરકારી નોટો પુસ્તક તૈયાર કરાવવા તથા તે પ્રસિદ્ધ કરાવવા માટે સદરહુ વિદ્યાવિલાસી અને પરોપકારી ઉદાર ગૃહસ્થ તરફથી મળી છે. તેમાંથી આજ પર્યંત નીચેનાં પુસ્તકો " શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળા " તરીકે પ્રસિદ્ધ થયાં છેઃ—

૧. કયી કયી ન્યાતો કન્યાની અછતથી નાની થતી જાયછે, તેનાં કારણો તથા સુધારો કરવાના ઉપાય વિષે નિબંધ.
૨. માને શીખામણ.
૩. નીતિ મંદિર.
૪. બાળલગ્નથી થતી હાનિ.
૫. પુનર્વિવાહ પક્ષની પૂરેપૂરી સોળેસોળ આના ફત્તેહ.
૬. ભોજનવ્યવહાર ત્યાં કન્યાવ્યવહાર.
૭. ધાર્મિક પુરૂષો.
૮. વિવાહતત્વ સિંધુ.
૯. બેન્જામિન ફ્રાંકલિન. ( બીજી આવૃત્તિ. )
૧૦. બોધક ચરિત.
૧૧. સદ્વર્તન.

૧૨. રઘુવંશ કાવ્ય.
૧૩. જાવજી દાદાજી ચૌધરીનું ચરિત્ર.
૧૪. ગુજરાતનો ઇતિહાસ ભાગ ૧ લો. ( પ્રાચીન ઇતિહાસ. )
૧૫. ગુજરાતનો ઇતિહાસ ભાગ ૨ જો. ( અર્વાચીન ઇતિહાસ. )
૧૬. નીતિ સિદ્ધાંત.
૧૭. ફ્રાન્સીસ બેકનનું જીવન ચરિત્ર.
૧૮. શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસનું જીવન ચરિત્ર.
૧૯. પરોપકાર.
૨૦. ઢોરનું ખાતર.
૨૧. જગતનો અર્વાચીન ઇતિહાસ.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઓફીસ,

અમદાવાદ—તા. ૧—૧૧—૧૯૦૧.



# પ્રસ્તાવના.

ગુજરાતી સાહિત્યમાં ઇતિહાસનાં પુસ્તકો ઘણાં થોડાં છે, તેમાં વિસ્તારથી લખેલાં અને અગત્યની સઘળી હકીકતથી સંપૂર્ણ એવાં તો ભાગ્યેજ જોવામાં આવેછે. ટ્રેનિંગ કાલેજમાં ઇતિહાસના વિષય ઉપર ભાષણો આપતાં જગતના પ્રાચીન અને અર્વાચીન સમયના ઇતિહાસ ઉપર ગુજરાતીમાં જે થોડાં પુસ્તકો રચાયાં છે તે સઘળાં મને અપૂર્ણ માલમ પડ્યાં. એ ઉપરથી બની શકે તો એ સમયને સવિસ્તર ઇતિહાસ લખી એ ખોટ પૂરી પાડવાનો મેં વિચાર કર્યો. પરન્તુ બેઉ સમયને ઇતિહાસ લખવાને વખત ઘણો જાઇએ, અને જોઇતો વખત ન મળવાથી કદાચ હાથ ધરેલું કાર્ય પરિપૂર્ણ થાય નહિ એમ સમજી હાલ તુરત માત્ર **જગતનો અર્વાચીન ઈતિહાસ** લખવાનું કામ આરંભ્યું, અને તે પૂરૂં થયા પછી અવકાશ મળેથી પ્રાચીન સમયનો ઇતિહાસ લખવાનો ઠરાવ કર્યો.

આ પુસ્તક લખવામાં મુખ્યત્વે કાઇટલી અને ટેલરકૃત ઇંગ્રેજી ઇતિહાસોનો આધાર લેવામાં આવ્યો છે, પણ ઠેકાણે ઠેકાણે બીજા ઇંગ્રેજી ઇતિહાસોમાંથી પણ હકીકત આપી છે. કવિ નર્મદાશંકરકૃત **રાજ્યરંગ** અને પીલકૃત ઇતિહાસ વાંચવાથી જગતના અર્વાચીન સમયનું થોડુંક જ્ઞાન મળેછે, પણ તેટલાથી આગળ જ્ઞાન વધારનાર વિદ્યાર્થીને સંતોષ થતો નથી. જ્યાં સુધી આપણી ગુજરાતી ભાષામાં સમય સમયના અને દેશ દેશના ઇતિહાસનાં સવિસ્તર સારાં પુસ્તકો લખાશે નહિ ત્યાં સુધી આપણા લોકોમાંથી જેઓને ગુજરાતી સિવાય બીજી કોઇ ભાષાનો સંસ્કાર થયો નથી તેઓમાં ઇતિહાસના અભ્યાસ સંબંધી ખરેખરી અભિરૂચી પેદા થઇ શકશે નહિ. જો પુસ્તક વાંચવાથી તેવી અભિરૂચી ઉત્પન્ન થશે અને જગતના અર્વાચીન સમયનું ખરૂં સ્વરૂપ પૂરેપૂરૂં સમજાશે તો આ ગ્રંથ લખવાનો મારો પ્રયત્ન સફળ થયેલો હું માનીશ. ગુજરાતી ભાષાનો સામાન્ય રીતે અભ્યાસ કર્યો હોય એવાં સ્ત્રી પુરૂષો આ ગ્રન્થનો સારી રીતે ઉપયોગ કરે તે કારણથી ભાષા ઘણી સાદી વાપરી છે, અને વાંચનારને કંટાળો ન ઉપજે તે ખાતર કેટલીક હકીકત મને નિરસ ને નિરુપયોગી લાગી તે આ પુસ્તકમાં દાખલ કરી નથી. દરેક પ્રકરણના કે-

૧૨. રઘુવંશ કાવ્ય.

૧૩. જાવજી દાદાજી ચૌધરીનું ચરિત્ર.

૧૪. ગુજરાતનો ઇતિહાસ ભાગ ૧ લો. ( પ્રાચીન ઇતિહાસ. )

૧૫. ગુજરાતનો ઇતિહાસ ભાગ ૨ જો. ( અર્વાચીન ઇતિહાસ. )

૧૬. નીતિ સિદ્ધાંત.

૧૭. ફ્રાન્સીસ બેકનનું જીવન ચરિત્ર.

૧૮. શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસનું જીવન ચરિત્ર.

૧૯. પરોપકાર.

૨૦. ઢોરનું ખાતર.

૨૧. જગતનો અર્વાચીન ઇતિહાસ.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઓફીસ,

અમદાવાદ—તા. ૧—૧૧—૧૯૦૧.



# પ્રસ્તાવના.

ગુજરાતી સાહિત્યમાં ઇતિહાસનાં પુસ્તકો ઘણાં થોડાં છે, તેમાં વિસ્તારથી લખેલાં અને અગત્યની સઘળી હકીકતથી સંપૂર્ણ એવાં તો ભાગ્યેજ જોવામાં આવેછે. ટ્રેનિંગ કૉલેજમાં ઇતિહાસના વિષય ઉપર ભાષણો આપતાં જગતના પ્રાચીન અને અર્વાચીન સમયના ઇતિહાસ ઉપર ગુજરાતીમાં જે થોડાં પુસ્તકો રચાયાં છે તે સઘળાં મને અપૂર્ણ માલમ પડ્યાં. એ ઉપરથી બની શકે તો એ સમયનો સવિસ્તર ઇતિહાસ લખી એ ખોટ પૂરી પાડવાનો મેં વિચાર કર્યો. પરન્તુ બેઉ સમયનો ઇતિહાસ લખવાને વખત ઘણો જાઇએ, અને જોઇતો વખત ન મળવાથી કદાચ હાથ ધરેલું કાર્ય પરિપૂર્ણ થાય નહિ એમ સમજી હાલ તુરત માત્ર **જગતનો અર્વાચીન ઇતિહાસ** લખવાનું કામ આરંભ્યું, અને તે પૂરૂં થયા પછી અવકાશ મળેથી પ્રાચીન સમયનો ઇતિહાસ લખવાનો ઠરાવ કર્યો.

આ પુસ્તક લખવામાં મુખ્યત્વે કાઇટલી અને ટેલરકૃત ઇંગ્રેજી ઇતિહાસોનો આધાર લેવામાં આવ્યો છે, પણ ઠેકાણે ઠેકાણે બીજા ઇંગ્રેજી ઇતિહાસોમાંથી પણ હકીકત આપી છે. કવિ નર્મદાશંકરકૃત **રાજ્યરંગ** અને પીલકૃત ઇતિહાસ વાંચવાથી જગતના અર્વાચીન સમયનું થોડુંક જ્ઞાન મળેછે, પણ તેટલાથી આગળ જ્ઞાન વધારનાર વિદ્યાર્થીને સંતોષ થતો નથી. જ્યાં સુધી આપણી ગુજરાતી ભાષામાં સમય સમયના અને દેશ દેશના ઇતિહાસનાં સવિસ્તર સારાં પુસ્તકો લખાશે નહિ ત્યાં સુધી આપણા લોકોમાંથી જેઓને ગુજરાતી સિવાય બીજી કોઇ ભાષાનો સંસ્કાર થયો નથી તેઓમાં ઇતિહાસના અભ્યાસ સંબંધી ખરેખરી અભિરૂચી પેદા થઇ શકશે નહિ. જો પુસ્તક વાંચવાથી તેવી અભિરૂચી ઉત્પન્ન થશે અને જગતના અર્વાચીન સમયનું ખરૂં સ્વરૂપ પૂરેપૂરૂં સમજાશે તો આ ગ્રંથ લખવાનો મારો પ્રયત્ન સફળ થયેલો હું માનીશ. ગુજરાતી ભાષાનો સામાન્ય રીતે અભ્યાસ કર્યો હોય એવાં સ્ત્રી પુરૂષો આ ગ્રન્થનો સારી રીતે ઉપયોગ કરે તે કારણથી ભાષા ઘણી સાદી વાપરી છે, અને વાંચનારને કંટાળો ન ઉપજે તે ખાતર કેટલીક હકીકત મને નિરસ ને નિરુપયોગી લાગી તે આ પુસ્તકમાં દાખલ કરી નથી. દરેક

૧૨. રઘુવંશ કાવ્ય.
૧૩. જાવજી દાદાજી ચૌધરીનું ચરિત્ર.
૧૪. ગુજરાતનો ઇતિહાસ ભાગ ૧ લો. ( પ્રાચીન ઇતિહાસ. )
૧૫. ગુજરાતનો ઇતિહાસ ભાગ ૨ જો. ( અર્વાચીન ઇતિહાસ. )
૧૬. નીતિ સિદ્ધાંત.
૧૭. ફ્રાન્સીસ બેકનનું જીવન ચરિત્ર.
૧૮. શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસનું જીવન ચરિત્ર.
૧૯. પરોપકાર.
૨૦. ઢોરનુ ખાતર.
૨૧. જગતનો અર્વાચીન ઇતિહાસ.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઓફીસ,

અમદાવાદ—તા. ૧—૧૧—૧૯૦૧.



# પ્રસ્તાવના.

ગુજરાતી સાહિત્યમાં ઇતિહાસનાં પુસ્તકો ઘણાં થોડાં છે, તેમાં વિસ્તારથી લખેલાં અને અગત્યની સઘળી હકીકતથી સંપૂર્ણ એવાં તો ભાગ્યેજ જોવામાં આવેછે. ટ્રેનીંગ કોલેજમાં ઇતિહાસના વિષય ઉપર ભાષણો આપતાં જગતના પ્રાચીન અને અર્વાચીન સમયના ઇતિહાસ ઉપર ગુજરાતીમાં જે થોડાં પુસ્તકો રચાયાં છે તે સઘળાં મને અપૂર્ણ માલમ પડ્યાં. એ ઉપરથી બની શકે તો એ સમયનો સવિસ્તર ઇતિહાસ લખી એ ખોટ પૂરી પાડવાનો મેં વિચાર કર્યો. પરન્તુ બેઉ સમયનો ઇતિહાસ લખવાને વખત ઘણો જોઇએ, અને જોઇતો વખત ન મળવાથી કદાચ હાથ ધરેલું કાર્ય પરિપૂર્ણ થાય નહિ એમ સમજી હાલ તુરત માત્ર **જગતનો અર્વાચીન ઈતિહાસ** લખવાનું કામ આરંભ્યું, અને તે પૂરૂં થયા પછી અવકાશ મળેથી પ્રાચીન સમયનો ઇતિહાસ લખવાનો ઠરાવ કર્યો.

આ પુસ્તક લખવામાં મુખ્યત્વે કાઇટલી અને ટેલરકૃત ઇંગ્રેજી ઇતિહાસોનો આધાર લેવામાં આવ્યો છે, પણ ઠેકાણે ઠેકાણે બીજા ઇંગ્રેજી ઇતિહાસોમાંથી પણ હકીકત આપી છે. કવિ નર્મદાશંકરકૃત **રાજ્યરંગ** અને પીલકૃત ઇતિહાસ વાંચવાથી જગતના અર્વાચીન સમયનું થોડુંક જ્ઞાન મળેછે, પણ તેટલાથી આગળ જ્ઞાન વધારનાર વિદ્યાર્થીને સંતોષ થતો નથી. જ્યાં સુધી આપણી ગુજરાતી ભાષામાં સમય સમયના અને દેશ દેશના ઇતિહાસનાં સવિસ્તર સારાં પુસ્તકો લખાશે નહિ ત્યાં સુધી આપણા લોકોમાંથી જેઓને ગુજરાતી સિવાય બીજી કોઇ ભાષાનો સંસ્કાર થયો નથી તેઓમાં ઇતિહાસના અભ્યાસ સંબંધી ખરેખરી અભિરૂચી પેદા થઇ શકશે નહિ. જો પુસ્તક વાંચવાથી તેવી અભિરૂચી ઉત્પન્ન થશે અને જગતના અર્વાચીન સમયનું ખરૂં સ્વરૂપ પૂરેપૂરૂં સમજાશે તો આ ગ્રંથ લખવાનો મારો પ્રયત્ન સફળ થયેલો હું માનીશ. ગુજરાતી ભાષાનો સામાન્ય રીતે અભ્યાસ કર્યો હોય એવાં સ્ત્રી પુરૂષો આ ગ્રન્થનો સારી રીતે ઉપયોગ કરે તે કારણથી ભાષા ઘણી સાદી વાપરી છે, અને વાંચનારને કંટાળો ન ઉપજે તે ખાતર કેટલીક હકીકત મને નિરસ ને નિરૂપયોગી લાગી તે આ પુસ્તકમાં દાખલ કરી નથી. દરેક પ્રકરણના કે-

ટલાક પેટા ભાગ હોવાથી પ્રકરણ અને તેના પેટા વિભાગનાં અધ્યાય અને ખંડ એવાં નામ અનુક્રમે રાખ્યાં છે. દરેક અધ્યાયને અન્તે તેનો સાર પણ આપ્યો છે.

આ ગ્રન્થની શરૂઆત સને ૧૮૯૪ માં મેં કરી હતી. સરકારી નોકરી કરતાં જે થોડોક વખત મળતો તે દરમ્યાન પુસ્તક લખવાનું કામ કરવામાં આવ્યું હતું. એની સમાપ્તિ સને ૧૮૯૮ માં થઇ હતી. મારે ખરચે એ પુસ્તક છપાવવાનો વિચાર કરતો હતો તે દરમ્યાન ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ છપાવી પ્રસિદ્ધ કરવાનો ઠરાવ કરવાથી એ પુસ્તક તેને સ્વાધીન કરવામાં આવ્યું. મજકુર સોસાઇટીએ એને છાપખાનામાં મોકલ્યું તે દરમ્યાન અમદાવાદમાંથી મારી બદલી થઇ અને તેથી એ પુસ્તક છપાવવાનું કામ મારી સંપૂર્ણ દેખરેખ નીચે થઇ શક્યું નથી. આ ગ્રંથમાં જે કાંઇ ખામીઓ રહી હશે તેને માટે હું જવાબદાર છું; પણ આ પુસ્તકની બીજી આવૃત્તિ જલદી નીકળશે એવો મને ભરોંસો રહેછે, તેથી તે આવૃત્તિ કાઢતી વેળા જે જે ખામીઓ હાલ રહી ગઇ હશે તે સર્વે સુધારી લેવામાં આવશે.

મુ. ગોધરા.
તા. ૧ લી સપ્ટેમ્બર સને ૧૯૦૧

જ. ગૌ. શાસ્ત્રી.
ગ્રન્થકર્ત્તા.



# અનુક્રમણિકા.

## અધ્યાય ૧ લો.



## અધ્યાય ૨ જો.



## અધ્યાય ૩ જો.

## અધ્યાય ૪ થો.



## અધ્યાય ૫ મો.



## અધ્યાય ૬ ઠ્ઠો.

## અધ્યાય ૪ થો.



## અધ્યાય ૫ મો.



## અધ્યાય ૬ ઠ્ઠો.

# જગતનો અર્વાચીન ઇતિહાસ.

## અધ્યાય ૧ લો.

### इस्वी सन ४७८ थी ६०० सुधीना वृतांत.

### खंड १ लो.

**અર્વાચીન ઇતિહાસનો આરંભઃ**—યૂરોપના ઇતિહાસ લખનારાઓ ઘણું કરીને તવારીખના પ્રાચીન અને અર્વાચીન એવા બે ભાગ કરે છે. પ્રાચીન કાળમાં જે મ્હોટાં રાજ્યો અનુક્રમે થઈ ગયાં તેમાં છેલ્લું રોમનું રાજ્ય હતું. એના પાછળથી બે ભાગ થયા એક પૂર્વ રાજ્ય, અને બીજું પશ્ચિમ રાજ્ય. એ બીજાના અંતથી એટલે પાંચમા સૈકાના ચોથા કે છેલ્લા ભાગથી અર્વાચીન કાળ અને અર્વાચીન ઇતિહાસની શરૂઆત યૂરોપમાં ગણાય છે. આ મર્યાદા આપણા દેશને પણ ઠીક લાગુ પડે છે. આપણા દેશમાં વલ્લભિપુર તથા અણહિલવાડ પાટણના રાજ્યથી અર્વાચીન કાળ ગણી શકાય.

### खंड २ जो.

**પશ્ચિમ રાજ્ય જીતનારી વગડાઉ પ્રજાઓઃ**—રોમની પાદશાહીનાં બે રાજ્ય થયાં, તેમાંના પૂર્વ રાજ્યની ગાદી ઇસ્તામ્બુલ (કોન્સ્તાન્તિનોપલ)માં હતી અને પશ્ચિમ રાજ્યનું તખ્ત રોમ શહેરમાં હતું. ઇસ્વી સનના પાંચમા સૈકડામાં યૂરોપની ઉત્તર, પૂર્વ, અને પશ્ચિમ ભણીથી જાત જાતના લાખો વગડાઉ લોકે આવી પશ્ચિમ રાજ્યના પ્રાંતો જીતી

અધ્યાય ૧૧ મો.





# જગતનો અર્વાચીન ઇતિહાસ.

## અધ્યાય ૧ લો.

### इस्वी सन ४७६ थी ६०० सुधीना वृतांत.

### खंड १ लो.

**અર્વાચીન ઇતિહાસનો આરંભઃ**—યૂરોપના ઇતિહાસ લખનારાઓ ઘણું કરીને તવારીખના પ્રાચીન અને અર્વાચીન એવા બે ભાગ કરે છે. પ્રાચીન કાળમાં જે મ્હોટાં રાજ્યો અનુક્રમે થઈ ગયાં તેમાં છેલ્લું રોમનું રાજ્ય હતું. એના પાછળથી બે ભાગ થયા એક પૂર્વ રાજ્ય, અને બીજું પશ્ચિમ રાજ્ય. એ બીજાના અંતથી એટલે પાંચમા સૈકાના ચોથા કે છેલ્લા ભાગથી અર્વાચીન કાળ અને અર્વાચીન ઇતિહાસની શરૂઆત યૂરોપમાં ગણાય છે. આ મર્યાદા આપણા દેશને પણ ઠીક લાગુ પડે છે. આપણા દેશમાં વલ્લભિપુર તથા અણહિલવાડ પાટણના રાજ્યથી અર્વાચીન કાળ ગણી શકાય.

### खंड २ जो.

**પશ્ચિમ રાજ્ય જીતનારી વગડાઉ પ્રજાઓઃ**—રોમની પાદશાહીનાં બે રાજ્ય થયાં, તેમાંના પૂર્વ રાજ્યની ગાદી ઇસ્તામ્બુલ (કોન્સ્તાન્તિનોપલ)માં હતી અને પશ્ચિમ રાજ્યનું તખ્ત રોમ શહેરમાં હતું. ઇસ્વી સનના પાંચમા સૈકડામાં યૂરોપની ઉત્તર, પૂર્વ, અને પશ્ચિમ ભણીથી જાત જાતના લાખો વગડાઉ લોકે આવી પશ્ચિમ રાજ્યના પ્રાંતો જીતી

લીધા, અને ઇ. સ. ૪૭૬ માં તેના નામનો પણ નાશ કર્યો. આ લોકોની વાન્દલ, સુવી, અને આલાન નામે જાતો પ્રથમ આવી. એમની પાછળ વિસિગૉથ, ઑસ્ટ્રોગૉથ, બર્ગન્દિઅન, જર્મન, ફ્રાંક, લોમ્બાર્ડ, એંગલ્સ, સાકસન, હન, વગેરે જાતો આવી. રોમની ઉપર જય મેળવી તેઓ બધા રાજ્યમાં પ્રસર્યા, શહેરો અને ગામો લૂંટ્યાં અને બાળ્યાં તથા અસલ રહેવાસીઓમાંના ઘણાનો નાશ કરી તેમને ઠેકાણે પોતે વસ્યા. યૂરોપનાં હાલનાં ઘણાં રાજ્યોનો આરંભ ઇસ્વી સનના પાંચમા સૈકામાં એમનાથી થયો. એમના વંશજો હાલ ઘણા સુધરેલા અને મહા બળવાન છે. રોમન રાજ્યના લોકના જેવા તેઓ સુધરેલા નહોતા. રાજ્યમાં ખ્રિસ્તી ધર્મ સ્થાપન થઇ ચૂકયો હતો. આ વગડાઉ લોક તે ધર્મથી કેવળ અજાણ્યા હતા. તેઓ યુદ્ધ કરવામાં, અને રણમાં કપાઈ મરવામાં મ્હોટું માન સમજતા, અને વિદ્યા, હુનર, અને સુધારાની સામા હતા. તેમનાં શરીર મ્હોટા કદનાં અને ગોરાં હતાં, ને તેમના ડોળા આસમાની રંગના હતા. તેમની ભાષા અને હિંદુસ્તાન તથા ઈરાનના લોકોની ભાષા જોડે સંબંધ અજબ જેવો છે, પણ તેઓ તેમનાથી ક્યારે છૂટા પડ્યા તે કહી શકાતું નથી. તેઓ ઘણા શૂરા હતા, તેમ નાશકારી અને ઘાતકી પણ ઘણા હતા. તેઓમાં ન્હાની ન્હાની ટોળીઓ હતી, અને દરેક ટોળીને માથે રાજા હતો, પણ તેના હાથમાં સત્તા થોડી હતી, તેથી દરેક આદમીને પંડની સ્વાધીનતા ઘણી હતી. રોમના તાબાની પ્રજાઓમાંથી એ સ્વાધીનતા જતી રહી હતી. એ બધી જર્મન પ્રજાઓના પુરૂષો સ્ત્રી વર્ગને ઘણું માન આપતા હતા. બીજા જંગલી લોકની પેઠે તેઓ સ્ત્રીઓને લુંડીઓ જેવી ગણતા નહોતા, અને કેટલાક સુધરેલા લોકની માફક માત્ર ઇંદ્રિય સુખનું સાધન પણ સમજતા નહોતા. તેઓમાં સ્ત્રી પુરૂષનો દરજ્જો સમાન હતો. માતાઓમાં સ્વાધીનતા હોવાથી તેમના પુત્રોમાં સ્વતંત્રતા, શૌર્ય, અને સુદૃઢતાના સદ્‌ગુણો આવતા, અને તેથી તેઓ જય પામતા.

યૂરોપના ઇશાન ભાગમાં સ્કેન્ડેનેવિક નામે જાતના લોક રહેતા હતા. તેમની ભાષા અને રીતભાત જર્મનોથી જુદી હતી. તેમની ફોજમાં ઘોડેસ્વારનું જોર વિશેષ હતું. સુધારાની સામે થવામાં તેઓ જર્મન લો-

કથી ચઢીઆતા હતા. તેમનો રાજ્યાધિકાર દરેક ટોળીના કૂળવાન આદમીઓના હાથમાં રહેતો, પરંતુ લઢાઈમાં ચઢતી વખતે ઘણું કરીને બધી ટોળીઓ એક સરદારના ઉપરીપણા નીચે એકત્ર થઈ જતી. તેમને જાથુ મુકામ ગમતા નહિ, તેથી શેહેરોથી વેગળે લશ્કરી છાવણીઓ કરી તેઓ રહેતા. જર્મન પ્રજાઓ ઉપર તેઓ એટલું વેર રાખતા કે બેઉના સામાન્ય શત્રુ રોમન લોક હતા તેમની સામે લઢવામાં ક્વચિત જ એકઠા થતા.

## ખંડ ૨ જો.

**ઇટાલિનું રાજ્ય.**—ડેરૂલી નામે જર્મનિના વગડાઉ લોકની એક ફોજ રોમના પાદશાહોએ પોતાની નોકરીમાં પગાર કરી રાખી હતી. તેનો નાયક ઓદોઆસાર નામે હતો, તેણે બળવો કરી ઇસ્વી સન ૪૭૬માં રોમનું રાજ્ય જીતી લીધું, અને રાજાધિરાજ પદવી કાઢી નાંખી. પોતાને ફક્ત ઇટાલિનો રાજા કહેવડાવવા લાગ્યો. એની પાસેથી ઇટાલિ જીતી લેવાને [1]પૂર્વ રાજ્યના પાદશાહ ઝેનોએ ઑસ્ટ્રોગૉથ કરીને બળવાન જર્મન પ્રજાના રાજા થેઓડોરિકને ઉશ્કેર્યો. બધી રૈયત અને તેમનાં બૈરાં, છોકરાં, તથા વૃદ્ધ, સઘળી માલ મિલકત અને ખોરાક, એ સર્વે લેઈ તે ગૉથ રાજા ચઢયો. ઓદોઆસરે તેને ખાળવાનો પ્રયત્ન કર્યો તેમાં તેણે હાર ખાધી (ઇ. સ. ૪૮૯). વેરોના નગરના કિલ્લામાં રહી ત્રણ વર્ષ પર્યંત તે લઢયો, પણ અંતે ઇ. સ. ૪૯૩ માં તાબે થવાની તેને જરૂર પડી. ત્યાર પછી ટૂંકી મુદ્દતમાં થેઓડોરિકે તેનો ઘાત કરાવ્યો, અને ઇટાલિની ભૂમિનો ત્રીજો ભાગ પોતાના સિપાઇઓને વહેંચી આપ્યો. એ જમીનને તેમણે પગારને પેટે સમજવી અને તેને બદલે રાજાની લશ્કરી સેવા બજાવવી એવી શરત તેમની જોડે કરી હતી. અસલ ધણીઓને જેમ બને તેમ ઓછી હરકતે એ વહેંચણ કરી હતી. તે લોકના ઉપર દયા કરવી, તેમના ધારાને માન આપવું, અને માંહોમાંહે વઢવું નહિ એવી આજ્ઞા તે-

૧ પૂર્વ રાજ્યને બિઝાંતેન રાજ્ય પણ કહે છે.

ણે પોતાના લોકને આપી હતી. રાજ ચલાવવામાં તેણે ડહાપણ દેખાડ્યું, તથા ઇટાલિની આસપાસના કેટલાક દેશો જીતી લીધા. ઇ. સ. ૫૨૬ માં તે મરણ પામ્યો. એ અને એના અનુચરો ખ્રિસ્તી થયા હતા. એ વેળા એ ધર્મમાં ૧ કાથેલિક, તથા ૨ આરિયન[1], એ નામે બે પક્ષ હતા. તેમાંના બીજામાં ભળી એ રાજાએ પહેલાને પીડા કરી[2]. એની પાછળ ગાદીએ બેસનારા થોડા વખતમાં રાજ ખોઈ બેઠા. થેઓદોરિકની પછી આથાલારિક રાજા થયો. તેના પછી સને ૫૩૪ માં થેઓદોબાલસ થયો. તેના વખતમાં પૂર્વ રાજ્યની ફોજ ચઢી આવી. આ ચઢાઇનું વર્ણન આવતા ખંડમાં લખ્યું છે.

## ખંડ ૪ થો.

**પૂર્વ રાજ્ય:**—ગૉથ રાજા થેઓદોરિકને ઇટાલિ દેશ વશ કરવા મોકલનાર ઝેનો પાદશાહનું મરણ સને ૪૯૧ માં થયું. એના પછીના પાદશાહનું નામ આનાસ્તાશિઅસ હતું. સત્તાવીશ વર્ષ લગી રાજ કરી તે મરણ પામ્યો. એને વારસ ન હોવાથી ગાદીપતિ થવાને જે આદમી ખટપટ કરવા લાગ્યા તેઓમાંનો જસ્તિન નામે હજુરી ફોજનો નાયક પાર પડ્યો. રાજમહેલના એક ખોજાએ સિપાઈઓને પોતાના પક્ષમાં લેવા સારૂ જસ્તિનને કેટલુંક નાણું સિપાઈઓમાં વહેંચવાને સોંપ્યું. એનો ઉપયોગ તેણે પોતાને ગાદી મળે તેવી રીતે કર્યો, અને અંતે ફતેહ પામ્યો. એ મૂળમાં અભણ અને ગરીબ ગામડીઓ હતો, અને પાદશાહ થયો તે વખતે પણ તેને વાંચતાં લખતાં આવડતું નહોતું. બહાદુરી અને બુદ્ધિ બળે કરીને ફોજની સરદારીએ તે છેક નીચે દરજ્જેથી ચઢ્યો હતો. એ અધિરાજ નવ વરસ ગાદીએ રહ્યો. એના વખતમાં રાજકાજ હોશિયારીથી ચાલ્યું. અને ૫૨૭ માં એનું મરણ થવાથી એનો ભત્રીજો જસ્તિનિયન રાજપાટ પામ્યો.

---

૧ આરિયસ નામે ધર્મગુરુનો. ૨ કાઈટ્લીના બનાવેલા ઇતિહાસમાં લખ્યું છે કે તેણે કાથેલિકોને પીડા કરી નહોતી, અને ટેલરફૂતમાં લખ્યું છે કે તેણે કરી હતી.

રાજ્યાસને બેઠા પછી હેરાક્લિયસનો ઘણો ખરો વખત પરદેશના રાજાઓ સામા વઢવામાં ગયો. ઇરાનના શાહ ખુશરૂએ મોટી ફોજ સાથે ચઢી આવી જેરૂસલમ નગર વશ કર્યું. ત્યાંથી તે સેના મિસર દેશમાં ગઇ, અને ત્રિપોલિ સુધીના મૂલકમાં પસરી. પારસીઓનું બીજું લશ્કર બોસ્ફરસને એશિઆ તરફને કાંઠે કાન્સ્તાન્તિનોપલ જોતું દશ વર્ષ છાવણી કરીને રહ્યું. આ વર્ષે એ લોકે ગ્રેસ પ્રાંતનો કબજો કરી પાયતખ્ત જીતવાની કોશીસ કરી હતી. ભારે ખંડણી કબૂલાવી અંતે પારસી રાજાએ સંધિ કરી. એ ખંડણીની વસુલાતને માટે જે મુદ્દત ઠરાવી હતી તે દરમિયાન હેરાક્લિયસે યુદ્ધની તૈયારી કરી. મોટી ફોજો ભેગી કરી, એટલી બહાદુરીથી અને ચતુરાઇથી તે લઢયા કે ઇરાનીઓ હારીને તિગ્રિસ નદી ઉતરી પાછા ગયા.

# ખંડ ૫ મો.

ઇરાનનું રાજ્ય*—યૂરોપમાં પશ્ચિમ રાજ્યનો અંત આવ્યો તે વારે ઇરાનની ગાદીએ સાસાની વંશનો ફિરોઝ નામે પાદશાહ હતો. એણે ઈ. સ. ૪૫૯ માં રાજ્ય કરવા માંડયું. અને છવીસ વર્ષ રાજ્ય કર્યું. એના અમલના આરંભમાં મોટો કાળ પડયો. છ વર્ષ સુધી લાગલાગટ વરસાદ વરસ્યો નહિ, નદી નાળાં વગેરે સૂકાઇ ગયાં, અને પ્રજા બહુ હેરાન થઈ હજારો આદમીનો નાશ થયો. એ પાદશાહ હીમતવાન અને લોભી હતો. પરરાજ્યો જીતવાની કોશીસમાં સિથિયન લોકને હાથે રણસંગ્રામમાં તે પડયો. તેની પાછળ તેનો દીકરો પેલેસ રાજ્યાસને ચઢયો. ચાર વર્ષ લગી દયા અને ન્યાયથી રાજ ચલાવી તે મરણ પામ્યો. ખાલી પડેલી ગાદીએ તેનો ભાઇ કોબાદ બેઠો. એની કારકીર્દીના દશમા વર્ષમાં મઝદક નામે સખ્સે નવો ધર્મ સ્થાપવાની કોશીસ કરી, અને શાહની તે-

* હાલ આપણા દેશમાં પારસીઓ છે, તેઓ ઇરાનથી નાસી આવેલા છે. એઓ જે ધર્મ પાળે છે તેજ ઇરાનમાં ચાલતો હતો. એમના પેગમ્બરનું નામ ઝર્તુસ્ત હતું. ઝંદેવસ્તા, વદિદાદ વગેરે એ ધર્મના ગ્રંથો હાલ છે, તેમાં અગ્નિ, સૂર્ય, નદી, સમુદ્ર વગેરે જે પૂજવાનું કહ્યું છે. તે વેદ ધર્મને કંઈક મળતો છે.

ને મદદ મળી. તે એવો બોધ કરતો હતો કે હરેક વસ્તુ પરમેશ્વરે પેદા કરી છે; માટે કોઇ પણ પદાર્થ ઉપર કોઇના માલિકપણાનો દાવો નથી, બધા સાધારણ રીતે વાપરે. એથી લોકની માલમિલ્કતને તથા વહુ દીકરીઓને હરકત પહોંચવા લાગી, તેથી પારસીઓએ બંડ કર્યું. એ પંથને આશ્રય આપનાર શાહને તેઓએ કેદ કર્યો, અને તેના ભાઇ જામાસ્પને તખ્ત લીધું. કોબાદનો લાગ ફાવ્યાથી તે નાશી છૂટયો, અને સિથિયાના રાજા ખુશનુઆઝની કુમક વડે લઢી પોતાનો ગયેલો અધિકાર પુનઃ સંપાદન કર્યો.

પારસીઓ લઢવૈયા હતા. બીજા દેશો ઉપર ચઢાઇ કરવી અને જીતવા એ તેમને ઘણું ગમતું હતું. કોબાદ પણ એવા સ્વભાવનો હતો. સ્વદેશમાં પોતાનો અમલ મજબૂત થયા પછી તેણે બિઝાંતૈન [1]રાજ્ય જોડે વિગ્રહ આરંભ્યો, અને કેટલીક ફતેહ મેળવી; પરંતુ હન નામે લોક એના મૂલક ઉપર ચઢી આવ્યાથી તેને પાછાં ફરવું પડયું. એ વેળા કુસ્તાન્તુનીઆની ગાદીએ આનાસેશિયસ પાદશાહ હતો, તેણે પારસી શાહને ફરી જય મળવામાં હરકત પડે તેવા કેટલાક ઉપાય કર્યા. જસ્તિનિયનના અમલમાં કોબાદે બીજી સ્વારી કરી. એ વખતે બેલિસારિયસે તેને હરાવ્યો. કોબાદ બીજું લશ્કર લેઇને આવ્યો, અને કેટલોક જશ પામ્યો; ત્યારપછી બંને રાજ્યો વચ્ચે સલાહ થઇ. ૪૯ વર્ષ રાજ્ય કરી સને ૫૩૨ માં તે મૃત્યુ પામ્યો. બરદા તથા ગંજાહ એ નામે બે શહેરો એણે વસાવ્યાં હતાં. તેમાંનું પાછલું જ્યોર્જિઆની સરહદ ઉપર આજ પણ હયાત છે.

કોબાદના કુંવરોમાં જે નશરવાન નામે હતો, તેને રાજ આપવાનું તેણે પોતાના વસીયતનામામાં લખ્યું હતું. દસ્તુરો[2] અને ઉમરાવોની આજીજી ઉપરથી નશરવાને શાહપદ કબૂલ કર્યું. રૈયતનું રક્ષણ કરવામાં, વાજબી ઇનસાફ કરવામાં, અને હરેક રૂડી રીતે પોતાના તાબાના મૂલકને આબાદ કરવામાં તે એવી સરસ રીતે વર્ત્યો કે તેનું નામ આખી પૃથ્વી-

૧ એ રાજ્યને એશિઆના લોક રૂમી રાજ્ય કહે છે. કેમકે તે રોમના રાજ્યનો ભાગ હતો. ગ્રીક રાજ્ય એ નામ પણ એતુંજ છે.

૨ પારસીઓના ધર્મગુરૂઓને દસ્તુર તથા મોબેદ કહે છે.

મા આજે પણ માન પામે છે. અદલ કે અદલ ઇનસાફી નશરવાન કહે-વાય છે, તે એજ પુરૂષ. એ રૂડા રાજાએ પ્રજાની માલ મિલ્કતનું જે-હએ તેવું રક્ષણ કર્યું, વિદ્યા હુનર અને ખેતીને આશ્રય આપ્યો, ખરાબ હાલતમાં આવી પડેલાં ગામો અને શહેરોની અવસ્થા સુધારી, પૂલ બં-ધાવ્યા, અને દેશને આબાદ કર્યો. મઝદક અને તેના કુમાર્ગનું જડમૂળ એ-ણે કાઢ્યું. લોકની ફરિયાદ સાંભળવામાં અને ફરિયાદીઓને દાદે પહોંચાડવા ઉપર તે ઘણુંજ લક્ષ આપતો.

નશરવાને પોતાના રાજ્યના ચાર ઇલાકા કર્યા હતા, તેમાંના એકમાં ખોરાસાન, સિસ્તાન, અને કરમાન એ પ્રાંતો હતા; બીજામાં ઇસ્ફહાન, કુ-અધીલાન, એઝરબીજા, અને આરમિનિઆ; ત્રીજામાં ફારસ તથા આહવાઝ; અને ચોથામાં ઇસકેનો મૂલક, રોમના પૂર્વ રાજ્યની સરહદ સુધી. એ શા-હનો મુખ્ય વજીર નામે બુઝર એ-મેહેર તેના ડહાપણને વાસ્તે ઘણો વ-ખણાયલો છે. શાહે બીજા દેશો જીતી રાજનો ફેલાવો કર્યો. સાસાની ઓ-લાદના હરેક પરાક્રમી રાજાની ઉમેદ એ હતી કે મહા પ્રતાપી કૈખુશ-રૂના તાબામાં જે દેશો હતા તે તમામ વશ કરવા. શાહ નશરવાને[1] એ મુજબ કરવાનો પ્રયત્ન કર્યો, અને કેટલેક દરજ્જે એ કામ પાર પાડ્યું. ભૂમધ્ય સમુદ્રની લગભગથી તે સિંધુ નદી સુધી, અને સીઓન નદીથી તે નીલ નદી સુધી તેની હાક વાગતી.

એ વખતે ઇસ્તામ્બુલમાં જસ્તિનિયન રાજ કરતો હતો. ઇરાનીઓ અને રૂમીઓ વચ્ચે ભારે ઝઘડા થયા. નશરવાને મેસેપોતેમિઆમાં જઇ કેટલીક ફતેહ મેળવી. ત્યાંથી તે સિરિયામાં ગયો, અને એલેપો, આન્તિઓક વગેરે રૂમી શહેરો જીત્યાં. આન્તિઓકની રચના તેને એટલી ગમી કે તેણે પોતાની રાજધાની તે સિફન ઉર્ફે મેદેઇનની પડોશમાં તે-નાજ જેવું એક નગર બંધાવ્યું. આ વેળા તેની સાથે બર નહિ આવી શક્યાથી જસ્તિનિયનને નુકશાનકારી સલાહ કરવાની જરૂર પડી. પારસી-ઓએ તેનાં જેટલાં શહેરો કબજે કર્યા હતાં, તે સર્વે ઉપરથી પોતાનો દા-વો ઉઠાવી લેવાનું તથા મિસર અને તુર્કસ્તાનની પેદાશની ચોથ આપવા-

૧ યૂરોપના તવારીખ લખનારા ખુશરૂ નામથી એને ઓળખે છે.

નું તેણે કબૂલ કર્યું. એથી રોમન નામને એબ લાગી, અને રાજ્યનો બચાવ થયો નહિ. કેમકે એની નબળાઇ જોઇ નશરવાન ફરીને ચઢ્યો (ઇ. સ. ૫૪૦ ).

આ વેળા રૂમી ફોજનો મુખ્ય સરદાર બેલિસારિયસ હતો, તેથી ઇરાનીઓ ફાવ્યા નહિ. પણ થોડા વખતમાં કાંઇ દરબારની ખટપટને લીધે જસ્તિનિયને તે પ્રતાપી સેનાપતિને બરતર્ફ કર્યો. એથી નશરવાનનું કામ થઈ ગયું. રોમન સેનાઓનો નાશ કરતો, શહેરો અને પ્રાંતો જીતતો મોટી ત્વરાએ તે આગળ વધ્યો, એથી ભય પામીને જસ્તિનિયને બેલિસારિયસને ફરીને બહાલ કર્યો. એ નાયકે પોતાની કુશળતાએ કરીને પારસી લશ્કરને યુફ્રાટ નદી ઓળંગી પાછા જવાની જરૂર પાડી; પરંતુ જીતેલા મૂલકમાંથી મેળવેલી પુષ્કળ લૂંટ તેમની પાસે રહી. એ પછી ઇરાનીઓએ કોકેશિઅન પ્રાંત તથા કાળાસમુદ્રના કાંઠાના મૂલકો જીતવાને કોશીસ કરી અને ફતેહ મેળવી. એ સ્વારીમાં હરકત કરવાને ઇસ્તામ્બુલના દરબારે પ્રયત્ન કર્યો, અને તેથી એ બંને રાજ્યો વચ્ચે ઘણા વર્ષ સુધી વિગ્રહ જારી રહ્યો, અને બેઉને હાની પહોંચી.

એ પરાક્રમી રાજા ૪૮ વર્ષ રાજ કરી ઇ. સ. ૫૮૦ માં મરણ પામ્યો. ઇરાનમાં કોઇ શાહ એના જેવો સાચો અને અદલ થયો નથી. તેણે પોતાની રૈયતને ભણાવવાને મસ નિશાળો સ્થાપી હતી. એમાં ગરીબનાં છોકરાં મફત ભણાવતા. વૈદકશાસ્ત્ર તથા બીજી વિદ્યાઓ શીખવવાને તેણે મોટી પાઠશાળાઓ સ્થાપી હતી. હિંદુસ્તાન તથા ગ્રીસના વિદ્વાનોના ગ્રંથોના તરજુમા તેણે ફારસી ભાષામાં કરાવ્યા, તથા ઇતિહાસ રચાવ્યા. વિદ્વાનોને તેણે સારો આશ્રય આપ્યો. રાજાનું બળ પ્રજાના બળ ઉપર આધાર રાખે છે, એ બતાવવાને શેષ નામે બ્રાહ્મણે હિન્દમાં ચતુરંગ (જે હાલ શેતરંજ કહેવાય છે તે)ની રમત કાઢી. નશરવાને પોતાના દેશમાં તેને દાખલ કરી. બુદ્ધિ વાપરવાના તથા મનને ગમ્મત કરવાના સર્વે ખેલોમાં એ ઉત્તમ છે.

એની પાછળ એનો કુમાર હોરમઝ ગાદીએ બેઠો. એ શાહજાદો સારી કેળવણી પામેલો હતો, પણ તેનો જાતિસ્વભાવ દુષ્ટ હતો. મેહેર

બુઝરગ તેનો ઉસ્તાદ હતો, અને તેની સલાહ પ્રમાણે જ્યાં લગી તે ર્‌ો ત્યાં સુધી વખણાયો. તેના ગુરૂએ વજીરાતનો ઓદ્દો છોડયો, રાજકાજથી દૂર રહ્યો, એટલે શાહે પોતાનું ખરૂં રૂપ દેખાડવા માંડયું. પોતાના કુટુંબના અને રાજ્યના સારા આદમીઓને તેણે મારી નંખાવ્યા, અને પોતે એશઆરામમાં પડયો. એની બદચાલ અને ક્રૂરતાથી લોક કંટાળ્યા, ગુસ્સે થયા, અને ફિતૂર કરવા લાગ્યા. દેશની એવી હાલત જોઇને પરદેશી રાજાઓ પણ હુમલા કરવા ઉભા થયા. એક બાજુએથી રોમન ફોજ ચઢી આવી અને બીજી મેરથી તાતાર (તુર્ક) લોકે સ્વારી કરી. રૂમી લશ્કરે પારસીઓને હરાવ્યા. પણ તુર્ક લોકની સામે મોકલેલા સેનાપતિ બેહેરામે જય મેળવ્યો. ત્યાર પછી શાહ હોરમઝે બેહેરામને મોટી સેના આપી રૂમીઓની સામે મોકલ્યો, અને તે ફોજના પરાજયની ખબર સાંભળી બેહેરામનું અપમાન કરવાને તેને માટે સ્ત્રીનો પોશાક મોકલ્યો. એથી બહુ ખીજવાઇને બેહેરામે મોટું બંડ ઉઠાવ્યું. હોરમઝ કેદ પકડાયો, અને બંધીખાનામાં મુઓ. તેનો બેટો "ખોશરૂ પરવેઝ" નાશીને ઈસ્તામ્બુલમાં ગયો. ત્યાંના સિંહાસન ઉપર તે વેળા મારિસ બીરાજતો હતો. ઇરાનની ગાદીએ બેહેરામ બેઠો, પણ ઘણી મુદ્દત ટકી શકયો નહિ, કેમકે ઇરાનમાં ખોશરૂનો પક્ષ જબરદસ્ત હતો અને રાજેંદ્ર મારિસે તેને બળવાન ફોજની કુમક આપી. બેહેરામ તાતાર દેશમાં નાઠો, અને ત્યાં માર્યો ગયો. સને ૫૮૮ માં ખોશરૂ પરવેઝ ઇરાનનો શાહ એટલે રાજાધિરાજ થયો.

પોતાના મિત્ર રાજેંદ્ર મારિસનો નાશ બળવાખોરોથી થયાના સમાચાર સાંભળી શાહ ખોશરૂ ખેદ પામ્યો, અને વૈર લેવાને ઊભો થયો. તે કામમાં તે હદથી જાદે ગયો, અને તમામ પૂર્વરાજ્યનો ધણી થવાનો મનસૂબો કર્યો, તથા તેમાં ઘણે દરજ્જે પાર પડયો. તે રાજ્યના ઘણા પ્રાંતો તેણે જીત્યા તથા ઉજ્જડ કર્યા, ઘણાં શહેરો બાળી નાંખ્યાં અને ત્યાંના કમનસીબ રહેવાશીઓને કતલ કર્યા. મારિસને મારનાર ફોકસ સજા પામ્યો, પણ તેથી શાહ થોભ્યો નહિ. નવો રાજેંદ્ર હેરાકિલયસ મોજી હતો, અને પોતાને મેહેનત ન કરવી પડે તથા લડાઇએ ચડવું પડે એવું ચાહાતો હતો તેથી અથવા ડરને માર્યે ટંટો પતાવવાને સલાહનાં કહેણ મોકલ્યાં, પણ ખોશરૂએ તેનો તિરસ્કાર કરી જવાબ આપ્યો કે તું ઇસાનો ધર્મ [illegible]

પારસીધર્મ કબૂલ કરે તોજ હું તને છોડું. જેરૂસલેમ જીતીને ઇસાને જે સુળીએ માર્યો હતો તે સુળી કબજે કરી ઇરાનમાં મોકલી, અને હજારો ખ્રિસ્તિઓને કેદ પકડી ગુલામ દાખલ વેચ્યા અને કતલ કરાવ્યા. એ સર્વેથી હેરાક્લિયસની આંખ ઉઘડી ને ખોશરૂનો ખરો હેતુ તે સમજ્યો. તેની અકલ લઢાઇના કામમાં ઘણી હતી. બીજા શત્રુઓ સાથે સલાહ કરીને પોતાનું સઘળું બળ તેણે ઇરાનીઓ સામે લગાડ્યું, અને ખોશરૂની મિટ્ટી દાણાદાણ કરી નાંખી. નાસતી પારસી ફોજોની પૂઠ રોમન લશ્કરે પકડી ખોશરૂનો ખજાનો લૂંટાડચો અને મુલક વેરાન કર્યો. તથાપિ રોમનો જોડે સંધિ કરવાની તેણે ના પાડી અને લઢાઈ જારી રાખી. એ રીતે એ બે રાજ્યો પડાપડી કરી એક એકનો નાશ કરવાને તાકતાં હતાં અને તેથી બંને નબળાં થતાં હતાં, તેવામાં એ બેઉને ગળી જનાર શક્તિ અરબસ્તાનમાં તૈયાર થતી હતી.

# અર્વાચીન ઇતિહાસ.

## ૧ લા અધ્યાયનો ટુંક સાર.

### ઇ. સ. ૪૭૬—૬૦૦.

ઇતિહાસના પ્રાચીન અને અર્વાચીન એવા બે ભાગ છે. પ્રાચીન કાળમાં છેલ્લું મોટું રાજ્ય રોમનું હતું. એ રાજ્યના બે વિભાગ હતા. (૧) પૂર્વ રૂમી રાજ્ય, અને (૨) પશ્ચિમ રૂમી રાજ્ય. પશ્ચિમ રૂમી રાજ્યનો અંત ઇ. સ. ૪૭૬ માં આવ્યો, તે વખતથી અર્વાચીન ઇતિહાસનો આરંભ થાયછે. વાન્દલ, સુવી, આલાન, જર્મન, ફ્રાંક, ઍંગલ્સ, સાક્સન, વિગેરે જંગલી પ્રજાઓએ રોમના પશ્ચિમ રાજ્યને તોડી પાડ્યું, (ઇ. સ. ૪૭૬). આ જંગલી પ્રજાઓવડે હાલનાં ઘણાંખરાં યૂરોપનાં રાજ્યોનો આરંભ થયેલો છે. એ પ્રજાઓ ખ્રિસ્તી ધર્મથી કેવળ અજ્ઞાન હતી. પરંતુ તેઓ યુદ્ધમાં કુશળ અને વિદ્યા, હુનર અને સુધારાની વિરૂદ્ધ હતી. તેમની ભાષા હિંદુસ્તાનની તથા ઇરાનના લોકોની ભાષા જોડે ઘણીજ મળતી હતી. તેમની નાની નાની ટોળીઓ પોતાના નાના રાજાઓના હાથ નીચે ફરતી હતી. તેઓ સ્ત્રીઓને માન આપતા. ઇ. સ. ૪૭૬ માં ઓદોઆસાર નામના એક રોમન સરદારે બળવો કર્યો અને રોમનું પશ્ચિમ રાજ્ય જીતી લીધું. પરંતુ એક ઓસ્ત્રાગોથ નામના જર્મન પ્રજાના સરદાર થેઓદોરીકે ઇ. સ. ૪૮૯ માં તેને હરાવ્યો, અને ઇ. સ. ૪૯૩ માં તાબે કર્યો. થેઓદોરીકે ઈટાલિનું રાજ્ય ડહાપણથી ચલાવ્યું. તેણે ખ્રિસ્તિધર્મના આરિયન પક્ષને આશ્રય આપ્યો. તે ઈ. સ. ૫૨૬ માં મરણ પામ્યો. ત્યાર કેડે તેની પછીના રાજાઓએ ઈટાલિનું રાજ્ય પોતાના હાથમાંથી ખોયું.

પૂર્વ રાજ્યનો ઝેનો કરીને પાદશાહ હતો તેનું મરણ ઇ. સ. ૪૯૧ માં થયું. એણે થેઓદોરિકને પશ્ચિમ રાજ્ય જીતવા મોકલ્યો હતો. ઝે-

ની પછીના પાદશાહ આનસ્તાશિયસને વારસ નહીં હોવાથી ઘણા મા-ણસોએ ખટપટ કરી. તેમાં જસ્તિન નામે લશ્કરી માણસ ફતેહ પામ્યો, (ઇ. સ. ૫૧૮). એના મરણ પછી એનો ભત્રિજો જસ્તિનિયન પાદશા-હ થયો, (ઇ. સ. ૫૨૭). ખ્રિસ્તિ ધર્મનો ફેલાવો કરવા સારૂ તેણે રૈય-તને ઘણું દુઃખ દીધું. તેણે ઇરાનપર ચઢાઇ કીધી, પણ તેની હાર થવા-થી શરમભરેલી સલાહ કરવાની તેને જરૂર પડી. ત્યાર પછી ઇ. સ. ૫૩૩ માં તેણે કાર્થેજ જીત્યું. આ વખતે ઇટાલિના રાજ્યમાં ખટપટ ચા-લતી હતી તેથી જસ્તિનિયને તે દેશ ઉપર ચઢાઇ કરી અને તેનો દક્ષિ-ણ ભાગ ઇ. સ. ૫૩૫ માં જીત્યો અને થોડા વખત પછી રોમમાં બિ-ઝાંતૈન રાજ્યની સત્તા સ્થાપી. ગોથ રાજા વિટિગે ઇટાલિ લેવાને બહુ ફાંફાં માર્યાં, પરંતુ તે ઇ. સ. ૫૩૯ માં કેદ પકડાયો. ત્યાર પછી ટોટીલા નામે ગોથ રાજાએ ઇટાલિનું થોડુંઘણું રાજ્ય જસ્તિનિયનના હાથમાંથી પડાવી લીધું. પરંતુ ઇ. સ. ૫૫૨ માં ટોટિલા યુદ્ધમાં મરણ પામ્યો. અ-ને ત્યારપછી ઘણાં વર્ષ સુધી જસ્તિનિયનના સરદાર તારૂસિસે સૂબા ત-રીકે ઇટાલિ ઉપર હકુમત ચલાવી. આ પ્રમાણે જસ્તિનિયને પોતાના રા-જ્યનો વિસ્તાર ઘણોજ વધાર્યો હતો. ઇ. સ. ૫૪૦ માં ઇરાનના પ્રસિદ્ધ રાજા નસરવાને જસ્તિનિયનના તાબાના સિરિયા પ્રાંત ઉપર સ્વારી કરી. પરંતુ આખરે તેને પાછા ફરવાની જરૂર પડી. ત્યારપછી આફ્રિકામાં ભારે બંડ ઉઠયું તે જલદીથી જસ્તિનિયને સમાવી દીધું. બલગેરિયન લોકોએ બળવો કર્યો તે બેલીસારિયસ નામે જસ્તિનિયનના પ્રસિદ્ધ સરદારે જલદી સમાવી દીધો. પછીથી બેલીસારિયસના ઉપર રાજ્યદ્રોહનો જૂઠો આરોપ મુકવામાં આવ્યો હતો, તેમાંથી તે છૂટી ગયો. પરંતુ તે અપમાનના ખે-દથી મરણ પામ્યો. ત્યારપછી જસ્તિનિયને તેની માલમિલ્કત લૂંટી લીધી. આ કૃત્ય જસ્તિનિયનને ઘણીજ શરમ લગાડે છે. ત્યારપછી આઠ મહીને ઇ. સ. ૫૬૫ માં જસ્તિનિયન મરણ પામ્યો. જસ્તિનિયને બે મોટાં કામ કરી અમરકીર્તિ મેળવી છે. (૧) રોમના કાયદા તથા ધારાનો તેણે સંગ્રહ કર્યો. એ સંગ્રહના આધારે હાલના યૂરોપના કાયદા રચાએલા છે. (૨) રે-શમના કીડા ચીનમાંથી લાવી યૂરોપમાં દાખલ કર્યા. જસ્તિનિયન પછી બીજો જસ્તિનિયન ઇ. સ. ૫૬૫ માં ગાદીએ બેઠો. તેના વખતમાં લાં-

બર્ડ લોકોએ ઇટાલિ દેશ જીતી લીધો. મંદવાડને લીધે કામ કરવાને અ-શક્ત થયાથી પોતાની ગાદી તેણે ટિબીરિયસને સોંપી (ઇ. સ. ૫૭૮). બીજો જસ્તિનિયન ઇ. સ. ૫૮૨ માં મરણ પામ્યો. એની ગાદીએ એનો જમાઇ મારીસ બેઠો. રાજ્યમાં બંડ થયું તેમાં તે ફોકસ નામના સરદારને હાથે મરાયો (૬૦૨). આ સરદારને હેરાક્લિયસ નામના આફ્રિકાના નવાબે ઇ. સ. ૬૧૦ માં મારી નાંખ્યો. હેરાક્લિયસને ઇરાનના શાહ ખુશરૂ જોડે લાંબો વખત સુધી ટંટો ચાલ્યો, તેમાં તે આખરે જય પામ્યો.

ઈરાનનું રાજ્ય—જ્યારે પશ્ચિમ રોમ રાજ્યનો અંત આવ્યો ત્યારે ઇરાનની ગાદી ઉપર ફિરોઝ નામે પાદશાહ હતો. તેણે ઈ. સ. ૪૫૮ થી ૪૮૫ સુધી રાજ્ય કર્યું. એના વખતમાં ૭ વર્ષ સુધી મોટો દુકાળ પડ્યો. તેની પછી તેનો દીકરો પેલેસ ઇ. સ. ૪૮૫ માં ગાદીએ આવ્યો. તે ઇ. સ. ૪૮૯ માં મરણ પામ્યો. તેની પછી તેનો ભાઇ કોબાદ ગાદીએ બેઠો. તેના વખતમાં ઇ. સ. ૪૯૯ માં મઝદક નામના માણસે નવો ધર્મ ફેલાવ્યો, તેને શાહે ટેકો આપ્યો. પરંતુ એ ધર્મ તે લોકોને પસંદ નહીં પડવાથી તેમણે બંડ કર્યું. કોબાદે સિથિયાના રાજાની મદદથી એ બંડ સમાવી દીધું. તેણે રોમનું રાજ્ય જીતવા કેટલીક સ્વારીઓ કરી પણ તેને જસ્તિનિયનના વખતમાં બેલિસારિયસે હરાવી પાછો કાઢ્યો હતો. તે ઇ. સ. ૫૩૨માં મરણ પામ્યો. તેની પછી તેના વસિયતનામા પ્રમાણે નેકી રાજા નસરવાન ગાદીએ આવ્યો. વિદ્યા, હુનર અને ખેતીને તેણે આશ્રમ આપ્યો. એણે રાજ્યનો વિસ્તાર ઘણોજ વધાર્યો. તેણે ઇસ્તામ્બુલના રાજા જસ્તિનિયનને હરાવી કેટલાંક રોમનાં શહેરો જીત્યાં. રૂમી રાજ્યને ખંડણી આપવાની નહીં એવી સલાહ કરવાની જસ્તિનિયનને જરૂર પડી. પણ ઇ. સ. ૫૪૦ માં જસ્તિનિયનના સરદાર બેલિસારિયસે ઇરાનીઓને હરાવી કાઢ્યા. એ પરાક્રમી રાજા ઇ. સ. ૫૮૦ માં મરણ પામ્યો. એણે વિદ્યા અને શાસ્ત્રને ઘણીજ મદદ આપી. હિન્દુસ્તાનનાં તથા ગ્રીસનાં પુસ્તકોનો તેણે ફારસીમાં તરજુમો કરાવ્યો. તેના વખતમાં શેખ નામના માણસે શેતરંજની રમત ખોળી કાઢી. એની પછી તેનો શાહજાદો હોરમઝ ગાદીએ આવ્યો. તેણે થોડા વખત પછી પોતાના કુટુંબના તથા રાજ્યના સારા મા-

ણુસોને મારી નંખાવ્યા. એની બદચાલ અને ક્રૂરતાથી લોક નાખુશ થઈ ગયા હતા. પરદેશીઓની સ્વારીઓ થવા લાગી. બેહરામ નામના સરદારનું અપમાન કરવાથી તેણે બંડ ઉઠાવ્યું, તેમાં હોરમઝ કેદ પકડાયો, અને બંદીખાનામાં સુઓ. બહેરામ ગાદીપતિ થઇ બેઠો, પણ હોરમઝના દીકરા ખોશરૂએ મદદ મેળવી ઇ. સ. ૫૮૮ માં બહેરામ પાસેથી ગાદી લેઇ લીધી. ખોશરૂએ રોમનું રાજ્ય કેટલુંક જીત્યું અને ખ્રિસ્તિઓ ઉપર ધર્મની ઝનુન ખાતર જુલમ ગુજાર્યો. રોમના બાદશાહ હેરાક્લિયસે ઇરાનીઓને પુરેપુરી રીતે હરાવ્યા અને ખોશરૂનો ખજાનો લુંટયો. આ પ્રમાણે બંને રાજ્યો એક બીજાની જોડે લઢાઇ કરી નબળાં થયાં હતાં. બે જણની લડાઈમાં ત્રીજો ફાવી જાય, તે પ્રમાણે એ બેઉ રાજ્ય વચ્ચેની લઢાઇમાં આ વખતે મહમદ પેગમ્બર ફાવી ગયો.



# अध्याय २ जो.

## इस्वी सने ६०० थी ते ८०० सुधीना वृत्तांत.

## खंड १ लो.

**મુસલમાન ધર્મ અને રાજયની ઉત્પત્તિ અને સ્થાપના.**—જે મહા પુરૂષે પૃથ્વીના ઘણા ભાગના ધર્મ અને રાજ્યોમાં મોટો ફેરફાર કરી નાંખ્યો તેનો જન્મ અરબસ્તાનના મક્કા શહેરમાં ઇસ્વી સનના ૫૬૯ વર્ષને સુમારે થયો[૧]. મક્કાના આરબો કોરાઇશ કહેવાતા હતા તેમનામાં એક મોટો હાથામ કુળમાં અબદુલ મોતલિબ નામે સરદાર હતો. એ રાજવંશીને ૭ પુત્રીઓ અને તેર પુત્રો હતા. એમાંનો અબદુલા નામે તેનો લાડકો અને રૂપાળો દીકરો હજરત મહમદનો પિતા થાય. અબદુલાના લગ્ન વહિબ નામે રાજવંશી સરદારની બેટી આમિના વેરે થયાં હતાં. એ બાઇના પેટે પેગમ્બર સિવાય બીજું ફરજન થયું નહિ. નાની વયમાં બાપ ને મા બંનેનું મરણ થવાથી પહેલાં દાદાને ઘેર અને દાદાનો કાળ થયા પછી અબુ તાલેબ નામે કાકાની સંભાળમાં એ ઉછર્યો. દાદાના મોટા પરિવારને લીધે મહમદને વારસામાં ઝાઝું મળ્યું નહિ. પણ તેની બુદ્ધિ વિશાળ, દાનત સાફ અને વેપાર કરવામાં ખબરદારી ઘણી હતી, તેથી તેને જલદીથી ધન મળ્યું. ખદિઝા નામે એક પૈસાદાર, અને કુળવાન વિધવા મક્કામાં રહેતી હતી, એને ત્યાં વણજ વેપાર કરવા તેને ગુમાસ્તી મળી. મક્કાથી માલ ભરી વણજાર દમાસ્કસ નગર જતી તેની જોડે એ બાઇનો માલ લેઇ મહમદનું ત્યાં જવું થતું. રસ્તામાં ચોરો જોડે

૧ આરબ લોક મહિના ચાંદબીજથી અને વર્ષ પણ ચંદ્રની ચાલ ઉપરથી ગણેછે. તેથી એના જન્મનો બરાબર કાળ ગણાઇ શકાતો નથી. હિસાબ વરસે વરસે ઇસ્વીસન જોડે મળતો નથી.

વઢવામાં મહમદે ચતુરાઇ અને બહાદુરી દેખાડી, તથા માલ વેચવામાં પોતાની શેઠાણીને ઘણો નફો કરી આપ્યો. એથી તેનો ભરોંસો એના ઉપર ઘણો ચોંટચો. વળી એનું સુંદર સ્વરૂપ, ભારેખમ દેખાવ, મધુર વાણી, વાક્ચાતુરી તથા મીઠું હાસ્ય જોઇ તે મોહિત થઈ ગઇ. એ ગુણોવડે તેણે આગળ ઘણાનાં મન વશ કર્યાં હતાં. ઉદાર અબુતલેબે પરણું ભરવાને જોઇતી મદદ ભત્રીજાને કરી અને તે લાયક સ્ત્રીએ તેને પોતાનો વર કર્યો. એ વેળા વરની ઉમર ૨૫ ની ને કન્યાની ચાળીશની હતી.

એ લગ્નથી મહમદની અવસ્થા બહુ સારી થઇ, અને તેની ઇચ્છા પાર પાડવાને જોઇએ તેવી જોગવાઇ મળી. એનું મન ઉંડા ધ્યાનમાં પડે તેવું હતું, અને એની અવલોકનશક્તિ જબરી હતી. ધર્મ અને પરમેશ્વર સંબંધી તે ઉંડા વિચાર કરતો. તેની ખાતરી થઇ કે બા જગતનો કર્ત્તા એકજ છે, અને માણસે માત્ર તેની ભક્તિ કરવી જોઇએ. સૂર્ય ચંદ્રાદિ આકાશના પદાર્થોની તથા અનેક કલ્પિત દેવ દેવીઓની મૂર્તિઓની પૂજા પોત્તાના સ્વદેશીઓ કરતા હતા તે જોઇ તેને ઘણો ખેદ લાગ્યો, અને તેમને સુધારવાનું તેણે ધાર્યું. મક્કાની પડોશની એક એકાંત ગુફામાં જઇ ધ્યાન ધરવાનો તેને મહાવરો હતો. અનેક દેવો અને મૂર્તિપૂજાનો નાશ કરવાનો મનસૂબો તેણે એ એકાંત જગામાં બહુ કર્યો. યાહુદી અને ખ્રિસ્તિધર્મલેખો મહમદના જાણવામાં હતા, અને આરબો તેથી કેવળ અજાણ્યા નહોતા. મુસા, દાઉદ, ઇસા વગેરેને પરમેશ્વરે સત્યધર્મનું જ્ઞાન શીખવવાને મોકલ્યા હતા તેમ મને પણ મોકલ્યો છે, એવું તેણે અંતે પ્રસિદ્ધ કર્યું.

પોતાની વયના ૪૦ મા વર્ષમાં તેણે પોતાની ધણીઆણીને તથા *અલીને તથા અબુબેકર નામે મિત્રને તથા ઝેએદ નામે દાસને કહ્યું કે પેલી એકાંત ગુફામાં હું એકાગ્ર ચિત્તે ધ્યાન ધરતો હતો તેવામાં દેવદૂત જેબરઇલે આવી પરમેશ્વરનો મોકલેલો સંદેશો કહ્યો કે પૃથ્વીપર સઘળા લોકને તેના એકત્વનું જ્ઞાન કરવાને મને તેણે પેગમ્બર‡ નીમ્યો છે. એ

* અલી—એના કાકા અબુતલેબનો દીકરો હતો.

‡ એ શબ્દ ફારસી છે, એનો અર્થ સંદેશો લઇ જનાર એને આરબી ભાષામાં રસૂલ કહેછે.

શ્રોતાઓએ તે વાત ખરી માની. પછી એ વાત તેણે મક્કાના બીજા રહેવાશીઓને કહી પણ થોડાએજ તે માની. ત્રણ વર્ષમાં માત્ર દશ શિષ્ય થયા, અને તેઓ મુસમલમાન કહેવાયા.

મુસલમાન એટલે પરમેશ્વરની તાબેદારી કરનારા અને તેના ઉપર ભરોસો રાખનારા. એક વખત પોતાના કુટુંબીઓને જમવા તેડી તેણે ઉપલો હેવાલ જાહેર કર્યો, પણ તેમણે એનો તિરસ્કાર કર્યો અને અબુતલેબે પણ તેને વાર્યો. એ કશાથી નવા પેગમ્બરની હિંમત કમી થઈ નહિ. જાહેર બજારમાં ઉભા રહી અને મક્કાના મોટા દેવળમાં જઇ અનેક દેવોની અને મૂર્તિપૂજાની વિરૂદ્ધ બોધ દશ વર્ષ સુધી ઘણીજ હોંશ અને આતુરતાથી તેણે લોકને કર્યો. હળવે હળવે દઢ શિષ્યો વધવા લાગ્યા. ફિરશતો જબ્બરઇલ નવા નવા સંદેશા પરમેશ્વરની કનેથી લાવી મહમદને કહેતો. મહમદના ચેલાઓ તેઓને એક પુસ્તકમાં લખી લેતા. એ પુસ્તક તે કુરાન. મક્કાના મોટા દેવળમાં કાબા નામે એક પાષાણની તથા ઘણાક દેવોની મૂર્તિની પૂજા કરવાને અરબસ્તાનમાં લોક આવતા તેમને પણ એણે બોધ કર્યો એથી કેટલાકનાં મન ફર્યાં. એ દેવળ વડે મક્કાની આબાદી હતી. તેથી ત્યાંના ઉપરીઓએ એના કામમાં હરકત કરવા માંડી. મુસલમાનો ઉપર જૂલમ થવા લાગ્યો. મહમદનો કાકો અબુતાલેબ હાકેમ હતો તેની સત્તાથી તેનો બચાવ થયો હતો. અંતે અબુતાલેબનું મરણ થયું, અને તેની જગાએ મહમદના દુશ્મનોએ પોતાના પક્ષનો અબુસુફિયાનને નીમાવ્યો. ખદિઝાનો પણ કાળ થયો. વળી એમ બન્યું કે યસરીબ નગરના મુખ્ય રહેવાશીઓ જાત્રાએ આવ્યા હતા, તેઓએ મહમદનું ગુરૂપણું કબુલ કર્યું અને તેને સહાય થવાનું વચન આપ્યું. એથી મક્કામાં ગભરાટ થયો. કેમકે તે બે નગરવાસીઓ વચ્ચે ભારે વૈર હતું. હવે મહમદને મારી નાખવાનો જાહેર ઠરાવ થયો, અને રાત્રે તેને ઘેર મારા ગયા. અલીને પોતાને ખાટલે સૂવાડીને તથા પોતાનો જભો તેને ઓઢાડીને મહમદ્દ અબુબેકરની સાથે ગુપચુપ પાસેના ડુંગરોમાં જઇ ત્રણ રાત કાઢી અને ત્યાંથી યસરેબ ગયા (ઇ. સ. ૬૨૨). અરબી જબાનમાં નાશી જવાને હિજરી કહે છે. મુસલમાની હિજરીનો શક આ વરસથી શરૂ થયો.

યસરેબનું નામ હવે મેદિન તુનનબી એટલે પેગમ્બરનું શહેર પડ્યું,

હાલ ટુંકામાં તે મદિના કહેવાયછે. અહિં મહમદનો સારો સત્કાર થયો. ગુરૂના કામની જોડે રાજ્યાધિકાર પણ તેને લોકે આપ્યો. તેનાં વચન પરમેશ્વરનાં વચન જેવાં માન્યાં, તેનું શરીર પવીત્ર ગણ્યું, અને પક્કા મુસલમાન થયા. એમની જોડે બીજી કેટલીક આરબની જાતો આવી મળી, તેથી મુસલમાનો મક્કાના લોક જોડે વઢવાને સમર્થ થયા. આગલા નબળાઇના દિવસોમાં શત્રુઓથી જે દુઃખ પડે તે સહેવું એવો બોધ પેગમ્બરે કર્યો હતો. પણ હવે સ્વરક્ષણને અર્થે યુદ્ધ કરવાની આજ્ઞા આપી, અને પોતે પણ યુદ્ધોમાં ઘણુંજ પરાક્રમ દેખાડયું.

જેબરાઇલની મુલાકાત જારીજ હતી. હવે તે એવો હુકમ લાવ્યો કે જેઓ મહમદનો બોધ ન માને તેઓને સજા કરવી. "લા ઇલા હાઇલ લલ્લા હો મોહમ્માદુર રસૂલુલ્લાહ" એટલે પરમેશ્વર એકજ છે એવું જેઓ નહિ માને તેઓને કાફર એટલે નાસ્તિક ગણવા, અને તેઓના તથા તેમના બૈરાં છોકરાંના પ્રાણ તથા માલમિલ્કત લેવાને મુસલમાનોને કુલ અખતિઆર છે. મૂર્તિપૂજકો અને કાફરો જોડે લઢવામાં જે મુસલમાનો મરણ પામશે તેના સર્વે પાપનો નાશ થશે અને તે સ્વર્ગ પામશે, એવો હુકમ હવે આવ્યો. બીજા મુસલમાનોનો ઇન્સાફ થશે, પણ મૂર્તિપૂજકો તથા કાફરો જોડે લઢતાં મરે તેનો પછી ઇન્સાફ નહિ. સ્વર્ગના સુખોનું વર્ણન જેબરાઇલની મારફતે મહમદને મળ્યું તે આરબોને પસંદ પડે તેવું હતું. નિર્મળ મીઠા પાણીની નદીઓને કાંઠે શોભાયમાન બાગ બગીચામાં રહેવાનુ, મનમાનતું જે જોઇએ તે ખાવાપીવાનું સર્વે સુખ અને અતિ સુંદર જોઇએ તેટલી સ્ત્રીઓનો મિલાપ મહમદના ભક્તોને મળવાનાં વચન સરજનહાર તરફથી આવ્યાં. મુસલમાન વિના બીજું કોઇ સ્વર્ગમાં જઇ શકવાનું નહિ. મુસલમાન થવાથી તથા બીજાઓને મુસલમાન કરવાને યુદ્ધ કરવાથી આ લોકમાં અને પરલોકમાં જે મોટા ફાયદા થવાના તે બતાવી પેગમ્બરે તથા તેના શિષ્યોએ પોતાના પરાક્રમોએ કરી સાબીત કરી આપ્યું કે જેઓ મુસલમાન નહિ થાય તેઓના જીવ અને માલમિલ્કત જાયછે, બૈરાં છોકરાં ગૂલામગિરીમાં પડી ખરાબ ખસ્તે થાયછે, અને ભારે વેરા આપવા પડેછે. એથી કરોડો આદમી એ ધર્મમાં દાખલ થયાં.

હવે મદિનાના મુસલમાન અને મક્કાના મૂર્તિપૂજક વચ્ચે ખુનરેજી-ભરેલી લઢાઈ ચાલી. મક્કાવાસીઓના ગુજરાનનો મુખ્ય આધાર તેમની ઊંટની વણજારો પરદેશોમાં વેપાર કરવા માલ લેઇ જતી અને ત્યાંથી જે લાવતી તે ઉપર હતો. મુસલમાનો એ વણજારોને લૂંટવા લાગ્યા. પેગમ્બરને બાતમી મળી કે તેઓ ૧૦૦૦ ઉંટનો કાફલો અનાજ, મેવો, અને બીજી કીમતી જણસો ભરી સિરિઆથી[1] મક્કે જાયછે, અને તેનો મોટો શત્રુ અબુ સુફિઆન સ્વારો સહિત તેના રક્ષણને અર્થે જોડે છે. ૩૧૩ વીણી કાઢેલા મુસલમાનોને સાથે લેઇ મહમદે તેમને બદર નામે મુકામ આગળ અટકાવ્યા. કાફલાની તરફ એનાથી ત્રણ ઘણી ફોજ હતી; પણ તેણે પોતાના સિપાઇઓને કહ્યું હતું કે દેવદૂત જેબરાઇલ ૩૦૦૦ સ્વારો સહિત મદદે આવે એવું હું પ્રભુ પાસે માગું છું. લઢાઇ શરૂ થઇ તે વારે મહમદે ઇશ્વિરપ્રાર્થના કરવા માંડી. કેટલાક વખત સુધી દુશ્મનોના હુમલા મુસલમાનોએ બહાદુરીથી પાછા વાળ્યા; પણ આખરે તેઓ ડગવા લાગ્યા, એ જોઇ ઉંડા ધ્યાનમાંથી ચમકી ઉઠ્યા હોય, તેમ ઊભા થઇ પેગમ્બર બોલ્યા "ફતેહ ફતેહ જુઓ પેલા સ્વર્ગના સ્વાર આવ્યા." પછી તુરત પોતાના ઘોડા ઉપર સ્વાર થઇ તલવાર ખેંચી સામા લસ્કર ઉપર બહુ જુસ્સાથી ધસારો કર્યો, મુસલમાનોને ખૂબ શૂર છૂટ્યું અને જયના પક્કા ભરોસાથી તેઓ શત્રુ ઉપર ધાયા અને જીત્યા. (ઇ. સ. ૬૨૩.)

એ પછી મક્કાના લોકે જવા આવવાનો માર્ગ બદલ્યો, પણ મુસલમાનોએ ત્યાં જઇ તેમની ખરાબી કરી. આ સંકટમાંથી છૂટવાને અબુ સુફિઆન ૩૦૦૦ સિપાઇઓ સાથે ચઢી આવ્યો. પેગમ્બર ૯૫૦ મુસલમાનો સહિત સામા ગયા અને ઓહદ નામે ડુંગર આગળ બંનેનો મુકાબલો થયો. મહમદે પોતાની લશ્કરી ચતુરાઇ એવી વાપરી કે પહેલાજ હુમલામાં તેના વેરીઓ નાઠા, પણ લૂંટના લોભથી આ ફતેહ ધૂળ મળી ગઇ. કેટલાક તીરંદાજોને પીઠ સાચવવાને ઉભા રાખ્યા હતા અને પોતાની જગા કોઇપણ કારણસર છોડવી નહિ એવો હુકમ આપ્યો હતો, તે ઉપર લક્ષ ન રાખતાં તેઓ લૂંટવાને દોડ્યા. દુશ્મનોએ એનો

૧ આરબો સિરિઆને શામ કહેછે.

લાભ લેઇ પાછળથી હલ્લાં કર્યાં; એથી મુસલમાનો ગભરાટમાં પડી નાઠા. મહમદે અને તેના કેટલાક સાથીઓએ ઘણા વખત સુધી લઢાઇ જારી રાખી. પણ અંતે તેમને રણભૂમિ છોડવી પડી. આ વેળા મક્કાની ફોજે મોટી ભૂલ એ કરી કે પાધરાં મદિના શહેર ઉપર ન જતાં કપાઈ મરેલા મુસલમાનોનાં મુડદાં ઉપર વેર લેવામાં વખત ખોયો. બીજે વર્ષે તેઓએ દશ-હજાર જોદ્ધાની સેનાથી મદિનાને ઘેરો ઘાલ્યો. એમાં તેમનું કાંઇ ફાવ્યું નહિ, અને ફોજમાં કુસંપ ઉઠયો, તેથી નિરાશ થઇ તેઓ પાછા ગયા. એ ફોજમાં મક્કાની કુમકે આરબ યાહુદીની કેટલીક ટોળીઓ હતી. મહમદે તેમનો નાશ કર્યો, અને ઘણીક આરબજાતોને જીતી મુસલમાનની સંખ્યામાં વધારો કર્યો. પરંતુ જ્યાંસુધી મક્કા વશ થાય નહિ ત્યાં લગી સઘળું કાચું હતું. બીજી બધી મૂર્તિઓ તજવાને આરબો રાજી હતા, પણ કાબાની પૂજા મુસલમાન થયા પછી પણ છોડી નહિ માટે મહમદે તેની પૂજા બહાલ રાખી. હવે મક્કા હાથ કરવાનો પ્રયત્ન પેગમ્બરે આરંભ્યો.

કાબાની જાત્રાને બહાને ૧૪૦૦ જોદ્ધા, અને ભોગ આપવાને ૭૦ ઉંટ લેઇ, હિજરીના છઠ્ઠા વર્ષમાં મક્કા ભણી સ્વારી ચાલી. શહેરમાં પેસવાની રજા મળી નહિ, તેથી દશ વર્ષની સલાહ કરી મહમદને પાછા વળવું પડયું. મુસલમાનોએ વઢવાની ઘણી આતુરતા દેખાડી, તથાપિ તેમના ગુરૂને એ લાગ સારો જણાયો નહિ, એથી તેઓ નાઉમેદ અને નાખુશ થયા. પણ ગુરૂજીએ તેમનું મન પાછું જલદી મનાવ્યું. ઉપલી સલાહમાં એક શરત એ હતી કે આવતે વર્ષેથી મહમદ અને તેના મુસલમાનો કાબાની જાત્રા કરવાને મક્કે આવી ત્રણ દિવસ રહી શકે. એ મુજબ પેગમ્બર બીજે વર્ષે પોતાના સેવકો સહિત જાત્રા કરવા ગયા. ત્યાર પછી ઉસ્માન, ખાલિદ, અને અમરૂ નામે મહા પ્રખ્યાત જોદ્ધા એના પંથમાં ભળ્યા, અને મૂર્તિપૂજક પક્ષ છેક નબળો પડયો.

મહમદે રાજપદવી ધારણ કરી, અને અરબસ્તાનના હાકેમો તથા પરદેશના પાદશાહોઓને પોતાના ધર્મમાં દાખલ થવાને એલચીઓ સાથે કાગળ મોકલ્યા. સ્વદેશમાં એના નોતરાને સ્વીકારવામાં આવ્યાં. ઈરાનના શહેનશાહ ખુશરૂએ તિરસ્કાર સાથે એના કાગળને તેના વકીલની

રૂબરૂ ફાડી કડકા કરી નાંખ્યા. એ વાત જ્યારે રસૂલ મહમદે જાણી ત્યારે વચન કહ્યું કે એનો મૂલક એ, રીતે તૂટશે. કાન્સતાન્તિનોપલના રાજેંદ્ર હેરાક્લિયસે સભ્યતા દેખાડી પણ ધર્મ બદલવાની ના કહી. બસ્રાનગરના સૂબાને સારૂ પત્ર લેઇ જનારા પેગમ્બરના વકીલને સિરિયાની સરહદ ઉપરના, મુતા નામે કસ્બાના હાકેમે મારી નાંખ્યો. માટે ઝાઇદની સરદારીમાં ૩૦૦૦ મુસલમાનો તેને સજા કરવાને ગયા. મોટી રોમન ફોજ એની સામી થઇ. એની સંખ્યા એક લાખ હતી, એવું આરબો કહેછે. ધર્મ--ઘેલછાએ ચઢેલા મુસલમાનો તેના ઉપર તૂટી પડ્યા. ઝાઇદ પડ્યો ત્યારે તેની જગા અલીના ભાઈ જાફરે લીધી. તેના જમણા હાથમાં દીનનો ઝુંડો હતો, તે હાથ કપાયો ત્યારે ડાબા હાથમાં ઝાલ્યો. અને તે પણ કપાયો ત્યારે બે કપાયલા હાથના ઠૂંઠા વડે છાતી સાથે દાબી રાખ્યો. એ ઉપરાંત તેને ૫૦ જખમ વાગ્યા હતા, અને અંતે એક રોમન સિપાઇએ તેનું માથું ચીરી નાંખ્યું. તેના પછી અબ્દુલા નાયક થયો, અને યુદ્ધ જારી રહ્યું. તે પણ પડ્યો ત્યારે મુસલમાનો પાછી પાની કરવા લાગ્યા, એટલામાં મહા શૂરવીર ખાલિદે ભોંય પડેલો દીનનો ઝુંડો ઉપાડ્યો અને પલાયન કરનારાને પાછા એકઠા કરી આંખ મીચીને મોટી કીકીઆરી સાથે શત્રુ ઉપર તૂટી પડ્યો અને તેમને નસાડ્યા.

હવે પેગમ્બરનું બળ એટલું વધ્યું હતું કે મક્કા જીતી શકાય. દશ વર્ષની સલાહનાં માત્ર બે વર્ષ ગયાં હતાં, તથાપિ લઢવાનું કાંઇ બહાનું કાઢી દશ હજાર મુસલમાનોનું લશ્કર લેઇ પેગમ્બરે પોતાના જન્મ શહેર ઉપર સ્વારી કરી. ઉતાવળી ચાલે કુચ કરી શહેર ઘેરી લીધું. અબુસુફિઆન કેદ પકડાયો અને મુસલમાન થઇ મળી ગયો. શહેરના લોકે ભયભીત થઇને દરવાજા ઉઘાડ્યા. શહેરની ફોજની ફક્ત એક ટૂકડી ખાલિદની સામી થઇ, પણ તેની હાર થઇ અને ખાલિદ તેની કતલ કરતો શહેરના મધ્ય ભાગ સુધી દોડ્યો. બીજી બાજુએથી મહમદ પોતે શહેરમાં પેઠો હતો તેણે કતલ બંધ પાડી. ત્યારપછી હાજી એટલે જાત્રાળુનો પોશાક પહેરી સ્વારી સહિત કાબાની સાત પ્રદક્ષણા તથા બીજી ક્રિયા કરી અને ઝમઝમ નામે પવિત્ર કૂવાનું જળ પીધું. ત્યારપછી દેવળમાંની તમામ પ્રતિમાઓ તોડી પાડી, અને તેઓના હજારો પૂજનારા ત્યાં ધ્રૂજતા

ઊભા હતા તેમને મૂર્તિ પૂજવાની બેવકુફાઇ અને એક પરમેશ્વરનેજ માનવાના ડહાપણ વિશે ભાષણ સંભળાવ્યું. મક્કાના સર્વ લોક મુસલમાન થયા, અને મહમદે તેમની માલમિલ્કત અને છૂટાપણું પાછાં આપ્યાં. (ઇ. સ. ૬૨૯).

એ પછી મૂર્તિસેવન કરનારા આરબોએ છેલ્લી પહેલી એક મોટી લઢાઇ ઉઠાવી. મક્કાથી અગ્નિકોણમાં ૬૦ મૈલ ઉપર હોનૈન નામે ખીણમાં તાઇફ નામે જબરો ગઢ હતો ત્યાં તેઓના ૪૦૦૦ સિપાઇ પેગમ્બરની સામા થયા, અને પહેલાજ હલ્લામાં મુસલમાનોને નસાડ્યા. મહમદ, તેનો કાકો અબ્બાસ, અને બીજા દશ ભક્તોએ ઉભા રહી શત્રુનો માર કેટલીક વાર ઝીલ્યો. એમનું સંકટ અને શૂર જોઇ નાસતા મુસલમાનો ઉશ્કેરાઈ ફરી ટોળે મળી યુદ્ધમાં સામિલ થયા. એ સમે પેગમ્બરે ધૂળની મૂઠી ભરી મૂર્તિપૂજકોની તરફ ફેંકી કહ્યું "તમારી ખરાબી થાય" એથી તથા ૧૬૦૦૦ દેવદૂતો (ફીરસ્તા) મદદે આવ્યા છે એવું કહેવાથી ધર્મઘેલા મુસલમાનો એવા જુસ્સામાં આવ્યા કે દુશ્મનોને થોડા વખતમાં નાસવું પડ્યું. તેઓ તાઇફગઢમાં જઇ ભરાયા. મહમદે તે કિલ્લાને ઘેરો ઘાલ્યો, પણ તેને તાબે કરી શકવાનાં ચિન્હ કાંઇ જોયાં નહિ, માટે ફરી બીજીવાર આવવાની ધમકી આપી મદિના ભણી કુચ કરી. શત્રુઓ એટલો ભય પામ્યા હતા કે તેઓ પછી પોતાની મેળે શરણે આવ્યા અને મુસલમાન થયા.

આ સ્વારીમાં એને ખૂબ લૂંટ મળી. ૬૦૦૦ બંધીવાન ૨૪૦૦૦ ઉંટ, ૪૦૦૦૦ ઘેટાં, ૧૦૦૦૦ તોલા રૂપું એ સર્વે તેણે પોતાના સિપાઇઓ અને સરદારોને વહેંચી આપ્યું. છેલ્લા જુદ્ધમાં મક્કાના આરબો ઠીક લઢ્યા નહતા, પણ એ વાતના આંખ આડા કાન કરી તેમને લોભમાં નાખવાને એમાંનો મસ હિસ્સો આપ્યો. અબુસુફિઆન તેનો પાસેનો પિત્રાઈ હતો તેને અને બીજા સરદારોને બોહોળે હાથે આપી ખૂબ રાજી કર્યા. એ પછી મહમદની સામા કમ્મર બાંધવાની હામ અરબસ્તાનમાં કોઇ ભીડી શક્યું નહિ. આખા દેશમાં બધા આરબો તેને પોતાનો પેગમ્બર, ગુરૂ, અને રાજાધિરાજ માની મુસલમાન થયા. એ રીતે એક મહા બળવાન પ્રજા ઉભી થઇ.

સિરિયા ઉપર સ્વારી કરવાનો ઠરાવ કરીને ખલીફા અબુબકરે
અરબસ્તાનના સરદારોને તેમાં સામિલ થવાને ઇજન મોકલ્યાં. એ ધન-
વાન દેશ કાફરોના હાથમાંથી જીતી લેવાને હજારો હોંસીલા આરબો ઉ-
તાવળે હાજર થયા, અને કેટલીક સ્ત્રીઓ પણ હથિયાર બાંધી લઢવા
ગઇ. એ મોટી ફોજની સરદારી અબુ ઓબેયદાને સોંપી, એથી બીજા
સરદારો નારાજી થયા. પણ તેઓમાં ધર્મનો ફેલાવો કરવાની હોંસ એટ-
લી હતી કે તેની આગળ અદેખાઇ અને આપવડાઇનું કાંઇ ચાલ્યું નહિ, ને
તેથી જરાએ કુસંપ થયો નહિ. ભલા ઓબેયદાની કમઅક્કલ જલદી-
થી જણાઈ આવી, તેથી ખલીફાએ ખાલિદને એની મદદે મોકલ્યો. રો-
મન પાદશાહ હેરાક્લિયસે આ મોટી સ્વારીની ખબર થતાં મોટું સૈન્ય
પોતાના પ્રાંતોના રક્ષણને સારૂ મોકલ્યું. બેઉ લશ્કરની મુલાકાત દમિશ્ક
(દમાસ્કસ)ની પડોશમાં ઐઝેના નદીના મેદાનમાં થઈ. આરબોએ તે
શહેરને ઘેરો ઘાલ્યો હતો, તે ઉઠાવી રોમન ફોજની સામે થયા. આરબો
૪૫૦૦૦ હતા અને રોમન[1] અથવા ગ્રીક ૭૦૦૦૦ હતા. ખાલિદ, અ-
મરૂ, આદિ મહા બુદ્ધિમાન અને બહાદુર નાયકોના હલ્લા આગળ ગ્રીક
સ્વારોથી બહુ વાર ઠરાયું નહિ. પચાસ હજાર જોદ્ધાનાં મુડદાં રણમાં મૂકી
તેઓ નાઠા. આરબોના માત્ર ૪૭૦ માણસ પડયાં, તેમને લૂંટ પુષ્કળ
મળી. ઇ. સ. ૬૩૩ માં મુસલમાનોએ આવી દમિશ્કને પાછું ઘેર્યું. કિલ્લે-
દારો અને નગરવાસીઓ હિંમતથી લડયા, પણ જીતાવવાની તૈયારીમાં
હતા તેવામાં શરણે આવ્યા, (ઇ. સ. ૬૩૪).

જે તારીખે દમિશ્ક શહેર હાથ આવ્યું તેજ તારીખે ખલીફા અ-
બુબકરનું મરણ થયું. એનો સ્વભાવ સખી અને નિરાભિમાની હતો. એ-
ની વિજયી ફોજો જે મોટી લૂંટો મેળવતી તેનો પાંચમો ભાગ કાયદા
મુજબ એને મળતો. એ તમામ હિસ્સો તે સિપાઇઓને અને ગરીબોને
આપી દેતો. પોતે ઘણીજ સાદી સ્થિતિમાં રહેતો. એક ઉંટ, એક દાસ,
અને સહેજ ખાધાના ખરચ ઉપરાંત તે સરકારી ખજાનામાંથી પોતાની
જાત ઉપર કાંઇ ખરચ કરતો નહિ. એની હજુરમાં ઈન્સાફ કે દાન

[1] રોમન નામ જૂનું હતું. હવે તેઓ ગ્રીક કહેવાતા, કેમકે રાજ્યની
ભાષા ગ્રીક હતી અને ધર્મ ગ્રીક ખ્રિસ્તિપંથનો હતો.

માગવાને અથવા બીજા કામને સારૂ જવાની સર્વેને પૂરી છૂટ હતી. સઘળાની ફરિયાદ તે સાંભળતો અને ન્યાય કરતો. મુસલમાનો એના સદ્ગુણની ઘણી તારીફ કરેછે.

મરતી વેળા અબુબકર ખલિફાની જગાએ ઉમરને નીમ્યો, અને ફોજે તે નિમણુક મંજુર કરી, ઇ. સ. ૬૩૪ હિજરી સને ૧૩. નવા અધિપતિએ સિરિયાની લઢાઇ જારી રાખીને અબુઓબૈદાને સેનાપતિ ઠરાવ્યો. એ સરદારે ફોજને કોઇ મોટે કામે ન લગાડતાં છૂટક લૂંટફાટ અને નાના કસ્બાઓ જીતવા માંડ્યા. ઘણાક નગરોએ ભારે ખંડણી આપી. દમિસ્કથી ત્રીશ મૈલને છેટે અબયલા નામે સ્થળમાં ખ્રિસ્તિ સાધુઓનો મઠ હતો તેની જાત્રા તેમના ઇસ્ટરના તહેવારમાં ભરાતી, અને મોટો મેળો થઈ તેમાં ઘણો માલ વેચાવવા આવતો, તે લૂંટવાને એક નાની ટૂકડીએ જઈ મસ ધનમાલ મેળવ્યા. સિરિયાની મોજમજામાં મુસલમાનો પડ્યા અને દારૂ પીતાં શીખ્યા. એ ખબર સાંભળી ઉમરે નાખુશ થઇ ઠપકો લખ્યો અને દારૂ પીએ તેને પગને તળીએ ૮૦ ફટકા મારવાનો હુકમ મોકલ્યો, એથી સિપાઇઓને ચાનક લાગી, અને જેમના ઉપર કોઇએ આરોપ મૂક્યો નહોતો એવા ઘણા ભક્ત સિપાઇઓ પાપથી મોકળા થવાને એ સજા પોતાની મેળે માગવા ગયા, અને પછી પ્રભુની કોઇ મોટી સેવા બજાવવાને અતિ આતુરતા દેખાડી.

રાજાધિરાજ હેરાક્લિયસ આંતિઓક (અંતાકિયા) નગરમાં હતો, ત્યાં તેને આ લૂંટારા ભક્તોના વિજય અને પોતાની રૈયતની દુર્દશાના સમાચાર ઉપરાછાપરી આવતા. પોતાના દેશમાંથી તેમને હાંકી કાઢવાને તેણે બીજી મોટી ફોજ ભેગી કરી. એમાં યૂરોપ અને એશિયાના પ્રાંતોમાંના ૮૦૦૦૦ સિપાઇઓ અને ૨૦૦૦૦ આરબ હતા. એ સઘળા ખ્રિસ્તિ હતા. મુસલમાન અને ખ્રિસ્તિસેનાઓ વર્મુક નામે નાની નદીના કાંઠે સામસામી આવી લાગી. મદિનાથી તાજી કુમક આવી પહોંચી હતી, તોપણ આ વેળા મુસલમાનોને જીતવું કઠણ પડ્યું. ખાલિદની ચતુરાઇ અને બહાદુરીથી તથા નાસે તેમને અટકાવી પાછા લઢાઇમાં મોકલવાને આરબ સ્ત્રીઓએ લસ્કરની પાછળ મુકામ કર્યો હતો. તેમની મુ-

હદથી આખરે મુસલમાનો કેવળ જય પામ્યા. ખ્રિસ્તિ ફોજ છેક નારાજ થઇ ગઇ અને નાશ પામી. સિરિયા પ્રાંત પાછો સ્વાધીનમાં લેવાની આશા હેરાકિલયસે તદ્દન છોડી દીધી (ઇ. સ. ૬૩૬.)

એ પછી આરબ ફોજ જેરૂસલેમ[1] જીતવા ગઇ. ત્યાંના ખ્રિસ્તિ કિલ્લેદારો અને રહેવાસીઓ ચાર મહિના સુધી હિંમતથી વઢી તાબે થયા. તેમની ઇચ્છાથી ખલિફા ઉમર જાતે શહેરનો કબજો લેવા ગયો. જેના નામથી મહા બળવાન રાજાઓ ધ્રુજતા હતા, જેની સેનાઓએ મોટા દેશો જીતી લીધા અને લાખો રૂપિયાની મતા મેળવી તે પ્રતાપી પુરૂષ કેવો સાદો હતો તે જુવો. એને અંગે હલકી કિંમતની કામળી (ધાબળી)નો જભો હતો, એક ખભે તરવાર લટકતી હતી અને બીજે કામઠું હતું. બેસવાને બદામી રંગનું ઉંટ હતું અને તે ઉપર એક બાજુએ મેવાની કોથળી અને બીજી ગમ બાફેલા જવની થેલી હતી. એની ખાંધે આગલી મેર પાણી પીવાની ચામડાની દોલચી અને પાછળ તુમડું હતું. રસ્તામાં મુકામ કરી જમવા બેસતો ત્યારે જે હાજર હોય તે સર્વેને ભેગાં બેસી ખાવાનું કહેતો. અતિ કંગાળ હતા તે પણ તેના ભાણામાં હાથ ઘાલી ખાવાનું લેતા. સવારમાં ઉઠી નિમાજ પઢ્યા વિના કદી તે ડગલું ભરતો નહિ. માર્ગમાં જેઓ ફરિયાદ કરવા આવતા તેઓની વાત સાંભળી તેમને ઇન્સાફ આપતો. આરબોની બદચાલ જોઇ તેમને શીખામણ દેતો અને સજા કરતો. જેરૂસલેમ પાંચ મજલ રહ્યું તેવામાં સામા તેડવા આવેલા અબુઓબેદા અને બીજા સરદારો મળ્યા. તેમણે જોયું કે આવો વેશ જોઇ જીતાયલા લોક તિરસ્કાર કરશે, માટે જેમ તેમ સમજાવી ખલિફા પાસે સુંદર પોશાક પહેરી ઉમદા ઘોડા ઉપર સ્વાર થવાની હા કહેવડાવી. પહેરવામાં અણખત લાગવાથી એ નવાં વસ્ત્ર તેણે ઉતારી નાંખ્યાં, અને પોતાને અસલ વેશે છાવણીમાં પેઠો. કરારનામા ઉપર તેનું મતું થવાથી શહેરના દરવાજા ઉઘડ્યા, અને મુસલમાનો અંદર પેઠા. એ કરારનામામાં ખ્રિસ્તિઓને મુસલમાનથી હલકા ગણી કેટલીક શરતો દાખલ કરી છે; જેવી કે, ઘોડે જીન માંડીને બેસવું નહિ, હથિયાર બાંધવાં નહિ; મુસલમાનોને માન આપવાને ઉઠીને ઊભા થવું, સુ-

1. આરબીમાં એને બૈતુલ મુકદ્દસ (એટલે પવિત્રદ્વાર) કહે છે.

સલમાન મુસાફરોને ત્રણ દિવસ મફત ખાનપાન આપી પરોણાની ચાકરી કરવી, ઇત્યાદિ. સુલેમાનનું જે ઠેકાણે પુરાતન સમયમાં દેવળ હતું ત્યાં ઉમરે મસ્જીદ બંધાવી તે હજી છે. (ઈ. સ. ૬૩૭.)

બીજે વર્ષે અલેપ્પો, આંતિઓક, તથા સિરિયાના તમામ શહેરોએ મુસલમાની અમલ સ્વીકાર્યો. એજ વર્ષમાં મરકીના રોગે પચીશ હજાર મુસલમાનોના પ્રાણ લીધા. અબુઓબૈદા તથા બીજા કેટલાક મોટા સરદારો એથી મુઆ. શૂરવીર ખાલિદ, બચી ગયો, પણ વર્ષ પછી બુરી હાલતમાં મરણ પામ્યો. એની કીર્તિની અદેખાઇ કરનારા દુશ્મનોએ એના ઉપર સરકારી નાણાં ખાઈ જવાનાં આળ ચઢાવ્યાં અને તે ઉપરથી ખલિફાએ તેની બેઆબરૂ કરી તેનું ધન છીનવી લીધું. અબુઓબૈદાને ઠેકાણે અમરને સેનાપતિ નીમી દેશનો બંદોબસ્ત કરવાને ઉમર પંડે સિરિયામાં આવ્યો. એક બાજુએ ફ્રાત નદીથી તે ભૂમધ્ય સમુદ્ર સુધીનો સઘળો પ્રદેશ તેને સ્વાધીન થયો હતો. સિરિયાની ઉત્તરે તૌરસ પર્વતની પહેલી ઓળ ઓળંગીને તેના લશ્કરે સિલિશિયાનો રસાળ દેશ વશ કર્યો, અને પહાડની બીજી ઓળને ભેદીને તેના સ્વારો કાળાસમુદ્ર અને કાન્સ્તાન્તિનોપલની નજીક લૂંટફાટ કરતા ગયા.

હવે આપણે મુસલમાનોની જોડે ઇરાન દેશમાં જઇએ. અબુબકરના અમલના પહેલા વર્ષમાં ખલિફની સરદારી નીચે એક આરબ ફોજ ઇરાક પ્રાંત જીતીને ફ્રાત નદીને કાંઠે ગઈ હતી, અને સિરિયાની લઢાઇમાં આરબોનું લક્ષ ન લાગ્યું હોત તો પારસીરાજ્યની આખર વહેલી આવી હોત. એ જૂના રાજ્યમાં દોલત ઘણી હતી, અને માંહોમાંહેની લઢાઇ અને બીજા કારણોથી તેનું કૌવત એટલું ઘટી ગયું હતું કે આરબોએ તેનો શિકાર સહેજમાં કર્યો. ખુશરૂ[૧] પર્વેઝ, અને હેરાક્લિયસ એ બેના વિગ્રહમાં છેલ્લીવારે શું બન્યું તે પાછળ કહેવામાં આવ્યું છે. રોમન ફોજે દેશની ખરાબી કરી અને પછી દુકાળ અને ગેરબંદોબસ્તે તપોદ વાળ્યું. તાલુકદારોએ માંહોમાંહે વઢી ઘણાનો નાશ કર્યો. કુસંપ, કંકાસ, અને ક્ષયની અવસ્થામાં રાજ્ય હતું, તેવામાં નવા ધર્મથી પૂર જુસ્સામાં આ-

૧ ખુશરવ.

વેલા બળવાન, સંપીલા, અને શૂરા મુસલમાનોએ તેના ઉપર હલ્લા કર્યા. લડાઇનું વાદળ ચઢી આવ્યું જોઇ પારસી સરકારે મોટી ફોજ આરબોની સામે મોકલી. એ લશ્કરે પહેલા ભાગમાં ફતેહ મેળવી; પણ પાછળથી આરબોને કુમક આવી પહોંચવાથી તેનો નાશ થયો. એ વેળા ઇરાનની ગાદી ઉપર ખુશરૂ પર્વેઝની કુંવરી હતી. નારીજાતના હાથમાં રાજસત્તા છે માટે આ કમબખ્તી થઈ, એવું ધારી પારસીઓએ તેને ઉઠાડી મૂકી, ને યેઝદેઝર્દ * નામે આદીલ નશરવાનની ઓલાદના જુવાન શાહજાદાને તખ્તનશીન કર્યો.

ખલિફાએ ત્રીશ હજાર મુસલમાનોને સાદ બીન વકાસની સરદારી હેઠે પારસીરાજ્ય જીતવા મોકલ્યા હતા. યેઝદેઝર્દે એ સરદારની પાસે સલાહનો સંદેસો મોકલ્યો, તે ઉપરથી ત્રણ આરબ અમલદારો તેની છાવણીમાં તે બાબતની ભાંજગડ કરવાને આવ્યા. એઓનો નીચ વેશ જોઇ શહેનશાહના દીલમાં તેમના ઉપર ધિક્કાર ઉત્પન્ન થયો. તેમણે જાડી કાળા પટાવાળી ધાબળીના જભા પહેર્યા હતા, હાથમાં ટુંકા ચાબખા હતા, અને પગમાં ચંપલ એટલે વધારે બાંધી લીધેલાં પગરખાં હતાં. પુર દબદબામાં સુવર્ણ, હીરા, માણેક, મોતીનો ભરેલો પોશાક પહેરેલા અને રત્નજડીત અતિ ચળકતા સિંહાસને બેઠેલા શાહે તેમને કહ્યું, “અરે આરબો અમે તમને હમેશ હલકા ગણ્યા છે. આજ લગી તમે સોદાગર કે ભીખારીને વેશે અમારા મુલકમાં આવતા; તમે લીલી ઘીલોડીઓ ખાનારા, ખારૂં પાણી પીનારા, અને જનાવરોના જાડા વાળના લૂગડાં પહેરનાર હતા; હવણાં તમે જથાબંધ અમારા દેશમાં આવી સ્વાદિષ્ટ ભોજન, મીઠાં પાણી અને સુંવાળાં વસ્ત્ર મેળવ્યાં, અને એ સુખના વર્તમાન તમારા દેશીઓને કહાવ્યાથી તેઓનાં ટોળેટોળાં આવવા લાગ્યાં છે. અમારામાં કહાણી છે કે એક ભૂખી લોંકડી દ્રાક્ષના માંડવામાં ભરાઇ પેટ ભરીને દ્રાક્ષ ખાવા લાગી. એ જોઇ રખેવાળે વિચાર્યું કે એના ખાધાથી કાંઈ ખૂટવાની નથી છોને બિચારી ધરાતી, પણ પેલી લોંકડીએ મજા ભોગવી તે પોતાની બધી જાતને જણાવી તેડી લાવી. એ રીતે ભારે નુકશાન થતું જોઇ માળીએ વાડીના દરવાજા બંધ કરી તે સર્વેના પ્રાણ લીધા. પરંતુ હું જાણુંછું કે તમે

* યેઝદેઝર.

કેવળ ભૂખના માર્યા આવ્યા છો, માટે માફ કરીશ એટલુંજ નહિ, પણ તમારા ઉંટોને ધઉં અને અંજીરથી લાધી આપીશ કે તમે ઘેર જઇ સ્વદેશીઓને જમાડી ખુશી કરી શકો. તથાપિ નક્કી સમજજો કે મારી ઉદારતા ઉપર ધ્યાન ન આપતાં જો તમે ઇરાનમાં રહ્યા તો મારા વાજબી કોપના ભોગ થયા વિના રહેવાના નથી, ને તમારામાંનું કોઈ બચવાનું નથી."

ગર્વે અને નબળાઇના આ વચનોથી આરબ એલચીઓ જરાએ ડગ્યા નહિ. પોતાના દેશની નિર્ધનતાનો બચાવ ન કરતાં તેમણે પારસી રાજાધિરાજને ટૂંકામાં એટલુંજ કહ્યું કે અમારા કુરાનને માની મુસલમાન થાઓ અથવા ખંડણી આપો, નહિ તો અમારી સમશેરના સપાટા જોશો. ઇરાનના મહારાજે યુદ્ધ કબુલ કર્યું અને આરબોને હાંકી કાઢવાને એક લાખ વીશ હજાર જોદ્ધા આપી "રૂસ્તમ ફેરૂકઝાદ" નામે સરદારને મોકલ્યો.

ફ્રાત નદીની ડાબી બાજુએ કુફા નગરથી બે મંજલે કદેશિયા કરીને ગામની પાસેના મેદાનમાં મુસલમાન અને પારસી લશ્કરોનો મેળાપ થયો. ત્રણ રોજ યુદ્ધ જારી રહ્યું, પહેલે દિવસે બંને બરાબર ઉતર્યા. બીજે દહાડે સુરજ ઉગતાં પાછી મારામારી ચાલી. પૂર જુસ્સામાં આવી બેઉ પક્ષ લઢતા હતા તેવામાં આરબોને સિરિયાથી મોકલેલી કુમક આવી પહોંચી. એથી મુસલમાનોની હિંમત વધી અને ઇરાનીઓની હોંશ ઘટી. રાત્રે બંને ફોજ પોતપોતાની છાવણીમાં આરામ કરવા ગઇ. ત્રીજી સવારે **અલ્લા અકબર** બોલતા પારસીઓ ઉપર ધસ્યા, પણ તેમને નસાડી શકયા નહિ. સાંજ પડી અને અંધારૂં થયું, પણ એકે બાજુએ મચક ખાધી નહિ ને આખી રાત લઢાઇ જારી રહી. થાક અને ઉંઘને કોઇએ ગણકાર્યાં નહિ. ચોથા દહાડાનું વાહાણું વાયું પણ લઢાઇ પૂરી થઈ નહિ. આરબો કહેછે કે બપોરે આંધી (વંટોળિયો) ચઢી આવી અને પારસીઓની આંખો ધૂળથી ભરાઇ ગઇ, અને તેમનો નાયક રૂસ્તમ જે ડેરામાં બેસી યુદ્ધ જોતો હતો તે ઉડી ગયો અને રક્ષણને સારૂ તે ભારબરદારી જનાવરોમાં ભરાયો. ઇરાનીઓ ગભરાટમાં પડી નાઠા, અને રૂસ્તમ માર્યો ગયો. આ હારે ઇરાનની ખરાબી કરી. આરબ સેનાના ૭૫૦૦ માણુસ મુઆં અને પારસીઓનાં એક લાખ લઢવૈ-

યા હણાયા. લૂંટના હેવાલમાં આરબો લખે છે કે રૂસ્તમનો શિરપેંજ ૧૦૦૦૦૦ દિનાર એટલે ૪૬૨૫૦૦ રૂપિયાનો હતો, અને તેનો કમરબંધ ૭૦૦૦૦ દિનાર એટલે ૩૨૩૭૫૦ રૂપિયાનો હતો. એજ પ્રમાણમાં તેનો બીજો માલ અને બીજા સરદારોનો પોશાક સામાન સરંનજામ વગેરે હતાં. બે ઢાલો આરબોને હાથ લાગી તેમાંની દરેકનું મૂલ ૧૦૦૦૦૦ દરામ એટલે ૨૨૯૧૯ રૂપિયા થયું. દરફશે કાવાની નામે પારસી રાજ્યનો પ્રખ્યાત ઝુંડો જે મુસલમાને પકડ્યો તેને ૧૩૮૭૫૦ રૂપિયા ઇનામ મળ્યું. આરબો એવા વગડાઉ હતા કે હાથ આવેલા ઘણાક ખાવાના પદાર્થ, વસાણા, તેજાના, વગેરે વસ્તુઓનાં નામ પણ તેમણે સાંભળેલાં નહિ, અને ચાખેલાંએ નહિ. કેટલાકે તો સોનું પહેલ વહેલુંજ જોયું અને તે મૂકી દઇ રૂપું પસંદ કર્યું. એમાંથી ખલિફાના ભાગનું પુષ્કળ ધન મદિને ગયું. (ઇ. સ. ૬૩૬).

શાદે પછી ફ્રાત નદી ઓળંગી તિગ્રિસ નદી સુધીનો મૂલક ઝપાટામાં કબજે કર્યો અને ૬૦૦૦૦ સ્વારો લેઇ તે નદીને પેલે પાર ગયો. ભયભિત થયલા પારસીઓ જરાએ સામા ન થતાં જ્યાં તે જાય ત્યાંથી નાસે. યઝ્દેઝર્દ પોતે રાજધાની મદાયન (તેસિફોન) તરફ નાઠો, અને મુસલમાનો તેમાં દાખલ થયા. એ શહેરમાંથી જે લૂંટ મળી તેનું વર્ણન આરબી ગ્રંથોમાં કરેલું છે, તે માનવું મુસ્કિલ છે. તેમની ગણતરી ખરી માનીએ તો તેનું મૂલ ૧૩૮૭૫૦૦૦૦૦ રૂપિયા થાય. એ લૂંટમાં બહિરિસ્તાન નામે એક ગાલિચો હતો તેનાં બહુજ વખાણ કર્યાંછે. જે ઓરડામાં તે પાથરી રાખતા ત્યાં તેથી સદા વસંતરૂતુ હોય તેવું જણાતું. એ ગાલીચો મદિને મોકલ્યો, પણ ત્યાંના કાદવના ઝુંપડામાં તે બીછાવવાની જગા ન હતી, અને વળી ઉમર પોતાને સારૂ દોલત રાખતો નહિ, તેથી તેણે તેના કટકા કરાવી આરબોના મોટા કુટુંબોને વહેંચી આપ્યા. દરેક કટકામાં એટલું જવાહીર હતું કે જેને તે મળ્યા તેઓ ન્યાહાલ થઇ ગયા. સાઠ હજાર સ્વારોમાંના દરેકને હિસ્સે ૫૫૫૦૦ રૂપિઆ આવ્યા. એ હિસાબે તેની કુલ રકમ ૩૩૩૦૦૦૦૦૦૦ રૂપિયા થાય. અને તે ઉપર ખુશરૂ પર્વેઝનો અમૂલ્ય મુગટ, અલંકારો અને વસ્ત્રો તો મદિનાના સરકારી ભંડારમાં રાખ્યાં. બહુ દેશોની અને બહુ કાળની લૂંટ ઇરાનમાં

એકઠી થઇ હતી, તોપણ આરબોનો આ હેવાલ અતિશયોક્તિ લાગેછે. એમણે જે બ્યાન કર્યુંછે તેનો ફક્ત નમૂનો અહિં દેખાડ્યો છે.

કુફા શહેર અને બસ્રા બંદર આરબોએ આ વેળા વસાવ્યાં અને ત્વરાથી પારસીઓનાં ૭૭ નગરો જીત્યાં. કુફામાં આરબ ફોજ હતી તેમાં તોફાન ઉઠ્યાથી ખલિફાએ સાદની બદલી કરી તેની જગાએ અમર બીનયાસરને નીમ્યો. આ ફેરફારથી ફાયદો થવાની ઉમેદ પારસી શાહને થયાથી તેણે દોઢ લાખ આદમીનું નવું લશ્કર ઉભું કર્યું, અને તેને ફિરૂઝાનીની સરદારી નીચે મુસલમાનોની સામા મોકલ્યું. ઉપર વર્ણવ્યા સિવાય બીજે ઠેકાણે સાદે તેની સેનાઓનો પરાજય કર્યો હતો. આ નવા સેનાપતિને હરાવી શકીશું એવું ધારી પારસીઓએ હિમ્મત પકડી અમીરે વધારે ફોજને સારૂ મદિને લખ્યું તે ઉપરથી ખલિફાએ નુમાનઇબ્ન મકાનને કેટલુંક તાજું લશ્કર આપી તેની મદદે મોકલ્યો, તેથી તેમની ફોજમાં ૩૦૦૦૦ માણસ થયા.

હામદન (પ્રાચીન નામ એકબતાના) નગરીની દક્ષિણે ૪૫ મૈલ ઉપર ડુંગરોમાં નાહવંદ નામે નાના અપ્રસિદ્ધ કસ્બાની થડમાં પારસીઓએ પોતાના દેશ અને ધર્મના રક્ષણ કરવાનો છેલ્લો પ્રયત્ન કર્યો. આ વેળા તેમણે ઘણી બહાદુરી દેખાડી. આરબોના હલ્લા ઘણી ધીરજથી ખમ્યા અને બહુ જુસ્સાથી ફરી ફરીને તેમના ઉપર ધસારા કર્યા, પણ તેમની સઘળી મહેનત, શૂર, અને હોંસ વ્યર્થ ગયાં ને મુસલમાનો સંપૂર્ણ જય પામ્યા. હજારો આરબ કતલ થયા, પરંતુ આ વિજયથી તેઓ આખા ઇરાની રાજ્યના ધણી થયા. ૩૦૦૦૦ પારસીઓ રણમાં પડ્યા, અને બાકીનાને તેમની છાવણીમાં નાસાનાસના ગભરાટમાં આરબોએ અંદર ઘુસી વાઢી નાખ્યા. ફિરૂઝાન ચાર હજાર સ્વારો સહિત ડુંગરોમાં જઇ ભરાયો, પણ મુસલમાનોએ તેને અને તેના સાથીઓને શોધી કાઢી કાપી નાંખ્યા (ઈ. સ. ૬૪૧).

આ અતિ માઠી ખબર સાંભળી બિચારા યેઝદેઝર્દના હોશ ઉડી ગયા. એક નગરથી બીજે ને ત્યાંથી ત્રીજે, એમ તેણે દશ વર્ષ નાસવામાં અને સંતાવવામાં મહા દુઃખે કાઢ્યાં. ખુરાસાન પ્રાંતમાં થઇ આક્સસ ન-

દીને તીરે પર્વ નામે શહેરમાં તે અંતે ગયો. ત્યાંના હાકેમે તેને પકડવાની કોશીશ કરી, તેથી ત્યાંથી પાંચ છ ગાઉ ઉપર એક લોટ દળનારના ઘરમાં ભરાયો. તેના પોશાક અને શણગારથી લલચાઇ તે દળનારે તેનો ઘાત કર્યો (ઈ. સ. ૬૫૧). એ રીતે સાસાન વંશનો અમલ પૂરો થયો અને આખો દેશ પરદેશીઓને હાથ ગયો. એ વંશે ૪૧૫ વર્ષ રાજ કર્યું. યેઝદેઝર્દની બેટીઓને મદિને લેઇ ગયા ને તેમાંની એકને અલીના દીકરા હસનને પરણાવી અને બીજીનાં લગ્ન અબુબકરના છોકરા મહમદ વેરે થયાં. એ રીતે શાહજાદીઓને પરણ્યાથી વગડાઉ આરબ સરદારોના ફરજંદો રાજવંશી થયા.

આરબોએ એક ગમ આક્સસ બીજી મેર કાસ્પીઅન સમુદ્ર અને ત્રીજી બાજુએ આરબી સમુદ્ર અને ઈરાની અખાત સુધીનો બધો મૂલક ઝપાટાબંધ વશ કર્યો. રૈયતમાંના ઘણાખરા જૂલમને માટે મુસલમાન ધર્મમાં દાખલ થયા, અને થોડા પરદેશોમાં નાઠા. હાલ આપણા દેશમાં પારસીઓ છે, તેઓ એ નાશી આવેલાના વંશના છે. તેઓ પોતાનો સંન એ કમનસીબ યેઝદેઝર્દથી ગણે છે. કેમકે અસલ તેઓમાં એવો ચાલ હતો કે રાજગાદીએ બેસે ત્યારથી નવો સન શરૂ થાય, ને તે મરે એટલે તે પૂરો થાય, વળી બીજો તેની જગાએ બેસે કે નવો સન ચાલે. પણ યેઝદેઝર્દની પછી પારસી રાજા ગાદીએ ચઢયો નથી તેથી નવો સન થઇ શકે નહિ, માટે એજ રાજાનો જારી રાખ્યો છે. મુસલમાની ધર્મ પાળવા માંડયા પછી પણ ઈરાનીઓએ પોતાના પૂર્વજોના અગ્નિ પૂજવાના ધર્મમાં પાછા જવાને અને પોતાની સ્વતંત્રતા પાછી સંપાદન કરવાને બંળવા ઘણીક્વાર કર્યા પણ જય ન પામતાં ઘણા મરાયા અને બીજાઓ ઉપર એવા સંતાપ પડયા કે કેટલાક વર્ષમાં તે વાત ભૂલી ગયા, અને તેમનો ઘણો ભાગ આરબોમાં ભળી ગયો, અને કુરાન માનવામાં તેમના જેવા ચુસ્ત થયા. જૂનો પારસીધર્મ માનનારા બહુ થોડા લોક ઇરાનમાં છે, પણ તેઓના ઉપર બહુ જૂલમ ગુજરે છે, તેથી બિચારા બહુ માઠી હાલતમાં છે. મુંબઇના ધનવાન પારસીઓ તેમને મદદ કરેછે.

ઇસ્વી સનના ૬૩૮ મા વર્ષમાં સિરિયાનો મૂલક તાબે થયો કે

ત્યાંની ફોજના ચાર હજાર સિપાઇઓને અમરની સરદારી નીચે ખલિફાએ મિસર દેશ જીતવા મોકલ્યા. પેલુશિયમ નગર ઉપર જઇ આરબોએ ઘેરો ઘાલ્યો ને તેને એક માસમાં શરણે આવવાની જરૂર પાડી. અહિંથી ઉઠી તેઓએ મિસર (જૂનું નામ મેંફિસ) શહેરની આસપાસ પડાવ નાખ્યો. ઘેરો સાત માસની લાંબી મુદત ચાલ્યો, અને અમરને વધારે લશ્કર મંગાવવું પડયું. એ દેશ ઈસ્તામ્બુલના રાજેંદ્રને તાબે હતો. પણ લોક તેના ઉપર નાખુશ હતા, તેથી તેઓ આરબો જોડે મળી ગયા. અને ઘેરાયલા શહેરનો હાકેમ મોકાવકાસ લોભે કરીને ફૂટયો, અને નિમકહરામ થઇ શહેર અને દેશ મુસલમાનોને આપી દીધો. જજીઆવેરો આપવો કબુલ કર્યાથી વતનીઓને તેમની માલમિલકત અને ધર્મનો ભોગવટો કરવા રજા મળી. હવે માત્ર આલેકઝાંદ્રિયા (સિકંદ્રિયા) ગ્રીક રાજેંદ્રના કબજામાં રહ્યું. હેરાક્લિયસની ફોજનો જમાવ ત્યાં થયો હતો, કોટ-કિલ્લા મજબૂત હતા, ખાનપાન શહેરના વેપારીઓને માટે ત્યાં સરકારી કોઠારોમાં મસ ભર્યું હતું. દરિયા ભણીથી જે જોઇએ તે દાખલ કરી શકાય તેવું હતું, અને રહેવાસીઓ અને કિલ્લેદારોએ વઢવાને દૃઢ નિશ્ચય કર્યો હતો તેથી એ મોટું બંદર જીતવું આરબોને બહુજ કઠણ પડયું. ચૌદ મહિના સુધી ઘેરો જારી રહ્યો, અને ૨૩૦૦૦ આદમી મુસલમાનોના મરણ પામ્યા, ત્યારે આરબોની ફતેહ થઇ (ઇ. સ. ૬૪૦). શહેર લૂંટવાની રજા અમરે માગી, પણ ખલિફાએ આપી નહિ. અમરે લખ્યું કે આ મોટા નગરમાં ચાર હજાર મહેલ છે; ૪૦૦૦ હમામખાનાં છે, ૪૦૦ નાટકશાળા છે, ૧૨૦૦૦ દુકાનો વનસ્પતિનું અનેક તરેહનું ખાવાનું વેચવાની છે, દુનિયામાં અહિંના જેટલો વેપાર બીજે કોઈ ઠેકાણે નથી, અને અહિં દોલત પુષ્કળ છે. આ બંદર હાથ આવવાથી આખો મિસર દેશ વશ થયો. હેરાક્લિયસ, તે પાછો લેવાને બહુ મથ્યો, પણ તેની સઘળી કોશિષ વ્યર્થ ગઈ અને તે દુઃખથી તેનું મૃત્યું વહેલું થયું.

અમરે આથમણી દિશાના પ્રાંતો હાથ કરવા માંડ્યા, અને બાર્કાના રણવેર જઇ પહોંચ્યો. પણ તેવામાં તેના સ્વામી ખલિફા ઉમરનો જીવ ગરીબ અપ્રસિદ્ધ પારસી નામે ફિરોઝે લેઇ પોતાના દેશને પાયમાલ કર-

નાર ઉપર વૈર વાળ્યું. ફિરોઝને ગુલામ કરીને રાખ્યો હતો. મસ્જીદમાં મિમ્બર[1] ઉપર ઉભો રહી ખલિફા નિમાજ પઢતો હતો તેવામાં ફિરોઝે ઓચિંતા તેના ઉપર ધસી ખંજર વતી છ જખમ કર્યા. એમાંનો એક ડુંટી નીચે લાગ્યો હતો તે નાશકારી હતો. ખૂનીને પકડવાને માણસો દોડ્યાં તેમાંના તેરને એણે ઘાયલ કર્યા અને પછી તેજ ખંજરવડે પોતાનો ઘાત કર્યો, (ઇ. સ. ૬૪૩).

ઉમર તેની ભક્તિ, ન્યાય, પરહેજગારી, અને સાદાઇને સારૂ બહુ વખણાયો છે. શીઆ પંથના મુસલમાનો તેની બહુ નિંદા કરેછે; અને સુન્નીઓ તેને ઘણું માન આપેછે, તથાપિ તેના ગુણદોષ આપણે તો સામાન્ય ભાવે તપાસવા જોઇએ. વગર વાંકે બીજા દેશના રાજ્યો ઉપર સ્વારીઓ કરવી, ને ત્યાંના લોકને મારવા ને લૂંટવા, તથા તેમની ખુશીમાં આવે તે ધર્મ પાળવા ન દેતાં તેમનાં દેવળો તોડવાં અને રાજ્યબળ તથા તરવારની સત્તા ધર્મ સંબંધમાં વાપરવી આપણે પસંદ કરતા નથી. અને તેમ કરનારનો ધિક્કાર કરીએ છીએ. પરંતુ આગલા વખતમાં અને હાલ પણ જૂના વિચારના લોકની એવી સમજ નહતી. લોભ, મોટાઇ, કે ધર્મને નામે એવાં કામ કરનારાને તેઓ પરાક્રમી અને પ્રતાપી કહેતા અને કહેછે. એની કાર્કિર્દીમાં સિરિયા ખાલ્દિઆ, ઇરાન અને મિસર દેશો મુસલમાનોએ જીત્યા. શહેરો, કસ્બા, કિલ્લા વગેરે છત્રીશ હજાર સ્થળો જીતાયાં; ખ્રિસ્તિઓનાં દેવળો, પારસીઓની અગિઆરીઓ, અને મૂર્તિ-મંદિરો મળી ચાર હજાર ધર્મસ્થાનોનો વિનાશ થયો અને ૧૪૦૦ મસ્જીદો બંધાઇ. એ સર્વે ઉમરની આગેવાની અને હુકમથી થયું; રસ્તો દર્શાવનાર તે હતો. આલેક્ષાંદ્રિયા (સિકંદ્રિયા)માં બહુ મોટો પુસ્તકસંગ્રહ હતો તેનો તથા બીજા દેશોમાંના હજારો ગ્રંથોનો નાશ તેની ધર્માંધ આજ્ઞાથી થયો. એ ઘણીજ સાદી સ્થિતિમાં-પછી ખલિફાઓના જેવું ડોળ કે દબદબો કે મોટાઇ એમાંનું કશું તેને નહતું-ઝુંપડા જેવા ઘરમાં તે રહેતો. ખજુર, જવના રોટ-

---

૧. મસ્જીદ=મસીદ, બોધ તથા પ્રાર્થના કરવાને ઉભા રહેવાના ઉંચા ઠેકાણાને આરબી ભાષામાં મિમ્બર કહે છે.

લા ને મીઠું તથા પાણી એજ તેના ખાનપાન હતાં. મળસકામાં ઊઠીને તે બોધ કરવા જતો. તે બાર મસ્જીદોનું કામ પોતે જાતે ચલાવતો; ધર્મનાં સર્વ કર્મો નિત્ય આસ્થાથી અને પરિપૂર્ણ કરતો; બપોરથી સાંજ સુધી ચૌટામાં બેસી ઇન્સાફ ચૂકવતો અને જે આવે તેની વાત સાંભળી તેને દાદને પહોંચાડતો. રાજકાજનાં કામ કરવાની અને લશ્કરો ઉપર હુમલો લખાવવાની જગા પણ એજ હતી; પરરાજ્યના એલચીઓને પણ બજારમાંજ મળતો, લૂગડાં સાદાં ફાટાં તૂટાં અને હાથમાં લાકડી એ તેનો હમેશનો પોશાક હતો. જીતાયલા દેશોમાં કર ઉઘરાવવામાં જૂલમ અને દગલબાજી ન થાય માટે તેણે લોકની ગણતરી, અને ખેતરો અને વાડીઓની પૈદાશની નોંધ કરાવીને પછી તેના પ્રમાણમાં સરકારી ખરચને માટે વેરા ઠરાવ્યા. હિજરીના સનેની સ્થાપના ઉમરે કરી, ત્યાર પહેલાં આરબો કાંઇ મોટા બનાવો, જેવા કે યુદ્ધ દુકાળાદિ ઉપરથી વરસ ગણાતા અને તેથી ગરબડ ઘણી થતી· ન્યાય ચૂકવવામાં આ અડચણ જણાયાથી તેણે હિજરી સને ચાલુ કર્યો. મદિના અને રાજ્યના બીજા શહેરોમાં તોફાન, મારામારી, ચોરી વગેરેથી ઘણી હરકત થતી જોઇ તેણે મોહતસિબ એટલે પોલીસ રાખવાની ગોઠવણ કરી. લશ્કરના સિપાઇઓને પગાર નીમી આપી વખતસર ચઢેચઢ્યો આપવાનો બંદોબસ્ત કર્યો. ઘાયલ અને અશક્ત થએલાને પેન્સન બાંધી આપ્યાં અને પેગમ્બરના પંડના સાથીઓ અને અનુચરો જેઓ ઘરડા થયા હતા તેમને જીવાઇ ઠરાવી આપી.

નવો ખાલિફા નીમવાને વાસ્તે ઉમરે પોતાના વસિયતનામામાં છ અમીન નીમ્યા હતા. તેમાં અલી હતો, તથાપિ તેણે પોતાની ધણીઆણીથી મળેલા હકનો દાવો આગળ કર્યો નહિ, અને છએ અધિકારીઓએ એકે મતે ઉસ્માન* ઇબ્ન અફ્ફાનને રાજ્યાસન આપ્યું (ઇ. સ. ૬૮૩, હિજરી સને ૨૩). માજી અમલમાં જે જે મૂલકો વશ કર્યા હતા તેઓની આસપાસના દેશો જીતવાનું નવા ખાલિફાએ જારી રાખ્યું. વળી

* હિંદુસ્તાનના મુસલમાનો જે ઉચ્ચાર કરેછે તે આ ગ્રંથમાં લખ્યો છે કે તેઓના સમજવામાં આવે. કેટલાક આરબી અક્ષરોના એકથી વધારે ઉચ્ચાર થાયછે. ઉદાહરણ, ઉસ્માનનો ઉચ્ચાર ઉશમાન કે ઓસમાન પણ થાય છે. ઈબ્ન અને બીનનો અર્થ એકજ છે. એને ઠેકાણે વલદ છે. પુત્ર અને પિતાના નામની વચ્ચે એ મૂકવામાં આવેછે.

હવેથી મુસલમાનોએ દરિયાની લડાઇ શરૂ કરી. સિરિયાના સૂબા મોઆવિઆએ તે પ્રાંતના બંદરોમાં બળવાન નૌકાસેના તૈયાર કરાવી સૈપ્રસ બેટ ઉપર ચઢાઈ કરી. એ બેટ ગ્રીક રાજ્યને તાબે હતો. ત્યાંથી ભારે ખંડણી ઉઘરાવી અને વાર્ષિક ઉપજનો અર્ધો હિસ્સો આપવો કબુલ કરાવી રોદ્દેસ બેટ જીત્યો, (ઈ. સ. ૬૪૭). એના બારાના મુખ ઉપર ૧૪૫ ફીટ ઉંચી અને તે પ્રમાણમાં પહેલી પીતળની મૂર્તિ હતી તેના કકડા કરી વેચ્યાથી ૩૬૦૦૦૦ રૂપિયા ઉપજ્યા. વેચાતી લેનારે ૯૦૦ ઉંટ તે વડે લીધાં.

અમરને સેનાપતિના કામ ઉપરથી ખસેડવાથી મિસરમાં કેટલીક હાર થઇ, પણ તેને તે જગાએ બહાલ કરવાથી તેણે તમામ બંડખોરોને બેસાડી દીધા. આલેક્ષાંદ્રિઆ નગર ફરીને તેને જીતવું પડ્યું. એ વેળા રહેવાસીઓની કતલ નહિ કરતાં તેમને અમરે જીવતદાન આપ્યું અને તેની યાદગીરીમાં એક મસ્જીદ બંધાવી. એ પછી ખાલિફાએ ૪૦૦૦૦ આદમીની ફોજને અબ્દુલ્લા નામે સરદારના હાથ નીચે આફ્રિકાનો બાકીનો ઉત્તરકાંઠાનો મૂલક જીતવાને મોકલી, ત્રિપોલિ શહેરનો ઘેરો ચાલતો હતો તેવામાં ગ્રીક રાજેંદ્રની ૧૨૦૦૦૦ આદમીની સેના જુજેરે અથવા ગ્રેગરિ નામે સૂબેદારના ઉપરીપણામાં આવી આરબોની સામે થઇ. પાસેના રેતીવાળા રણમાં કેટલાક દિવસ સુધી સવારથી બપોર લગી લઢાઈ ચાલી, મધ્યાને ઘણા તાપ અને થાકને લીધે બંને લશ્કરોને છાવણીમાં જવું પડતું, ગ્રેગરિની હારે તેની જુવાન અને અતિ ખૂબસુરત બેટી હથિયાર બાંધી વઢતી અને ગ્રીક સિપાઇઓને હિમ્મત આપતી. એના બાપે ગ્રીક ફોજમાં જાહેર ખબર આપી કે જે જોદ્ધો શત્રુના સેનાપતિ અબદુલ્લાનું શિર લાવશે તેને એક સુંદર કન્યા એક લાખ મોહોરના ચાંલ્લા સાથે ઈનામમાં મળશે. આરબ સરદારના જાણવામાં આ વાત આવ્યાથી તેણે પણ એજ ઇનામ ગ્રેગરિના માથાને સારૂં આપવાનું પ્રસિદ્ધ કર્યું. ઝુબૈર નામે શૂરા અને હોંસીલા એક આરબ નાયકે એ કામ માથે લીધું, વાણેવાયે જુદ્ધ શરૂ થયું તે વારે તેમાં સામેલ ન થતાં એક ટૂકડી સહિત તે તંબુઓમાં સંતાઈ રહ્યો; બપોરે ખમાય નહિ તેટલી ગરમી પડવાથી ગ્રીક લશ્કર છાવણીમાં ગયું, અને આરબોએ પણ પાછા ફરી ત-

રવાર મિયાનમાં ઘાલી, અને કામઠાની પણુછ ઉતારી નાંખી તથા ઘોડાના તંગ છોડી દીધા. એ જોઇ ગ્રીક સિપાઇઓ હથિયાર મૂકી દઇ પોતે પોતાને કામે વળગ્યા, ને સુસ્તીમાં પડ્યા. એવામાં ઝુબૈરે રણસીંગુ ફુંકાવ્યું, અને છુપાવેલા તાજા સ્વારો સહિત "અલ્લા હો અકબર" એવી બૂમ મારતો કૂદી આવ્યો. ગ્રીક સિપાઇઓ ગભરાટમાં શસ્ત્ર ધરવા લાગ્યા, પણ તેટલામાં આરબોએ ખૂબ કતલ કરી તેમને વિખેરી નાખ્યા ને નસાડ્યા. ગ્રેગરિ માર્યો ગયો, અને તેની પુત્રી વિજયીઓને હાથ ગઇ. ઝુબૈરે કહેલું ઇનામ લેવાને આતુરતા ન દેખાડતાં કહ્યું કે ધન અને આ દુનિયાના સુખને વાસ્તે હું વઢતો નથી, પણ પરલોકના હમેશના સુખ ને પ્રભુની સેવાને માટે મારૂં ખાંડુ વાપરવાનો નીમ મેં લીધો છે. કેટલુંક સમજાવ્યાથી તેણે તે ઇનામ સ્વિકાર્યું. એ જયથી આરબોને કેટલોક દેશ અને પુષ્કળ દોલત મળી (ઇ. સ. ૬૪૮.) એ પછી તેમનામાં ફિતુર ઉઠવાથી એણી તરફ મૂલક જીતવાનું કામ વીશ વર્ષ સુધી બંધ રાખ્યું.

ખાલિફા ઉસ્માન નબળા મનનો હતો, કેટલાક ઉપર અયોગ્ય મહેરબાની કરતો હતો, કેટલાકના ઉપર અઘટતી સખ્તાઈ દેખાડતો હતો. એ વિના બીજી ઘણીક વર્તણુકથી જણાયું કે આ સિપાઇ બહાદુર પ્રજાના અધિપતિપણાને લાયક નથી. તેનાથી નારાજી થયા અને તેને ગાદી ઉપરથી ખસેડવાનો મનસૂબો કરવા લાગ્યા. એ જોઈ ઉસ્માને પોતાની ભૂલો માની અને અલીના વચમાં પડવાથી થોડીવારે ટંટો પડ્યો. પરંતુ ખાલિફાએ ફરીને ખોટી રીતે વર્તવા માંડ્યું, તેથી મદિનામાં બંડ થયું. બળવાખોરોએ તેના મકાનમાં ઘુસી તેનો ઘાત કર્યો, (ઇ. સ.૬૫૬).

એ બન્યા પછી આરબોએ પેગમ્બરના જમાઇ અને પિત્રાઇ ભાઇ અલીને ખાલિફા નીમ્યો (હિજરી સને ૩૫). હવે પ્રકૃતિ ક્ષોભ શરૂ થયો, અને મુસલમાનોએ માંહોમાંહે એકએકની હત્યા કરવી શરૂ કરી. અલીની જૂની વેરણ અયેશાએ પ્રથમ બળવો ઉઠાવ્યો અને કેટલીક ફોજ ભેગી કરી સિરિયામાં ગઇ. ત્યાંના હાકેમ મોઆવિઆએ તેને કુમક મોકલી, તેથી તેના લશ્કરમાં વીશ હજાર આદમી થયાં. અલીએ વીસ હજાર આરબોની ફોજ મુશ્કેલીથી ઉભી કરી, અને ઉતાવળે જઈ તેને હ-

રાવી તથા કેદ પકડીને મદિનામાં રાખી. એ જયથી અરબસ્તાન, ઈરાન, અને મિસર એ દેશોની ફોજોએ અને સૂબેદારોએ તેને ખાલિફા માન્યો, પણ સિરિયાના સૂબેદાર મોઆવિઆએ, તેની જોડે લઢવાની તૈયારી કરી. એ અબુ સુફ્યાનનો દીકરો હતો. તેના અને અલીના કુટુંબ વચ્ચેનું મૂળનું વૈર વાળવાનો તેને આ સારો લાગ જડ્યો. ખાલિફા ઉસ્માનની હત્યા અલીએ કરાવી છે એવું તોહોમત મૂકી તેણે પોતાના પક્ષને ઉશ્કેર્યો, અને પોતે ખાલિફાની પદવી ધારણ કરી. મિસર જીતનાર અમર તથા કેટલાક સરદારો તેની તરફ થયા; મોટી ફોજ જમાવી તેણે અલીની સામા બાથ ભીડી, બંને ભણી મળી દોઢ લાખ મુસલમાનો એકએકનાં ગળાં કાપવાને તૈયાર થયા. અલીનું લશ્કર ઓછું હતું, પણ તેના પંડના બળ અને બહાદુરીએ કરીને તે વધારે બળવાન હતું. બંને હરીફોની ભેટ ફ્રાત નદીને આથમણે સફ્ફિનના નાના મેદાનમાં થઇ. સો દહાડા ઉપરાંત, તેમાં વિગ્રહ ચાલ્યો. મોઆવિઆનાં સાત હજાર આદમી મુઆ અને તેની પડતી થઇ. એ જોઇને પલાયન કરવાના વિચારમાં હતો એવામાં અમરે એક તદબીર બતાવી તેથી તે બચ્યો. માંહોમાંહે જે નાશ થયો હતો તે જોઇ એક પક્ષમાં નાખુશી થઇ હતી. તેમની લઢવા ઉપર અરૂચી જોઇને અમરની સલાહથી મોઆવિઆએ પોતાની ફોજના મોખરાના ૫૫૦ સિપાઇઓના ભાલાની અણીએ એક એક કુરાન ખોસાવ્યું. એ જોઇ અલીના સ્વારો બોલ્યા કે શત્રુ કુરાનને વચમાં નાખી સમાધાન કરવા માગેછે, માટે હવે યુદ્ધ કરવું એ ધર્મ વિરૂદ્ધ છે. અલી એ ઢોંગથી છેતરાયો નહિ, પણ ફોજે તેની આજ્ઞા માની નહિ, તેથી લાચારીએ લડાઇ બંધ પાડી તેણે કુફા નગરમાં જઇ મુકામ કર્યો. ધર્માંધ અને ધર્મઘેલા કોઈ ત્રણ મુસલમાનોએ મક્કાના દેવળમાં એકઠા મળી મનસૂબો કર્યો કે આ અસ્વાભાવિક વિરોધ કરવામાં ત્રણ આગેવાની મુખ્ય છે, વાસ્તે તેમને મારી નાખીએ તો મુસલમાની ધર્મ અને રાજ્યની ખરાબી થતી અટકે. એ કામ મહા પુણ્યનું સમજી તેમાંના એકે અલીનો, બીજે મોઆવિઆનો, અને ત્રીજાએ અમરનો ઘાત કરવાનું માથે લીધું. કુફાની મસજીદમાં પેલામાંના એકના ખંજરથી અલીનો જાન ગયો. (ઇ. સ. ૬૬૦), એ વેળા તેને ૬૩ મું વરસ જતું હતું. મોઆવિઆનો પ્રાણ લેવાને જે ગયો હતો તેણે તેની કેડમાં જખમ

કર્યો પણ તે ઘા કારી થયો નહિ, તેથી તે જીવ્યો, અને બધા મુસલમાનોએ તેને ખાલિફ માન્યો. અમર માંદો હોવાના સબબથી મસ્જીદમાં તે દિવસે ગયો નહોતો, તેથી બિલકુલ બચી ગયો, પરંતુ તેને ઠેકાણે તે દહાડે જેણે ઇમામનું કામ બજાવ્યું તેનો કાળ ત્રીજા હત્યારાને હાથે ભૂલમાં થયો. અલી ગુણવાન પુરૂષ હતો. કવિતા રચવામાં, અને સુભાષણ કરવામાં, ભક્તિ, શૂરાતન, અને માયાળુપણાને સારૂ તે વખણાયો છે.

આ પ્રકૃતિક્ષોભથી મુસલમાનોમાં કેટલાક પંથ થયા તેમાંના મોટા બે છે. એક શીઆ અને બીજો સુન્ની. એ બેની વચ્ચે હાડવૈર છે. તુર્કસ્તાનના મુસલમાનો સુન્ની છે. અને ઇરાનના શીઆ છે. હિંદુસ્તાનમાં બંને છે, પણ સુન્નીની સંખ્યા વધારે છે, શીઆ ફક્ત અલીને ખરો ખાલિફ અને ઇમામ માનેછે. અને સુન્નીઓ ચારેનો બરાબર માને છે. એ સિવાય એમની વચ્ચે મતભેદ પણ છે.

જગાની તંગાસને લીધે ઝીણી ઝીણી વિગતો છોડી દઇ ઉપર મુંજબ ટૂંકામાં હેવાલ લખ્યોછે. અને જે થોડું લંબાણ એમાં કર્યું છે, તેનાથીએ ઓછું કરવાની હવે પછી જરૂર છે.



## ખંડ ૩ જો.

**બનિ-ઉમૈયાનો વંશ-ખાલિફા મોઆવિઆ-યઝીદ-મુસલમાની રાજ્યનો ફેલાવો-આફ્રિકાના ઉત્તરકાંઠાના મૂલકને અને સ્પેનદેશને મુસલમાનો જીતેછે.**

ફ્રાંસમાં તેમની હાર-તાતાર દેશ અને સિંધુ નદી લગીનો મૂલક મુસલમાનો જીતેછે-ઉમૈયા વંશનો અબ્બાસિકુલના ખાલિફા સફ્ફાહ વગેરે-સ્પેનમાં ઉમૈયા વંશનો કુમાર એબલ રહેવાન ખાલિફા થયો-આલ્માન્સર બગદાદ હારુન અલરશીદ.

ખાલિફા અલીના મરણ કેડે તેનો વડો પુત્ર હસન ગાદી ઉપરથી હાથ ઉઠાવી મદિને જઈ રહ્યો અને મોઆવિઆ બધા મુસલમાની રાજ્યનો અધિપતિ થયો. તેનો બાપ અબુ સોફિયાન બનિ ઉમૈયાની ઓલાદનો હતો. એણે રાજધાની દમાસ્કસ શહેરમાં કરી તથા તખ્ત વંશપરંપરા કર્યું. એ પંડે શૂરો અને પરાક્રમી હતો, પણ તેના વંશના બીજા ખાલિફા ઘણુંકરીને નબળા, મોજશોખી, અને અનીતિવાન હતા, તથાપિ તેમના સિત્તેર વર્ષના અમલમાં રાજ્યનો ઘણો ફેલાવો થયો, કેમકે મુસલમાનોમાં હજી વિનાશકારી દુર્ગુણો પૂરા પેઠા નહતા. મોઆવિઆનો ઘણો વખત અલીના પક્ષના હાકેમોને તેમની જગાએથી ખસેડવામાં અને તેમના બંડો બેસાડી દેવામાં ગયો ૬૭૦ માં તેણે હસનને વીખથી મરાવ્યો. તેની પછી તેનો કુંવર યઝીદ ખાલિફા થયો. અલીના પક્ષકારોએ એના વખતમાં તેના બેટા હુસૈનને રાજનો ધણી કરવાનો મનસૂબો કરી તેને કુફા શેહેરમાં આવવાને કહાવ્યું. તે રાજકુંવર કુટુંબકબીલો અને થોડાક સિપાઇઓ સહિત ત્યાં જવા નીકળ્યો. કરબલા નામે વેરાન જંગાના માર્ગમાં આવી ત્યાં તેને અને તેનાં બૈરાં છોકરાં તથા સાથીઓને દુસ્મનની ફોજની એક ટૂકડીએ નિર્દયપણે મારી નાખ્યા. એ દુઃખદાયક બનાવની યાદગિરીમાં હિંદુસ્તાનના મુસલમાનો મોહોરમ+ મ-

+ મુસલમાન વર્ષનો પેહેલો માસ.

હિનામાં તાજીઆ કે તાબુત કરેછે, અને શિયાપંથીઓ એ વેળા ઘણો ખેદ કરે છે; તથા સુન્નીઓ પણ થોડો કરેછે.

મોઆવિઆની ૩૦,૦૦૦ આદમીની એક સેનાએ આફ્રિકાની ઉત્તરના મૂલકો ઉપર સ્વારી કરી અને મસ લૂંટ મેળવી. ત્યારપછી અકબહ નામે નાયક ૫૦,૦૦૦ આરબ અને આફ્રિકાના દેશીઓની કેટલીક ફોજ લેઇ તે તરફ ગયો, અને આટ્લાંટિક મહાસાગર સુધીનો દેશ વશ કર્યો. પાછળથી દેશમાં બંડ થયાં, અને લઢાઇઓ જાગી તેમાં તે માર્યો ગયો. તેની જગાએ ઝુહેર થયો તેની પણ તેજ દશા થઇ, તથા મુસલમાનોને પાછા જવું પડયું. અને મિસરના સૂબેદાર હસને જઇ કાર્થેજ શહેરને જમીનદોસ્ત કર્યું તે અને બેરબેર કેમર નામે લોકને તાબે કર્યો. તેના પછી એ મૂલકનો સૂબેદાર મુસા થયો તેણે તેમની શક્તિ કેવળ હીણ કરી નાંખી (ઇ. સ. ૭૦૯).

સ્પેન દેશમાં ગોથ લોકના હાથમાં રાજ્યસત્તા હતી. એ લોકે પોતાની મૂળ તેજી અને યુદ્ધશક્તિ ખોઇ હતી. આ સમયમાં તેમનો રાજા રાદરિક નામે હતો. આફ્રિકામાંથી હવે મુસલમાનો સ્પેનમાં ઉતર્યા. જુલિઅન નામે ગોથ તાલુકદારની જોડે રાદરિક રાજાને અણબનાવ થયાથી તથા બીજા કારણોથી તેઓમાં કુસંપ પેઠો હતો, તથા ટંટો ચાલતો હતો. જુલિઅને પોતાની મદદે મુસાને બોલાવ્યો. ખલીફા વાલીદની પરવાનગી મેળવી મુસાએ ઇ. સ. ૭૧૧ માં ૫૦૦૦ મુસલમાનોની સેના પોતાના હાથ નીચેના એક સરદાર નામે તારિફના હુકમમાં જિબ્રાલ્ટર ઉપર મોકલી. તેની સામી થનારી ગોથ ફોજને હરાવી તારિફ આગળ વધ્યો. રાદરિકે એક લાખ સૈન્ય ભેગું કર્યું. મુસાએ બીજા સાત હજાર આરબો મોકલ્યા તે ઉપરાંત આફ્રિકાના તથા સ્પેનના રહેવાસીઓનું કેટલુંક લશ્કર તારિફ કને હતું. ગ્વાદાલેતા નદીને તીરે ઝેરેસ નગરની સોડે ખ્રિસ્તિ અને મુસલમાની લશ્કરોની ભેટ થઇ. ચાર દહાડા લઢાઇ ચાલીને ખૂબ કાપાકાપ થઇ. મુસલમાનો સંખ્યામાં ઘણા થોડા હોવાને લીધે પહોંચી શકતા ન હતા, અને પાછા પગ કરતા હતા. તેવામાં રાદરિકના લશ્કરના કેટલાક ફૂટેલા તાલુકદારો પોતાની ટૂકડીઓ સહિત તેમને આવી

મળ્યા, અને બાકીની ગોથ ફોજ નાઠી, અને તેમનો રાજા માર્યો ગયો. એ વિજયથી સ્પેનના ઘણા પ્રાંતો મુસલમાન સરદારને તાબે થયા, અને જે રહ્યા હતા, તે મુસાએ ૧૮૦૦૦ સિપાઇઓ સાથે આવી જીતી લીધા (ઇ. સ. ૭૧૪).

આરબ ફોજોએ ઇ. સ. ૬૬૮ થી તે ઇ. સ. ૭૧૬ સુધીમાં બે વાર ઇસ્તામ્બૂલને ઘેરો ઘાલ્યો હતો, પણ તે શહેર હજી જીતાયું ન હતું. સ્પેન દેશ તાબે કરનારા મુસલમાનો પિરિનીસ પર્વત ઓળંગી ફ્રાંસમાં પેઠા અને ત્યાંના ઘણાક પ્રાંતો તેમણે હાથ કરી લીધા. ફ્રાંક લશ્કરો હાર ખાઇ તેમનાથી નાસવા લાગ્યાં, અને મુસલમાનોના મનમાં બધો યૂરોપખંડ જીતવાનો ખ્યાલ આવ્યો. પરંતુ ચાર્લ્સ માર્ટેલ નામે મહા શૂરવીર સરદાર એ વેળા ત્યાં હતો તેણે તેમને પાછા હઠાવ્યા. ફ્રાંક અને જર્મન લોકની મોટી ફોજ એકઠી કરી તેમની જોડે ટુર્સ અને પોઇતિઅર્સ (ટુર અને પાતિઆ) નગરોના વચ્ચેના પ્રદેશમાં સંગ્રામ થયો. છ દિવસ સુધી લાગલાગટ દારૂણ યુદ્ધ ચાલ્યું, તેમાં બેઉ પક્ષ બરાબર ઉતર્યા. સાતમે દહાડે મુસલમાન ફોજનો સેનાધિપતિ અબદલ રહેમાન રણમાં પડ્યો, અને સાંજે તંબુમાં ગયા પછી તેઓ માંહોમાંહે ટંટો કરી રાતમાં પોતાનો સામાન સરનજામ મૂકી ઉતાવળે જતા રહ્યા (ઇ. સ. ૭૩૨). એ બન્યા પછી ફ્રાંસ જીતવાની કોશિશ તેમણે ફરીને કદી કરી નહિ. એ દેશનો દક્ષિણ ભાગ તેમના કબજામાં ગયો હતો તે ચાર્લ્સ માર્ટેલના પુત્ર પેપિને સને ૭૫૯ માં ખૂંચવી લઇ તેમને પિરિનીસ પહાડની બીજી બાજુએ ધકેલી મૂક્યા. આ લડાઇ ઇતિહાસમાં ઘણી અગત્યની ગણાય છે.

મુસલમાની રાજ્યનો વધારો પશ્ચિમભણી થયો તેનું જુજ બ્યાન એ પ્રમાણે કરી એમણે પૂર્વ તરફ કેવાં પરાક્રમ કર્યાં તે હવે જોઇએ. એમની એક ફોજ એશીઆમિનર જીતવામાં લાગી હતી, અને બીજી તાતાર દેશ ઉપર ચઢી હતી. ખાલિફા ઉસ્માનના વખતમાં મુસલમાની રાજ્યની મર્યાદા ઑક્સસ નદી હતી. મોઆવીઆની ફોજ ત્યાંથી આગળ વધી બોખારા પહોંચી. ખાલિફા વાલીદના નાયક કુતિબાએ ઝેક્સાર્તેસ નદી અને કાસ્પિયન સમુદ્રની વચેનો બોહોળો પ્રદેશ જીત્યો. સામા થ-

નારી તાતાર અને તૂર્ક ફોજ સમર્કંદ શેહેરમાં જઇ ભરાઇ કતિબોએ ૨૦,૦૦૦ મુસલમાનોથી તે નગરને ઘેર્યું એ શહેર તે વેળા સમૃદ્ધિવાન વેપારનું સ્થળ હતું, ચીન દેશનો કીમતી માલ પશ્ચિમ એશીઆ તથા યૂરોપમાં જતો તેનું એ પીઠું હતું. એની દોલતની આશાએ મીઆંભાઇ ખૂબ જુસ્સાથી લઢયા અને ફતેહ પામ્યા. (ઈ. સ. ૭૧૨) પુષ્કળ પૈસો આપવાની તથા પારસી ધર્મ તજી મુસલમાન થવાની તેમણે ત્યાંના લોકને જરૂર પાડી.

પાંચમા ખાલિફ્ મોઆવીઆના વખતમાં હિજરી સનેના ૪૦ મા વરસને સુમારે અથવા ઇ. સ. ૬૬૪–૬૬ની વચ્ચે મુસલમાન ફોજની એક ટૂકડી સિંધુ નદી સુધી વિજય કરતી આવી હતી. કાબુલમાં કેટલાક લોક તેમના ધર્મમાં પેઠા, અને રાજાએ ખંડણી આપવી કબૂલ કરી ત્રીશ વર્ષે પછી એ ખંડણી આપવી બંધ કરવાથી એક મોટા લશ્કરે આવી સઘળો દેશ જીતી લીધો. પેશાવર તથા મુલતાન વચેના ડુંગરોમાં ઘણાક મુસલમાનોએ વસ્તિ કરી. એમણે એ દેશોના લોકને મુસલમાન કર્યા તથા પંજાબના રાજાઓ પાસેથી ખંડણી ઉઘરાવી. આગળ ખાલિફ્ વાલીદની કાર્કીર્દીમાં મહંમદ કાશીમ નામે સરદાર ઇરાનથી નવું લશ્કર લેઇને સિંધ દેશ ઉપર આવ્યો. ત્યાંના દેવળગામ નામે નગરના દાહીર જાતનો રજપૂત રાજા ૫૦,૦૦૦ રજપૂતોની ફોજથી તેની સામે લઢયો, પણ તે હાર્યો અને માર્યો ગયો; તથા પંજાબ અને સિંધ એ બંને દેશ મુસલમાનોને હાથ ગયા ( ઇ. સ. ૭૧૧ ). પરંતુ થોડા વખત પછી તેમને એ પ્રાંતો તજવા પડયા. અફ્ગાનિસ્તાનના લોક મુસલમાન થયાથી તે મૂલક તેમની કને રહ્યો.

એ રીતે મુકાબલે ટૂંકી મુદતમાં એટલે આરબ પેગમ્બરને શસ્ત્ર પકડવાને સો વરસ નહિ થયાં તેટલામાં ખાલિફોની સત્તા અને મુસલમાની ધર્મ પૃથ્વીના મોટા ભાગ ઉપર ચારે દિશામાં ફેલાયાં. આટ્લાન્તિક મહાસાગર તથા ભૂમધ્ય સમુદ્રના કાંઠાના મૂલકોમાં સ્પેન અને ફ્રાંસના ઘણા ભાગમાં, કાળા સમુદ્ર અને કાસ્પિયન સમુદ્રના કીનારાના દેશોમાં, ચીનાઇ તારતરની સરહદ, સિંધુ નદીના તટનો પ્રદેશ અને આરબી સમુદ્રના

ઉત્તર, ભણીના સર્વે દેશમાં મુસલમાની ધજા ઉડતી હતી, અલ્લાઅકબર-ની બાંગ સંભળાતી હતી, અને ચક્રવર્તિ ખાલિફાનો હુકમ મનાતો હતો. ખાલિફાની ગાદીને માટે ટંટો ઉઠયો, તેથી થોડા વખત કેડે એ મોટા રાજ્યના વિભાગ થઇ ગયા.

બનિઉમૈયાની ઓલાદના ખાલિફા એક પછી એક નબળાં લક્ષણ-ના અને ભારે જૂલમી તથા ઘાતકી થવા માંડ્યા હતા, તેથી બહુ મુસ-લમાનો તેમનાથી કંટાળ્યા હતા, અને તેઓ પેગમ્બરના કાકા અબ્બાસ-ના પૌત્ર મહમદને મુખ્ય અધિકારી કરવાનું ધારતા હતા, પણ તે અમ-લમાં લેવાય તે પેહેલાં તે મરણ પામ્યો, અને તેના દીકરા ઇબ્રાહીમે પો-તાના કુળનો કાળો ઝુંડો ઉભો કર્યો. ખોરાસાન પ્રાંત તેના મિત્ર અબુમુ-સ્લિમે જીતી લીધો અને ઘણે ઠેકાણે તેના પક્ષકારોએ બંડ મચાવ્યાં, પ-રંતુ તે પોતે દમિશ્કના ખાલિફાના માણસોથી પકડાયો અને ક્રૂર રીતે મા-ર્યો ગયો. તેના બે ભાઇઓ કુફાનગરમાં નાશી છૂટયા. તેમાંનો વડો અ-બુઆબાસ અલસફાહને તેના પક્ષકારોએ ખાલિફા નીમ્યો. ફાતમાના વં-શજો પણ પોતાનો લીલો ઝુંડો લેઇ ઉઠયા, પણ તેમની તરફ ઘણા થો-ડા આદમીઓ હોવાથી તેમનું કાંઇ ચાલ્યું નહિ. ઉમૈયાની ઓલાદનું નિ-શાન હતું તેમનો છેલ્લો ખાલિફો મરવાન હવે જાગૃત થઇ મોટી સેના જમાવી પોતાના હરીફ સફાહની સામો ગયો. મોસલ અને આર્બેલાની વચ્ચે ઝાબને કાંઠે જ્યાં સિકંદર અને દારાની છેલી લડાઇ થઈ હતી ત્યાં એ બે પક્ષના મુસલમાનોનું ભારે યુદ્ધ થયું. મરવાનનો છેક પરાજય થયો. તેથી તે રણમાંથી નાઠો અને થોડા વખતમાં માર્યો ગયો, તથા તેનું રા-જ્ય તેના દુશ્મનને હાથ ગયું (ઇ. સ. ૭૫૦). બનિઉમૈયાના વંશના ઇ-માંમ અને ખાલિફાનાં નામ તેમના ગાદીએ બેઠાનાં વરસ નીચે આપ્યાંછે.

| હિજરી | ઇ. સ. | નામ. | હિજરી | ઇ. સ. | નામ. |
|---|---|---|---|---|---|
| ૪૧ | ૬૬૧ | મોઆવીઆ ૧ લો | ૯૯ | ૭૧૮ | ઉમર ૨ જો. |
| ૬૦ | ૬૭૬ | યઝિદ ૧ લો. | ૧૦૨ | ૭૨૧ | યઝિદ ૨ જો. |
| ૬૪ | ૬૮૩ | મોઆવીઆ ૨ જો | ૧૦૪ | ૭૨૩ | હાશમ. |
| ૬૪ | ૬૮૩ | અબદલ્લા | ૧૨૫ | ૭૪૨ | વાલિદ ૨ જો. |
| ૬૪ | ૬૮૩ | મરવાન ૧ લો. | ૧૨૬ | ૭૪૩ | યઝિદ ૩ જો. |
| ૬૫ | ૬૮૪ | અબદુલમલિક | ૧૨૭ | ૭૪૪ | ઇબ્રાહીમ |
| ૮૬ | ૭૦૫ | વાલિદ ૧ લો. | ૧૨૭ | ૭૪૪ | મરવાન ૨ જો. |
| ૯૭ | ૭૧૬ | સુલેમાન | | | |

અબ્બાસ કૂળે ગાદી ઉપર આવતાં વારને પદભ્રષ્ટ થએલા કુટુંબમાંના માણસોને વીણી વીણીને માર્યાં ને તેમના ઘણા દૂરના સગાને પણ જીવવા દીધા નહિ. દમિશ્ક શેહેરમાં મૈયત ખાલિફ્રાના કબીલાના આદમીઓ તથા સરદારો એંશીએક રહેતા હતા તેમને ત્યાંના નવા સુબેદારે ફરેબ દઇ મીજબાનીમાં જમવા નોતર્યા અને તેઓ આવી બેઠા કે સંતાઇ રહેલા મારાઓએ ઓચિંતા આવી તેમનો ઘાત કર્યો. કેટલાક હસસ્તા અને કેટલાક પૂરા થયા તેમનો ચોતરો કરી તે ઉપર શેતરંજી નાંખી તે હાકેમ અને તેના ભાઇબંધો મિષ્ટાન લેવા બેઠા, અને ઘાયલ થયલા મેહેમાનો નીચે રહ્યા દુઃખનો પોકાર અને તરફડીઆં મારતા હતા, તેથી આનંદ પામતા હતા. નવા ખાલિફ સફ્ફાહના હુકમથી ઉમૈયા વંશના ખાલિફોનાં મુડદાં કબરમાંથી ખોદી કાઢી બાળી મૂકવામાં આવ્યાં. ખાલિફોની અને આરબ સરદારોની રીતભાત અલીના વખત સુધી હતી તેવી રહી નહતી. દોલત વાપરવામાં અને ભારે દબદબો દેખાડવામાં તેઓ સાધારણ પાદશાહના જેવા થયા હતા.

બનિઉમૈયાના ગોત્રનો માત્ર એક જુવાન કુમાર નામે અબ્દલ રહેમાન આફ્રિકામાં નાઠો હતો તે બહુ મુશ્કિલીએ બચ્યો. તેના કૂળના મિત્રો અને આશ્રિતોના જોરે કરીને તેને સ્પેન દેશ મળ્યો (ઇ. સ. ૭૫૫). અહિંના કાર્દોવા નગરમાં રાજ્યધાની સ્થાપી તેણે અને તેના વંશજોએ મળી ૨૮૩ વરસ સુધી ખાલિફ્ર અને ઇમામના ઓહ્દાથી રાજ્ય કર્યું. સ્પાનિઅર્દો પ્રજાધર્મ ભૂલી જઇ મુસલમાનો જોડે હળી ગયા અને રૈયત દાખલ પોતાનો ખ્રિસ્તિ ધર્મ સાચવીને રહ્યા. એ રીતે મુસલમાની રાજ્યનો એક ભાગ છૂટો પડી સ્વતંત્ર થયો.

સ્પેન જતાં બાકી રહેલા વિશાળ રાજ્યનો ઇમામ અને ખાલિફ્ર સફ્ફાહ થયો. ઇ. સ. ૭૫૪ માં તેનું મરણ થયાથી તેનો ભાઇ અલ્મન્સૂર તેને આસને બેઠો. પ્રથમ મદિનામાં રાજગાદી હતી. અલીએ કુફ્ર નગરને રાજ્યધાની કરી. મોઆવીઆ અને તેની ઓલાદના ખાલિફોની વેળામાં દમિશ્ક (દમાસકસ) પાયતખ્ત શેહેર હતું. અબ્બાસ કુટુંબનું બળ ઇરાનમાં વિશેષ હતું તેથી અલ્મન્સૂરે તિગ્રિસ નદીને કાંઠે બગ્દાદ નામે નવું શેહેર વસાવી રાજ્યાસન ત્યાં આણ્યું (ઇ. સ. ૭૬૨). એ પુરમાં તેના વંશજોએ પાંચશેં વર્ષ રાજ્ય કર્યું. અહિંના કેટલાક ખાલિફોના વૈભવનું વર્ણન આશ્ચર્ય પમાડે તેવું છે. અલ્મન્સૂરની ફોજે તુર્કસ્તાનના કેટલાક રબારી રાજાઓને હરાવ્યા, પરંતુ સ્પેનના ખાલિફ્ર જોડે વઢવામાં તેને જશ મળ્યો નહિ.

ઉમૈયા અને અબ્બાસ કૂળોના ઝઘડાનો લાભ લેઇ ગ્રીક રાજેંદ્રે મુસલમાનો કનેથી કેટલોક મૂલક પાછો લીધો હતો. અલ્મન્સૂરની પછી ઈ. સ. ૭૭૫ માં મહદિ ખાલિફ્ર થયો તેણે તે રાજ્ય ઉપર સ્વારીઓ કરીને વૈર વાળ્યું. ઇરાનીઓ તથા આરબો મળી ૯૫૦૦૦ સિપાઇઓની ફોજ તેણે પોતાના બીજા પુત્ર હારૂનની સરદારી નીચે શત્રુના મૂલકમાં મોકલી હતી તે ઈસ્તામ્બુલ શહેર સુધી જઈ ત્યાંના રાજ કર્ત્તાને નમાવી તથા ધન લેઇને પાછી આવી. ઇ. સ. ૭૮૫ માં એ ખાલિફ્રનું મૃત્યુ થયાથી તેનો વડો કુમાર અલ્હાદિ ગાદીપતિ થયો. ટૂંક મુદતમાં તેનો કાળ થયાથી તેનો નાનો ભાઇ હારૂન જેને મુસલમાન ગ્રંથ કર્ત્તાઓએ અલ-

રશીદ એટલે અદલ ઇન્સાફ કરનાર એવો ઇલકાબ આપ્યો છે, અને જે વિદ્યાને ભારે ઉત્તેજન આપવાને માટે પ્રખ્યાત છે, તે ઇ. સ. ૭૮૬ માં ઇમામ અને ખાલિફ્રાને સ્થાને બેઠો. એ પ્રતાપિ મહારાજે ૨૩ વરસની લાંબી કાર્કિર્દિમાં ઘણાં પરાક્રમ કર્યાં. ઇસ્તામ્બુલના તે વેળાના રાજેંદ્ર નિ- સેફ્રોરસે તેની જોડે જબરો ઝઘડો કર્યો તેમાં તેનો પરાજય થયો, અને ખાલીફ્રાએ જે જે શરતો કરવા માગી તે બધી તેને કબૂલ કરવી પડી, દર વર્ષે પુષ્કળ નાણું બગદાદના ખજાનામાં તેને મોકલવું પડ્યું હતું.



# ખંડ ૯ મો.

ફ્રાંક રાજ્ય—મેરોવેઅસ—કલોવિસ—કલોતેર ૧ લો, કલોતેર ૨ જો, દાગોબર્ત ૧ લો, પેપિન કાર્લ કે ચાર્લસ-આર્તેલ-પેપિન બીજો-શાર્લમાન-યૂરોપની પ્રજાઓ.—

મેરોવેઅસ કે મેરેવિગ નામે સરદારના હાથ નીચે ફ્રાંક લોકની ઘ-ણીક ટોળીઓએ ઈસ્વીસનના પાંચમા સૈકાના મધ્યભાગે પ્રથમ બેલજિ-યમ ભણીનો પ્રાંત વશ કર્યો, અને પછી તેના વંશજોએ બાકીનો ગોલ મૂલક હાથ કરી રાજ્ય સ્થાપ્યું. એ રાજા મેરોવેઅસ કે મેરોવિંજીયન વં-શના કહેવાયછે. ફ્રાંક ઉપરથી ફીરંગી, ફ્રાંસ, ફ્રાંસેસ, ફ્રેંચ, એ શબ્દો ઉત્પન્ન થયા. મેરેવિગની પછી તેનો છોકરો હિલ્દેરિક રાજા થયો, અને હિલ્દેરિક પછી કલોવિસ થયો (ઇ. સ. ૪૮૧). કલોવિસે બધો ગાલ દેશ જીત્યો. બર્ગં-દિના રાજાના ભાઇની ખ્રિસ્તિ થયેલી કલોતિલ્દા કે કલોમિત્રા નામે કુંવરી વેરે તે પરણ્યો. એ બાઇએ તથા પોતાના નવા રાજ્યના ધર્મ ગુરૂઓએ તેને ખ્રિસ્તિ ધર્મ સ્વીકારવાને બહુ સમજાવ્યો, તથા યુક્તિઓ કરી આ-લેમાન્સ નામે લોકની સામા તે યુદ્ધે ચઢયો તે-વારે રાણીએ જયને માટે દેવનું આરાધન કરવા માંડીને કલોવિસની ફતેહ થયાથી તેણીએ કહ્યું કે એ વિજય મારા દેવે કીધોછે, માટે હવે તમારે ઈસાનો ધર્મ માનવો જો-ઇએ. એ વાત ખરી માની યા તેના કાલાવાલાને લીધે અથવા કોઇ રાજકિય કારણે કે એ ત્રણે મળીને તેનું મન ફેરવ્યું. તે ધર્મના આચા-ર્યોની વાત સાંભળી અને તેમની કનેથી બાપ્તસ્માની દિક્ષા લીધી. તુરત ૩૦૦૦ ફ્રાંક જોદ્ધા પણ તેની જોડે સામિલ થયા (ઈ. સ. ૪૯૬). દિક્ષા આપનાર ગુરૂને તેણે કહ્યું કે હું ભોજન કરીને ઉઠું એટલી વારમાં તમે જેટ-લી જમીન ઉપર ઘોડે બેશી ફરી વળશો તેટલી જમીન તમને ગુરૂ દક્ષ-ણામાં આપુંછું. પારિસ તેની રાજધાનીનું શહેર હતું. એ કેથોલિક પંથ-માં દાખલ થયો હતો, અને તેની આસપાસના બીજા રાજાઓ આરિયન માર્ગમાં હતા, પણ તેમની રૈયતનો મોટો ભાગ કેથોલિક હતો, એ પં-થો વચ્ચે મોટી લઢાઈ હતી, તેથી કેથોલિક ધર્મગુરૂઓએ પડોશના રા-

જ્યો જીતવામાં તેને ઘણી મદદ કરી. રહૈનથી તે પિરિનીસ સુધીનો, આ-લ્પ્સથી તે સમુદ્ર સુધીનો મૂલક કલોવિસે જીત્યો, પણ બધા પ્રાંત બરા-બર એના સ્વાધીનમાં રહેતા નહિ. ફ્રાંક જોદ્ધા પણ ઘણા સ્વતંત્ર હતા, અને તેમના કહ્યામાં એને રહેવું પડતું.

સને ૫૧૧માં તેનું મરણ થયાથી રાજ્યના ચાર ભાગ કરી તેના ચાર પુત્રોએ વહેંચી લીધું. એમાંનો એક બર્ગંદિ લોક જોડે વઢતાં રણ-માં પડ્યો, અને તેના બે છોકરાને તેમના કાકાએ મારી નાખ્યા તથા ત્રિ-જો છોકરો સાધુ થયો, અને ખૂન કરનારા બે કાકાએ તેનો મૂલક વહેંચી લીધો. બીજા બેનો વંશ લાંબો ન ચાલ્યાથી ચોથા એટલે સર્વેથી નાનો કુંવર કલોતેર ચારે હિસ્સાનો ધણી થયો (ઇ. સ. ૫૫૮).

એ કલોતેરનો મૂલક પણ તેના ચાર દીકરાએ વહેંચી લીધો. ભા-ઈ ભત્રીજાઓમાં મારામારી અને હત્યાઓ થયા પછી આખરે એના એ-જ નામના પૌત્રના હાથમાં આખું ફ્રાંસ આવ્યું (ઇ. સ. ૬૧૩). કલોતેર બીજાની પછી સને ૬૨૮ માં તેનો છોકરો દાગોબર્ત ૧લો ગાદીપતિ થ-યો, અને દશ વર્ષ રાજ કરી મરણ પામ્યો. કલોવિસના વંશમાં થોડો ઘ-ણો દમવાળો છેલ્લો રાજા એ હતો. એના પછી જે થયા તે કેવળ નબ-ળા અને નામના રાજા હતા "રાજમંદિરના કોટવાળ" એવે નામે પ્રથમ રૈયતની અરજી રજુ કરનારા પ્રધાન હતા, તેઓના હાથમાં બધી રાજસ-ત્તા ગઈ, અને અર્ધા દેશના તેઓ જાગીરદાર થયા. શિવાજીના વંશના સ-તારાના રાજાનો અધિકાર પેશવાના કબજામાં ગયો તેવું આ વેળા ફ્રાંસ-માં બન્યું હતું.

એમાંના પેપિન નામે પરાક્રમી પ્રધાને ફૂલ અખત્યારે ઘણા વર્ષ લ-ગી રાજ ચલાવ્યું. સને ૭૧૪માં તેનું મરણ થયાથી તેનો છોકરો કાલ અથવા ચાર્લસ માર્તેલ તે અધિકાર પામ્યો. આજુબાજુનાં ઘણાંક રાજ્યો જોડે લઢવામાં એને જશ મળ્યો. સને ૭૩૨માં મુસલમાનો ઉપર મો-ટો વિજય મેળવી તથા ફ્રાંસને તથા યૂરોપને તેમના ત્રાસથી છોડવી તે-ણે પોતાનું નામ અમર કર્યું. એની પાછળ એનો દીકરો બીજો પેપિન થયો તેણે નામના રાજા ચિલ્ડ્પેરિક ૩જાને સને ૭૫૨માં ગાદીએથી ઉ-

દાડી મૂકી મેરોવેઅસથી ચાલેલો મેરોવિંજિઅન વંશનો અંત આણ્યો, અને પંડે રાજ્યપદવી ધારણ કરી. એ રીતે કાર્લોવિંજિયન એટલે કાર્લેના કૂળની સ્થાપના થઈ.

એ વેળાએ રોમના પ્રમુખ આચાર્યને યૂરોપના ખ્રિસ્તિ લોક સર્વોપરિ ધર્મગુરૂ માનતા હતા અને તેને પોપ કે પાપા એટલે પિતા કહેતા હતા. પેપિનને ગાદિપતિ થવાને પોપે મંજુરી આપી હતી, એ પાડ વાળવાને તે રાજાએ ઇતાલિમાં જઈ પોપના શત્રુ લામ્બર્ડ લોક જોડે યુદ્ધ કર્યું અને ફતેહ પામ્યો. સને ૭૬૮માં તેનું મૃત્યુ થયાથી તેના બે પુત્ર નામે ચાર્લસ કે કાર્લ જે આગળ શાર્લમાન એટલે પ્રતાપી ચાર્લસ કહેવાયો તેણે તથા કાર્લોમાને તેના રાજ્યને બે હિસ્સે વહેંચી લીધું. ત્રણ વર્ષ કેડે કાર્લોમાનો કાળ થયો, ત્યારે તેનાં બૈરાં છોકરાં ઇતાલિમાં લામ્બર્ડ રાજાને શરણ જઇ રહ્યાં અને બધું રાજ્ય શાર્લમાને લીધું (ઇ. સ. ૭૭૧).

ખ્રિસ્તિ દેવળોમાં મૂર્તિ ન રાખવી એવો ઠરાવ ઇસ્તામ્બુલના આચાર્યોએ કર્યો અને બધા પ્રાંતોમાં તે અમલમાં લાવવાની રાજેંદ્ર લિઓએ આજ્ઞા આપી. એ હુકમ ઇતાલિના લોકોએ માન્યો નહિ. પોપ ગ્રેગરિની ઉશ્કેરણીથી ત્યાં ભારે બંડ થયું. લિઓને ધર્મભ્રષ્ટ કહી લોકે તેની ફોજનો નાશ કર્યો (ઇ. સ. ૭૨૮). રોમના તથા ઇસ્તામ્બુલના સર્વોપરિ આચાર્યો એક એકપર ઈર્ષા કરતા હતા. ઇતાલિના લોકને ઇસ્તામ્બુલના રાજેંદ્રની તથા આચાર્યની સત્તામાં રહેવું ગમતું નહિ, તેથી તેઓ રોમના આચાર્યને ધર્મ અને રાજ્ય સંબંધમાં શક્તિવાન કહેતા હતા. રોમ શહેરમાં રાજેંદ્રની સત્તા માત્ર નામની હતી. પ્રાચીન કાળની તરેહપર જઇ ત્યાંના રહેવાસીઓ પોપને પોતાના હાકેમ નીમતા. એ રીતે બે કામ તે આચાર્યના હાથમાં ગયાં. અને દહાડે દહાડે તેની શક્તિ વધતી ગઇ, અને ઝેકરી, સ્તીફન, પૉલ, ત્રણ ગ્રેગરિ વગેરે બુદ્ધિમાન તથા પરાક્રમી પોપોના પ્રતાપે કરીને તેઓ આખા યૂરોપમાં સર્વોપરિ થઈ.

ઇતાલિના ધણી થવા સારૂ લામ્બર્ડ રાજા પણ બહુ પ્રયત્ન કરતા હતા. રાજેંદ્રના સુબેદારનું થાણું રાવેના શહેરમાં હતું, તે તથા તેના તાબાનો ઇતાલિનો તમામ મૂલક આઠમા સૈકડાના મધ્ય ભાગે લામ્બર્ડ લોકે

જીતી લીધો અને રોમ શહેરને તાબે થવાને કહેણ મોકલ્યું. રોમ નગરે લઢવું પસંદ કર્યું અને પોપ ત્રીજા સ્તીફને ફ્રાંસના પાદશાહ પેપિનની મદદ માગી. ફ્રાંક સેનાએ જઇ લાંબર્ડોનો મદ ઉતાર્યો. તેમના રાજા આસ્તાલ્ફાએ રોમ ઉપરથી હાથ ઉઠાવ્યો (ઈ. સ. ૭૫૬). થોડા વર્ષ પછી વળી રોમના અને લાંબર્ડિના લોકો વચ્ચે ઝઘડો ઉઠયો. એ વખતે ફ્રાંસની ગાદીએ શાર્લમાન હતો તેને લાંબર્ડ રાજા દેસિદેરિયસ જોડે ટંટો હતો. પોપ હાદ્રિયને અરજ કરવાથી શાર્લમાન તેની કુમકે ચઢયો. સાધારણ રસ્તે ન જતાં હાનિબાલની પેઠે આલ્પ્સ ડુંગરાના વિકટ પણ ટુંકા માર્ગે લાંબર્ડિ પ્રાંતમાં ઉતર્યો અને લાંબર્ડોને ઓચિંતા ઝાલ્યા. દેસિદેરિયસ રાજાની ફોજ એકઠી થયેલી નહિ, તેથી તેને રાજધાની પેવિઆ નગરમાં ભરાઈ જવું પડ્યું. બે વર્ષ તેમાં રહી વઢયા પછી શાર્લમાને તેને પકડયો, અને લામ્બર્ડ રાજ્યનો અંત આણ્યો (ઇ. સ. ૭૭૪). લાંબર્ડિના રાજા જે લોહમુગટ પહેરતા તે પોપે પોતાને હાથે શાર્લમાનને પહેરાવ્યો. વેનિસ, રોમ, નેપલ્સ વગેરે ઈતાલિ દેશના બધા પ્રાંતોએ તેનું ઉપરિપણું સ્વીકાર્યું. સૌને પોતાના કાયદા પાળવાની તેણે છૂટ આપી. દરેક શહેરને માથે ડયુક હતો તે ધર્મગુરૂઓ, લશ્કરી સરદારો અને શહેરના ગૃહસ્થોની સભાની દેખરેખ નીચે કારભાર કરતો. રોમ નગરમાં ડયુકને ઠેકાણે પોપ હતો. પુરોહિતો અને લોક મળીને તેને નીમતા, અને ઉપરી રાજાની મંજુરી આવેથી તે બહાલ થતો.

જુદા જુદા નામની પણ નિકટ સંબંધવાળી જે અનેક જાતો રોમન રાજ્યના પ્રાંતો જીતી ત્યાં વસી હતી તે સર્વે ઇસાના ધર્મમાં દાખલ થઈ હતી એટલુંજ નહિં પણ પોતાના અસલ રહેઠાણમાં જેઓ રહ્યા હતા તેમને પણ તેમાં આણવાને કોશિશ કરવા લાગી. ચાર્લસ માર્તેલે જર્મનીના વગડાઉ રહેવાસીઓ ઉપર હુમલા કરી તેમને પોતાની રૈયત તથા ધર્મે ખ્રિસ્તિ કરવા માંડ્યા હતા.

એશિયામાં જેમ કુરાન અને તલવાર જોડે ગયાં, તેમ જર્મનિમાં બાઇબલ અને તલવાર જોડે ગયાં. એ કહેવાનો અર્થ એ કે ફ્રાંક સરદાર જર્મનોને શસ્ત્ર અને મારના ભયથી ખ્રિસ્તિ થવાની જરૂર પાડતો

હતો અને એના પૌત્ર શાર્લમાને પણ તે રીત જારી રાખી હતી. તે દેશના સાક્સન લોક જોડે ત્રીશ વર્ષ વઢી તેમને પોતાની રૈયત થવાની તથા ખ્રિસ્તિ ધર્મ પાળવાની જરૂર પાડી. વિતિકિંદ નામે રાજાની સરદારી તળે રહી શૂરા સાક્સન લોકે ઘણાં જુદ્ધો જીત્યાં, પણ અંતે પરાજય પામી તાબે થવાની તેમને જરૂર પડી. એ તાબેદારી જેમનાથી નહિ વેઠાઇ તેઓ દેન્માર્કમાં જઇ રહ્યા. ત્યાંના નાર્મનો સાથે મળી તેમના વંશજોએ ફ્રાંસ અને ઇંગ્લાંડની ખરાબી કરી.

સ્પેનમાં મુસલમાનો જોડે લઢી કેટલોક મૂલક શાર્લમાને જીત્યો. બાર્સેલોના શહેરમાં રહી ઇબ્રો નદી અને પિરિનીસ પર્વતના વચલાગાળાના પ્રદેશમાં તેના ઠરાવેલા હાકેમો અમલ કરતા હતા. જર્મનિમાં એલ્બ નદી તેના રાજ્યની મર્યાદા થઇ. બોહિમિયા પ્રાંત પણ તેના હાથમાં આવ્યો. આઠ વર્ષ આવાર લોક જોડે ઝઘડો કરી પાનોનિયા પ્રાંત વશ કર્યો. એથી એના રાજ્યનો વિસ્તાર એક તરફ ઇબ્રોથી એલ્બ સુધી, અને બીજીમેર સમુદ્રથી માંડીને વેશ્ચુલા, તેયસ તથા સાવ નદીઓ લગી હતો. ઇતાલિમાં બેનેવેન્તોના ડ્યુકે બળવો કરી પોપ લિઓને સતાવ્યો. શાર્લમાને ગુરૂની વહારે ધાઇ ડ્યુકને ઠેકાણે આણ્યો તથા બધા બંડખોરોને પાધરાદોર કર્યા, એના બદલામાં આભારી થયલા લિઓએ તેના મસ્તકે રાજ્યાભિષેક કરી પશ્ચિમ રાજ્યના રાજાધિરાજની પદવી આપી (ઇ. સ. ૮૦૦).

રોમની સત્તાનો નાશ થયા કેડે સાક્સન લોકે આવી ઇંગ્લાંડ દેશ જીતી લીધો હતો. પ્રથમ તેઓ બ્રિટન લોકની નોકરીમાં રહ્યા ને પછી તેના ધણી થયા. એ બે પ્રજાઓમાં યુદ્ધ થયાં તેમાં બ્રિટનો નાશ પામ્યા. જે થોડા રહેલા તેઓ ગુલામી હાલતે પહોંચ્યા; હજારો પરદેશમાં પણ નાઠા (ઇ. સ. ૫૮૨). સાક્સનોના સરદારોએ દેશ વહેંચી લીધો, ને તેથી સાતેક રાજ્ય થયાં. તેઓ માહોમાંહે વઢતા, તેથી એ રાજ્યોમાં ફેરફાર થયા કરતા. ઇ. સ. ૭૯૯ માં વેસેકસની ગાદીએ એગ્બર્ટ બેઠો, તેણે બધાં રાજ્ય એકઠાં કરી એક ચક્રે રાજ્ય કર્યું. ઇ. સ. ૫૯૬ માં પ્રતાપી પોપ ગ્રેગરિએ આગસ્તિન નામે હોંસીલા સાધુને ઇંગ્લાંડમાં મોક-

ર્યો. એની અને બીજાઓની મહેનતથી કેટલેક વર્ષે સાક્સનો ખ્રિસ્તિ ધર્મમાં દાખલ થયા.

પહેલા અધ્યાયમાં ઇસ્તામ્બુલની તવારીખ રાજેંદ્ર હેરાક્લિયસના અમલ સુધી લખાઇ છે. એનો કાળ ઇ. સ. ૬૪૧ માં થયો. ત્યાર પહેલાં એના રાજ્યની ખરાબી મુસલમાનોએ કેવી રીતે કરી તેનું વર્ણન કરી ચૂક્યા છીએ. એની ગાદીએ ઘણાક રાજાઓ રાજેંદ્રનો ઇલકાબ ધારણ કરી બેઠા; પરંતુ ખોયેલા પ્રાંતો પાછા લેઇ શક્યા નહિ. મુસલમાનો તથા બીજાઓ એ રાજ્યની આખી ઇમારત હજી સુધી તોડી શક્યા ન હતા. રાજ્યના અંદરનો ઇતિહાસ કંટાળો આપે એવો છે. ગાદીને માટે મારામારી, અને ખૂન સિવાય બીજું થોડુંજ જોવામાં આવેછે. વહેમ, મૂર્ખાઇ અને નબળાઇનો દિનપરદિન વધારો થતો ગયો. એશિયામાં હારૂન-અલરશીદ પ્રકાશતો હતો, અને યૂરોપ શાર્લેમાનના પરાક્રમથી ગાજી રહ્યું હતું, તેવારે રાજેંદ્ર નિસેફ્રિરસ એ રાજ્યની મોટાઇ સાચવવાની યોગ્ય કોશિશ કરતો હતો.



# खंड ५ मो.

## હિંદુસ્તાનનો ઇતિહાસ-વલ્લભિપુરનું રાજ્ય-પંચાસરનું રાજ્ય-જયશિખરી ઉપર ભૂવડની સ્વારી-વનરાજ ચાવડો.

રોમના રાજ્યના પશ્ચિમ ભાગને ગાથાદિક વગડાઉ લોકોએ ઉધું માર્યું, અને ત્યાં નવાં રાજ્યો થયાં, તથા મુસલમાની ધર્મ ઉત્પન્ન થયો. અને આરબોએ પૂર્વ રાજ્યને ખંડિત કર્યું, તથા ઇરાન અને તેના તાબાના મૂલકો જીતી લીધા તેવારે ભરતખંડના વિશાળ પ્રદેશો સુધરેલી અવસ્થામાં અને આબાદ હતા. હિમાલયથી તે કન્યાકુમારી સુધીમાં તથા અટક અને બ્રહ્મપુત્રાની વચમાં અનેક રાજ્યો હતાં: કાશ્મીર, સિંધ, દિલ્લી, કનોજ, બહાર, બંગાળા, કાશી, માળવા, ગૂજરાત વગેરે ઉત્તર-હિંદુસ્તાનમાં અને મથુરા, તિણવલ્લી, ચોલ, ચેર, કેરલ, તૈલંગણ વગેરે ઘણાંક રાજ્યો દક્ષિણ-હિંદુસ્તાનમાં હતાં. પરંતુ તેઓના ઇતિહાસ હાથ આવ્યા નથી. કેટલાકનાં રાજકૂળનાં નામ અને રાજ્યવંશાવળીઓ છે. સિક્કા, તામ્રપટ, પરદેશી ગ્રંથો વગેરેથી સહેજ અને ત્રુટિત વર્તમાનો હિંદુસ્તાનના ઇતિહાસમાં છે.

જે જમાનાનું વૃત્તાંત હાલ ચાલેછે, તેની શરૂઆતમાં સોરઠમાં મોટું રાજ્ય વલ્લભિપુરનું હતું. તથાપિ એના આરંભ, અંત, અને વચગાળાના હેવાલ વિષે કાંઇ નક્કી કહી શકાતું નથી. વલ્લભિપુરના રાજ્યની સમાપ્તિ થયા પછી થોડા વખતમાં ચૌરા-ચાવડાજાતિના રજપૂતે પંચાસરમાં રાજધાની કરી. સૌરાષ્ટ્ર અને આસપાસના પ્રાંતો ઉપર અમલ કરવા લાગ્યા. સંસ્કૃત ગ્રંથોમાં એમને ગુર્જર અથવા ગૂજરાતના રાજા કહ્યા છે. ઇ. સ, ૬૯૬ માં પંચાસરની ગાદીએ એ વંશનો જયશિખરી નામે શૂરો રાજા હતો. એજ સમયમાં દક્ષિણ દેશમાં કલ્યાણ નગરમાં ચાલુક્ય કૂળનો ભૂવડ નામે બળવાન રાજા હતો. ઘણા પ્રાંતો જીતી તેણે પોતાનું રાજ્ય મોટું કર્યું હતું. ઉપર કહેલા વર્ષમાં ભૂવડે પંચાસર ઉપર સ્વારી કરી, અને જયશિખરને જીતી ગૂજરાત દેશ તાબે કર્યો. જયશિખર લડાઇમાં પડ્યો, પણ તેની રાણી રૂપસુંદરી ગર્ભવંતી હતી તે વનમાં નાસી ગઇ અ-

ને પુત્રવંતી થઇ. એ કુંવરનું નામ વનરાજ પાડ્યું. વનરાજ ઉમરે મોટો થયો ત્યારે પ્રથમ તેના મામા સુરપાળની મદદથી તથા પછી ચાવડાજાતિના રજપૂતોનો સરદાર થઇ ભૂવડ રાજાની સેનાઓને હરાવી તેનાં થાણાં ગૂજરાતમાંથી તેણે ઉઠાડી મેલ્યાં. ઇ. સ. ૭૪૬માં તેણે અણહિલવાડ (પાટણ) નામે નવું નગર વસાવ્યું, અને ત્યાં કોટ કિલ્લા કરી પોતાની રાજધાની કરી, તથા લાંબી મુદત સુધી વખાણવા જોગ રીતે રાજ કરી દેશની હાલત સુધારી.



# ખંડ ૬ ઠ્ઠો.

વિદ્યા-હુન્નર-સુધારો,-કાયદા-ધર્મ-સંસાર-અને રાજ્યરીતિ સંબંધી.

પાંચમા સૈકાની આખરે સરસ્વતી યૂરોપ ખંડમાંથી નાસી ગઇ, સુધારાનો સૂર્ય અસ્ત પામ્યો અને ગ્રીક તથા રોમન વિદ્યાનાં પુસ્તકો ભંડારમાં સંતાઇ ગયાં. યૂરોપમાં એ વખતથી અંધારાનો યુગ બેઠો, ખ્રિસ્તિ દેવળોમાં ઘંટ વાપરવાનો ચાલ એ સૈકામાં પડ્યો. રાજગાદી ઉપરથી સ્ત્રીઓનો હક રદ કરનાર "સાલિક લૉ" નામે કાયદાની સ્થાપના એ ખંડમાં એ વખતે થઇ. ફ્રાંસમાં ખ્રિસ્તિધર્મે એ કાળે પ્રવેશ કરવા માંડ્યો.

હિંદુસ્તાનમાં એ વેળા બ્રાહ્મણ કે વેદ તથા બૌદ્ધ અને જૈન એ ત્રણ ધર્મો વચ્ચે ઝઘડા ચાલતા હતા. સોરઠ દેશમાં વલ્લભિપુરમાં શિલાદિત્ય રાજાની સહાયતાથી બૌદ્ધમાર્ગીઓને જૈનધર્મવાળાએ હરાવ્યા.

છઠ્ઠા સૈકામાં બે ખ્રિસ્તિ સાધુઓએ ચીન દેશથી રેશમના કીડા યૂરોપમાં આણ્યા, તેથી ત્યાં રેશમ કરવાનો તથા હીરાગળ વસ્ત્રો બનાવવાનો હુન્નર ચાલવા માંડ્યો. રાજાધિરાજ જસ્તિનિયને રોમન કાયદાનો સંગ્રહ કર્યો; પાણીના જોરથી ચાલે એવી દળવાની ઘંટીઓ રોમ શહેરમાં બની, અને ઇંગ્લાંડમાં આંગ્લો સાક્સન લોકો ઇસુખ્રિસ્તને માનનારા થયા.

સાતમા સૈકામાં લાતિન ભાષા બોલાતી બંધ થઇ, અને તેની જગાએ તેમાંથી ઉત્પન્ન થયલી (ઇતાલિયન) અપભ્રંશ બોલી ઇતાલિ દેશમાં ચાલી. ક્વિલપેન એટલે પક્ષીના પિછાની લેખણો વપરાવવા લાગી; મિસર દેશના આલેક્ષાંદ્રિયા (સિકંદ્રિઆ) નામે મોટા શહેરમાં પુસ્તકોનો મોટો ભંડાર હતો તે મુસલમાન આરબોએ બાળી નાખ્યો; ઇસ્તામ્બુલના ગ્રીક લોકે યુદ્ધના કેટલાક કામમાં આવે એવી અગ્નિની બનાવટ શોધી કાઢી. એ બનાવટને ઇંગ્રેજીમાં "ગ્રીક ફાયર" કહેછે. શહેરોને ઘેરો ઘાલનારા ઉપર રેડવાના તથા ફેંકવાના તથા શત્રુના વહાણો સળ-

ગાવી દેવાના કામમાં તે આવતાં. એશિયામાં મુસલમાની ધર્મની સ્થાપનાથી મોટો ફેરફાર થયો.

આઠમા સૈકામાં રૂના કાગળ કરવાની યુક્તિ જાણવામાં આવી; શેતરંજીઓ અને ગાલિચા યૂરોપમાં દાખલ થયા; મુસલમાન ખાલિફ્રા વિદ્યાને આશ્રય આપવા લાગ્યા; તેમણે પોતાની રૈયતને ભણાવવાને સારૂ નિશાળો અને પાઠશાળાઓ સ્થાપી, અને ગ્રીક વગેરે ગ્રંથોના તરજુમા આરબી ભાષામાં કરાવ્યા; અને તેમના પૂર્વજો જ્યાં ગયા ત્યાં પુસ્તકોનો નાશ કરતા તેનો બદલો વાળવા લાગ્યા. યૂરોપમાં ધર્મગુરૂ પોપની સત્તા સર્વોપરિ થવા લાગી. સ્પેનમાં જે સુધારો રોમનલોકે આણ્યો હતો તે તે, દેશ જીતનારા વિસિગોથ લોક શીખ્યા. સંસારી નિયમો, રાજ્યકાયદા, ખ્રિસ્તિ ધર્મ, અને હુનરોના કાયદા તેમના સમજવામાં વહેલા આવ્યા, તેથી તેઓએ સ્વિકાર્યા. પાછળથી આરબોએ જે વિદ્યા દાખલ કરી તે પણ ભણવા લાગ્યા. પાનોનિયા અથવા હંગરિમાં વસેલા આસ્ત્રોગોથ લોકે એક તરફથી ઇતાલિના અને બીજી ગમથી ઇસ્તામ્બુલના ધર્મસુધારાનો લાભ લેઇ તે પોતામાં દાખલ કર્યો. લાસ્બર્ડ બર્ગંદિઅન, ફ્રાંક, સાક્સન, આંગલ્સ વગેરે જાતો ખ્રિસ્તિ થઇ અને કાંઇક સુધરી. શાર્લમાને પાઠશાળાઓ સ્થાપી વિદ્વાનોને ઉત્તેજન આપ્યું, અને પોતાની રૈયતને ભણાવવાને પ્રયત્ન કર્યો.

રાજ્ય સંબંધી દરેક માણસની સ્વાધીનતા એ નવી પ્રજાઓમાં સંપૂર્ણ હતી. એમના રાજા પૂર્ણ અધિકારી અને સ્વેચ્છિક ન હતા તેનું કારણ એ કે તેઓ તેમ થવા દેતા નહતા અને હાલ જે સુખાકારી રાજ્યરીતિ ઇંગ્લાંડ વગેરે ત્યાંના દેશોમાં ચાલે છે તેનું મૂળ એજ હતું. એમનો દરેક માણસ જોદ્ધો હતો. બધાનો મત ઠરે તે પ્રમાણે રાજા તથા નાયકોને વર્તવું પડતું. હરેક મોટું કામ કરવા પહેલાં પ્રજાની સભા ભરી તેમની મંજુરી રાજાને લેવી પડતી. પ્રજા જે કામ કરવાનું ના કહે તે છોડી દેવું પડતું, અને જે કરવાનું કહે તે રાજાની મરજી ન હોય તો પણ તેને કરવું પડતું. લઢાઇમાં મળેલી લૂંટમાં તથા સ્થાવર મિલકતમાં રાજાનો અમુક હિસ્સો હતો, તે ઉપરાંત તેનાથી લેવાતું નહિ, ઉદાહરણ-

ક્લોવિસ રાજાએ ઘણીક લૂંટ મેળવી હતી, એ લૂંટમાં એક મોટા ખ્રિસ્તિ દેવળનું ભારે કિંમતનું સુંદર વાસણ હતું તેને દેવળના મુખ્ય પાદરીએ માગ્યું, ત્યારે રાજાએ કહ્યું કે લૂંટની વહેંચણમાં તે મારે ભાગે આવશે તો આપીશ. જ્યારે તે લૂંટના હિસ્સા કરવા માંડ્યા ત્યારે તે બળવાન રાજાએ ફ્રાંક જોદ્ધાઓને કહ્યું કે "મારા શૂરવીરો આ વાસણ મને મારા હિસ્સા ઉપરાંત આપજો" એ સાંભળી તુરત એક સિપાઇ બોલ્યો, ના તેમ નહિ થાય. ધારા પ્રમાણે ભાગ મળશે, વધારે કાંઇ નહિ મળે. ક્લોવિસના મરણ પછી તેના એક દીકરાની ફોજને બર્ગંદિઅન લોકની સામા વઢવા જવું હતું, પણ તે સરદારની તેમ કરવાની ખુશી નહતી. એ જાણી ફ્રાંક જોદ્ધા બોલ્યા કે ત્યારે અમો બીજો રાજા કરીશું. અંતે રાજાને તે વાત કબુલ કરવી પડી. આરબો અને એશિયાની બીજી પ્રજાઓમાં આ વેળા એવી સ્વાધીનતા રહી ન હતી. તેમના ખાલિફા અને હાકેમો કુલ અખતીઆરી અને સ્વેચ્છિક થયા હતા.



# બીજા અધ્યાયનો ટુંક સાર.

## ઇ. સ. ૬૦૦ થી ૮૦૦.

મહમદ પેગમ્બર અરબસ્તાનના મક્કા શહેરમાં આશરે ઇ. સ. ૫૬૯ માં જનમ્યો હતો. તેણે પોતાની જીંદગી એક વીધવા સ્ત્રીના ગુમાસ્તા તરીકે શરૂ કરી હતી. જે બાઇને ત્યાં તે ગુમાસ્તી કરતો હતો તેની સાથે ૨૫ વર્ષની ઉમરે લગ્ન કર્યું. આ વખતે તે બાઇની ઉમર ૪૦ વર્ષની હતી. એકાંત જગાએ જઇ તે ધર્મ અને પરમેશ્વર સંબંધી ઘણા ઉંડા વિચાર વારંવાર કરતો. તેણે એવું અનુમાન કર્યું કે ઇશ્વર એકજ છે અને રૂપ રહિત છે. એથી કરીને મૂર્તિપૂજાનો રિવાજ તેણે ઘણોજ અધમ માન્યો. પછી તેણે જાહેર કર્યું કે ઇશ્વરે મને ધર્મ સુધારવાને ઈશાની માફક આ દુનિયામાં મોકલ્યો છે અને ખરો ધર્મ પ્રસિદ્ધ કરવા માટે દેવદૂત જેબરાઇલની મારફતે મને પેગમ્બર નીમ્યો છે. ત્રણ વર્ષની અંદર તેણે દશ શિષ્ય કર્યા અને તેઓ સઘળા મુસલમાન એટલે ઇશ્વરના ઉપર ભરોંસો રાખનાર અને તેની તાબેદારી ઉઠાવનારા કહેવાયા. તેણે મૂર્તિપૂજા વિરૂદ્ધ ઘણાં મોટાં શહેરોમાં ભાષણ કરવા માંડયાં. ઇશ્વરને ત્યાંથી જે જે સંદેશા ફિરસ્તો જેબરાઇલ લાવીને મહંમદ પેગમ્બરને કહેતો તે તેના ચેલા એક પુસ્તકની અંદર લખી લેતા. એ પુસ્તકનું નામ કુરાન છે. મક્કાની અંદર પથ્થરની કાબાની મૂર્તિ હતી તેનાં દર્શન કરવા અરબસ્તાનના ઘણા લોકો આવતા હતા તેમને તેણે સમજાવવા માંડયું કે મૂર્તિપૂજા ઇશ્વરની મરજી વિરૂદ્ધ છે માટે તમે તે પથ્થરના દેવની પૂજા છોડી દો તે ઉપરથી મક્કાનો હાકેમ ઘણોજ ગુસ્સે થઇ ગયો. તેથી મહમદને મક્કા છોડીને પોતાના શિષ્યનું ગામ જે યસરીબ હતું ત્યાં નાશી જવું પડયું; અને નાસવાને ફારસીમાં હિજરી કહેછે તેથી ઈ. સ. ૬૨૨ થી મહમદનો હિજરી શક શરૂ થયો. યસરીબ હાલમાં મદિના નામે ઓળખાય છે. તેણે આ ગામની હાકેમી પોતાના હાથમાં લીધી. આ પ્રમાણે તે ગુરૂ અને રાજા બન્ને થયો. ફિરસ્તા જેબરાઇલની મારફતે તેને આજ્ઞા મળી કે જે લોક મુસલમાન ધર્મ ન પાળે તેને શિક્ષા કરવી અને તેમને કાફર ગણવા. કાફરો જોડે લઢતાં જે પડે તેઓને સ્વર્ગે જવાનું છે અને ત્યાં ખાવા, પી-

વાના સુખ સાથે અપ્સરાઓનું સુખ પણ મળવાનું છે. આ પ્રમાણે ઉશ્કેરણી થવાથી મહમદના સેવકોએ હજારો માણસોને મુસલમાન કર્યા અને તેમના બોધથી બીજાં ઘણાં માણસો એ ધર્મમાં દાખલ થયાં. મક્કાના મૂર્તિ પૂજકો અને મદિનાના મુસલમાનોની વચ્ચે લઢાઈ ચાલી, મુસલમાનોએ મક્કાના લોકોને લૂંટવા માંડ્યા તથા તેમને સિરિયા જોડેના વેપારમાં હેરાન કરવા માંડ્યા; આ ઉપરથી લઢાઇ થઇ તેમાં મુસલમાન લોકો જીત્યા (ઈ. સ. ૬૨૩). પણ ફરીથી મક્કાના હાકેમે ભારે લશ્કર સાથે યુદ્ધ કર્યું તેમાં મુસલમાન લોકો માર્યા ગયા. મદિનાને ઘેરો ઘાલ્યો પરંતુ કાફરોનું તેમાં કંઇ વળ્યું નહીં. વળી ઘણા આરબ લોકો મુસલમાન થયા, પરંતુ તેમણે કાબાની મૂર્તિની પૂજા છોડી નહીં અને મહમદે તેમને તેમ કરવાની પરવાનગી આપી.

હીજરી સન ૬ યા ઈ. સ. ૬૨૮ માં મહમદે સલાહ કરી તેથી તેને અને તેના શિષ્યોને મક્કામાં જાત્રા કરવા ત્રણ દિવસ રહેવાની રજા મળી, એ દરમ્યાનમાં તે મોટા મોટા જોદ્ધાને પોતાના પંથમાં ભેળવી શક્યો. મહમદે અરબસ્તાનમાં તેમજ બીજા દેશોમાં પોતાનો પંથ ફેલાવવા એલચી મોકલ્યા પણ તેમનાથી પરમૂલકમાં કંઈ વળ્યું નહિ. સુતાના હાકેમે એલચીને મારી નાંખવાથી તેની સામે ભારે લશ્કર મોકલી તેને હરાવ્યો તેથી તેનું બળ વધ્યું હતું. તેણે હીજરી સન ૬ માં મક્કા ઉપર ચઢાઇ કરી જીતી લેઇ ત્યાંના હાકેમ અબુસુફિઅનને મુસલમાન કર્યો. પોતે હાજી થઇ મક્કામાં પેઠો અને દેવળની અંદરની તમામ પ્રતિમા તોડી નાંખી અને મક્કાના તમામ લોકોને ઈ. સ. ૬૨૯ માં મુસલમાન બનાવ્યા. ત્યારકેડે તાઇફગઢના આરબો મુસલમાન ન થતાં સામા થઇ બાહાદુરીથી લઢ્યા, પણ અન્તે હાર્યા અને તાબે થયા. ત્યારપછી પેગમ્બરની ધર્મ સત્તા આખા અરબસ્તાનમાં જામી તેની છેલ્લી સવારી ઈ. સ. ૬૩૦ માં ખ્રિસ્તિ પ્રજાઓ ઉપર હતી પણ તેમણે ખંડણી કબુલ કરવાથી તેઓને પોતાનો ધર્મ પાળવાની રજા આપી. મહમદ ૬૩ વર્ષની ઉમરે ઈ. સ. ૬૩૨ માં મદિના શહેરમાં મરણ પામ્યો. તે મહા પ્રતાપી પુરૂષ હતો. તેણે મુસલમાની ધર્મ સ્થાપન કર્યો છે. પરમેશ્વરની પ્રાર્થના કરવી, રોજા પાળવા અને ખેરાત અગર દાન કરવું એ તેના ધર્મની મુખ્ય બાબતો છે.

મહમદે પોતાની પાછળ વારસ નહીં નિમવામાં એક મોટી ભુલ કરી હતી. ગાદીને માટે મહમદની દીકરી ફાતમા અને બીજા પેગમ્બરની સ્ત્રી આયેશા વચ્ચે તકરાર ઉત્પન્ન થઇ તેમાં આયેશાની જીત થવાથી તેનો દીકરો અને પેગમ્બરનો મિત્ર અબુબકર મહમદની ગાદીએ બેઠો અને ઇ. સ. ૬૩૨ (હી. સ. ૧૧)માં ખેલીફો એટલે પ્રતિનિધિ કહેવાયો. મુસલીમ નામે આરબે નવો ધર્મ ચલાવવાનો પ્રયત્ન કર્યો પણ તેમાં તે નિષ્ફળ થયો. ખલિફાએ હવે રોમ અને ઇરાનના રાજ્યમાં હાથ ઘાલવા માંડયો. ઇરાક પ્રાંત જીતી લેઇને તિગ્રિસ નદીની પાંસેનો મૂલક જીતી લીધો. ઇ. સ. ૬૩૪ માં અબુબકરના ખલિદ, અમરૂ વગેરે બહાદુર સરદારોના હાથ નીચે ઝનુની આરબોએ ઘણી બહાદુરી કરી રોમના શહેનશાહ હેરાકિલયસની હકુમત નીચેનો સિરિયા પ્રાંત અને દમાસ્કસ શહેર લીધાં. આજ વર્ષમાં (૬૩૪) ખેલિફા અબુબકરનું મરણ થયું. તે ઘણો સાદો, સખી અને ન્યાયી હતો. તેની પછી પોતાની વ્યવસ્થા પ્રમાણે તેની ગાદીનો વારસ ઉમર થયો. હી. સ. ૧૩. એણે ઘણા દેશ વશ કર્યા અને લૂંટફાટથી પૈસો મેળવ્યો. ઇ. સ. ૬૩૭ માં મરકી ફાટી નીકળવાથી રોમના તાબાના પ્રાંતોની ઘણી ખરાબી થઈ. આ વખતે ઇરાનનું રાજ્ય શાહજાદી ખુશરૂ પર્વેજની કુંવરીના હાથમાં હતું તે મુસલમાન લોકો જોડે લઢતાં હારી તેથી પારસીઓએ તેને ઉઠાડી મૂકી. યેઝદેઝરને તખ્ત ઉપર બેસાડયો. એ શાહને મુસલમીન થવાનું ખલિફાએ કહાવ્યું તે તેણે કાને ધર્યું નહીં તેથી ઇરાન જોડે લઢાઇ થઇ. કદેરીઆના મેદાનમાં મુસલમાન અને પારસી વચ્ચે જુદ્ધ થયું તેમાં પારસીઓ હારી ગયા. આ હારથી ઇરાનની ખરાબી થઇ. ઇરાન ઉપર મુસલમાનો ફરી વળ્યા અને પુષ્કળ ધન માલ લેઈ ગયા. આ વેળાએ કુફા અને બસ્રા બંદર પારસી લોકોએ વસાવ્યાં. ઇ. સ. ૬૪૧ માં પારસીઓએ મુસલમાનના હાથમાંથી છૂટા થવાને છેલ્લો પ્રયત્ન કર્યો. નાહાવંદ કસ્બાની નજીક ભારે યુદ્ધ થયું, તેમાં પારસીઓ હારી જવાથી તેમની ઘણીજ ખરાબી થઇ. તેઓ ચો તરફ નાઠા અને કેટલાક હિંદમાં આવ્યા તેના વંશજો હજી ત્યાં છે. ઇરાનનો કમનસીબ શાહ યેઝદેઝર્દ ગામેગામ રખડી ઇ. સ. ૬૫૧ માં એક ગામડાની અંદર દળનારીને હાથે મરાયો. ત્યાર કેડે ઇરાનનું રાજ્ય આરબોએ પોતાના રાજ્યમાં

ભેળવી દીધું. ઇ. સ. ૬૩૮ માં જે વખતે આરબોએ સિરિયા પ્રાંત જી-ત્યો ત્યારપછી ત્યાંની ફોજ અમરની સરદારી નીચે ખલિફાએ મીસર દેશ જીતવા મોકલી. મિસર ઇસ્તામ્બુલને તાબે હતું. પણ લોકો બેદીલ હતા તેથી તેઓ અને તેમનો હાકેમ ફુટયા અને તે દેશ ઇ. સ. ૬૩૮ માં મુસલમાનોને તાબે થયો. પછી મુસલમાનોએ સિકંદ્રિઆ બંદરને ઘેરો ઘાલ્યો તે ચૌદ માસ સુધી ચાલ્યો. અન્તે ઇ. સ. ૬૪૦ માં એ શહેર તેમણે તાબે કર્યું. હીરાક્લિયસે ઇજીપ્ત દેશ પાછો મેળવવાને ઘણાં ફાંફાં માર્યાં પણ સઘળું વ્યર્થ ગયું. ઈ. સ. ૬૪૩ માં ફિરોઝ નામના એક ફારસીએ ખલિફા ઉમરને વૈરને લીધે મારી નાંખ્યો. ધર્મને બહાને ઉમરે ચાર હજાર ધર્મસ્થાનો તોડી નાંખ્યાં અને સિકંદ્રિઆના પુસ્તક સંગ્રહનો નાશ કર્યો. તેણે હીજરી શક ચાલુ કર્યો. રાજ્યના જુદા જુદા ભાગોમાં તે પોલીસ રાખતો અને લશ્કરને ચઢેચઢયો પગાર આપતો. ઉમરના વસિયતનામા પ્રમાણે છ અમીનોએ ઇ. સ. ૬૪૩ માં ઉસ્માનને રાજ્યાસન આપ્યું. આ ખલિફાના વખતમાં મુસલમાનોએ દરિયામાર્ગે લઢવાનું શરૂ કર્યું અને પહેલવહેલી નૌકા સૈન્ય સૈપ્રસ બેટ ઉપર મોકલી અને ૬૪૭ માં રૌડ્સ બેટ જીત્યો. ઇ. સ. ૬૪૮ માં મુસલમાન સરદાર ઉમરે ગ્રેગરિના હાથ નીચેના ગ્રીક સૈન્યને હરાવી અલેકઝાંદ્રિઆ પાછું જીતી લીધું. ઈ. સ. ૬૫૬ માં ખલિફાની ખોટી વર્તણુકને લીધે મદિનામાં બંડ થયું, તેમાં બળવાખોરે તેનો ઘાત કર્યો તેની પછી આરબોએ પેગમ્બરના જમાઈ અને પિત્રાઈ ભાઇ અલીને ખલિફા નિમ્યો ( હી. સ. ૩૫ ). હવે મુસલમાનોમાં કુસંપ પેદા થયો. સિરિયાના સુબેદાર મોઆવિઆએ બહાદુર સરદાર અમરની કુમકથી બળવો ઉઠાવ્યો અને ખલિફા અલીની સામા ફ્રાંત નદીની પાસેના સફ્ફિનના નાના મેદાનમાં લડયો પણ આખરે તેની હાર થઇ. ઇ. સ. ૬૬૦ માં એક ધર્માંધ મુસલમાને અલીનું ખૂન કર્યું. આ વખતથી મુસલમાનોમાં શીઆ અને સુન્ની એવા બે પક્ષ ઉત્પન્ન થયા. તુર્કસ્થાનના મુસલમાનો સુન્ની છે અને ઈરાનના શીઆ છે. હિંદુસ્તાનમાં બંન્ને છે. શીઆ પક્ષવાળા અલી એકલાનેજ ખરો ખલિફા અને ઇમામ માને છે અને સુન્નીઓ ચારેને સરખા માને છે. અલી પછી મુસલમાની રાજ્યનો અધિપતિ મોઆવિઆ થયો, તે ઉમૈયાની ઓલાદનો હતો.

એણે રાજ્યધાની દમાસ્કસમાં કરી તથા ગાદી પણ વંશપરંપરા કરી. મોઆવિઆએ સ્વાભાવિક રીતે અલીના પક્ષના તમામ માણસોને રાજ્યકારભારમાંથી દૂર કર્યા, અને તેના દીકરા હસનને ઇ. સ. ૬૭૦ માં ઝેરથી મરાવ્યો. એની યાદગીરીમાં હિંદુસ્તાનના શીઆ મુસલમાનો મોહોરમમાં તાજીઆ કાઢે છે. મોઆવિઆએ આફ્રિકાના ઉત્તરકાંઠાનો મૂલક જીતવા માંડ્યો, પછીથી દેશમાં બંડ થયું, તેમાં મોઆવિઆ મરાયો. ક્રોધના આવેશમાં ઇ. સ. ૭૦૯ માં મિસરના સુબેદાર હસને કાર્થેજ શહેરનો નાશ કર્યો. આફ્રિકામાંથી હવે મુસલમાનો સ્પેન તરફ વળ્યા. સ્પેનમાં કુસંપને લીધે મુસલમાન સરદાર મુસાને સ્પેનના એક તાલુકદાર જુલિઅને બોલાવ્યો હતો. મોઆવિઆના ખલિફા વાલીદની પરવાનગી મેળવી ઇ. સ. ૭૧૧ માં મુસાએ એક ફોજ જીબ્રાલ્ટર ઉપર મોકલી જય મેળવ્યો અને તેણે સ્પેનના કેટલાક ફૂટેલા તાલુકદારોની મદદથી ઇ. સ. ૭૧૪ માં સ્પેનના તાલુકાઓ વશ કર્યા. સ્પેન જીત્યા પછી મુસલમાનોએ બાકીનો યૂરોપ દેશ જીતવાને બાથ ભીડી. ફ્રાન્સના દક્ષિણ ભાગમાં તેમનો જય થવાથી તેઓ ઉશ્કેરાયા. પણ ઇ. સ. ૭૩૨ માં ફ્રાંક અને જર્મન સૈન્યોએ મુસલમાનોને છેક હરાવ્યા. ત્યારપછી મુસલમાનોએ ફ્રાન્સ દેશ જીતવાની કોશીશ છોડી દીધી. ફ્રાંક સરદાર પેપિને મુસલમાનો પાસેથી ઇ. સ. ૭૫૯ માં ફ્રાન્સનો દક્ષિણ ભાગ પાછો મેળવ્યો.

એજ પ્રમાણે મુસલમાનોએ પોતાની સીમા પૂર્વમાં પણ મસ વધારી. તેમણે ઇ. સ. ૭૧૨ માં તાતારનું વેપારનું મુખ્ય મથક સમરકંદ શહેર જીત્યું અને ત્યાંના લોકને મુસલમાન કર્યા. તેમણે પંજાબ સુધી પોતાની જીતો વધારી અને ખલિફા વાલીદના વખતમાં મહમદ કાસીમ નામના સરદારે સિંધ ઉપર ચઢાઇ કરી. ઇ. સ. ૭૧૧ માં પંજાબ અને સિંધ પ્રાંતો રજપૂતો પાસેથી જીતી લીધા.

ઉમૈયાની ઓલાદના ખલિફા નબળા હોવાથી રાજ્યમાં બે પક્ષ ઉત્પન્ન થયા. તે બંન્ને પક્ષ વચ્ચે ઝાબને કાંઠે ભારે યુદ્ધ ઇ. સ. ૭૫૦ માં

થયું; તેમાં ઉમૈયાના વંશજો માર્યા ગયા અને અબ્બાસ કૂળના વંશજો ફતેહ પામ્યા. તેઓ ગાદીપતિ થયા કે તરતજ રિવાજ પ્રમાણે ઉમૈયા કૂળનો ધાણ કાઢી નાંખ્યો. ઉમૈયા કૂળનો એક માણસજ માત્ર જીવતો રહ્યો હતો તેણે ઇ. સ. ૭૫૫ માં સ્પેનમાં કાર્ડોવા નગરમાં જુદી રાજ્યધાની સ્થાપી, તેથી મુસલમાની રાજ્યનો એક ભાગ છૂટો પડી ગયો. બાકીના રાજ્યનો ખલિફા સફૂાહ થયો. તેના મરણ પછી ઇ. સ. ૭૫૪ માં તેનો ભાઇ અલ્મન્સુર ગાદીપતિ થયો. તેણે પોતાની રાજ્યધાની ઇ. સ. ૭૬૨ માં દમાસ્કસમાંથી ફેરવી બગદાદ શહેરમાં કરી. તેના વખતમાં ગ્રીક લોકોએ કેટલોક મૂલક પાછો જીતી લીધો. તેની પછી ઇ. સ. ૭૭૫ માં મહદિ ખલિફા થયો. તેણે ઇસ્તામ્બુલ પાસેથી ખંડણી લીધી તે ઇ. સ. ૭૮૫ માં મરી ગયો. તેની પછી તેનો મોટો છોકરો અલ્હાદિ ગાદીપતિ થયો પણ ટુંક મુદ્દતમાં મરી જવાથી તેનો નાનો ભાઇ હારૂન ગાદીએ આવ્યો. તેણે ઇસ્તામ્બુલ પાસેથી ભારે ખંડણી લીધી અને વિદ્વાનોને ઘણું ઉત્તેજન આપ્યું.

યૂરોપમાં ફ્રાંક લોકોએ મેરોવિંગના હાથ નીચે ઇસ્વીસનના પાંચમા સૈકાના મધ્યભાગમાં બેલ્જ્યમ તરફનો પ્રદેશ જીતવા માંડયો, અને ગોલ મુલક હાથ કરી રાજ્ય સ્થાપ્યું. તેની પછી ક્લોવિસે ઇ. સ. ૪૮૧ માં બધો ગોલ દેશ જીતી લીધો. ઇ. સ. ૪૯૬ માં તે ખ્રિસ્તિ થયો અને તેણે કાથોલિક પક્ષ સ્વીકાર્યો. તેણે રાજ્યની સત્તા ઘણી વધારી અને ઇ. સ. ૫૧૧ માં તેના મરણ પછી તેના છોકરામાં કુસંપ થયો. પરંતુ ૫૫૮ માં તેનો નાનો છોકરો ક્લોતેર ગાદીપતિ થયો. તેની પછી તેનો નામરાશી તેનો પૌત્ર ઇ. સ. ૬૧૩ માં ફ્રાંસનો રાજા થયો. તેની પછીના રાજા નબળા હોવાથી રાજ્યની સત્તા તેમના પ્રધાનોના હાથમાં ગઇ. એ પ્રધાનોમાંના પેપિનના છોકરા ચાર્લસ માર્તેલે ઇ. સ. ૭૩૨ માં મુસલમાનોને જીત્યા અને ફ્રાંસ તથા યૂરોપને તેમના ત્રાસથી છોડાવી પોતાનું નામ અમર કર્યું. એની પછી એનો દીકરો બીજો પેપિન પ્રધાન થયો. તેણે ઇ. સ. ૭૫૨ માં રાજાને ગાદી ઉપરથી ઉઠાડી મુકીને કાર્લ કુળની સ્થાપના કરી. આ વેળાએ રોમના પ્રમુખ આચાર્યને યૂરોપના ખ્રિસ્તિ લોક સર્વોપરિ ધર્મગુરૂ માનતા અને તેને પોપ કહેતા.

પોપે પેપિનને રાજા થવાની મંજુરી આપી, તે ઉપરથી તેણે પોપના શત્રુ લોમ્બાર્ડ લોકને લડાઇમાં હરાવ્યા. ઇ. સ. ૭૬૮માં તેનું મરણ થયું અને તેનું રાજ્ય તેના બે પુત્રે વહેંચી લીધું. તેમાંનો એક મરી ગયો તેથી કાર્લ અગર ચાર્લમાન બધા રાજ્યનો ધણી થયો. આ વખતે ઇસ્તામ્બુલના આચાર્યોએ મૂર્તિ વિરૂદ્ધ ઠરાવ કર્યો પણ રોમના પોપ ગ્રેગરિની ઉશ્કેરણીથી લોકો તેની સામા થયા. રોમના પોપ રાજાની સત્તા પણ ભોગવતા અને પોતાની બુદ્ધિબળે કરીને આખા યુરોપમાં નામાંકિત થયા. લોમ્બાર્ડ લોકોએ આઠમા સૈકામાં રાજેંદ્ર પાસેથી ઘણોખરો ઇતાલિ દેશ જીતી લીધો અને રોમને તાબે થવાને કહ્યું પણ ફ્રાંસના એક સૈન્યે તેમનો મદ ઇ. સ. ૭૫૬ માં ઉતાર્યો. થોડા વખત પછી પોપ હેડ્રિયનના કહેવાથી ફ્રાંસના રાજા શાર્લમાને લોમ્બાર્ડ લોકને ઈ. સ. ૭૭૪ માં જીતીને તેમના રાજ્યનો અંત આણ્યો. તેણે બીજાને ખ્રિસ્તિ કરવાને માટે તરવાર ચલાવી અને જર્મનીના સાક્સન લોકોને ખ્રિસ્તિ ધર્મ પાળવાની જરૂર પાડી, તેમનો દેશ જીતી લીધો. સ્પેનમાં મુસલમાનો પાસેથી કેટલોક મૂલક શાર્લમાને જીત્યો. તેણે પોપ લીઓને મદદ આપવાથી પોપે તેને ઇ. સ. ૮૦૦ માં રાજ્યાભિષેક કરી પશ્ચિમ રાજ્યનો રાજાધિરાજ સ્થાપ્યો. સાક્સન લોકોએ બ્રિટન લોકો પાસેથી ઇગ્લંડ જીતી લઇને તેનાં સાત રાજ્ય કર્યાં. ઇ. સ. ૭૯૯ માં એગ્બર્ટ રાજાએ તે બધાં એકઠાં કર્યાં. આ લોકોને પોપ ગ્રેગરિ તથા તેની પછીના પોપોએ મેહેનત કરી ખ્રિસ્તિ ધર્મમાં દાખલ કર્યા.

આ વખતે ઇસ્તામ્બુલના રાજેન્દ્ર ઘણા નબળા હોવાથી રાજ્યની સત્તા પડી ભાગી હતી. થોડી ઘણી રહેલી સત્તાને જાળવી રાખવાને જ્યારે યૂરોપમાં શાર્લમાન અને એશિયામાં હારૂન ગાજી રહ્યા હતા ત્યારે રાજેંદ્ર તિસેફોરસ પ્રયત્ન કરતો હતો. આ પ્રમાણે યૂરોપ અને એશિઆના બીજા ભાગોમાં રમખાણ ચાલતું હતું તે વખતે ભરતખંડ આબાદ અને સુધરેલી સ્થિતિમાં હતો. તેના જુદા જુદા ભાગમાં જુદા જુદા રાજા હતા. સોરઠમાં વલ્લભિપુરનું મોહું રાજ્ય થયું. ત્યારપછી ચાવડા રજપૂતોએ પંચાસરમાં રાજ્યધાની સ્થાપી; પોતાની સત્તા આખા સોરઠ દેશ ઉપર વધારી તેથી તેઓ ગૂજરાતના રાજા કહેવાયા. ઈ. સ. ૬૯૬ માં ચાવડા

વંશનો પ્રતાપી રાજા જયશિખરી ગાદી ઉપર હતો. તે વખતે દક્ષિણ ભાગમાં કલ્યાણ નગરમાં ચાલુક્ય કૂળનો ભુવડ નામે બળવાન રાજા રાજ્ય કરતો હતો. તેમની બેની વચ્ચે લડાઇ થઇ, તેમાં જયશિખરી રણમાં પડ્યો ને તેની સગર્ભા રાણી રૂપસુંદરી વનમાં નાસી ગઇ. ત્યાં તેણે વનરાજ નામના પુત્રને જન્મ આપ્યો, તેણે ભુવડને હરાવી ઈ. સ. ૭૪૬ માં અણહિલપુર પાટણ નામનું નવું નગર વસાવી તેને પોતાની રાજ્યધાની કરી.

## ૫ થી ૮ મા સૈકા વચ્ચેના યુગનું માહાત્મ્ય.

યૂરોપની અંદર પાંચમા સૈકામાં બીલકુલ વિદ્યાનો પ્રકાશ નહોતો. ખ્રિસ્તિદેવળમાં ઘંટ, સ્ત્રીઓનો રાજયગાદી ઉપરનો હક્ક નાબુદ કરનાર "સાલિક લૉ" અને ફ્રાન્સમાં ખ્રિસ્તિ ધર્મ આ સૈકામાં દાખલ થયાં. હિંદુસ્તાનની અંદર જુદા જુદા ધર્મ વચ્ચે ઝઘડા ચાલતા હતા. છઠ્ઠા સૈકામાં જસ્તિનિયને રેશમના કીડા ચીનમાંથી યૂરોપમાં દાખલ કર્યા અને રોમન કાયદાનો સંગ્રહ કર્યો, પાણીના જોરથી ફરતી દળવાની ઘંટીઓ શરૂ થઇ. ઘણીખરી પ્રજાઓએ ખ્રિસ્તિધર્મ પાળવા માંડ્યો. સાતમા સૈકામાં લાટિન ભાષા બોલાતી બંધ પડી અને તેની જગ્યાએ ઇતાલિયન બોલાવા લાગી. ઇસ્તામ્બુલના ગ્રીક લોકે લડાઇમાં વાપરવાને કેટલીક અગ્નિની બનાવટ શોધી કાઢી અને એશિઆમાં મુસલમાની ધર્મની સ્થાપના થઇ. આઠમા સૈકામાં રૂના કાગળો બનાવવાનું યંત્ર શોધી કાઢવામાં આવ્યું. મુસલમાનોએ વિદ્યાને ઉત્તેજન આપ્યું, યૂરોપમાં પોપની સત્તા સર્વોપરિ થઇ. શાર્લમાને પાઠશાળાઓ સ્થાપી, અને વિદ્વાનોને આશ્રય અને ઉત્તેજન આપ્યું. યૂરોપમાં લોકો સ્વતંત્ર હતા અને રાજા લડાઇમાં કુશળ હોઇ રૈયતની મરજી સાચવી રાજ્ય ચલાવતા. એશિઆમાં રાજાઓ મરજી મુજબ ચાલતા અને ત્યાંના લોકોમાં સ્વતંત્રતા બીલકૂલ નહોતી.

# अध्याय ३ जो.

## ઈસ્વીસને ૮૦૦ થી ૧૧૦૦ સુધી.

### खंड १ लो.

ગૂજરાતનો ઇતિહાસ-ચૌરાકુળ-વનરાજ અને તેના વંશજો-ચાલુક્ય અથવા સોલંકી વંશના રાજા.

૬૦ વર્ષ રાજ્ય કરી ૧૧૦ વર્ષની લાંબી ઉમરે વનરાજ મરણ પામ્યો. એની પાછળ એનો પુત્ર યોગરાજ અણહિલવાડની ગાદીએ બેઠો. એ પણ એના પિતાના જેવો યુદ્ધ-કળામાં ચતુર અને શૂરો તથા રાજકાજમાં ડાહ્યો હતો. તે પંડે વિદ્વાન હતો અને વિદ્યાને સહાયતા આપતો. એના બાપને બારવટું કરવાની જરૂર પડી હતી તેથી એના કૂળને માથે ચોરીઓ કરવાનું લાંછન હતું તે મટાડવાને એણે કોશિષ કરી પાંત્રશી વર્ષ અમલ કરી રાજ્યની દોલત વધારી તે મરણ પામ્યો. એની પછી એનો કુંવર ક્ષેમરાજ રાજા થયો. ૨૫ વર્ષ રાજ કરીને તેણે ઈ. સ. ૮૬૬માં દેહ છોડ્યો. પછી એના દીકરા ભૂવડને રાજગાદી મળી. નવ વર્ષ રાજ કરી ઈ. સ. ૮૭૫ માં ભૂવડ મરણ પામ્યો. તેની કેડે વૈરીસિંહ ગાદીપતિ થયો. ઈ. સ. ૯૨૦ સુધી રાજ કરી તે મુઓ અને તેનો પુત્ર રત્નાદિત્ય અધિપતિ થયો. એ રાજા બહાદુરી અને સાચવટને માટે વખણાયો છે. પ્રજાનું રક્ષણ તેણે સારૂં કર્યું. સને ૯૩૫માં તેનો કાળ થયાથી વનરાજના કૂળનો પુરૂષ ઓલાદમાં છેલ્લો રાજા સામતસિંહ રાજ્યાધિકાર પામ્યો. એ કમઅક્કલનો, અસ્થિર મનનો, અને નબળો હતો. જયશિખરીને જીતનાર દક્ષિણ દેશના સોલંકી વંશના ભૂવડ રાજાથી ચોથી પેઢીએ ભુવનાદિત્ય નામે રાજા હ-

તો, તેના ત્રણ પુત્રો સોમનાથની જાત્રા કરવા નીકળેલા તે ચૌરા દરબારમાં આવ્યાથી તેમાંના વડા સાથે સામતસિંહની બેન લીલાદેવી વરી હતી, અને તેને પેટ મૂળરાજ નામે પુત્ર થયો હતો; સામતસિંહ વાંઝીયો હોવાથી એ ભાણેજને તેણે ખોળે લીધો હતો. એ દત્તકે રાજાનો ઘાત કરી રાજ્યાસન કબજે કર્યું તથા મોસાળિયાંને મરાવી નંખાવ્યાં. એ રીતે ચૌરા કૂળની ગાદી પુત્રીમાર્ગે સોલંકી કે ચાલુક્ય વંશમાં ગઇ (ઇ. સ. ૯૪૨).

રાજ્ય મેળવવાને મૂળરાજે અઘોર પાપ કર્યો, પણ રાજા થયા પછી યોગ્ય રીતે વર્ત્યો તથા કરેલા દોષનો ઘણો પસ્તાવો કર્યો. તેના ઉપર ઉત્તર ભણીથી **નાગોર** (સાંભર)ના રાજાએ તથા દક્ષિણમાંથી તૈલંગણના તૈલપે ચઢાઇઓ કરી. એ બંનેને તે પાછા વાળી શક્યો. એ પછી તેણે **શ્રીસ્થાળ** (સિદ્ધપુર કે સીધપુર)માં રૂદ્રમાળ નામે મોટા શિવાલયનો પ્રારંભ કર્યો. એના થોડા સ્તંભ હજી ઉભા છે અને જોનારને અચરત પમાડેછે. ગિરનારની પડોશમાં **વામન સ્થળી**માં ગ્રહરિપુ નામે ચોર રાજા હતો. સોમનાથની જાત્રા કરવા જનારને લૂંટી તે હેરાન કરતો, માટે મૂળરાજે તેનો નાશ કર્યો. એ બેની વચ્ચે મોટું યુદ્ધ થયું. ગ્રહરિપુની મદદે કચ્છનો રાજા રાખો તથા સિંધનો રાજા આવ્યા હતા. મૂળરાજની કુમકે, મારવાડ, વણારસ કે કાશી, શીપ્રસ્થ, શ્રીમાળ વગેરેના રાજા ચઢ્યા હતા. કાઠિયાવાડમાં આટકોટ પાસે જાંબુમાલી નદીને તીરે મોટી લઢાઇ થઈ તેમાં ગ્રહરિપુ અને લાખો માણસો રણમાં પડ્યા અને ગૂજરાતનો રાજા જીત્યો. એ જયથી તેની કીર્તિ બહુ ફેલાઈ. અંગદેશના, દેવગિરીના, કોલાપુરના, કાસ્મીરના, પંચાળના રાજાઓના એલચીઓ એના દરબારમાં આવ્યા હતા. લાટ દેશ (હાલના સૂરત જીલ્લા)ના રાજા બાર્પની મોકલેલી ભેટ મૂળરાજને ગમી નહિ, તેથી તેણે પોતાના કુંવર ચામુંડને સાથે લેઇ તેના ઉપર સ્વારી કરીને તેને જીત્યો.

ગૂજરાતનું રાજ્ય હવે બહુ મોટું થયું. કચ્છ ને સોરઠ એના હાથ નીચે હતાં. આબુના રાજા એના મંડલિક હતા. લાટ દેશ એના તાબામાં આવ્યો, એમ ચોમેર સીમા વધી. પાપથી છૂટવાને માટે મૂળરાજે દાન ધર્મ ઘણું કર્યું. ઇ. સને ૯૯૭ માં તેનો કાળ થયાથી ચામુંડ રાજ્યાસને ચઢ્યો. એ રાજા રૂડી રીતે રાજ્ય ચલાવતો હતો તેવામાં મુસલમાનોએ આવી ભંગાણ પાડ્યું.



# खंड २ जो.

**અબ્બાસ વંશના ખાલિફા—તેમનું કમજોર થવું—મૂલકો તેમના હાથમાંથી જઈ સ્વતંત્ર રાજ્યોની સ્થાપના થઈ—કાન્સ્તાન્તિનોપલના રાજેંદ્રની ચઢતી કળા—સ્પેનનું રાજ્ય—પશ્ચિમ આફ્રિકા તથા મિસર દેશનાં રાજ્યો—સાસાપોતેમિઆનું રાજ્ય—ઈરાન વગેરે દેશોનાં રાજ્યો—સેલજુકી—તાતાર—તુર્કી અમલ.**

આઠમો સૈકો પૂરો થયો ત્યારે અબ્બાસ કૂળને દીપાવનાર હારૂન-અલ-રશીદ, ઈમામ અને ખાલિફાના તખ્ત ઉપર બીરાજી બગદાદમાં રાજ કરતો હતો. કાન્સ્તાન્તિનોપલના રાજેંદ્ર નિસેફોરસનો પરાજય કરી રહ્યો તેવામાં તેને બાતમી મળી કે સમરકંદના સુબેદાર ઇબ્નઅલલૈથે બળવો ઉઠાવી ખાલિફાનો ઓદ્ધો ધારણ કર્યોછે, તથા ખુરાસાન અને કરમાન પ્રાંતો બંડખોરોને મળી ગયાછે. ફિતુરી લોકોને સજા કરવાને નીકળ્યો તેવામાં તેનો કાળ થયો. કેટલાક વર્ષ પછી તે બંડખોરને ખાલિફા અલમામૂનના સરદાર હારેથમાહે હરાવી બગદાદમાં પકડી આણ્યો. હારૂનઅલરશીદ મોટો શૂરવીર અને બુદ્ધિવાન લડવૈયો હતો. વળી રાજકાજમાં નિપુણ તથા વિદ્વાન હતો. સર્વ રૈયત જોડે નરમાસથી અને હળીમળીને વાતચીત કરતો અને રાત્રે વેશ બદલીને નગર ચરચા જોવા નીકળતો. એના વિષે આરબી ગ્રંથોમાં બોધકારક અને રમુજી ઘણી કહાણીઓ છે.

એને ત્રણ પુત્ર હતા, તેમાંનો વડો અલઅમિન તેની જગ્યાએ ઈ. સ. ૮૦૯ માં થયો, પણ ઝાઝો રાજ્ય કરી શક્યો નહીં. તેના ભાઈ અલમામુને બંડ મચાવ્યું અને બગદાદને ઘેરો ઘાલ્યો. અલઅમિનનો કોઈ સ્થળે ખૂન કર્યું તેથી અલમામુન આખા રાજ્યનો ધણી થયો (ઈ. સ. ૮૧૩). ઉદારપણામાં અને વિદ્યાને ઉત્તેજન આપવામાં એણે એ-

ના બાપને ઢાંકી દીધો. એની સખાવત એટલે દરજ્જે ગઇ કે ઉડાઉપણા-માં દાખલ થઇ કરોડો રૂપિયાની મતા લોકોને અઘટિત રીતે આપી દે-ઇ ખજાનો ખાલી કરી નાખ્યો. ભણેલા પુરૂષને આશ્રય આપવા સંબંધી-ના રૂડા કામમાં એ આપણા રાજા ભોજ જેવો હતો. દેશ દેશના પંડિતોને ઘણા માન સહિત પોતાનાં દરબારમાં તેડાવતો અને તેમની બુદ્ધિની તથા ગ્રંથોની પરીક્ષા કરી તેમના ઉપર ઇનામના વરસાદ વરસાવતો.

એ પ્રમાણે આનંદ પામેલા કવિઓએ બહુ વખાણ ગાઇ એની કીર્તિ અમર કરી અને શોધક વિદ્વાનોએ અમૂલ્ય પુસ્તકો લાવી તેને ભેટ કર્યાં. કુરાન ઇશ્વરોક્ત નથી, પણ મનુષ્યોક્ત છે, એવો તેનો અ-ભિપ્રાય હતો, અને તે પ્રજા પાસે મનાવવાને રાજબળવડે પ્રયત્ન કર્યો. એ તથા બીજી કેટલીક નાદાનીને લીધે રાજ્યમાં ગડબડ થઈ. લશ્કરી કામમાં તે મોટો બુદ્ધિવાન હતો, તેથી બધાં બંડો સમાવી શક્યો તથા ગ્રીક રાજ્ય ઉપર વિજય મેળવ્યો. એ અને એના પછીના કોઇ કોઇ ખાલિફા પરાક્રમી થયા. અરબસ્તાન અને ઇરાનમાં ઉઠેલા ફિસાદ બેસાડી દીધા. પછી સિરિયા, પાલેસ્તિન, મિસર અને પશ્ચિમ આફ્રિકામાં નિમક હરામી કરી સ્વતંત્ર રાજ્ય સ્થાપવાની કોશિશ કરનારાનો એણે નાશ કર્યો. પરંતુ હવે થોડા કાળમાં એ મોટા રાજ્યના વિભાગ થયા વિના રહે ન-હિ એવું થયું હતું. કુલ અખતિયારી સુબેદારોને લાંબી મુદ્દત સુધી એ-કના એક પ્રાંતમાં અમલ ચલાવ્યાથી અને તેમની જગા તેમના વાર-સને મળવાથી નબળા ખાલિફાના વખતમાં સ્વતંત્ર થવું મુશ્કિલ પડયું નહીં. એમ છૂટાં પડેલાં રાજ્યોનું વૃત્તાંત લખતી વેળા તેઓ ક્યારે આપ-અખતિયારી થયાં તે જણાવીશું. ઇ. સ. ૮૩૩માં અલમામૌનનું મરણ થયું, અને તેનો ભાઈ મોતાસ્સમ રાજ્યાસને બેઠો. એનાં રાજ્ય અને ધર્મ સંબંધી લક્ષણો મરહુમ ઇમામ અને ખાલિફાના જેવાંજ હતાં. આ સમે ઇસ્તામ્બુલના સિંહાસન ઉપર સિંહગુણનો રાજેંદ્ર થેઓફિસ હતો. ખાલિફાના મૂલકમાં એણે પાંચ વાર સ્વારીઓ કરી. એમાંની છેલ્લીમાં તે એક લાખ ફોજ લેઈ સિરિયામાં આવ્યો અને મોતાસ્સમના જન્મ શહેર સોફિપેત્રાને ઘેરો ઘાલી જીત્યું અને તેના રહેવાસીઓમાંના નરજાતિના સઘ-ળાને વાઢી નાખ્યા ને બૈરાં છોકરાંને ગુલામ કર્યાં (ઇ. સ. ૮૩૮). તેણે

બીજાં ઘણાંક નગરો જીત્યાં, અને ત્યાંના લોકોની આંખો ફોડી, નાક કાન કાપ્યાં, ઠાર માર્યા અને ગુલામ કર્યા. ઈરાનમાં બાબેક નામે કોઇ સૂતારાએ પાખંડ મચાવી બળવો ઉઠાવ્યો હતો તેને શિક્ષા કરવાને મોતાસ્સિમ એ વેળા ગયેલો હતો. ઇ. સ. ૮૩૭ માં તેનો નાશ કરી તે ગ્રીક દેશ ઉપર ચઢ્યો અને પૂરેપૂરૂં વેર વાળ્યું. ઘણાંક શહેરો પાયમાલ કરીને તથા રાજેંદ્રને હરાવીને તે પાછો ફર્યો. ઇસ્વીસને ૮૪૨માં તેનું મરણ થયાથી ગાદીપતિ વાથેક થયો. ઉદાર દીલે વિદ્વાનોનું પાલન કરવાથી તથા ગરીબોને દાન આપવાથી એની નામના થઇ છે. એવું કહેવાય છે કે એના અમલમાં આખા રાજમાં કોઇને ભીખ માગવી પડતી નહોતી, બધા નિર્ધનોની ગરજ તે પૂરી પાડતો. ઇ. સ. ૮૪૭ માં તેનો કાળ થયો, અને તેનો નિર્દય ભાઇ મુતાવાકેલ અધિપતિ થયો. ખ્રિસ્તિઓ, અને યાહુદીઓ ઉપર એણે ભારે જૂલમ કર્યો, અને મુસલમાનોને પણ ઘણી ક્રૂર સજા કરતો. એની મશ્કરીઓ પણ કેવળ નિર્દય હતી. ઈ. સ. ૮૬૧માં તેને તેના એક ગુલામે મારી નાખ્યો. ખાલિફાના પદનું રક્ષણ કરવાને તુર્ક કે તાતાર સિપાઇઓની ફોજ હતી તેના સરદારો જેને ગાદીએ બેસાડતા તેઓ બેશી શકતા. ૮૪ વર્ષ સુધી એ પ્રમાણે ચાલ્યું, અને તેટલામાં બાર ખાલિફા થયા.

એવી નબળી હાલતમાં પણ ખાલિફાનો ભપકો અને ડોળ ભારે હતો. કરોડો રૂપિયાનાં વસ્ત્રો, સોના, રૂપા, મોતી અને જવાહીરથી રાજમેહેલ શણગારેલા હતા. વાઘ, સિંહ વગેરે પશુઓ તેમજ સુંદર પીછાંનાં મધુર ગાયન કરનારાં પક્ષીઓ, બાગબગીચા વગેરે મોજનાં સાધનો પુષ્કળ રાખ્યાં હતાં. મૂલ્યવાન અલંકારો અને કીમતી લૂગડાં પેહેરી હજારો ગોરા અને કાળા, સ્ત્રી અને ખોજા પુરૂષ ગૂલામો તેની સેવામાં હાજર રહેતા હતા. પરંતુ એ જૂઠા દબદબાથી એશિયાની પ્રજાઓ અંજાઇ નહિ. ખાલિફાઓમાંથી વિત્ત ગયું હતું એ સર્વેના જાણવામાં હતું. અબ્બાસ વંશના આજલગી વીશ ખાલિફા થયા તેમાંના નવ કમોતે (ઝેર, ભૂખ કે ખંજરે) મુઆ. ઇ. સ. ૯૩૨ માં કાહેર નામે ખાલિફા અને ઇમામની તેના તુર્ક સિપાઇઓએ આંખો ફોડીને પદ ભ્રષ્ટ કર્યા, ત્યાર પછી બીજા પાંચ એજ દશાએ પહોંચ્યા. તેમની સત્તા ઘણુંકરીને માત્ર બગદાદ શહે-

રમાં રહી, અને ત્યાં પણ ઘણાખરા ખાલિફ્રા પોતાના મંદિરમાં કેદી જેવા હતા.

ખાલિફ્રાનું બળ જેમ જેમ નરમ પડતું ગયું તેમ તેમ તેમના પાડોશી કાન્સ્તાન્તિનોપલનું રાજ પાછું વધતું ગયું. ઇ. સ. ૮૬૭માં બાસિલિયસ રાજેંદ્ર થયો ત્યારથી એ રાજની દશા કાંઇક ફરવા લાગી, અને બસેં વરસ સુધી તેના કુળના હાથમાં ગાદી રહી તે મુદતમાં ફરીને ચઢતી કળાએ તે પહોંચ્યું. એમાંના કેટલાક રાજા હોંશિયાર અને પરાક્રમી થયા અને ખાલિફ્રાનું પડી ભાગ્યું તેથી એવું થયું. ઈ. સ. ૯૬૩ થી ૯૭૫ સુધી નિસિફ્રોરસ ફ્રોકસ અને તેને મારી તેની ગાદીએ બેસનાર જાનઝિમિસેસ એ બેના વખતમાં એ રાજ્યની ફ્રોજો ફતેહ કરતી બગદાદની પાસે જઇ પહોંચી. નબળા પડી ગયેલા લાખો મુસલમાનો માર્યા ગયા, અને તેમની માલમિલકત ગ્રીક રાજેંદ્રે લૂંટી લીધી. સેંકડો મોટા શહેરોનો નાશ થયો. આન્તિઓક વગેરે કેટલાંક શહેરો અને પ્રાંતો રાજેંદ્રને કબજે રહ્યાં.

મુસલમાની એક મોટા રાજ્યના અનેક કકડા થઇ ગયા તેનાં કારણ સહજ સમજી શકાય તેવાં છે, રાજ્યનો વિસ્તાર બહુ બહોળો થઇ ગયો હતો, અને રાજ્યભક્તિનાં બંધન હતાં નહિ. જે સદ્ગુણોએ કરીને આરબોએ મૂલકો જીત્યા હતા તે જીતાયલા લોકમાં રહેવાથી જતા રહ્યા. તેમની બહાદુરી, સાહસ, વગેરે ઓછાં થઇ ગયાં જોઇ ખાલિફ્રોએ એ લક્ષણોથી ભરેલા હજારો તુર્કોને પોતાની ફ્રોજમાં રાખ્યા. પોતાનું બળ કેટલું છે તે તુર્કોના જોવામાં આવ્યું, એટલે તેઓ પ્રજા ઉપર જૂલમ કરવા લાગ્યા, અને ખાલિફ્રાના સેવક ટળી સ્વામી થયા, એથી રાજ્યમાં અસંતોષ ઉત્પન્ન થયો. વળી અબ્બાસી કુળના કરતાં ફ્રાતેમાના વંશનો હક્ક રાજની અને ગુરુની ગાદી ઉપર વધારે છે એવું ઘણાના મનમાં આવ્યું, તુર્ક લશ્કરથી છૂટવાને માટે તેને દૂરના પ્રાંતોમાં મોકલવામાં આવ્યા. ત્યાં તેઓના સરદારો સ્વતંત્ર રાજા થઇ પડ્યા. ખાલિફ્રા જાતે બુદ્ધિહીન, અનીતિવાન, મોજી અને અપરાક્રમી થતા ગયા ન હોત તો કેટલોક ફેર પડત. ફ્રાતેમાના વંશજોના પક્ષની ટોળીઓ બંધાવવા માંડી અને પંથો ઉભા થયા; એમાંનો સૌથી જબરો હિજરી સનના ૨૭૭મા

વર્ષને સુમારે કુફા શહેરની પાસે કાર્માથ નામે ધર્માંધ આરબે સ્થાપ્યો. એ પંથીઓનો એક નિશ્ચય એ હતો કે જે ગુરૂ કહે તે તુરત કરવું. કૂવામાં કે પર્વત ઉપરથી કે અગ્નિમાં પડવાનું કે બીજું જે કહે તે એકદમ કરવું. તેઓ બહુ જબરા લઢવૈયા હતા. મુસલમાની ધર્મમાં તેઓએ ઘણો ફેરફાર કીધો, અપવાસ, જાત્રા, વગેરેની મનાઈ કરી, દારૂ પીવાની અને સુવરનું માંસ ખાવાની રજા આપી. મક્કામાં ૩૦,૦૦૦ હાજીને માર્યા, અને ઘણાં શહેર લૂંટયાં. ઇ. સ. ૯૨૯ માં ખાલિફાને મારી નાંખ્યો, અને ૨૦૦ વરસ સુધી રાજ્યને પીડા કરી જડ મૂળમાંથી નબળું પાડ્યું. અરબસ્તાનમાં એ પંથ બહુ પ્રસર્યો.

અબ્બાસી ખાલિફાઓના અમલની શરૂઆતથીજ સ્પેનનું રાજ્ય અળગું પડ્યું હતું. ઉમૈયાની ઓલાદે ઘણા વરસ ત્યાં આબાદીમાં રાજ્ય ભોગવ્યું. ઇ. સ. ૯૩૯ માં એ કુળનો અલનાસાર નામે પ્રતાપી રાજા ગાદીએ હતો, તે વારે તેની વાર્ષિક પેદાશ અઢી કરોડ રૂપિયાથી વધારે હતી ને વળી લઢાઇઓ મારી કરોડો રૂપિયાની લૂંટ મેળવી હતી. પોતાની ઉપજના ત્રણ સરખા હિસ્સા કરી તેમાંનો એક ફોજના ખરચે કાઢતો, એક ઇમારતો બાંધવામાં ખરચતો, અને એક ખજાને રાખતો. એના દરબારનો વૈભવ બગ્દાદના દરબારથી હેઠે એવો નહતો. એણે પોતાને હાથે પોતાના સુખની યાદી લખી હતી તે તેના મુઆ પછી તેના ખાનગી ઓરડામાંથી હાથ લાગી. તેમાં તેણે લખ્યું છે કે પચાસ વરસ ને સાત મહિના મોટા યશથી રાજ્ય કર્યું, બહુ ધન અને આબરૂ મેળવી, અતિ બળવાન કહેવાયો, અને મોજમજા પાર વિનાની જોઇ. પરંતુ એ લાંબી મુદતમાં માત્ર ચૌદ દહાડા ખરી શાંતિના ભોગવ્યા. એની પાછળ એનો પુત્ર હાકેમ ખાલિફા થયો તે એનાથી વધારે પરાક્રમી અને કીર્તિમાન થયો. પણ આગળ એ વંશના ખાલિફા ક્રૂર, જૂલમી, મોજી અને નબળા મનના તથા આળસુ થયા. ખાનપાન અને સ્ત્રીઓના ભોગમાં પડી તેમણે રાજ્ય ઉપર લક્ષ ન આપ્યું, તેથી રાજ્ય ભાગી પડ્યું. વજીરો, સુબેદારો, લશ્કરી સરદારોએ બંડ કરી રાજ્યના કકડા કરી નાખ્યા. ઈ. સ. ૧૦૩૬ માં ખાલિફા હેશામને તેની ફોજે પદભ્રષ્ટ કર્યો. તે કુળનો છેલ્લો રાજા એજ હતો. દરેક શહેરનો હાકેમ તે શહેર અને આસપાસના પરગણાનો ધણી થઇ પડ્યો. પછી તેઓ માંહોમાંહે

વઢવા તથા એક એકનો નાશ કરવા લાગ્યા. એ કારણથી ખ્રિસ્તિ સ્પાનિઅર્ડોએ દેશનો ઘણો ભાગ તેમની કનેથી ખૂંચવી લીધો. માત્ર ગ્રીનાડાનું રાજ્ય ટકી રહ્યું અને વૃદ્ધિ પામ્યું.

હારૂન–અલ–રસીદના અમલમાં પેગમ્બરની પુત્રી ફાતિમાના વંશના ઇદ્રિસ નામે શાહજાદાએ આફ્રિકાને પશ્ચિમ કાંઠે જઈ એક સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. તેના એજ નામના બેટાએ ફેજનગર બાંધી ત્યાં રાજ્યધાની કરી. હારૂન–અલ–રસીદે ઇબ્રાહીમ ઇબ્ન આગ્લાબને કૈરોઅન શહેર અને પશ્ચિમ આફ્રિકાનો સુબેદાર નીમી મોકલ્યો હતો તેણે પણ ત્યાં સ્વતંત્ર રાજ્ય ઉઠાવ્યું (ઇ. સ. ૮૦૫).

એ રાજ્યોએ ભૂમધ્ય સમુદ્રમાં મોટાં પરાક્રમ કર્યાં. નવમા સૈકાના આરંભમાં તેમણે ક્રીત અથવા કાંદિઆ, સાર્દિનિઆ, કોર્સિકા, વગેરે ટાપુઓ તાબે કર્યાં. કોઇ વેળા તેઓની સેના બગ્દાદના ખાલિફાની કુમકે જતી. સિસિલિબેટ તેમણે જીત્યો, અને ત્યાંના રહેવાસીઓને મુસલમાન કર્યાં. એ બેટના બંદરોમાં તેઓ જબરી નૌકાસેના તૈયાર કરતા, અને તેમાં સ્પેન અને આફ્રિકાના વહાણો સામિલ કરી સમુદ્રકાંઠાના દેશો ઉપર સ્વારીઓ કરતા, અને ગ્રીક રાજ્યના તથા બીજાઓનાં વહાણો લૂંટતા. ઇસ્તામ્બુલ અને રોમ બંને તેમના ત્રાસથી કાંપતાં. ઇ. સ. ૯૫૩માં સિસિલિના આરબ અમીરે (સુબાએ) એક બળવાન લશ્કર ઇતાલિ જીતવાને મોકલ્યું હતું તેણે ઘણો નાશ કર્યો. પાલર્મો, બિસેર્તા અને ત્યુનિસના બંદરોમાંથી આવેલી ફોજે કાલાંબ્રિઆ અને કામ્પાનિયા પ્રાંતોમાં ઘેઢસો કસ્બા લૂંટયા અને વશ કર્યાં. રોમ ઉપર તેમણે બે વાર સ્વારીઓ કરી, તેનું રક્ષણ કરવાને આવેલી ફ્રાંક ફોજને હરાવી અને શહેરના દરવાજા સુધી જઇ પહોંચી. સેંતપાઉલ અને પિતરના રોઝા અને દેવળો લૂંટી લાખો રૂપિયાનો માલ લેઇ ગયા. તેમનામાં કુસંપ ન પેઠો હોત તો બેશક ખ્રિસ્તિ ધર્મની રાજ્યધાની તેમને હાથ ગઇ હોત.

ઇ. સ. ૯૦૯ માં સિસિલિના સુબા અબુ અબ્દલ્લાએ કૈરોઆનના ખાલિફાનો પરાજય કરી અગ્લાબી વંશને તખ્ત ઉપરથી ઉઠાડી મૂકયો, અને ફાતમા અને અલીના વંશજ નામે ઓબૈદલ્લાને તે જગા આપી. એણે

મહાદિ ( દર્શાવનાર કે ચલાવનાર ) ઇલકાબ ધારણ કર્યો અને મહદિયા શહેર વસાવ્યું. ઇદ્રુસી કુળને પદભ્રષ્ટ કરી તેનો મૂલક પોતાના રાજ્યમાં તેણે ભેળી દીધો.

મિસર દેશમાં પણ સ્વતંત્ર રાજ્ય થયું હતું. મહાદિના પ્રપૌત્ર મોએઝે ત્યાંના હાકેમ ઉપર સ્વારી કરી તે દેશ જીતી લીધો (ઈ. સ. ૯૭૨). એના એક સરદારે સિરિયા અને પાલેસ્તિન પ્રાંતો તાબે કર્યા. મદિના સુધી તેની આણ ચાલતી. ફક્ત મક્કામાં અબ્બાસી ખાલિફાની દુવાઇ ફરતી હતી. મોએઝે રાજ્યનો બંદોબસ્ત સારો રાખી રૈયત ઉપર માયા દેખાડી. કેરો–કેઅલ–કાહિરા શહેર તેનું બનાવેલું છે. એ તેનું પાયતખ્ત નગર હતું. એની ઓલાદે બસેં વર્ષ સુધી ફ્રાત (યુફ્રેતિસ) નદીથી કૈરોઅન શહેર સુધી પ્રદેશ ઉપર અમલ કર્યો. પશ્ચિમ આફ્રિકાનો જે ભાગ રણથી જુદો પડેલો છે તે ઘણો દૂર હોવાને લીધે પોતાના ફરજનોનાં હાથમાં રહેવો મુશ્કિલ છે એવું જોઇ તેણે પોતાની ફોજના એક નાયક નામે ઝેરીના છોકરા યુસ્સેફ બેલકિનને તે આપી દીધો. ઇ. સ. ૧૦૫૬ માં એ ભાગમાં કોઇ અબદલ્લા નામે નવો પંથ કાઢ્યો, ને મુસલમાની ધર્મમાં પેઠેલા વહેમો દૂર કરવાની તેણે કોશિશ કરી. નવા પંથમાં ઘણા લોક ભળ્યા પછી તેના એક ગુરૂ નામે અબુબકરે ફોજ ભેગી કરી ફેઝ, તાંજીયર, વગેરે નવાં થયેલાં રાજ્યો જીતી લીધાં. અબુબકરને આસને બેસનાર યુસ્સફે મોરોક્કો શહેર બાંધ્યું (ઇ. સ. ૧૦૬૯).

હારૂન–અલ–રસીદના કુંવરો રાજ્યાસનને સારૂ વઢતા હતા, તે વારે અલમામૌનના પક્ષમાં તાહેર કરીને મોટો શૂરવીર નાયક હતો. મામૌનની ફત્તેહ થયા કેડે તેણે તેને ખુરાસાનનો સુબો અને સેનાપતિ બનાવ્યો. તાહેર ત્યાં સ્વતંત્રપણે વર્તવા લાગ્યો (ઇ. સ. ૮૧૩), અને ચોથી પેઢી સુધી તેના ફરજનોએ ત્યાં ડહાપણ અને ન્યાયથી અમલ કર્યો. તાહેર કુટુંબને ગાદી ઉપરથી ઉઠાડી મૂકનાર યાકુબ બિન લેસ સુફ્ફારી હતો. સુફ્ફારીનો માયનો કંસારો છે. એ યાકુબ મૂળમાં કંસારો હતો. એ ધંધો છોડી વાટપાડુઓની ટોળીમાં ભળ્યો. અને પછી સૈસ્તાનના સ્વતંત્ર થયેલા હાકેમની ફોજમાં નાયક થયો. એ વડે તે પોતાના ધણી જોડે લઢ્યો અને તેને કેદ કરી

બગ્દાદ મોકલ્યો. એ નોકરી માટે ખાલિફાએ તેને તે પ્રાંતનો સુબો નીમ્યો. એટલાથી સંતોષ ન પામી તેણે ખુરાસાન અને ઇરાનનો ઘણોખરો મૂલક જીત્યો (ઈ. સ. ૮૭૨).

ઇ. સ. ૮૯૨ માં હામાદન જાતના આરબ સરદારે મેસોપોતામિઆ પ્રાંત તથા મોસુલ અને અલેપ્પો શહેરોનો ધણી થયો, અને ૧૦૯ વરસ લગી તેના વંશજોએ ત્યાં રાજ્ય કર્યું.

હિજરી સને ૨૫૮ માં એટલે ઇસ્વીસને ૮૭૩ માં બોખારાના તુર્ક હાકેમ ઇસ્માએલ સામાનીએ સ્વતંત્ર રાજાનો ઓદ્ધો ધારણ કર્યો તથા સુફ્ફારી રાજાને હરાવી તેનો મૂલક જીતી લીધો. બોખારા, બલ્ખ, ખુરાસાન, સિસ્તાન વગેરે પ્રાંતો ઉપર તેણે તથા તેના વંશજોએ સો વરસ પર્યંત વખાણવા જોગ રીતે રાજ ચલાવ્યું.

ઇરાનનો ઉત્તર ભાગ સામાની રાજાઓના તાબામાં હતો, તેવામાં તેના દક્ષિણ ભાગ ઉપર દિલેમી કે બુયાહ કે બાર્ડિકુલના હાકેમો અમલ કરતા હતા. દિલેમ પ્રાંતનો માછી નામે અબુલ–સુજાહ–અલ–બુયાહ ત્યાંના હાકેમની નોકરીમાં રહ્યો અને તેનો છોકરો અલી બુયાહ ત્યાંના લશ્કરમાં ઊંચે દરજ્જે ચઢયો. એ ફોજથી તેણે ઇસ્ફાન, ફાર્સ, કરમાન, ખુજીસ્તાન, અને ઇરાક પ્રાંતો જીત્યા (ઇ. સ. ૯૦૦), અને બગ્દાદ જઇને ખાલિફાની પાસે ફાર્સ અને ઇરાકની સુબેદારીની સનદ કરાવી તથા પોતાના ભાઇ મહમદને ખાલિફાની વજીરાત આપવાની જરૂર પાડી. મહમદે ખાલિફાને પદભ્રષ્ટ કર્યો અને તેની જગાએ મોથી નામે પુરૂષને બેસાડ્યો. એ બંને ભાઇનાં મરણ થયાથી તેમનો ત્રીજો ભાઇ હસન એ બંને પદવી પામ્યો. તેની પછી તેનો પુત્ર યઝેડ થયો અને તેની રૂડી ચાલને માટે ઘણો વખણાયો. એના પછી એ કુળની સત્તા ઓછી થઇ ગઇ. પછી ગિજનીના મહમદે તેમનો ઘણોક મૂલક ખૂંચવી લીધો. અને તોગરલબેગ સેલજુકીએ બગ્દાદના દરબારમાંથી તેમને કાઢી મૂક્યા, એટલે તેમનો અંત આવ્યો (ઇ. સ. ૧૦૫૫).

જ્યાંની રાજ્યરીતિમાં પ્રજાને કશો અધિકાર નથી તેનું બળ ઘણું ક-

રીતે ગાદીપતિની ચપળતા અને ચતુરાઇ ઉપર આધાર રાખેછે અને તેથી લાંબી વાર ટકતું નથી. સામાની રાજ્ય એજ રીતે ક્ષીણ થયું. નબળા રાજા થયા કે સુબાઓ સ્વતંત્ર થવા લાગ્યા. એ રાજ્યની તરફનો હાકેમ અલપ્તગીન કે આબિસ્તાગી ખુરાસાનમાં અમલ કરતો હતો, તેણે પ્રથમ બંડનો વાવટો ઉઠાવ્યો, અને સ્વતંત્ર થઇને કાબુલ, કંદહારનો દેશ જીત્યો, અને ગીજની નગરમાં પોતાની રાજ્યધાની કરી (ઇ. સ. ૯૬૨). મરતી વેળા એને છોકરો ન હોવાથી તેનો જમાઇ અને ફોજનો નાયક સબક્તગીન તેની પાછળ (ઇ. સ. ૯૭૭માં) સુલતાન થયો. એના મરણ પછી એનો દીકરો મહમદ સિંહાસને બેઠો. (ઇ. સ. ૯૯૭) એ ઘણો પરાક્રમી નીકળ્યો. કાસ્પીઅન સમુદ્રથી સિંધુ નદી સુધીનો મૂલક તેણે જીત્યો અને હિંદુસ્તાન ઉપર બારવાર યુદ્ધે ચઢયો. એ સ્વારીઓનું વર્ણન આવતા ખંડમાં લખીશું.

મહમદનામુઆ પછી સેલજુક નામે તાતાર લોકે તેમના રાજા તોગ્રલબેગની સરદારી નીચે મોટા જય કર્યા (ઇ. સ. ૧૦૩૮). જોરજાન, નાબરિસ્તાન, એઝર, બિઝાન, કોરાસ્મ, ઇરાક અને ખુરાસાન પ્રાંતો ઉપર તેણે પોતાનો અમલ બેસાડયો. પોતાના ઉપર જૂલમ કરનારી પોતાની તુર્ક ફોજ છોડાવવાને બગ્દાદના ખાલિફા અલકોયમે તેને તેડાવ્યો. તોગ્રલબેગે જઇ તેનું રક્ષણ કર્યું અને તેની વતી રાજ્ય ચલાવ્યું. હવે ખાલિફાના હાથમાં રાજ્યસત્તા નામની રહી તે નહિ જેવી ગણી શકાય. તેઓ ઇમામ એટલે મુસલમાનોના મુખ્ય ધર્મગુરૂ, જે આચાર્ય માત્ર રહ્યા (ઇ. સ. ૧૦૫૫).

તોગ્રલબેગના મરણ પછી તેનો વારસ અલ્પ અર્સલાન તેની જગાએ થયો, એણે ગ્રીક રાજ્ય ઉપર સ્વારી કરી અને આર્મિનિયા પ્રાંતમાં તેની ફોજને સજડ હરાવી ને રાજેંદ્ર રોમાનસ દિયોજેનેસને બંધીવાન કર્યો (ઇ. સ. ૧૦૭૦). એથી મુસલમાનોને હાથ બધો સિરિયા દેશ પાછો ગયો, અને તે ઉપરાંત એશિઆ મૈનરના કેટલાક રસાળ પ્રાંતો મળ્યા. અલ્પઅર્સલાનના દીકરા મલેકશાહના અમલમાં રાજ્ય પૂર્ણ ચઢતી કળાએ પહોચ્યું. એક તરફ ભૂમધ્ય સમુદ્રથી અને બીજી

મેર ચીન દેશના કોટ લગી મૂલક જીતી તેણે પોતાની આણુ વર્તાવી, અને રૈયત ઉપર મહેર કરી દાનાઇ અને ન્યાયથી વર્તી એશિયા ખંડને શાંતિનાં સુખ ચખાડ્યાં. એનો વજીર નિજામ ઉલ મુલ્ક ઘણો ડાહ્યો હતો. તેની રૂડી સલાહનો લાભ એ શાણા સુલતાને ઘણો લીધો અને અતિ મોટા રાજ્યની સંભાળ લેવામાં અને તેનો બંદોબસ્ત રાખવામાં ઘણું લક્ષ લગાડ્યું. લોક સુખ ભોગવતા અને તેમની આબાદીમાં વધારો થતો હતો, તેવામાં હસન સબાહ નામે ધર્મજનુની મુસલમાને એક ખૂની પંથ અથવા ટોળી ઉભી કરી. એ પાખંડી મુસલમાની ધર્મમાં પરધર્મોના વહેમો તેણે દાખલ કર્યા. એમાંના દરેક માણસની સૌથી મુખ્ય ફરજ એ હતી કે પોતાનો શેખ એટલે નાયક જે હુકમ આપે તે માનવો અને અમલમાં આણવો. એથી તેમને સ્વર્ગનું હમેશનું સુખ નક્કી મળશે એવું તેણે શીખવ્યું, અને તે તેના ચેલાના દીલમાં ખરૂં ઠસ્યું. તેઓ ભય અને મોતથી ડરતા નહિ અને ઉપરીના હુકમથી ખૂન કરવામાં પાપ ન ગણતાં મોટું પુણ્ય માનતા. મોટા ખૂની શેખ અલજેબાલ એ હત્યારાઓ વેશ બદલીને રાજમહેલોમાં અને ખાનગી ઘરોમાં અનેક યુક્તિએ પેસતા, અને તે શેખનો જેમના ઉપર કોપ થયો હોય તેમનો લાગ જોઇ ઘાત કરતા. એ રીતે ત્રાસ અને પીડા કરી ઘણા વરસ વેરથી એ દુષ્ટોએ લોકને સંતાપ્યા.

ઇ. સ. ૧૦૯૨ માં મલેકશાહનો કાળ થયો અને તેના રાજ્યને માટે તેના છોકરા લઢવા લાગ્યા. એ માંહોમાંહેની વઢવાઢથી ઘણા આદમીઓના પ્રાણ ગયા, અને ખરાબી થઇ તથા રાજ્યના ત્રણ મોટા ભાગ થયા. ઇરાન, કર્માન, અને રૂમ, એ દરેક ભાગના અધિકારીએ સુલતાનનો ઇલકાબ લીધો. એ ત્રણમાં ઇરાનનું રાજ્ય બલિષ્ટ હતું, કેમકે એશિયાની ઉપરની તરફના ધનવાન પ્રાંતો એમાં હતા, પણ તે જલદીથી પડી ભાગ્યું. અમીરો એટલે શહેરો અને પ્રાંતોના હાકેમ કે સુબાઓ સ્વતંત્ર થઇ ગયા. રૂમના સેલજુકી રાજ્યને સુલતાન સુલેમાને નામીચું કર્યું. ક્રુસેદરો એ રાજ્યને નાઇસ (નિસ) કે ઇકોનિયમનું રાજ્ય કહેતા, અને તેમની જોડેના સંબંધે કરીનેજ એ પ્રખ્યાત થયું છે. મલેકશાહના મુઆ કેડે તેના વિશાળ રાજ્ય અને ભારે જોરના વિભાગ થઇ ગયા, અને સેલજુકી

તુર્કોમાં કુસંપ પેઠો, તેથી પેહેલા ક્રુસેદરોની ફત્તેહ થઈ, અને ઈરાક અ-રબી એટલે બગદાદ પ્રાંત પોતાને સ્વાધીન કરી લેઈ ખાલિફા સેલજુકીઓથી છૂટા પડી કેટલેક દરજ્જે પાછા સ્વતંત્ર થઇ શક્યા.



# ખંડ ૩ જો.

**હિંદુસ્તાનનાં રાજ્યો-ગિજનીનો સબક્તગીન તથા મહમુદ અને તેમની સ્વારીઓ-ગૂજરાતના રાજા-માળવાનો રાજા ભોજ-અજમેરનો વિશળદેવ વગેરે.**

હિંદુસ્તાનમાં લાહોર, દિલ્હિ, કલંજર, કનોજ, કાશી, અજમેર, માળવા, ગૂજરાત, તૈલંગણ વગેરે મોટાં રજપૂત રાજ્યો આ વેળાએ હતાં. લાહોરમાં જયપાળ રાજ કરતો હતો, તેવારે ગિજનીના તાબાનો મૂલક સબક્તગીનના હાથમાં હતો. એ બે રાજાઓ વચ્ચે કેટલાક ઝઘડા થયા. બળવાન રાજ પોતાની પડોશમાં થયું જોઇ જયપાળે તેને શહેમાં રાખવાની કોશિશ કરી. તેણે પ્રથમ ગિજનીના રાજ્ય ઉપર મોટી ફોજ સાથે ચઢાઇ કરી, પણ ફતેહ ન પામ્યો, અને ખંડણી આપવી કબુલ કરી પાછો આવ્યો. એથી તેની નબળાઇ સબક્તગીનના જોવામાં આવી. કરાર પ્રમાણે ખંડણી જયપાળે મોકલી નહિ. માટે તેણે તેના ઉપર સ્વારી કરી. જયપાળ પોતાની મદદે દિલ્હિ, અજમેર, કલંજર, અને કનોજના રાજાને બોલાવી, ગિજનીની સેનાની સામો થયો. કુમકે આવેલા રાજાઓનાં નામ વગેરે જાણવામાં આવ્યાં નથી, પણ સર્વેના મળી એક લાખ લઢવૈયા હતા અને તેઓનો પરાજય કરી સબક્તગીન અને તેના પુત્ર મહમુદે તેમને નસાડી મૂક્યા એટલું જાણવામાં આવ્યું. રજપૂતોને એવા બળહીન જોઇ તથા તેમના દેશમાં ઘણી દોલત દેખી પરાક્રમી મુસલમાનોની દાઢ સળકી અને હિંદુઓનો શિકાર કરવો સહેલો છે, એવું તેમને માલૂમ પડ્યું. "ડોસી મુઆ કરતાં જમ પગકવાનું ભય વધારે" એ કહેવત પ્રમાણે જયપાળની હારથી થયું.

ઇ. સ. ૯૯૭ માં સબક્તગીનની ગાદી મહમુદને મળી. બુખારાના સમાની રાજ્યને જીતીને પોતાનાં રાજ્યને તેણી તરફ મજબૂત કર્યું. અને બગ્દાદના ખાલિફાની મંજૂરી મંગાવી તેણે સુલતાનનો ઇલકાબ ધારણ કર્યો. ઇ. સ. ૧૦૦૧ માં પંજાબમાં આવી મહમુદે રાજા જયપાળને

હરાવ્યો તથા કેદ પકડ્યો. પુષ્કળ લૂંટ લેઇને સ્વદેશ ગયા કેડે તેણે મ-સ દ્રવ્ય લેઇને જયપાળને છોડ્યો. એ રીતે પોતાનું અપમાન થયું માટે લાહોરમાં આવી તે રાજા બળી મુંઓ, અને તેનો કુંવર અનંગપાળ તે-ની જગાએ થયો: એણે મહમુદનું ઉપરીપણું કબુલ રાખ્યું. મુલતાનની દક્ષિણ ભણી કોઈ ભાટીઓ રાજા હતો, તેનો પરાભવ સુલતાને બીજી સ્વારીમાં કર્યો, અને તેનો મૂલક ખાલસા કર્યો. ત્યાં મૂકેલા મુસલમાન સુ-બાએ બંડ કર્યાથી મહમુદ ત્રીજી વાર પંજાબમાં આવ્યો, અને જય પા-મ્યો. ત્યાર પછી તેણે તાતાર અને ઇરાનનો તમામ મૂલક તાબે કર્યો. એ દૂરના દેશો જીતવામાં લાગેલો હતો તેવામાં તેની ધૂંસરીથી છૂટી તે-ના રાજ્ય ઉપર હુમલો કરવાનો મનસુબો અનંગપાળે કર્યો; અને સહાય થવાને સારૂ દિલ્હિ, અજમેર, કલંજર, કનોજ, ગ્વાલિયર અને ઉજ્જણ એ નગરોના રાજા મોટી ફોજો સહિત આવ્યા હતા. એ બધા એકઠા થયેલા હજારો રજપૂતોની સંખ્યા એવડી મોટી હતી કે સેંકડો વરસ થ-યાં તેવી જમા થઇ નહતી. એ બધી તૈયારી કરવામાં એટલી ઢીલ થઈ કે મહમુદ તેવામાં પાછો ગિજની આવ્યો, અને એ બહોળી સેના અ-ટક નદી ઓળંગી તેના દેશ ભણી જતી હતી તેને પેશાવરમાં તેણે ખા-ળી. યુદ્ધકળામાં ઘણો ચતુર હોવાથી તેના જોવામાં આવ્યું કે એ મોટા લશ્કર જોડે મેદાનમાં પોતાની નાની ફોજથી પુરાં નહિ પડાય. એ માટે પર્વત પોતાની પીઠે રહે, અને રજપૂતો પાછળ જઇ તેને ઘેરી શકે નહિ એવા સ્થળે મુકામ કરી છાવણીને મજબૂત કરવાને આસપાસ ખાઇ, ધૂળીઓ કોટ વગેરે તેણે કરાવ્યાં. રજપૂતો ૪૦ દહાડા તેની સામા પડી રહ્યા પછી અનંગપાળની ફોજમાં ગિકેર કે ગિકવાર કરીને પહાડી અને જંગ-લી લોક હતા તેગણે હલા કર્યા તેમના તીરોથી મુસલમાનોને હાનિ થઈ; તેમને હઠાવ્યા પછી રજપૂતોથી કાંઇ થઇ શક્યું નહિ. તેઓમાંના ઘણાક રણસંગ્રામમાં પડ્યા, તેવામાં હિંદુસેનાપતિ અનંગપાળનો હાથી એક બાણ વાગવાથી ચમક્યો અને રાજા સહિત નાઠો. એ જોઈ આખી રજપૂત સે-ના બગભીત થઇ નાઠી, અને મુસલમાનોએ પાછળ પડી વીસ હજાર આદમી કાપી નાખ્યાં. રજપૂતો વીખરાઈ ગયા, અને મહમુદને પૂર્ણ જ-ય મળ્યો (ઈ. સ. ૧૦૦૮).

રજપૂત છાવણીમાંથી તેને બહુ દોલત મળી તે લેઇને નગરકોટ નામે જ્વાળાસુખી દેવસ્થાન અને ભીમગઢ ધનથી ભરેલાં હતાં તે જીતવા ગયો. માર્ગમાં કોઇ આડે આવી શક્યું નહિ, અને તે સ્થળોને જોઇએ તેટલા રખેવાળો હતા નહિ તેથી તેની મતલબ સહેલથી પાર પડી. એ જગાઓમાંથી સોનું, રૂપું, રત્નો વગેરે સુમારે કરોડેક રૂપિયાનો માલ હરણ કરી તે પોતાને દેશ ગયો.

બ્રાહ્મણ ધર્મ અને રજપૂત રાજ્યોનો નાશ કરવાની કોશિશ કરનારને કિસ્ત આપવાને દેશદેશના હિંદુ રાજાઓએ સંપ કરી મોટો પ્રયત્ન કર્યો. તે પાર નહિ પડતાં સહેજમાં તેમનો સંપૂર્ણ પરાભવ થયો, અને વિજયી મુસલમાનોને અતિશય દ્રવ્ય મળ્યું, તેથી હિંદુસ્તાનની ભારે ખરાબી થઇ. તીર વાગવાથી રાજા અનંગપાળનો હાથી નાઠો. માટે એવા જુજ બનાવથી લાખો રજપૂતો ભય પામી સંગ્રામ છોડી રણભૂમિમાંથી નાસી ગયા તે ઉપરથી તેમની નામર્દાઇ સાબીત થઈ, અને ધનથી ઉભરાતા કોઠારો તેમની પાસે હતા તે લૂંટવાનું કામ કઠણ નથી એવું મહમુદને જણાયું. સને ૧૦૧૦માં પાંચમીવાર આવી તેણે મુલતાન શહેર જીત્યું. સ્થાનેશ્વર નામે મોટું દેવાલય સમૃદ્ધિથી ભરપૂર હતું તે બીજે વરસે છઠ્ઠી સ્વારીમાં લૂંટ્યું અને તોડ્યું. એ દેવળ તથા તેમાંની પ્રતિમાઓને નહિ છેડવાને લાહોરના રાજાએ નમનતાઇથી અરજ કરી તેના જવાબમાં મહમુદે કહાવ્યું કે પાખંડી અસત્ય ધર્મ અને મૂર્તિઓનો વિનાશ કરવો એવી પરમેશ્વરની આજ્ઞા છે; તે અમલમાં લાવવી એ મારી ફરજ છે. એ વેળા તે દિલ્હિ શહેરમાં લૂંટવાને પેઠો અને ત્યાં પોતાનું પાયતખ્ત સ્થાપવાનો મનસુબો કર્યો, પણ અનંગપાળનું રાજ્ય વચમાં હોય ત્યાંસુધી તેમ કરવું ઠીક નહિ એમ વિચારી પાછો ફર્યો. એ પછી બે સ્વારીઓ કરી કાસ્મીર પ્રાંત વશ કર્યો. ઇ. સ. ૧૦૧૭ માં તે આવ્યો. ત્યારે કનોજનો રાજા તેને શરણે ગયો. કનોજથી જઇ તેણે મથુરાં નગરી લૂંટી અને બાળી, તથા બીજાં ઘણાંક નગરોમાં એવાં દુષ્ટ કર્મો કરી દેશ ઉજડ કર્યો અને હજારો હિંદુઓને પકડી ગૂલામ કર્યા. પાંચ વર્ષ વચમાં ગયાકેડે તેણે પંજાબ જીતી લાહોરનું રાજ્ય ડૂબાવ્યું. અનંગપાળ જીવ્યો ત્યાં સુધી ઘણી મહેનતે ખંડીઆ રાજા તરીકે નીભ્યો. ગયેક,

હરાવ્યો તથા કેદ પકડ્યો. પુષ્કળ લૂંટ લેઇને સ્વદેશ ગયા કેડે તેણે મસ દ્રવ્ય લેઇને જયપાળને છોડ્યો. એ રીતે પોતાનું અપમાન થયું માટે લાહોરમાં આવી તે રાજા બળી મુંઓ, અને તેનો કુંવર અનંગપાળ તેની જગાએ થયો. એણે મહમુદનું ઉપરીપણું કબુલ રાખ્યું. મુલતાનની દક્ષિણ ભણી કોઈ ભાટીઓ રાજા હતો, તેનો પરાભવ સુલતાને બીજી સ્વારીમાં કર્યો, અને તેનો મૂલક ખાલસા કર્યો. ત્યાં મૂકેલા મુસલમાન સુબાએ બંડ કર્યાથી મહમુદ ત્રીજી વાર પંજાબમાં આવ્યો, અને જય પામ્યો. ત્યાર પછી તેણે તાતાર અને ઈરાનનો તમામ મૂલક તાબે કર્યો. એ દૂરના દેશો જીતવામાં લાગેલો હતો તેવામાં તેની ધૂંસરીથી છૂટી તેના રાજ્ય ઉપર હુમલો કરવાનો મનસુબો અનંગપાળે કર્યો; અને સહાય થવાને સારૂ દિલ્હિ, અજમેર, કલંજર, કનોજ, ગ્વાલિયર અને ઉજ્જણ એ નગરોના રાજા મોટી ફોજો સહિત આવ્યા હતા. એ બધા એકઠા થયેલા હજારો રજપૂતોની સંખ્યા એવડી મોટી હતી કે સેંકડો વરસ થયાં તેવી જમા થઇ નહતી. એ બધી તૈયારી કરવામાં એટલી ઢીલ થઈ કે મહમુદ તેવામાં પાછો ગિજની આવ્યો, અને એ બહોળી સેના અટક નદી ઓળંગી તેના દેશ ભણી જતી હતી તેને પેશાવરમાં તેણે ખાળી. યુદ્ધકળામાં ઘણો ચતુર હોવાથી તેના જોવામાં આવ્યું કે એ મોટા લશ્કર જોડે મેદાનમાં પોતાની નાની ફોજથી પુરાં નહિ પડાય. એ માટે પર્વત પોતાની પીઠે રહે, અને રજપૂતો પાછળ જઇ તેને ઘેરી શકે નહિ એવા સ્થળે મુકામ કરી છાવણીને મજબૂત કરવાને આસપાસ ખાઇ, ધૂળીઓ કોટ વગેરે તેણે કરાવ્યાં. રજપૂતો ૪૦ દહાડા તેની સામા પડી રહ્યા પછી અનંગપાળની ફોજમાં ગિકર કે ખિકવાર કરીને પહાડી અને જંગલી લોક હતા તેમણે હલ્લા કર્યા તેમના તીરોથી મુસલમાનોને હાનિ થઈ; તેમને હઠાવ્યા પછી રજપૂતોથી કાંઈ થઇ શક્યું નહિ. તેઓમાંના ઘણાક શત્રુસંગ્રામમાં પડ્યા, તેવામાં હિંદુસેનાપતિ અનંગપાળનો હાથી એક બાણ વાગવાથી ચમક્યો અને રાજા સહિત નાઠો. એ જોઈ આખી રજપૂત સેના નાઉમેદ થઇ નાઠી, અને મુસલમાનોએ પાછળ પડી વીસ હજાર આદમી કાપી નાખ્યાં. રજપૂતો વીખરાઈ ગયા, અને મહમુદને પૂર્ણ જય મળ્યો (ઈ. સ. ૧૦૦૮).

બંધી કાંઇ લખ્યું નથી. તેઓ ઉપરથી તો એ થઇજ ન હોય તેવું જણાયછે. મુસલમાની તવારીખના પુસ્તકોમાં કહ્યું છે કે મહુમદ અણહિલ્લવાડમાં ટૂંકો મુકામ કરી ઝટ સોમનાથપાટણ ગયો. તે દેવળનું રક્ષણ કરનારા રજપૂતોએ તેને બે દિવસ રોક્યો, એટલામાં રાજા ચામુંડનો ટિલાટ કુંવર વલ્લભસેન અને તેનો ભત્રીજો ભીમસેન મોટું લશ્કર લેઇ આવ્યા, બહુ બહાદુરીથી વઢ્યા, અને સુલતાનને ઘણી ધાસ્તીમાં નાખ્યો, પણ આખરે રજપૂતોનો પરાભવ થયો. ગૂજરાતથી જતી વખતે મહમુદે રાજગાદી ચામુંડના બીજા કુંવર દુર્લભસેનને સોંપી.

દુર્લભને વૈરાગ આવ્યાથી તેણે તેના ભત્રીજા ભીમદેવને રાજપાટ સ્વાધીન કર્યું. એ રાજા રૈયતનું સારી પેઠે સારૂં કરવાને વખણાયો છે. બીજા મોટા રાજાઓને જીત્યાથી તથા શરણે આવેલા રાજાઓને આશ્રય આપવાથી તે રાજાધિરાજ કહેવાયો. સિંધ દેશના રાજાને તથા ચેદી નગરના રાજા કરણને તેણે નમાવ્યા. એ વેળા માળવામાં ધારાનગરીને પાટે નામાંકિત અને વિદ્વાન રાજા ભોજ બીરાજતો હતો. ભીમરાજા પણ અભણ નહતો. એ સોલંકી અને પરમાર રાજાઓની વચ્ચે ઘણી ઇર્ષા અને વઢવાઢો ચાલતી હતી. ગૂજરાતના રાજા ભીમે કાશીના કરણ રાજા જોડે એકો કરી માળવા ઉપર બેહુ જણે બે મેરથી એક વખતે સ્વારીઓ કરી. એ વેળા ભોજ રાજા માંદો હતો, તેથી ફંડે લઢવા જઇ શક્યો નહિ, પણ તેના સ્વારોએ નાકાં પકડી દુશ્મનોને થોભાવ્યા. વ્યાધિ વધી પડવાથી રાજા ભોજ પરલોક ગયા. મુઆ અગાઉ તેણે આસપાસના માણસોને આજ્ઞા આપી હતી કે મારા શબને ઠાઠડી ઉપર મૂકો તે વારે મારા બંને હાથની હથેળી ચત્તી અને ખુલ્લી રાખજો કે લોકના જોવામાં આવે કે સાથે કાંઇ લેઇ જવાતું નથી, ને રાજમહેલો, રાજપાટ, અમૂલ્ય અલંકારો, ધન, હાથી, ઘોડા વગેરે બધી સંપત્તિ પાછળ રહેવા દેઇને મહારાજાઓને પણ જવાતું છે. તેના મૃત્યુ પછી તેનો દેશ શત્રુઓએ લૂંટ્યો.

આ વેળા ગિજની વંશની ગાદીએ મહમુદનો પૌત્ર મોદૂદ હતો. એના રાજ્ય ઉપર અજમેરના ચોહાણ રાજા વિશળદેવે ચઢાઈ કરી (ઇ. સ. ૧૦૪૩), અને થાનેશ્વર, નગરકોટ વગેરે કેટલાક ગઢો જીતી લીધા. પણ તે

પણ તેના મરણ પછી આ દૈત્ય જેવા મહમુદની સામો તેનો બાળ કુમાર થઇ શક્યો નહિ. તે બાપડો અજમેર નાસી ગયો, અને કેટલીક સ્વારીઓ કરી ગિજનીના સુલતાને તેનો બધો મૂલક પોતાના રાજ્યમાં જોડી દીધો.

મથુરામાં પૂર્વની કૃષ્ણની ઉમદા રત્નોએ જડિત મૂર્તિ તોડી હતી, તેમ હવે સોરઠમાં સોમેશ્વર નામે શિવલિંગ ભાગવાને મહમુદ ઈ. સ.૧૦૨૪ માં આવ્યો. હિંદુસ્તાનના બીજા ભાગના રજપૂતો કરતાં ગૂજરાત અને સોરઠના રજપૂતોએ વધારે બહાદુરી દેખાડી. અંદર રહેલા રખેવાળો સોમનાથની પ્રાર્થના કરી ત્રણ દિવસ સુધી હિમ્મતથી લઢ્યા, અને મહમુદના હુમલા પાછા વાળ્યા. અણહિલવાડથી ફોજે આવી મુસલમાનો જોડે બીજીમેરથી સંગ્રામ કર્યો. એ જંગ પણ ભારે થયો. ગૂજરાતના રાજકુંવરોએ બહુ શૂરથી ગિજનીના સ્વારોને ઘણીકવાર પાછા હઠાવ્યા, પણ અંતે સુલતાનનો જય થયો, અને તે જ્યોતિર્લિંગનું ખંડન કરી બહુ પૈસા લેઈ સ્વદેશ ગયો. ગયા પહેલાં કેટલાક માસ તે અણહિલવાડ પાટણમાં મુકામ કરી રહ્યો હતો.

એ તેની છેલ્લી ચઢાઇ હતી. ઇ. સ. ૧૦૩૦માં ૬૩ વર્ષની વયે હિંદુસ્તાનના કાળનો કાળ થયો. પોતાના રાજ્યનો બંદોબસ્ત તેણે સારો રાખ્યો હતો, અને વિદ્વાનોને આશ્રય આપી નામના કરી હતી. એના વંશમાં કોઇ એના જેવા પરાક્રમી નીકળ્યા નહિ. એણે જીતેલા મૂલકો એક પછી એક તેમણે ખોયા, અને બળહીન થયા.

મહમુદ ગૂજરાતમાં આવ્યો, ત્યારે અણહિલવાડના રાજ્યાસને ચામુંડ રાજા હતો. એ વખતના રાજાઓ કને જાથું હજુરીઆત અને તૈયાર ફોજ બહુ થોડી રહેતી. ખપ પડે તેવારે તેઓ પોતાના મંડલિક રાજાઓ, તાલુકદારો અને સામંતોને બોલાવતા, અને તેઓ પોતપોતાના ગજા માફક સ્વાર અને પાયદળ લેઇ સેવા કરવા આવતા, અને જે કામે આવ્યા હોય તે પૂરૂં થતે સર્વે પોતપોતાને સ્થાને જતા. તેથી કોઇ ચપળ શત્રુ એકાએક આવતો ત્યારે લઢવાનાં સાધનો હાજર નહિ હોવાને લીધે ઘણીકવાર ખરાબી થતી. મહમદ આવ્યો ત્યારે એમજ થયું. ચામુંડ રાજાને નાસી જવું પડ્યું, અને એક પણ ઘા કર્યા વિના તેનું પાટણ સુલતાનને હાથ ગયું. આ રાજ્યના વૃતાંતના દેશી ગ્રંથોમાં આ સ્વારી સં-

# ખંડ ૪ થો.

**યૂરોપનાં રાજ્યો-શાર્લમાનના રાજ્યના વિભાગ-ફ્યુડલ એટલે ઓકાસની પદ્ધતિ-હંગેરિયન લોક-નાર્મન લોક.**

મહારાજાધિરાજ શાર્લમાનનું મરણ સને ૮૧૪ માં થયું, તેવારે એના રાજ્યની બરોબરી કરી શકે તેવું રાજ્ય યૂરોપમાં એકે નહતું. નાર્વે, દેન્માર્ક, સ્વીદન, પોલાંડ અને રૂશિયાનાં રાજ્યો એ વેળા સ્થપાયાં નહતાં. ઇંગ્લાંડનાં સાત રાજ્યો માંહોમાંહે કજીઓ કરતાં હતાં. સ્પેનના મુસલમાની રાજ્યને કુસંપે નબળું કરી નાખ્યું હતું, અને કાન્સ્તાંતિનોપલનું રાજ્ય ટકી રહ્યું હતું. તેનું કારણ એકે ખાલિફાનું પાયતખ્ત બગ્દાદમાં થયા પછી આરબો ઓછા સાહસિક થયા હતા. પરંતુ શાર્લમાનના વિશાળ રાજ્યની રૈયત, ભાષા, સ્વભાવ, રીતભાત વગેરે એકત્ર નહતા. જે શૂરી અને સ્વતંત્રતાની શોકીલી પ્રજાઓ એ રાજ્યમાં હતી તેઓને વશ રાખવાને મહા બુદ્ધિવાન રાજા જોઇએ. એની ગાદીએ બેસનાર એનો પુત્ર લુઇસ ડેબોનેરમાં રાજ્ય ચલાવવા જોગ એકે લક્ષણ નહતું. પ્રજા ઉપર તે ત્રાસ પણ રાખી ન શક્યો, અને તેનો પ્રેમ ન મેળવી શક્યો. પોતાના ભત્રીજાની હત્યા કરાવી અને ત્રણ અનૌરસ ભાઇઓને વેરાગી થવાની જરૂર પાડી. એ કુકર્મને માટે પાછળથી સંતાપ થયાથી તેણે ફ્રાંક સરદારોને ભેગા કરીને તેમની રૂબરૂ પોતાના અપરાધ માન્યા, અને પ્રાયશ્ચિત કર્યું. એને ત્રણ કુંવર હતા. એમની મા મરી ગયાથી શહેનશાહે બીજી કરી અને તેને પેટે એક છોકરો થયો, એટલે તે ત્રણે બાપની સામા બંડ કરી તેને પદભ્રષ્ટ કર્યો. પણ પછી તેઓને માંહોમાંહે બન્યું નહિ, તેથી લુઇસ પોતાનો અધિકાર ફરીને મેળવી શક્યો. પણ ત્યાર કેડે થોડા વખતમાં તેનો કાળ થયો ( ઈ. સ. ૮૪૧ ).

એના ચારે છોકરા વઢતાં થાક્યા, ત્યારે નિરાંતે બેસી રાજ્ય વહેંચી લીધું. એમાંના વડા લોથેરને ઇતાલિ, પ્રોવાન્સ, અને ર્‍હાઇનના કાંઠાનો મુલક ( લોરેન ) મળ્યો. એની પૂર્વભણીના જર્મન પ્રાંતો તેનાથી ઉ-

મુસલમાનોને અટકપાર કાઢી શક્યો નહિ. વિશળદેવની મદદે બીજા રજપૂત રાજાઓ ગયા હતા, અને ગૂજરાતના મહારાજને પણ તેણે નોતર્યો હતો. પણ ભીમે આ સ્વદેશ અને સ્વધર્મ હિતના કાર્ય ઉપર નજર ન રાખતાં અદેખાઇને લીધે જવાની ના પાડી. એ પછી વિશળદેવ બીજા રજપૂત રાજાઓને વશ કરતો અણહિલવાડ ઉપર આવ્યો. ગૂજરાતી ફોજ સામી ગઇ, ને મોટું જુદ્ધ થયું, અને ભીમને નમવું પડયું. અજમેરના રાજાએ જ્યાં છાવણી કરી હતી ત્યાં પોતાને નામે નવું પુર (વિશલનગર હાલનું વિસનગર) વસાવી તથા દ્રવ્ય લેઇ પાછો ફર્યો.

ભીમ રાજાનું મરણ ઇ. સ. ૧૦૭૨માં થયું તેની પછી તેના કુંવર કરણે રાજ્યાધિકાર સને ૧૦૯૪ સુધી ભોગવ્યો, અને તેના મૃત્યુ પછી તેનો પુત્ર સિદ્ધરાજ જયસિંહ ( સધરાજેસિંગ ) રાજ્યાસને બીરાજ્યો.

# ખંડ ૪ થો.

**યૂરોપનાં રાજ્યો-શાર્લમાનના રાજ્યના વિભાગ-ફ્યુડલ એટલે આકાસની પદ્ધતિ-હંગેરિયન લોક-નાર્મન લોક.**

મહારાજાધિરાજ શાર્લમાનનું મરણ સને ૮૧૪ માં થયું, તેવારે એના રાજ્યની બરોબરી કરી શકે તેવું રાજ્ય યૂરોપમાં એકે નહતું. નાર્વે, દેન્માર્ક, સ્વીદન, પોલાંડ અને રૂશિયાનાં રાજ્યો એ વેળા સ્થપાયાં નહતાં. ઇંગ્લાંડનાં સાત રાજ્યો માંહોમાંહે કજીઓ કરતાં હતાં. સ્પેનના મુસલમાની રાજ્યને કુસંપે નબળું કરી નાખ્યું હતું, અને કાન્સ્તાંતિનોપલનું રાજ્ય ટકી રહ્યું હતું. તેનું કારણ એકે ખાલિફાનું પાયતખ્ત બગ્દાદમાં થયા પછી આરબો ઓછા સાહસિક થયા હતા. પરંતુ શાર્લમાનના વિશાળ રાજ્યની રૈયત, ભાષા, સ્વભાવ, રીતભાત વગેરે એકત્ર નહતા. જે શૂરી અને સ્વતંત્રતાની શોકીલી પ્રજાઓ એ રાજ્યમાં હતી તેઓને વશ રાખવાને મહા બુદ્ધિવાન રાજા જોઇએ. એની ગાદીએ બેસનાર એનો પુત્ર લુઇસ ડેબોનેર્માં રાજ્ય ચલાવવા જોગ એકે લક્ષણ નહતું. પ્રજા ઉપર તે ત્રાસ પણ રાખી ન શક્યો, અને તેનો પ્રેમ ન મેળવી શક્યો. પોતાના ભત્રીજાની હત્યા કરાવી અને ત્રણ અનૌરસ ભાઇઓને વેરાગી થવાની જરૂર પાડી. એ કુકર્મને માટે પાછળથી સંતાપ થયાથી તેણે ફ્રાંક સરદારોને ભેગા કરીને તેમની રૂબરૂ પોતાના અપરાધ માન્યા, અને પ્રાયશ્ચિત કર્યું. એને ત્રણ કુંવર હતા. એમની મા મરી ગયાથી શહેનશાહે બીજી કરી અને તેને પેટે એક છોકરો થયો, એટલે તે ત્રણે બાપની સામા બંડ કરી તેને પદભ્રષ્ટ કર્યો. પણ પછી તેઓને માંહોમાંહે બન્યું નહિ, તેથી લુઇસ પોતાનો અધિકાર ફરીને મેળવી શક્યો. પણ ત્યાર કેડે થોડા વખતમાં તેનો કાળ થયો ( ઈ. સ. ૮૪૧ ).

એના ચારે છોકરા વઢતાં થાક્યા, ત્યારે નિરાંતે બેસી રાજ્ય વહેંચી લીધું. એમાંના વડા લોથેરને ઇતાલિ, પ્રોવાન્સ, અને હાઇનના કાંઠાનો મુલક ( લોરેન ) મળ્યો. એની પૂર્વભણીના જર્મન પ્રાંતો તેનાથી ઉ-

તરતા ભાઇ લુઇસને મળ્યા; ત્રીજા ભાઇ ચાર્લસને ફ્રાંસદેશ; અને ચોથો ભાઇ મરણ પામ્યો હતો તેના દીકરા પેપિનને ભાગે આક્વિતેન પ્રાંત આવ્યો. એ ભાઈઓ ભત્રીજાઓ અને પછી તેમના પુત્રો માંહોમાંહે વઢયા, તેથી એ વહેંચણમાં ઘણીક ઉથલપાથલ થઈ. જર્મનિના રાજા લુઇસનો એક કુમાર નામે ચાર્લસ જાડો (શરીરે જાડો હતો) શાર્લમાનના આખા રાજ્યને પોતાના તાબામાં લાવી શકયો (સને ૮૮૪.), પરંતુ સને ૮૮૮ માં તેને ચિત્તભ્રમ થયાથી ફ્રાંક પ્રજાએ તેને પદભ્રષ્ટ કર્યો. ત્યાર પછી એ મોટું રાજ્ય કદી એક ન થતાં શાર્લમાનના વંશજોમાં વહેંચાઇ ગયું. જર્મનિ, ફ્રાંસ, ઇતાલિ, લોરેન, બર્ગંડિ, અને નવાર એ રાજ્યોની સ્થાપના એ કુળના પિત્રાઇઓમાં થઇ.

એ મોટા ફ્રાંક રાજ્યના કકડા થઇ ગયા તેનું એક કારણ આપણે જોયું તે એ કે કાર્લોવિંજિયન કુટુંબનો અંદર અંદરનો કલહ હતો. રાજગાદી ઉપર એકલા વડા કુંવરનો હક નહોતાં સઘળા પુત્રનો રાજ્ય વહેંચી લેવાનો દાવો અને ધારો ફ્રાંક લોકમાં હતો તેથી એ કજીઆ સહજ ઉત્પન્ન થતા. મોટું કારણ એ હતું કે અમીરો કે તાલુકદારો અતિશય બળવાન થયા હતા. રાજ્યનો બંદોબસ્ત રાખવાને અમલદારો નીમવામાં આવતા તેમાં દરેક પરગણા કે પ્રાંતના મામલતદાર કે સુબાના હાથમાં દીવાની, ફોજદારી, વસૂલાત અને લશ્કરી એ સર્વે અધિકાર સોંપવામાં આવતો. એ આધકારીઓ મુખ્ય હતા તે ડ્યુક કહેવાતા, અને તેમનાથી ઉતરતા તેઓ કાઉંટ કહેવાતા. પરગણાને કાઉંટી કહેતા અને તેના ઉપર ડ્યુકની વતી અમલ કરનાર હાકેમને કાઉંટ કહેતા. ડ્યુકના તાબામાં ઘણાક કાઉંટ હતા, અને ડ્યુકનો ઉપરી રાજા હતો. પ્રથમ કાઉંટ તથા ડ્યુક નોકર જેવા હતા. રાજાના અખ્તિઆરમાં તેમની ફેરબદલી તથા બહાલી બરતરફી હતી. શાર્લમાન જેવા જબરદસ્ત રાજાના સમયમાં એ બધું ઠીક ચાલતું હતું, પણ ભાઇઓ અને પિત્રાઇઓની રાજ્યગાદી તથા રાજ્યના હિસ્સા માટેની વઢવાડના વખતમાં નબળા રાજાના અમલમાં તેઓ હળવે હળવે સ્વતંત્ર થયા અને પરગણા, પ્રાંતો અને કિલ્લા પોતાના પુત્રોને વારસામાં આપવા લાગ્યા, તથા રાજાનું ઉપરિપણું માત્ર નામનું રહ્યું. એ પ્રજાઓના પરાક્રમી રાજાઓ જ્યારે નવા દેશ જીતતા, ત્યારે પોતાના

ખાનગી તથા દરબારના ખરચને માટે જમીન રાખી બાકીનીમાંથી, સરદારોને નોકરીને પેટે તેમના દરજ્જા મુજબ ગરાસ આપતા અને પ્રજાના દરેક પુરૂષને વતન દાખલ ભોંય આપતા. એ જમીનને બદલે તેના ધણીએ દેશના રક્ષણને સારૂ હથિઆર બાંધી પોતાને ખરચે રાજાની મદદે લઢવા જવું જોઇએ તે ઉપરાંત તે જમીન ઉપર રાજાનો કે બીજા કોઇનો કાંઈ હક ન હતો. તે પોતાની મિલકત હતી. દેશના કાયદા બાંધવામાં તથા રાજકારભારમાં તેમનો વિચાર રાજાને લેવો પડતો. એ નાના વતનદારો રાજાની ફોજના સિપાઈ હતા અને રાજબળ તેમના ઉપર આધાર રાખતું. કાઉંટ અને ડ્યુકનું જોર વધ્યું અને તેઓ સ્વતંત્ર થતા ગયા, તેમ તેમ એ વતનદારોની જમીન માલકીની હતી તે બદલી તેમણે ચાકરીઆત કરી અને અનેક વેરા તે ઉપર નાખ્યા. એથી વતનદારો રાજાના સ્વાધીનમાંથી ટળી તેમનો હુકમ ઉઠાવનારા થયા, ને રાજા નિર્બળ થયા. કાઉંટ કે ડ્યુકના હુકમથી તેઓને રાજાની સામે પણ લઢવું પડતું. તેની જોડે ઘણુંકરીને ૪૦ દિવસ સુધી પોતાને ખરચે યુદ્ધે ચઢવું પડતું. તેની મિલકતનું, તેના અંગનું અને તેના કુટુંબની આબરૂનું રક્ષણ કરવાને તેઓ બંધાએલા હતા. એ વગેરે કેટલાક ઉપર ઠાકોરના હક હતા; જેવાકે રણસંગ્રામમાં તેનો ઘોડો પડેતો પોતાનો તુરત આપવો, તે કેદ પકડાય તો તેના જમાન થવું. તેની કચેરીમાં પંચાત કરવાને કે સાક્ષી પૂરવાને હાજર થવું. વતનનો કબજો કરતી વેળા તથા બીજાને તે આપતી વેળા સલામી આપવી. પોતાના ઉપરી ને તેના ઉપરીને દંડ વગેરે આપવો પડે તો તે આપવા લાગવું ઇત્યાદિ. એ બધાના બદલામાં તે ઠાકોરનું કામ એટલુંજ હતું કે વતનદાર સેવકનું રક્ષણ કરવું. જમીન ભોગવવાની એ પદ્ધતિને ફ્યુડલ (એટલે મોકાસ) કહેતા. એવી જાગીરો મોકાસા હતી. એ જાગીરદારોને મોકાસી કે મોકાસદાર કહેવાઇ શકે.

દેવસ્થાનની જમીન ઉપર પણ જોર જુલમી અને લૂંટ થયા વિના રહેતી નહિ; અને તેના બચાવને અર્થે એ ગરાશીઆઓને વાંટા વગેરે આપવો પડતો.

નવમા સૈકાને અંતે ફ્રાંક રાજ્યના હિસ્સા પડી જઇ તથા મોકા-

તરતા ભાઇ લુઇસને મળ્યા; ત્રીજા ભાઇ ચાર્લસને ફ્રાંસદેશ; અને ચોથો ભાઇ મરણ પામ્યો હતો તેના દીકરા પેપિનને ભાગે આક્વિતેન પ્રાંત આવ્યો. એ ભાઈઓ ભત્રીજાઓ અને પછી તેમના પુત્રો માંહોમાંહે વઢ્યા, તેથી એ વહેંચણમાં ઘણીક ઉથલપાથલ થઈ. જર્મનિના રાજા લુઇસનો એક કુમાર નામે ચાર્લસ જાડો (શરીરે જાડો હતો) શાર્લમાનના આખા રાજ્યને પોતાના તાબામાં લાવી શક્યો (સને ૮૮૪), પરંતુ સને ૮૮૮ માં તેને ચિત્તભ્રમ થયાથી ફ્રાંક પ્રજાએ તેને પદભ્રષ્ટ કર્યો. ત્યાર પછી એ મોટું રાજ્ય કદી એક ન થતાં શાર્લમાનના વંશજોમાં વહેંચાઇ ગયું. જર્મનિ, ફ્રાંસ, ઇતાલિ, લોરેન, બર્ગંડિ, અને નવાર એ રાજ્યોની સ્થાપના એ કુળના પિત્રાઇઓમાં થઇ.

એ મોટા ફ્રાંક રાજ્યના કકડા થઇ ગયા તેનું એક કારણ આપણે જોયું તે એ કે કાર્લોવિંજિયન કુટુંબનો અંદર અંદરનો કલહ હતો. રાજગાદી ઉપર એકલા વડા કુંવરનો હક નહોતાં સઘળા પુત્રનો રાજ્ય વહેંચી લેવાનો દાવો અને ધારો ફ્રાંક લોકમાં હતો તેથી એ કજીઆ સહજ ઉત્પન્ન થતા. મોટું કારણ એ હતું કે અમીરો કે તાલુકદારો અતિશય બળવાન થયા હતા. રાજ્યનો બંદોબસ્ત રાખવાને અમલદારો નીમવામાં આવતા તેમાં દરેક પરગણા કે પ્રાંતના મામલતદાર કે સુબાના હાથમાં દીવાની, ફોજદારી, વસૂલાત અને લશ્કરી એ સર્વે અધિકાર સોંપવામાં આવતો. એ અધિકારીઓ મુખ્ય હતા તે ડ્યુક કહેવાતા, અને તેમનાથી ઉતરતા તેઓ કાઉંટ કહેવાતા. પરગણાને કાઉંટી કહેતા અને તેના ઉપર ડ્યુકની વતી અમલ કરનાર હાકેમને કાઉંટ કહેતા. ડ્યુકના તાબામાં ઘણાક કાઉંટ હતા, અને ડ્યુકનો ઉપરી રાજા હતો. પ્રથમ કાઉંટ તથા ડ્યુક નોકર જેવા હતા. રાજાના અખ્તિઆરમાં તેમની ફેરબદલી તથા બહાલી બરતરફી હતી. શાર્લમાન જેવા જબરદસ્ત રાજાના સમયમાં એ બધું ઠીક ચાલતું હતું, પણ ભાઇઓ અને પિત્રાઇઓની રાજ્યગાદી તથા રાજ્યના હિસ્સા માટેની વઢવાડના વખતમાં નબળા રાજાના અમલમાં તેઓ હળવે હળવે સ્વતંત્ર થયા અને પરગણા, પ્રાંતો અને કિલ્લા પોતાના પુત્રોને વારસામાં આપવા લાગ્યા, તથા રાજાનું ઉપરિપણું માત્ર નામનું રહ્યું. એ પ્રજાઓના પરાક્રમી રાજાઓ જ્યારે નવા દેશ જીતતા, ત્યારે પોતાના

ખાનગી તથા દરબારના ખરચને માટે જમીન રાખી બાકીનીમાંથી, સ-રદારોને નોકરીને પેટે તેમના દરજ્જા મુજબ ગરાસ આપતા અને પ્રજાના દરેક પુરૂષને વતન દાખલ ભોંય આપતા. એ જમીનને બદલે તેના ધ-ણીએ દેશના રક્ષણને સારૂ હથિઆર બાંધી પોતાને ખરચે રાજાની મદદે લઢવા જવું જોઇએ તે ઉપરાંત તે જમીન ઉપર રાજાનો કે બીજા કોઇનો કાંઈ હક ન હતો. તે પોતાની મિલકત હતી. દેશના કાયદા બાંધવામાં તથા રાજકારભારમાં તેમનો વિચાર રાજાને લેવો પડતો. એ નાના વતનદારો રાજાની ફોજના સિપાઈ હતા અને રાજબળ તેમના ઉપર આધાર રા-ખતું. કાઉંટ અને ડ્યુકનું જોર વધ્યું અને તેઓ સ્વતંત્ર થતા ગયા, તેમ તેમ એ વતનદારોની જમીન માલકીની હતી તે બદલી તેમણે ચાકરીઆત કરી અને અનેક વેરા તે ઉપર નાખ્યા. એથી વતનદારો રાજાના સ્વા-ધીનમાંથી ટળી તેમનો હુકમ ઉઠાવનારા થયા, ને રાજા નિર્બળ થયા. કા-ઉંટ કે ડ્યુકના હુકમથી તેઓને રાજાની સામે પણ લઢવું પડતું. તેની જોડે ઘણુંકરીને ૪૦ દિવસ સુધી પોતાને ખરચે યુદ્ધે ચઢવું પડતું. તેની મિલકતનું, તેના અંગનું અને તેના કુટુંબની આબરૂનું રક્ષણ કરવાને તેઓ બંધાએલા હતા. એ વગેરે કેટલાક ઉપર ઠાકોરના હક હતા; જેવાકે રણ-સંગ્રામમાં તેનો ઘોડો પડેતો પોતાનો તુરત આપવો, તે કેદ પકડાય તો તેના જમાન થવું. તેની કચેરીમાં પંચાત કરવાને કે સાક્ષી પૂરવાને હા-જર થવું. વતનનો કબજો કરતી વેળા તથા બીજાને તે આપતી વેળા સલામી આપવી. પોતાના ઉપરી ને તેના ઉપરીને દંડ વગેરે આપવો પડે તો તે આપવા લાગવું ઇત્યાદિ. એ બધાના બદલામાં તે ઠાકોરનું કામ એટલુંજ હતું કે વતનદાર સેવકનું રક્ષણ કરવું. જમીન ભોગવવાની એ પદ્ધતિને ફ્યુડલ (એટલે મોકાસ) કહેતા. એવી જાગીરો મોકાસા હતી. એ જાગીર-દારોને મોકાસી કે મોકાસદાર કહેવાઇ શકે.

દેવસ્થાનની જમીન ઉપર પણ જોર જુલમી અને લૂંટ થયા વિના રહેતી નહિ; અને તેના બચાવને અર્થે એ ગરાશીઆઓને વાંટા વગેરે આ-પવો પડતો.

નવમા સૈકાને અંતે ફ્રાંસ રાજ્યના હિસ્સા પડી જઇ તથા મોકા-

સદાર ઠાકોરો (કાઉંટો અને ડ્યુકો)ના પ્રબળથી રાજા અશક્ત થઇ ગયા હતા, તેવામાં આજુ બાજુએથી આરબો, હંગેરિયનો અને નાર્થમેનો કે નાર્મનો રાજ્યને સતાવતા હતા.

**હંગેરિયન લોક**—એવુ ધારવામાં આવ્યું છે કે યૂરોપમાં તથા એશિયાના ઉત્તર ભાગમાં અસલ રહેવાસી ફિન્ન નામે લોક હતા. તેઓમાંનાં જેઓ યૂરલ પર્વતની પડોશમાં રહેતા તેમની જોડે તુર્ક લોકની એક ટોળી ભળી હતી. એ મિત્ર જાત પોતાને માજાગર (માગ્યાર) કહેતા અને હજીએ કહેછે. યૂરોપમાં તેઓ હંગેરિયન નામે ઓળખાયછે. પછવાડેથી બીજી જાતોના હૂમલાના દબાણથી હંગેરિઅનો પશ્ચિમ ભણી ચાલ્યા, અને પાન્નોનિયા પ્રાંત તાબે કરી ત્યાં વસ્યા; એ વખતથી પ્રાંત હંગરિ કહેવાયછે. એમના નાયકોનો અધિકાર વંશપરંપરા હતો, અને એ નાયકોની સભા રાજ્યનો અસલથી વહિવટ કરતી. પણ હવે તેમણે આર્પ નામે સરદારના પુત્ર આર્પસને રાજપદ આપી સર્વોપરિ નીમ્યો.

ત્રાન્સિલવાનિયા પ્રાંત સુધીના રાજાઓને વશ કરી શાર્લમાન ખંડણી લેતો. તેના વંશનો આર્નોલ્ફ કે આર્નોલ્ડ નામે રાજા જર્મનિમાં રાજ કરતો હતો. તેની આજ્ઞા મોરેવિયન પ્રજાના હાકેમે પાળી નહિ અને સામી ચઢાઇ કરી. એને જીતવા જેટલું બળ પોતામાં નથી એ જોઇ આર્નોલ્ફે હંગેરિયન લોકને પોતાની કુમકે તેડાવ્યા. એ શૂરા જોદ્ધાઓની સહાયતાથી તે ફતેહ પામ્યો (ઇ. સ. ૮૯૭). આર્નોલ્ફની પાછળ તેની ગાદીએ ક્ ઠ્ઠો લુઇસ નામે તેનો બાળકુમાર બેઠો. એ બાળ રાજા આપણને હરકત કરી શકવાનો નથી એવું જાણી હંગેરિઅનોએ જર્મનિ દેશ ઉપર સ્વારી કરી, ખ્રિસ્તિ સેનાનો પરાભવ કર્યો, અને બવેરિઆ, સ્વેબિઆ, તથા ફ્રાંકોનિઆ પ્રાંતો લૂંટી ઉજાડ વાળી બાલ્તિક સમુદ્ર લગી જઇ પહોંચ્યા. તે પછી ત્રીશ વર્ષ સુધી ખંડણી ઉઘરાવ્યા કરી. હ્રાઇન નદી ઉતરી હંગેરિઅનોએ ફ્રાંસનો દક્ષિણ ભાગ પિરીનીસ પર્યંત લૂંટ્યો. ઇતાલિમાં જઇ ત્યાંના રાજા બેરેંજરના લશ્કરના વીસ હજાર આદમી મારી આખા દેશની ખરાબી કરી. ગ્રીક રાજ્યની વાયવ્યકોણના મૂલકમાં બલ્ગેરિઅન લોક રહી તે ભણીથી તે રાજ્યનું રક્ષણ કરતા હતા. એ રક્ષકોને હરાવી

હંગેરિઅનો ઇસ્તામ્બુલ ગયા. ત્યાંના રાજેંદ્રે તેમને નાણું આપીને તથા ફોસલાવીને પાછા વાળ્યા. એમ લગભગ અર્ધા સૈકા સુધી (સને ૮૮૯થી ૯૩૪ સુધી) તેમણે યૂરોપખંડ લૂંટ્યો. અંતે સાક્સન વંશના શહેનશાહ હેન્રિ અને તેના પુત્ર ઓથોએ તેમની કાશળ કાઢી.

**નાર્મેન લોક**—યૂરોપના વચલા ભાગમાં હંગેરિઅનો નાશ કરતા હતા, તેમ કાંઠાઓ ઉપર નાર્મેનો કેર વરતાવતા હતા. એ લોક મોટી ત્યુટૉનિક જાતના હતા. સ્કાન્દિનેવિઆમાં મૂળ વસ્તિ ફિન્ન લોકની હતી. ઘણાજ પ્રાચીનકાળમાં ગાથ લોકનો વાસ એશિઆના મધ્યે ભાગના પર્વતોની આસપાસના મૂલકમાં હતો, અને ત્યાંથી આવી ફિન્ન પ્રજાને કાઢી મૂકી તેમના દેશમાં તેઓ વસ્યા એવું સંભવે છે. મોટા જથાબંધ જઇ અને મોટા સરદારોના હાથ નીચે રહી યૂરોપના બીજા ઠેકાણાઓમાં તેમણે મોટાં રાજ્યો સ્થાપ્યાં. સ્કાંદિનેવિઆમાં તેમની નાની નાની ટોળીઓએ નાનાં નાનાં સ્વતંત્ર સંસ્થાનો માંડ્યાં. એ દેશની જમીન કસ વગરની હતી; તેથી ત્યાં ખેતી કે વેપાર ઝાઝો નહતો, અને લઢાઇમાં જે લૂંટ મળે તે ઉપર તેમનો મુખ્ય આધાર હતો. વઢવામાં અને દરિઓ, ખેડવામાં તેઓ અતિ શૂરા અને નિપુણ હતા. તેઓ પરદેશીઓને લૂંટતા, તેમ અરસપરસ પણ લૂંટતા.

એ નાનાં સ્થાનોમાંના ઘણાકને જીતીને નવમા સૈકાના પાછલા ભાગમાં ધરડા ગોર્મે તથા નાર્વેમાં સુંદર વાળવાળા હારોલે મોટાં રાજ્યોની સ્થાપના કરી. જેઓ સરખા દરજ્જાના હતા તેમને પોતાથી વડા ગણવા એ નાપસંદ કરી ઘણાક સંસ્થાનીકો એ દેશો છોડી જતા રહ્યા. આઇસ્લાંડ, ફેરો, શેત્લાંડ, ઓર્કની, વગેરે બેટોમાં વસી તજેલા દેશોના કિનારાના ગામોમાં ધાડ પાડવાને જવા લાગ્યા (સુમારે સને ૭૭૪); એ પહેલાં પણ તેઓ ધારાળાનું કામ કરતા. મહારાજા શાર્લમાનની હયાતીમાં તેઓ ફ્રાંસનાં ગામડાં લૂંટવા આવતા. ઈંગ્લાંડને કાંઠે તેઓ સને ૭૮૭ માં પ્રથમ ઉતર્યા હતા. તેઓ બહુ જંગલી અને ક્રૂર હતા અને એવા બહાદુર અને જોરાવર હતા કે જીતાઈ શકાતા નહિ. દિવસે દિવસે તેમનું જોર વધતું ગયું. હવે તેઓ નદીઓને માર્ગે દેશના મધ્ય ભાગમાં જવા લાગ્યા. સને ૮૮૮ માં તેમણે પારિસને ઘેરો ઘાલ્યો, અને આસપાસનો દેશ લૂંટી

સદાર ઠાકોરો (કાઉંટો અને ડયુકો)ના પ્રબળથી રાજા અશક્ત થઇ ગ-યા હતા, તેવામાં આજુ બાજુએથી આરબો, હંગેરિયનો અને નાર્થમેનો કે નામેનો રાજ્યને સતાવતા હતા.

**હંગેરિયન લોક**–એવુ ધારવામાં આવ્યું છે કે યૂરોપમાં તથા એશિયાના ઉત્તર ભાગમાં અસલ રહેવાસી ફિન નામે લોક હતા. તેઓમાંનાં જેઓ યૂરલ પર્વતની પડોશમાં રહેતા તેમની જોડે તુર્ક લોકની એક ટોળી ભળી હતી. એ મિત્ર જાત પોતાને માજાગર (માગ્યાર) કહેતા અને હજીએ કહેછે. યૂરોપમાં તેઓ હંગેરિયન નામે ઓળખાયછે. પછવાડેથી બીજી જાતોના હૂમલાના દબાણથી હંગેરિઅનો પશ્ચિમ ભણી ચાલ્યા, અને પાન્નોનિયા પ્રાંત તાબે કરી ત્યાં વસ્યા; એ વખતથી પ્રાંત હંગરિ કહેવાયછે. એમના નાયકોનો અધિકાર વંશપરંપરા હતો, અને એ નાયકોની સભા રાજ્યનો અસલથી વહિવટ કરતી. પણ હવે તેમણે આર્પે નામે સરદારના પુત્ર આર્પસને રાજપદ આપી સર્વોપરિ નીમ્યો.

ત્રાન્સિલવાનિયા પ્રાંત સુધીના રાજાઓને વશ કરી શાર્લમાન ખંડણી લેતો. તેના વંશનો આર્નોલ્ફ કે આર્નોલ્ટ નામે રાજા જર્મનિમાં રાજ કરતો હતો. તેની આજ્ઞા મોરેવિયન પ્રજાના હાકેમે પાળી નહિ અને સામી ચઢાઇ કરી. એને જીતવા જેટલું બળ પોતામાં નથી એ જોઇ આર્નોલ્ફે હંગેરિયન લોકને પોતાની કુમકે તેડાવ્યા. એ શૂરા જોદ્ધાઓની સહાયતાથી તે ફતેહ પામ્યો (ઇ. સ. ૮૯૭). આર્નોલ્ફની પાછળ તેની ગાદીએ ફ્રેંચ લુઇસ નામે તેનો બાળકુમાર બેઠો. એ બાળ રાજા આપણને હરકત કરી શકવાનો નથી એવું જાણી હંગેરિઅનોએ જર્મનિ દેશ ઉપર સ્વારી કરી, ખ્રિસ્તિ સેનાનો પરાભવ કર્યો, અને બવેરિઆ, સ્વેબિઆ, તથા ફ્રાંકોનિઆ પ્રાંતો લૂંટી ઉજડ વાળી બાલ્તિક સમુદ્ર લગી જઇ પહોંચ્યા. તે પછી ત્રીશ વર્ષ સુધી ખંડણી ઉઘરાવ્યા કરી. હ્રાઇન નદી ઉતરી હંગેરિઅનોએ ફ્રાંસનો દક્ષિણ ભાગ પિરીનીસ પર્યંત લૂંટ્યો. ઇતાલિમાં જઇ ત્યાંના રાજા બેરેંજરના લશ્કરના વીસ હજાર આદમી મારી આખા દેશની ખરાબી કરી. ગ્રીક રાજ્યની વાયવ્યકોણના મૂલકમાં બલ્ગેરિઆન લોક રહી તે બાજુથી તે રાજ્યનું રક્ષણ કરતા હતા. એ રક્ષકોને હરાવી

મોટો ઠાકોર નામે, હ્યુ કાપેત જે બર્ગંડિ, ઓર્લીન્સ, વગેરે પ્રાંતોનો ડ્યુક હતો, તેણે રાજપદ ધારણ કર્યું. રિહીમ્સ નગરમાં પોતને મસ્તકે મુગટ ધરાવવાની ક્રિયા કરાવી; અને મરનાર રાજાનો કાકો લોરેનનો ડ્યુક પોતાના વારસાની ગાદી લેવા ફોજ લેઇને આવ્યો તેને હરાવી કેદ કર્યો સને (૯૮૭).

સને ૭૫૨માં ચિલ્પરિકને રાજ્યાસનેથી ઉઠયા પછી કાર્લોવિંજિઅન વંશના રાજા તે ઉપર ૨૩૫ વર્ષ સુધી (સને ૯૮૭ લગી) રહ્યા, અને આગલા વંશનાની પેઠે પોતાની નિર્બળતાએ કરી ક્ષય પામ્યા. વૃક્ષને જેમ ફળ થાયછે તેમ મોટા કુળોનું થતું જણાયછે. ઝાડ ઉગેછે, જુવાનીમાં આવેછે, અને કાળે કરીને ઘરડું થાયછે. જેમ ઘરડું થાયછે તેમ તેનામાં સારાં ફળ ઉત્પન્ન કરવાની શક્તિ જતી જાયછે. મોટાં કુળોમાં પણ એમજ થતું દેખાયછે. તેની વૃદ્ધિના કાળમાં તેમાં બુદ્ધિવાન અને પ્રતાપી પુરૂષો ઉત્પન્ન થાયછે; ને પાછળથી તેનામાં વિત્ત ઓછું થઈ તેમાં કમઅક્કલના અને અપરાક્રમી માણસો થાયછે, અને તેથી તેનો ક્ષય થાય છે, માટે ઉંચાં કુળનો ગર્વ રાખવો એ કેવું મિથ્યા છે !

હ્યુ ફ્રાંસનો પાદશાહ કહેવાયો, પરંતુ તેનું ખરેખરૂં ધણીપણું તો પોતાના તાલુકામાંજ હતું, દેશના બીજા મોટા તાલુકદારો તેને ફ્યુડલ ઉપરિ માનતા અને પોતપોતાની જાગીરોમાં સ્વતંત્ર રીતે વર્ત્તતા. લુઓર નદીની દક્ષિણ ભણીના મોકાસદારો તો એને પોતાનો ઉપરી પણ ન ગણતા અને પારિસ અને ઓર્લીન્સ જે એના પોતાના મોકાસા હતા ત્યાંના બારનો એટલે કાઉંટો પણ એની અને એની પાછળ થનારા રાજાઓની સામા યુદ્ધે ચઢતા. એવી નબળી અવસ્થાને લીધે પોતાની હયાતીમાં પોતાના કુમાર રાબર્ટનો રાજ્યાભિષેક કરાવ્યો. એ રાબર્ટ સને ૯૯૭ માં ગાદીપતિ થયો. એના બાપનો ઈરાદો રાજસત્તા વધારવાનો હતો, તે એણે લક્ષમાં રાખ્યો નહિ. એણે જીવતાં છતાં પોતાના પુત્ર હેન્રિને ગાદીપતિ કર્યો હતો, પરંતુ સને ૧૦૩૧ માં રાબર્ટનો કાળ થયો ત્યારે તે પાદશાહ થયો. એ હેન્રિએ નાર્મંડિ પ્રાંત જીતવાની કોશિશ કરી તે વ્યર્થ ગઈ. હેન્રિએ પોતાના મરવા પહેલાં ફિલિપ ૧ લાને મુગટ પહેરાવવાની ધર્મક્રિયા કરાવી હતી. ફિલિપે સને ૧૦૬૦ થી ૧૧૦૮ સુધી રાજ્ય કર્યું અ-

ન્ફેસર નામે માયાળુ પણ નબળા મનના સાકસન શાહજાદાને ગાદી મળી. એ વેળા તાલુકદારોની શક્તિ વધી ગઇ હતી. અગાઉ દરેક પરગણાનો કારભાર આલ્ડરમાન નામે અમલદાર કરતો, અને પરગણાનો વિસ્તાર થોડો હોવાથી કોઇ આલ્ડરમાન એવો બળવાન નહતો કે રાજાની સામો થઇ શકે. પણ આ રાજ્યમાં ઘણાક પરગણાનો એક પ્રાંત બનાવી તેનો કારભાર મોટા ઉમરાવોને આપવાનો રિવાજ ચાલ્યો. એ સુબાઓ તેમના બળે કરીને ભારે વગવાળા થઇ પડ્યા. ગોડ્વિન અકલમંદ અમીરે પોતાને માટે તથા પોતાના છોકરાઓને સારૂ એવી સુબેદારીઓ હાંસલ કરી જબરદસ્ત થયો હતો. તેની સત્તા તેના વડા પુત્ર હારોલ્ડને મળી. કન્ફેસરના મરણ પછી હારોલ્ડને તેના વગને લીધે પ્રજાની તરફથી મળેલી રાજસભા નામે વિટાન્જીમોંટે રાજા નીમ્યો, અને ખરા વારસને પડતો મૂક્યો. એ ભાઈ તોસ્તિ તથા નાર્વેનો રાજા સામા થયા. હારોલ્ડે તેમને હરાવ્યા. ઇંગ્લાંડના તખ્તપર દાવો કરનાર એક બીજો વધારે જોરાવર ઉમેદવાર હતો. સને ૧૦૬૬માં નાર્મંડિના ડ્યુક વિલિઅમે મોટી સેના સહિત સ્વારી કરી. હેસ્તિંગ્સના મેદાનમાં બેઉ હરીફો વચ્ચે મોટો સંગ્રામ થયો. હારોલ્ડ રણમાં પડ્યો, અને વિજયી વિલિઅમ દેશનો ધણી થયો.

વેસ્તમિન્સ્તરના દેવળમાં ધર્મક્રિયાથી મુગટ પહેરી જાણે કાયદા પ્રમાણે રાજા થયો હોય એવું ડોળ વિલિઅમે દેખાડ્યું. પણ સાકસનો તેનાથી રાજી થયા નહિ. તેના નાર્મન સરદારો જૂલમ કરવા લાગ્યા તેથી દેશમાં બંડ ઉઠ્યાં. રાજાએ ભારે લડાઈઓ કરી તેઓને બેસાડી દીધા, અને સખ્ત વેર લેઇ લોકને તોબા પોકરાવી. ક્રૂરતા કરવામાં તેણે કાંઇ કસર રાખી નહિ. દેશની જમીનનો મોટો ભાગ નાર્મનોને આપી દીધો અને ફ્રાંસના બધા ફ્યુડલ ધારા દાખલ કર્યા. એ ઇંગ્રેજોના કાળને ઇ. સ. ૧૦૮૩ માં જમના દૂતે ઝાલ્યો. રોબર્ટ, વિલિઅમ અને હેન્રિ એ કુંવરો એની પાછળ રહ્યા. એમાંના રોબર્ટને નાર્મંડિ પ્રાંત મળ્યો, અને વિલિઅમ બીજો ઇંગ્લાંડનો રાજા થયો. રાબર્ટે ઇંગ્લાંડનું રાજ્ય લેવાની કોશિશ કરી તેમાં તે ફાવ્યો નહિ. ક્રુસેદની ઘેલછાઇ એને લાગ્યાથી બીજા વિલિઅમે તેની જાગીરો ગીરવી રાખી તેને નાણાં ધીર્યાં. એ તાલુકાઓનો કબજો લીધાની પૂર્વે શિકાર કરતાં તેના એક સોબતીનું તીર વાગવાથી તેનો જીવ ગયો (ઇ. સ. ૧૧૦૦).

ને ક્રુસેડનો ઝઘડો ઊઠયો, તેનો લાભ લેઈ પોતાની સત્તામાં તેણે થોડોક વધારો કર્યો. એની કારકીર્દિમાં ફ્રાંસ અને ઇંગ્લાંડ વચ્ચે વિરોધનો આરંભ થયો તે ૩૫૦ વર્ષ સુધી ચાલ્યો.

ઇંગ્લાંડ—સને ૮૨૮માં આખો દેશ એક રાજાના તાબામાં આવ્યો. એ રાજા એગ્બર્ટ હતો. હવેથી ઉદ્યોગ, હુનર વગેરેમાં વધારો થઇ ઇંગ્રેજોમાં સુધારો અને આબાદી થાત, પરંતુ ડેન લોકના ઉપદ્રવથી એ શુભ કામમાં હરકત પહોંચી. તેમનાં સેંકડો વહાણો જથાબંધ આવી કાંઠાનાં ગામોમાં કેર વરતાવવા તે એગ્બર્ટની પછી ગાદીપતિ થનારાનો ઘણો વખત એ દુષ્ટોને ખાળવામાં જતો. સને ૮૭૧માં પ્રતાપી રાજા આલ્ફ્રેડ સિંહાસને બીરાજ્યો, ત્યારે ઇંગ્લાંડનો મોટો ભાગ ડેન સરદારોના તાબામાં હતો. એના જન્મારાનો ઘણોક ભાગ ડેન લોક જોડે વઢવામાં ગયો. અંતે તેની ફતેહ થઇ, તેથી ડેન લોકે ઇસાનો ધર્મ માની એ દેશના બે પરગણાંમાં રહી વધારે લૂંટફાટ નહિ કરવાનું કબુલ કર્યું. પછી એ બુદ્ધિવાન અને શાણા મહારાજાએ પોતાની પ્રજામાં વિદ્યા, હુનર, વેપાર વગેરે વધી સુધારો થાય તેવાં સાધનો ઉપર ખૂબ ધ્યાન આપ્યું, અને બહુ કીર્તિ સંપાદન કરી. એની કેડે એડ્વર્ડ રાજા થયો, પછી આથેલ્સ્તન અને તેની પછી એડ્મંડ થયો. એ ત્રણે રાજા જોરાવર અને વિજયી હતા. એ બધાં કરતાં બળિષ્ટ રાજા એડ્ગર થયો. એનો ક્રમાનુયાયીઓ અશક્ત હતા તેથી મોટા જમીનદારો કબ્જામાં નહોતા, અને ડેન લોકની સંખ્યા અને જોર રાજ્યમાં વધ્યાં. પ્રથમ તેમને નાણાં આપી શાંત રાખ્યા, અને પછી તેમની સામા વઢવાને નાર્મનોને બોલાવ્યા. બીજા એથેલ્રેડના અમલમાં મોટું જંગલી અને વિનાશકારી કર્મ એ થયું કે એકે વખતે ઇંગ્લાંડમાં જેટલા ડેન હતા તે સઘળાની તેમને ચેતાવ્યા વિના કતલ કરવાનો પ્રયત્ન કર્યો. આ ઘાતકી દગલબાજીથી ગુસ્સે થઇ ડેન્માર્કનો રાજા સ્વેન ચઢી આવ્યો અને રાજ્ય જીતી લીધું.

સ્વેનના બેટા કાન્યુટે ડેન્માર્ક અને ઇંગ્લાંડ એ બેઉ દેશ ઉપર સારી રીતે હકુમત કરીને જશ મેળવ્યો. એની પાછળ એના કુંવરો હારોલ્ડ અને હાર્ડિકાન્યુટે અમલ કર્યો, ને એ પાછળ મુઓ ત્યારે એડ્વર્ડ ક-

ન્ફેસર નામે માયાળુ પણ નબળા મનના સાકસન શાહજાદાને ગાદી મળી. એ વેળા તાલુકદારોની શક્તિ વધી ગઇ હતી. અગાઉ દરેક પરગણાનો કારભાર આલ્ડરમાન નામે અમલદાર કરતો, અને પરગણાનો વિસ્તાર થોડો હોવાથી કોઇ આલ્ડરમાન એવો બળવાન નહતો કે રાજાની સામો થઇ શકે. પણ આ રાજ્યમાં ઘણાક પરગણાનો એક પ્રાંત બનાવી તેનો કારભાર મોટા ઉમરાવોને આપવાનો રિવાજ ચાલ્યો. એ સુબાઓ તેમના બળે કરીને ભારે વગવાળા થઇ પડ્યા. ગોડ્વિન અક્કલમંદ અમીરે પોતાને માટે તથા પોતાના છોકરાઓને સારૂ એવી સુબેદારીઓ હાંસલ કરી જબરદસ્ત થયો હતો. તેની સત્તા તેના વડા પુત્ર હારોલ્ડને મળી. કન્ફેસરના મરણ પછી હારોલ્ડને તેના વગને લીધે પ્રજાની તરફથી મળેલી રાજસભા નામે વિટાન્જીમોટે રાજા નીમ્યો, અને ખરા વારસને પડતો મૂક્યો. એ ભાઈ તોસ્તિ તથા નાર્વેનો રાજા સામા થયા. હારોલ્ડે તેમને હરાવ્યા. ઈંગ્લાંડના તખ્તપર દાવો કરનાર એક બીજો વધારે જોરાવર ઉમેદવાર હતો. સને ૧૦૬૬માં નાર્મંડિના ડ્યુક વિલિઅમે મોટી સેના સહિત સ્વારી કરી. હેસ્તિંગ્સના મેદાનમાં બેઉ હરીફો વચ્ચે મોટો સંગ્રામ થયો. હારોલ્ડ રણમાં પડયો, અને વિજયી વિલિઅમ દેશનો ધણી થયો.

વેસ્તમિન્સ્તરના દેવળમાં ધર્મક્રિયાથી મુગટ પહેરી જાણે કાયદા પ્રમાણે રાજા થયો હોય એવું ડોળ વિલિઅમે દેખાડ્યું. પણ સાકસનો તેનાથી રાજી થયા નહિ. તેના નાર્મન સરદારો જૂલમ કરવા લાગ્યા તેથી દેશમાં બંડ ઉઠયાં. રાજાએ ભારે લડાઈઓ કરી તેઓને બેસાડી દીધા, અને સખ્ત વેર લેઇ લોકને તોબા પોકરાવી. ક્રૂરતા કરવામાં તેણે કાંઇ કસર રાખી નહિ. દેશની જમીનનો મોટો ભાગ નાર્મનોને આપી દીધો અને ફ્રાંસના બધા ફ્યુડલ ધારા દાખલ કર્યા. એ ઇંગ્રેજોના કાળને ઇ. સ. ૧૦૮૭ માં જમના દૂતે ઝાલ્યો. રોબર્ટ, વિલિઅમ અને હેન્રિ એ કુંવરો એની પાછળ રહ્યા. એમાંના રોબર્ટને નાર્મંડિ પ્રાંત મળ્યો, અને વિલિઅમ બીજો ઇંગ્લાંડનો રાજા થયો. રાબર્ટે ઇંગ્લાંડનું રાજ્ય લેવાની કોશિશ કરી તેમાં તે ફાવ્યો નહિ. ક્રુસેદની ઘેલછાઇ એને લાગ્યાથી બીજા વિલિઅમે તેની જાગીરો ગીરવી રાખી તેને નાણાં ધીર્યાં. એ તાલુકાઓનો કબજો લીધાની પૂર્વે શિકાર કરતાં તેના એક સોબતીનું તીર વાગવાથી તેનો જીવ ગયો (ઇ. સ. ૧૧૦૦).

શાર્લેમાનના પુત્ર લુઇસ ડેબોનેરના મુઆ પછી તેના વિશાળ રાજ્યના ભાગ થયા, તેવારે જર્મનિ દેશ એક કુમાર નામે લુઇસને હિસ્સે ગયો હતો. એ દેશમાં રાજાનો પંડનો અધિકાર આ વખતથીજ થોડો હતો. સને ૮૫૧માં એ પ્રજાની મોટી રાજસભા મળી તેની હજુરમાં આ પહેલા પાદશાહે સોગન લીધા કે "હું સંસ્થાનોના સર્વે અધિકારો અને હકો જાળવીશ. એની પછી એનો દીકરો જાડો ચાર્લસ અધિપતિ થયો, તેણે શાર્લમાનના તમામ રાજ્યને પોતાને અખતિઆર કર્યું. પણ કેટલાક વરસ પછી તેની બુદ્ધિ ચળવાથી પ્રજાએ તેને ગાદીએથી દૂર કર્યો, અને એના કુટુંબીમાંનો કુંવર આર્નાલ્ફ કે આર્નોલ્ડ તેની જગાએ જર્મનિમાં નીમાયો. એમ શહેનશાહ નીમવાનો દસ્તુર એ દેશમાં આ વખતથી શરૂ થયો. આર્નલ્ફની પછી તેનો બેટો લુઇસ સિંહાસને ચઢયો. પણ અપુત્ર મરવાથી તેની જગા તેના પિત્રાઇ અને વારસ ફ્રાંસના પાદશાહ ભોળા ચાર્લસને ન આપતાં પ્રજાએ ફ્રાંકોનિઆના તાલુદાર કોન્રાડને દીધી. કોન્રાડ પુત્રીવાટે શાર્લમાનના કુળનો હતો. જર્મન લોકમાં પાંચ જાત કે ભાગ હતા, ૧ ફ્રાંક, ૨ સ્વાબિઅન, ૩ બાવેરિઅન, (બવેરિઅન) ૪ સાક્સન અને ૫ લોરેનકર. એ પાંચે મળી નવો રાજાધિરાજ નીમ્યો (સને૯૧૧).

કોન્રાડે જોયું કે આ તોફાની વખતમાં રાજ્યનો અધિપતિ બુદ્ધિવાન અને પરાક્રમી જોઇએ અને પોતાના ભાઇ અને વારસમાં એ ગુણો નથી તેથી મરતી વેળા ભલામણ કરી કે રાજ્યાસન સાકસનિના ડયુક હેન્રિને આપવું. હેન્રિ પણ એની માફક કાર્લોવિંજીઅન કુટુંબનો સગો હતો. એ સિફારસને રાજસભાએ માન આપ્યું (સને ૯૧૯).

હેન્રિની અડક ફાઉલર એટલે પારધી હતી. એ નામનો એ પહેલો રાજા થયો તેથી ૧ લો હેન્રિ કહેવાય છે. એણે રાજ્ય વહીવટની તથા લશ્કરી વ્યવસ્થા એવી સારી સ્થાપી કે તેથી એ સમે યૂરોપના રાજ્યોમાં જર્મનિને પહેલો દરજ્જો પ્રાપ્ત થયો. હંગરિ દેશના રાજાને ખંડણી આપવી પડતી હતી તે બંધ કરી તેમનો તેણે પરાભવ કર્યો. એ પ્રમાણે પ્રજાની સેવા બજાવ્યાને વાસ્તે પાડ માની મંડલીક રાજાઓએ અને લોકે તેના મરણ પછી તેના કુંવર ઓથોને મહારાજા નીમ્યો (સને ૯૩૬). એ એના બા-

પથી સરસ નીવડયો. એના નામની જોડે પ્રૌઢ બોલ ઇતિહાસકારોએ લ-ગાડ્યો છે તે વાજબી છે.

શાર્લેમાનના બોહળા રાજ્યને એના વંશજોએ વહેંચી લીધા પછી તે સ્વતંત્ર રાજ્ય થયું, પરંતુ ઘણા વર્ષ તેમ રહ્યું નહિ. રાજકર્તામાં વિત્ત નહિ હોવાથી તાલુકદારો મંડળિક રાજાના જેવા આપઅખતિઆરી થઇ ગયા, અને માંહોમાંહે વઢી દેશની ખરાબી કરી. બેનેવેન્તો, તસ્કનિ, સ્પોલેતો, ફ્રિઉલી, રોમ, ઇવ્રેઓ, વગેરે એ ઉપરાજ્યો હતાં. કાર્લોવિંજીઅન રાજાઓની સત્તા ગયા કેડે સ્પોલેતો અને ફ્રિઉલીના ડ્યુકો એટલે ઠાકોરો આખા ઇતાલિ દેશના રાજા થવાને એક એક જોડે વઢવા લાગ્યા.

સ્પોલેતો અને તસ્કનિના ડ્યુકોની મરજી મુજબ રોમમાં રાજ કરનાર અને મુખ્ય ધર્મગુરૂ પોપ નીમતા. અનીતિ એટલી વધી ગઇ હતી કે થે-ઓદોરા અને મારોઝઆ નામે વેશ્યાનું ચલણ એ કામમાં સૌથી વધારે હતું. નેપલ્સના ડ્યુકના આપેલા આપર્સા નગરમાં નાર્મનો વસ્યા હતા. દ-ક્ષિણ ભણીનાં કેટલાંક પરગણાં આરબો અને ગ્રીક રાજ્યના તાબામાં હ-તાં, અને આખો સિસિલિ બેટ આરબોના કબજામાં હતો.

ઇતાલિની રાજગાદીને માટે સ્પોલેતો અને ફ્રિઉલી વચ્ચે ઝઘડો ચા-લતો હતો તેમાં ફ્રિઉલીના ડ્યુક બેરેંજરે ફતેહ પામી ટંટા ફિસાદમાં ત્રીસ વર્ષ રાજ્ય કર્યું. પછી તેના સામાવાળીઆએ બરગંડીના રાજા રૂડાલ્ફને મદદે બોલાવ્યો. બેરેંજર માર્યો ગયો અને રૂડાલ્ફ તેને ઠેકાણે રાજા થયો (સને ૯૨૩). એ રાજ્ય તેનાથી બહુ વર્ષ ભોગવાયું નહિ. પ્રોવેન્સના કાઉંટ હ્યુએ તે ઉપર દાવો કર્યો. ધર્મગુરૂઓની અને તાલુકદારોની સહાયતાએ કરીને તેણે રૂડાલ્ફને રાજ્ય છોડવાની જરૂર સને ૯૨૬માં પાડી. હ્યુએ રાજા થઇ સોળ વર્ષ તાલુકદારો ઉપર અમલ ચલાવ્યો અને મસ જૂલમ કર્યો. એના મરણ પછી ઇવ્રેઆના ઠાકોર બીજા વેરેંજરે રાજગાદી બથાવી પાડી, પણ હ્યુના છોકરા લોથેરની વિધવા આદિલેદે જર્મનિના મહારાજા ઓથોને કુમકે તેડાવ્યો.

ઓથોએ આવી બેરેંજરને ખંડીઓ રાજા કર્યો અને આદેલેદને પ-

રણો (સને ૯૫૨). કેટલાંક વર્ષ શાંતિનાં ગયા પછી વળી ઇતાલિમાં તોફાન જાગ્યું તે તોડવાને ઓથો ત્યાં ગયો. તેની સામા કોઇ થઇ શક્યું નહિ. શાર્લમાનને રોમના રાજ્યનો રાજાધિરાજનો ઇલકાબ મળ્યો હતો તે પોપ જાન ૧૨ માએ તેને આપ્યો, અને રાજ્યાભિષેક કર્યો, તથા ધર્મ સમાજનો ઉપરિ માન્યો. એ પોપની ચાલ સારી નહોતી તેથી તે સુધારવાને પાદશાહે તેને શીખામણ દીધી તે માટે, તથા તેનું બળ બહુ વધેલું જોઇ તેના મનમાં ઇર્ષા આવી તેથી તાલુકદારોને ભંભેરી ઓથોની સામા લઢાઈ લગાવવાનો પ્રયત્ન કર્યો અને તેને વાર્યો તોપણ માન્યું નહિ ત્યારે પાદશાહ ફોજ સાથે લેઇ રોમ ગયો. પોપના ઉપર વ્યભિચાર વગેરે નઠારી ચાલના તહોમત હતાં તેનો ન્યાય થવા સારૂ ઓથોએ ધર્માચાર્યો અને ઉમરાવોની સભા કરીને તેને હાજર થવાને ફરમાવ્યું. પણ તે નાસી ગયો માટે તેને સભાએ શાહની મંજુરીથી પદભ્રષ્ટ કર્યો, અને તેની જગોએ ૮મા લિઓને બેસાડ્યો. એ રીતે જર્મન રાજાની સત્તા ઈતાલિમાં અને પોપના ઉપર સ્થાપન થઇ. પણ પડેલા પોપ જાનના મિત્રોએ તેના સ્વદેશ ગયા પછી બળવો ઉઠાવ્યો. ઓથો ફરીને રોમ શહેરમાં પેઠો અને બંડ તોડી જય પામ્યો (સને ૯૬૩).

એ પાદશાહના અમલમાં હંગરિના રાજાએ સ્વારી અને દેશમાં અંદર અંદર ટંટો ચાલતો હતો, તેનો લાભ લેઇ તે ફ્લાંદર્સ પ્રાંત સુધી ગયા. અંતે આઉગ્સબુર્ગ ( આગ્સબર્ગ ) નગરની પાસેના મેદાનમાં જર્મન પાદશાહે તેમનો કેવળ પરાજય કરી તેમની શક્તિનો એવો નાશ કર્યો, કે તેઓ કદી એની સામા ટક્કર લેઈ શક્યા નહિ અને ચઢાઇ કરી શક્યા નહિ ( સને ૯૫૫ ).

ઓથોને પોતાની પ્રજાને સારૂ સારા કાયદા બાંધવાની ઘણી ઇચ્છા હતી, તથાપિ પોતાના તાલુકદારોને તાબે કરવામાં તથા પડોસમાંનો મૂલક જીતવાની લઢાઇઓમાં તેઓનો ઘણો વખત રોકાયો તેથી તે કામ બની શક્યું નહિ. એના વખતના લોકો કેવી સુધરેલી સ્થિતિમાં હતા તેનો અડસટ્ટો કરવાને એક બિના લખીએ છીએ. જર્મનોની મોટી રાજ્યસભામાં સવાલ ઉઠ્યો કે છોકરાનો બાપ કેટલીક મિલ્કત મૂકી મરી ગયો, અને છોકરાનો દાદો જીવતો હોય તો તે મિલ્કતનો વારસ છોકરો કે

તેનો દાદો? ઘણોક વાદ ચાલ્યા પછી ઠરાવ થયો કે દ્વંદ્વ યુદ્ધના પરિણામ ઉપરથી એનો નિકાલ કરવો. બેઉ પક્ષવાળાએ પોતપોતાના યુદ્ધ સંખ્યામાં સરખા નીમ્યા. યુદ્ધમાં છોકરાના પક્ષવાળા જીત્યા તે ઉપરથી કાયદો ઠરાવ્યો કે એવું બને ત્યારે વારસો છોકરાને મળે; દાદાને ન મળે.

એ રાજાનું મરણ સને ૯૭૪માં થયું. તેની જગાએ તેનો કુમાર બીજો ઓથો નિમાયો. એ રાજા પણ હોશિયાર હતો. જર્મનિની અને ઇતાલિની લઢાઇઓમાં એનો વખત ગયો. એ રાજા કાન્સ્તાન્તિનોપલના રાજેંદ્રની કુંવરીને પરણ્યો હતો અને તેની પહેરામણીમાં ગ્રીક રાજ્યના તાબાનો ઇતાલિમાં જેટલો મૂલક હતો, તે લેવાને માટે લઢાઇ કરી, તેમાં તે માર્યો ગયો (ઇ. સ. ૯૮૩). એ સમે તેનો પુત્ર ત્રીજો ઓથો બાર વર્ષનો હતો, પરંતુ જર્મન લોકને એના કૂળ ઉપર એટલો પ્રેમ હતો કે તે બાળકનો બચાવ કરી તેને રાજપદ આપ્યું. ઇતાલિ વશ રાખવાને એ રાજાને વધારે મહેનત કરવી પડી, અને આખરે ત્યાં વિખથી એના પ્રાણ ગયા (ઈ. સ. ૧૦૦૨). અપુત્ર મુઆથી બવેરિઆના ડ્યુક બીજા હેન્રિને રાજસભાએ એ ઠેકાણે નીમ્યો. એ પુત્રીવડે તે ઓથોના કુળનો હતો. ઇતાલિ તથા જર્મનિના તાલુકદારો જોડે એને બહુ વઢવું પડ્યું. આખરે અંધે તેનો જય થયો. તેણે દેવસ્થાન ખાતે ઘણી ભોંય આપી તેથી આચાર્યોનું જોર વધ્યું અને આગળ નુકસાન થયું. સાક્સન વંશનો એ છેલ્લો રાજા હતો. સને ૧૦૨૪ માં તેનો કાળ થયો.

મંડળિક રાજાઓએ ખાલી પડેલા તખ્તને માટે ફ્રાંકોનિઆના ઉમરાવ કાન્રાડને પસંદ કર્યો. એ રાજાએ બર્ગંડિને જર્મન રાજ્યમાં ભેળ્યું અને પોતાના કૂળનું બળ વધારવાને કુટુંબીઓને જાગીરો આપી. એની પછી સને ૧૦૩૯માં એનો દીકરો ત્રીજો હેન્રિ ગાદીપતિ થયો. જર્મનિના પાદશાહોમાં એ સર્વેથી જબરો હતો. પોપને અને તાલુકદારોને તેણે નિર્બળ કરી નાખ્યા અને કુલ અખતિઆરે ફતેહમંદીથી રાજ્ય કર્યું. સને ૧૦૫૬માં પાંચ વર્ષના કુમાર ૪થા હેન્રિને મૂકીને તે મરણ પામ્યો. એ રાજાની બાલ્યાવસ્થામાં તાલુકદારોએ પોતાનો ગયેલો અધિકાર પાછો લેઈ લીધો. મેંત્ઝના પ્રમુખ આચાર્યે બાળ રાજાને પોતાના કબજામાં લેઈ તેને નામે કારભાર કર્યો. તેને સારી કેળવણી આપી નહિ તેથી તે નઠારી સં-

ગતમાં પડયો અને બગડયો, પરંતુ તે બહાદુર અને ઉદાર હતો. સાક્સનિના લોકે બળવો કર્યો, અને પોપ જોડે ઉપદેશકો અને આચાર્યો નીમવાના અધિકાર સંબંધી કજીઓ થયો, તેમાં પોપ ૭મા ગ્રેગરિએ તેને જાતિ બહાર (બહિષ્કાર) અને પદભ્રષ્ટ ઠેરવ્યો, તથા તેની જગાએ સ્વાબિઆના ડયુક રોડોલ્ફને નીમ્યો. હેન્રિએ રોડોલ્ફને મોટા યુદ્ધમાં હરાવ્યો અને માર્યો. એમ તેની ફતેહ થઇ ત્યારે પોપે તેના કુંવરને ઉશ્કેરી તેની કને બંડ કરાવ્યું. ત્રીશ વર્ષ ઝઘડો જારી રહ્યો તેમાં એ રાજાએ સાઠ વાર સંગ્રામ કર્યા, અને ૧૧૦૬માં તેનું મરણ થયું. પોપ જોડેના ટંટાની વધારે વિગત પોપના હેવાલમાં લખી છે. ચોથા હેન્રિને પોપે બહિષ્કૃત કર્યો હતો તેથી તેનું શબ ઘણા વર્ષ લગી દાટવામાં આવ્યું નહિ. એનો છોકરો પાંચમો હેન્રિ ગાદીએ બેઠા પછી એના બાપની પેઠે પોપ જોડે વઢયો. સને ૧૧૨૫માં તેના મરણથી ફ્રાંકોનિઆ વંશનો અંત આવ્યો.

રૂશિઆ–સ્કાન્દિનાવિઅન રાજાઓના તાબામાં ગયા પછી એ દેશ યૂરોપમાં જાણીતો થયો. રૂશ લોક પ્રથમ ઇસ્તામ્બુલમાં મધ, મીણ, ચામડાં વગેરે વેચવા જતા અને તેને બદલે ત્યાંનો માલ લાવતા. વેપારથી ગ્રીક રાજ્યની દોલત મસ મળતી નથી એવું જોઈ તે લૂંટી લાવવાને સારૂ તેઓ તે રાજ્ય ઉપર ખુશકીએ અને દરિએ ચઢાઇ કરવા લાગ્યા, પણ સને ૯૭૩માં ગ્રીક રાજેંદ્ર જાનઝિમિસિસે તેમને સજ્જડ હરાવ્યા અને નરમ પાડયા. સને ૯૮૦ માં તેમના રાજા વ્લાદિમિરે ખ્રિસ્તિ ધર્મ સ્વીકાર્યો, અને ગ્રીક રાજા થેઓફાનોની બેટીને પરણ્યો. એ દેશમાં નિશાળો સ્થાપી, વેપારને ઉત્તેજન આપ્યું, પરરાજ્યો જોડે વહેવાર ચલાવ્યો, અને રૈયતને ઇસાના ધર્મમાં આણવાને તથા સુધારવાને મહેનત કરી. એના કુંવર યારોસ્લોફે એની પછી સન ૧૦૧૫માં ગાદીએ બેશી રૂશ પ્રજાને સારૂ કાયદા રચ્યા, તથા ગ્રીક ભાષામાંના વિદ્યાનાં પુસ્તકોનાં ભાષાંતર કરાવ્યાં. જર્મનિના મહારાજાને એણે કુમક કરી અને એની કુંવરી ફ્રાંસના રાજા ૧લા હેન્રિને વરી હતી. એના પૌત્ર આલેક્સયસ આનોમાક્સને ગ્રીક રાજેંદ્ર કામ્નેનસે રાજેંદ્રની પદવીને જોઇએ તેવા અલંકાર મોકલ્યા અને ત્યારથી રૂશના રાજા કાઇસાર (સીઝર) કોઅર કહેવાયછે.

# ખંડ ૫ મો.

ચીન દેશનો ઇતિહાસ-ઉત્તર અને દક્ષિણ રાજ્ય-એ રાજ્યોનું એકત્ર થવું.

ચીન-એની વિગત થોડીજ જાણવામાં આવી છે. ઇસ્વીસનના પાંચમા સૈકામાં એમાં રાજ્યના, નાન અને યુહ-ચોવ એટલે ઉત્તર અને દક્ષિણ એવા બે ભાગ પડયા હતા. સને ૪૬૬માં દક્ષિણ રાજ્યની ગાદીએ મિંગતે-તાઇચે નામે રાજા હતો. રાજ્યાસને બેસવામાં એના કેટલાક કુટુંબીઓએ વાંધો લીધો, તેથી એ એટલો કોપ્યો કે ટંટો કરનાર તથા નહિ ટંટો કરનાર સર્વે સગાંના તેણે પ્રાણ લીધા. એમની જોડે વઢવામાં એનાં ૭ વર્ષ ગયાં. એ લઢાઇઓથી લોક એટલી ઇજા પામ્યા કે તેઓ બંડ કરવાની તૈયારીમાં હતા એવામાં તેનું મરણ થયું. એની કેડે મ્વાંગ-યુ-વાંગ ગાદીપતિ થયો. એની કારકીર્દિમાં પણ દેશમાં સલાહશાંતિ રહી નહિ. સેઆવુ-તાડુચીંગ કરીને તેનો સેનાપતિ હતો તેણે તેનો ઘાત કરાવ્યો. પછી શુન-તે નામે શાહજાદો સિંહાસને બેઠો તેને પણ તે સેનાપતિએ રાજ્યપાટ ઉપર હાથ ઊઠાવવાની જરૂર પાડી ને થોડીવારમાં મારી નંખાવ્યો, અને પોતે કાઓ-તે-નોવના ઇલિકાબ સાથે તેને ઠેકાણે બેઠો (સને ૪૭૯). એના કુળને ત્સી કહેછે. એ રાજાએ બે વર્ષ રાજ્ય કર્યું. એના વંશજો સને ૫૦૨ સુધી ગાદીએ રહ્યા. એઓ ઉત્તરના રાજ્ય જોડે ઘણું લઢયા, પણ તેથી કાંઇ ફાયદો થયો નહિ. એમણે પ્રજાને હિતકારી એકે કર્મ કર્યું નહિ.

સને ૫૦૨ માં લેઆંગ વંશ પાટે બેઠો. એનો પહેલો પાદશાહ વુ-તે હતો. એના વખતમાં ઉત્તર રાજ્યની જોડે કલહ જારી રહ્યો. એમાં તેણે ચપળતા, ચતુરાઇ અને શૂરાતન દેખાડયાં. તે વિદ્યાને વખાણનારો અને આશ્રય આપનારો હતો. કેટલીક વિદ્યાશાળા, પુસ્તકશાળા વગેરે ભાંગી પડી હતી તેઓને તાજી કરી, અને કેટલીક નવી સ્થાપી. સરસ્વતીની એ બધાથી મોટી સેવા તેણે એ બજાવી કે જાહેર પાઠશાળા-

ઓમાં વિદ્યાગુરૂનું કામ માથે લેઇ વિદ્યાર્થીઓને ભણાવવા જતો. રાજ-કાજ અને લશ્કરી કામમાં જેવો તે ચતુર અને અનુભવી હતો તેવો પાઠ આપવામાં નહતો, પરંતુ તેની એ ચાલથી પ્રજાના મન ઉપર ઘણી સારી અસર થઇ. ભણાવવાનો ધંધો બહુ આબરૂદાર ગણાવવા લાગ્યો. નાના અને મોટા, રાંક અને શ્રીમંત સર્વેમાં પોતાનાં છોકરાંને ભણાવવાની રીત પૂરી ચાલી. રાજેંદ્રના મુખથી ભાષણો સાંભળવાને અને પાઠ શીખવાને પ્રજાએ આતુર થઇ દુનિઆ દેખાદેખી ચાલેછે તેનું આ મોટું દૃષ્ટાંત છે. વિદ્યા ઉપર રાજાની પ્રીતિ લોકને માત્ર દેખાડવાની નહતી, પણ પ્રમાણિક અને વાસ્તવિક હતી. વૃદ્ધાવસ્થા આવ્યા પહેલાં અને યશ સહિત રાજકાજ ચલાવતો હતો ત્યારે પોતાના જ્ઞાનમાં વધારો કરવાને સારૂ રાજપાટ તજી સાધુઓના મઠમાં જઇ રહ્યો. એ પ્રમાણે રાજ્યની લગામ મેલી દીધાથી દેશમાં ગેરબંદોબસ્ત અને ફિતૂર થયાં, માટે મુખ્ય માન્દારિનોએ ( એટલે સુબા કે કારભારીઓએ ) તેને પાછાં રાજ્યાસને બેસવાની ફરજ પાડી. તેનો બાકીનો વખત લડાઇ ટંટામાં ગયો અને તેના છંદમાં તે મરણ પામ્યો.

એનો પુત્ર રાજા થયો પણ થોડા વખતમાં તે માર્યો ગયો અને તેનો અધિકાર ચુએન-તે નામે પુરૂષને મળ્યો. એ પણ રાજ્યની ગરબડને ન ચહાતા વિદ્યાભ્યાસનો શોકી હતો, તે એટલે સુધી કે રાજકાજ ઉપર લક્ષ ન આપતાં ગ્રંથોનો અભ્યાસ કરવા લાગ્યો. એ જમાનો એવો તોફાની હતો કે શાંત અને ભલા રાજા નીભી શકતા નહિ. રાજ્યના શાહજાદાઓ પાધરા ન રહેતાં બંડ મચાવતા હતા. શિન-પાન-સીન કરીને શાહજાદો તેનો મુખ્ય પ્રધાન હતો તેના ઉપર ભરોંસો રાખી નિરાંતે વિદ્યાધ્યયન કરવામાં પડ્યો હતો. એ વજીરે બળવો સળગાવ્યો તેની ખબર બંડખોર ફોજ રાજ્યમહેલ આગળ આવી ત્યારે તેને થઇ. ફિતૂરી લોકના પોકાર સાંભળી વાંચવા લીધેલી ચોપડી બંધ કરી અને બખ્તર પહેરી શહેનશાહ રાજ્યમંદીરના કોટ ઉપર જોવા ગયો. જતાંજ તેની ખાતરી થઇ કે સામું થવું વ્યર્થ છે. પુસ્તકાલયમાં જઇ તલવાર ફેંકી દીધી, ગ્રંથોને અગ્નિ લગાડી બાળી નાંખ્યા અને હોનારને તાબે થઇ બેઠો. એ ભંડારમાં ૧૪૦૦૦૦ પુસ્તકો હતાં. હુલડખોરોએ અંદર ઘૂસી તેને કતલ કર્યો.

એના પછી શહેનશાહ થયા તેઓમાં કાંઇક જાણુવા લાયક વાન–તે નામે હતો. એનો અમલ થોડા વર્ષ રહ્યો, પરંતુ તેટલામાં બળ, ચપળતા, અને ડહાપણુનો ઉપયોગ કરી સાબાશી મેળવી, અને ઉત્તર અને દક્ષિણુ રાજ્યોને ભળી જવાનો સમય પાસે આણ્યો. સને ૫૬૬ માં તેનું મૃત્યુ થવાથી તેનો પુત્ર પાદશાહ થયો. એ છોકરાને તેના કાકાએ ગાદી ઉપરથી ઊઠાડી મૂક્યો, ત્યારપછી સુયેન–તે પાટે બેઠો. પોતાના શત્રુઓને હરાવી તેણે દેશમાં શાંતિ રાખી, અને રાજ્યના બે ભાગોને મેળવી દેવાનું કામ સહેલું કર્યું. સને ૫૬૯ માં તેનું મરણ થયું. એ રાજા આળસુ અને વિષયી હતો. એના કુકર્મોથી કંટાળી પ્રજાએ બંડ કરી તેને બંદીખાને નાંખ્યો. યાંગ–કીન નામે ઉમરાવને રાજ્યાસન આપ્યું. ઇ. સ. ૫૭૨ માં એ બનાવ બન્યો. રાજ્યસત્તા હાથમાં આવતાંવારને તેણે દક્ષિણુ અને ઉત્તર રાજ્યોને એકત્ર કરી દેવાનો પ્રયત્ન કર્યો અને તેમાં ફતેહ પામ્યો.

ઉત્તર રાજ્યમાં છેલ્લો મોટો રાજા વેઇ કરીને થઇ ગયો, તે પ્રજાનું રક્ષણુ કરવાને સમર્થ હોઇ દેશને આબાદીમાં લાવી શક્યો. રાજ કરવાના લોભથી તેની માએ તેને ઝેર દેઈ માર્યો, અને તેના બાળ કુંવરને નામે રાજ્ય કર્યું. તે બાઈ જેવી ક્રૂર અને દુષ્ટ હતી તેવીજ હિમ્મતવાન અને બુદ્ધિશાળી હતી. કુટુંબ–કલેશ અને અમીરોમાં બંડ તેના વખતમાં ઘણાં થયાં, પણુ સર્વેને જેર કરી શકી. તેના પૌત્રે ઉમરે પહોંચી રાજ્યના અછોડા હાથમાં લીધા, પરંતુ તેનાથી રાજ્યરથ બરાબર હાંકી શકાયો નહિ. દોઢસો વર્ષ જુદું અને સ્વતંત્ર રહ્યા પછી એ રાજ્ય એની કારકીર્દિમાં પાદશાહ યાંમ–કીને સહજ મહેનતે જીતી લેઇ પોતાના દક્ષિણુ રાજ્ય સાથે જોડી દીધું.

ચીનના પ્રાંતો ઉપર વારેવારે ચઢી આવી તાતાર લોક પ્રજાને બહુ પીડા કરતા હતા. યાંગ–કીનની લશ્કરી કીર્તિ સાંભળી તેઓ એટલા ડરવા લાગ્યા કે તેને પોતાનો સ્વામી માની નજરાણાં લાવ્યા. રાજેંદ્રે તેમના મુખ્ય ખાનને એક રાજકન્યા દેઈ દોસ્તીમાં વધારો કર્યો. તે જીવ્યો ત્યાં લગી તાતારોએ ઉપદ્રવ કર્યો નહિ. સને ૬૦૪ માં તેનું આવરદા પૂરું થયું. પાટવીકુંવર ગાદીએ બેઠો તેને હણી તેનો નાનો ભાઈ નામે યાંગ–તે રાજ બથાવી પડ્યો (સને ૬૦૫). સ્વેચ્છિક અને કુલ અખતિઆરી રાજ્યરીતિ

દેશમાં હોયછે એટલે જ્યાં રાજકાજમાં કાયદાનું જોર કે પ્રજાનો અધિકાર હોતો નથી ત્યાં નીતિનું ચલણ નથી, અને રાજાનો જીવ સદા ધાસ્તીમાં રહેછે. આગળ હક કે ન્યાયનું ચાલતું નથી, અને દુષ્ટ કર્મો અને વહાલામાં વિરોધ સદા થયાં કરેછે. આ ભ્રાંત હત્યારાએ મોટું પાપ કરી રાજપાટ હાંસલ કર્યા કેડે રૂડી રીતે રાજ્યનો વાહવટ કર્યો. તેનામાં સાહસ, ઉત્સાહ, અને શાણપણ એ ગુણો હતા. સુંદર પદાર્થ, રાગ, વગેરેનો તે શોકી હતો, અને મોજી પણ હતો, તથાપિ રાજકાજમાં ગફલત કરતો નહિ. અમલના આરંભમાં તેણે વિશાળ બાગબગીચા બનાવ્યા. એની રચના એવી ખૂબસુરત હતી કે તેવી આગળ ચીનમાં થઇ નહોતી. ઉમદા ઘોડા ઉપર સવાર થઇ અને સહસ્ર રૂપાળી ગુણકાઓને સુંદર વસ્ત્રો અને અલંકારો પહેરાવી તથા ઘોડે બેસાડી પોતાની જોડે લેઇ એ વાડીઓમાં તે ફરવા જતો. એ નારીઓ ગાયન, વાજિંત્રો, નૃત્ય, અને ઘોડાની કસરતોવડે ત્યાં એને આનંદ પમાડતી. પોતાનો બધો વખત તથા રાજ્યનો પૈસો મોજમઝામાં તે ઉડાવતો નહિ. દેશસુધારા અને પ્રજાની આબાદી ઉપર તેણે બહુજ ધ્યાન આપ્યું. તેના બંધાવેલા પૂલો અને એની ખોદાવેલી નહેરો અદ્યાપિ છે, રાજ્યકર્ત્તામાં જે લક્ષણો અવશ્ય હોવાં જોઇએ તે એનામાં હતાં એવું સિદ્ધ કરી આપે છે. પ્રાંતોમાં પ્રવાસ કરતો હતો તેવામાં ઓચિંતો એક મારાએ તેનો પ્રાણ લીધો. એવું સંભવે છે કે એનું ખૂન કરાવનાર એક જોરાવર અને નારાજી થયેલો ઉમરાવ નામે લે-યુએન હતો. એના મોતના સમાચાર આવતાંજ તેણે કિંગ-તે નામે સખ્સને ગાદીએ બેસાડી તેને નામે પોતે અમલ કરવા લાગ્યો. થોડા કાળમાં તેનો લે-યુએને જીવ લેવડાવ્યો, અને પંડે ભૂપતિ થયો.

અજબ છે કે ખોટી રીતે અધિકાર મેળવી ઘણાક જણ તેને સારી રીતે વાપરે છે. જાણે તે પ્રાપ્ત કરવાના પ્રયત્નમાં તેમના માઠા ગુણ ખાલી થઇ જતા હોયની, અથવા રૂડી રીતે વર્તી અથવા સારાં કર્મો કરી મૂળના દોષને ઢાંકવાને કે ધોઈ નાંખવાને તેઓ ઇચ્છતા હોયની. લે-યુએને સિંહાસને બેસીને પોતાનું નામ કાઔ-ત્સુ રાખ્યું, અને તેનો સ્વભાવ દુષ્ટતાથી અજાણ્યો હોય તેમ વર્ત્યો. રાજ્ય મેળવવાને માટે અનેક તરેહનાં કાવતરાં અને ખૂન કરવામાં કસર રાખી નહિ અને રાજ્ય હાથ-

માં આવ્યા પછી, ઘણુંજ નિર્લોભપણું, દયા, નરમાશ, ડહાપણ અને સુનીતિએ અમલ કરી પ્રજાને સુખશાંતિમાં રાખી. ચીનની ઉત્તર ભણીના પ્રાંતોમાં તાતાર લોકો વળી ઉતરવા માંડ્યું હતું. રાજેંદ્રે તેમના ઉપર ઘણીક સ્વારીઓ કરી અનેક લઢાઇઓમાં મોટી કતલ સાથે હરાવી તેમની મોટી ખાશિઅત ભૂલાવી. તે દીર્ઘદૃષ્ટિનો હતો અને એશિઆના બીજા દેશોમાં શું બનતું હતું તેની ખબર રાખતો હતો. કાસ્પિઅન સમુદ્રના પડોશના પ્રદેશોમાં રહેનારા ઉગ્રસેન વગડાઉ તુર્કો આસપાસના દેશોને દમતા હતા તે જોઇ તેણે વિચાર્યું કે તેઓ ચીનાઇ રાજ્યને પણ છોડશે નહિ. એ તરકડા ઢોર ચારીને તથા વણજારો લૂંટીને પોતાનો નિર્વાહ કરતા. જ્યારે તેઓમાં કોઇ સાહસિક અને પરાક્રમી સરદાર નીકળતો ત્યારે દેશો લૂંટતા અને જીતતા. આ સમે તેઓ ઇરાનની જોડે ઝઘડો કરવામાં ગુંથાયા હતા. ચીનથી ઘણો માલ તે દેશમાં જતો તે તેઓ પડાવી લેતા. ઇરાન ખરાબ કરીને તથા જીતીને તેઓ ચીનને પણ એ દશાએ પહોંચાડવાને આવ્યા. પણ ત્યાંના આ રાજેંદ્રે અગાઉથી ચેતી તેમની ભેટ લેવાની યોગ્ય તૈયારી કરી રાખી હતી. તેણે તેનો પરાભવ કરી પોતાના મૂલકમાંથી હાંકી કાઢ્યા, અને ટિબેટના લોકે તેમને કુમક કરી હતી માટે તેમને પણ સજા કરી. બાવીસ વર્ષ યશથી રાજ કરી તે શાણો અને ચંચળ રાજા મરણ પામ્યો.

એની કેડે ચન-ત્સંગ રાજા થયો. એ બાયલા રાજામાં કાંઇ માલ ન હતો. આ સમે રાજ્યમાં અને પ્રજામાં વિદ્વાનોનું ઘણું ચલણ હતું. વિદ્યાર્થીઓની પરીક્ષાના ધારા આગળ કરતાં વધારે સખ્ત એ રાજાએ કર્યા, તે સિવાય બીજું એકે કૈંમ યાદ રાખવા જેવું એણે કર્યું નથી. એની પાછળ એક પછી એક સત્તર પાદશાહ એના જેવા દમ વગરના થયા. રાજ્યની લગામ કાવતરાખોર ખોજા ગૂલામોને સોંપી પોતે મોજશોકમાં કાળ ગુમાવતો કે સ્ત્રીલંપટ થઇ પડતો. બંડ, મારામારી, અને લૂંટફાટથી પ્રજા દુઃખી થતી તે ઉપરાંત બીજું કશું તેમના અમલમાં બન્યું નથી.

હોઉતાંગ નામે કુળમાં એક શૂરો અને ચતુર લશ્કરી સરદાર હતો. તેના દીકરા સ્વાંગ-ત્સંગે ગાદી ઉપર ચઢી બેસી એવા નઠારા અને

નિર્બળ રાજાઓ થતા અટકાવ્યા. પોતાના બાપની હજૂરમાં નોકરી કરી તે કઠણ અને અનુભવી થયો હતો. ખાવાપીવામાં અને લૂગડાંમાં તે પ્રથમ ગરીબ ખેડૂતના જેવો સાદો હતો, અને રાજ્યાસને બીરાજ્યા પછી કેટલાક વર્ષ તે ચાલ જારી રાખી. તે ઘણો ઉદ્યોગી હતો, અને ઊંઘમાં જરૂર કરતાં વધારે વખત રોકાય નહિ માટે ભોંયે પાથરણાપર સૂતો કે ઊંઘ ઝાઝી આવે નહિ, અને ઊંઘ પૂરી થયા પછી પાસુ બદલતાં જાગી ઊઠાય માટે કેડે ઘંટા બાંધતો, તથા દિવસે કદી સૂતો નહિ. પરંતુ તેના સોબતીઓ ખરાબ ચાલના હોવાથી તેને સંગતનો દોષ લાગ્યો. તથાપિ તે મરતાં સુધી રાજકાજમાં મહેનતુ અને હોશિયાર તથા યુદ્ધમાં બહાદુર રહ્યો. ઇ. સ. ૯૨૬માં તે સંગ્રામમાં પડ્યો અને ચીનના વખણાયેલા રાજાઓમાં ગણાયો.

એની પછીના શહેનશાહનું નામ મિંગ-ત્સંગ હતું. એણે સાત વર્ષ રાજ કર્યું, અને પ્રજાનો ઘણો પ્રેમ મેળવ્યો. તે રાજકારભારમાં ઉદ્યોગી હતો. તેની પ્રજા ઉપર ઘણો માયાળુ અને પરોપકારી હતો. એના કરતાં વધારે બળવાન, પરાક્રમી અને મોટા રાજાઓ ચીનમાં થઇ ગયાછે, પણ એના જેટલો રૈયતનો વહાલો બીજો કોઈ થયો નથી. માબાપ પોતાના છોરૂ ઉપર જેવું હેત રાખેછે તેવું તે પ્રજા ઉપર રાખતો, અને લોક તેને પિતા જેવો ગણતા. આળસુ અને હરામખોરોને ઉત્તેજન મળે એવી તેની ઉદારતા ન હતી; પ્રજાનું ભલું થાય તેવાંજ કામ તે કરતો. ઈ. સ. ૯૩૩ માં તેનું મરણ થયું ત્યારે લોક બહુ દિલગીર થયા.

એ વર્ષમાં ખાલી પડેલે પાટે મિન-તે બેઠો, અને એક વર્ષ અમલ કરી તે મરી ગયો. એ ટૂંકા વખતમાં તેણે એક ઘણુંજ બૂરૂં કામ કર્યું, જેથી બિચારી ચીનાઈ બાયડીઓ હજી મહા દુઃખ ભોગવેછે. સ્ત્રીઓના પગનાં તળીઆં નાનાં રાખવા સારૂ બચપણમાં તેઓને લોઢાનાં મોજાં પહેરાવી રાખે છે કે તેઓ વધે નહિ. એથી બાપડી છોડીઓ બહુ ઇજા પામેછે. એ નિર્દય અને જંગલી રીવાજ મિન-તે પાદશાહે પાડ્યો.

એની પછી સને ૯૩૪ માં ગાદીએ બેસનાર રાજાનું નામ ફેઇ-તેઇ હતું. એ રાક્ષસી સ્વભાવનો હતો. તેનામાં જાનવરી શૂરની જોડે મા-

ણુસાઇના સદ્‌ગુણો ન હતા તેથી જંગલી વાઘ જોડે તેનો મુકાબલો થઇ શકે: પ્રથમ સગા ભાઇની હત્યા કરીને તખ્તનો માલિક થયો, અને પછી પ્રજા ઉપર બેસુમાર જૂલમ અને ઘાતકીપણું ચલાવ્યું. ચીનાઓ સ્વેચ્છિક પાદશાહોના તરેહવાર બળાત્કાર, અનીતિ અને ક્રૂરતા ખમતા આવ્યા હતા, તથાપિ આ રાજા તો એટલો હદ પાર ગયો કે તેઓની સબૂરી રહી નહિ. બધાએ સંપ કરી મોટું બંડ ઉઠાવ્યું. પાદશાહી ફોજ તેમની તરફ થઇ, અને બચવાનો ઉપાય રહ્યો નહિ ત્યારે ફેઇ-તેઇ બધા કબિલા અને ખાન સહિત પોતાના મહેલમાં બળી મુઓ.

હોવ-ત્સીન નામે નવા રાજવંશને ગાદી મળી. એનો પહેલો પાદશાહ કાઔ-ત્સે હતો. એ માત્ર નામનો રાજા હતો. એનો વજીર હંગ-તૈયુ કુલ અખતિઆરે નજરમાં આવે તેમ અમલ કરતો. કાગળ ઉપર લખેલા પાના પાટીઆ ઉપર કોતરીને ગ્રંથો છાપવાની કળા સને ૯૩૭ માં એ પ્રધાને ઉત્પન્ન કરી. એથી દેશને ઘણો ગુણ થયો. અને તેનું નામ અમર થયું. આ રાજાને તથા તેની પછીના સુહ-તે રાજાને તાતાર લોક જોડે બહુ વખત વઢવું પડયું. સને ૯૬૦ માં કંગ-તે નામે છ વર્ષનો બાળક પાટે બેઠો તે લોકને ગમ્યું નહિ. બાળરાજાને નામે રાજમાતાની અને તેના ખોજા ગૂલામોના અથવા બીજા માનીતાની હકુમતથી પ્રજાએ બહુ નુકસાન અને દુઃખ વેઠયાં હતાં. સબબ તેવું નહિ થવા દેવાને આ તકે તેઓએ બખેડો કર્યો, અને નાનકડા રાજાને રાજપાટ છોડવાની જરૂર પાડી, અને ચાઔ-કવાંગને તે સોંપ્યું.

સંગ કુળનો એ પહેલો રાજા તાઔ-ત્સુ નામ ધારણ કરી સિંહાસને બીરાજ્યો. રાજ્યપદવી સ્વીકારતી વેળા અમીર ઉમરાવ અને પ્રજાની સન્મુખ તે નિશામાં ગરકાવ થઇ ગયેલો જોવામાં આવ્યો, તે ઉપરથી ધારવામાં આવ્યું કે તે સારો નહિ નીકળે, પણ એ ધારણા ખોટી પડી. દરબારનો ખરચ માજી રાજાઓના સમયમાં અતિશય વધારી મૂકવામાં આવ્યો હતો. નોકર, ચાકરો, ખીજમતગારો, ચોપદાર, છડીદારો, ઓધેદારો અને હજૂરી સ્વારો ખપ કરતાં અતિ ઘણા રાખવાથી બહુ નાણાં નકામાં ઉડતાં હતાં. રાજમંદિરમાં ઉછરેલા શાહજાદાઓના અવલોકનમાં આવી બિના ક્વચિત આવેછે, અને તેઓ એમાં સુધારો ભા-

ગ્યે કરી શકેછે. આ પાદશાહ પ્રથમ ખાનગી હાલતમાં હતો તેવારે રાજ્યના ઘણા અઘટિત, નિરૂપયોગી અને નુકસાનકારી ખર્ચ અને રિવાજ તેના લક્ષમાં આવ્યા હતા, એ સર્વેમાં એણે સુધારો કર્યો. યોગ્ય કરકસર કરી રૈયતની દોલત જાળવી. પોતાના કુટુંબના પુરૂષોને ચાર પેઢી સુધી રાજકુંવરની પદવી બક્ષી અને ફક્ત જરૂરના ખર્ચજોગું ધન આપ્યું. એને રાજ્યાસન દેવામાં દેશના ઘણકનો અનુમત હતો, પરંતુ હાન કુળના રાજવંશીઓ અને ઉત્તર ભણીના કેટલાક પ્રાંતના લોક સામા થયા અને તાતાર એટલે મોગલસેના તેમણે કુમકે બોલાવી, એથી ભારે ઝઘડો ઘણા વર્ષ જારી રહ્યો અને લાખો આદમીના જાનમાલની ખોઆરી થઈ. દયાળુ રાજાની આંખમાં એ જોઇ આંસુ આવતાં પણ તે લાચાર હતો. હરેક સંગ્રામમાં તેની ફતેહ થતી તોપણ તે વઢવાઢનો અંત આવ્યો નહિ, અને સને ૯૭૬ માં તેનો કાળ થયો. લઢાઇના કામમાંથી બને તેટલો વખત બચાવી ન્યાય કરવામાં અને બીજા રાજકારભારમાં લગાડતો. ઇન્સાફમાં તે ઘણો અદલ હતો, અને ગરીબગરબાં સર્વેની મુલાકાત લેતો. જે પ્રાંતો એના પક્ષમાં હતા ત્યાંનો બંદોબસ્ત સારી અવસ્થામાં રાખ્યો.

તેનો પુત્ર તએ-ત્સંગ પણ તેનાજ જેવો શૂરો લઢવૈયો હતો, પણ ન્યાયખાતામાં તથા રાજકાજનાં બીજાં કામોમાં તે એના બાપના જેટલો ઉદ્યોગી નહતો. એણે ૨૧ વર્ષ રાજ્ય કર્યું, એમાંનો ઘણો વખત લઢાઈમાં ગયો. ઘણુંકરીને તે જય પામતો. સને ૯૯૭માં તે પડ્યો અને ચીન-ત્સંગ દેશપતિ થયો. આ શહેનશાહ ભોળો, બેવકુફ અને વહેમી હતો. બૌદ્ધ જતીઓનું અને મોગલોનું એના વખતમાં ખૂબ ફાવ્યું, તથા પ્રજા બહુ પીડા પામી. ગોરજીઓ અનેક જાતના વહેમ તેના મનમાં ઘાલતા અને પોતાની નજરમાં આવે તેવા હુકમ તેની કને કરાવતા. રાજગુરૂનું પરોઢીઆમાં પહેલું કામ એ હતું કે પાદશાહને રાત્રીએ સ્વપ્ન થયાં હોય તેનો અર્થ કરવો. એ વડે તે આ ગાંડીઆ રાજાને પોતાની સત્તામાં રાખતો. રાજકાજમાં અંધેર ચાલ્યું, અને મોગલો આવી દેશ લૂંટવા, ને જીતવા લાગ્યા. પાદશાહમાં તેમને સજા કરવા જેટલી બુદ્ધિ નહતી તેથી રૈયત બહુ હેરાન થવા લાગી. લૂંટારાઓને ધન આપી પ-

છા કાઢવા માંડયા તેમ તેમને લાલચ વધતી ગઈ, અને ભય કમી થતો ગયો, સબબ તેઓને જાસ્તી પીડવા લાગ્યા. એની પાછળ ત્રણ પાદશાહ થયા, તેઓ એનાજ જેવા નબળા હતા. એમાંના છેલ્લા હવુય–ત્સંગે વધારે ખરાબી અને વિનાશનું મૂળ રોપ્યું. ખંડણી આપી તાતાર લોકની પાસેથી શાંતિ વેચાતી લેવામાં ભારે નુકસાન થતું હતું તે મટાડવાને તેણે તેમના જેવા બહાદુર પરદેશીઓને તેમની સામા વઢવાને નોકરીમાં રાખ્યા. એ પણ મોગલ લોકની એક જાત હતી. તેમણે પોતાની કબુલાત ઠીક બજાવી પણ તેમનું કામ પૂરૂં થવાથી પાદશાહે તેમને રજા આપવા માંડી ત્યારે તેમણે ધનવાન દેશ છોડવાની સાફ ના પાડી. કેટલાક પ્રાંતો કબજે કરી બેઠા, ને પાદશાહને કેદી કર્યો. તેનો કુમાર હિમ્મતથી લઢયો પણ તેનું કાંઇ વળ્યું નહિ, અને દેશનો કેટલોક ભાગ તેમને તાબે થયો.



# ખંડ ૬ ઠો.

વિદ્યા-હુન્નર-ધર્મ-સંસારી સ્થિતિ-વેપાર-રાજ્યરીતિ-કાયદા વિગેરે.

આ જમાનામાં એટલે સને ૮૦૦થી ૧૧૦૦ સુધીમાં ભરતખંડની બીજા દેશોથી ચઢતી, વિદ્યા, કળા, ખેતિ વેપાર અને સાધારણ સુધારામાં જારી હતી. ધર્માંધ મુસલમાનોને મુકાબલે રજપૂતો તેઓના ખાસ સદ્ગુણોમાં ઉતરી ગયેલા હતા, અને માથા ઉપર મોટા શત્રુ ગાજી રહ્યા હતા, તે વારે તેઓ મૂર્ખપણે માંહોમાંહે વઢી એકએકને નબળા કરતા હતા, અને દીર્ઘદૃષ્ટિ રાખતા નહિ એ ઉઘાડું છે, તોપણ તેઓમાં એ સમે કેટલાક પ્રતાપી રાજા થયા છે. માળવાના રાજા ભોજે વિદ્વાનોને આશ્રય આપી પોતાનું નામ અમર કર્યું છે. હિંદુસ્તાનના બીજા દેશોના રાજા પણ વિદ્યાને ઉત્તેજન આપતા, પણ ભોજની કીર્તિને કોઇ પહોંચે તેવો નહતો. એની ધારાનગરીની દરબારને શોભાવનાર મહા પંડિત અને અતુલ્ય કવિ કાળીદાસ, ભવભૂતિ વગેરે હતા, તેવા બીજા કોઇ રાજાની પાસે ન હતા, અને ભરતખંડના હરકોઇ ભાગમાંથી સહાયતા લેવા આવનાર વિદ્યાવાનનો તે ઘટતો સત્કાર કરતો. સંસ્કૃત ભાષાના ભક્તોને પ્રૌઢ ભોજે બહુ હલાવ્યા, અને તે ભાષાને ઘણો આશ્રય આપ્યો. એના વખતમાં રચાયેલા બ્રાહ્મણોના ગ્રંથો ઉપરથી ને મુસલમાની તવારીખો ઉપરથી તે સમેના રાજા પ્રજાની સ્થિતિ જણાઇ શકે છે. વેપાર, હુન્નર, અને ખેતિમાં વધારો ઘટારો થયેલો જણાતો નથી. દ્રવ્ય દેશમાં પુષ્કળ હતું. કવિતાને બહુ માન હતું. પંચ મહાકાવ્ય જે હાલના સંસ્કૃતનો અભ્યાસ કરનાર બ્રાહ્મણો આરંભમાં ભણે છે તે રચનાર મહારાજા ભોજના કવિ હતા. તેમના જેવા મોટા કવીશ્વરો આજ સુધી થયા નથી, ને કદાપિ થશે પણ નહિ. ધર્મના સંબંધમાં હિંદુસ્તાનમાં મોટો ફેરફાર થયો હતો. બૌદ્ધ અને જૈનપંથનો ટંટો અને એ બેની સામે વેદધર્મી બ્રાહ્મણોની વઢવાઢ ઘણા કાળથી ચાલતી હતી, તેમાં બૌદ્ધનું પડી ભાગ્યું હતું. બૌદ્ધધર્મનું જડમૂળ હિંદુસ્તાનમાં ક્યારે થયું તે કહેવાને કાંઇ આધાર હજી મળ્યો નથી. પણ એ-

છા કાઢવા માંડ્યા તેમ તેમને લાલચ વધતી ગઈ, અને ભય કમી થતો ગયો, સબબ તેઓને જાસ્તી પીડવા લાગ્યા. એની પાછળ ત્રણ પાદશાહ થયા, તેઓ એનાજ જેવા નબળા હતા. એમાંના છેલ્લા હવુય-ત્સંગે વધારે ખરાબી અને વિનાશનું મૂળ રોપ્યું. ખંડણી આપી તાતાર લોકની પાસેથી શાંતિ વેચાતી લેવામાં ભારે નુકસાન થતું હતું તે મટાડવાને તેણે તેમના જેવા બહાદુર પરદેશીઓને તેમની સામા વઢવાને નોકરીમાં રાખ્યા. એ પણ મોગલ લોકની એક જાત હતી. તેમણે પોતાની કબુલાત ઠીક બજાવી પણ તેમનું કામ પૂરૂં થવાથી પાદશાહે તેમને રજા આપવા માંડી ત્યારે તેમણે ધનવાન દેશ છોડવાની સાફ ના પાડી. કેટલાક પ્રાંતો કબજે કરી બેઠા, ને પાદશાહને કેદી કર્યો. તેનો કુમાર હિમ્મતથી લઢ્યો પણ તેનું કાંઈ વળ્યું નહિ, અને દેશનો કેટલોક ભાગ તેમને તાબે થયો.



# ખંડ ૬ ઠ્ઠો.

વિદ્યા-હુન્નર-ધર્મ-સંસારી સ્થિતિ-વેપાર-રાજ્યરીતિ-કાયદા વિગેરે.

આ જમાનામાં એટલે સને ૮૦૦ થી ૧૧૦૦ સુધીમાં ભરતખંડની બીજા દેશોથી ચઢતી, વિદ્યા, કળા, ખેતિ વેપાર અને સાધારણ સુધારામાં જારી હતી. ધર્મોંધ મુસલમાનોને મુકાબલે રજપૂતો તેઓના ખાસ સદ્ગુણોમાં ઉતરી ગયેલા હતા, અને માથા ઉપર મોટા શત્રુ ગાજી રહ્યા હતા, તે વારે તેઓ મૂર્ખપણે માંહેમાંહે વઢી એકએકને નબળા કરતા હતા, અને દીર્ઘદૃષ્ટિ રાખતા નહિ એ ઉઘાડું છે, તોપણ તેઓમાં એ સમે કેટલાક પ્રતાપી રાજા થયા છે. માળવાના રાજા ભોજે વિદ્વાનોને આશ્રય આપી પોતાનું નામ અમર કર્યું છે. હિંદુસ્તાનના બીજા દેશોના રાજા પણ વિદ્યાને ઉત્તેજન આપતા, પણ ભોજની કીર્તિને કોઇ પહોંચે તેવો નહતો. એની ધારાનગરીની દરબારને શોભાવનાર મહા પંડિત અને અતુલ્ય કવિ કાળીદાસ, ભવભૂતિ વગેરે હતા, તેવા બીજા કોઇ રાજાની પાસે ન હતા, અને ભરતખંડના હરકોઇ ભાગમાંથી સહાયતા લેવા આવનાર વિદ્યાવાનનો તે ઘટતો સત્કાર કરતો. સંસ્કૃત ભાષાના ભક્તોને પ્રૌઢ ભોજે બહુ હલાવ્યા, અને તે ભાષાને ઘણો આશ્રય આપ્યો. એના વખતમાં રચાયેલા બ્રાહ્મણોના ગ્રંથો ઉપરથી ને મુસલમાની તવારીખો ઉપરથી તે સમેના રાજા પ્રજાની સ્થિતિ જણાઇ શકે છે. વેપાર, હુન્નર, અને ખેતિમાં વધારો ઘટારો થયેલો જણાતો નથી. દ્રવ્ય દેશમાં પુષ્કળ હતું. કવિતાને બહુ માન હતું. પંચ મહાકાવ્ય જે હાલના સંસ્કૃતનો અભ્યાસ કરનાર બ્રાહ્મણો આરંભમાં ભણે છે તે રચનાર મહારાજા ભોજના કવિ હતા. તેમના જેવા મોટા કવીશ્વરો આજ સુધી થયા નથી, ને કદાપિ થશે પણ નહિ. ધર્મના સંબંધમાં હિંદુસ્તાનમાં મોટો ફેરફાર થયો હતો. બૌદ્ધ અને જૈનપંથનો ટંટો અને એ બેની સામે વેદધર્મી બ્રાહ્મણોની વઢવાઢ ઘણા કાળથી ચાલતી હતી, તેમાં બૌદ્ધનું પડી ભાગ્યું હતું. બૌદ્ધધર્મનું જડમૂળ હિંદુસ્તાનમાં ક્યારે થયું તે કહેવાને કાંઇ આધાર હજી મળ્યો નથી. પણ એ-

ટલું કહી શકાય છે કે આ વખતે બ્રાહ્મણોની સત્તા આખા ભરતખંડના બધા રાજ્યોમાં સર્વોપરિ હતી, એટલે બધા રાજાઓ તેમના ધર્મમાં હતા, અને તે ધર્મને ઉત્તેજન આપતા હતા. જૈનધર્મ નાશ પામ્યો ન હતો, અને તે માનનારા થોડા હતા, તોપણ તેનો ફેલાવો કરવાને તથા રાજદરબારમાં દાખલ કરવાને જતીઓનો પ્રયત્ન જારી હતો. બૌદ્ધ[1] અને જૈન[2] ધર્મોને લીધે વેદ ધર્મ પણ ઘણેક દરજ્જે બદલાયો હતો. લોકના વિચાર બદલાયાથી તેમાં ફેરફાર કરવાની બ્રાહ્મણોને જરૂર પડી હતી. આ સમે વેદાંત મત દાખલ થયો, પુરાણ રચાયા, પશુનો ભોગ આપી જાગ કરવાના કર્મો વેદમાં મુખ્ય છે તે બંધ પડ્યાં અને કલીવર્જ્ય પ્રકરણ ધર્મશાસ્ત્રમાં દાખલ થયેલું એવું સંભવે છે.

ધર્માંધ આરબો જ્યાં ગયા ત્યાં તેમણે પ્રથમ ગ્રંથોનો નાશ કર્યો અને વિદ્યાને ડુબાવી એવું ગયા અધ્યાયમાં જણાવ્યું છે. આ સમે તેમનાં ચિત્ત ઠેકાણે આવ્યાથી તેઓ સરસ્વતીની સેવામાં આતુર થયા. યુરોપની પ્રજાઓમાં મૂર્ખાઇ, અને વગડાઉપણું વ્યાપી રહ્યાં, ત્યારે ત્યાંથી ત્યાંની વિદ્યાએ નાસી આવી આરબોના આશ્રયમાં વાસ કર્યો. ગાથ અને હન લોકે તેમની જીતેલી પ્રજાઓમાંના વિદ્યારૂપી દીવા હોલવી નાંખી અંધારું કર્યું,

૧. ૨. એ બે ધર્મો એકજ પક્ષની શાખાઓ જણાયછે. પશુ હિંસાદિક કેટલાક વિષયોમાં બ્રાહ્મણોમાં મતભેદ પડ્યા. પણ સેંકડો વર્ષ સુધી એ મતભેદ માત્ર વિદ્વાનોમાંજ રહ્યો. ષટ્દર્શનો થયાં, તેમાં તત્વજ્ઞાન સંબંધી એકે વિચાર રહ્યો નહિ, પરંતુ પ્રજામાં વેદ ધર્મ અને વેદની ક્રિયાઓ ચાલુ રહી ત્યાં લગી કાંઇ ગરબડ થઇ નહિ. રિષભ, કપિલ, વગેરે ઋષિઓ જુદો મત ધરાવતા અને જુદા આચાર પાળતા, પણ તેમને કોઇએ પૂછ્યું નહિ. જ્યારે તેમના અભિપ્રાયનાં માણસ વધ્યાં ત્યારે બ્રાહ્મણો ચેત્યા અને જાગૃત થઈ સામા થયા. પાર્શ્વે (પારસનાથી) નામે પુરૂષે નોખો પંથ બાંધ્યો હોય, અને મહાવીરે ઈ. સ. પહેલાં સાડી પાંચસેં વર્ષપર પાકો કરી તેનો વિસ્તાર કર્યો હોય એવું જણાય છે. મહાવીરસ્વામીનો સર્વોપરિ શિષ્ય ગૌતમ હતો. એ ગુરૂ ચેલાના મનમાં કાંઈ ફેર પડવાથી ગૌતમે જુદો પંથ ઉઠાવ્યો, અને તે એટલો પ્રબળ થયો કે મહાવીરનો જૈન માર્ગ તેની આગળ ઝાંખો પડી ઘણો કાળ લગી તેની એક ડાળી જેવો ગણાયો. ગૌતમના સ્થાપેલા પંથને બૌદ્ધ ધર્મ કહેછે. બુદ્ધિને જે, ખરૂં લાગે તે માનવું, એ ઉપરથી એ નામ પાડ્યું હશે.

આરબોએ તેમને વશ થયેલા દેશોમાં જ્ઞાનરૂપી મસાલો સળગાવી અજવાળું કર્યું. તેમની ધર્મઘેલછાઇ ઉતરી ગયાથી તેઓ ટાઢા પ-ડી પોતાના અને પારકાના ગ્રંથોનો અભ્યાસ અને રૈયતને ભણાવવાનું સ્તુ-તિયોગ્ય કામ કરવા લાગ્યા. હિંદુસ્તાન, ઇરાન, ખાલદિઆ, મિસર, ગ્રી-સ, રોમ આદિ અનેક દેશોની વિદ્યાની ખોળ કરવામાં તન, મન અ-ને ધન પુષ્કળ ખરચ્યાં. એમના સંગ્રહ કરેલા તેજનો પ્રવેશ એમની મારફતે યૂરોપમાં થયો. તેમના જે મોટાં, નાનાં, અને સારાં નઠારાં પરાક્ર-મો વર્ણવ્યાં છે તે સર્વેથી ઉત્કૃષ્ટ અને સુખદાયક કર્મોનો સંક્ષેપ હેવાલ હવે આપીએ છીએ. આરંભના મુસલમાનો કુરાન સિવાય બીજી કોઈ ખિતાબની દરકાર રાખતા નહિ. એ અભાવ કેટલાંક વર્ષોમાં જતો રહ્યો. જે કામ બીજી પ્રજાઓને કરવાને સેંકડો વર્ષ લાગ્યાં તે એણે ઘણી ટું-કી મુદતમાં કર્યું.

ઉમૈયા ઓલાદના ખાલિફાઓના વખતમાં ગ્રીસની વિદ્યાએ આર-બોના મન ઉપર પ્રથમ આકર્ષણ કર્યું, અને અબ્બાસી વંશે રળીઆમ-ણા નગર બગ્દાદના સિંહાસનને સોહાવ્યું, ત્યારથી જગત લૂટ્યાના અપ-રાધની ક્ષમા મેળવવાને તથા અબ્બાસી કુળનો મહિમા વધારવાને મુસલ-માનોએ મોટા શોભાયમાન મંદિરો બંધાવી તેમાં સરસ્વતિને પધરાવ્યાં. ખા-લિફા અલમંસુરે એક ગ્રીક હકીમની મારફતે વૈદ્યકશાસ્ત્ર દાખલ કર્યું.

હારૂન–અલ–રસીદની કીર્તિથી ભણેલા લોક અજાણ્યા નથી. એની કારકીર્દિમાં વિદ્યાનો વધારો તથા ફેલાવો આરબોમાં ઘણો થયો. વિદ્વા-નોને ઉત્તેજન આપવાને તેણે બહુ દ્રવ્ય ખરચ્યું. તેની સ્વારી પ્રાંતોમાં જતી ત્યાં પણ સો પંડિતોને જોડે રાખતો. તેણે દરેક મસ્જિદ (મસીદ) ને લગતી એક એક નિશાળ સ્થાપવાનો કાયદો કર્યો અને ચલાવ્યો. મુ-સલમાની મઝબના વહેમને જીતી તેણે પરધર્મી વિદ્વાનો પાસેથી પણ જ્ઞા-ન લીધું અને તેમને આશ્રય દીધો. તેના કેળવણીખાતાનો એટલે નિ-શાળો અને પાઠશાળાઓનો ડિરેક્ટર એટલે ઉપરી જોન ઇબ્નિમેસ્સ્યુ ના-મે ખ્રિસ્તિ હતો. પ્રતાપી હારૂનની ઉદારતાની નકલ તેની પછી ખાલિફા-ઓએ કરી, તેથી ટૂંકી મુદતમાં આખા વિશાળ રાજ્યમાં ભણતરનો પ્ર-સાર થયો.

આ રૂડા કામમાં હારૂન–અલ–રસીદનો પુત્ર અલ–મામૈંએ વધારે નામના કરી. નાનપણથી વિદ્યાભ્યાસે ખૂબ લાગી આપથી તે સવાઈ નીકળ્યો. એની જોડે બીજા કોઇ ખાલિફાને સરખાવાય તેવું નથી. પિતાની હયાતીમાં પણ તેના સોબતીઓ કોણ હતા ? ગ્રીક, ઇરાની, અને ખાલ્દિઅન કવિઓ, ખગોળવેત્તા અને બીજા પંડિતોની વચમાં તે હમેશ બીરાજતો, અને ખોરાસાનનો તેને હાકેમ નીમ્યો ત્યારે તે સર્વેને હારે લેઇ ત્યાં ગયો. રાજ્યાસન મળ્યા પછી એ કામમાં તેની હોંસ તેટલીજ રહી. દેશ દેશના જુદા જુદા ધર્મ પાળનારા, અને જુદી ભાષાઓ બોલનારા વિદ્વાનોથી તેનું દરબાર ભરપૂર હતું. રણસંગ્રામમાં હરીફોને હરાવી લૂંટ અને ખંડણી મેળવતો, તેમાં પણ વિદ્વાનોને ભૂલતો નહિ. શત્રુની જોડે સલાહ કરવાની પહેલી શરત એ કે તેના ગ્રંથો આપે. તેના સુબેદારો અને એલચીઓને પણ ગ્રંથ મેળવવાની હમેશ તાકીદ આપતો. એ ગ્રંથોના આરબી જબાનમાં ભાષાંતર કરાવી તે પ્રગટ કરતો કે તેની રૈયત તેઓનો લાભ લેઇ શકે.

ખાલિફા વાથેક પણ વિદ્યાનો મુરબ્બી અને જાતે કવિ તથા જોશી હતો. તેના છેલ્લા મંદવાડમાં દરબારના મુખ્ય જોશી હસ્સન ઇબ્ન–સુહલ તથા બીજા પ્રખ્યાત જોશીઓની સભા ભરી તેણે પોતાની જન્મોતરી, વર્ષફળ વગેરે દેખાડ્યાં અને સભાએ અભિપ્રાય આપ્યો કે તે હવે પછી પચાસ વર્ષ રાજ્ય કરવાને જીવશે. એ ભવિષ્ય વુર્ત્યા કેડે ખાલિફાનું મરણ દસમે દિવસે થયું, અને જોશીઓની આબરૂ ગઇ. અબ્બાસી ખાલિફાઓની રાજસત્તા છેક કમી થઈ ગયા પછી પણ તેમણે સરસ્વતીની ભક્તિ છોડી નહિ. આ સંબંધની કીર્તિ મેળવવામાં ખાલિફ મુસ્તાન્સર એ કુળમાં છેલ્લો હતો. એણે બગ્દાદમાં નવી મદ્રેસા એટલે પાઠશાળાને માટે અતિ વિશાળ અને બહુ શોભાયમાન મકાન બંધાવ્યું. એ પાઠશાળા તેને નામે ઓળખાતી હતી. એના ખરચને માટે પુષ્કળ જાગીરો તેણે બક્ષી. એના જેટલા વિદ્યાર્થીઓ કોઇ મુસલમાન મદ્રેસામાં નહોતા. સુની પંથના ચાર ભેદ છે તેમાંના દરેકને સારૂ જુદો ગુરૂ હતો. શિક્ષકોને માસિક પગાર અને ખાનપાન વગેરે તમામ ખરચ સરકારથી મળતો. વિદ્યાર્થીઓને ખાવા–પીવાને ખરચ પણ સરકારથી મળતો. તેમને નહાવાને હમામખાનાં કરાવ્યાં હતાં, અને તેમની

તનદુરસ્તી સંભાળવાને હકીમ દરબારે રાખ્યો હતો. મુસલમાની પ્રજાઓના મુખ્ય ઇમામ અને ખાલિફાઓની આવી સ્તુતિ કરવાને તેમની વર્તણુકનો દાખલો લેઇ તેમના ઉમરાવો, વજીરો, હાકેમો, અને સ્વતંત્ર થયેલા ખાલિફાઓ તથા સુલતાનો ચાલતા, તેથી હજારો છોકરા વિદ્યાભ્યાસ કરી શકતા, અને સેંકડો પંડિતો, અનેક વિષયો ઉપર ગ્રંથો રચનારા, ખગોળવેત્તાઓ, જોશીઓ, ઇતિહાસકારો, ગવૈયા, કવિઓ વગેરેને આશ્રય મળતો. બસરા, કુફા, દમાસ્ક, આલેપ્પો, ઇસ્ફહાન, બલ્ખ, બોખારા, ગિજની, વગેરે એશિઆનાં શહેરો અને આફ્રિકાનાં નગરો વિદ્યાભ્યાસ અને ગ્રંથોની ઉત્પત્તિને માટે વિખ્યાત થયાં. સ્પેનનાં કાર્ડોવા, સેવિલ, ગ્રાનાડાદિક નગરોમાં મોટી મોટી પાઠશાળાઓ, પુસ્તકના ભંડારો, અને નિશાળોની સ્થાપના થઇ. તે બીજાઓથી વધારે વાર ટકી. સ્પેનની મદ્રેસાઓને માર્ગે ઘણીક વિદ્યા યૂરોપમાં પેઠી. અમે દિલગીર છીએ કે જગાની ભીડના કારણે એ નિશાળો, પાઠશાળાઓ, પુસ્તકશાળાઓ, વગેરેના વહિવટના નિયમ, તેમાં શીખવાતા વિષયો, વગેરેના મનોરંજક હેવાલ આ ઠેકાણે દાખલ કરી શકતા નથી. આરબોમાં કઇ કઇ વિદ્યાઓ ચાલતી હતી, તેઓને કઇ વધારે પસંદ હતી, કઇમાં તેમણે વધારો કર્યો અને શો વધારો કર્યો, કિયા હુનરો, નવી બનાવટો, વગેરે તેમનામાં ઉત્પન્ન થયાં, તેમના મહા વિદ્વાનોનાં નામ, ચરિત્ર, અને પુસ્તકો, એ સર્વેનું બોધકારક વર્ણન એજ કારણથી મૂકી દેવું પડે છે.

ઇરાની એટલે ફારસી ભાષામાં પ્રખ્યાત વીરરસ કાવ્ય નામે "શાહનામું" રચનાર મોટો શાએર ફરદુસી હતો. ઇલમના પોશીંદા નામિચા સુલતાન મહમુદ ગિજનવીના આશ્રય તળે એ મહાકવિએ તે ગ્રંથ રચ્યો હતો. પારસી રાજ્યના ખંડિએર તળે દબાઇ ગયેલો ફારસી ઇલમ વિદ્વાન ખાલિફા અને સખી સુલતાનોની મદદથી ઉપર નીકળી પુનઃ પ્રકાશવા માંડયો. સ્વદેશીઓને બોધ અને રંજન કરવાને તવારીખ લખનારા, વારતા રચનારા, અને કવિઓ આ સમે પાછા પ્રગટ થવા લાગ્યા.

બીજાઓથી વધારે સુધરેલી એશિઆખંડની ત્રણ મોટી પ્રજાઓ (હિંદુ, ઇરાની, અને આરબ) થી તથા દુનિઆની સઘળી પ્રજાઓથી ચીનાઓ અસલથી આજ સુધી અતડા રહ્યા છે. તેમના હુનરની ચીજો

વેપારીઓ લાવેછે, તેથી તેમની કારીગરી આપણે જોઇએ છીએ, પણ તેમની વિદ્યાના ગ્રંથો જોવામાં આવતા નથી. તેઓ સદરહુ પ્રજાઓથી એ બાબતમાં ઉતરતા નથી, કદાપિ ચઢીઆતા હશે. તેઓ પોતાને થિસિંગજીન (થિસિંગના માણસ) કહેછે. પોતાના શહેનશાહને તેઓ તીનતસયે એટલે સ્વર્ગપુત્ર કહેછે, તે ઉપરથી તેમનું રાજ્ય સ્વર્ગરાજ્ય નામે પણ ઓળખાયછે. રાજ્યવ્યવસ્થા, લોકની રીતભાત, પહેરવેશાદિકમાં ત્યાં ક્વચિતજ ફેરફાર થાયછે. જૂની વાતને વળગી રહેવામાં ચીના જેવા દૃઢ છે, તેવા બીજા કોઇ નથી, હિંદુઓ પણ તેમનાથી ઉતરે. તેઓ તેમના રાજેંદ્રને પિતા ગણેછે, એટલે જેમ બાપનો તેના બાળક છોકરાં ઉપર જેટલો અધિકાર છે તેટલો ચીનમાં રાજાનો રૈયત ઉપર છે. પરંતુ વાસ્તવિક જોતાં તેનો અધિકાર પરાપૂર્વના રીવાજ, દસ્તુર, શિષ્ટાચાર વગેરેથી બંધાયલો છે, તેથી તે સંપૂર્ણ, સ્વેચ્છિક, કોઇથી પૂછી શકાય નહિ તેવો છે, તથાપિ ખરૂં જોઇએ તો ઘણુંકરીને રાજા ધારાથી ઉલટો વર્તી શકતો નથી. ચીનાઇ કાયદાનું ધોરણ એકસરખું છે. તેમના ફોજદારી કાયદામાં શરીરને માર મારવાની સજા અતિ સખ્ત અને ભારે છે. બંડ કરનારને માટે બહુજ કઠણ શિક્ષા છે. એ મૂલકમાં પોલીસનો બંદોબસ્ત સારો છે. નીચલા વર્ગના લોકમાં જુગાર ટેવ બહુ ચાલેછે અને તેમની હાલત ઘણી માઠી છે. સ્ત્રીજાત હલકી જાતના પ્રાણીમાં ગણાયછે, અને છોડીઓને પરણાવામાં માબાપ પૈસા ખાવા લેછે. ચીના લોકમાં કેળવણીનો પ્રસાર ઘણો છે, અને ભણવાનો ખરચ એટલો થોડો છે કે ઘણુંકરીને બધા વર્ગના લોક વાંચતા લખતાં શીખી શકેછે. સરકારી હરેક દરજ્જાની નોકરી વગ, ધન, કે સિફારસથી નહિ પણ પરીક્ષાના પરિણામ મુજબ આપવામાં આવેછે, અને અધિકાર, પદવી, આબરૂ, અને મોટાઈ એ સર્વ વિદ્યાભ્યાસ અને સરકારી નોકરી ઉપર આધાર રાખેછે. બાયડીઓને ભણાવેછે તેમાં મુખ્ય શીખામણ એ છે કે સ્વામીને આધીન રહી તેની આજ્ઞા માનવી અને સેવા કરવી. એમનો મુખ્ય ખોરાક અન્નાદિક વનસ્પતિ છે. તથાપ તેઓ બૌદ્ધધર્મી છતાં માંસાહારી છે અને માણસજાત મૂકી દેતાં બાકીનાં સઘળાં પ્રાણી તેમને ખપેછે.

યૂરોપમાં આ સમે વહેમ અને અંધકાર વ્યાપી રહ્યો હતો. એશિઆને અને આફ્રિકાને મુકાબલે એ ખંડ સુધારામાં આ વેળા પછાડી હ-

તો. રાજેંદ્ર શાર્લમાને પોતાના રાજ્યની શાળાઓને સારૂ આરબી પુસ્તકોનાં ભાષાન્તર લાતિન બોલીમાં કરાવ્યાં. ઇંગ્લાંડમાં આક્સફર્ડ, અને કેમ્બ્રિજ નામે બે પાઠશાળાની સ્થાપના આ જમાનામાં થઇ. યૂરોપના કોઇ કોઇ પુરૂષો સ્પેનમાં આરબોની વિદ્યા શીખવા જવા લાગ્યા. પોપ બીજો સિલવેસ્તર સને ૯૯૯ માં ધર્માસને હતો, તેણે પૂર્વે સ્પેનમાં જઇ આરબી મદ્રેસામાં વિદ્યાભ્યાસ કર્યો હતો અને તેનો લાભ સ્વધર્મીઓને આપવાને તેણે એક શાળા ઇતાલિમાં અને બીજી ફ્રાંસમાં સ્થાપી. ગ્રીકની વૈદકવિદ્યા, બ્રાહ્મણોનું અંકગણિત તથા બીજગણિત, ઇરાન, હિંદુસ્તાન, અને ચીનની રેશમી અને સુતરાઉ કાપડ બનાવવાની કળા તથા રૂ અને સણના કાગળ કરવા વગેરેના હુનરો આરબોએ સ્પેનમાં દાખલ કર્યા, ને લોકકળામાં ઘડિઆળ વગેરે અનેક કળા અને સુધારા તેમણે સ્પેનમાં આણ્યા. તે યૂરોપમાં ધીમે ધીમે પ્રસરવા લાગ્યા, તથાપિ અજ્ઞાનપણાનું પ્રબળ એટલું હતું કે તેઓ બસેં વર્ષ સુધી ઘણી મંદ અવસ્થામાં રહ્યા.

**ખ્રિસ્તિ ધર્મના મૂળતત્વોનું વર્ણન**—એ ધર્મ સમાજનો વહીવટ કરવાને ગામેંગામ, અને શહેરોમાં મહોલ્લે મહોલ્લે મુલ્લાં એટલે ધર્મગુરૂ, પ્રીસ્ટ કે કલર્જિ, અને મુલ્લાના કામની મદદ કરનારા ઉપરી મુલ્લા એટલે બિશપ, અને બિશપના ઉપર આર્ચ બિશપ રાખવાનો રીવાજ એ ધર્મના પ્રસારની જોડે પડ્યો. આપણા દેશમાં હોરા (જેમનો મુખ્ય મુલ્લાજી સૂરતમાં રહેછે તે)ના ધર્મગુરૂઓની પદ્ધતિને આ ઘણીક વાતે મળતી છે. જેટલી મુલ્લાંજીની સત્તા હોરા ઉપર છે તેટલીજ તે કાળે ખ્રિસ્તિગુરૂઓની ખ્રિસ્તિઓ ઉપર હતી, અને આગળ તેમાં ઘણોજ વધારો થયો. એ ગુરૂઓને મદદ કરવાને વળી સાધુઓ પણ હતા. વખતે વખતે બિશપો અને આર્ચ બિશપોની સભા ક્રિયાકાંડ આચાર વગેરેના વાંધા ચૂકવવાને તથા નિયમો બાંધવાને મળતી, અને તેના ઠરાવ સર્વોપરિ ગણી બધા માનતા. ખ્રિસ્તિ રાજ્યના પૂર્વ અને પશ્ચિમ એવા બે ભાગ થયાથી બે મુખ્ય આર્ચ બિશપ થયા. એક કાન્સ્તાંતિનોપલમાં રહેતો તે પેત્રિઆર્ક કહેવાતો, અને બીજો રૂમમાં રહેતો તે પોપ કહેવાતો. પણ મૂળમાં એ એની સત્તા બીજા દેશોના ધર્મગુરૂઓ, લોક કે રાજાઓ ઉપર નહતી. રાજબળે ધર્મ

ફેલાવવો, જુદા મત અને પંથ ઉઠાવનારને સજા કરવી, રૈયતને વશ રાખવા વગેરે કારણોને માટે રાજકર્ત્તાઓએ ગુરૂઓને અમલ આપ્યો. લોકને કબ્જામાં રાખવાને, નવા થયેલા ખ્રિસ્તિઓનું મન મનાવવાને, અને પ્રજાનું ધન હરણ કરવાને, ગુરૂઓએ અને વેરાગીઓએ મૂર્ખ લોકમાં મૂર્તિપૂજા અને બીજા અનેક તરેહના વહેમ દાખલ કર્યા. મુસલમાનોને મૂર્તિપૂજા ઉપર બહુ તિરસ્કાર છે. તેમના હૂમલાથી પૂર્વરાજ્યના કેટલાક ખ્રિસ્તિઓ ઉપર એ સંબંધી અસર થયાથી તેઓમાં મૂર્તિપુજક અને મૂર્તિભંજક એવા બે ભેદ પડ્યા. કેટલાક પાદશાહોએ અને ઘણાક બિશપોએ એટલે આચાર્યોએ મૂર્તિભંજક એવા બે ભેદ પાડ્યા. કેટલાક પાદશાહોએ અને ઘણાક બિશપોએ એટલે આચાર્યોએ મૂર્તિભંજક મત સ્વીકાર્યો, ને ઇ. સ. ૭૫૪માં ૩૩૮ બિશપોએ સભામાં મળી ઠરાવ કર્યો કે મૂર્તિપૂજા ઇસા ધર્મથી વિરૂદ્ધ છે. એક પછી એક લાગટ છ રાજેંદ્રોએ તે ઠરાવ રાજબળે અમલમાં લાવવાને મહેનત કરી તે સઘળી વ્યર્થ ગઇ, તથા રોમ શહેર અને ઇતાલિ દેશમાંથી પૂર્વરાજ્યની સત્તા એ ટંટાને લીધે નીકળી ગઇ.

પશ્ચિમ યૂરોપના મૂર્ખ લોક મૂર્તિ પૂજવામાં ઘણા દૃઢ હોઇ રોમના પોપની સરદારી તળે રાજેંદ્ર લેઓની સામા થયા, અને રોમમાં પોપની રાજસત્તાનો પાયો એથી નંખાયો. પોપ બીજા ગ્રેગરિએ લામ્બર્ડ લોકની મદદથી રોમનગર અને આસપાસના પરગણાને ગ્રીક રાજ્યથી છૂટાં પાડ્યાં. લાતિન લોકને ગ્રીક રાજાનું ઉપરિપણું ગમતું નહિ તેથી આ કામને ટેકો સારો મળ્યો. થોડા વખતમાં પોપને જણાયું કે ગ્રીક રાજાથી લામ્બર્ડ રાજા વધારે પીડાકારી છે. ફ્રાંકરાજા પેપિનની સહાયતાથી તેમણે લામ્બર્ડને ખસેડ્યા, અને રોમના ઠાકોર થયા. એ રીતે ધર્મસત્તાની જોડે રાજ્યસત્તા પામ્યા. આ આશ્રયનો પાડ વાળવાને તેમણે અભિપ્રાય આપ્યો કે રાંકડા અને નામના ચિલપરિકને પદભ્રષ્ટ કરીને પેપિન રાજ્યાસને ચઢે તેમાં ધર્મવિરૂદ્ધ કાંઇ નથી. પછી જ્યુ લોકની જૂની ક્રિયા ખોળી કાઢી તે પ્રમાણે પેપિનને તથા પછી શાર્લેમાનને રાજ્યાભિષેક કર્યો. એથી ગુરૂ અને રાજા બંનેને લાભ થયો. ગુરૂને ઠકરાઇ અને જાગીરો મળી, અને ફ્રાંક પ્રજામાં રાજા નીમવાનો વારો હતો તે મટી પેપિનના ખાનદાનને વંશપરંપરા વારસા દાખલ રાજપાટ મળ્યાં. એમાં બીજાથી

પહેલાને વધારે ફાયદો હતો. જો પોપ રાજ આપી શકે તો લેઈ પણ શકે. જે મૂલક પોપને ફ્રાંક રાજાએ મેળવી આપ્યો તે ઉપર તેમનો (પોપનો) જૂનો દાવો છે એવું દેખાડવાને તેમણે એવી મતલબનો જૂઠો બનાવટનો દસ્તાવેજ બનાવ્યો કે તે જાણે રાજેંદ્ર ૧લા કાન્સતાઇનનો લખી આપેલો હોય અને તે શહેનશાહે રોમ, ઇતાલિ અને પશ્ચિમ રાજ્ય સેંટપીતર અને તેને પાટે બેસનારાને બક્ષિસ આપેલું હોય. શાર્લમાનને પોપ લેઓએ પશ્ચિમ રાજ્યના અધિપતિ અને રાજેંદ્રનો ઇલકાબ આપ્યો અને રાજ્ય સંબંધી તેને આધીન થયો. શાર્લમાને તેને પોતાના બધા રાજ્યનો એટલે ફ્રાન્સ, ઇતાલિ, અને જર્મનિનો મુખ્ય ગુરૂ માન્યો તેથી એ દેશો અને પાછળથી યૂરોપના બીજા દેશોના ધર્મગુરૂઓનો તે (પોપ) ઉપરી થયો. શાર્લમાનની પછી તેનો પુત્ર લુઇસ દેબોનેર રાજ્યનો ભાર ઝીલી શક્યો નહિ તેથી પોપનું તથા તાલુકાદારોનું બળ વધ્યું, અને દેબોનેરના મરણ પછી તેના પુત્રો અને પ્રપૌત્રો વઢી કમજોર પડ્યા, અને પ્રજાએ દુઃખ પામી કાયર થયાથી પોપનું સર્વોપરિપણું ખુશીથી કબુલ રાખ્યું અને કુસંપી શાહજાદાઓને પણ તેમ કરવું પડ્યું. પોપની સત્તાને ગુરૂવર્ગે ટેકો આપ્યો કેમકે તેથી તેઓનેજ ફાયદો થયો. આચાર્યો અને રાજાઓ ઉપર મૂકાયેલા આરોપના જવાબ દેવાને પોપની હજૂરમાં હાજર થવાના હૂકમ થતા અને ઇન્સાફ થયેથી બહાલી બરતરફી દંડનો ઠરાવ પોપ કરતા. પોપની જગા ખાલી પડતી ત્યારે રાજાધિરાજને પૂછ્યા વિના પાદરીઓ નવો પોપ નીમતા. દૂરના દેશો ઉપર પોપનો અધિકાર વધ્યો તે વારે પાસેના ઠાકોરો તેમને પોતાને તાબે રાખતા, નવો પોપ નીમતી વેળા અંધેર અને મારામારી ચાલતાં. પોપ અતિ દુર્ગુણી અને વિષયી થવા લાગ્યા. એથી તેમની ગાદીનું માન ઘટ્યું અને રાજેંદ્ર ઓથોએ સર્વોપરિપણું છીનવી લેઇ તેમને પોતાને આધીન કર્યા.

કેટલાંક વર્ષ ગયા પછી પાછું ચક્કર ફર્યું. પોપની ગાદીએ સદાચરણી,

ડાહ્યા અને પરાક્રમી પુરૂષો બેસવા લાગ્યા, અને શહેનશાહ નબળા મનના થયા તેથી ધર્મગુરૂઓનું જોર વળી વધ્યું. એવામાં હિલ્દેબ્રાંદ નામે મોટા પ્રતાપી પુરૂષના હાથમાં ધર્મદંડ આવ્યો. તેના માતપિતા રંક હતા. તે હલકો, સાધારણ સાધુ થઇ ગુરૂવર્ગમાં પેઠો, તથા વિદ્યાભ્યાસ કરી પોતાના બુદ્ધિબળે કરીને સર્વોત્કૃષ્ટ પદવી પામ્યો, અને યૂરોપને સુમાર્ગે ચઢાવનાર નિયન્તા થયો.



# ખંડ ૭ મો.

**હિલ્દેબ્રાંદનો વિચાર અને પરાક્રમ—૭મા ગ્રેગરીને નામે પોપ થયા પછી તેનાં કૃત્યો—રાજ્યસત્તા અને ગુરૂસત્તા વચ્ચે ઝગડો.**

તાલુકદારો અને મુખ્ય રાજાઓના જૂલમથી લોક બેજાર હતા તેથી તેમને આશ્રયે પોપની મોટાઇ તરી. રૈયતને ગૂલામગીરીમાંથી છૂટવાનો અને મોટે દરજ્જે ચઢવાનો માર્ગ ધર્મસમાજ હતી, બીજો રસ્તો રહ્યો નહતો. સાધુ કે ઉપદેશક હરેક વર્ગનો આદમી થઇ શકતો હતો, અને તે ગુરૂવર્ગમાં પેઠો કે પછી ઠાકોર કે રાજા તરફના બધા સંતાપ ટળતા. આપણામાં કંહેણી છે કે "ટોપી ઘાલે ત્રણ ગુણ, નહિ વેરો નહિ વેઠ, બાવો બાવો સહુ કહે ને સુખે ભરે પેટ" એ આ વેળા યૂરોપના સાધારણ લોકને લાગુ પડેછે. એ લોકને પોતાની તરફ ચતુર પોપ લેઇ શકે એવું હિલ્દેબ્રાંદના ધ્યાનમાં ઊતર્યું. રાજાથી તે છેક ખેડૂત કે મજૂર સુધી પહોંચી વળે એવા અનેક પદવીના ધર્મગુરૂ અને વેરાગીઓ આખા ખંડમાં પ્રસરેલા હતા અને તે સર્વે પોપના હૂકમમાં આવી શકે તેવું હતું. એ વર્ગ સિવાય બીજા બધામાંથી વિદ્યા લોપાઇ હતી. રાજા, રાણા અને ઠાકોરોને પોતાનું નામ લખતાં આવડવાના વાંધા હતા, અને જેને તે લખતાં આવડતું હોય તેને ભૂત કે ડાકેણ વળગે નહિ અને જાદુ તેના ઉપર ચાલે નહિ એવું ગણાતું હતું. લોભી, બુદ્ધિવાન, અને મહેનતુ બાવાને મોટે દરજ્જે ચઢવાને પુષ્કળ વગ હતો, તેથી તેઓ અમીર ઉમરાવ અને રાજાની બરોબરીઆ થઇ શકતા. પ્રથમ સંસાર ત્યાગ કર્યો અને દેહદમન, નિર્લોભ તથા બીજા સદાચાર દેખાડ્યા તો પછી જે જોઇએ તે મળતું. ધર્મગુરૂઓને પરણવાની રજા ન હતી, અને કુટુંબીથી જુદા પડવું પડતું. એવા સંસાર તજનાર ગુરૂઓ અને તપ કરનાર વેરાગીઓથી લોક ડરે છે અને જો તેઓ સદાચરણી હોય તો તેમને માન આપી વશ પણ રહેછે. માટે હિલ્દેબ્રાંદે પ્રથમ એ વર્ગમાંથી અનીતિનો

બિગાડ કાઢવાની તથા તે સઘળાને પોપના હૂકમમાં લાવવાની કોશિષ કરી, તેમાં તે ફતેહ પામ્યો. પછી રાજાઓને નમાવવા પાછળ મંડ્યો.

ઉદ્યોગ, ચતુરાઇ અને ચપળતા વડે તે મોટી પદવીએ પહોંચ્યો, અને કેટલાક પોપના કારભારી દાખલ એમાંનું ઘણુંક તેણે કર્યું. પોપના રાજ્યનો વિસ્તાર કરવો, અને જર્મનિના રાજાધિરાજનું ઉપરીપણું કાઢી નાંખી તેનાંથી સ્વતંત્ર અને તેના ઉપરી પોપને બનાવવા. એ મતલબ ભણી તેના કારભારનું વલણ હતું. ફ્રાંકોનિઆ ખાનદાનના રાજેંદ્રોની સામા થવામાં જર્મનિમાં એક જોરાવર પક્ષ હતો તે, ઇતાલિનાં ઉત્તર ભાગની કાઉન્ટેસ (ઠકરાણી) માતિલ્દા, અને તે દેશના દક્ષિણ ભાગના ધણી નાર્મેનો એ ત્રણની મદદ પોપને હતી. પોપ અને નાર્મેનો વચ્ચે સ્વામી-સેવકનો સંબંધ હતો. સને ૧૦૪૫ માં પોપ ૬ ઠ્ઠો ગ્રેગરિ થયો, તેના વખતથી પોપના દરબારમાં દાખલ થયા પછી હિલ્દેબ્રાંદે રોમ અને આસપાસના પરગણાઓના ધર્મગુરૂઓની સભામાં ઠરાવ કરાવ્યો કે પોપનું આસન ખાલી પડેથી પરગણાના આચાર્યો મળી નવો પોપ નીમે અને તે નિમનોકને રોમ શહેરના આચાર્યો અને લોક બહાલ રાખે તો તે મંજૂરીને સારૂ રાજાધિરાજ પાસે મોકલવી. એ રીત પહેલે પગથીએ ચઢ્યા કેડે નિકલસનું મરણ થયાથી રાજેંદ્રની મંજૂરી માગ્યા વગર બીજા આલેકઝાંડરને પાદરીઓ તથા રોમના લોકની કને પોપ નીમાવ્યો. એ પોપ નામનો હતો. કુલ કરતા હરતા હિલ્દેબ્રાંદ હતો. ઇતાલિ, નાર્વે, દેન્માર્ક, બોહિમિઆ, ઇંગ્લાંડ વગેરે ઘણાક દેશોની લગામ એના હાથમાં હતી. જર્મનિના ૪ થા હેન્રિ શહેનશાહની બાલ્યાવસ્થામાં તેનું ખૂબ ફાવી ગયું હતું. વળી તે ઉમરે પહોંચ્યો ત્યારે વિષયી અને બેકાયદે ચાલનાર નીકળ્યો. તેથી જર્મનિમાં પણ તેને ઘણા દુશ્મન હતા. જર્મનિમાં આચાર્યો અને ધર્મોપદેશકો નીમવાનો ધર્મ, વેરો ઉઘરાવવાનો અધિકાર રાજેંદ્રને કે બીજા કોઈ રાજાને નથી પણ પોપને છે, અને પોપે બરતરફ કરેલા કે ધિક્કારેલા ગુરૂઓને રાજ્યકર્ત્તાએ આશ્રય ન આપવો એ સંબંધી વાંધો તેણે ઉઠાવ્યો. પરંતુ તેનો છેડો આવતાં પહેલાં આલેકઝાંડરનું મરણ થયું, અને તેને ઠેકાણે હિલ્દેબ્રાંદ નીમાયો. આપની મંજુરી આવતાં સુધી એ મોટો ઓદ્દો સ્વીકારવાને હું ખુશી નથી એવું તેણે રાજેંદ્રને લખ્યું અને હેન્રિએ ભોળવાઇને તે મંજૂરી આપી. એ પ્રમાણે

પોતાના અધિકારનો પાયો પાકો અને બિનતકરારી કરીને તે પોતાના મહાન્ હેતુઓ પાર પાડવા પછવાડે અતિ દૃઢ પણે મંડયો: ધર્મસમાજને રાજાઓ અને તાલુકદારોથી સ્વતંત્ર કરવાના તથા સર્વે ધર્મગુરૂઓ અને સાધુઓ એકસંપ થાય અને પોપની આજ્ઞા પાળે એવું કરવાના ઉપાય કર્યા. એ પાર પાડવાનાં તેને બે સાધન સૂઝયાં. એક ગુરૂઓને કુંવારા રાખવા, અને બીજું આચાર્યોની નીમનુક પોપ કરે. તેની ધારણા એવી હતી કે ગુરૂઓ બ્રહ્મચર્ય પાળવાથી બૈરાં છોકરાં અને સંસારની જંજાળમાંથી છૂટા રહેશે અને એમ સંસારની લલુતા, માયા, અને ચિંતામાં તેમનું મન નહિ રોકાયાથી તેઓ ઉપદેશ વગેરે ધર્મગુરૂના કર્મો ઉપર તેમનું બધું ધ્યાન લગાડશે. વળી સ્વાર્થ વગેરે બંધનોથી મુક્ત રહ્યાથી તેમની ધર્મસમાજ અને પોતાના સર્વોપરિ પોપના ઉપર પૂર્ણ આસ્થા રહેશે. એ ત્રણેનો હેતુ એક થશે, એક દેશના ગુરૂને બીજે દેશ મોકલી સકાશે, અને તેથી સગાંવહાલાં તથા રાજા જોડેનો તેમનો સંબંધ તૂટશે.

આચાર્યોની જગાએ નિમનોક કરવાનો અધિકાર પોપના હાથમાં રાખવાની એક મતલબ એ કે તે બધા તેના નોકર થાય. તેમની બહાલી બરતરફી પૃથ્વીપતિઓને હાથ રહેવાથી તેઓ પોપને આધીન રહે નહિ, કેમકે તેમને પોપની ગરજ કે પોપનો ભય રહ્યો નહિ. વળી બીજું કારણ એ હતું કે ગુરૂઓ લાટિન ભાષા તથા ધર્મશાસ્ત્રો ભણેલા જોઇએ, પરંતુ રાજાઓ એવી અવસ્થામાં હતા કે તેમને આ વાતની સમજ હતી, અને શાંત સદ્‌ગુણો તેમનામાં નહતા. વિષયી તથા લુચ્ચા આદમીઓને તેઓ એ યોદ્ધા ઉપર રાખતા; શૂરા જોદ્ધાને કે હરકોઇ બીજાને ગુરૂના કામને ખપના ગુણ અને યોગ્યતા વગરનાને આચાર્ય નીમતા અને તેથી અધર્મની વૃદ્ધિ થતી આ બાબતમાં સુધારો કરવાને ગ્રેગરિએ મહેનત કરી તેને માટે તેને માન ઘટે છે, કેમકે તેથી યૂરોપમાં દુષ્ટતા અને જંગલીપણું ઓછાં થયાં, તથા નિર્બળ અને અનાથનું રક્ષણ થયું.

તેણે બિશપોની એટલે આચાર્યોની સભા રોમનગરમાં મેળવી નીચલા કાયદા બાંધ્યા.

१. જે ગુરૂવર્ગમાં નહિ હોય તેને હાથે હરકોઇ ધર્મગુરૂપદવી સ્વીકારવાને

તથા તે આપનાર કોઇ પણ ગૃહસ્થને ધર્મબહિષ્કૃત કરવામાં આવશે.

૨. ધર્મગુરૂપદવીની નિમણુકો કરવાની મસલત જે આચાર્યો તથા ઉમરાવો રાજેંદ્રને આપે તેમને એવીજ જાતિ બહાર મૂકવાની શિક્ષા કરવી.

૩. સઘળા પરણેલા ધર્મગુરૂઓએ તેમની સ્ત્રીઓ કાઢી મુકવી; જે નહિ કાઢે તેને પદભ્રષ્ટ કરવો.

એ ઠરાવો ગ્રેગરિએ પંડે મીઠાસ અને ચતુરાઇ ભરેલા પત્રોવડે યૂરોપના રાજાઓને જણાવ્યા. વયે પહોંચેલા પુત્રને માયાળુ પિતા મધુર વચને શીખામણ દેતો હોય તેવા બોલમાં બોધ કરી એ પત્રોમાં ગુરૂમંડળ અને તેના નિયન્તા રોમના પોપનું સર્વોપરીપણું, સાલસાઇ અને નમ્રતાપૂર્વક એવી યુક્તિએ સૂચવ્યું છે કે અસાવધ માણસો ભોળવાઈ તે સ્વીકારે. એ કાગળો એની અતિ કાબિલયતની યાદગારી રાખનારા છે.

રાજેંદ્ર ૪ થો હેન્રિ હવે ચેત્યો કે આ પોપ મને મારી પાડવાનો, અને જે નવી સત્તા એ સ્થાપવા માગે છે તેને અટકાવીશ નહિ તો મારી ગાદીનું માન ઘટશે. ઈતાલિના નાર્મનો જોડે પોપને અણબનાવ થયો તેમની જોડે હેન્રિએ અરસપરસ કુમક આપવાના છાના કરાર કર્યા. એ દરમિયાન કેટલાક ઉમરાવોએ રોમમાં બંડ ઉઠાવી ગ્રેગરિને પરહેજ કર્યો પણ શહેરના લોક તેની મદદે ધાયા અને તેને કેદમાંથી મોકળો કર્યો. એ પછી રોમમાંઆચાર્યમંડળીની હજૂરમાં હાજર થઇ કેટલાક આરોપના જવાબ દેવાને પોપે રાજેંદ્રના ઉપર સમન કર્યો. બહિષ્કૃત આચાર્યોનું રક્ષણ કર્યાના તથા પોપની મંજૂરી વિના ધર્મગુરૂઓ નીમ્યાના એ તહોમત હતાં. જર્મનમાં બળવાખોરોની મદદ પોપને હતી, પરંતુ એ અપમાનથી ક્રોધાયમાન થયેલા મહારાજા હેન્રિને બંડખોર સાકસન લોક ઉપર એ અરસામાં ફતેહ મળવાથી તેણે જગતગુરૂ અને સર્વોપરિ થવાનો દાવો કરનારની સામા થવાનો નિશ્ચય કર્યો. પોતાના પક્ષના રાજા રાણા અને આચાર્યોની સભા વર્ગ્સ નગરમાં કરી, અને પોપ ગ્રેગરિ ઉપર ગુરૂની જગ્યા વેચતો હોય તેમ પૈસા લેઇને આપવાનું, ખૂન કરવાનું, તથા નાસ્તિકપણાનું, એ ત્રણ

તોહોમતો ચઢાવી તેને પદભ્રષ્ટ કર્યાનો ઠરાવ તે સભા પાસે કરાવ્યો. ગ્રે-ગરિ એથી જરાએ બીન્યો નહિ કે ડગ્યો નહિ. આસપાસના આચાર્યોની સભા લાગલી રોમમાં બોલાવી ત્યાં સમારંભયુક્ત રીતિએ રાજાધિરાજને જાતિ બહાર મૂક્યો, તેનો ઇતાલિ તથા જર્મનિ ઉપરનો રાજ્યાધિકાર રદ કર્યો અને એ દેશોના રાજા રજવાડાને તથા રૈયતને તેની આજ્ઞા પાળવાની ફરજમાંથી મોકળા કર્યા. વળી જર્મનિ તથા ઇતાલિના જે આચાર્યો રાજેંદ્રની તરફ હતા તેમને તથા ફ્રાંસમાં જેઓ પોપની આજ્ઞા માનતા ન હતા તેમને પદભ્રષ્ટ કર્યા. એ સભામાં પોપના અધિકારના નિયમ તેણે બાંધ્યા, તેમાંના મુખ્ય આ નીચેના હતા.

૧. રોમનો મુખ્ય ગુરૂ જે પોપ તેજ માત્ર સર્વોપરિ આચાર્ય અને જગતગુરૂ કહેવાય.

૨. આચાર્યને પદભ્રષ્ટ કરવાનો અધિકાર માત્ર એ પોપનેજ છે.

૩. આચાર્યોની સામાન્ય સભા મળે તે વારે ત્યાં પ્રમુખસ્થાને બેસવાનો હક પોપના એલચીને છે.

૪. ગેરહાજર આચાર્યોને પોપ બરતરફ કરી શકે છે.

૫. સાર્વભૌમિક અલંકાર પહેરવાનો અધિકાર ફક્ત પોપને છે.

૬. ભૂપતિઓની ફરજ છે કે તેમણે પોપના પગને ચુંબન કરવું, અને બીજા કોઇનાને ન કરવું.

૭. રાજાધિરાજને (રાજેંદ્રોને) પણ ગાદીએથી ઊઠાડી મૂકવાનો પોપને અધિકાર છે.

૮. પોપના ફરમાન વિના મળેલી આચાર્યોની સભા સામાન્ય કહેવાય નહિ.

૯. પોપની મંજૂરી વગરના કાનુન કે ધારા ગ્રંથો રદ છે.

૧૦. પોપનો હૂકમ કોઇથી રદ થઇ શકે નહિ, અને પોપ સર્વનો હૂકમ રદ કરી શકે.

૧૧. રોમન ધર્મસમાજથી કોઇ કાળે ભૂલ થઇ નથી અને થવાની નથી.

૧૨. જેમના અભિપ્રાય રોમન સમાજના મતની વિરૂદ્ધ હોય તેઓ કાથલિક ખ્રિસ્તિ નહિ.

૧૩. દુષ્ટ રાજાઓના આધીનમાં રહેવાના ધર્મથી પ્રજાને મોકળી કરવાનો અધિકાર પોપને છે.

હવે રાજેંદ્ર અને ધર્માધ્યક્ષ બંનેએ વિગ્રહની તૈયારી કરી, પણ ગ્રેગરિનો પક્ષ બળવત્તર હતો. હેન્રિનો જબરો મદદગાર ગાબો નામે ઇતાલિનો મોટો તાલુકદાર હતો, તે વિરોધના આરંભમાં મરણ પામ્યો અને તેની વિધવા નામે માતિલ્દાના હાથમાં તેની સત્તા ગઇ. એ નારીએ પોતાનું ધન અને બળ સર્વે પોપને સોંપ્યું, તથા તેનું તન અને મન પણ નીતિની મર્યાદા તોડી તેને સ્વાધીન કર્યું હતું એવો સંશય છે. દાલ્માશિઆના ડ્યુકને રાજાનો ખિતાબ ગ્રેગરિએ આપ્યો તેથી રાજી થઇને તે તથા સિસિલિનો નાર્મન રાજા તેની કુમકે આવ્યા.

હેન્રિને જોઇએ તેટલા સહાય કરનારા નહતા, અને સાધુઓ તેના મૂલકના હરેક ભાગમાં તેની વિરૂદ્ધ બોલી રૈયતને બેદિલ કરતા હતા. સાક્સનિ, સ્વાબિઆ, અને કારિન્થિઆના તાલુકદારો બંડ કરવાને ઊઠયા, તથા જે આચાર્યો (બિશપો) તેની તરફેનમાં હતા તેઓ પણ બહિષ્કાર થવાની ધમકીથી ડરી તેનાથી ખસતા રહ્યા. પોપના બે એલચીઓની રૂબરૂ જર્મનિમાં ડાયટ એટલે રાજા રજવાડા તથા આચાર્યોની સભા ભરાઇ, તેમાં એવું ઠર્યું કે અમુક મુદતમાં જગતગુરૂને શરણે જઇ હેન્રિ ક્ષમા નહિ મેળવે તો તેને પદભ્રષ્ટ કરવો.

ઇતાલિ દેશમાં લામ્બાર્ડિ પ્રાંતના તાલુકદારો તથા આચાર્યો તેની વહારે ચઢવામાં દૃઢ રહ્યા, અને ગ્રેગરિના બહિષ્કૃતના પત્રોને માન ન દેતાં સામો તેને બહિષ્કૃત કર્યો. ભર શિઆળામાં મહા કષ્ટ વેઠીને હેન્રિ, રાણી અને બાળક કુંવર સહિત પર્વતોને વિકટ માર્ગે લાંબાર્દિમાં ગયો. ત્યાં લામ્બાર્ડ ફોજ તેને આવી મળી, પણ તેનો લાભ લેવાની તેની છાતી ચાલી

નહિ. પોપને તાબે થવાનું કબુલ કર્યાથી માતિલ્દા તથા ઇતાલિના બીજા પાદશાહી મોટા સરદારોની આજીજી સ્વીકારી ગ્રેગરિએ તેને પોતાની હજૂરમાં હાજર થવાની પરવાનગી આપી.

સને ૧૦૭૭ ના જાન્યુઆરી માસની ૨૧ મી તારીખે ધર્માધિપતિના દરબારમાં જર્મનિ અને ઇતાલિનો શહેનશાહ માફ માગવાને હાજર થયો. કાનોસાના કિલ્લામાં પોપનો મુકામ હતો. ખીજમતગારો, સ્વારો, અને સિપાઇઓને ઝાંપે મૂકવા પડ્યા. ગઢનો પહેલો ચોક વટાવી બીજાની ભાગલે આવ્યો ત્યારે રાજ્યાલંકાર અને વસ્ત્રો તજી પશ્ચાતાપ કરનાર અતિતનો પોશાક પહેરવાનો હૂકમ મળ્યો, તે માથે ચઢાવવો પડ્યો. પોપના દરબારને આંગણે પહોંચ્યા પછી ત્યાં ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ ઉપવાસ કરી પોતાના પાપને માટે પરમેશ્વરની અને પોપની ક્ષમાને માટે પ્રાર્થના કરતો ઊભો રહેવાની જરૂર પાડી. એ વેળા ભારે શિઆળો હતો તેથી ટાઢ એવી સખ્ત હતી કે એ ત્રણ રાત દિવસ એ પ્રમાણે ઊભા રહી એમ તપ કરવાનું કામ અભ્યાસ પડેલા જોગીને પણ ઘણુંજ કઠણ પડે તો આવા મોટા રાણીજાયાને શી મુશીબત પડી હશે તેનો ખ્યાલ સહેજ થઇ શકે. એ સર્વ અપમાન અને મહા દુઃખ સહન કરીને રાજેંદ્ર ચોથે દહાડે હંકારી ધર્માધ્યક્ષની હજૂરમાં જઇ તેને પગે લાગી તેના પગનું ચુંબન કરી ઘણું કરગર્યો, ત્યારે તેને કરેલી બહિષ્કૃતની એટલે જાતિબહારની સજા માત્ર સસ્પેન્ડ કરી, રદ ન કરી.

આ જૂલમથી કરાવેલા ખોટા પ્રાયશ્ચિતે હેન્રિના મન ઉપર ઊંડો ઘા કર્યો. કઠણ હૃદયના જૂલમી ગુરૂ ઉપર બળી રહ્યો હતો, તેવામાં માતિલ્દા ઠકરાણીએ તેનો આખો તાલુકો તેના મરણ પછી પોપને મળે એવો ધર્માદા લેખ કરી આપ્યો ને તે ગ્રેગરિએ કબુલ રાખ્યો. તે બાઇના મૃત્યુ કેડે તેના તાલુકાનો ધણી કાયદા મુજબ રાજેંદ્ર હતો, અને રાજેંદ્રની રજા વિના વારસનામું, બક્ષિસપત્ર લખી અપાય નહિ એવો પણ કાયદો હતો. સબબ એ ખબર જાણી તથા તેના લાંબર્ડ જોદ્ધાઓના ઠપકાથી હેન્રિએ પોતાની બેઆબરૂ કરનાર જોડે ફરીને વિરોધ આરંભ્યો. ઇતાલિમાં તેનો પક્ષ બલવત્તર હતો તેથી ગ્રેગરિ સંકટમાં આવી પડ્યો. જર્મનિમાં પોપના પક્ષે હેન્રિને પદભ્રષ્ટ કરીને તેને આસને સ્વે-

બિઆના ડ્યુક રોડાલ્ફને બેસાડ્યો, અને રોડાલ્ફે હેન્રિની ફોજનો પરાજય કર્યો. એ ફતેહ થયાથી ગ્રેગરિએ હેન્રિને વળી બહિષ્કૃત ઠરાવ્યો. અને તેના હરિફને માટે સોનાનો તાજ મોકલ્યો. એ સાંભળી હેન્રિ બહુ તપી ગયો. પોતાના મિત્રોની સભા ભરી તેમાં અઘટિત ચાલને માટે ગ્રેગરિને પદભ્રષ્ટ ઠરાવી તેની જગ્યાએ રાવેન્ના નગરના મુખ્ય આચાર્ય (આર્ચબિશપ) ને ૩ જો કલેમંટ એ નામે પોપ નીમ્યો.

ગ્રેગરિને ઇતાલિના નાર્મનો સાથે અણબનાવ હતો તે પતાવીને તેમની તથા ઠકરાણી માતિલ્દાની કુમક લેઇ તેણે ફોજનો જમાવ કર્યો. પણ એ દરમિયાન રોડાલ્ફ હાર્યો અને રણસંગ્રામમાં માર્યો ગયો, તથા તેના પક્ષકારોને હેન્રિને તાબે થવાની જરૂર પડી. વિજયી રાજેંદ્ર પછી ગ્રેગરિનો નાદ ઉતારવાને આવ્યો. નાર્મનો ગ્રીક રાજ્ય જોડે લઢવામાં રોકાયેલા હતા, અને એકલી માતિલ્દાની ફોજ હેન્રિના લશ્કરની સામી ટકી શકી નહિ તેથી ગ્રેગરિને રોમ છોડી નાસવું પડ્યું, ને તેનો હરિફ ક્લેમંટ ગાદીએ બેઠો. હેન્રિ પાછો જર્મન ગયો એટલે ગ્રેગરિએ નાર્મન ફોજ સાથે આવી રોમ શહેર લૂંટીને તથા બાળીને પાયમાલ કરી નાખ્યું. એ પછી થોડા કાળમાં તે માંદો પડી મરી ગયો.

વાસ્તવિક મોટા પુરૂષની નિશાની એ છે કે તે પોતાના મતના અને પોતાના જેવી હોંશના માણસો પાછળ મૂકી જાયછે, જેઓ તેનો હેતુ પાર પાડવામાં દૃઢપણે મંડયા રહેછે. ગ્રેગરિના વિચાર અને તે વિચાર પાર પાડવામાં તેનો ઉત્સાહ તેની જોડે નાશ પામ્યા નહિ. કાર્દિનલોએ એટલે પ્રમુખ આચાર્યોએ ક્લેમંટને માન્યો નહિ, તેથી નાઉમેદ થઈ કેટલેક વર્ષે તે મરણ પામ્યો. એક પછી એક નવા પોપ થયા તેઓ ગ્રેગરિના અભિપ્રાયને જોરથી વળગી રહ્યા અને હેન્રિ જોડે લઢ્યા. એ અરસામાં ક્રુસેડની રાઢ ઉઠી તેથી પોપનું બળ વધ્યું. અંતે પોપની શીખવણીથી હેન્રિના કુંવરે બંડ કર્યું ને ૫ મો હેન્રિ એવે નામે રાજ્યાસને બેઠો. ઘરડો રાજેંદ્ર યુદ્ધની સામગ્રી તૈયાર કરતો હતો તેવામાં મરણ પામ્યો. પાદરીઓએ ધાર્યું કે હવે હરકત કરનાર કોઇ રહ્યું નથી તેથી મન માન્યું ફળ મળશે. પરંતુ ૫ મો હેન્રિ એના બાપથી સવાઈ નીકળ્યો. મતલબ

હતી ત્યાં સુધી પોપનું માન રાખ્યું ને કામ સર્યું કે બાપના બોલ પાળવાને ઊભો થયો. લાંબો ઝઘડો ચાલ્યા પછી ધર્મગુરૂ નીમવા સંબંધી એક વચલો રસ્તો કાઢી બંને પક્ષે દોસ્તી કરી. તે વચલો રસ્તો એ હતો કે ખાલી પડેલી જગાએ આચાર્ય ઠરાવવાનો અધિકાર પોપનો, અને નીમાયેલા આચાર્યને દેવસ્થાનખાતાની જમીન સોંપવાનો અધિકાર રાજેંદ્રનો.



# खंड ८ मो.

## ક્રુસેદ નામે ઝઘડો.

રાજ્યાધિપતિ અને ધર્માધ્યક્ષની વચ્ચે હરીફાઇ ચાલતી હતી, તેવામાં એક મોટો બનાવ બન્યો, જેથી પાછલાને ટેકો મળ્યો અને યૂરોપને પણ કેટલોક ફાયદો થયો.

ખ્રિસ્તિધર્મ સ્થાપન કરનાર (ઇસા) કે ઇસુખ્રિસ્તની કબર પાલેસ્તીન પ્રાંતના જેરૂસલેમ શહેરમાં હતી. એ કબરની પૂજા કરવાને દેશદેશના ખ્રિસ્તિ લોક ત્યાં જતા. પ્રલય કાળ પાસે આવ્યો છે એવું માની અગીઆરમા સૈકામાં કેટલાક યૂરોપિઅનો તો ત્યાંજ જઇને વસ્યા હતા, તથા તેજ કારણથી જાત્રા કરવાની હોંસ વધી હતી. બધા વિશ્વાસી લોક ઇસાના જન્મ મરણ સ્થળને પવિત્ર ભૂમિ ગણિ ત્યાં જાત્રા કરવા જતા. અબ્બાસી ઓલાદના ખાલિફાની સત્તામાં તે દેશ હતો ત્યારે એ જાત્રાળુ લોકને કશી અડચણ પડતી નહિ; પોતાને તથા રૈયતને લાભકારી જોઇ તેઓ એ મુસાફરોને ઉત્તેજન આપતા. ફાતિમા વંશના મિસર દેશના ખાલિફાના તાબામાં તે મૂલક ગયા પછી ખ્રિસ્તિ જાત્રાળુઓને તેમના તરફથી રક્ષણ મળતું. પરંતુ સેલ્જુકી તુર્ક લોક તે દેશના ધણી થયા ત્યારથી તીર્થ કરનારા ઉપર જૂલમ થવા લાગ્યો. તુર્કો વગડાઉ અને ધર્મગાંડા હતા અને તેમણે યૂરોપના જાત્રાળુઓને ઘણા હેરાન કર્યા તથા તેમના પવિત્ર તીર્થોને વટલાવ્યા. એ ખબર યૂરોપમાં ફેલાયાથી ત્યાંના લોક રોષે ભરાયા, એની જોડે કાન્સ્તાન્તીનોપલના રાજેંદ્ર આલેક્સિઅસના વિનતિપત્રો યૂરોપના રાજાઓ ઉપર આવ્યા કે મુસલમાનો ગ્રીક રાજ્યને દૂબાવેછે માટે કુમક મોકલવી. પાલેસ્તીનને અને તેની આસપાસના પ્રાંતોને મુસલમાનોના કબજામાથી છોડાવવાને યૂરોપિયન ફોજ મોકલવાનો મનસુબો ૭ મા ગ્રેગરિએ કર્યો હતો. એ ફોજમાં ભળવાને આતુર શૂરવીરો ઘણા હતા, પરંતુ તે પોપ અને શહેનશાહ હેન્રિના ઝઘડાને લીધે તે ઇરાદો તે સમે પડતો મૂકવો પડ્યો હ-

તો. આ પ્રસંગ તે કામને અનુકુળ હતો. નાર્મન લોકની એક ટોળી ઇંગ્લાંડ જીતીને પરવારી હતી, અને બીજી સિસિલિ બેટ તથા ઇતાલિનો દક્ષિણ ભાગ વશ કરી બેઠી હતી ઇતાલિમાં પોપની અને જર્મનિમાં તાલુકદારોની ચઢતી થઇને વઢવાઢ બંધ પડી હતી તેથી હજારો બહાદુર અને મસ્ત સિપાઇઓ અને સરદારો બેરોજગારી થયા હતા. એવામાં પીતર નામે એક સાધુ ઇસુની સમાધની જાત્રાથી બળ્યોઝળ્યો અને દેશે દેશ અને ગામેગામ ફરી ખ્રિસ્તિઓનું લોહી ઉકળે એવા શબ્દોમાં તુર્કોથી થતા અનાદર અને જૂલમનું વર્ણન કરવા લાગ્યો. તે ધર્મદ્વેષીઓ ઉપર ચઢાઇ કરવાને તેણે તથા તે વેળાના પોપ બીજા અર્બને યૂરોપના જોદ્ધાઓને ઉશ્કેર્યા (ઇ. સ. ૧૦૯૫). ઇતાલિના પ્લાસેન્શિઆ નગરમાં પોપે ગોરો અને જજમાનોની મોટી સભા કરી, તેમાં હજારો ગોરજી અને ગૃહસ્થો હાજર થયા. સાધુ પીતર અને પોપ અર્બનના જુસ્સાભરેલા ભાષણો સાંભળી મુસલમાનોને મારવા જવાની શ્રોતાઓના દિલમાં આતુરતા ઉત્પન્ન થઇ. ત્યાંથી અર્બન અને પીતર ફ્રાંસમાં ગયા ને ત્યાં ક્લેર્મોત શહેરમાં બીજી મોટી સભા ભરી મુસલમાનોથી પવિત્ર ભૂમિ છોડાવવાની જરૂર અને ત્યાં જનારા વિશ્વાસીઓના દુઃખ વર્ણવ્યાં. એ સાંભળી હજારો જોદ્ધા સંગ્રામે ચઢવાને તત્પર થયા. આખા યૂરોપમાં એજ વાત ચાલી રહી, અને ઠામ ઠામ લઢવૈયાં ટોળે મળવા લાગ્યા. આ પુણ્યકારી યુદ્ધમાં જવાને જેઓ તૈયાર થયા તેમણે જમણા હાથની બાંહેના ખભા ઉપર ક્રુસ (+) નિશાની કરી, તે ઉપરથી એ ઝઘડાનું નામ ક્રુસેદ પડયું.

રણમાં પડશે તે સ્વર્ગે જશે, ને જીતશે તેને એશિઆની દોલત, જાગીરો વગેરે મળશે. લઢવા જશે તેનાં સર્વે પાપ નાશ પામશે, એવું પોપ તથા સર્વે ગુરૂઓએ ખાતરીથી જાહેર કર્યું. લાખો આદમીઓ એ વાત સાચી માની ખરાબખસ્ત થઈ ગયા. ઘરબાર અને માલમિલ્કત વેચી બૈરાં છોકરા સાથે જેરૂસલેમ તરફ જવા નીકળ્યા. જેમને લઢાઇનો અનુભવ નહિ અને રસ્તે ખાવાની ખરચી નહિ, એવાં ત્રણ લાખ માણસ જવા નીકળ્યાં પણ તેમને કોઈ નામીચા સરદારે સંઘર્યા નહિ. સાધુ પીતર, નિર્ધન વાલ્ટર, વગેરેના સંઘમાં તેઓ ચાલ્યા. માર્ગમાં હાઇન નદીના

કાંઠાના પ્રાંતોમાં હજારો યાહુદીઓની તેમણે હત્યા કરી. આગળ ચાલતાં ખ્રિસ્તિઓ ગામો પણ લૂંટવા લાગ્યા, પરંતુ ખાવાનું પૂરું મળ્યું નહિ. ઘણાક ભૂખ, થાક અને રોગથી રસ્તામાં મરી ગયા. ઘણાને તેમની લૂંટફાટાદિક પીડાથીખીજવાયેલા લોકે કતલ કર્યા અને જેઓ એશિઆમાં પહોંચ્યા તેઓ તુર્કને હાથે માર્યા ગયા.

એ કાળનો મોટો પંકાયલો લશ્કરી સરદાર નામે બોલ્લોનનો ગાડફ્રેય લોરેનના પ્રાંતના એક ભાગનો તાલુકદાર હતો, તેના ઉપરિપણા તળે એક મોટી ફોજનો રીતસર જમાવ થયો. ફ્રાંસના પાદશાહનો ભાઈ હ્યુ, ઈંગ્લાંડના રાજાનો ભાઈ રાબર્ટ, નાર્મંદિનો ડયુક, તુલુઝનો કાઉંટ રેમાંદ વગેરે કેટલાક મોટી પદવીના ઉમરાવો તેમનાં લશ્કર સહિત તેમાં ભળ્યા. એ મોટી સેના કાન્સ્તાન્તિનોપલ નગરમાં આવી તેવારે ત્યાંનો શાહ આલેકસેસ ગભરાયો. જેમ તેમ ઉતાવળ કરી તેને એશિઆમાં રવાને કરી (સને ૧૦૯૭). પ્રથમ નીસ શહેરપર જઈ ઘેરો ઘાલ્યો, ત્યારે એ મોટા લશ્કરમાં ૭ લાખ જોદ્ધા હતા. તુર્કી સરદાર આરસ્લાન કિલ્લેદારોની કુમકે આવ્યો તેને બેવાર હરાવી તે નગર જીત્યું. ત્યાંથી તેઓ આન્તિઓક શહેર ભણી ચાલ્યા. માર્ગમાં જે જે નગરો આવતાં ગયાં તે કબજે કરી પોતામાંના સરદારોને હવાલે કરતા ગયા. સુલતાન સુલેમાન જબરી ફોજ લેઇ સામો આવ્યો તેને હરાવી સિરિયા દેશમાં ગયા. અહિંથી તેઓ જેરૂસલેમ તરફ ગયા. ત્યાં પહોંચ્યા પહેલાં તે શહેર તુર્ક લોકની પાસેથી મિસરના ફ્રાતમા ખાનદાનના આલિફા મુસ્તાલીએ જીતી લીધું હતું. તેણે ક્રુસેદરોને કહેણુ મોકલ્યું કે જે ખ્રિસ્તિઓ બિનહથિઆર આવશે તેને જાત્રા કરવાની હવે કાંઇ હરકત થવાની નથી, અને તીર્થવાસીઓને આગળ જેવો આવકાર મળતો હતો તેવોજ હવેથી મળશે. ક્રુસેદરો એથી રાજી ન થતાં આગળ વધ્યા અને તે નગરને ઘેર્યું. અનેક કારણોથી તેમની સંખ્યામાં એટલો ભારે ઘટારો થયો હતો કે જેરૂસલેમના કોટની બહાર પડાવ થયો ત્યારે માત્ર પંદરસેં ઘોડેસ્વાર અને વીસહજાર પાયદલ રહ્યું હતું. અંદરના મુસલમાન કિલ્લેદારો ઘણી હિંમતથી વઢ્યા, તેથી ઘેરો ઓગણત્રીસ દિવસ લગી જારી રહ્યો. સને ૧૦૯૯ ના જુલાઇ મહિનાની ૧૫મી તારીખે હલ્લાં કરી ખુબ જુસ્સાથી લઢ્યા. થાક, તાપ અને મુસલમાનોના મારથી હઠી પાછા ફરતા હતા તેવામાં ગૉડફ્રેય બોલ્યો, 'જુઓ પેલા દેવદૂત મદદે આવેછે.' એ ખબરથી વિશ્વાસી

યોદ્ધાઓમાં નવું શૂર છૂટયું. કીડીઆરીની સાથે પૂર જોરથી ધસારો કરી કોટ ઉપર ચઢી ગયા. મુસલમાનો શહેરમાં નાઠા, તેમની પૂઠે ખ્રિસ્તિઓ કતલ કરતા ધાયા. એ વેળા ક્રુસેદરો એટલી ખૂનરેજીમાં આવ્યા હતા કે તેમણે ઘરડાં ખોખરાં, સ્ત્રી, બાળક, કોઇને છોડયાં નહિ. એ વેળા તેમણે ૭૦૦૦૦ માણસોને કાપી નાંખ્યાં, લોહીના વહેળામાં થઈ ખ્રિસ્તિઓ ઈસાની સમાધીએ ગયા. જેરૂસલેમની રાજગાદી ગૉડ્ફ્રેયને મળી.



## અધ્યાય ૩ જો.

### ઇ. સ. ૮૦૦ થી ૧૧૦૦.

આઠમા સૈકાના અંતે ગૂજરાતમાં ચાવડાવંશનો વનરાજ રાજા રાજ્ય કરતો હતો. તે ૫૦ વર્ષ રાજ્ય કરી ઈ. સ. ૮૬૦ માં મરણ પામ્યો. તેની પછી તેનો પુત્ર યોગરાજ રાજા થયો, તે પોતાના બાપના જેવોજ બહાદુર હતો. પંડે સહાય હોઇ વિદ્વાનોને તે સહાય આપતો. પાંત્રીસ વર્ષ રાજ્ય કરી ઇ. સ. ૮૪૧ માં એ રાજા મરણ પામ્યો. એની પછી બીજા કેટલાક રાજા થયા તે બધા ટુંક મુદ્દત રાજ્ય કરી મરણ પામ્યા, અને એ વંશનો છેલ્લો રાજા સામંતસિંહ કરીને હતો તેને તેના ભાણેજ મૂળરાજ સોલંકીએ ઈ. સ. ૯૪૨ માં મારી નાંખી ગાદી પડાવી લીધી. મૂળરાજે સિદ્ધપુરના રૂદ્રમાળાનો પાયો નાંખ્યો હતો. ગ્રહરિપુ કરીને એક ચોર રાજાને કાઠિઆવાડમાં જાંબુમાલી નદીને તીરે મોટી લઢાઇમાં હાર આપવાથી મૂળરાજની કીર્તિ ઘણી ફેલાઇ. તેણે ઘણા ઘણા દેશના રાજાઓ પાસેથી ખંડણી લીધી અને લાટ દેશ (જે હાલનો સુરતજીલ્લો) જીત્યો. તેણે પાપમાંથી છૂટવાને દાનધર્મ ઘણું કર્યું. તે ઇ. સ. ૯૯૭ માં મરી ગયો. એની પછી ચામુંડ રાજા થયો, પણ એની સત્તા મુસલમાનોએ તોડી પાડી.

નવમા સૈકાની શરૂઆતમાં અબ્બાસ કુળનો બહાદુર અને વિદ્વાન ખાલિફો પોતાની રાજ્યધાની બગદાદમાં ઇ. સ. ૮૦૯ માં મરણ પામ્યો. તેની ગાદીએ તેનો મોટો પુત્ર અલ-અમિન બગદાદનો ખાલિફો થયો. પરંતુ તેના ભાઇ અલમામૌને તેને મારી નંખાવી ઇ. સ. ૮૧૩ માં પંડે ગાદીપતિ થયો. અલમામૌન ઘણો સખી અને વિદ્વાન હતો. એણે ભોજ રાજાની માફક વિદ્વાનોને આશ્રય આપી પુસ્તકો લખાવ્યાં. કુરાન ઇશ્વિરોક્ત નથી પણ મનુષ્યોક્ત છે, એવો તેનો મત હતો, તે મનાવવાને પ્રયત્ન કર્યો. આ નાદાનીને લીધે રાજ્યમાં ગરબડ થઇ. તે બહાદુર અને યુદ્ધમાં

કુશળ હતો. તેણે આખા રાજ્યની ઘણીજ સારી વ્યવસ્થા કરી, પરંતુ એનાજ વખતમાં પ્રાંતના હાકેમો ઘણા કાળથી વંશપરંપરા હાકેમી ભોગવતા હોઇ સ્વતંત્ર થવા લાગ્યા. ઇ. સ. ૮૩૩ માં અલમામૌન મરણ પામ્યો. તેની પછી તેનો ભાઈ મોતાસ્સમ રાજ્યાસને બેઠો (ઇ. સ. ૮૩૩ થી ૮૪૨). એની પાસેથી ઇસ્તામ્બુલના રાજેંદ્ર થેઓફિસે ઘણાંક નગરો જીતી લીધાં, અને ઘણોજ જૂલમ ગુજાર્યો; પણ પાછળથી મોતાસ્સમે રાજેંદ્રને હરાવી વૈર વાળ્યું હતું. એની પછીના ખાલિફ વાથેકે ઇ. સ. ૮૪૨–૮૪૭ સુધી રાજ્ય કર્યું. તે ઘણોજ સખી હતો. વાથેક પછી તેનો નિર્દય ભાઇ મુતાવાકેલ તખ્તનશીન થયો, તેણે બીજા પંથના માણસો ઉપર ઘણોજ જૂલમ ગુજાર્યો તેથી ઇ. સ. ૮૬૧ માં કોઈ મુસલમાને તેને મારી નાંખ્યો. તેની પછી ૮૪ વર્ષની અંદર નામના બાર ખાલિફા થયા, તેઓ ભારે મોજશોખ કરતા, તેથી રાજ્યનું વિત્ત જતું રહ્યું અને રાજ્યની પડતી થઈ. પોતાના તુર્ક સિપાઇઓના હાથમાં તેઓ પુતળાં જેવાં બની રહ્યા હતા. તેમની નબળાઇના વખતમાં ઇસ્તામ્બુલનું બળ વધતું ગયું. તેમણે મુસલમાનો પાસેથી ઘણો મૂલક જીતી લીધો. વંશપરંપરા લાંબા ભોગવટાને લીધે અને ખાલિફાઓની નબળાઇની લીધે પ્રાંતોના હાકેમો સ્વતંત્ર થઇ ગયા અને રાજ્યના કડકા પડી ગયા. કાર્માથ નામે આરબે એક નવો પંથ હી. સ. ૨૭૭ માં સ્થાપ્યો, તેથી મુસલમાની રાજ્યને ઘણોજ ધોકો પહોંચ્યો, અને ઉપર કહેલા કારણને લીધે સ્પેન અને ખાલિફાની સત્તા જતી રહી.

મુસલમાની રાજ્ય પણ નબળું પડી ગયું હતું. હારૂનના વખતમાં પેગમ્બરની પુત્રી ફાતિમાના વંશના ઇદ્રુસ નામે શાહજાદાએ આફ્રિકાને પશ્ચિમ કિનારે એક સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું હતું. પશ્ચિમ આફ્રિકાનો હાકેમ ઇબ્રાહીમ પણ ઇ. સ. ૮૦૫ માં મુસલમાની રાજ્યથી સ્વતંત્ર થઇ ગયો હતો, અને પંડે કૈરાઅનનો ખાલિફ કહેવાયો. આ સ્વતંત્ર રાજ્યોએ ભૂમધ્ય સમુદ્રની અંદર ટાપુઓ તથા કાંઠાના દેશોમાં ઘણોજ પગપસારો કર્યો હતો. પરંતુ માંહોમાંહેના કુસંપને લીધે યૂરોપનો દક્ષિણ ભાગ ખ્રિસ્તિ ધર્મની રાજ્યધાની રોમ સુદ્ધાંત તેમના હાથમાં જતો બચી ગયો હતો. મિસરનું રાજ્ય પણ જુદું પડી ગયું હતું. મહાદિના પ્રપૌત્ર મોએ-

જેએ તે દેશ તેના હાકેમ પાસેથી જીતી લીધો હતો અને મદિના સુધી તેની આણ ફરતી. તેણે કેરોનગર સ્થાપ્યું છે. તેના વંશજોની સત્તા બસેં વર્ષ સુધી ચાલી. પશ્ચિમ આફ્રિકાના ભાગમાં એક અબદલ્લા નામે મુસલમાને નવો પંથ કાઢયો. તે પંથના એક ગુરૂ અબુબકરે લશ્કર ઊભું કરી ફેઝ, તાંજીર વિગેરે નાનાં નવાં રાજ્યો જીતી લીધાં. તેની પછીના ધર્મગુરૂ યુસફે ઇ. સ. ૧૦૬૮ માં મોરોક્કો શહેર બાંધ્યું. એ પ્રમાણે ખુરાસાન, મેસોપાતામિઆ, બોખારા, ઇરાન, વિગેરે પ્રાંતોના હાકેમો છૂટા પડી ગયા. એજ પ્રમાણે સામાની રાજ્યનો રાજા નબળો થયો કે તેનો એક હાકેમ અલપ્તગીન ખુરાસાનમાં સ્વતંત્ર થયો અને તેણે કાબુલ, કંદહાર પ્રાંતો જીતીને ઇ. સ. ૯૬૨ માં ગીજની શહેરમાં ગાદી સ્થાપી. તે નિર્વંશ હોવાથી તેનો જમાઇ સબક્તગીન ગાદીપતિ થયો. આ પ્રમાણે ગીજની વંશની ઉત્પત્તિ થઇ. ઉપર પ્રમાણે ખાલિફાઓના હાથમાંથી સઘળી સત્તા જતી રહી હતી, અને તેઓ ઇમામ એટલે મુસલમાનોના ધર્મગુરૂ માત્ર રહ્યા (ઇ. સ. ૧૦૫૫.) ગીજનીવંશમાં સબક્તગીન પછી મહમદ, તોગ્રલબેગ, અલ્પઅરસ્લાન, મલેકશાહ વિગેરે બાદશાહ થયા. મલેકશાહના વખતમાં તેની સત્તા ઘણીજ જામી, અને લોક ઘણા આબાદ અને સુખી થયા. ઇ. સ. ૧૦૯૨ માં તેના મરણ પછી તેના વિશાળ રાજ્યના કડકા થઇ ગયા.

ઉપર પ્રમાણે મુસલમાની રાજ્યના અનેક કડકા પડી ગયા હતા. તે વખતે હિંદુસ્તાનમાં પણ અનેક નાનાં નાનાં રાજ્યો હતાં. લાહોરના રાજા જયપાળ અને ગીજનીના શાહ સબક્તગીન વચ્ચે લઢાઇ થઇ, તેમાં જયપાળની હાર થવાથી સબક્તગીને હિંદુસ્તાનમાં પગ ઘાલ્યો અને તેની પાસેથી ખંડણી લીધી. પછી જયપાળે હિંદુસ્તાનનાં બીજાં રાજ્યોની મદદ એકઠી કરી સબક્તગીન સામે બાથ ભીડી પણ તેમાં તે હાર્યો અને રજપૂતોની નબળાઇને લીધે સબક્તગીન પછીના શાહ મહમદે જયપાળને હરાવી પંજાબ પ્રાંત ઇ. સ. ૧૦૦૧ માં વશ કર્યો. ફરીથી ઇ. સ. ૧૦૦૯ માં રજપૂતોએ અનંગપાળની સરદારી નીચે મુસલમાનોની ધુંસરી ઉતારી નાંખવાનો પ્રયત્ન કીધો, પણ રજપૂતો હાર્યા અને મહમદ નગરકોટ, થાણેશ્વર, સોરઠીસોમનાથ વિગેરે દેવળો ઉપર સ્વારીઓ કરી હિંદુસ્તાનમાં-

થી બેહદ પૈસો લેઇ ગયો. મહમદે ગૂજરાત ઉપર ચઢાઇ કરી ત્યારે ગૂજરાતનો રાજા ચામુંડ હતો અને તેનો કુંવર વલ્લભસેન તથા તેનો ભત્રીજો ભીમસેન મહમદ સાથે બહાદુરીથી લઢ્યા પણ હાર્યા. મહમદ દુર્લભસેનને ગાદી સોંપી વિદાય થયો. પણ દુર્લભસેને પોતાના ભત્રીજા ભીમદેવને પોતાની ગાદી સ્વાધીન કીધી. માળવામાં પ્રસિદ્ધ રાજા ભોજ રાજ્ય કરતો હતો તેની અને ભીમદેવની વચ્ચે ઇર્ષાને લીધે ઘણી વઢવાડ થઇ હતી. પછીથી ભીમસેન અને અજમેરના ચોહાણ રાજા વિશળદેવ વચ્ચે ઇ. સ. ૧૦૪૩માં જુદ્ધ થયું, તેમાં ભીમને નમવું પડ્યું, અને વિશળદેવ પોતાની છાવણીની જગ્યાએ હાલમાં વિસનગર શહેર વસાવી પાછો ફર્યો. ઇ. સ. ૧૦૭૨માં ભીમના મરણ પછી તેના ભત્રીજા કરણે ઇ. સ. ૧૦૯૪ સુધી રાજ્ય કર્યું અને તેના મરણ પછી તેનો પ્રખ્યાત પુત્ર સધરા જેસંગ (સિદ્ધરાજ જયસિંહ) ગાદીપતિ થયો.

યૂરોપમાં શાર્લમાન ઇ. સ. ૮૧૪માં મરણ પામ્યો, તેનું ફ્રાંક રાજ્ય આખા યૂરોપમાં સર્વોપરિ હતું. તેના પુત્ર લુઇ ડેબોનેરમાં રાજ્યાધિકારીનું એકે લક્ષણ ન હોવાથી તેના ચારે પુત્રોએ તેને પદભ્રષ્ટ કર્યો અને રાજ્યના કકડા કરી વહેંચી લીધા. આ રાજ્યની પડતીનાં કારણો પણ સુલતાની રાજ્યની પડતીના જેવાજ છે. આ વખતે યૂરોપમાં ફ્યુડલ પદ્ધતિ દાખલ થઈ હતી. રાજ્યના હાથ નીચે ડ્યુક (સુબા) હતા. ડ્યુકના હાથ નીચે કાઉંટ (પ્રગણાધિપતિ) હતા. તેમની સત્તા રાજ્યમાં ઘણી વધી પડી હતી. મોકાસ પદ્ધતિ પ્રમાણે જ્યારે રાજા નવો મુલક જીતતો ત્યારે થોડીક જમીન પોતે રાખીને પ્રજાને વહેંચી આપતો. તે બદલ તે વતનદારોને રાજાને લઢાઇના વખતમાં પોતાને ખરચે મદદ કરવી પડતી, અને એ વતનદારોજ રાજાની ફોજ હતી. જ્યારે સુબાઓ (ડ્યુક)નું જોર વધ્યું ત્યારે રાજાની સત્તા પડી ભાગી અને ડ્યુકો જમીનના માલિક થયા, અને વતનદારો ચાકરિયાત રીવાજ પ્રમાણે જમીનનો ભોગવટો કરતા. નવમા સૈકાના છેલ્લા ભાગમાં મોકાસદાર ઠાકોરની સત્તા ઘણીજ વધી ગઇ હતી અને રાજાની સત્તા નાબુદ થઇ ગઇ હતી. તે વખતે આજુબાજુએથી જુદી જુદી પ્રજાઓ ચઢી આવતી. હંગરિયન લોકોએ હંગરિની અંદર રાજ્ય સ્થાપ્યું. શાર્લમાનના વંશનો એક રાજા જર્મનિમાં

રાજ્ય કરતો હતો, તે બાળક હોવાથી તેનો મૂલક હંગરિયન લોકોએ જીતી લેઇ તેની પાસેથી ખંડણી લીધી. યૂરોપના મધ્ય ભાગમાં હંગરિયનો તેમજ કિનારા ઉપર નોર્મન લોકો કેર વરતાવતા હતા. શાર્લમાનના વખતમાં નોર્મન લોકો શહેરો લૂંટતા. પછી તેમણે ફ્રાન્સમાં પગપસારો કર્યો અને ત્યાંનો થોડોક ભાગ જે હાલમાં નોરમન્ડી કહેવાયછે તે તાબે લીધો. હંગરિયનો પૂર્વમાં રૂશિઆ સુધી લંટફાટ કરતા. પછી રૂશિઆના મૂળ વતનીઓને કાઢી મૂકીને તેમના સરદાર રૂરિકે રૂશિઆમાં રાજ્ય સ્થાપ્યું. ફ્રાન્સની અંદર કાર્લોવિંજિઅન રાજાની સત્તા ઘણીજ નબળી પડી ગઇ હતી અને ડ્યુકો તથા કાઉંટો સ્વતંત્ર થઇ ગયા હતા. એક મોટો ડ્યુક યુ બર્ગંડી મોકાસમ હતો. તેણે સ્વતંત્ર થઇ રાજ્યપદ ધારણ કર્યું. ઇ. સ. ૧૧૦૮ સુધીમાં તેના વંશના કેટલાક રાજા થયા, તેમાંનો છેલ્લો ફિલિપ હતો. તેના વખતમાં ફ્રાન્સ અને ઈંગ્લાંડ વચ્ચે ઝઘડો શરૂ થયો, તે ૩૫૦ વર્ષ સુધી ચાલ્યો.

ઈ. સ. ૮૨૮ માં ઍગબર્ટ રાજા આખા ઈંગ્લાંડનો રાજા થયો. આ વખતે ડેન લોકોએ ઈંગ્લાંડ ઉપર ચઢાઇઓ કરીને ઘણી હરકત કરી. સને ૮૭૧ માં ઑલ્ફ્રેડ-રાજા ગાદીએ આવ્યો, તેણે ડેન લોકોને વશ કર્યા. એણે દેશમાં વિદ્યા, હુન્નર વધારી ઘણોજ સુધારો દાખલ કર્યો. પરન્તુ ડેન લોકોનું જોર વધતું જતું હતું. બીજા એથલ્રેડે તેમનો સંહાર કરવાનો પ્રયત્ન કર્યો; તેથી ડેન રાજા સ્વેને ગુસ્સે થઇને ચઢાઈ કરીને તે દેશ જીતી લીધો. ત્યારપછી ઇંગ્લાંડમાં ત્રણ ડેન રાજાઓ થયા. એ રાજાઓએ જૂલમ ઘણો કર્યો, તેથી લોકોએ ડેનનો અમલ કાઢી નાંખી, જૂના સાક્સન વંશમાંના એક ઍડવર્ડ કન્ફેસરને ગાદી આપી. એ રાજા નબળો હોવાથી એના વખતમાં તાલુકદારોનું જોર ઘણુંજ વધી પડ્યું. ગૉડવીન નામનો એક તાલુકદાર ઘણોજ બળવાન થયો. તેના મરણ પછી તેની બધી સત્તા તેના છોકરા હેરોલ્ડને મળી. તેને વિટેનોજમોટ નામની રાજસભાએ રાજા નિમ્યો. તેને ઇ. સ. ૧૦૬૬ માં નોર્મંડીના ડ્યુક વિલિયમે હેસ્તિંગ્સની લઢાઇમાં હરાવી પંડે રાજા થયો. એથી ઈંગ્લાંડમાં નોરમન લોકોનું રાજ્ય થયું. વિલિયમના પછી તેનો છોકરો ૨ જો વિલિયમ રાજા થયો. તેના વખતમાં તેનો ભાઇ રોબર્ટ ક્રુસેડના યુદ્ધપર ચંઢયો હતો. વિલિયમ ૨ જો ઈ. સ. ૧૧૦૦ માં મરણ પામ્યો.

શાર્લમાનના પૌત્ર લુઇને જર્મનિ હિસ્સામાં મળ્યું હતું. ત્યાં ધીમે ધીમે રાજ્યસભાએ રાજા નિમવાનો હક મેળવ્યો હતો. લુઇનો છોકરો જાડો ચાર્લસ કમઅક્કલવાળો હોવાથી તેને રાજ્યસભાએ ગાદીએથી ઉઠાડી મૂક્યો, અને રાજકુટુંબમાંના આર્નોલ્ડ નામના કુંવરને ગાદી આપી. પછીના રાજા નબળા નીકળવાથી ગાદી સાકસનિના ડ્યુક હેન્રિના હાથમાં ગઇ. ઇ. સ. ૯૧૯ માં તેની સારી વ્યવસ્થા કરી, તેથી જર્મનિ યૂરોપમાં સર્વોપરી થયું. શાર્લમાનના બહોળા રાજ્યના કડકા થઇ ગયા હતા. રોમમાં અનીતિ અને ટંટા ઘણાંજ વધી પડ્યા હતાં, અને તાલુકદારોની સત્તા ઘણી જબરજસ્ત થઇ હતી. તેથી તેઓનું જોર વધતું ત્યારે રાજાને ઉઠાડી મૂકી પોતે ગાદી બથાવી પડતા. તેમાં હ્યુ નામે એક તાલુકદાર ઘણો જબરો હતો. તેના મરણ પછી તેની વિધવા આદિલદેને બીજાં રાજ્યો તરફથી હરકત પહોંચવાથી તેણે જર્મનિના મહારાજા ઓથોને મદદે બોલાવ્યો. તે તેની સાથે ઇ. સ. ૯૫૨માં પરણ્યો. પછી પાછું ઇતાલિમાં તોફાન ચાલ્યું, તે ઓથોએ સમાવી દીધું. પહેલાં તો પોપે તેને મદદ આપી પણ પાછળથી ઓથોની અને પોપની વચ્ચે અણબનાવ થવાથી પોપને પદભ્રષ્ટ કરીને બીજો પોપ નિમ્યો. આ પ્રમાણે જર્મનિની સત્તા ઇતાલિ અને પોપ ઉપર જામી (ઇ. સ. ૯૬૩). ઓથોનું મરણ ઇ. સ. ૯૭૪માં થયું. તેની પછી બીજા બે રાજા થયા; તેના મરણ કેડે રાજ્યસભાએ બાવેરિયાનાં ડ્યુક બીજા હેન્રિને ગાદીપર બેસાડ્યો. એના વંશમાં સૌથી જબરો ત્રીજો હેન્રિ રાજા થયો. તેની પછી ચોથો હેન્રિ રાજા થયો, તેને પોપે બહિષ્કૃત કર્યો હતો તેથી પોપ અને તેની વચ્ચે તકરાર ચાલી, પણ તે ઇ. સ. ૧૧૦૬ માં મરણ પામ્યો. તેનો દીકરો તેની ગાદીએ બેઠો. એને પણ પોપ સાથે ઝઘડો થયો હતો. ઇ. સ. ૧૧૨૫માં તે મરણ પામ્યો. રુશિયાના રાજા બ્લાદિમિરે ઇ. સ. ૯૮૦ માં ખ્રિસ્તિધર્મ સ્વીકાર્યો. તેણે વિદ્યા અને વ્યાપારને ઉત્તેજન આપ્યું. તેની પછી તેનો કુંવર ઇ. સ. ૧૦૧૫ માં ગાદીએ આવ્યો, તેણે દેશના કાયદા રચ્યા. એના પૌત્ર આલેક્સિયસે ગ્રીક રાજેંદ્રને અલંકાર મોકલ્યા ત્યારથી રુશ રાજા ઝાર કહેવાયછે.

ઇસ્વીસનના પાંચમા સૈકામાં ચીનના ઉત્તર અને દક્ષિણ એવા બે ભાગ પડ્યા હતા. ઇ. સ. ૪૬૬ માં દક્ષિણ રાજ્યની ગાદીએ મિંગતેનાઇયે નામે રાજા હતો, તેણે સર્વે સગા સંબંધીના પ્રાણ લીધા. એની કેડે મ્યાંગુવાંગ ગાદીપતિ

થયો. છઠ્ઠા સૈકાની શરૂઆત સુધીમાં બે ત્રણ રાજાઓ થયા પણ તેમણે કંઇ સુધારો વધારો કર્યો નથી. ઇ. સ. ૫૦૨ માં લેઆંગ વંશનો પહેલો પાદશાહ વુ-તે થયો. તેણે વિદ્યાને ઘણું ઉત્તેજન આપ્યું અને રાજકાજમાં ઘણી હોશિયારી દેખાડી. તે પોતે નિશાળમાં ભણવા જતો. તેની પછીનો રાજા સુએન તેના જેવોજ હતો. બીજાં રાજ્યોની માફક ચીનમાં પણ કુસંપ અને ટંટો સબળ થયાં હતાં. એની પછીના સુયન-તે નામે પાદશાહે શત્રુઓને હરાવી રાજ્યના ઉત્તર અને દક્ષિણ ભાગો મેળવી દેવાને પ્રયત્ન કીધો. તેની પછીના રાજા યાંગકીને ઈ. સ. ૫૮૨ માં રાજ્યના બે ભાગ ભેગા કર્યા, અને રાજેંદ્ર થયો. તેના વખતમાં દેશની કીર્તિ ઘણી વધી. તોફાની તાતાર લોકોને પણ તેણે વશ કર્યા. તેની પછી ઇ. સ. ૬૦૫ માં તેના બીજા દીકરા યાંગ-તેએ પાટવી ભાઇને મારીને રાજ્યાધિપતિ થયો. તેણે મોજશોખમાં ઘણો પૈસો ખરચ્યો, તેમજ દેશમાં સુધારો પણ સારી રીતે દાખલ કર્યો અને નહેરો ખોદાવી. તેની પછી લ્યુએ-તે નામે બહાદુર બાદશાહ થયો. તેણે રાજ્યનો વિસ્તાર ઘણોજ વધાર્યો. તેની પછીના રાજાઓ બાયલા અને રંડીબાજ નિવડ્યા. એવા નબળા રાજાઓને બંધ કરીને ત્સાંગ-ત્સંગ નામનો લશ્કરી માણસ ગાદીએ બેઠો. તેણે ઈ. સ. ૬૨૬ સૂધી રાજ્યકારભાર સારી રીતે ચલાવ્યો અને ચીનના નામાંકિત રાજાઓની પંક્તિએ પહોચ્યો. તેની પછી લોકપ્રિય રાજા મિંગ-ત્સંગ સાત વર્ષ રાજ્ય કરી લોકને સુખી કરી ઇ. સ. ૯૩૩ માં મરણ પામ્યો. તેની પછીના બાદશાહ મિન-તેએ સ્ત્રીઓના પગ નાના કરવા સારૂ લોઢાના મોજાં પહેરાવી રાખવાનો નિર્દય રિવાજ દાખલ કીધો. તેની પછીના રાજા જૂલમી હોવાથી તેના વંશનો અંત આવ્યો અને હાવે-ત્સીન વંશનો કાઓ-ત્સને માત્ર નામનો રાજા હતો તેને હાથ રાજ્યની લગામ આવી. તેનો રાજ્યકારભાર કરનાર પ્રધાન હંગ-તેસુએ છાપવાની કળા ઇ. સ. ૯૩૭ માં શોધી કાઢી. આ વંશનો થોડા વખતમાં કારભાર જતો રહ્યો; અને સંગ કુળનો રાજા તાઓ-ત્સુ ગાદીપતિ થયો. તેણે રાજ્યનો ખરચ ઘટાડી નાંખ્યો. તેના વખતમાં ક્હાન કુળના રાજા જોડે લાંબા વખત સુધી ઝઘડો ચાલ્યો, ને તેનો પુત્ર તઓ-ત્સંગ પણ તેના જેવોજ હતો. ઇ. સ. ૯૯૭ માં તેના મરણ પછી ચીન-ત્સંગ બાદશાહ થયો. એ ભોળા અને વહેમી રાજાના વખતમાં બૌદ્ધજાતિ,

મોગલો, તથા લૂંટારાનું જોર ઘણું વધ્યું અને રાજ્યમાં અંધેર ફરી વળ્યું. એની પછીના રાજા નબળા હોવાથી તાતાર લોકોના ખંડીઆ બની રહ્યા.

## યુગનું મહાત્મય.

ઇ. સ. ૮૦૦ થી ૧૧૦૦ સુધીના વખતમાં ભરતખંડમાં ઘણોજ સુધારો થયો હતો. રજપૂતોની અંદર ઘણોજ કુસંપ હતો, તોપણ ભોજ જેવા પ્રતાપી રાજા કંઈ કંઇ માલૂમ પડતા. તેણે વિદ્વાનોને ઘણોજ આશ્રય ને દાન આપ્યાં. તેના વખતમાં પ્રખ્યાત કવી કાળિદાસ, ભવભૂતિ વિગેરે થઇ ગયા છે. બૌદ્ધ, જૈન અને વેદ ધર્મ વચ્ચે ઝઘડો લાંબા વખતથી ચાલતો હતો, તેમાં બૌદ્ધ ધર્મનો અંત આવ્યો, અને વેદ ધર્મ પ્રસર્યો. ધર્માંધ આરબો જે ગ્રંથોનો નાશ કરતા તેમણે પણ વિદ્યામાં વધારો કર્યો. એમની મારફતે યૂરોપમાં પણ વિદ્યાનો પ્રકાશ પ્રસર્યો. ઉમૈયા ઓલાદના ખાલિફના વખતમાં આરબોએ ગ્રીસની વિદ્યાનો અભ્યાસ કર્યો, અને ખાલિફ અલમંસુરે વૈદ્યકશાસ્ત્ર દાખલ કર્યું. ખાલિફ હારૂને વિદ્યાને ઘણોજ આશ્રય આપ્યો, નિશાળો સ્થાપી અને પરધર્મી વિદ્વાનો પાસેથી જ્ઞાન લીધું. તેની પછીના ખાલિફાએ પણ વિદ્યાને ઉત્તેજન આપ્યું. બસરા, દમાસ્ક, ઇસ્ફહાન, બલ્ખ, બોખરા વગેરે શહેરો વિદ્યાનાં મુખ્ય મથકો હતાં. સ્પેનમાં સેવિલ, ગ્રાનેડાદિક નગરોમાં પણ તેમણે પાઠશાળાઓ સ્થાપી. ફારસીમાં શાહનામુ રચનાર ફિરદુશી નામનો પ્રસિદ્ધ કવી પણ આજ જમાનામાં ઉત્પન્ન થયો હતો. ચીના લોકોના વિદ્યાના ગ્રંથો જાણવામાં આવ્યા નથી, પરંતુ તેમની રાજ્યનીતિ ઘણીજ સારી માલૂમ પડે છે. ત્યાં જુગાર પણ દાખલ થએલો જણાય છે. સ્ત્રીઓને હલકાં પ્રાણીઓ જેવી ગણી છે. નોકરો પરીક્ષાના પરિણામ મુજબ નિમવામાં આવતા સ્ત્રીકેળવણી પણ દાખલ થએલી નજરે પડેછે, અને એ લોકો બૌદ્ધધર્મી હોવા છતાં માંસાહારી છે.

યૂરોપમાં આ સમયે વહેમ અને અંધકાર વ્યાપી રહ્યો હતો શાસ્ત્રોમાને અરબીમાંથી લાતિનમાં ભાષાંતર કરાવ્યાં. ઈંગ્લાંડમાં પણ ઓક્સફર્ડ અને કેમ્બ્રીજ પાઠશાળાઓ સ્થપાઇ હતી. સ્પેનમાં આરબોની મારફતે અંકગણિત, બીજગણિત, રેશમી અને સુતરાઉ કાપડની બનાવટ દાખલ થયાં. આ જ જમાનાની અંદર યૂરોપમાં ખ્રિસ્તિધર્મ પ્રસર્યો. તેમનો મુલક

યા ધર્મગુરૂ પ્રિસ્ટ કે ક્લાર્જિ શહેરમાં રહેતો. તે મુલ્કાંના ઉપરી બિશપ અને તેના ઉપર આર્ચ બિશપ હતા. ખ્રિસ્તિ રાજ્યના બે ભાગ થવાથી બે આર્ચ બિશપો થયા હતા. એક ઇસ્તામ્બુલમાં અને બીજો રોમમાં રહેતો. તેમણે ઘણા ઘણા મૂર્તિપુજા જેવા વહેમ દાખલ કર્યા પણ આખરે મૂર્તિભંજક ધર્મ પ્રબળ થયો. પશ્ચિમ યૂરોપના લોક મૂર્તિપૂજક હતા. તેઓ પોપની સરદારી નીચે મૂર્તિનું ખંડન કરનાર લોકોની સામા થયા અને ફતેહ પામ્યા. પોપે રાજ્યસત્તા મેળવી અને પોતાની સત્તા બીજા રાજ્યો ઉપર વધારી. પોપ રાજ્યને અંગે અતિ દુર્ગુણી અને વિષયી થવા લાગ્યા. જર્મનિના રાજેંદ્ર ઓથોએ તેમની સત્તા છીનવી લીધી અને તેમને પોતાને આધીન કર્યા. પછી પાછું કાળચક્કર ફર્યું અને પોપનું જોર વધ્યું. એ વેળા હિલ્દેબ્રાંદ નામે પ્રતાપી ૭ મો ગ્રેગરી નામે પોપ થયો. તેણે તાલુકદારોના જૂલમથી પીડાયલા લોકોને પોતાના પક્ષપર લીધા. તેણે સાધુઓની અનીતિ દૂર કરી તેમને પોપના હુકમમાં આણ્યા. પછીથી તેણે પોપના રાજ્યનો વિસ્તાર કરવાનો અને જર્મનિના રાજેંદ્રનું ઉપરીપણું કાઢી નાંખી સ્વતંત્ર થવાનો પ્રયત્ન કર્યો. પોપનું આસન ખાલી પડે ત્યારે પ્રગણાના આચાર્યો નવો પોપ નીમે, એવો ઠરાવ તેણે ધર્મગુરૂઓની સભામાં કરાવ્યો. તેણે પોતાની સત્તા ધીમે ધીમે ઇટાલિ, નૉર્વે, ઈંગ્લાંડ વગેરે દેશોમાં જમાવી. જર્મનિનો ચોથો હેન્રિ નામે શહેનશાહ નબળો હોવાથી તેના વખતમાં હિલ્દેબ્રાંદે પોતાની સત્તા જર્મનિમાં જમાવી. તેણે બે મોટા સુધારા દાખલ કર્યા હતા. (૧) ધર્મગુરૂઓને કુંવારા રાખવા, અને (૨) પોપને આચાર્ય નિમવા. એ બે સુધારાથી ધર્મગુરૂઓમાં એકસંપ અને પોપને આધીનતા દાખલ કીધી. ક્રુસેદ નામની ધર્મ સંબંધી રાઢ આ સમયે ઊઠી તેથી પોપનો પ્રતાપ વધ્યો. મુસલમાનો પાસેથી જેરૂસેલમ છોડાવવાની મતલબથીજ એ ધર્મયુદ્ધ શરૂ થયું હતું. જેરૂસેલમમાં ખ્રિસ્તિધર્મ સ્થાપનાર ઇસુખ્રિસ્તની કબર હતી ત્યાં ખ્રિસ્તિ લોકો જાત્રાએ જતા હતા. તુર્ક લોકો તેમને ઘણાજ હેરાન કરતા હતા તે વાત યૂરોપમાં પ્રસર્યાથી પાલેસ્ટાઇન મુસલમાનોના હાથમાંથી છોડાવવાનો વિચાર ઉત્પન્ન થયો. પછી પીટર તથા અરબન નામના સાધુઓએ દેશદેશ ફરીને જુસ્સાથી ભાષણો કરી યૂરોપના જોદ્ધાઓને ઉશ્કેર્યા. ધર્મની લઢાઇમાં જવાને જેઓ તૈયાર થયા તેમણે ખ્રિસ્તિદેવળોનાં

ઉપર માલૂમ પડેછે એવી ક્રુસ (+) નિશાની પોતાના જમણા હાથ ઉપર કોત્તરાવી તેથી તેનું નામ ક્રુસેદ પડ્યું. જે એ ધર્મયુદ્ધમાં પડશે તે સ્વર્ગે જશે, એવું સર્વે ધર્મગુરૂઓએ જાહેર કર્યું. તેથી એક મોટી સેના ઊભી થઇ, તેની સરદારી એક બહાદુર ગોડફ્રે નામના એક યોદ્ધાએ લીધી. ફ્રાંસનો કુવર હ્યુ, ઇંગ્લાંડના રાજાનો ભાઇ રોબર્ટ, વગેરે ઘણાક મોટા માણસો એમાં સામેલ થયા. એ સેના ઘણી બહાદુરીથી લઢી અને સને ૧૦૯૯માં જુલાઇ મહિનાની ૧૫ મી તારીખે મુસલમાનોના હાથમાંથી જેરૂસેલમ છોડાવવામાં ફતેહ પામી. પરન્તુ ખ્રિસ્તિઓને અનેક સંકટો વેઠવાં પડ્યાં હતાં.



# अध्याय ४ थो.

## ઈ. સ. ૧૧૦૦ થી ૧૩૦૦ સુધી.

## खंड १ लो.

**ગજનવી અને ગોરી વંશો-હિંદુસ્તાનનાં રાજ્યો-ગૂજરાતનું રાજ્ય.**

ઇસ્વી સનના બારમા સૈકાની શરૂઆતમાં અફ્ગાનિસ્તાન અને પંજાબ એ દેશો ગિજનવી વંશના મસાઉદ સુલતાનના તાબામાં હતા. એણે ગંગા નદી સુધીનો મૂલક જીતી લીધો, અને લાહોરમાં રહીને રાજ ચલાવ્યું (ઇ. સ. ૧૧૧૪). એને બે દીકરા હતા, અર્સલાન અને બેહેરામ. એમાંના પહેલાએ બીજાને કેદ કરી બાપના મરણ પછી રાજ્ય કબજે કર્યું. એ કામ એની માને ગમ્યું નહિ તેથી તેણીએ પોતાના ભાઈ સુલતાન સંજર સેલજુકીની પાસે અર્સલાનને ગાદીએથી ઉઠાડાવી બેહેરામને બેસાડ્યો (ઇ. સ. ૧૧૧૮). એણે લાંબી મુદ્દત રાજ્ય કર્યું પણ આખરે ગોરી વંશના અલ્લાઉદ્દીને તેની ખરાબી કરી. બેહેરામને કુતુબુદ્દીન ગોરી નામે જમાઇ હતો. એ સસરા જમાઈ વચ્ચે અણબનાવ થયાથી જમાઇને સસરાએ મારી નંખાવ્યો. વૈર વાળવાને કુતુબનો ભાઇ સૈફુદ્દીન ગિજની ઉપર ચઢી આવ્યો, અને બેહેરામ ત્યાંથી નાઠો. થોડા કાળ કેડે બેહેરામ પાછો આવ્યો અને જય પામ્યો. સૈફુદ્દીન પકડાયો અને માર્યો ગયો. આ સમાચાર સાંભળી કુતુબના બીજા ભાઇ અલ્લાઉદ્દીને આવી બેહેરામને હરાવ્યો. ગિજની શહેરને લૂંટાવીને બાળી નંખાવ્યું. બેહેરામ હિંદુસ્તાન ભણી નાસતાં માર્ગમાં મરણ પામ્યો (ઈ. સ. ૧૧૫૨). એ રીતે

અફ્ગાનિસ્તાનની ગાદી ગોરીવંશને હાથ જઈ ગિજની વંશનો અમલ ઉતર્યો. બેહેરામના છોકરા નામે ખુશરૂએ લાહોરમાં આવી રહેલા મૂલક ઉપર સાત વર્ષ હકુમત કરી. ત્યારપછી તેના પુત્ર ખુશરૂ મલેકે ગાદીએ બેસી વીશ વર્ષ રાજ્ય કર્યું. ઈ. સ. ૧૮૮૬માં ગોરીવંશના બાદશાહે તેનું રાજ જીતી લેઇ ગિજની વંશનો અંત આણ્યો.

અફ્ગાનિસ્તાનની ગાદીએ અલાઉદ્દીન ગોરીની પછી તેના ભત્રીજા ગ્યાસુદ્દીન તથા મહમદ શહાબુદ્દીન ગોરી બેઠા. એ બેઉ મળીને રાજ કરતા. ગ્યાસુદ્દીન સ્વદેશની સંભાળ કરતો અને શહાબુદ્દીન પરમૂલકો જીતવા જતો. ઈ. સ. ૧૧૭૬ થી શહાબુદ્દીન હિંદુસ્તાન જીતવાપર મંડ્યો. તેણે ખુશરૂ મલેકને કેદ પકડી તેનું રાજ્ય હરણ કર્યું, ગૂજરાત અને સિંધ ઉપર સ્વારીઓ કરી, અને દિલ્હીનું રાજ્ય આખરે વશ કર્યું.

એ વખતે દિલ્હી, કાશી, અજમેર, કનોજ, માળવા, અણહિલ્લવાડ એ વગેરે મોટાં રાજ્યો ઉત્તર હિંદુસ્તાનમાં હતાં. એ રાજ્યોને આધીન રાજ્યો ઘણાં હતાં, અને તે સિવાય એથી નાનાં સ્વતંત્ર રાજ્યો પણ બીજાં હતાં. રાજ્યકર્ત્તા રજપૂતો હતા. દક્ષિણ હિંદુસ્તાનમાં પણ નાનાં મોટાં રાજ્યો હતાં. અણહિલ્લવાડના રાજાઓની સત્તા સૌરાષ્ટ્ર (જેને હાલ કાઠિઆવાડ કહેછે તે) ઉપર અને આસપાસના કેટલાક બીજા દેશો ઉપર ચાલતી હતી. એ રાજ્યનો ઇતિહાસ મળ્યો છે તે ઉપરથી એ સમેના બીજા રાજ્યોની હાલતનો સુમાર કાઢવો, એ વિના બીજો ઇલાજ નથી, કેમકે તેઓનો હેવાલ હજી સુધી જડ્યો નથી. દિલ્હી, અજમેર ને માળવાને લગતી વાતો મળી છે, તે ગૂજરાતના રાજ્યના સંબંધમાં છે, માટે તે એની અંદર આવશે.

આ સમે ગુર્જરપતિ પ્રતાપી રાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહ હતો. સાધારણ લોકમાં તે સધરા જેસિંઘ નામે ઓળખાય છે. એ ગાદીએ બેઠો તેવારે નાની વયનો હતો, તેથી તેની ખબરદાર મા મીનલદેવીએ કેટલાંક વર્ષ સુધી તેની વતી રાજકારભાર ચલાવ્યો. એ બાઇનાં બંધાવેલાં તળાવ ગૂજરાતમાં હજી રહેલાં છે. મોટા થયા પછી સિદ્ધરાજે પણ મોટાં તળાવ અને દેરાં બંધાવવાનું કામ જારી રાખ્યું. રાજાની બાહ્યાવ-

વસ્થાનો લાભ લેઇને માળવાના રાજા યશોવર્માએ ગૂજરાત દેશ ઉપર સ્વારી કરી. યુદ્ધ ન કરતાં મંત્રીએ તેને નાણું આપી પાછો વાળ્યો, તેથી બાળરાજાએ નાખુશ થઇ ઉમ્મરે પહોંચ્યા પછી, માળવા દેશ જીતવાનો મનમાં નિશ્ચય કર્યો; ને એ ઠરાવ પહેલી તકે અમલમાં આણ્યો.

માળવા તાબે કરી યશોવર્માને યુદ્ધમાં હરાવી કેદ પકડી અણહિલ્લવાડમાં લાવ્યો, તથા આસપાસના ઘણાક નાના રાજાઓને વશ કર્યા. જુનાગઢના ખેંગાર જોડે રાણકદેવડી નામે રૂપાળી સ્ત્રી સંબંધી રાઢ થઈ તેમાં જયસિંહ ફતેહ પામ્યો અને તેથી તે આખા સોરઠ દેશનો ધણી થયો. ૪૯ વર્ષ રાજ કરી તે ઈ. સ. ૧૧૪૩ માં મરણ પામ્યો. એના વખતમાં મુસલમાનોએ ગૂજરાત ઉપર ચઢાઇ કરેલી જણાતી નથી.

સિદ્ધરાજની ખાલી પડેલી જગાએ તેનો સગો જૈનધર્મી કુમારપાળ બેઠો. એ પચાસ વર્ષની પાકી ઉમરનો હતો. તે બુદ્ધિવાન અને અનુભવી હતો. આગી રાજાના દ્વેષને લીધે તેને બહુ દુઃખ વેઠવું પડ્યું હતું. એ રાજા પણ પરાક્રમી હતો. કોકણના, માળવાના, મારવાડના, અને નાગોરના રાજાઓનો તેણે પરાભવ કરી ઘણી મોટાઇ મેળવી. એના વખતમાં હિમાચાર્ય નામે મહા વિદ્વાન સાધુ હતા તેમના બોધ પ્રમાણે રાજાએ માંસાહાર તજ્યો અને પ્રજાને હિંસા નહિ કરવાનું ફરમાવ્યું. આનક નામે સોલંકી રજપૂત એનો મસીઆઈ ભાઇ હતો. તેને વાઘેલ ગામ તથા સામતની પદવી આપી પોતાની પાસે રાખ્યો હતો. એ આનકના વંશજો ગાદીપતિ થયા. ૩૦ વર્ષ રાજ્ય કરી સને ૧૧૭૪ માં કુમારપાળ મરણ પામ્યો.

એની પછી એનો ભત્રીજો અજેપાળ ( અજયપાળ ) રાજા થયો. તે વેદધર્મી હોવાથી તેણે શ્રાવકોને હેરાન કર્યા. તેનાં બીજાં કામ નિંદા કરવા જોગ હતાં. સને ૧૧૭૭ માં કોઇ વેરીએ તેના પેટમાં કટાર મારી તેની હત્યા કરી.

અજેપાળ પછી તેનો કુંવર બાળમૂળરાજ સિંહાસને બેઠો, પણ માત્ર તે બે વર્ષ રાજ કરી મરણ પામ્યો. તેની પછી તેનો કાકો ભોળો

ભીમ દેશાધિપતિ થયો. બાળમૂળરાજનું આ સમે મરવું અને આ અ-વિચારી પણ પરાક્રમી અને શૂરા ભીમનું ગૂજરાતની બળવાન ગાદીએ બે-સવું એ આખા ભરતખંડને મહા દુઃખદાયક થઈ પડ્યું. નબળા પડી ગ-યલા ગિજની વંશને ઠેકાણે આ વેળા જબરો ગોરીવંશ આવી હિંદુસ્તા-ન જીતવાને ટાંપી રહ્યો હતો. પંજાબ દેશ તેમના કબજામાં આવ્યો હતો તેથી દિલ્હી અને સાંબર (અજમીર)નાં રાજ્યો રજપૂત રાજ્યોની ઢા-લ જેવાં હતાં. પઠાણોના હુમલા વારંવાર તેમના ઉપર થતા. બલવાન અ-ને બહાદુર કાબુલીઓ જોડે મુશ્કિલીથી પૂરા પડી શકે એવી હાલતમાં એ રાજ્યો હતાં, તેવામાં ભીમે પાછળથી જઇ તેઓને નબળાં કર્યાં.

એ સમેના રજપૂતો માંહોમાંહે વઢવામાં શૂરા હતા, તથાપિ પર-દેશીઓ જોડે હાથ મેળવવામાં કાચા હતા. વળી દીર્ઘ દૃષ્ટિ અને સંપ તેમનામાંથી નાસી ગયેલાં જણાયછે. પડોશમાં મુસલમાનોનું અતિ બળ-વાન રાજ્ય સ્થપાયું હતું, તેથી બચવાના ઉપાય ઉપર મન ઘાલેલું જણા-તું નહોતું. ઉલટું માંહોમાંહે વઢી બળહીન થતા જતા હતા. કનોજના રાઠોડ રાજા જયપાળે દિલ્હીના તુમાર રાજા અનંગપાળ ઉપર સ્વારી ક-રી. એ પ્રસંગે સાંબર (અજમીર)ના ચોહાણ રાજા આનંદદેવના કુંવર સો-મેશ્વરે દિલ્હીની કુમકે જઇ રાઠોડને મારી કાઢ્યા. એ મદદથી ખુશી થ-ઇને દિલ્હીપતિએ સોમેશ્વરને પોતાની એક કુંવરી દીધી. એ લગ્નથી પુત્ર થયો, તેનું નામ પૃથુરાજ પાડ્યું હતું. દિલ્હીના રાજાને દીકરો નહતો, તેથી તેણે પૃથુરાજને ખોળે લેઈ રાજપાટ સોંપ્યું. એ રીતે પૃથુરાજ દિલ્હી અ-ને અજમીર (સાંબર) એ રાજ્યનો ધણી થયો. વળી તે જાતે શૂરો અ-ને બુદ્ધિવાન હતો, તેથી એનું રાજ્ય આસપાસના રજપૂત રાજ્યોથી વ-ધારે બળવાન થયું હતું. એ સમે એવું થવાની જરૂર પણ હતી.

ગૂજરાતનો રાજા ભીમદેવ પણ બહુ બળીઓ હતો. એણે પૃથુરાજ જોડે સંપ કરી આર્ય ભૂમિનું રક્ષણ કરવું ધાર્યું હોત તો એ વખતે મ્લે-ચ્છોને હાથે ભરતખંડની ખરાબી થાત નહિ, અને રાજપુત્રોની ઇજ્જત ર-હેત. ભીમનું મન જૈનધર્મ ભણી વળેલું હતું, ને તેનો માનીતો મસલ-ત આપનાર અભરસી નામે જાદુગર જૈન જતી હતો. રાજા ને જતી

બંને અભિમાની અને અવિવેકી હતા. એ કાળે આબુગઢમાં જેતસી પરમાર નામે રાજા રાજ કરતો હતો, તેને ઇચ્છની કરીને ફુટડી બેટી હતી. એ કન્યાને પૃથુરાજ વેરે સંબંધ થયો હતો, તેમ છતાં ભીમે તેનું માગું કર્યું. પરમાર રાજા એ માગણી સ્વીકારી શક્યો નહિ, માટે ભીમદેવે જઇ આબુનું રાજ જીત્યું. શહાબુદ્દીન ગોરી રજપૂતોનો ભોગ લેવાને ટાંપી રહ્યો હતો, તે યાદ દેવડાવી ભીમના અનુચરોમાંના ડાહ્યાજનોએ સલાહ આપી કે એટલેથી અટકવું. અજમેર ઉપર જઇ ચોહાણને નબળા પાડવા નહિ. પણ એ મસલત ગુર્જર રાજાને અને તેના જૈન મિત્રને ગમી નહિ ગૂજરાતની ફોજ અજમેર ગયાની ખબર સાંભળી મુસલમાન લશ્કર પણ ચઢી આવ્યું. આ વેળા તો ચોહાણોએ ખૂબ મર્દાઈ કરી ગોરી અને ગુર્જર બેઉને પાછા હઠાવ્યા અને મોટી નામના મેળવી, પણ લઢાઇનો અંત આવ્યો નહિ. ભીમદેવના કાકા સારંગદેવને સાત કુંવર હતા તેઓ રીસાઇને અજમેર જઇ પૃથુરાજને આશરે રહ્યા હતા. એક દિવસે તેમનામાંના એકે ભરી દરબારમાં સહજ મૂછે તાર નાંખ્યો. એથી ચોહાણનું અપમાન થયું એવી કલ્પના કરી એક સરદારે પેલા કુંવરનું માથું ઝટ દઇ વાઢી નાંખ્યું. જુવો એ વેળાના રજપૂતો કેવા તીખા હતા. આ ઘાતકી કર્મ જોઇ મરનારના છ ભાઇ સમશેર ખેંચી ઊભા થયા. રાજમંદિરમાં કતલ ચાલી ને છ એ પડ્યા, ત્યારે સોંતાઇ ઘણા માણસના પ્રાણ ગયા. પૃથુરાજ તથા પ્રજા એથી નાખુશ થઇ. ધુંધવાઇ રહેલો ભીમ વૈર લેવાને ઊભો થયો. ગુર્જરસેના ચોહાણના મૂલકમાં પેઠી. પૃથુરાજનો પિતા સોમેશ્વર તેની સામો આવ્યો. યુદ્ધ થયું તેમાં હજારોના જીવ ગયા, સોમેશ્વર પડ્યો અને ચાલુક્ય રાજા ફતેહ કરી પાછો ફર્યો. પાછળ ચોસઠ હજાર જોદ્ધાની સેના સહિત પૃથુરાજ આવ્યો. રજપૂત અને કોળી મળી એક લાખ લઢનારા લેઇ ભીમ સામો ગયો. દારૂણ યુદ્ધ થયું ને પૃથુરાજને જય મળ્યો, પણ બંને બાજુએ હજારો શૂરવીર પડ્યા, અને જખમથી અશક્ત થયા તથા બેઉ રાજ નબળાં પડી ગયાં.

હિંદુસ્તાન જીતવાનો આ વેળા સારો લાગ શહાબુદ્દીન ગોરીએ જવા દીધો નહિ. તેણે ઇ. સ. ૧૧૯૧ માં પ્રથમ પૃથુરાજ સાથે યુદ્ધ જોડ્યું, ત્યારે તેને હારીને પાછા જવું પડ્યું હતું. બે વર્ષ કેડે કમનસીબ

અને મૂર્ખ રજપૂતો માંહોમાંહે વઢી કમજોર થઇ ગયલા જોઇ તે બાર હજાર વીણી કાઢેલા સ્વારો સહિત આવ્યો. સંગ્રામ થયો, તેમાં દિલ્હી અને અજમેરની ફોજો હારી અને પૃથુરાજ શત્રુને હાથ કેદ પકડાઇ મારી ગયો. ગોરી શાહે અજમેર સુધી દેશ લૂંટયો, હજારો રજપૂતને માર્યા અને એ જીતેલા રાજ્યનો સુબો મલેક કુતુબુદ્દીનને નીમ્યો. એ સુબાએ થોડા વખતમાં મીરત વગેરે તુમાર અને ચોહાણના હાથમાં રહેલા ગઢો અને નગરો ખૂંચી લીધાં.

આ વેળા કનોજના રાઠોડ અને ગૂજરાતના ચાલુક્ય (સોલંકી) તથા ચોહાણોના ઉપર ઇર્ષા કરનારાં બીજાં રાજ્યો હરખ પામ્યાં હશે. ભરતખંડના એ વેળાના મોટાં સ્વતંત્ર રાજ્યોમાંનું કોઈ પૃથુરાજની વહારે ચઢેલું જણાતું નથી. એનું કારણ ભય હશે કે ઇર્ષા? ચોહાણનો મૂલક મુસલમાનોને હાથ ગયા પછી પણ તેની આસપાસ મોટાં રજપૂત રાજ્યો અને લાખો લઢવૈયા રજપૂતો હતા; પણ તેમણે એકઠા થઇ મૂઠી જેટલા મુસલમાનોને પાછા કાઢવાનો પ્રયત્ન કરેલો જણાતો નથી. જેઓ માંહોમાંહે આટલી બધી બેડસાઇ હાંકતા હતા તેઓ એવા અધમ થઇ ગયા હશે કે પ્રાસકો ખાઇને ગુપચુપ બેસી રહ્યા હશે? શું તેમણે જાણ્યું નહિ હશે કે હવે આપણે ઠરી ઠામ બેસવું નથી?

ઇ. સ. ૧૧૯૨ માં શહાબુદ્દીને આવી જમનાના કાંઠાનું કનોજનું તથા ગંગાના કાંઠાનું વણારસનું એબે રાજ્યો જીતી સેંકડો દેવળો અને મૂર્તિઓ તોડી હિંદુધર્મનું અપમાન કર્યું. કનોજનો રાઠોડ રાજા જમનામાં ડૂબી મુઓ અને તેના કુંવરો મારવાડમાં નાસી ગયા. હાલ જોધપુરમાં રાઠોડ રાજા છે તે, અને બીજા રાઠોડ રજપૂતો એ કનોજથી આવેલાના વંશજો છે.

કનોજ પછી ગૂજરાતનો વારો આવ્યો. સને ૧૧૯૪માં કુતુબુદ્દીને આવી અણહિલપુર જીત્યું. એ વખતે ભીમદેવ નાસી ગયો, પણ જ્યારે કુતુબુદ્દીન પાછો દિલ્હી ગયો તે વારે પાછા આવી તેણે રાજપાટ વળી સ્વહસ્તે કર્યું. ઇ. સ. ૧૧૯૬ માં નાગોરના તથા બીજા કેટલાક દેશોના રાજાઓને જોડે લેઇ ભીમે અજમેર ઉપર ચઢાઇ કરી, અને કુતુબુદ્દીનનો

પરાભવ કરી અજમેરને ઘેરો ઘાલ્યો. એ ઘેરામાં એટલો બધો વખત ગુમાવ્યો કે કુતુબુદ્દીને માગેલી કુમક ગિજનીથી આવી પહોંચી. રજપૂતો ઘેરો ઊઠાવી ચાલતા થયા. કુતુબુદ્દીને પાછળ મોટી લઢાઇમાં તેમને હરાવ્યા. ૫૦૦૦૦ હિંદુઓ રણમાં પડ્યા અને ૨૦૦૦૦ કેદ પકડાયા. કુતુબુદ્દીને આવી અણહિલવાડ પાટણ સર કર્યું. તે પાછો દિલ્હી ગયો એટલે ભીમદેવે પોતાની રાજધાની કબજે કરી. એ રાજા ઇ. સ. ૧૨૧૫ માં મરણ પામ્યો.

ગ્યાસુદ્દીનનું મરણ થવાથી શહાબુદ્દીન ગિજનીની ગાદીએ બેઠો. ઈ. સ. ૧૨૦૫ માં તેનો કાળ થયો, અને તેની પછી તેનો ભત્રીજો મહમદ તખ્તનસીન થયો. તેનાથી બધો મૂલક સચવાયો નહિ, માટે કુતુબુદ્દીને હિંદુસ્તાનમાં સ્વતંત્રપણે પાદશાહના ઇલકાબથી અમલ કર્યો, તથા અયોધ્યા, બહાર, તથા બંગાળાનાં રાજ્યો વશ કર્યાં. તેનું મરણ ઇ. સ. ૧૨૧૦ માં થયું. એ પ્રમાણે હિંદુસ્તાનમાં મુસલમાની રાજ્યની સ્થાપના થઇ તેને પુષ્ટી આપવાને ઘણા પઠાણો દિલ્હીના પાદશાહની ફોજમાં વખતે વખતે ભળ્યા અને આખા દેશમાં ફેલાયા; પણ એ પછી સેંકડો વર્ષો સુધી ગિજનીના કે બીજા કોઇ અફગાન રાજાએ દુનિયાની તવારીખમાં દાખલ કરવાજોગ કર્મો કર્યાં નથી.

કુતુબુદ્દીન પ્રથમ ગુલામ હોઇ મોટે દરજ્જે ચઢ્યો હતો, તેથી એનાથી શરૂ થયેલું રાજકુળ ગૂલામકુળ કહેવાય છે. એ ગૂલામવંશે ઇ. સ. ૧૨૦૫ થી ઇ. સ. ૧૨૮૮ સુધી દિલ્હીની ગાદી ભોગવી. એ ઓલાદનો બીજો પાદશાહ આરામ હતો, તેમાં કાંઇ માલ નહતો. તેની પછી અલ્તમશ થયો. તેણે સિંધ અને માળવા પ્રાંતો રજપૂતોના હાથમાંથી લેઇ લીધા, અને બહાર તથા બંગાળામાં મુસલમાની અમલ પાકો કર્યો. સને ૧૨૩૬માં તેનું આવરદા પૂરૂં થયાથી તેનો બેટો રૂકનુદ્દીન ગાદીનો ધણી થયો. પણ તે વિષયી હોવાથી રાજ કરી શક્યો નહિ, તેથી તેજ વર્ષમાં તેની બેન રઝીઆબેગમ તેને ઠેકાણે અધિપતિ થઇ. એ વેળા ઉમરાવ એટલે લશ્કરી સરદારોનું જોર ઘણું હતું, તેમની મદદથી એ ફેરફાર થયો હતો. કેટલાંક બંડો બેસાડવામાં બેગમે હોશિયારી દેખાડી, પણ તે-

ણીને અમીરો જોડે બન્યું નહિ તેથી મારી ગઇ (ઇ. સ. ૧૨૩૯). એની પછી એના ભાઇ મવજુદ્દીનના દીકરા ગસાઉદ્દે અમલ કર્યો. એ બંને કેદ પડી મુઆ; એ વખતથી મોગલલોકની સ્વારીઓ થવા લાગી અલ્તમસનો પૌત્ર નાસરૂદ્દીન મહમદ પાદશાહ થયો. રાજમાં ઉઠેલાં બંડો એણે બેસાડી દીધાં તથા મોગલોના હલ્લા પાછા વાળ્યા. વીશ વર્ષ રાજ ચલાવી સને ૧૨૬૬માં તે મુઓ, ત્યારે તેના વજીર ગ્યાસુદ્દીન બુલબનને પાદશાહી મળી. એ નિર્દય પણ શૂરો અને ખબરદાર હતો. મેવાડમાં થયલું રજપૂતોનું ભારે બંડ એક લાખ માણસ મારી તેણે સમાવ્યું, અને તોફાન કરનારાને ભરાઇ રહેવાની ઝાડીઓ કાપી મેદાન કરી દેશ વસાવ્યો. મુસલમાન બળવાખોરોનો પરાભવ કરી કુલ રાજ્ય કબજામાં આણ્યું; ઇરાનથી મોગલ ફોજ ચઢી આવી હતી તેને પણ એના છોકરા મહમદે હરાવી. સને ૧૨૮૬માં તેનો કાળ થયો. તેની પાછળ કૈકુબાદને રાજગાદી મળી. માઠી ચાલથી તે રોગી થઇ ગયો, માટે તેના સરદારોએ બંડ કરી તેનો પ્રાણ લીધો, અને જલાલુદ્દીન ઉર્ફે ફિરોજ ખીલજી નામે ઉમરાવને પાદશાહ બનાવ્યો (ઈ. સ. ૧૨૮૮).

**ખીલજી વંશ**—રાજ્યાધિકાર પ્રાપ્ત થયો તે વારે જલાલુદ્દીન ૭૦ વર્ષનો હતો. રાજકાજ કરવાને જોઇએ તેટલી અક્કલ એનામાં હતી, પરંતુ તે હદથી વધારે દયાળુ હતો તેથી હરામખોરોથી પ્રજાને પીડા થઇ. પંજાબ ઉપર મોગલો ચઢી આવ્યા હતા તેમનો પરાજય કર્યો, તેથી તેઓ સલાહ કરી પાછા ગયા. તેમનામાંના ત્રણ હજારે લશ્કરી નોકરી કબુલ કરી, ને થોડા વખત પછી મુસલમાની ધર્મ સ્વીકાર્યો. કેટલાંક બંડ પાદશાહે તોડ્યાં, પરંતુ તરત બળવાખોરોને માફી બક્ષવાથી તેનો ત્રાસ બેઠો નહિ. અલ્લાઉદ્દીન નામે તેનો ભત્રીજો મોટો લઢવૈયો હતો તેણે વરાડ પ્રાંત ઉપર સ્વારી કરી ઇલીચપુર સુધી દેશ લૂંટ્યો. દેવગિરી જે હાલ દોલતાબાદ કહેવાય છે, ત્યાંના રજપૂત રાજાના કુંવર રામદેવને હરાવી તેનો કેટલોક મૂલક જીત્યો. દક્ષિણ હિંદુસ્તાનમાં મુસલમાનોએ આ પહેલી વારનો પ્રવેશ કર્યો. માયાળુ ને સદ્‌ગુણી પાદશાહને આ ક્રૂર અને દુષ્ટ ભત્રીજાએ મારી નંખાવી પોતે ગાદીપતિ થયો. જલાલુદ્દીનના પુત્રોની પણ તેનાજ જેવી વલે કરી (ઈ. સ. ૧૨૯૫).

સોલંકી (ચાલુક્ય) રજપૂતોની વાઘેલ કરીને શાખા હતી. તેનો મૂળ પુરૂષ અર્ણોરાજ, કુમારપાળનો મશીઆઇ ભાઈ હતો. એ અર્ણોરાજ રાજાનો પુત્ર લવણપ્રસાદ પરાક્રમી હોઇ ભોળા ભીમદેવનો મંત્રી અને ધોળકા પરગણાનો જાગીરદાર થયો હતો. ભીમના મરણ પછી એણે તથા એના યોગ્ય કુંવર વીરધવળે ગૂજરાતનું રાજ્ય જીતી લીધું. ભીમદેવને કોઇ વારસ નહતો એવું જણાય છે. વસ્તુપાળ અને તેજપાળ નામે બુદ્ધિવાન વણિક જોદ્ધા લવણપ્રસાદના પ્રધાન હતા. વીરધવળે પણ એમને તે જગાએ રાખ્યા હતા. એ વાણીઆની ચતુરાઇ અને બહાદુરીથી વાઘેલ પતિને ગૂજરાતનું રાજ્ય મળ્યું અને મુસલમાનોને પણ તેમણેજ દૂર રાખ્યા. આબુ ઉપરના સુંદર જૈન દહેરાના બંધાવનાર એજ હતા. વીરધવળનો દેહ પડ્યો ત્યારે તેના મૂડદાં જોડે તેના ૧૮૦ સેવકો બળી મુઆ, તે ઉપરથી જણાયછે કે એ જંગલી ચાલ એ વેળા પૂર જોરમાં હતો.

વીરધવળ પછી તેનો કુંવર વિશળદેવ ગાદીએ બેઠો. એ વંશમાં એણેજ પ્રથમ રાજ્યચિન્હ ધારણ કર્યા. લવણપ્રસાદ તથા વીરધવળે એમ કર્યું નહતું. આ ત્રણે રાજાના મરણ વગેરેના વરસ જડ્યાં નથી. ઇ. સ. ૧૨૬૪ ની સાલમાં લખાયલા લેખમાં વિશળદેવ પછીના રાજા અરજુનદેવનું નામ છે. આ વખતે ગૂજરાતની સેનામાં મુસલમાનધર્મી પરદેશીઓ નોકરી કરતા હતા. અરજુનદેવ, પછી લવણદેવ, પછી સારંગદેવ, અને તેની પછી ગૂજરાતનો છેલ્લો રજપૂત રાજા કરણ થયો. ઈ. સ. ૧૨૯૬ માં દિલ્હીના અલ્લાઉદ્દીન ખૂનીએ મોકલેલી ફોજે આવી ગૂજરાત જીતી લીધું. રાજા કરણ દેવગઢના મરાઠી રાજાના આશ્રયમાં જઇ રહ્યો. દેશની ભારે ખરાબી થઇ, અને અણહિલ્લવાડનું હિંદુ રાજ્ય સમાપ્ત થયું.

# ખંડ ૨ જો.

**મુગલ સરદાર-ઝંધીસખાન અને તેના પુત્રોનો દિગ્વિજય-ચીન દેશમાં મુગલ રાજ્યની સ્થાપના-એશિઆ તથા યૂરોપના દેશોમાં તેમના વિજય-બગ્દાદના ખાલિફાની સત્તાનો અંત.**

મુગલરાજ્યની ઉત્પત્તિ, વધારો, અને વિસ્તાર આશ્ચર્યકારક છે. જે વિશાળ રાજ્ય મેળવવાને રોમના લોકને પાંચસેં વર્ષ લાગ્યાં તેનાથી વધારે મોટું મુસલમાન થયલા આરબોએ સીત્તેર વર્ષમાં સંપાદન કર્યું. એ કામમાં આરબોથી કોઇ ચઢે એવું સંભવતું નહતું પરંતુ મોગલોએ એથી ઓછા કાળમાં વધારે મૂલક જીતી તેમને પાછળ મૂકયા. માત્ર ઝંધીસખાનના વખતમાં તેમણે પૂર્વ પશ્ચિમ છ હજાર મૈલ (ચાર હજાર કોશ) અને ઉત્તર દક્ષિણ ત્રણ હજાર મૈલ (બે હજાર ગાઉ)થી વધારે પ્રદેશ તાબે કર્યો.

જે મહા વિશાળ પ્રદેશને પ્રાચીન વિદ્વાનોએ સિથિઆસ્કુથી, કે શાક દેશ કે તુરાન કહ્યો છે, ને હાલ જેને તાતાર કે તાર્તરિ દેશ કહેછે. તેનો વિસ્તાર ઘણો છે, તથા તેમાં વસનારા લોકની સંખ્યા મોટી, જાત, ભાષા, રીતભાત, અને શહેરની બાંધણી જુજવી છતાં વખતેતે સર્વેને ભૂલથી એક પ્રજા ગણવામાં આવી છે. તુર્ક અને મુગલ અસલ એ જાતોમાંના, અને એમાંના કેટલાક પ્રાંતોના વતની હતા. એ બધી જાતો વારંવાર માંહોમાંહે કજીઆ અને મારામારી કરેછે. પરંતુ જ્યારે તેમનામાં કોઇ મહા બુદ્ધિવાન લસ્કરી સરદાર ઉત્પન્ન થાયછે, ત્યારે તેના હાથ નીચે સઘળા એકઠા થઇ પરદેશો લૂંટવા તથા જીતવા નીકળેછે. એ લોકો ગોવાલ્ય અને નિર્ધન સ્થિતિમાં છે; ને સ્થાવર ઘરબાર ન હોવાથી જ્યાં જાયછે ત્યાં પોતાની થોડી જંગમ મિલકત હોય તે જોડે લેઇ જાયછે. જે પ્રાંત એક જાતે છોડયો તે બીજી જાત આવી કબજે કરેછે. એથી કરીને યુદ્ધમાં તેઓ

ઘણા ભયંકર છે. કેમકે જીતવું કે મરવું એ વિના બીજો ઉપાય નથી. તેમને પાછા ફરવાની જગ્યા નથી. એક ટોળીને બીજી ટોળી લઢાઇમાં કુમક કરેછે, પણ તેનો મૂલક પાછો આપતા નથી. જે ફોજ એની સામે લઢતાં હારે તો નાશ પામે કેમકે તેઓ એવા નિર્દય છે કે કોઇને જીવતો જવા દેતા નથી; જે ફોજ એમને હરાવે તેમને લાભ થતો નથી. કેમકે તેમની કનેથી જીતી લેવાનું કાંઇ નથી. એ વગડાઉ પ્રજા આ સમે મુસલમાનધર્મી ન હતી.

એ લોકમાંની મુગલ નામે જાતને ઝંધીસખાંએ મોટી પદવીએ ચઢાવી. એનો બાપ મુગલોની એક ટોળીનો નાયક હતો. એ સરદારના મરણ કાળે એ ટોળીમાં ત્રીશ હજાર કુટુંબ હતાં, અને તેનો પુત્ર તેમુજીન બાળક વયનો હતો. એ ત્રીશ હજારમાંના માત્ર તેર કુટુંબ તેમુજીનને વળગી રહ્યાં, બાકીનાં છૂટાં પડી ગયાં; પણ એ છોકરો જેમ માણસ થતો ગયો તેમ હિંમત, બુદ્ધિ, અને સખાવતને માટે નામના કરતો ગયો. એથી મોગલોમાં તેનું માન બહુ વધ્યું, વાંગખાન કરીને નામનો સર્વોપરિ મુગલ સરદાર હતો તેણે એને પોતાની કુંવરી દીધી. પાછળથી સસરા જમાઇને લઢાઈ થઇ, તેમાં સસરો રણસંગ્રામમાં પડ્યો. પછી સેલિંગા નદીને કાંઠે આખી પ્રજાની મોટી સભા થઇ તેમાં એક મહા મુનિએ ઊઠી કહ્યું કે સ્વપ્નમાં મેં મહા પ્રભુ સરજનહારને તેમના મંત્રીમંડળ આગળ એવું બોલતા સાંભળ્યા કે તેમુજીન "ઝંધીસખાન" એટલે સર્વેથી મોટો રાજા થશે. એ સાંભળી બધા મુગલોએ ઉંચા હાથ કરી પ્રતિજ્ઞા કરી કે એ જ્યાં જશે ત્યાં એની પાસે અમે જઇશું (ઇ. સ. ૧૨૦૬). લાખો જોદ્ધા એની ધજા નીચે હાજર થયા. એ સિપાઇઓ હુકમમાં રહે એવી કવાયતના નિયમો ચલાવી બંદોબસ્તવાળી મોટી ફોજ તૈયાર કરીને ઘણીક તાંતાર જાતોને જીત્યા પછી તેણે ચીનના રાજ્ય ઉપર સ્વારી કરી.

ત્રિજા અધ્યાયના પાંચમા ખંડમાં દર્શાવ્યું છે કે ચીનનો ઉત્તરનો ભાગ મુગલોની એક મોટી ટોળીએ જીતી લેઇ ત્યાંના પાદશાહને બંધીવાન કર્યો હતો. એ વેળા દક્ષિણ પ્રાંતોનો હાકેમ બીજો કાઓ–ત્સંગ હતો. મુગલોને મારી કાઢવાને તથા પાદશાહને છોડાવવાને તેણે ઘણી મહેનત કરી, પણ તે વ્યર્થ ગઇ. પૈસા આપતે પણ તેમણે એનું કહેલું માન્યું નહિ. ભારે

ખંડણી ભરવી કબુલ કરવાથી એના કબજાના પ્રાંતો માત્ર એની કને રહેવા દીધા. એથી એણે તથા એની પછીના બે રાજાએ સુખે અમલ કર્યો. તેમના પછી થનાર નિંગ–ત્સંગ રાજાની બેવકુફાઇથી એ રાજ્યનો અંત આવ્યો. તાતાર લોકની ટોળીઓ દેશ ઉપર હુમલો કરતી હતી; સુબાઓ ફિતુર કરતા હતા, તેમની સામા પૂરા નહિ પડ્યાથી લાંબો વિચાર નહિ કરતાં તેણે ઝંઘીસખાંને મદદે બોલાવ્યો. વાંદરાને હાથ નિસરણી આવી તેવું આ પરાક્રમી સરદારને બન્યું. સ્વજાતીના લોકને તાબે કરી પરવારી કોઇ આવાં કામની વાટ જોતો હતો તેને આ ઇજન આવતાંજ બળવાન સેના સહિત ચીનમાં ધૂસવું સહજ માલૂમ પડ્યું. ચીનાઇ પાદશાહનો મિત્ર ન હોતાં શત્રુ હોય તે પ્રમાણે તે વર્ત્યો. તેના દુશ્મનનો નાશ કર્યો, તેની પ્રજાને લૂંટી અને કતલ ચલાવી મહા કેર કર્યો, અને તેની સત્તા ફક્ત નામની રહેવા દીધી. એ રીતે ઠગાઇથી દુ:ખી થયેલો શાહ સને ૧૨૨૫ માં મરણ પામ્યો, અને તેની ગાદીએ લે–તસંગ બેઠો. એ નવો પાદશાહ પણ પોતાના મહેલમાં કેદી જેવો હતો. એ બનાવ બન્યા પહેલાં તો ચીનનો ઘણોક ભાગ જીતી ઝંઘીસખાન બીજા મૂલકો લૂટવા તથા વશ કરવાને નીકળી પડ્યો હતો.

ચીન જીતવામાં તેને માત્ર પાંચ વર્ષ લાગ્યાં; ચીન પછી કોરિંઆના દ્વીપકલ્પને તાબે કર્યો. ત્યાંથી પશ્ચિમ ભણી મૂલક જીતતો તિબેટમાં આવ્યો, ને તે દેશ વશ કરી કાસ્મીર પ્રાંતમાં ઉતર્યો. ભરતખંડનું મોટું ભાગ્ય કે ત્યાંથી નીચે ન ઉતરતાં ખુરાસાન તરફ ગયો. આ વિકાળ રાજા બહુજ ક્રૂર હતો. માણસજાતના જાનમાલનો નાશ કરવો એને તે આનંદ પમાડનારી રમત કે ગમત સમજતો. એ જગતનો કાળ હતો. ચીનની આથમણી સીમાથી ભૂમધ્ય સમુદ્ર સુધીનું મોટું રાજ્ય તોગ્રલબેગે સ્થાપ્યું હતું. એ ખાનદાનની એક શાખા ખારીજમમાં (ખોરાસાનમાં) રાજ્ય કરતી હતી. ગોરીવંશનો અંત આણીને કારીજમના (કોરાશાંતા) સુલતાનોએ હિંદુસ્તાનની સરહદથી તે ઇરાનની પશ્ચિમ મર્યાદા લગીનો મૂલક તાબે કર્યો હતો. એ રાજ્ય બળવાન હતું; એમાં ધનવાન સમરકંદ નગર વેપારને માટે, અને બોખારા શહેર વિદ્યાને સારૂ પ્રખ્યાત હતાં. છ લાખ લઢવૈયાની ફોજ લેઇ ઝંઘીસે એ રાજ્ય ઉપર ચઢાઇ કરી. સુલતા-

ન અલ્લાઉદ્દીન મહમદ ચાર લાખ જોદ્ધાની સેના સહિત સામે આવી ઊભો, પણ તેનું કાંઇ વળ્યું નહિ. તેના બહાદુર પુત્ર જલાલુદ્દીન મહમદે મુગલોને ખાળવાને ઘણી મહેનત કરી, પણ તે નિષ્ફળ ગઇ અને ખુરાસાનનું બહોળું રાજ્ય વેરીઓને હાથ ગયું. જય કરતો કાસ્પીઅન સમુદ્રને કાંઠે ઝંધીસખાં પહોંચ્યો. રૂશનો શહેનશાહ મોટું સૈન્ય લેઇ વઢવા આવ્યો, અને માર ખાઈ પાછો નાઠો. ઇ. સ. ૧૨૨૭ માં વિજયી પણ ઘાતકી રાજા મરણ પામ્યો. એણે મુગલ રાજ્યને સારૂ કાયદા કાનુન બાંધ્યા. પોતાના મોટા લશ્કરને તે કદી નવરૂં પડવા દેતો નહિ. મરવા પહેલાં તેણે સિંધુથી વાલગા નદી સુધી અને ઇરાની અખાતથી શ્વેત સમુદ્ર લગીનો મૂલક જીત્યો અને અસંખ્ય આદમીના પ્રાણ લીધા. જેઓ જરા પણ સામા થાય તેમને જીવવા ન દેવા એ તેનો ઠરાવ હતો.

એના ચાર પુત્રો અને પ્રપૌત્રો પણ એવાજ સાહસિક, ફતેહમંદ, અને ઘાતકી હતા. પહેલા કુમારનું નામ ઓકતૈ હતું, બીજાનું જુગી કે તુશી, ત્રીજાનું તુલી, અને ચોથાનું જગાતૈ હતું. એ ચારના છોકરાનાં નામ—ગુમુખ, બાતુ, હુલાગુ, અને કુબ્લે હતાં. એ સર્વે એકસંપ કરી ઝંધીસખાનનો દિગ્વિજય કરવાનો ઇરાદો જારી રાખ્યો. વડા કુંવર ઓકતૈખાને ગાદીએ બેસી ભાઈ ભત્રીજાઓને મોટી ફોજો સોંપી દેશો જીતવા મોકલ્યા. તેઓ જ્યાં ગયા ત્યાં ફતેહ પામ્યા. બાતુખાન રૂશિઆ ઉપર ચઢ્યો, અને ત્યાંની ફોજોને હરાવી આખું રાજ્ય તાબે કર્યું (ઇ. સ. ૧૨૩૭). ત્યારપછી એ સરદારે પોલાંદ, હંગરિ અને સિલેશિઆ દેશો વશ કર્યા. હંગરિના રાજા ૪ થા બેલાએ યુદ્ધ કર્યું અને માર ખાધો. બ્રેસલાઉ નગર બાળી મુગલો આગળ વધ્યા. જર્મનિના શહેનશાહ બીજા ફ્રેદરિકે તથા રોમના પોપે આખા યૂરોપની સહાય માગી. સિપાઇઓનાં ટોળેટોળાં આવી મળ્યાં. લિનિત્ઝ શહેરના થડમાં વોલ્સતાડના રણમાં ભારે ખુનરેજી ભરેલો સંગ્રામ થયો, તેમાં યૂરોપીઅનોનો કેવળ પરાજય થયો (ઇ. સ. ૧૨૪૨). મુગલ સ્વારો મોટા ગઢોને ઘેરો ઘાલી શકયા નહિ તેથી દેશ કબજે ન કરતાં પાછા વળ્યા.

હુલાગુખાનની સરદારી તળે ૧૨૦,૦૦૦ મોગલોનું જબરૂં લશ્કર બગ-

ગ્દાદના ખાલિફ્રાનો નાશ કરવાને આવ્યું. ઘેરાના કામને માટે પથરા, બળતા પદાર્થો વગેરે બનાવવાને એની જોડે એક સહસ્ત્ર ચીના કારિગરો હતા (ઈ. સ. ૧૨૫૭). ખાલિફ્રા મુસ્તાસેમે નજરાણા મોકલી નરમાશ દેખાડી દોસ્તી કરવા માગી, પણ મુગલ નાયકે તે વાત ન લેખવતાં નગરને ઘેરવા માંડ્યું.

ખાલિફ્રાનો વજીર ફુટેલો હતો. તેની કપટી સલાહથી, મુસ્તાસેમે પોતાની ફોર્જ દૂર મોકલી વીખેરી દીધી હતી, તેથી હવે લાચાર થઇ ગયો હતો. શહેરના રહેવાસીઓએ વહેમ અને પતરાજીભરેલો સદેસો કહાવ્યો કે ખાલિફ્રાની ગાદી પવિત્ર છે અને અબ્બાસી ખાનદાનને તે પરમેશ્વરે આપી છે તો તું એવો કોણ મોટો છે કે તેની સામા થવાવી હિંમત કરેછે, તું પાછો જા. આ સ્વારીના મોટા ગુન્હાની તેને માફી અપાવવાને વચમાં પડીશું. હુલાગુએ આ ગર્વના બોલને હસી કાઢ્યા અને ઘેરાનું કામ જોરથી ચલાવ્યું. બચવાનો બીજો ઇલાજ રહ્યો નથી એવું જોઇ મુસ્તાસેમ દુશ્મનને શરણે ગયો. પુત્ર પરિવાર, બેગમો, દરબારી ઉમરાવો વગેરેને હારે લેઈ મોગલની છાવણીમાં ખાલિફ્રા ગયો. તેને થોડાક ખિજમતદારો સહિત હુલાગુની હજુરમાં લેઈ ગયા, અને બાકીનાને બહાર રાખી તેમાંના ઘણાકનો ઘાત તેજ દિવસે જંગલી મોગલોએ કર્યો. દગલબાજ વજીરને જીવતો જવા દીધો.

હીજરી સને તારીખ ૯ મી માહે સફ્રર* વાર શુક્રે ( ઇ. સ. ૧૨૫૮ તારીખ ૧૪ મી ફેબ્રુઆરિએ ) હુલાગુએ બગ્દાદમાં પ્રવેશ કરી પોતાના લશ્કરી સરદારોને મોટું ખાણું આપ્યું. જમતી વખતે કેદી બાપડા ખાલિફને બોલાવીને પૂછ્યું કે તારો દાટેલો ખજાનો ક્યાં છે તે બતાવ. મુસ્તાસેમે રાજમંદિરના ચોકમાં મોટું ટાંકું હતું તે દેખાડ્યું. એ-

* મુસલમાની બાર માસનાં નામ—૧ મુહર્રમ. ( મોહોરમ ) ૨ સફ્રર. ૩ રબીઉલ અવ્વલ. ૪ રબીઉસ્સાની કે રબીઉલ આખિર. ૫ જમાદિયુલઅવ્વલ. ૬ જમાદિયુસ્સાની કે જમાદિયુલ આખિર. ૭ રજ્જબ, ૮ શાબાન, ૯ રમઝાન, ૧૦ શબ્વલ, ૧૧ ઝિલક્અદઝીક્દ કે ઝુલકઅદ. ૧૨. ઝિલહજ્જ કે ઝુલહજ્જ કે ઝીહજ્જ.

માંથી અત્યંત ધન નીકળ્યું. તે એટલું કે અતિ લોભી હોય તે પણ તૃપ્ત થાય, પરંતુ એ જંગલી જીતનાર નહિ સંતોષ પામી બિચારા ખાલિફાને ખાવા પીવાનું બંધ કર્યું. ભૂખે ઘણી પીડા પામ્યો, ત્યારે તેણે તે દુઃખ-માંથી દૂર કરવાની અરજી કરી. હુલાગુએ તેની આગળ થાળી ભરીને જવાહીર મૂકીને કહ્યું કે એ ખા. ખાલિફાનો પ્રાણ શી રીતે લેવો એનો વિચાર મુગલો કરવા લાગ્યા. લોકમાં એવો વહેમ ચાલતો હતો કે તેનું લોહી વહે તો જગતમાં મોટો ઉત્પાત થાય, માટે હુલગુએ તેને ચામડા-ના કોથળામાં ઘાલી કોથળાનું મોહું સીવી લીધું ને પછી તે હાલતમાં આખા શહેરમાં ઘસડી તેનો અંત આણ્યો. તેનાં બૈરાં છોકરાં, ચાકર, નફર વગેરે સર્વેના તે નિર્દય હાકેમે જીવ લીધા. એ રીતે અબ્બાસી વં-શની આખર હીજરી સને ૬૫૬ માં નબી મહમદના ૫૬ મા ક્રમાનુયા-ચીની મારફતે એવી માઠી રીતે થઇ. ત્યારકેડે ચાળીશ દિવસ સુધી શ-હેર લૂંટાવ્યું. એ વેળા જે કેર થયો તે વર્ણવતાં ચીતરી ચઢે છે. લાખો આદમીને કાપી નાખી મુગલો રાજ્યના ધણી થયા. કબ્લૈખાનના મરણ કેડે સુબેદારોએ સ્વતંત્ર જેવા થઈ રાજ્યના ભાગ કરી નાખ્યા, ત્યારે તે મુગલ સત્તાનો ક્ષય થવા માંડ્યો.

નુરૂદ્દીન નામે પુરૂષે મિસરના ફાતમા ખાનદાનના ખાલિફાઓના અ-મલનો અંત આણ્યો. તેનો માનીતો સરદાર સલાઉદ્દીન તેના મરણ પછી તેના રાજ્યનો ધણી થયો, અને સિરિઆ દેશ સેલ્જુકી સુલતાનો કનેથી જીતી લેઇ તુર્ક અને આરબોનો વહાલો થયો. ખ્રિસ્તિ ક્રુસેદરોની સામા વઢવા-માં તે ઘણો પ્રખ્યાતી પામ્યો. ઇ. સ. ૧૧૮૭ માં તેણે જેરૂસલેમ નગર ખ્રિસ્તિઓ પાસેથી જીતી લીધું.

સલાઉદ્દીનના મોટા રાજ્યના તેના વંશજોએ વિભાગ કરી નાંખ્યા. એ વિભાગોને તેરમી સદીમાં મામલુક નામે તુર્કોએ જીતી લીધાં. પ્રથમ એ લોક મુગલોના વેચેલા ગૂલામ હતા. એમને કવાયત વગેરે શીખવી ફો-જમાં રાખવામાં આવ્યા. પછી તેમણે બંડ કરી પોતાના ધણીઓને તાબે કરી રાજ ખૂંચવી લીધું (ઇ. સ. ૧૨૫૦). અઢીસેં વર્ષ લગી એમના હા-થમાં રાજસત્તા રહી. પોતામાં જે સરદાર લશ્કરી કામમાં ફતેહમંદ મા-

લૂમ પડે તેને તેઓ સુલતાન નીમતા. મુગલોને તેઓ ખાળી શક્યા, તથા કેટલાંક વર્ષ પછી આલેપ્પો તથા દમાસ્કનાં રાજ્યો તેમણે તેમની કનેથી જીતી લીધાં. સિરિઆ અને પાલેસ્તૈન પ્રાંતો ક્રુસેદરોએ જીત્યા હતા અને હજી ખ્રિસ્તિઓના તાબામાં હતા તે પણ એ મામલુકોએ વશ કર્યાં. આંતિઓક અને ત્રિપોલિનાં રાજ્યો થોડી મહેનતે તાબે થયાં. એકરગઢના કિલ્લેદારો ઘણી બહાદુરીથી વઢ્યા. પરંતુ આખરે નાશ પામ્યા. છેલ્લે સને ૧૨૯૧ માં તાયરશહેર શરણે આવ્યું, અને ક્રુસેદરોએ મેળવેલો બધો મૂલક ખ્રિસ્તિઓના હાથમાંથી જઇ મામલુક લોકની સત્તા નીચે ગયો.

ઝંઘીસખાંના મોત પછી ચીનની સરદારી તેના દીકરા કુબ્લૈખાંને મળી. એજ અરસામાં ત્યાંનો બાદશાહ લે-ત્સંગ મુઓ અને તેની જગાએ તુ-ત્સંગ નામે નવો શાહ થયો. એ મોટો દુર્ગુણી અને નાલાયક હોવાથી કુબ્લૈખાંએ તેના તાબામાં રહેલો પ્રાંત થોડી મહેનતે જીતી લીધો. માત્ર રાજધાની કિન્સૈ ભણી મુગલ નાયક ચાલ્યો. શાહનું મરણ થયાથી કુંગ-ત્સંગ તેનો અધિકાર પામ્યો હતો. એની રાણી ઘણી શૂરી, ચતુર, અને સુંદર હતી તેના ઉપર કુબ્લૈખાં દયા કરી સલાહ કરશે એવું ધારી શહેરનો બચાવ કરવાનું કામ તેને સોંપી સરકારી ખજાનો પોતાની જોડે લેઇ એ નાહિંમત પાદશાહ વહાણમાં નાઠો. મુગલ ફોજ આગળ રાણીનું કાંઇ ચાલ્યું નહિ. પાયતખ્ત તેણે જીત્યું અને તેણીને દરિઆપર ચીનાઈ વહાણોની સેના હતી તેમાં નાસી જવું પડ્યું. તેનો બાયલો ધણી આ વેળા રોગથી મરી ગયો, અને તેણીના બાલક પુત્ર તે-પિંગને દરિઆઇ ફોજે પાદશાહ માન્યો. કન્તાંન બંદર સર કરીને મોગલોની સમુદ્રસેના ચીનાઇ નૌકાલશ્કરની નજીક યુદ્ધ કરવાને આવી. મહા ભયંકર સંગ્રામ થયો. પોતાના દેશનું અને પાદશાહનું તથા બહાદુર રાજમાતાનું રક્ષણ કરવાનો આ છેલ્લો પ્રસંગ છે એવી ખાતરી ચીની લશ્કરની હતી, તેથી તેણે કેસરીયાં કર્યાં અને બહુ મોગલોનો ઘાણ કાઢ્યો. પણ અંતે કુબ્લૈની ફતેહ થઇ. રાજમાતાએ દરિઆમાં પડતું મૂક્યું, અને બાળરાજાને છાતી સરસો બે હાથે ચાંપીને નૌકા સેનાધિપતિ લૌ-સયુફુએ દરિઆમાં ભુસકો માર્યો, એ પછી તમામ બંદરો, બેટો, ગઢો, તથા ઉત્તર દક્ષિણ પ્રાંતો તાબે થયાથી કુબ્લેખાં શી-ત્સુ નામ ધારણ કરી ચીનનો શહેનશાહ થયો (ઇ. સ. ૧૨૭૯).

# ખંડ ૩ જો.

**પોપની સત્તા પૂર્ણ કળાએ-ઈતાલિ દેશની હાલત-જર્મનિનું રાજ્ય-ફ્રાંસ, ઈંગ્લાંડ, ઉત્તર યૂરોપ, સ્પેન, તથા પોર્તુગાલ-ક્રુસેદના ઝઘડા.**

રોમના પોપ પ્રમુખ ગુરૂપણાને રૂએ યૂરોપના રાજાઓના ઉપરીપણાનો દાવો કરતા હતા, એ ગયા અધ્યાયમાં જણાવ્યું છે. એ સિવાય દેવસ્થાનખાતે રોમ શહેર તથા આસપાસનો કેટલોક મૂલક શહેનશાહોથી તેમને મળ્યો હતો, અને ત્યાંના તેઓ સ્વતંત્ર રાજા છે એવું તેઓ કહેતા. આ સમયમાં એ બંને દાવામાં તેઓ ફતેહ પામ્યા.

૭મા ગ્રેગરિની પાછળ થનારા પોપ તેને પાડેલે શેરડે ચાલ્યા. રાજેંદ્રની મંજૂરી વિના નવા પોપ નિમવાનો ધારો ગરગડાટ ચાલ્યો એટલુંજ નહિ, પણ નવો રાજેંદ્ર પોપની મંજૂરી વગર થાય નહિ એવી વાતો ગુરૂઓએ ચલાવવા માંડી. અને તે જાણે મહાગુરૂ પોપનો મોકાસદાર કે તાલુકદાર હોય તેવાં વચન પત્રવહેવારમાં પોપ તથા તેના પ્રતિનિધીઓ વાપરવા લાગ્યા. સેંટપિતરની ગાદીએ પોપ બીરાજે છે. ઇસુખ્રિસ્ત જે આખા જગતનો ધણી અને રાજા તેણે સેંટપિતરને પોતાનો પ્રતિનિધી નીમ્યો છે, માટે પોપ તેની તરફથી સધળી દુનિઆનો હાકેમ છે એવું ગુરૂવર્ગ કહેતા. ઈંગ્લાંડના બીજા હેન્રિ રાજાને પોપ આદ્રિયને આયર્લાંડ બેટ બક્ષીસ કર્યો તે એજ અધિકારથી, એવું તે પોપે સ્પષ્ટ જાહેર કર્યું. એ હેન્રિ તથા બીજા કેટલાક રાજાઓ એ દાવાની સામા થયા, પણ બધા રાજાઓ એક એક ઉપર ફ્રાયદો મેળવવાના લોભમાં પડી સંપ નહિ કરવાથી, લોક અતિ અજ્ઞાન અને વહેમી હોવાથી, તથા ગુરૂ તથા સાધુ કે જોગીવર્ગનો ઉદ્યોગ અને સંપ ભારે હોવાથી, પોપની સત્તાને સર્વોપરી થવામાં કોઇ ખાળી શક્યું નહિ. પોપ ૩ જા ઇનોસેંતની કારકીર્દીમાં એ કામ સંપૂર્ણ પાર પડ્યું. આ બુદ્ધિમાં બળવાન, કુળે ઉંચો, અને મોટા મનવાળો પુરૂષ ભર જુવાનીમાં સને ૧૧૯૪માં પોપને આસને બિરાજ્યો.

એના વખતમાં જર્મનિનો રાજેંદ્ર સંકટમાં હતો, ફ્રાંસનો પાદશાહ લોભી અને સ્વાર્થી હતો, ઇંગ્લાંડનો રાજા નબળો અને દુરાચરણી હતો, તેથી ઇનોસેંતને ઘણોજ ફાયદો થયો. કોઇ માજી પોપે સ્વપ્નામાંએ ધારેલો નહિ એટલો બધો અધિકાર તેણે મેળવ્યો. તેણે ઇતાલિમાં પોપની ગાદીએ સ્વતંત્ર રાજ્યની ગાદી કરી. યૂરોપના રાજાઓ અને તાલુકદારો ઉપર હુકુમત, અને સઘળા ધર્મગુરૂઓનું અધિપતિપણું મેળવ્યાં. ઘણાક માજી પોપે દાવા કરેલા કે કોન્સ્તંતૈન, શાર્લમાન વગેરે શહેનશહાઓએ તેમને અમુક પ્રાંતો દેવસ્થાનખાતે બક્ષીસ આપેલા છે, પરંતુ તે દાવો અમલમાં લાવી શકતા નહિ. રોમનગર અને તેની સોડના ગામોમાં લોક સ્વતંત્રતાને એટલા ચહાતા હતા કે તેઓ પોપને પત કરતા નહિ, અને શેહેમાં રાખતા. સાતમા ગ્રેગરિની સેવકી કાઉંતેસ મેતિલ્દાએ પોતાનો તમામ મૂલક, તસ્કનિ, માન્તુઆ (માન્ચુઆ), મેદિના, સ્પોલેતો અને આંકોના, એ પ્રાંતો પોપને અર્પણ કર્યાં. પરંતુ તેમ કરવાનો તેનો હક નહિ હોવાથી તથા રાજેંદ્રના બળને લીધે તેઓ પોપના હાથમાં આવ્યા નહિ. પાંચમા હેન્રિના મૃત્યુ પછી તેની ગાદીને માટે જર્મનિમાં વઢવાઢ થયાથી ઇનોસેંત પોતાની નજરમાં આવે તેમ ઇતાલિમાં કરી શક્યો. મૈયત રાજેંદ્રનું સાચું કે જૂઠું વસિયતનામું પ્રગટ કર્યું. એમાં હેન્રિએ તેનો દાવો સ્વીકારેલો દેખાડ્યો. એ ઉપરથી સ્પોલેતો અને આંકોના સંસ્થાનનો કબજો લીધો, અને થોડા વર્ષ કેડે એક મોકાસદારને આપ્યાં. રોમ શહેરનો સરસુબો રાજેંદ્રને સ્વામી માનતો હતો તે છોડાવી પોપ તેનો ધણી છે એવી પ્રતિજ્ઞા લેવાની તેને જરૂર પાડી, તથા નગરવાસીઓને શેહેમાં રાખ્યા. એ પ્રમાણે પોપની ગાદી ધર્માસનની જોડે રાજ્યાસન પણ હવેથી થઇ.

પોપ સર્વે ખ્રિસ્તિઓનો મુખ્ય ધર્મગુરૂ અને પ્રભુ ઇસા જે આખી પૃથ્વીનો ધણીરણી તેનો પૃથ્વી ઉપર પ્રતિનિધિ છે, માટે તે રાજેંદ્રો રાજાઓ વગેરે સર્વેનો મહારાજાધિરાજ છે એવું ઇનોસેંત બળાત્કારે મનાવી શક્યો. એ કરવામાં પોપના શસ્ત્રો ક્યાં હતાં તે આગલા અધ્યાયમાં વર્ણવ્યું છે. આ વેળાએ પોપની શક્તિ પૂર્ણકળાએ પહોંચી. રાજા રાણાદિ ઉપર ફરિઆદો તેમની હજૂરમાં થતી. બળવાન, ધનવાન, અને

રાંક સર્વેનો ઇન્સાફ તેઓ કરતા અને અપરાધીને સજાએ પહોંચાડી દુર્બળ અને નિરપરાધીની વહારે ચઢતા. પાદશાહોને દંડવાની તથા ગાદીએથી ઉઠાડી મૂકવાની તલાક આપવાની તથા અનૌરસને ઔરસ કરવાની, કસમ ફોક કરવાની, સગામાં પરણવાની, મનાઇના શાસ્ત્રથી પોપની નજરમાં આવે તેટલે દરજ્જે હરકોઇને મોકળો કરવાની, આચાર્યો નિમવાની તથા બરતરફ કરવાની તેમના ઉપરી દાખલ દરેક દેશમાં પુષ્કળ અધિકારથી પોતાના પ્રતિનિધિ રાખવાની, ગુરૂવર્ગ પાસેથી કર લેવા વગેરેની સત્તા પોપને હાથ આવી.

ઇતાલિમાં બીજાં સંસ્થાનો પણ હતાં. લામ્બાર્ડિના શહેરો જર્મનિના રાજેંદ્રનું ઉપરીપણું માનતા. પરંતુ દરેક શહેર આસપાસના પરગણાઓ સહિત પોતપોતાના રાજકારભાર સ્વતંત્રપણે કરતું. રાજેંદ્ર ફ્રેદરિક બાર્બરોસ્સા એ નામના ઉપરીપણાથી રાજી રહ્યો નહિ. મોટી ફોજ લેઇ તેણે લામ્બર્ડિ ઉપર સ્વારી કરી અને તેનાં મિલાન વગેરે સઘળા શહેરોને તાબે કરી તેઓની સ્વાધીનતા ખૂંચવી લીધી ( ઇ. સ. ૧૧૫૮ થી ઇ. સ. ૧૧૬૨ ). લામ્બર્ડ પ્રજાએ બંડ કરી પોતાનો અખતિયાર ફરીને મેળવ્યો ( ૧૧૮૩ ). એ પછી તેઓના શહેરોમાં ગેલ્ફ અને ધિબેલૈન એવે નામે બે પક્ષ બંધાયા. એમાંનો પહેલો પોપની તરફ અને બીજો રાજેંદ્રને વળગી રહેનારો હતો. વળી તેઓ હમેશ માંહોમાંહે વઢતા.

ઇતાલિમાં ત્રીજું મોટું રાજ્ય નેપલ્સ અને સિસિલિનું હતું. એના રાજા વિલિઅમની ફોઇ રાજેંદ્ર ૪થા હેન્રિ વેરે પરણી હતી. વિલિઅમ સંતાન વગર ઇ. સ. ૧૧૮૯ માં મરણ પામ્યો, તેથી રાજેંદ્રે તેની ગાદીનો દાવો કર્યો, પરંતુ રાજ્યના ઉમરાવો તેની સામા થયા અને મૈયત રાજાનાં કોઇ સગા નામે તાંક્રેદને રાજ્યાસને બેસાડ્યો. તાંક્રેદના મરણ કેડે તેના બાળક પુત્ર ત્રીજા વિલિઅમને ગાદી મળી ( ઇ. સ. ૧૧૯૮). રાજેંદ્રે આવી એ બાળ રાજાને ઝાલ્યો, અને જર્મનિમાં લેઈ જઇ બહુ દુઃખ દીધું. ત્યારપછી બીજો ફ્રેદરિક નામે રાજા થયો તે પણ નાની વયનો હતો. પોપ ત્રીજો ઇનોસેંત તેનો રક્ષક અથવા વાલી થયો ( ઇ. સ. ૧૨૦૦ ). તેના પછી તેનો પુત્ર કાન્રાદ ગાદીપતિ થયો; અને કાન્રાદ મુઓ, ત્યારે ફ્રેદરિકનો સહોદર ભાઇ માન્ફ્રેદ રાજ્ય કરવા લાગ્યો

( ઈ. સ. ૧૨૫૪ ). પોપને એ ગમ્યું નહિ, તેથી તેણે ફ્રાન્સના સંતલુઇસ રાજાના ભાઇ આંજુના ડ્યુક ચાર્લસને રાજ્ય જીતી લેવાની આજ્ઞા દીધી. માન્ફ્રેદ રણસંગ્રામમાં પડ્યો અને તેના ભત્રીજા કોન્રીનોનો ચાર્લસે વધ કરાવ્યો. માન્ફ્રેદની દીકરી આરાગોનના રાજા પિતર વેરે પરણી હતી. તે ઉપરથી તેણે એ રાજ્ય ઉપર દાવો કર્યો. સિસિલિના લોકની સ્ત્રીઓની લાજને ફ્રેંચ તરફથી હાનિ પહોંચી તેથી તેમણે બંડ કરી પિતરને ગાદી આપી. એ રાજાના કુંવર ફ્રેદરિકના વખતમાં સલાહ થઇ તેમાં એવું ઠર્યું કે તેના મરણ પછી સિસિલિ નેપલ્સના રાજાના તાબામાં જાય ( ઈ. સ ૧૩૦૦ ).

**જર્મનિ-સ્વાબિઆનું રાજ્યકુળ**—સને ૧૧૨૫માં રાજેંદ્ર ૫ મો હેન્રિ મરણ પામ્યો અને તેની જોડે ફ્રાંકોનિઆ કુળનો અંત આવ્યો. ૪થા હેન્રિની કુવરીનો કુંવર ફ્રેદરિક સ્વાબિઆનો ડ્યુક તેના તાલુકાઓનો વારસ થયો, પણ જર્મનિના તાલુકદારોએ તેને રાજેંદ્રની પદવી આપી નહિ. વંશપરંપરાને બદલે રાજેંદ્ર પસંદ કરવાનો ધારો તેમને ગમ્યો, ને સાકસનિના ડ્યુક લોથેરને તેણે ગાદી આપી. પોતાની પછી રાજેંદ્રને આસને પોતાના જમાઇ હેન્રિ બવેરિઆના ડ્યુકને મળવાને લોથેરે ઘણી કોશિષ કરી, પણ નિષ્ફળ ગઈ ને તેનું મરણ થતાંવારમાં સ્વાબિઆના કોન્રાદને તેના પક્ષકારોએ નીમી દીધો (ઇ. સ. ૧૧૩૮). એ પાદશાહે હેન્રિને તેના તાલુકાઓમાંથી કાઢી મૂકાવ્યો, અને ત્યારથી જર્મનિમાં ગેલ્ફ અને ઘિએલૈન એવા બે પક્ષ બંધાયા. હેન્રિ સાકસનિનો વારસ હતો. તે પહેલો અને બીજો સ્વાબિઆ કુળનો હતો. એ બંને પક્ષ ઇતાલિમાં પણ દાખલ થયા.

કોન્રાદ (ત્રીજા)ની પછી તેનો ભત્રીજો ફ્રેદરિક બાર્બરોસ્સા ( રાતી દાઢીવાળો ) રાજેંદ્ર નિમાયો (ઈ. સ. ૧૧૫૨). એ રાજા બુદ્ધિવાન હતો. લામ્બર્ડીના શહેરોને જે વશ કરવાનો તેણે પ્રયત્ન કર્યો તે આગળ કહ્યા પ્રમાણે વ્યર્થ ગયો. રોમ શહેરમાં બે પોપ નિમાયા. વિક્તર ૪ થો, અને આલેકસાંદર ૩ જો. રાજેંદ્ર પહેલાની તરફ થયો. ફ્રાંસ અને ઇંગ્લાંડના રાજા તથા લામ્બર્ડીના શહેરો બીજાના પક્ષમાં ઉતર્યાં. લેગ્નોનોના યુદ્ધમાં હાર્યા (ઈ. સ. ૧૧૭૬). પછી આલેકસાન્દરની રાજેંદ્રને જરૂર પડી

પગને ચૂંબન કરીને તથા તેના ખચ્ચરનું પેગડું ઝાલી સ્વારી કરાવીને તેની સેવા કરી ક્રુસેદખાતે લઢવાને તે એશિઆખંડમાં ગયો હતો. ત્યાં ઉન્હાળામાં એક દિવસે કોઇ ટાઢા ડુંગરી વહેળામાં નહાતાં ફ્રેદરિક ડૂબી મૂઓ. તેની ગાદી તેના પુત્ર ૬ ઠ્ઠા હેન્રિને મળી (ઇ. સ. ૧૧૯૦). એ ઘણો બળવાન નીકળ્યો. સાકસનો વેગથી તેની સામા ન થયા હોત તો તેણે રાજેંદ્રની ગાદી પોતાના કુળમાં વંશપરંપરા કરી હોત. આઠ વર્ષ રાજ્ય કરીને તે મરણ પામ્યો; તેના વખતનો ઘણોખરો ભાગ નેપલ્સ અને સિસિલિ જીતી લેવામાં ગયો. શત્રુઓ ઉપર તેણે ઘણી નિર્દયતા કરી. મુઆ પહેલાં પોતાના બે વર્ષના કુંવર બીજા ફ્રેદરિકને પોતાની જગાએ નિમાવ્યો હતો, પરંતુ તે બહાલ રહ્યું નહિ. કેટલાક રાજાઓએ સાકસનિના ઓથોને પસંદ કર્યો, અને કેટલાકે મૈયત રાજેંદ્રના ભાઇ ફિલિપને નિમ્યો. બંને હરીફો વઢ્યા. હાર થયાથી ઓથોને જર્મનિમાંથી નાસી જવું પડ્યું. બાવેરિઆના તાલુકદારે થોડા વખત કેડે ફિલિપનું ખૂન કરાવ્યાથી ઓથો ૪થો પાછો આવ્યો, ફિલિપની કુંવરીને પરણ્યો, ને રાજેંદ્ર થયો. એ વખતે કાઉંતેસ મૈતિલ્દાએ પોપને બક્ષીસ આપેલા મૂલક ઉપરનો રાજેંદ્રનો દાવો રદ છે એવું વચન તેણે આપ્યું. પાછળથી પોતાનું જોર વધેલું લાગ્યાથી એ વચન તેણે પાળ્યું નહિ, ત્યારે પોપે હમણાં ઉમરે આવેલા બીજા ફ્રેદરિકને આશરો આપ્યો. સાકસનિ વિના બાકીના બધા ઓથોના પક્ષમાંથી નીકળી ગયા, અને ફ્રેદરિકને રાજ્યાભિષેક થયો (ઇ. સ. ૧૨૧૫). સને ૧૨૨૮ માં ઓથોનું મરણ થયાથી ટંટો પત્યો અને ફ્રેદરિકે નિરાંતે રાજ્ય કર્યું.

એ રાજાનો ઘણોખરો વખત ઇતાલિમાં ગયો. રાજ્યાસને બેસતી વેળા તેણે ક્રુસેદરોની લઢાઇમાં જવાની માનતા લીધી હતી, તથાપિ નેપલ્સ અને સિસિલિના રાજ્યનો સુધારો કરવામાં તેનું મન લાગ્યું હતું, તેથી ત્યાં જઇ શક્યો નહિ. એથી તેને પોપ જોડે અણબનાવ થયો ને તે એટલો વધી પડ્યો કે પોપ નવમા ગ્રેગરિએ તેને પદભ્રષ્ટ ઠરાવ્યો અને જાતિ બહાર મૂક્યો (ઇ. સ. ૧૨૨૮). મારામારી અને કાપાકાપી ચાલી, ને પોપનો મૂલક ફ્રેદરિકે લૂંટ્યો અને રાજેંદ્રે ક્રુસેદપર જવાનો નિશ્ચય કર્યો, ત્યારે પોપે કહાવ્યું કે પ્રાયશ્ચિત કરી શુદ્ધ થયા વિના તારાથી ત્યાં

જવાય નહિ. એમના ઉપર લક્ષ ન આપતાં તે ગયો, અને તેની પૂર્વે ગયેલા ક્રુસેદરો કરતાં વધારે ફતેહ પામ્યો. મિસરના સુલતાને તેને જેરૂસલેમ અને આસપાસનાં પરગણાં આપ્યાં (ઈ. સ. ૧૨૩૦).

ફ્રેદરિકના અમલનો બાકીનો વખત પોપ જોડે વઢવામાં ગયો. એઓની તરફથી ઇતાલિમાં ગેલ્ફ અને ઘિબેલૈન તડો લઢી મુઆં; રાજેંદ્રની કનેથી તખ્ત લઇ લેવાને પોપે પોતાના ભક્તોને આજ્ઞા કરી. લામ્બર્ડિમાંના નગરોને તથા ફ્રેદરિકના કુમાર હેન્રિને તેના સામા ઊભા કર્યા, પરંતુ રાજેંદ્રે સર્વને જીત્યા. પોપે તેની સામા નવા શત્રુ મોકલ્યા. અંતે ઇ. સ. ૧૨૪૮ માં પાર્મા શહેરની પડોશમાં તેની ફોજ હારી, અને નવી સેના તૈયાર કરવાને તેણે નેપલ્સમાં જઇ મુકામ કર્યો. અહિં તાવ આવવાથી તેનો કાળ થયો. એ વેળા એનું વય ૫૭ વર્ષની હતી (ઇ. સ. ૧૨૫૦). એ વિશાળ બુદ્ધિનો તથા વિદ્યાને આશરો આપનારો હતો. એના મરણ પછી વર્ષ સુધી રાજેંદ્રનું આસન ખાલી રહેલું ગણાયછે; કેમકે પ્રતિપક્ષિઓએ એકે વખત જુજવા સખસોને નીમ્યા; ને વાસ્તવિક અધિકાર કોઈથી ભોગવાયો નહિ. આ સમયમાં હ્રાઇન નદી ઉપરના શહેરોએ પોતાના વેપારના રક્ષણને અર્થે એક્કો કર્યો. ઉત્તર તરફના નગરોએ એવોજ બંદોબસ્ત થોડાં વર્ષ પૂર્વે કર્યો હતો, અને તેનું નામ હન્સિઆતિકલીગ હતું. સને ૧૨૭૩માં જર્મનિનાં માંડળિક રાજાઓએ હાબ્સબર્ગ કુળના રાજા રોદોલ્ફને રાજેંદ્ર નીમ્યો. એ પાદશાહ ચતુર અને શાણો હતો. અધિરાજ્યમાં સલાહશાંતિ સ્થાપવાપર તે મંડ્યો. બોહિમિઆના રાજા ઓત્તોકારે બળવો ઊઠાવ્યો, તેને હરાવી તેના આસ્ત્રિઆ વગેરેનો મૂલક દાએટ એટલે જર્મનિની રાજ્યસભાની મંજૂરીથી પોતાના કુમારે આલ્બર્ત્તને બક્ષ્યો. એ રીતે આસ્ત્રિઆના રાજ્યનો આરંભ થયો (ઈ. સ. ૧૨૮૩). રાજેંદ્રની પછી જેને ગાદી આપવી હોય તેને માંડળિક રાજાઓ "રૂમીઓનો રાજા" એવી પદવી આપતા. આ પદવી તેમણે આલ્બર્ત્તને આપવાની ના કહી, ને રાજેંદ્રના (ઇ. સ. ૧૨૯૧ માં) મરણ પછી તેની જગાએ નાસ્સૌના આદોલ્ફને ઠરાવ્યો. આદોલ્ફ અને આલ્બર્ત્ત વચ્ચે લડાઇ ઊઠી, તેમાં આદોલ્ફ માર્યો ગયો, અને તેની જગાએ કેટલાક રાજાઓએ આલ્બર્ત્તને નીમ્યો (ઇ. સ. ૧૨૯૮).

ફ્રાંસ—એ દેશમાં ૭મા લુઇનો કુમાર બીજો ફિલિપ આગસ્તસ સને ૧૧૮૦ માં રાજા થયો. શાર્લમાન પછી એના જેવો બુદ્ધિમાન બળવાન રાજા ફ્રાન્સમાં થયો નહતો. તાલુકદારોનું જોર વધી પડી ગાદીપતિઓ નિર્બળ તથા વજન વગરના થઇ ગયા હતા. હ્યુ કાપેત પછીના રાજાઓ તાલુકદારોનો મૂલક જીતી લેઇ પોતાનું કૌવત વધારવા પર મંડ્યા હતા; પરંતુ તેમનું ઝાઝું ફાવતું નહતું. નાર્મંદિના ડ્યુક રાજગાદીને હરકત કરી શકે તેવા હતા. તોપણ ૧લા ફિલિપે ત્યાંના વિલિયમને ઇંગ્લાંડ જીતવાની પરવાનગી આપી. એ તેણે જોખમકારી ભૂલ કરી, કેમકે એથી તે ડ્યુક તેનો બરોબરીઓ રાજા થયો. જોખમ ૭મા લુઇશના અમલમાં વધ્યું, કેમકે તેની છાંડેલી નારી એલીનોર વેરે ઇંગ્લાંડનો બીજો હેન્રિ પરણ્યો, તેથી તેને બીજા ત્રણ પ્રાંત મળ્યા. જો પ્લાન્તાજનેત કુટુંબના શાહજાદાઓ માંહોમાંહે વઢ્યા ન હોત તો ફ્રાન્સની ગાદીને સહીસલામત રહેવું મુશ્કેલ પડત. બળવાન રાજા બીજા હેન્રિના પુત્રો બાપની સામા બંડ કરી તેની સત્તાને હાની પહોંચાડતા. બીજો ફિલિપ આગસ્તસ ફ્રેંચ રાજ્યની મોટાઇનો પાયો નાંખનાર થયો. તેની મોટી બુદ્ધિ આગળ ઇંગ્લાંડના પ્લાન્તાજનેત કુળની ઉતાવળે પડતી થઇ. ૧લો રિચાર્ડ શૂરો મહાવીર હતો પણ રાજકાજમાં ફિલિપની ચતુરાઇને પહોંચે તેવો નહોતો. તેની પછી જાન રાજા થયો, તેતો બધી વાતે પોચો હતો. શૂર કે રાજ્યચતુરાઇ એમાંથી એકે તેનામાં ન હતાં. તેનો ફ્રાન્સમાંનો ઘણોખરો મૂલક જાગૃત પાદશાહ ફિલિપે જીતી લીધો. તેના પાડોશી અને તાલુકદારો એની શક્તિ એટલી બધી વધી ગયેલી જોઇને ભય પામ્યાં. તેનું કૌવત નરમ પાડવાને તેઓએ એકો કર્યો, અને જર્મન, ઇંગ્લિશ અને ફ્લેમિંગ જોદ્ધાઓની એકઠી મળેલી સેના તેને જીતવાને ચઢી. સને ૧૨૧૪માં બોવિનેસના રણસંગ્રામમાં ફિલિપે તેને હરાવીને પોતાની સત્તા દૃઢ કરી. એની પછી એનો દીકરો ૮મો લુઇ ગાદીએ બેઠો (સને ૧૨૨૩). ઇંગ્લાંડના રાજ્યના તાબામાં હજી કેટલોક મૂલક ફ્રાન્સમાં હતો તે જીતી લેવામાં તે રાજા મંડ્યો હતો. એવામાં લાંગ્વેડોક પ્રાંત ઉપર પોપના હુકમથી જવું પડ્યું. એ લડાઇમાં કાંઇક જય પામ્યા પછી તેનું મરણ થયું (ઇ. સ. ૧૨૨૬), અને તેનો પુત્ર ૯ મો લુઇ રાજ્યાસને બેઠો. એની ઉમર એ સમે બાર વર્ષની હતી, તેથી તેની વતી

માએ રાજકારભાર ચલાવ્યો. મોટા તાલુકદારોએ સ્વતંત્ર થવાની કોશિશ કરી, પણ રાજમાતાની ચતુરાઇ આગળ તેમનું કાંઇ વળ્યું નહિ. લુઇ મોટો થયો ત્યારે ઘણો ભલો અને ઇન્સાફી નીકળ્યો. બીજાઓના રાજ્ય ખુંચી લેવાને બદલે ગેરવાજબી લીધેલાં પાછાં આપતો. ઇંગ્લાંડના ૩ જા હેન્રિને તેણે કેટલાંક પરગણાંઓ પાછાં આપ્યાં. રાજા રજવાડા વઢતા હોય તેઓમાં સલાહ કરાવવાનું પ્રયત્ન કરતો. રૈયતનો ન્યાય પંડે કરતો. કેટલાક કાયદા તેણે રચ્યા, તેનાં વખાણ થયાં અને તે સંતનું ઉપનામ પામ્યો. તેનામાં બે દોષ હતા. તેની માની આમન્યા હદથી વધારે પાળતો તથા ઘણો વહેમી હતો. છેલ્લા કારણથી તે બે વાર ક્રુસેદ ઉપર ચઢયો. એમાંની એક સ્વારીમાં લશ્કર ખોયું અને પંડે કેદમાં પકડાયો તથા બીજીમાં આફ્રિકાને કાંઠે મરણ પામ્યો (ઇ. સ. ૧૨૭૦), તોપણ ફ્રાન્સ એવા રૂડા રાજાને માટે ગર્વ કરી શકે. કેમકે હરકોઇ સિંહાસને એવા સારા રાજા જવલેજ બિરાજે છે. એનો કુમાર ૩ જો ફિલિપ રાજા થયો. એણે એના કાકા આંજુના ચાર્લ્સની તરફદારી કરી આરાગોન ઉપર સ્વારી કરી, પણ તેમાં થોડોજ જય મળ્યો. સને ૧૨૮૫ માં તેની પાછળ શાહજાદો ૪ થો ફિલિપ પાદશાહ થયો. બાકી રહેલા તાલુકા વશ કરવાના એણે યત્ન કર્યા.

ઇંગ્લાંડ—એ દેશ જીતનાર વિલિઅમે સાકસન પ્રજાને છેક નીચે આધિનતામાં આણી મૂકી. તથાપિ તેમના અસલના કાયદા તથા સ્વાધીનતા ઉપર જે પ્રેમ અને સ્મરણ તેમના મનમાં હતાં તે નાબુદ કરી શક્યો નહિ. વડા શાહજાદા રાબર્ટનું ઉલ્લંઘન તેના બે કુમાર વિલિઅમ રૂફ્સ તથા ૧ લા હેન્રિએ જુના હકો પાછા બહાલ કરવાનાં વચન આપેથી અનુક્રમે રાજપાટ બથાવી શક્યા. ઇંગ્રેજનું મન વધારે સજડ મનાવવાને હેન્રિ સાકસન શાહજાદીને પરણ્યો. એ લગ્નથી ઉત્પન્ન થયેલી કુમારી માતિલ્દા આંજુના અર્લજ્યો પ્લાંતાજનેતને વરી હતી. મરતી વેળા એ બાઇને રાજ્યનો વારસો હેન્રિએ આપ્યો પણ તેના ભાણેજ સ્તિફ્ને રાજ્યાસનનું અપહરણ કરી એ ગોઠવણ અમલમાં આવવા દીધી નહીં તેથી પ્રકૃતિક્ષોભ ઉઠયો. પોતાની પછી માતિલ્દાના પુત્ર બીજા હેન્રિએ રાજપાટે બેસવું એવો ઠરાવ કર્યાથી એ વિરોધને સ્તિફ્ન બંધ પાડી શક્યો.

બીજો હેન્રિ પ્લાંતાજનેત વંશનો પહેલો પાદશાહ ગાદીનો ધણી થયો, ત્યારે માબાપની ભણીથી ફ્રાન્સમાં નાર્મંદિ, આંજુ વગેરે વિશાળ અને રસાળ પ્રાંતો જોડે લાવ્યો; અને પછી ૭ મા લુઇએ છાંડેલી નારી એલીનોરને પરણ્યો તેથી તે બાઇને પીયરથી વારસામાં મળેલાં પરગણાંઓનો માલિક થયો. પોપની પરવાનગીથી આયર્લાંડ બેટ જીતી લીધો (ઇ. સ. ૧૩૭૨). એ વેળા ત્યાં પાંચ નાનાં રાજ્ય હતાં અને તેઓના રાજાઓ માંહોમાંહે ટંટો કર્યા કરી દેશની ખરાબી કરતા. એમાંના એકે રાજ્ય ખોઇ બેઠાથી હેન્રિની કુમક માગી. એ અરજ તેણે માની, અને તેના સરદારોએ જઇ તે રાજાને પાછો ગાદીએ બેસાડયો. પાછળથી હેન્રિએ પંડે જઇને મોટા રાજાઓને તાબે કર્યા, પણ આખા દ્વીપની સંપૂર્ણ જીત કરી નહિ તેથી આગળ સેંકડો વર્ષ લગી બહુ લોહી વહ્યું અને પીડા થઈ. હેન્રિનું કુટુંબ માંહોમાંહે લઢી મર્યું ન હોત તો વધારે પરાક્રમ કરી શકત.

૧ લા રિચાર્ડની કારકીર્દી ઈંગ્રેજના ઇતિહાસમાં થોડીજ અગત્યની છે. એ રાજા ક્રુસેદના યુદ્ધમાં ઘણો પ્રખ્યાત થયો. એના પછી એનો ભાઇ દુરાચરણી જોન રાજા સને ૧૧૯૯ માં રાજા થયો. તેના અમલમાં જાણવાજોગ બનાવ બન્યા. એના જૂલમ અને કુકર્મોની પીડાથી ઉમરાવોએ બંડ કરી, તેને પાસેથી ગ્રેટચાર્ટર એટલે મોટી સનંદ આપવાની જરૂર પાડી. એ સનંદ પ્રજાની સ્વાધિનતાની હદનો પાયો થયો. પોપે તેને પદભ્રષ્ટ કરી પોતાને આધીન અને ખંડીઆ રાજા તરીકે પાછો ગાદીએ સ્થાપ્યો, અને એ ગરબડની જોગવાઇ સાંધી ફિલિપ આગસ્તસે તેનો ફ્રાન્સમાંનો ઘણોખરો મૂલક જીતી લીધો. મોટી સનંદમાંની સરતો પાળવાને સોગન ખાધા હતા, તે પોપે ફોગ કર્યાથી જોને તે પટો રદ કર્યો કે બારનો એટલે તાલુકદાર ઉમરાવોએ બળવો ઉઠાવી ફ્રાન્સના રાજાને ઈંગ્લાંડનો મુગટ પહેરાવી વિનતિ કરી તે પરથી ફિલિપનો તિલાટ શાહજાદો લુઈ ફ્રેંચ ફોજ સાથે ચઢી આવ્યો. સને ૧૨૧૬ માં ઈંગ્રેજ રાજાનો પરાજય થયો અને તે સ્કાટ્લાંડ ભણી નાઠો રસ્તામાં તેનો કાળ થયાથી ઇંગ્લાંડ દેશ ફ્રાંસનો એક પ્રાંત થઇ જતો બચ્યો. બારનોએ ફરી જઈ મૈયત રાજાના પાટવી કુમાર હેન્રિને ગાદીએ બેસાડયો.

આ તોફાની વખતમાં અમલ કરવા જોગ અક્કલ અને દૃઢતા હેન્રિમાં નહતાં. તેણે પરદેશની થોડી લઢાઇઓ માથે લીધી. પણ તેમાં ઘણુંખરૂં જશ પામ્યો નહિ તથા સ્વરાજ્યમાં શાન્તિ રાખી શક્યો નહિ. પરદેશીઓ ઉપર વહાલ દેખાડી તેમને ધન અને અમલદારી આપ્યાથી તાલુકદારો અને ધર્માચાર્યોએ એકો કરી તેની કનેથી રાજ્યશક્તિ ખૂંચવી લેઇ માત્ર તેને નામનો રાજા કરી નાંખ્યો. લીસ્તરના અર્લના પ્રમુખપણા નીચે ઉમરાવોની એક ટોળી રાજ્ય ચલાવવાને નીમવામાં આવી. લીસ્તરે રાજ્યનિયમોમાં મોટો અગત્યનો વધારો કર્યો. તેણે રાજ્યસભામાં પરગણાના તથા નગરોના મુખતીઆરોને દાખલ કર્યા. એમ પાર્લમેંટની શરૂઆત થઈ. એમાં લોકના મુખતીઆરોનું નામ હાઉસ આવ કામન્સ અને ઉમરાવોની સભાનું નામ હાઉસ આવ લાર્ડસ પાડયું (ઈ. સ. १२६५). દિવસે દિવસે કાયદા રચવામાં કામન્સની સભા વધારે હાથ ઘાલવા લાગી. અમલ કરનારા ઉમરાવો એટલો જૂલમ કરવા લાગ્યા કે રૈયતને તેઓ રાજાથી વધારે આકરા જણાયા. એથી હેન્રિને હાથ રાજ્યની લગામ પાછી ગઈ અને તેના સામાવાળીઆ એટલા નરમ પડી ગએલા માલૂમ પડ્યા કે પાટવી કુંવર એડ્વર્ડ ક્રુસેદપર ચઢયો. એ પ્રિન્સની ગેરહાજરીમાં પાદશાહ મરણ પામ્યો ( સને १२७२ ). બે વર્ષ કેડે શાહજાદો આવ્યો, તે દરમિઆન કોઇએ ધીંગાણું કર્યું નહિ, અને દેશમાં સમાધાની રહી.

શાહ એડ્વર્ડ બહુ જોરાવર નીવડયો. આખા ગ્રેટબ્રિટનનું એક રાજ્ય કરવું એ તેની મોટી આકાંક્ષા હતી. વેલ્સના રાજા લુએલીને સેવા કરવાની ના પાડી એ વિશે તેણે તે દેશ ઉપર સ્વારી કરી અને તેને સંપૂર્ણ વશ કર્યો. તાબે થયા પહેલાં વેલ્સના લોક બહુ બહાદુરીથી વઢયા. જીતેલા મૂલકમાં શાન્તિ સ્થાપવાને પાદશાહ એક વર્ષ ઉપરાંત ત્યાં રહ્યો. એ વખતમાં તેની રાણીએ ત્યાંના કાર્નાર્વન નામે કિલ્લામાં કુંવર જણ્યો (ઇ. સ. १२८४). એ શાહજાદાને વેલ્સ પ્રજાએ સ્વદેશી માન્યો અને પિતાએ તેને પ્રિન્સ આવ વેલ્સ એ ઇલકાબ આપ્યો. એ સંપથી ઇંગ્લાંડના ટિલાટ કુંવર અદ્યાપિ એ પદ ધારણ કરેછે.

સ્કાટલાંડનો પાદશાહ અપુત્ર મુઆથી તેની ગાદી બાબત બેલિઅલ,

બ્રુસ, અને હેસ્તિંગ્સ નામે ત્રણ ઉમેદવાર દાવો કરવા લાગ્યા. માંહોમાંહે વઢી ન મરતાં તેમણે એડ્વર્ડને ન્યાય કરવાનું કામ સોંપ્યું. એમાંના પહેલાએ સેવા બજાવી પરાધીન રાજા થવું કબૂલ કરવાથી ઇંગ્રેજ રાજાએ તેની તરફેણમાં ચૂકાદો કર્યો. તાબેદારી ઊઠાવતાં કાયર થઇ બેલિઅલે સ્વતંત્ર થવાની મહેનત કરી. એડ્વર્ડે તેની ફોજને હરાવી અને તેને પકડી લીધો. એમ થવાથી બેલિઅલે રાજપાટનું રાજીનામું આપ્યું (સને ૧૨૯૬). સ્કાટ પ્રજા હારી ખરી પણ શરણ થઇ નહિ. ઇંગ્રેજી ધુંસરીમાંથી છૂટવાને બંડ થયાં કર્યાં. મોટા સ્વદેશાભિમાની અને શૂરવીર સર વિલિઅમ વાલેસની સરદારી નીચે રૈયતે સ્વતંત્ર થવાને બહુ જોર કર્યું. ઇંગ્રેજ રાજાએ તેને લડાઇમાં હરાવ્યો, બંધીવાન કરી મારી નાંખ્યો, ત્યારે સ્વાધીનતા મેળવવાની સઘળી આશા ભંગ થઇ જણાઇ. અંતે રાબર્ટ બ્રુસે ફિતૂર મચાવ્યું અને સ્કોન નગરમાં રાજદંડ અને મુગટ ધારણ કર્યાં (ઇ. સ. ૧૩૦૬). તેને અને તેની હઠીલી પ્રજાને જીતવાને એડ્વર્ડે લશ્કર મોકલ્યું અને સત્વર પંડે પણ ગયો. સરહદ ઉપર પહોંચતાં તેનું મૃત્યુ થયું (ઈ. સ. ૧૩૦૭). તેથી બ્રુસ અને સ્કાટલાંડનો આ ભયંકર દુશ્મનથી છૂટકો થયો. બીજા એડ્વર્ડે તે દેશ ઉપર સ્વારી કરી, બાન્નોકબર્નના રણમાં ભારે યુદ્ધ થયું, ઇંગ્રેજી ફોજ હારી અને સ્કાટ્લાંડ સ્વતંત્ર રહ્યું (ઇ. સ. ૧૩૧૪).

**ઉત્તર યૂરોપ**–યૂરોપની ઉત્તરમાં આવેલાં રાજ્યોમાં ૧૩ મા અને ૧૪ મા સૈકામાં કાપાકાપી અને અઘોર કર્મો વિના બીજું કાંઇ જોવામાં આવતું નથી. નાર્થમેન લોકની ક્રૂરતા અને શૌર્ય–રાજ્યગાદી ખાલી પડે ત્યારે કોણે બેસવું તેનું નક્કી નહિ તેથી, તથા દક્ષિણ યૂરોપમાં સુધારો દાખલ થયાથી ત્યાંના રાજ્યકારભારમાં એટલું વિત્ત આવ્યું હતું કે સરકાર તરફથી સ્થળ અને જળ ઉપર રૈયતનું રક્ષણ કરવાનું બની શકતું. તેણે કરીને ઉદ્ધત નાર્થમેનને લૂંટવા જવાનો ઉદ્યમ કઠણ થઇ પડ્યો હતો તેથી તેઓ વારે ઘડીએ માંહોમાંહે લઢી મરતા. સ્કલાવોની તથા બીજી પરધર્મી પ્રજાઓ ઉપર ધર્મને બહાને સ્વારીઓ કરતા તેથી ડેન્માર્ક અને સ્વિડનના રાજ્યમાં વધારો થયો અને ત્યાંના રાજાઓ યૂરોપમાં મોટી પદવી પામ્યા. ત્યુતોનિક ટોળીના નાઇટોએ પ્રુશિઆ અને સ્લેવોનિઆ દેશો જીતી લીધા. હંગરી દેશની ખરાબી મોગલ લોકોએ ઘણી કરી પરંતુ તે વગડાઉ લોકના પાછા જવા પછી તે દેશ હળવે હળવે ગણતીમાં આવવા લાગ્યો (ઇ. સ. ૧૨૪૪).

**સ્પેન**—નાના નાના-ખ્રિસ્તિ અને મૂર કે મુસલમાની રાજ્યોમાં એ દેશ વહેંચાઇ ગયલો હતો. નવાર, આરાગોન અને કાસ્તૈલ એ ખ્રિસ્તિ સંસ્થાનો હતાં. એમાંના પાછલાં બેનાં રાજ્યાધિકારીઓ પાડોશમાંના મુસલમાનોના પરગણા હળવે હળવે જીતી લેઇ પોતાના રાજ્યના વિસ્તારમાં વધારો કરતા હતા. કાસ્તૈલના રાણા ૧ લા આલ્ફાન્સોએ માદ્રિડ અને તોલેદો શહેરો જીત્યાં (ઇ. સ. ૧૮૦૫). મુસલમાની રાજ્યોને એ રાજાને હાથે નાશ થવાનો સંભવ હતો પરંતુ તે વેળા આફ્રિકામાં દીન જાગવાથી ધર્મઘેલા જોદ્ધાનાં ટોળેટોળાં આવી પહોંચવાથી તેઓ ઉગર્યા. મૂર લોક પુનરપિ એટલા બળવાન થયા કે વિશ્વાસી રાજ્યો ધાસ્તીમાં આવી પડ્યાં, અને પોપ ૩જા ઇનોસેંતને સ્પેનના મુસલમાનોને જીતવાની ક્રુસેદ સ્વારી ઊભી કરવાની આજ્ઞા આપવી પડી. એપરથી કાસ્તૈલ અને આન્દાલુશિઆના સીમાડા ઉપર મોટી ખ્રિસ્તિસેના ભેગી થઇ. ઉબેદા નગરની થડમાં મુસલમાની લશ્કરને તેણે એવી સજ્જડ હાર ખવરાવી કે સ્પેનમાં મૂર લોક ફરીને માથું ઉઠાવી શક્યા નહીં (ઇ. સ. ૧૨૧૨). કાસ્તૈલ અને આન્દાલુશિઆના રાજા ૩જા ફર્દિનાંદે સને ૧૨૫૬માં તેમનું કાર્દોવા, મર્શિઆ અને સેવલનું રાજ્ય જીતી લીધું ત્યારથી એકલું ગ્રાનાદાનું રાજ્ય તેમની કને રહ્યું.

**પોર્તુગાલ**—સ્પેનના મુસલમાનો ઉપર સ્વારી કરવામાં ફ્રાન્સનો એક શાહજાદો નામે બર્ગંદિનો હેન્રિ સામિલ થયો હતો. બહાદુરી અને પરાક્રમથી તે એટલો પંકાયો કે કાસ્તૈલના રાજા ૬ ઠ્ઠા આલ્ફાન્સોએ તેને પોતાની કુંવરી દીધી અને તેની સાથે તેને પોર્તુગાલનો તાલુકદાર બનાવ્યો. મુસલમાનો પાસેથી જીતી લઇ હેન્રિએ તાલુકામાં વધારો કર્યો. તેનો પુત્ર આલ્ફાન્સો તેનાથી સરસ નીકળ્યો. મુસલમાનોનો તેણે કેવળ પરાજય કરી તેમની શક્તિ કેવળ નાબુદ કરી. રણસંગ્રામમાંજ તેના સિપાઇઓની વિનતી ઉપરથી તેણે રાજપદ ધારણ કર્યું (ઇ. સ. ૧૧૩૯). એ નવી ગાદીનો પાયો મજબૂત કરવાને તેણે તેને પોપના રક્ષણ તળે મૂકી અને પોતાને તે ગુરૂના તાબાનો રાજા ગણાવ્યો. આ બિના પછી તેની ગાદી એને પીડાકારી થઇ પડી, કેમકે ગુરૂજીએ તેનો લાભ લેવામાં ઢીલ કરી નહિ. એ ધૂંસરીમાં છૂટવાને રાજાઓએ કેટલાક સખત ઝઘડા કર્યા, પરંતુ પોપ-

ના બળ આગળ તેમનું ચાલ્યું નહિ; છેલ્લે બંને વચ્ચે સલાહના કોલકરાર થયા. તે વડે પોર્તુગાલના પાદરીઓને મોટી મોટી જાગીરો, લગભગ રાજાના જેવા હકો અને અદાલતોની સત્તાથી મોકળાપણું તેમને હિસ્સે રહ્યાં (ઇ. સ. ૧૨૮૯).

એ રાજ્યોનાં નગરોમાં મ્યુનિસિપાલ સત્તા જબરી હતી. કાસ્તૈલ પ્રાંતમાં મુસલમાન ફોજ વારે વારે ચઢી આવતી, તેથી ત્યાંના નગરવાસીઓને યુદ્ધકળા શીખી હમેશ વઢવું પડતું. એથી તેમનો ભારબોજ વધ્યો અને રાજા તરફથી તેમને પોતપોતાના શહેરોમાં રાજકાજ કરવાના અનેક અધિકાર મળ્યા. સરહદ ઉપરના નગરોમાં વસવાનું ઉત્તેજન આપવાને પણ સરકારે મોટા હકો આપ્યા. શહેરનો વહીવટ કરવાને માજીસ્ત્રેટ નીમવા, તથા દીવાની ફોજદારી કામોમાં ન્યાય કરવાને ન્યાયાધીશો ઠરાવવાનો અધિકાર નગરવાસીઓને હતો. એમના ફેંસલા ઉપર રાજાને અપીલ થતી. પ્રજા અપૂર્ણ હાલતમાં હોયછે ત્યારે બળ આગળ કાયદા અને ન્યાયનું જોર ચાલતું નથી. તેથી શહેરની હકુમતની સીમામાં કોઇ તાલુકદારથી સ્થાવર મિલકત લેવાય નહિ તથા કિલ્લા કે મહેલો બંધાય નહિ. જ્યારે કોઇ ઠાકોર તેની હદમાં રહેતો હોય ત્યારે તેના ઉપર બીજાઓની માફક નગરના કાયદાનું જોર ચાલે. એ વગેરે ઘણાક હકો ઘણાખરા નગરોને રાજાની સનદથી મળ્યા હતા. શહેરના અમલદારોનાં પગારને તથા બીજાં સાર્વજનિક ખરચ ને શહેરની આસપાસની પુષ્કળ જમીન તેમના તાબામાં હતી. કેટલાંકને તાબે તો ગામો અને પરગણાં હતાં. રાજ્યના ખરચને માટે વારાઓને પેટે ઉચક ઠરાવેલી રકમ મ્યુનિસિપાલિટી તરફથી આપવામાં આવતી. તે લેવાને શહેરની ફોજની જોડે રહેવાને રાજા તરફથી એક અધિકારી રહેતો. એ ફોજના ઉપરી નગરના માજીસ્ત્રેટ હતા.

આથી શહેરો માંહેમાંહે વખતે લઢી મરતા તથા તેઓ સંપ કરી રાજાની સામે થતા, ને તેથી દેશની ખરાબી થતી; તોપણ સામટું જોતાં એથી જૂલમનો અટકાવ થતો અને રૈયતના સ્વાધીનતા, હિંમત વિગેરે મોટાઇ અને સુખ આપનાર ગુણો એથી રહ્યા. આરાગોન તથા બીજા પ્રાંતોનાં શહેરોને પણ એવાજ અધિકાર હતા.

ઈંગ્લાંડની પાર્લમેંટ સભાને મળતી કોર્ત્તેસ નામે મોટી રાજસભા સ્પેનમાં હતી. એ સભા મળ્યાની પહેલી નોંધ ઇ. સ. ૧૧૬૯ ના વરસની છે, એટલે લીસ્તરે પ્રથમ ઇંગ્લાંડની પાર્લમેંટ બોલાવી તેની પૂર્વે સુમારે સો વર્ષ ઉપર પ્રથમ દરેક ઘરના ધણીને મુખતીઆરો નીમવામાં મત આપવાનો હક હતો, પણ પાછળથી એ કામ મ્યુનિસિપાલેટિઓને સોંપ્યું, તેથી બિગાડ થયો. કેમકે તેથી ખટપટ થવા લાગી અને રાજા ને કારભારીઓનો હાથ તેમાં પેઠો. તાલુકદારો અને ધર્માચાર્યની જોડે એક દિવાનખાનામાં રૈયતના વકીલ બેસતા ને એકાંતમાં જઈ ધારણા કરવાની જરૂર હોય ત્યારે જુદા ઓરડામાં જતા. પ્રજાના દુઃખ નિવારણ કરે તો નાણાં મળે એ સારી યુક્તિ ઇંગ્રેજી પાર્લમેંટે પકડી હતી, તે કોર્ત્તેસને સૂઝી નહિ. તે રાજાને મર્યાદમાં રાખવાનું એકે મોટું સાધન તેમને હાથ ન હતું. કાયદા મંજૂર કરવામાં અમીરો અને ગુરૂઓની સંમતિની આવશ્યકતા નહતી તેથી નુકશાન થયું. કેમકે જ્યારે રાજાના બળની સામા થવું પડતું ત્યારે તેઓ સહાય કરતા નહિ; એમ છતાં પણ યૂરોપના બીજા દેશોની રૈયતની સભાના કરતાં કાર્ત્તેસે વધારે અધિકાર ભોગવ્યો. એમના મુખતીઆરોની કબૂલાત વિના કોઇપણ કર રાજાથી નંખાય નહિ. એ નિયમ જલદીથી સ્થાપન થયો. તેમની વેરો ઉઘરાવવાની યુક્તિઓ ડહાપણ ભરેલી હતી. એમ ઉઘરાવેલા સરકારી નાણાં ઠરાવેલા ખપમાંજ આવે એવી સંભાળ તેઓ લેતા. રાજાને ઉડાઉ થતો અટકાવતા અને વખતે રાજાના મહેલના ખાનગી ખરચને નિયમમાં રાખવાની હિંમત પણ ચલાવતા. કારભારી અને સરકારી અમલદારોના આચરણો ઉપર તથા ઇન્સાફનું કામ બરાબર ચાલે છે કે કેમ તે ઉપર નજર રાખતા. જ્યારે શક પડતો ત્યારે તેની તપાસ કરવાને અધિકારીઓ નીમતા. પરરાજ્યો જોડે કોલકરાર કરવાનું કામ માથે લેતા, અને લઢાઇને માટે કેટલો ખર્ચ કરવો તેનો ઠરાવ કરી લશ્કરી કામકાજ નિયમમાં રાખતા. રાજા બાળક હોય ત્યારે અથવા બીજે પ્રસંગે રાજપ્રતિનિધિ તેમની મંજૂરીથી ઠરતા. તેઓના અધિકારની મર્યાદા તેઓ બાંધતા, ગાદીએ બેસવાનો હક તેમની મંજૂરી વિના થતો નહિ. વસિયતનામું કરી રાજા પોતાની પાછળ રાજપાટે બેસનાર મુકરર કરતા તે તેમણે કોઇવાર રદ કરેલું જણાયછે.

**ક્રુસેદનાં યુદ્ધો**—ગયા અધ્યાયમાં ક્રુસેદની ઉત્પત્તિનું અને તેની પેહેલી સ્વારીનું બ્યાન કર્યું છે. ગોદફ્રેયને રાજ્યાસન મળ્યું હતું પણ એ પવિત્ર ભૂમિનો ખરો રાજા ઇસુ છે એમ કહી પોતાને રાજા કહેવડાવાની ના પાડી, અને જ્યાં મોક્ષ કરનારને મસ્તકે કાંટાનો તાજ રહ્યો હતો ત્યાં પંડે સુવર્ણનો મુગટ પહેરવાની ના કહી. તેની પછી તેનો ભાઇ બાલ્દવિન ગાદીએ બેઠો. તેણે એવો વહેમ માન્યો નહિ અને રાજ્યપદ અને ચિન્હો ધારણ કર્યાં. એની પછી એજ નામનો તેનો પિત્રાઈભાઇ રાજા થયો અને ઇ. સ. ૧૧૮૭ માં સુલતાન સાલાદીને પાલેસ્તૈનનું રાજ્ય જીતી લીધું ત્યાં સુધી તેની ઓલાદમાં ગાદી રહી. એ સિવાય કેટલાંક નાનાં સંસ્થાનો ક્રુસેદરોએ સ્થાપ્યાં હતાં, જેમાંનાં ઘણા પ્રખ્યાત એદેસ્સા, આન્તિઓક, ત્રિપોલી, અને કાંઈ પાછળથી સૈપ્રસનું રાજ્ય હતું. એમાંનું એકે સંસ્થાન ઝાઝીવાર ટક્યું નહિ. ત્યાંના ખ્રિસ્તિઓ ઉપર જોરાવર દુશ્મનોના હુમલા હમેશ જારી રહ્યા છતાં તેઓ સ્વરક્ષણને અર્થે એકસંપ કરવાનું સમજ્યા નહિ. તેઓને જીત મળતી તે હાર કરતાં ભાગ્યેજ ઓછી હાનિકારક હતી. કેમકે યૂરોપથી નવા જોદ્ધા મળવા મુસ્કિલ પડતા. ક્રુસેદ ઉપર ચઢવાની હોંશ બસેં વર્ષ લગી ટકી રહી પરંતુ તેનો જુસ્સો હળવે હળવે નરમ પડતો ગયો, અને રોમના પોપ તથા યૂરોપના મુખ્ય મહારાજો તરફથી એ યુદ્ધોમાં સામિલ થનારાને જે હકો અને ઇનામો મળતાં તે ન મળત તો એટલી મંદ હોંસ પણ જારી રહેત નહિ. પહેલી મોટી ચઢાઇની કેડે ક્રુસેદની મુખ્ય સ્વારી થઇ, પરંતુ તે પાર નહિ પડી કિંવા જે થોડું ફળ પ્રાપ્ત થયું તે થોડાજ કાળ સુધી હાથમાં રહ્યું.

ખ્રિસ્તિઓએ જેરૂસલેમ શહેર પ્રથમ જીત્યું. ત્યાર પછી અડતાળીસ વર્ષે જર્મનિના રાજાધિરાજ કોનરાદે તથા ફ્રાન્સના પાદશાહ ૭ મા લુઇએ ક્રુસેદની બીજી સ્વારી કરી (ઇ. સ. ૧૧૧૭). પાલેસ્તૈનમાં રહેલા સ્વધર્મીઓ નબળી હાલતમાં આવવા લાગ્યા હતા તેઓને ટેકો આપવાને એ મહારાજો ચઢ્યા. પોતાના જાસ્તી કૈવત વડે અતાબેગઝંધી નામે સરદારે ઇરાકમાંની તુર્ક ટોળીઓનું ઉપરીપણું મેળવ્યું હતું. એણે યુફ્રાતિસ ઓળંગી ખ્રિસ્તિ રાજ્યો ઉપર હલ્લાં કર્યાં, અને જેરૂસલેમના રાજ્યનો બચાવ કરનારો એદેસાનો ગઢ સર કર્યો. ફ્રાન્સના રાજાની વાટ ન જોતાં કોન્રાદ ઇસ્તામ્બુલ (કો-

ન્સ્તાન્તિનોપલ ) ભણી ગયો. એની જોડે જર્મનિના સરસ જોદ્ધા હતા. પુરૂષનો વેશ લેઇ બખ્તર પહેરી હથિયાર બંધ ઊમરાવ નારીઓ પણ એના સ્વારોમાં હતી. ઇસ્તામ્બુલના રાજેંદ્ર માનુએલના કપટથી એ શૂરી ફોજની ખરાબી થઇ. જર્મનોના જવાના માર્ગની તેણે તુર્ક સુલતાનને ગુપ્ત રીતે ખબર આપી, અને કોન્રાદ જોડે દગલબાજ ભોમિઆ મોકલ્યા. મીઆન્દર નદીને તીરે મોટી લઢાઇ થઇ, તેમાં જર્મનો બહુ બહાદુરીથી વઢ્યા, પરંતુ ફતેહ પામ્યા નહિ, અને કોન્રાદને પાછા ફરવું પડ્યું. બોસ્ફરસ ઉપર થઇ આવતી ફ્રેંચસેના તેને સામી મળી. લુઇનો ભભકો અને પોતાની માઠી અવસ્થાને સરખાવી જોતાં શરમનો માર્યો તે ઘેર ગયો. ફ્રેંચલોક કાંઇ નાહિંમત થયા નહિ તેમ એની દુર્દશા ઉપરથી ચેતવણી ન લેતાં વગર સાવચેતીએ ઊતાવળે આગળ વધ્યા; લશ્કરનો એક ભાગ આગળ ચાલ્યો અને બીજો પાછળ પડ્યો, તથા તે બેની વચ્ચે અંતર જાસ્તી પડ્યો. એવામાં પાછલી ટુકડી ઉપર તુર્કી ફોજે ઓચિંતો હુમલો કર્યો ને તેમાંના ઘણા સિપાઇઓ કતલ કર્યા. એમ ભંગ થઇ ગએલી સેનાને રાજા લુઇએ ભેગી કરી અને સમુદ્રમાર્ગે થઇ આન્તિઓકમાં આણી. પાલેસ્તૈનના ખ્રિસ્તિઓ તેને આવી મળવાથી બેઉએ મળી દમાસ્કસ નગરને ઘેરો ઘાલ્યો પરંતુ તેમને જય મળ્યો નહિ ને ફ્રેંચ પાદશાહ નાઉમેદ થઈ પાછો વળ્યો. કૃતઘ્ની સાથીઓ તેને તજી જતા રહ્યા તેથી અને તેની રાણીની બદચાલથી ખેદ પામી તે ઘેર આવ્યો. જે સ્વારીથી મોટાં પરિણામો થવાની આશા રાખવામાં આવી હતી તેનું ફળ આવું શરમભરેલું થયું તેથી આખા યૂરોપનાં લોક આશ્ચર્ય પામ્યા અને દિલગીર થયા. એ બીજી ક્રુસેદની ઊઠાવણી કરાવનાર મૂળ પુરૂષ સંત બર્નાદ કરીને ક્લેરવાકસ શહેરનો મોટો પાદરી હતો. લોક તેના ઉપર ઘણા ગુસ્સે થયા ને કહેવા લાગ્યા કે જૂઠી વાણીથી અને ખોટા ચમત્કારોથી હજારો આદમીઓને છેતરીને તેણે ત્યાં મોકલ્યા અને તે બિચારાઓને મોત અને માહા દુ:ખની જાળમાં સપડાવ્યા. આ તાણાથી બર્નાર્દ કાંઇ પાછો હઠ્યો નહિ. તેણે જે ઉત્તર વાળ્યો કે ક્રુસેદરોની મૂર્ખાઇ અને તેમના દુર્ગુણોથી એ માઠાં ફળ થયાં છે, એ વાત ખરી હતી. આગલા ક્રુસેદરોની પેઠેજ આ લોકે બેવકુફાઇ, લૂટફાટ અને જૂલમ માર્ગમાં કર્યા હતાં. ઇસ્તામ્બુલના માન્યુએલની રૈયતને તેમણે બહુ હેરાન કરી ફરીને નવી

સ્વારી કરી, તેમાં અહંકાર અને અવિચાર તજી સદ્દગુણ, સંપ અને ભક્તિભાવથી જો સરદારો અને સિપાઇઓ વર્ત્તતે ફતેહ પામ્યા વિના રહે નહિ. જેરૂસલેમના રાજ્યનું રક્ષણ કરવાને વળી એક મોટો પ્રયત્ન કરવાને યૂરોપના મહીપાલોને તેણે બોધ્યા, તથાપિ તેની શીખામણ હવે કોઇએ માની નહિ, અને એ કામની મહેનતમાં હતો તેવામાં તે એકાએક મરણ પામ્યો.

ઝંઘીના બેટા સુલતાન નુરૂદ્દીને મિસરની ગાદી ફાતિમા ઓલાદના ખાલિફા કનેથી જીતી લીધી. સલાઉદ્દીન કરીને ચતુર અને શૂરો સરદાર એ સુલતાનનો માનીતો હતો, તેને હાથ મિસર દેશના રાજ્યની લગામ આવી. એ જાતે કુર્દ હતો, તોપણ તેની અકલ અને બહાદુરીને લીધે તુર્ક અને આરબ સિપાઇઓને વહાલો થઇ પડયો. તેના ધણી નુરૂદ્દીનના મુઆ પછી ખ્રિસ્તિ સંસ્થાનો ઉપર સલાઉદ્દીને ચઢાઇ કરી અને જેરૂસલેમ નગર તાબે કર્યું (ઇ. સ. ૧૧૮૨). એ પવિત્ર શહેર મુસલમાનોને હાથ ગયાના સમાચારથી યૂરોપની સઘળી પ્રજાઓ દિલગીર થઈ અને પોતાના તારનારની સમાધને પરધર્મીઓના કબજામાંથી મૂકાવવાની ઝટ તૈયારી કરવા માંડી. જર્મનિના રાજાધિરાજ પહેલા ફ્રેદરિકે, ફ્રાન્સના પાદશાહ ફિલિપ આગસ્તસે તથા ઇંગ્લાંડના સિંહ રાજા રિચાર્ડે ક્રોસનું ચિન્હ ધારણ કરી આયુદ્ધ સજ્યાં અને સૈન્ય એકઠા કર્યા, તથા ઇતાલિનાં સંસ્થાનોએ ભૂમધ્યસમુદ્રના કિનારાપરના ગઢોમાં કુમક તુરત મોકલી સલાઉદ્દીનને ખાળ્યો. એ પ્રમાણે ત્રીજી ક્રુસેડની લઢાઈ શરૂ થઈ. ઇસ્તામ્બુલના મૂલકમાં થઇ ફ્રેદરિક મહારાજા એકદમ આગળ ચાલ્યો. ગ્રીક રાજેંદ્રની દગલબાજીથી તેને ડગલે ડગલે અડચણ પડી તોપણ તે આદ્રિઆનોપલ શહેરમાં પેઠો અને શિઆળો ત્યાંજ ગાળ્યો. વસંતઋતુ બેસતાં તેણે હેલેસ્પોન્ત ઓળંગ્યો અને એસિઆમાઇનર ઉપર ચઢયો અને ઘણાક જંગમાં તુર્કોને હરાવી તેમના ઇકોનિઅમ નગર ઉપર હલ્લાં કર્યા. આ વિજયી સ્વારીમાં સને ૧૧૯૦માં સિન્દસ નામે નદીમાં ડૂબવાથી તેનો કાળ થયો. પાછી પાની ન કરતાં તેની ફોજ એશિઆના વિશ્વાસીઓ એકરગઢના ઘેરા ઉપર હતા તેમને જઇ મળી.

ખ્રિસ્તિઓ એકરને ઘેરીને પડયા હતા તેવામાં સલાઉદ્દીને આવી તે-

મને બહારથી એવા સજડ વીંટી લીધા કે તેઓ તે ગઢના કિલ્લેદારો કરતાં અન્ન પાણીના ખૂટવાથી વધારે હેરાન થયા તોપણ ઇંગ્લાંડ અને ફ્રાન્સના પાદશાહોનાં આવી પહોંચવાથી તેમને હિંમત મળી ને રાજાઓએ પોતપોતાના સર્વોત્તમ યોદ્ધા સહિત જળવાટે પાલેસ્તૈનમાં હારે પ્રવેશ કર્યો. ઇંગ્રેજી લશ્કરના આવ્યા પછી એકરના ઘેરાનું કામ એવી સખ્તાઇથી ચાલ્યું કે કિલ્લેદારોને થોડા વખતમાં શરણે આવવું પડ્યું, એટલે હવે જેરૂસલેમ હસ્ત કરવાની ખ્રિસ્તિઓને ઉમેદ આવી પણ ઇંગ્રેજ અને ફ્રેંચની એકએક ઉપર અદેખાઇને લીધે તે પાર પડી નહિ. વધારે શૌર્ય અને ધનવડે રિચાર્ડ જાસ્તી પંકાયો તે ફિલિપને ગમ્યું નહિ. માટે પોતાની ફોજનો ભાગ પોતાના એક સરદારના હાથ નીચે લઢાઇમાં મદદ કરવાને મૂકી પંડે પાછો સ્વદેશ ગયો. એના ગયાથી બંને પક્ષોમાં સંપ ન થતાં ઉલટો દ્વેષ વધ્યો અને એ કુસંપથી રિચાર્ડની બહાદુરી અને મહેનત નિષ્ફળ ગઇ. સુલતાન સલાઉદ્દીન જોડે એ પાદશાહે સલાહના કોલકરાર કર્યા, તેમાં એવું ઠર્યું કે ખ્રિસ્તિઓ બિન હરકતે તથા કાંઇ કર આપ્યા વિના જેરૂસલેમ જાય અને ઇસુની કબરને પૂજે. એ મુજબ આ ત્રીજી ક્રુસેદની સ્વારીનો અંત આવ્યો. ફિલિપના હુમલાથી પોતાના રાજ્યનો બચાવ કરવાને ઇંગ્લાંડનો રાજા ઉતાવળે પાછો ફર્યો (ઇ સ. ૧૧૯૨). માર્ગમાં આસ્ત્રિઆના ડ્યુકે તેને પરહેજ કર્યો; કેમકે પાલેસ્તૈનમાં ગર્વિષ્ટ રિચાર્ડે તેનું અપમાન કર્યું હતું. ડ્યુક પાસેથી લેઇને જર્મનિના રાજેંદ્રે તેને પોતાના કબજામાં રાખ્યો અને નાણાની મોટી રકમ આપી ત્યારે છોડ્યો. પ્રતાપી સુલતાન સલાઉદ્દીન પણ એ પછી ઝાઝું જીવ્યો નહિ. દમાસ્કસ નગરીમાં તેનું મરણ થયું. તેના તખ્તને વાસ્તે કજીઓ ઊઠ્યો, તેથી મુસલમાનો પાલેસ્તૈનમાં રહેલું ખ્રિસ્તિ રાજ્ય જીતી શક્યા નહિ. એ રાજ્યને લાતિન રાજ્ય પણ કહેતા.

પોપ ત્રીજા ઇનોસંતની ઉશ્કેરણીથી ચોથી ક્રુસેદ ઊભી થઇ (ઇ. સ. ૧૨૦૨). હવે હોંસનો જુસ્સો નરમ પડી ગયો હતો. કોઇ મોટા રાજા ઊભા થયા નહિ. કેટલાક જબરા તાલુકદારો આગળ પડ્યા—વેનિસના પ્રજાસત્તાક રાજ્યના વહાણોની મદદ લેવાને કાજે તેઓ પ્રથમ દાલ્માશિઆ (દાલ્માતિઆ) પ્રાંતમાં ઉતર્યા અને સાંનું ઝારા શહેર જીતી વેનિસને સોંપ્યું. એ નગરના રહેનારા અને રાજ્યકર્ત્તા ખ્રિસ્તિ હતા માટે પોપે તેના

ઉપર હુમલો કરવાની સખ્ત મના કરી અને ધમકી આપી પણ તે ક્રુસેદરોએ માની નહિ. મુસલમાનો જોડે વઢવાનો મૂળ હેતુ એમ આરંભમાં વિસારી દીધો એટલુંજ નહિ પણ ત્યાર પછી એથીએ વધારે આડા ગયા. ગ્રીક રાજેંદ્ર ઇસાકને કાઢી મૂકી આલેક્શિઅસ આંજેલસ નામે માણસે તેનું અધિરાજ્ય હરી લીધું હતું. એ હરણ કરનારનો પરાજય કરવાને ખરા રાજેંદ્રની વહારે ચઢી પાલેસ્તૈન ન જતાં ઇસ્તામ્બુલ શહેર તેમણે જીત્યું ને ઇસાકને પાછો ગાદીએ બેસાડ્યો. એ નોકરીને પેટે જે ઇનામ તેમણે માગ્યું તે આપવું રૈયતને અતિ ભારે પડવાથી બંડ ઉઠ્યું. પ્રજાએ ઇસાકને પદભ્રષ્ટ કર્યો અને તેનો તથા તેના કુમારનો ઘાત કરી મૈઝૌફલને રાજ્યાસને બેસાડ્યો એથી ક્રુસેદરો કોપ્યા. તેમણે હલ્લાં કરી ઇસ્તામ્બુલ નગર જીતી લીધું, નિર્દયપણે લૂટ્યું, અને ત્યાંની ગાદીએ પોતાના એક સરદાર નામે બાલ્દવિન ફ્લાંદર્સના ઠાકોર (કાઉંટ)ને બેસાડ્યો (ઇ. સ. ૧૨૦૪). એ રાજ્ય અર્ધા સૈકાથી કાંઇ વધારે વાર ટક્યું અને લાતિન અધિરાજ્ય કહેવાયું. એ બનાવથી પૂર્વ અને પશ્ચિમ દેશોના ખ્રિસ્તિ ધર્મસમાજો એકત્ર કરી બંનેને પોપના ઉપરીપણામાં રાખવાની ધારણા ઉત્પન્ન થઇ. પરંતુ ઇ. સ. ૧૨૬૧ માં ગ્રીક લોકે ઇસ્તામ્બુલ જીતી લીધું તેથી તે પાર પડી નહિ.

ક્રુસેદની પાંચમી સ્વારીનો નાયક હંગરિનો પાદશાહ હતો. પાલેસ્તૈન જીતવાને તથા સહીસલામત કબજામાં રાખવાને મિસર દેશ પ્રથમ સર કરવો જોઇએ, એમ વિચારી બે લાખ ફિરંગીઓ સાથે તે નૈલ નદીના પૂર્વ-મુખ ઉપર ઉતર્યો (ઇ. સ. ૧૨૧૮). પ્રથમ તેમણે કેટલીક અગત્યની ફતેહ કરી પણ પછીથી પોપની તરફથી જોડે આવેલા અધિકારીએ લશ્કરી કામ ચલાવવાનું માથે લેઇ પોતાના ગર્વ અને ખોટી ધારણાઓથી કામ બગાડ્યું. જીતેલાં ગામ, કિલ્લા વિગેરે પાછા આપવાથી જાત્રાળુઓને માટે કાંઇક સહેજ ફાયદા મેળવી ફોજ પાછી વળી. એ સ્વારીની સાથે પોપે પંડે જવાનો ઇરાદો કર્યો હતો પણ પાખંડમત યૂરોપમાં ઊઠ્યો તેને ખાળવામાં પડવાથી જઇ શક્યો નહિ.

એના પછીની સ્વારી જર્મનિના શહેનશાહ બીજા ફ્રેદરિકે કરી. એ ચઢાઇ કરતાં વાર લગાડવાને માટે પોપ ૧૦મા ગ્રેગરિએ તેને જાત

બહાર મેલ્યો હતો. એ દોષમાંથી છૂટ્યા વિના તેણે કુચ કરી, માટે તેને ફરીને તેજ શિક્ષા કરી (ઈ. સ. ૧૨૨૮). એ રીતે ધર્મને માટે રાજા લઢવા ગયા છતાં ધર્માચાર્ય તરફથી તેને પીડા થઇ. રાજેંદ્રે મુસલમાનોને સઘળેથી હરાવ્યા, પણ પોપના વકીલો અને ખ્રિસ્તિ ગોરજીઓએ સામા થઇને હેરાન કર્યો; ધર્મનો શત્રુ કહી તેની વિરૂદ્ધ ઇતાલિમાં લઢવાને ક્રુસેદ ઊઠાવવાનો બોધ કર્યો, અને તેને વારસામાં મળેલા મૂલકમાં બંડ જગાડવાનો પ્રયત્ન કર્યો. આ સમાચાર સાંભળી તેણે સુલતાન મલેક કમાલની જોડે વાજબી શરતોએ કોલકરાર કર્યા. જેરૂસલેમ જઇ ત્યાંના પાદરીઓને હાથે પોતાને રાજ્યાભિષેક કરાવ્યો; કેમકે યૂરોપના અધ્યારૂઓએ તે કરવાની ના પાડી. એની પૂર્વેના ક્રુસેદરો કરતાં પાલેસ્તૈનના ખ્રિસ્તિઓને વધારે ફાયદો કરીને પાછો ઘર ભણી વળ્યો. પોપે વળી તેને શાપ દીધા, પતીત ઠરાવ્યો અને જાતી બહાર રાખવાની આજ્ઞા આપી, પણ ફ્રેદરિકે કશાને પત ક્રર્યું નહિ. પોતાની બુદ્ધિ અને ફોજના બળે કરીને બળવાખોરોને હરાવ્યા, પોપની તથા લાંબર્ડ લોકની સેનાઓનો પરાજય કર્યો; એની ફતેહથી પોપને નરમ પડવું પડ્યું, ને શાપ વગેરેથી મુક્ત કરી તેને શુદ્ધ કહેવાની જરૂર પડી.

એ પછી પંદર વર્ષ સુધી પાલેસ્તૈનમાં શાન્તિ રહી, તેથી ત્યાંનું લાતિન રાજ્ય આબાદ થયું. તાર્તરી દેશના રણોમાંથી નવા અને ભયંકર દુશ્મનોએ આવી એટલી મુશીબત, જીવની હાનિ અને નાણાના ખરચથી સ્થપાયલા સંસ્થાનને ઉથલાવી નાંખ્યું. મુગલ લોકે હાંકી કાઢેલા ખુરાસ્મિઆના તુર્કોએ એ રણમાંથી આવી પાલેસ્તૈન ઉપર ચઢાઇ કરી, ને જેરૂસલેમ શહેર હલ્લાં કરી સર કર્યું. એથી લાતિન સંસ્થાનો તથા સિરિઆના નાનાં તુર્કી રાજ્યો લય પામ્યાં. પાછળથી જેરૂસલેમ તથા પાલેસ્તૈનનો મોટો ભાગ મિસરના સુલતાનના તાબામાં ગયો.

બીજી કેટલીક સ્વારીઓ થયા પછી નવમી ક્રુસેદ ઉપર ફ્રાંસનો મહારાજા નવમો લુઇસ (સંતલુઇસ) ચઢ્યો. તેણે મિસર દેશ ઉપર સ્વારી કરી, પણ કેટલાક જય મેળવ્યા કેડે તેને મુસલમાનોએ પકડ્યો અને નાણાની મોટી રકમ આપી ત્યારે છોડ્યો (ઇ. સ. ૧૨૫૦). એ આફતથી શીખામણ ન લેતાં લુઇસે ફરીને સ્વારી કરી. માર્ગમાં જતાં આફ્રિકાના

ટ્યુનિસ નગર ભણી વળ્યો, ને ત્યાંના મુસલમાન હાકેમને ખ્રિસ્તિ કરવાની ગાંડી આશામાં ત્યાં ઉતર્યો (ઇ. સ. ૧૨૭૦). મુસલમાનો સામા થયા ને શહેરનો ઘેરો લાંબી મુદત ચાલ્યો, તેમાં પાદશાહ આજારી પડી મરણ પામ્યો. એવું બન્યા પછી તેની ફોજ ઘેરો ઉઠાવી કાંઈ વધારે ન કરતાં સ્વદેશ ગઇ. પાલેસ્તૈનના રાજ્યને છેલ્લો વહેલો ટેકો ઈંગ્લાંડના બહાદુર પાદશાહ પહેલા એડ્વર્ડે આપ્યો. ત્રણ વર્ષ સુધી લઢાઇ નહિ કરવાનો કરાર લખી આપવાની તુર્કોને તેણે ફરજ પાડી. અંતે લાતિનોએ કાંઇ અમર્યાદપણે વર્ત્તી જોરજૂલમ કર્યો તે ઉપરથી મામેલુક જાતનો સુલેતાન ખલિલ કોપ્યો. તેમને પાલેસ્તૈનમાંથી સમૂળગા કાઢી મૂકવાને ઠરાવ કરી તેઓના હાથમાં રહેલો મોટો ગઢ એકર હતો તેને ઘેરો ઘાલ્યો. એ વિના બીજો કિલ્લો હવે ખ્રિસ્તિઓ કને નહતો. કિલ્લેદારોએ ઘણા માસ લગી બચાવ કર્યો, પણ આખરે સુલતાનનો જય થયો (ઇ. સ. ૧૨૯૧). એકરના જીતાવવાની જોડે જેરૂસલેમના રાજ્યનો અંત આવ્યો.

ક્રુસેદરૂપી હથિઆર પોપના હાથમાં આવ્યું, તે તેમણે મુસલમાનોની વિરૂદ્ધ વાપર્યું, એટલુંજ નહિ પણ યૂરોપના ખ્રિસ્તિ રાજા પ્રજામાં જે તેઓની સામા થાય, તેઓની આજ્ઞા ન પાળે, ધર્મ સંબંધી આડા ચાલે કે સુધારો કરવાનો પ્રયત્ન કરે તેઓની ઉપર બીને શસ્ત્રો ચલાવતા. ફ્રાન્સના દક્ષિણ અને ઈતાલિના થડમાં આવેલા ભાગમાં સુધારાના વિચાર ઉત્પન્ન થયા હતા. ત્યાં વસનારા લોકને આલ્બિજેન્સેસ કહેતા. ગુરૂઓની રાજકાજમાં તથા સંસારીકામમાં સત્તા, મૂર્તિપૂજા, સંત કે પીરની પ્રાર્થના, વગેરે કેટલીક બાબતોમાં તેઓ રૂમી ધર્મસમાજના મતથી વિરૂદ્ધ પડ્યા, અને તેઓના ઉપદેશકો પોતાના નવા મતનો પ્રસાર કરવા લાગ્યા. માણસનાં મન બંધનમાંથી છૂટી સ્વતંત્રપણે વિચાર કરેછે ત્યારે પ્રથમ કેટલાક નાસ્તિક કે ભ્રષ્ટ થાય તેમ આલ્બિજેન્સેસમાં પણ થોડાક માણસ થયા, તથાપિ તેઓનો મોટો ભાગ માત્ર કેટલોક સુધારો કરવાને ઇચ્છતો હતો. ધર્મ ઉપર તેઓને સારી આસ્થા હતી અને તેઓનાં લક્ષણ સુનીતિ ભરેલાં હતાં. એકાંતમાં ગુપ્ત રીતે તેઓ અતિ ખોટાં કર્મો કરેછે એવું તેઓના શત્રુ કહેતા, પણ તે વાત જૂઠી હતી. નવો પંથ ઊઠાવવાનો તેઓ દાવો કરતા નહિ, પણ ચાલતા ધર્મમાં રહી સંસારમાં સદાચરણથી

અને પવિત્રપણે લોક વર્તે એ તેમનો હેતુ હતો. તેમના બોધથી માણસોના મનની અજ્ઞાન અને વહેમરૂપી બેડીઓ તૂટવા માંડી, તેથી આગળ જતાં છેવટ બંડ થવાની ધાસ્તી તે વેળાના પોપ ૩ જા ઇનોસંતને લાગવાથી ઉગતા સ્વતંત્ર વિચારોને કચરી નાંખવાનો તેણે નિશ્ચય કર્યો.

એ અર્થ સાધવાને તેણે લોભી અને સ્વાર્થીને કામે લગાડ્યા. એ મત માનનારાને પાખંડી ઠરાવી, તેઓને દેશનિકાલ કરવાની, તેઓની મિલકત ખૂંચી લેવાની આજ્ઞા તેણે જમીદારો (બારનો)ને આપી. પછી એ મત ધરાવનારાને શોધી કાઢી શિક્ષા કરવાને અધિકારીઓ નીમ્યા. એમના જૂલમથી બધા વર્ગના લોક નારાજી થયા અને ફોજની જરૂર જણાઇ. એ પ્રાંતોનો તાલુકદાર કાઉંટ શ્યમંદ હતો. તેની જોડે પડોશમાંના કેટલાક ઠાકોરો વઢતા હતા. પોપનો પ્રતિનિધિ કાસ્તેલનૌ સલાહ કરાવવાને વચમાં પડ્યો, તે એવી શરતે કે ઠાકોરોનું આગવું શ્યમંદ કબૂલ કરે તો તેમણે એ પ્રાંતના પાખંડીઓનો નાશ કરવામાં તેઓના સિપાઇઓને કામે લગાડવા. પોતાના મૂલકની એ રીતે ખરાબી થવા દેવાનું શ્યમંદે માન્યું નહિ, માટે કાસ્તેલનૌએ તેને જાતિ બહાર મૂક્યો અને તેના રાજ્યને નિષિદ્ધ ઠરાવ્યું. નિષિદ્ધ એટલે તેમાં ગોરવર્ગે કોઇપણ ધર્મની ક્રિયા કરાવવી નહિ. પોપે એ હુકમ મંજૂર કર્યો, અને તેના ઉપર ક્રુસેદ ઊઠાવવાની આજ્ઞા કરી. એવામાં ખબર આવી કે તુલુસ નગરમાં કાસ્તેલનૌને કોઇ ગૃહસ્થે મારી નાખ્યો, કેમકે તેણે તેનું અપમાન કર્યું હતું (ઇ. સ. ૧૨૦૮). એથી પોપ અપાર કોપ્યો. એ ખૂન કરવામાં શ્યમંદ સામિલ જણાતો નથી, તોપણ પોપનો માર તેના ઉપર મુખ્યત્વે પડ્યો. તેને જાતિ બહાર મૂક્યો, તેની રૈયતને તેની આણથી મોકળી કરી, અને તેનો તાલુકો જીતી લેવને ફ્રાંસના પાદશાહને ફરમાવ્યું.

ફ્રેન્ચ રાજાને ફુરસદ ન હોવાથી તેણે પોતાની પ્રજાને એ ક્રુસેદપર જવાની પરવાનગી આપી. એ પરથી સાધુઓ ગામેગામ ફરી એ દુષ્ટ કામને માટે સિપાઇઓની ભરતી કરવા લાગ્યા. પાખંડીઓનો નાશ કરવામાં જે રણમાં પડશે તેઓનાં સઘળાં પાપ જન્મથી મરણ સુધીનાં બળી જશે; તેઓ ધર્મસમાજ તરફથી રક્ષણ પામશે, તેઓને ઘણું પુણ્ય લાગશે, તથા લૂટ મસ મળશે, એવું તેઓ સમજાવવા લાગ્યા. એ-

થી એ લાલચમાં ઘણાક લુચ્ચા, ચોટ્ટા, ખૂનીઓ વગેરે પાપીઓ પળ્યા. એ સિવાય પોપ ઇનોસંતે પાખંડનો નાશ કરવાને વેરાગીઓની એક નવી ટોળી ઊભી કરી, અને તેના મહંતની જગાએ સંત દોમિનિક નામે સ્પેનના સાધુને નીમ્યો. એ ટોળીનું વિશેષ કામ એ કે પાખંડમતની વિરૂદ્ધ બોધ કરવો અને તે બોધથી જે પાખંડીઓના મત ફરે નહિ તેઓને મોતની શિક્ષા કરવી. એ સાધુઓની ભયંકર કચેરીનું નામ ઇન્કિવિઝિશન પડ્યું.

આ મોટા ભયને આવતો જોઇ સ્યમંદ ૬ ઠ્ઠો અને તેનો ભત્રીજો અલ્બીનો વાઇકાઉંટ સ્યમંદ રાજર બીધા, અને બચવાની આશાએ પોપના વકીલ આર્નોલ્દની હજુરમાં ગયા, અને કાલાવાલા સાથે જાહેર કર્યું કે પાખંડમત ચલાવવાની મંજૂરી અમે આપી નથી અને સ્કાતેલનૌની હત્યા કરવામાં અમે કોઇ રીતે સામિલ નથી, તથા અમે મહા ગુરૂને તાબે છીએ. એમ શરણે આવ્યા છતાં તેઓના ઉપર એટલી સખ્તાઇ કરવામાં આવી કે જુવાન વાઇકાઉંટની ખાતરી થઇ કે નરમાશથી કાંઇ વળવાનું નથી. ત્યાંથી ચાલતા થઇ પોતાના પરગણામાં આવી યુદ્ધની તૈયારી તેણે તુરત કરવા માંડી. સ્યમંદે એટલી હિંમત દેખાડી નહિ. ગુરૂમહારાજ (પોપ) જે કહે તે માનવાની તેણે કબૂલાત આપી. તેના વકીલ પોપની હજુરમાં ગયા ત્યારે એવી શરતો તેણે માગી કે તેથી નખોદ જાય. પોતાની પ્રજાને કતલ કરવામાં સામિલ થવું, અને બાંહેધરીને માટે સાત કિલ્લા પોપને સ્વાધીન કરવા, એટલું કબૂલ કરે તો ક્ષમા મળે; એમ તેઓને કહી, પોતાના પ્રતિનિધિ આર્નોલ્દને ગુપ્ત રીતે લખ્યું કે હાલ કાઉંટ સ્યમંદ જોડે કપટથી વર્તવું, એમાં ડહાપણ છે. સંતપાળની શીખામણ એવી છે કે સમય જોઇને ચાલવું. જેઓ ધર્મોચ્છેદન કરે તેઓ જોડે કપટ કરવામાં શાસ્ત્ર પ્રમાણે બાધ નથી. કાકા ભત્રીજાને એક પછી એક છૂંદવા સ્હેલા પડશે, માટે પ્રથમ એકલા ભત્રીજાનો નાશ કરજો, તે પછી કાકો એકલો રહેશે એટલે તો ઘાટ ઘડવો સહેલો પડશે. પાપી સાતમો ગ્રેગરિ અને ત્રીજો ઇનોસંત જયારે કાંઇ દુષ્ટ કામ કરવા ધારતા ત્યારે એમ શાસ્ત્રને બદનામ કરતા.

ઇસ્વી સને ૧૮૦૯ ની સાલની વસંતઋતુમાં ધર્માંધ લુચ્ચાઓ લાં-

ગિવેદોક પ્રાંતની સરહદ ઉપર ટોળે મળવા લાગ્યા. તેમની સન્મુખ જે ર-સાળ ભૂમિ ખૂબસુરતીમાં ખીલી રહી હતી તે થોડા કાળમાં લોહીલો-હાણ, ઉજ્જડ અને બિહામણી થશે. ૬ ઠ્ઠો સ્યમંદ છેક કાયર થઇ બેઠો. અને પોતાના કિલ્લા આપી દીધા. પોપના વકીલને કેવળ તાબે થયો, અ-ને પોતાની ભૂલોને વાસ્તે દેવળમાં જાહેર પશ્ચાતાપ કરી પોતાના વાંસા ઉપર સાધુના હાથે લાકડીનો માર ખાધો. એમ નીચપણે નમવાથી ઇ-નામ મળ્યું. તે એ હતું કે ક્રુસેદરોની હારે ભત્રીજાના મૂલક ઉપર ચઢ-વાની તથા તેઓના ભોમિઆ થવાની રજા મળી.

જુવાન રાજર પુરૂષાર્થી નીકળ્યો. પોપના વકીલ તરફથી કાંઇ આ-શા રહી નથી એવું જોઇને તેણે પોતાના જાગીરદારોની સભા બોલાવી અને શાન્તિ રાખવાના પ્રયત્નો વ્યર્થ ગયાની હકીકત કહી સંભળાવી તે-ઓની ઉદારતા, અને સ્વદેશાભિમાનની દોરી ખેંચી. તેના વચનોથી તે-ઓના હૃદય ભેદાયાં અને સર્વે જણે એકમતે બહાદુરી અને દૃઢતાથી વઢવાનો નિશ્ચય કર્યો. જૂના કાથોલિક મતના અમીરો હતા તેઓ પણ એમાં સામિલ થયા, કેમકે વિનાશકારી ક્રુસેદરોને હાથે ખરાબી થવાની ધાસ્તી તેમને પણ તેટલીજ હતી. ક્રુસેદરો સીમાડો મૂકી અંદર પેઠા. કિલ્લા તથા કોટવાળા કસ્બા તેમને હાથ ગયા, અને જે કસ્બાઓના રહે-વાસીઓ ઉપર પાખંડ મતમાં ભળવાનો આરોપ ન હતો મૂકાયો તેઓ નાણા આપી બચ્યા. વિલ્લમર કસ્બો ક્રુસેદરોએ બાળી નાખ્યો અને ચ-સ્સેન્યુલના કિલ્લેદારો સારી પેઠે લઢ્યા કેડે શરણે આવ્યા, તેમને તો ગ-ઢમાંથી નાકળી જવા દીધા, પણ તમામ રહેવાસીઓ, પુરૂષો અને સ્ત્રી-ઓને પાખંડી ધારી જીવતા બાળ્યા અને તેમની સઘળી મિલકત સિપા-ઇઓએ લૂંટી લીધી. માણસો બળતાં હતાં તે વેળા ક્રુસેદરો રાક્ષસની મા-ફક બૂમો પાડતા હતા.

બેઝિઅર્સ નામે ઠાકોરનો મોટો કસ્બો હતો, તે ઉપર પછી ઘેરો નાખ્યો. રહેવાસીઓ કમર બાંધી લઢવા આવ્યા, પણ હાર્યા. ક્રુસેદરો જોડે આવેલા સાધુને સિપાઇઓએ પૂછ્યું કે કાથોલિક અને પાખંડીને કેમ પા-રખવા. તે દૈત્યે આજ્ઞા કરી કે સર્વેને કાપી નાખો. જેઓ કાથોલિક હશે

તેને પરમેશ્વર પારખશે. તેનો હુકમ પૂરેપૂરો પાળવામાં આવ્યો. બેઝિઅર્સના સઘળા રહેનારના પ્રાણ લીધા, અને તે ગામને કસાઇની દુકાન જેવું કહીને બાળી મૂક્યું કે પોપના દ્વેષ અને વેરથી એ ખંડીએરથી યાદગારી રહે.

કાર્કાસોન્ત નામે એક મજબૂત ગઢ માત્ર હવે રાજ્યને હાથ રહ્યો. સિમોન (સાઇમોન) દિમોન્ફોર્ત ક્રુસેદરોનો અનુભવી અને જબરો સેનાપતિ હતો તેણે તે કિલ્લાને ઘેર્યો, પણ મૂછ વગરના બાળક ઠાકોરે તેને ત્યાં હંફાવ્યો. એ ઠાકોરનો મામો અને ઉપરી આરોગોનનો રાજા બીજો પિતર એ વખત વચમાં પડ્યો, તેની શરમે પોપના લેગેટ એટલે વકીલે કિલ્લેદારો જોડે સલાહ કરવાની હા ભણી; પરંતુ શરતો એવી સખત માગી કે બહાદુર ઠાકોરે માની નહિ. થોડા વખત પછી લેગેટે કઠણ શરતોથી સલાહ કરી, પણ તે પાળી નહિ. કરાર પ્રમાણે રાજર ક્રુસેદરોની છાવણીમાં આવ્યો કે દગલબાજી કરી કરાર વિરૂદ્ધ તેને છાવણીમાં પરહેજ કર્યો. પોતાના ઠાકોર જોડે એ પ્રમાણે કરેલી બેઇમાની જોઇ કાર્કાસોન્તના લોક રાતમાં શહેર છોડી નાઠા. તેમાંના કેટલાકને શત્રુના સ્વારોએ પકડી આણ્યા. તેમાંના ચારસેંને લેગેટે જીવતા બાળ્યા અને પચાસને ફાંસી દીધી.

હવે ક્રુસેદની મતલબ પાર પડી એ ખુલ્લું હતું; તુલુસનો ઠાકોર જે કહ્યું તે માનીને તાબે થયો હતો; નાર્બોન્તના ઠાકોરે સામા થવાનો જરાએ વિચાર મનમાં રાખ્યો નહિ; અને બેઝિઅર્સનો શૂરો ઠાકોર કેદી હતો. ક્રુસેદરો પંડે પણ લઢાઇથી થાક્યા હતા. જે ક્રૂરતા અને બેઇમાની કરી હતી તેથી ફ્રેંચ ઉમરાવો લજવાયા. નાઇટ એટલે (સ્વારો) તથા સાધારણ કે પ્યાદળ સિપાઇઓના નોકરીના દિવસ પૂરા થવાથી તે ઘેર જવાને ઇચ્છતા હતા, પણ સાધુ આર્નોલ્ડ જે પોપનો લેગેટ (વકીલ) હતો તે હજી તૃપ્ત થયો ન હતો. તેનું કહ્યું ન માનતાં ફોજ પાછી વળી. લેગેટે જીતેલો મૂલક સિમોન દિ મોન્ફોર્ટને આપ્યો. બહાદુર રાજરને તેના મહેલમાં કેદ રાખ્યો હતો ત્યાં તે ખેદ કે ઝેરથી ઉત્પન્ન થએલા અતિસારના રોગથી મરણ પામ્યો. તેનો બધો મૂલક વેરાન થઇ ગયો તોએ બાપડા લોકની કમબખ્તીનો પાર ના આવ્યો. ઉપર કહેલી ઇંક્વિઝિશન કોરટના

સાધુઓ જલ્લાદોને જોડે લઈ ગામેગામ ફરવા નીકળ્યા, ને જેઓના ઉપર વહેમ ગયો તેઓના જીવ રીબી રીબીને લીધા.

જેમણે એ ક્રુસેદ ઊભી કરી હતી તેઓને લાભ થયો. ને જો વધારે વાર ટંટો જારી રહે તો વધારે ફાયદો થાય. માટે સામા વઢનારા નહિ છતાં નવી ક્રુસેદ ઊઠાવી માણસોની હત્યા કરી પાપમાંથી છૂટવાની આશા રાખનારા ધર્માંધો, તથા લૂંટ મેળવવાની ઉમેદ રાખનાર દોંગાઓનાં ટોળેટોળાં લાંગ્વિદામાં એકઠાં થયાં. એ લશ્કરની કુમક આવ્યાથી તુલુસના અભાગ્યા તાલુકદાર રયમંદ ઉપર સિમોને સ્વારી કરી. વાંક વિના તે બિચારો માર્યો ગયો. ગુરૂઓએ તેને ફરીને જાતી બહાર કર્યો અને એના મૂલકને નિષિદ્ધ ઠરાવ્યો. સિમોન-દિ-મોન્ટફોર્ટના જીતી લીધેલા પરગણાઓમાં બંડ થયાં, તેથી લઢવાનો લાગ સારો હતો, પરંતુ ગુરૂઓના કિનાથી રયમંદ એટલો ડરતો હતો કે સામો થતાં રોમ જઇ પોપને શરણે પડ્યો અને ફ્રાન્સના રાજાનો આશરો માગ્યો. તેની મહેનત અને કાલાવાલા નિષ્ફળ ગયા. ક્રુસેદરો દેશ ઉજ્જડ કરતા અને માણસની કતલ કરતા આગળ વધ્યા. નવારના કિલ્લાને ઘેરો ઘાલી વશ કર્યો; ત્યાંના કિલ્લેદારોને વાઢી નાખ્યા, તેમના સરદારને ફાંસી દીધી, તેની વહુને કુવામાં નાખી અને કસ્બાના લોકને જીવતા બાળ્યા. જ્યાં ગયા ત્યાં તેમણે એવાજ કેર કર્યા. એ નિર્દય રાક્ષસો પોતાને ખ્રિસ્તિ જાત્રાળુ કહેતા. જર્મનિથી કુમક આવી એટલે સિમોને તુલુસ નગરને ઘેર્યું અને હવે રયમંદ જોર અને હિંમતથી વર્ત્યો. જો પ્રથમથીજ તેમ કર્યું હોત તો રાજ્યની ખરાબી અને હાની થાત નહિ. શહેરનો બચાવ એવો સરસ કર્યો કે ક્રુસેદરોને પાછા હઠવું પડ્યું. સાધુઓ અને ક્રુસેદરોનો સંપ એ પછી તૂટવા લાગ્યો. જીતેલા મૂલકમાં અસલના પાદરીઓની જાગીરો હતી તે સાધુઓએ લઈ લીધી. લેગેટ આર્નાલ્દ પોતામાટે નાર્બોન્તના આર્ચ બિશપ (મુખ્ય આચાર્ય) ની જાગીર લઇને સ્પેનમાં મુસલમાનોની સામા થવા ગયો. પોપ ૩ જો ઇનોસંતે પણ જરા આંચકો ખાધો, પરંતુ રયમંદ ઉપર હવે રહેમ નજર કરવાની તેની ઇચ્છા પાર પડી નહિ. જે જુસ્સો તેણે જગાડ્યો હતો તે શાન્ત કરી શક્યો નહિ. તેના લેગેટે તેની આજ્ઞા પાળી નહિ અને ક્રુસેદરો ઠપકો આપવા લાગ્યા, તેથી રયમંદના દુશ્મનોને નજરમાં આવે તે કરવાની છૂટ

આપવી પડી. આરાગોનનો રાજા સ્યમંદનો સગો થતો હતો, તેથી તેની મદદે આવ્યો, પણ મુરેતના સંગ્રામમાં ક્રુસેદરોને હાથે તેઓનો પરાજય થયો. તુલુસના રહેવાસીઓ રણમાં કતલ થયા અને પાછા નાસતાં ગારોન નદીમાં ડૂબી મુઆ.

ફ્રાન્સનો મહારાજા ફિલિપ આગસ્તસ આજ સૂધી બીજી લડાઇઓમાં રોકાયલો હતો. પણ મુરેતના યુદ્ધને સમયે પરવાર્યો હતો. જર્મનિ અને ઈંગ્લાંડના પાદશાહો ઉપર ફતેહ મેળવી નવરો થતાં તેણે લાંગ્વિડૉક ભણી નજર કરી, તથા પોપને ધાસ્તી લાગવા માંડી, તેથી સિમોન–દિ–મોનીફૉર્ટ મુરેતના જયનો ઝાઝો લાભ લઈ શક્યો નહિ. એની શક્તિથી પોપ ડરવા લાગ્યો, તથાપિ એ ક્રુસેદના આગેવાન લેગટો તથા ધર્માચાર્યોનો તેને વગ હોવાથી ખ્રિસ્તિ જાત્રાળુઓ (એટલે ક્રુસેદરો) એ જીતેલા તુલુસનો તાલુકો તેને મળ્યો. એ મંજૂર રાખવાની ખૂશી ન હોવાથી ફિલિપે કુંવર લુઇસને મોટી ફોજ સહિત ફ્રાન્સના દક્ષિણમાં મોકલ્યો. પાછળથી એ શાહજાદાને ઈંગ્લાંડનો તાજ મળવાની ગોઠવણ થઇ, તેથી તે ત્યાં ગયો. આર્નોલ્દે (જે સિતોનો મહંત બાવો હતો તણે) સ્પેનથી પાછા આવી નાર્બોન્તનો કબજો કર્યો. સિમોને કહ્યું એનો ધણી હું છું એથી બેની વચ્ચે કજીઓ થયો. આર્નોલ્દે તેને જાતિ બહાર મૂક્યો અને નગરને નિષેધ ઠરાવ્યું, પણ દિ–માનાફૉર્ટે જરાએ પત કર્યું નહિ, તેથી તે મહંત આશ્ચર્ય અને ખેદ પામ્યો. એ પછી તુલુસના લોકને માન્તફૉર્ટે એવા હેરાન કર્યા કે તેમણે બળવો કરી પોતાના હાકેમ સ્યમંદને પાછો બોલાવ્યો (તા. ૧૩ મી સપ્ટેમ્બર ૧૨૧૭), મોંટફૉર્ટ મોટી ફોજ લઇ તુલુસ ઉપર ચઢયો અને લઢાઇમાં કપાઇ મુઓ. તેના દિકરા આલ્મેરિકને પાછા હઠવું પડયું. એ ઠાકોરે પોતાનો દાવો ફ્રાન્સના શાહને વેચ્યો અને આખરે સ્યમંદ જીતાઇ તેનો તાલુકો ફ્રાન્સના રાજ્યમાં ખાલસા થઇ ગયો (ઇ. સ. ૧૨૨૯). એ પછી ઇન્કિવઝિશને આવી સત્યાનાશ એવું વાળ્યું કે અદ્યાપિ એ પ્રાંત સંપૂર્ણ સારી આસ્થામાં આવ્યો નથી.

**ક્રુસેદનાં પરિણામો**—ખ્રિસ્તિ ધર્મની બે મોટી મંડળી થઇ હતી. એમાંની એક પશ્ચિમ સમાજ હતી, અને તે ઉપર રોમના પોપનું ઉપરીપ-

ણું સ્થાપન થયું હતું. બીજી પૂર્વે સમાજ કાન્સ્તાન્તિનોપલના અધિકારીના તાબામાં હતી. ક્રુસેદ વડે એ બીજીને વશ કરવાની ઉમેદ પોપના દરબારમાં હતી, પણ તે નિષ્ફળ ગઇ, તોપણ એ યુદ્ધોથી તેને બીજા ભારે લાભ થયા. રાજ્યોના અંદરના કારભારમાં હાથ ઘાલવાનો પોપનો અધિકાર સ્વિકારવામાં આવ્યો; રાજાધિરાજાને અને પાદશાહોને ક્રુસેદ ઉપર પોપે બળાત્કારે મોકલ્યા. એ યુદ્ધોના ખરચને કાજે બધા ખ્રિસ્તિ રાજ્યોમાં દેવસ્થાન ઉપર વેરા નાખ્યા; જેઓ એ યુદ્ધોપર ચઢયા તેઓના જાનમાલનું રક્ષણ કરવાનું કામ પોપે માથે લીધું, તથા તે સહાસિક સિપાઇઓને હકો આપ્યા જે કોઇથી રદ થઇ શકયા નહિ. એ યુદ્ધોમાં ગયલા ઘણાક જાગીરદારો પાછા ઘેર આવવા પામ્યા નહિ. અને તેમને વારસ ન હોવાથી તેમની જાગીરો દેવસ્થાનખાતે આપી દીધી; જેઓ કાયરપણે અથવા મતલબીઆ થઇ ઘેર રહ્યા તેમણે બાધમાંથી છૂટવાને ગુરૂઓને બક્ષીસો દીધી. આ લાભમાં વધારો કરવાના હેતુથી યૂરોપના ઉત્તર અને પૂર્વ ભાગોમાં રહેનારા લોકોની સામે ક્રુસેદો ઊઠાવી; તેમજ સ્પેનના મૂર નામે મુસલમાનો ઉપર તથા પોપની સામે થનારા રાજેંદ્રો અને રાજાઓ ઉપર તથા બાલ્તિક સમુદ્રના કાંઠાપર વસનારી પરધર્મી પ્રજાઓ ઉપર, તથા યૂરોપના પાખંડીઓ ઉપર ક્રુસેદરોને મોકલ્યા.

પોપની શક્તિ વધી; અને રાજાઓની ઘટી; જર્મનિમાં રાજેંદ્રનો અધિકાર હોહેન્સાફન કુળમાં હતો તેની પડતી થઇ; ઈંગ્લાંડમાં રાજાના અખતીઆરને મર્યાદામાં રાખે એવી સનદ કરી આપવાની જરૂર અમીરોએ પાડી; હંગરિમાં પણ તેમજ થયું; વિશેષ બનાવોથી ફ્રાન્સમાં એથી ઉલટું થયું. મોટા તાલુકદારોમાંના ઘણાક દૂરના દેશોમાં મરણ પામવાથી પાદશાહો પોતાના અધિકારમાં ઉમેરો કરી શકયા, તથા જેઓ વારસ વિના મુઆ, તથા જેઓ ઉપર પાખંડાદિકના આરોપ આવ્યા તેઓના તાલુકા બથાવી પડી ખાલસા ભૂમીમાં મોટો વધારો કરી શકયા. સ્પેનમાં જે ખ્રિસ્તિ રાજ્યો હતાં તેઓની મદદે ક્રુસેદરો ગયાથી તેમનો મૂલક વધ્યો.

શિવલરિની ઉત્પત્તિ ક્રુસેદ પહેલાં થયલી, તોપણ તેને સત્તા અને બળ આ લઢાઇઓથી મળ્યાં. ઉપનામ, બખ્તર ઉપર હથિયારનાં ચિન્હો,

અને ભિન્ન જાતના વાવટાનો ઉપયોગ કરવાની એ લઢાઇઓમાં જરૂર પ- ડી, કેમકે બધા ખ્રિસ્તિ દેશોમાં જુદી જુદી ભાષા બોલનારા, જુદી જુદી રીતભાતના, જુદા સ્વભાવના લોકો ત્યાં એકઠા થયા હતા. એકએકની કી- ર્તિપર સહેજ અદેખાઇ કરે એવા યોદ્ધાઓની બહાદુરી અને મગરૂરીનું સ્વ- ભાવિક પરિણામ ક્રીડા યુદ્ધ હતું. વળી કેટલાએક લશ્કરી વર્ગો સ્થાપવામાં આવ્યા અને તેઓને ધર્મની મંજૂરી મળી. તેમાં પહેલો વર્ગ હાસ્પિતલર અથવા જેરૂસલેમના સંત જોનના નાઇટનો હતો. એ વર્ગ આગળ જતાં માલ્તાના નાઇટ એ નામથી ઓળખાયો. ઇ. સ. ૧૧૧૪ માં પોપ પાસ્કાલેએ તેની સ્થાપના કરી, અને પછી પોપ કાલિકતસે તેમાં વધારો કર્યો. કાળા ઝભા ઉપર અષ્ટખૂણી ધોળો ક્રુસ એ તેનું ચિન્હ હતું. મુસ- લમાનો જોડે લઢવું અને માંદા જાત્રાળુઓની ચાકરી કરવી એ તેમનું વૃ- ત્ત હતું. પાલેસ્તૈનના રાજનો વિનાશ થયા પછી તેઓ પ્રથમ સૈપ્રસ બે- ટમાં ગયા, અને છેલ્લે માલ્તામાં. ઇ. સ. ૧૭૯૮ માં નેપોલિઅને માલ્તા બેટ લેઇને એ રાજ્યનો છેડો આણ્યો. બીજો વર્ગ નાઇટ ટેમ્પ્લરનો હ- તો. તેનું ચિન્હ લાલ રંગનો ક્રુસ હતો. ઇસુની કબરનાં દર્શન કરવા જ- નારા જાત્રાળુઓને માટે રસ્તાઓપર ચોકી કરવી એ તેનું અસલ કામ હતું, પણ તેમની સંખ્યામાં વધારો થવાથી પાલેસ્તૈનના ખ્રિસ્તિ રાજ્યનો બચાવ કરનારા થઇ પડ્યા. પશ્ચિમ યૂરોપમાં તેમને ઘણીજ જાગીરો મ- ળી.× તેઓની દોલત એટલી બધી વધી ગઇ કે તે ખૂંચવી લેવાનો લો- ભ રાજા લોકને થયો. જૂઠ્ઠા આરોપનો વરસાદ તેમનાપર વરસ્યો. તે- ઓમાંના ઘણા ઉત્તમ પુરૂષોને દુઃખ દેઇને મારી નાખવામાં આવ્યાં. અને ઇ. સ. ૧૩૧૨ માં વિએન્તની ધર્મસભામાં એ વર્ગને રદ કર- વામાં આવ્યો.

એકરગઢ ઉપર ઘેરો નાંખેલો હતો તેવામાં માંદા અને ઘાયેલ થયેલાની સેવાને વાસ્તે જર્મન નાઇટોનો એક વર્ગ બંધાયો. એનું નામ ટ્યુટાનિક નાઇટ્સ પડ્યું. ઇ. સ. ૧૧૯૨ માં પોપ ત્રીજા સિલેસ્તિને તેને

× લંડનમાં ટેંપલ નામની ઈમારત છે તે એ વર્ગની હતી; કર્કેનવેલ હાસ્પિતલરોનું ભારે મકાન હતું તેનો થોડો ભાગ હજી લગણ પણ છે.

સ્થાપન કર્યો, અને તેના વહીવટને માટે નિયમો બાંધી આપ્યા. ધોળા ઝભ્ભા ઉપર કાળા રંગના ક્રુસ એ તેમનું ચિન્હ હતું. તેમણે ઇ. સ. ૧૨૩૦-માં પ્રુશીઆ પ્રાંત વશ કર્યો. અને રૈફોર્મેશન (ધર્મશોધક) થયું તેવારે ઇ. સ. ૧૫૨૫ માં એક પ્રોટેસ્ટંટ રાજાએ એ પ્રાંતનો કબજો કર્યો ત્યાં સુધી તેમના હાથમાં રહ્યો. છેલ્લો મોટો વર્ગ સંત નઝારસ હતો. મૂળમાં તેનો હેતુ લેપ્રસીનો આરામ કરવાના કામમાં લાગવાનું હતું. એ રોગ ક્રુસેદરો યૂરોપમાં લાવ્યા. ઉપર કહ્યો તેની પેઠે એણે પણ થોડા વખતમાં લઢવાનું કામ માથે લીધું, પણ તે કદી પ્રખ્યાતી પામ્યો નથી.

ઇતાલિના દરિઆકાંઠાના સંસ્થાનોએ ક્રુસેદરોને વહાણ, ખોરાક અને લઢાઇનો સામાન પૂરો પાડ્યો. એથી ભૂમધ્ય સમુદ્રમાં વેપાર અને સફરોનો વધારો થયો; મસાલા, તેજાના અને એશિઆની મોજમઝાના બીજા પદાર્થોનો શૉક યૂરોપમાં હળવે હળવે પ્રસર્યો; અને વેનિસ, જીનોઆ, અને ઇતાલિના બીજાં સંસ્થાનોએ લિવાન્તના કાંઠાના તથા ગ્રીક રાજ્યના બંદરોમાં કોઠીઓ સ્થાપી. કેટલાક ફ્રેંચ નગરોએ તેમની દેખાદેખી કરી અને છેક ઉત્તરમાં લ્યુબેક અને હંબર્ગ શહેરોએ પરદેશના વેપારનું રક્ષણ અને વધારો કરવાને માટે એક સભા સ્થાપી (ઇ. સ. ૧૨૪૧). હંશિઆટિક લીગ (એકો)નો પાયો નંખાયો. ઉદ્યોગના વધારાથી વેપારને ઉત્તેજન આપવાનું રાજાઓને લાભકારી માલૂમ પડવાથી તથા તાલુકદારોનો ગર્વ અને તેમની લૂંટફાટ કરવાની ટેવને બંધ પાડવાની રાજકર્તાઓની આતુરતાથી યૂરોપના ઘણાખરા દેશોમાં જે મોટો ફેરફાર થયો તે મ્યુનિસિપાલિટીની સ્થાપનાનો હતો.

આ કાળની પૂર્વે નગરવાસીઓ ગામડીઆઓની પેઠે જમીનદારોના દાસ હતા. કાઉન્ટસ એટલે શહેરોના હાકેમોએ પોતાનો અધિકાર વંશપરંપરા કરી નાંખી તેને સ્વેચ્છિક કર્યો. એ અધિકારને તેઓએ ક્રૂર રીતે વાપર્યો, અને પરસ્પર રક્ષણ કરવાને પુરીજનોને મંડળી કરવાની ફરજ પાડી. ઇતાલિનાં બંદરોમાં પ્રજાસત્તાક રાજ્યો થયાં, અને તેમનું જોઇને પોપ અને જર્મનિના રાજાધિરાજ વચ્ચે લઢાઇના વખતમાં લૉંબાર્ડીના શહેરોમાં પ્રજાસત્તાક રાજ્ય થયાં. જાડા લુઇસની ગરજ અને યુક્તિ

ને લીધે ફ્રાન્સમાં કમ્યુની એટલે નગરવાસીઓની રાજસત્તાનો પાયો નંખાયો (ઈ. સ. ૧૧૦૮). તેણે પોતાની રૈયતને પોતાનો રાજકારભાર કરવાનો હક વેચાતો આપ્યો, અને તેનું જોઇને તેના મોટા તાલુકદારોએ પણ તેમ કર્યું. એથી થોડા વખતમાં ઘણાખરા શહેરોને પોતાનો રાજકારભાર ચલાવવાની સનદો મળી. ઈંગ્લાંડમાં શહેરો અને કસ્બાઓને તાલુકદારોના જૂલમથી રાજા બચાવતો એટલુંજ નહિ પણ તેમના મુખતીઆરોને રાજસભામાં મત આપવાને દાખલ કર્યા (ઇ૦ સ૦ ૧૨૬૬). ફ્રાન્સ અને જર્મનિમાં પણ પાછળથી એ પ્રમાણે થયું.

શહેરના લોકોની સ્વાધીનતામાં વધારો થવાથી રાજાના અધિકારને ફાયદો થયો. તાલુકદારો માંહોમાંહે વળી લૂટફાટ કરતા તે એથી અટક્યું, અને અમીરોના લોભને તેથી હરકત થઇ. બિન અડચણે તેઓ નવા અધિકારો લેઇ શક્યા નહિ. શહેરો અને કસ્બાઓના રહેવાસીઓના જોવામાં આવ્યું કે તેઓની સ્વતંત્રતાનું રક્ષણ કરવામાં રાજાઓને ઘણો લાભ છે, માટે જ્યારે તાલુકદારો અને ધર્મોપદેશકો જોડે રાજાનું ટંટો થતો ત્યારે તેઓ તેની મદદે જતા. પુરીજનોને સ્વાધીનતા મળી તે પરથી ગામડીઆઓને પણ મળી. કોટની માંહે આવીને જેઓ રહે તેઓનું રક્ષણ નગરના અધિકારીઓ કરતા, તે ઉપરથી તાલુકાદારોએ જોયું કે પોતાના દાસોની અવ્યવસ્થા સુધારવી જોઇએ, નહિ તો તેમની જમીનો વસ્તિ વગરની થઇ જશે. એ પ્રમાણે ધીમે ધીમે લોકને સ્વાધીનતા મળી; એથી સુધારાનું સુખ લોકમાં પ્રસરવા લાગ્યું, અને અજ્ઞાને તથા વહેમે જે અંધકાર યૂરોપ ઉપર ફેલાવ્યો હતો તે દૂર થવા લાગ્યો.

પોપની સત્તાની સામે થનાર મહારાજા બીજો ફ્રેદરિક ઇ. સ. ૧૨૫૦ માં પડ્યો ત્યારથી હોએલસ્ટાફનનું રાજકુળ મોટી પદવીએથી ઉતર્યું. તેનો કુમાર કાન્રાદ થોડું અને દુઃખદાયક રાજ કરીને રોગથી મરણ પામ્યો; અને ત્યારપછી જર્મનિમાં જે અવ્યવસ્થા ચાલી તેને મોટો અને દ્રોહેલો રાજ્યનો સમય એ નામ આપ્યું છે તે વાજબી છે ને ખરૂં છે. હરિફ રાજાઓની વઢવાઢોએ કરીને દેશ લૂટારૂઓના ટોળાથી ભરાયો; શહેરોએ અરસપરસના રક્ષણને અર્થે એકો ન કર્યો હોત તો લોકના જાનમાલનો બચાવ થઇ શકત નહિ. ર્‌હાઇન નદી ઉપરના શહેરોએ સંપ કર્યો

અને હંસઆટિકલીગમાં વધારો થયો પહેલાં રાજાધિરાજ નીમવાનો હક જર્મનિના નાના મોટા દરેક રાજાને હતો તે હવે મોટા તાલુકદારો અને રાજ્યના અધિકારીઓ પચાવી પડ્યા. પોતાના લોકને અડચણ ન કરી શકે એવા નબળા શાહજાદા તે અધિકાર આપવાનો પ્રયત્ન કરતા. હોલાંડના વિલ્યમને અને કાર્નવાલના રિચાર્ડને અનુક્રમે શહેનશાહ તેમણે ઠરાવ્યા. પણ એ શાહજાદાઓને ફક્ત નામજ મળ્યું, પણ તેમના હાથમાં અધિકાર નહોનો. અંતે ઇ. સ. ૧૨૭૩ માં હાસ્બર્ગનો કાઉન્ટ રેડાલ્ફ નીમાયો. એના તાલુકદારો માંહોમાંહે વઢી લૂટફાટ કરતા હતા. તેમની જોડે લઢી તેનું બળ બતાવ્યું. હોએન સ્ટાફન કુળના હાથમાં નેપલ્સનું રાજ હતું તે પોપે ફ્રાન્સના રાજાના ભાઈ એંજુને આપ્યું. એંજુનો ડ્યુક ઘણો ક્રૂર અને જૂલમી હતો તેથી ઇતાલિઅનોએ બંડ કર્યું, પણ તેમનું ફ્રેંચની આગળ કાંઇ ચાલ્યું નહિ, અને હોએનસ્ટાફન તરફનો વારસ કોન્રોડીન પકડાયો અને માર્યો ગયો. એ રીતે સ્વેબિઆના કુળનો છેલ્લો રાજા પડયો. પોપને પૂર્ણ જય મળ્યો. ઇતાલિ દેશ જર્મનિથી જુદો પડ્યો, પણ તેથી ફાયદો ન થતાં માંહોમાંહેની લઢાઇથી ખરાબ થયો, ને જે સ્વાધીનતાનો જુસ્સો તેમણે ઉત્પન્ન કર્યો તે જર્મનિના રાજેંદ્રો કરતાં વધારે ભયંકર શત્રુ છે, એવું પોપને માલૂમ પડ્યું.

**પોપની સત્તા**—ઇ. સ. ૧૨૯૨ માં પોપ નિકોલસનું મરણ થયું ત્યારથી પોપનું કામ થાકથી ધીમું પડી ગયું હોય એવું દેખાયું. બે વર્ષને ત્રણ મહીના લગી ગાદી ખાલી રહી. સુધારાપર આવેલા યૂરોપના લોકના વિચાર અને ગરજને અનુકૂળ પડે એવા ફેરફાર આ વખતમાં ધર્મસમાજના મુખીઓએ કરવા ધાર્યા હોત તો કરી શકત, પણ માઠા ભાગ્યે તેમણે વિરૂદ્ધ અભિપ્રાય ધારણ કર્યો, અને હરેક બાબતમાં સુધારો નહિ થવા દેવાને બંધાયલા છે એવું તેઓએ માન્યું. આગલા સમયમાં વિદ્યાના વધારામાં પોપનું દરબાર આગેવાન હતું; ઉપદેશકો અને સાધુઓ વિદ્યાગુરૂઓ હતા; પણ હમણા ધર્મસમાજ પાછળ પડી ગયો. વિદ્યાને આશરો આપનારા પોપને ઠેકાણે રાજા થયા. રાજસત્તા અને ધર્મસત્તા વચ્ચે જે ઝઘડો થવાનો તેમાં રાજસત્તા જીતશે, કેમકે વિદ્યા અને સુધારો તેની તરફ થયાં. જ્ઞાન મઠમાંથી છૂટી મહેલમાં ભરાયું, અને ત્યાંથી ઝુંપડાં સુ-

ધી ફેલાયું. પોપ તેના દુશ્મન થયા અને તેની જોડે લઢાઇમાં હાર્યા, એમાં કાંઇ નવાઇ નથી. એક જમાનામાં પોપની રાજાઓને પદભ્રષ્ટ કરવાની સત્તાઓને તિરસ્કાર કરનારા ગાદીપતિઓ થયા. બીજા યુગમાં પોપની સત્તાની મશ્કરી થવા લાગી અને અડધા યૂરોપમાં તેના નામ ઉપર ધિઃકાર પડયો.

પોપની જગા ખાલી પડવાથી રોમ અને ઇતાલિમાં પ્રકૃતિક્ષોભ શરૂ થયો. તેથી કાર્દિનલોને એટલે ધર્મસમાજના મુખ્ય અધિકારીઓને નવો પોપ નીમવાની જરૂર પડી. તેમણે એક નબળા મનના મૂર્ખ, ધર્માંધ બાવાને પસંદ કર્યો, અને તે ચોથો સિલેસ્ટાઇન નામ ધારણ કરીને ધર્માસને બેઠો. એણે પોતાનો અધિકાર જલદીથી મૂકી દીધો, અને તેની જગાએ આઠમો બોનિફેસ થયો. એ પોપ સાતમા ગ્રેગરિના જેવો લોભી અને સ્વેચ્છિક હતો, અને તે ઘણો કપટી અને લુચ્ચો હતો. ધર્માચાર્યો, રાજાઓ અને પ્રજાઓએ સઘળાના રાજા થવાની તેણે ઇચ્છા કરી. પોતાના હુકમ માનવાના ઉપાય તેણે ઘણા ઉદ્યોગથી શોધી કાઢયા. પાલેસ્તૈનનું રાજ્ય પાછું લેવાને બહાને તે રાજાઓના ટંટાઓમાં વચમાં પડયો. ફ્રાંસના રાજા ફિલિપ, ઈંગ્લાંડના રાજા પહેલા એડવર્ડ અને જર્મનિના રાજા એડોલ્ફસને તેમની તકરારો માંડીવાળવાનો હુકમ કર્યો, અને લઢતાં બંધ નહિ થાય તો જાતિ બહાર મૂકવાની ધાસ્તી બતાવી તેણે આરાગોન અને ફ્રાન્સના રાજાને સલાહ કરાવી.

પોપને સંતોષવાને વાસ્તે આરાગોનના રાજા જેમ્સે સિસિલિપરનો દાવો છોડી દીધો, ને પોપે તે બેટ એંજુના ડ્યુકને આપ્યો, પરંતુ તે બેટના રહેવાસીઓએ તે વાત કબૂલ કરી નહિ, તેથી તેમણે જેમ્સના ભાઇ ફ્રેદરિકને રાજ આપ્યું અને પોપના વકીલોને કાઢી મૂકયા. પોપે તેમને જાતિ બહાર મૂકયા. માત્ર ઇતાલિના રાજ્યમાં હાથ ઘાલવાથી બોનિફેસ રાજી ન હતો. યૂરોપના બળવાન રાજાઓપર પોતાની સત્તા સ્થાપવાનો નિશ્ચય કર્યો. આખા યૂરોપમાં ફ્રાંસનો ફિલિપ રાજા મહા બળવાન હતો. મોટા તાલુકદારોપર પોતાની સત્તા બેસાડવાનો નિશ્ચય કરીને તેણે પોતાની રૈયતની મદદ લીધી, અને ઉમરાવો તથા ઉપદેશકોને રૈય-

ત માફક ગણવાનો નિશ્ચય કર્યો. તાલુકદારોનો જૂલમ અને ગડબડ જતી રહી, અને બધા વર્ગના લોકોપર એકસરખો કાયદો ચાલ્યો. નીચલા વર્ગના લોકો ગૂલામગીરીમાંથી છૂટયા અને રાજાના સ્વેચ્છિક અધિકારે તેમને ગુણ કર્યો. આ રીતે તે વર્તતો હતો તેવામાં બોનિફ્રિસનો હુકમ આવ્યો કે અમુક જીતેલા તાલુકદારોને હેરાન કરવા નહિ, ગુરૂવર્ગ ઉપર વેરા રાખવા નહિ, અને ફ્લોડર્સના કાઉન્ટ જોડેના વાંધામાં પોપને પંચ ઠેરવવો. ફિલિપે એ માગણી નામંજૂર કરી; તે ઉપરથી એવું કરનારા રાજા અને તેમને કર આપનારા ગુરૂઓને જાતિ બહાર મૂકવાનો પોપે ઠરાવ કર્યો, તથા રાજની અદાલતોનો અધિકાર ગુરૂઓની ઉપર નહિ ચાલે એવો હુકમ કર્યો.

રાજાના અધિકારથી કેવળ સ્વતંત્ર સત્તા સ્થાપવાની આ કોશિષથી બધા દેશોના રાજા કોપ્યા ઈંગ્લાંડમાં એડ્વર્ડે પોતાના ન્યાયાધીશ પર હુકમ કર્યો કે ગુરૂવર્ગની કોઇ ફરિયાદ આવે તો તે સાંભળવી નહિ, કેમકે જે રાજના ખરચમાં મદદ ન કરે તેને કાયદાનું રક્ષણ મળવું નહિ જોઇએ. એથી ઈંગ્લાંડના પાદરીઓ ઠેકાણે આવી ગયા અને વગર તકરારે કર આપવા લાગ્યા. એડ્વર્ડના કરતાં વધારે સખ્ત ઉપાય ફિલિપે કર્યા. પોતાના દેશમાંથી સોનું, રૂપું, જવાહિર અને લઢાઇનો સામાન લેઇ જવાની તેણે મના કરી અને પોતાના દેશમાં પરદેશના રહેવાસીઓને રહેવાની મના કરી. રોમના દરબારની પેદાશને આથી નુકસાન છે એવું જોઇ બોનિફ્રિસે ફિલિપને સમજુતી આપી, અને એ હુકમ રદ્દ કરે તો ફાયદો કરવાની લાલચ બતલાવી. ફિલિપે તેનું કહેવું માન્યું. પોપે તેના પૂર્વજ નવમા લુઇસને સંત ઠેરવ્યો. ઈંગ્લાંડના રાજા અને ફ્લાંડર્સના ઠાકોર જોડે ફિલિપને જે ટંટો ચાલતો તેનો નીવેડો લાવવાને તેણે પોપને સોંપ્યું. પણ પોપનો ફેંસલો એવો ગેરવાજબી હતો કે ફિલિપે તે સ્વિકાર્યો નહિ, અને તેનો એક ઠાકોરે ફાડીને બાળી મૂકયો. ફિલિપ એવું કરશે એમ બોનિફ્રિસના ધારવામાં નહતું; પણ એ બન્યા પછી ઝઘડાની તે તૈયારી કરવા લાગ્યો. પ્રથમ તેણે પોતાની સત્તા રોમમાં અને ઇતાલિમાં મજબૂત કીધી. ધિબેલેન પક્ષના ઉપરીઓ એની સામે હતા. તેઓમાં કોલોના કુળના બે કાર્ડિનલો મુખ્ય હતા. તેઓને કપટ અને જૂલમથી પાયમાલ કરી નાંખ્યા.

તે કાર્દિનલો ફ્રાંસમાં નાઠા, ત્યાં તેમને ફિલિપે આશ્રો આપ્યો. બોનિફ્રેસ તેથી ચમક્યો, પણ નાહિંમત થયો નહિ. રાજાને લાલચમાં નાખવાની તેણે યુક્તિ કરી. જર્મનિના રાજાધિરાજ આલ્બર્ટને પદભ્રષ્ટ કરી એક ફ્રેંચ શાહજાદાને ગાદી આપવાનું તેણે ફિલિપને કહાવ્યું. ફિલિપે એ વાતને ગણકારી નહિ; એટલુંજ નહિ પણ આલ્બર્ટની જોડે સંપ કર્યો અને તેના કુમાર આસ્ત્રિઆના ડ્યુક રોડાલ્ફને પોતાની બેન પરણાવી તે દોસ્તીને મજબૂત કરી. આ નાઉમેદીથી બોનિફ્રેસ બહુ ચીડાયો, પરંતુ નવો સૈકો બેસવાનો ઓછવ આવ્યો તે ઉપર તેનું ધ્યાન ગયું (ઇ. સ. ૧૩૦૦). તેણે એક પત્ર પ્રસિદ્ધ કર્યું કે જો પોતાના પાપ માની દઇ પશ્ચાતાપ કરતા રોમ આવી સંતોની પ્રેરિતોની કબરોના દર્શન કરશે અને પૂજશે તેઓનાં સધળાં પાપ બળી જશે ને તેઓને પૂરી ક્ષમા મળશે. એ જાત્રાને માટે પંદર દિવસ ઠેરવ્યા હતા. આ લઢાઇની જોખમ વગરની જાત્રા ક્રુસેદનો લાભ હજારો માણસોએ લીધો, અને તેથી રોમના લોકને બહુ ફાયદો થયો. બોનિફ્રેસ પછી ગાદીએ આવનારાઓએ આ લાભકારી યુક્તિ દર પચાસ વર્ષે કર્યાં કરી, અને તેથી પોપની તિજોરીને ઘણો ફાયદો થયો.

આ ઓછવ પૂરો થયો નહિ એટલામાં પોપ અને ફ્રાંસના રાજા ફિલિપ વચ્ચે બીજો વાંધો ઉઠયો તે નાર્બોનના આર્ચબિશપ અને ત્યાંના વાઇકાઉન્ટ મધ્યેની તકરાર સંબંધી હતો. રાજાએ ઠરાવ્યું કે વાઇકાઉન્ટ નાર્બોનનો ધણી અને ઉપરી. તે ઉપરથી આર્ચબિશપે પોપને અપીલ કરી. તેથી બોનિફ્રેસે તેને મદદ કરી. ફિલિપની સામા બંડ કરેલા એક ઉપાધ્યાયને ફ્રાંસમાં મોકલ્યો. રાજાએ તેને દરબારમાંથી કાઢી મૂક્યો. બોનિફ્રેસે એક ઘણોજ અપમાનકારી પત્ર રાજાને લખ્યો, ને એ રાજાનું શું કરવું તેનો વિચાર કરવાને ફ્રાંસના બિશપોને રોમ બોલાવ્યા. રાજાએ પોતાના દેશના ધર્મશાસ્ત્રીઓની અને લોકની મદદથી પોપના અધિકારને માન્યો નહિ. બોનિફ્રેસે ફિલિપના ઉપર એક પત્ર લખ્યો, તેનો સાર આ છેઃ—"ફ્રાંકસનો રાજા ફિલિપ, જોગ લખતંગ પરમેશ્વરના સેવકોનો સેવક બિશપ બોનિફ્રેસ. પરમેશ્વરથી ડરો અને તેની આજ્ઞા પાળો, અમે તમને જણાવીએ છીએ કે તમે ધર્મ તથા રાજ સંબંધી બંને બાબતમાં આધીન છો; ઉપદેશકોની જગાઓ ઉપર નીમણુક કરવાનો અધિકાર અમારો છે; એ

જગાઓ જો તમે ખાલી રાખી હોય, તો તેની પેદાશ તેમની ઉપર જેઓ કાયદા પૂર્વક નીમાય તેમને આપવી; એવી જાતની નીમણુકો તમે કરી હશે, તો અમે રદ કરીએ છીએ; આ હુકમની જેઓ સામા થશે તેઓ પાખંડી ગણાશે."

ફિલિપે આ હુકમને જાહેરાંતમાં બાળી નાંખ્યો અને તેનો યાદ રાખવાજોગ જવાબ પ્રસિદ્ધ કર્યો, પણ તે તેણે રોમ નહિ મોકલ્યો એવું સંભવે છે, તોપણ ફ્રાંસની મોટી રાજસભા આગળ સર્વોપરિ ગુરૂને આપવાના ઉત્તર દાખલ તે વાંચી સંભળાવ્યો. તે ઉપરથી તે પોપની સત્તા ક્ષીણ થવા આવી છે તેનો અજાએબ જેવો દાખલો છે. ઇતિહાસ કરનારાઓએ રાજાના કાગળની મતલબ આ પ્રમાણે જણાવી છેઃ—"પોપ થવાનો દાવો કરનાર બોનિફિસ જોગ. પરમેશ્વરની મહેરબાનીથી ફ્રેંચનો રાજા ફિલિપ થોડી અથવા બિલકુલ સલામ વગર તમને મૂર્ખના સરદારને જણાવીએ છીએ કે અમે રાજકાજમાં કોઇ માણસને આધીન નથી; ઉપદેશકોની જગા આપવાનો હક્ક અમારી ગાદીનો છે; ખાલી પડેલી ઉપદેશકોની જગાની પેદાશનો ઉપભોગ કરવો એ અમારો હક્ક છે; ભૂતકાળમાં અને ભવિષ્યકાળમાં એ વિષે કરેલા અમારા હુકમ સદા બહાલ છે; અને જેઓને અમે એ જગા આપી છે અને આપીશું તેઓનો બચાવ અમે અમારા સઘળા બળથી કરીશું. જેઓ આ અમારા હુકમની સામા થશે તેઓ બેવકુફ કે ગાંડા ગણાશે."

ફ્રેંચ રાજસભાના ત્રણ વર્ગ—ઉમરાવ, ઉપદેશકો અને રૈયત. એમણે કાર્દિનલો ઉપર જુદા જુદા પોપની વિરૂદ્ધ પત્રો લખ્યા. રોમની દરબારમાં એથી ભય ઉત્પન્ન થયો, અને તેણે ત્રણે વર્ગોને ખુલાસાના પત્રો લખ્યા, પણ તેણે ફિલિપને બહિસ્કૃત ગણી જવાબ લખ્યો નહિ.

એ રીતે ફ્રાંસનો રાજા બોનિફિસ જોડે ટક્કર લેતો હતો તે વખતે બીજા રાજ્યોપર પણ તેની નજર હતી. ઇંગ્લાંડના એડ્વર્ડે પોતાના તાલુકદારોને વશ કરી સ્કાટલાંડ જીતવાની તૈયારી કરી હતી. પોપે તેમ કરવાની તેને મના કીધી, એડ્વર્ડે, અને ઇંગ્લાંડના પાદરીઓએ તે વાત માની

નહિ. હંગરિના રાજમાં પણ પોપે હાથ ઘાલ્યો, પરંતુ ત્યાંના જાગીરદારોએ ભલામણ કરેલા શાહજાદાને ગાદી ન આપતાં પોપે બાવેરિઆના શાહજાદાને ગાદી આપી. પોપે ઘણો ગુસ્સો બતાવ્યો ને શાપ દીધા, તથા બાવેરિઆના રાજાને આજ્ઞા કરી કે તારા છોકરાને પદભ્રષ્ટ કર. હંગરિમાં પોપનું ફાવ્યું નહિ, તોપણ સ્પેનમાં તેનો હુકમ માનવામાં આવ્યો. સાંક્રો નામે રાજાનું મરણ થયા પછી પોપે ઠરાવ કર્યો કે તે પરણ્યો હતો તે શાસ્ત્ર પ્રમાણે છે, એથી કરીને તેના વડા દીકરા ચોથા ફર્દિનાંદને કાસ્તૈલનું રાજ મળ્યું.

ફ્રાન્સમાં ફિલિપ રાજાએ હુકમ કર્યો હતો કે જે ઉપદેશકો દેશ છોડીને રાજમાંથી જશે તેઓની મિલ્કત જપ્ત કરવામાં આવશે. તેમ છતાં ઘણા આચાર્યો રોમ ગયા. ફ્રેંચ આચાર્યો એટલે બિશપોને આવ્યા જોઇ બોનિફિસને હિમ્મત આવી, અને ખૂબ જુસ્સામાં આવી તેણે "યુનમ સાંક્ટમ" નામે પ્રખ્યાત પત્ર પ્રસિદ્ધ કર્યો. એમાં તેણે પોપના હરેક બાબતમાં સર્વોપરિપણાનો દાવો આગલા પોપોએ બતાવ્યા કરતાં વધારે જોરથી અને સ્પષ્ટપણે કહ્યો. આચાર્યોની સભામાં તે પત્ર મંજૂર થયા પછી પોપે એક વકીલને ફ્રાન્સ મોકલ્યો. તે વકીલે રાજાની પાસે માગ્યું કે જે આચાર્યો દેશાટન કરવા જાય તેમને તેણે અટકાવવા નહિ, ઉપદેશકોની નિમણુક તેમને કરવા દેવી અને રાજની અદાલતોમાં તેમનો ઇન્સાફ કરવા દેવો નહિ, અને પોપના પત્રને ફાડી નાંખ્યાના જવાબને માટે તેણે પંડે રોમમાં હાજર થવું, તથા સિક્કો બગાડ્યો તેથી થયેલું નુકસાન ભરી આપવું, તથા લેઓન્સનું શહેર ત્યાંના આર્ચ બિશપને આપી દેવું. ફિલિપ ઘેરે જાતિ બહાર મૂકવાની ધમકીથી ન ડરતાં એ માગણીઓ ના કબૂલ કરી, અને બોનિફિસ ઉપર પોતાના વકીલ વિલ્યમ ધ નોર્ગેટની મારફતે રાજ્યાપહરણ, પાખંડ અને ચોરીના તોહોમતો મૂક્યાં. નોર્ગેટે માગ્યું કે મોટી સભા બોલાવી એ તોહોમતો વિશે તજવીજ કરવી, અને તજવીજ થતાં સુધી પોપને કેદમાં રાખવો. બોનિફિસ હવે ગભરાયો. તેણે મિત્રો શોધવા માંડ્યા; સિસિલીના રાજાને તથા જર્મનિના રાજેંદ્રને રાજી કરી પોતાના પક્ષમાં લીધા. ફિલિપે પોતાના રાજની મોટી સભા બોલાવી, અને તેઓની રૂબરૂ અસ્વભાવિક અને ધિક્કારવા જોગ ગુન્હાના આરોપ મૂક્યા,

અને સભામાં ઠર્યું કે નવો પોપ અને મોટી સભાની રૂબરૂ એ ફરિયાદ ચલાવવી. બોનિફિસે આ ખબર ધૈર્યથી સાંભળી, અને પોતાના ઉપર મૂકેલા તોહોમતોના ઉત્તર દીધા, અને તેજ વખતે ફિલિપને જાતિ બહાર મૂકવાનો, તેને પદભ્રષ્ટ કરવાનો તથા તેની ચોથી પેઢી સુધી, તેના વંશજોને પતીત ઠેરવવાનો ઠરાવ ગુપ્ત રીતે કર્યો. કુમારી ઇસુખ્રિસ્તની માનો જન્મ દિવસ રોમના દેવળોમાં એ વર્ષની તા. ૮ સપ્ટેંબરને દિવસે કરવાનો હતો તે દહાડે એ ઠરાવ પ્રસિદ્ધ કરવાનો બોનિફિસે ઠરાવ કર્યો.

તે દિવસની આગલી સાંજે ફ્રાંસના રાજાના હુકમથી તગારેટે ત્રણસેં સ્વારો સહિત એકાએક જઇ બોનિફિસને પકડી લીધો, પરંતુ કેટલાક મિત્રોએ તેને છોડાવ્યો. બોનિફિસ છૂટીને એકદમ રોમ ગયો. થાક, ફિકર, અને ખેદથી તાવ આવ્યો, ને તે મરી ગયો.

બોનિફિસની કારકીર્દી પોપની સત્તાને હાની કરતા થઇ; પોપની સત્તાની નબળાઇ દુનિયાના જોવામાં આવવા લાગી તે વારે તેણે વધારે દાવા કરવા માંડ્યા. એ કરવામાં તેના બળનાં સાધનો ખૂટી ગયાં, અને તેની પછી થનારા, કોઇ પણ પોપે હિમ્મત કરી નહિ. અધિરાજ્ય અને ગુરૂવર્ગ એટલી બધી લાંબી મુદત સુધી લઢયા હતાં તેથી તેમને શાંતિની જરૂર હતી. પણ શાંતિથી રોમના દરબારની સત્તા ખરી ગઇ; જે ધામધૂમથી સર્વશક્તિમાનપણાનો દેખાવ ઉત્પન્ન થયો હતો તે ધામધૂમ બંધ પડ્યાથી જતો રહ્યો, અને પોપના દરબારે હવેથી નવા મૂળતત્વો પ્રમાણે વર્ત્તવા માંડ્યું.

પોપના ઇતિહાસમાં બોનિફિસનું મરણ મોટો બનાવ છે; હવે પછી આપણે જોઇશું કે તે પોતાના બળને એકઠું કરી કસરથી વાપરે છે. રાજાઓની જોડે કે રાજેંદ્રોની જોડે લઢાઇ ઉત્પન્ન ન કરતાં માત્ર પોતાનું રક્ષણ કરવાને માટે તેઓ કમ્મર બાંધેછે. જે પત્રો (બુલ્સ)થી ખ્રિસ્તિ જગત ભયભિત થતું હતું તેઓ સંત એંજેલોના દફતરમાં નવાઇની ચીજો જેવાં પડી રહેશે, અને સર્વોપરિપણાનો દાવો મોઢેથી તો છોડી નહિ દેશે, પણ તેને અમલ કરવાનો પ્રયત્ન કરવામાં નહિ આવે. કોઇ કો-

ઇ વખતે ગ્રેગરિ ઇનોસંત અને બોનિફ્રેસે કરેલા દાવા થોડાએક પોપ કરશે, પણ તેમની મહેનત સહજસાજ અને ટૂંકા વખતથી માલૂમ પડશે, આગ બળી રહ્યા પછી થોડા થોડા ભડકા વખતે નીકળી આવેછે તેની પેઠે.

બોનિફ્રેસની પછી ગાદીએ આવનાર નવમા બેનિદિકતે હારવાની પાછળ જે નરમાશ દેખાડવી જોઇએ તે દેખાડી. વગર માગે તેણે ફિલિપને શાપો અને જાતિ બહારના ઠરાવોથી મોકળો કર્યો. કલોના કુળના કાર્દીનલોને પાછા બોલાવ્યા. અને તેમની જાગીરો પાછી અપાવવાની મહેનત કરી; ટસ્કનીમાંના ગેલ્ફ અને ધિલેબૈન પક્ષો વચ્ચે સલાહ કરવાની મહેનત કરી, પણ તે મિથ્યા ગઇ. તેનું મરણ વહેલું થવાથી પોપની રાજસત્તાને વધારે ધોકો લાગ્યો. તેથી સાબીત થયું કે અવદશાની શીખામણથી પણ તે સુધરે એવું ન હતું.

# અધ્યાય ૪ થો.

## ઇ. સ. ૧૧૦૦-૧૩૦૦.

બારમા સૈકાની શરૂઆતમાં ગિજનીવંશના રાજા મસાઉદના તાબામાં પંજાબ અને અફગાનિસ્તાન બન્ને હતાં. પણ પાછળથી થોડા વખતમાં તે ગોરીવંશના કબજામાં ગયાં. ગોરીવંશના અલ્લાઉદ્દીન બાદશાહે ગિજનીવંશના છેલ્લા સુલતાન બેહેરામને હરાવીને ગિજની જીતી લીધું. અને અફગાનિસ્તાનમાં ગોરીવંશની સત્તા સ્થાપી. તેનો ભત્રીજો શહાબુદ્દીન નામે હતો તેણે ઈ. સ. ૧૧૮૬ માં ખુશરૂમલેક નામના ગિજનીવંશના શાહ પાસેથી પંજાબનું રાજ્ય જીતી લઇ ગિજનીવંશનો અંત આણ્યો. એ વખતે હિન્દુસ્થાનમાં દિલ્હી, કાશી, કનોજ, માળવા, અણહિલવાડ વગેરે ઘણાં મોટાં રાજ્યો હતાં. ગૂજરાતમાં પ્રતાપી રાજા સિદ્ધરાજ જયસિંહ હતો. તેણે ઘણાં તળાવો બંધાવ્યાં અને રૂદ્રમાળ પૂરો કર્યો. ઇ. સ. ૧૧૪૩ માં ૪૯ વર્ષ રાજ્ય કરી સિદ્ધરાજ મરણ પામ્યો. એની પછીના રાજા કુમાળપાળના વખતમાં હિમાચાર્ય નામે નામાંકિત પંડિત થઇ ગયો. કુમારપાળ પછી તેનો ભત્રીજો અજેપાળ ઈ. સ. ૧૧૭૪માં રાજા થયો. તે વેદધર્મી હતો તેથી જૈનલોકો તેની ઉપર નારાજ હતા. પછીથી ભોળાભીમના વખતમાં ગોરી પાદશાહ શહાબુદ્દીને સત્તા વધારવાનો પ્રયત્ન કર્યો. આ વખતે રજપૂતોમાં ઘણો કુસંપ હતો. દિલ્હીમાં પૃથુરાજ ચોહાણ અને ગૂજરાતમાં ભીમદેવ બળવાન રાજા હતા. તેમની વચ્ચે સહેજ કારણને લીધે વિગ્રહ થયો. તેમાં જો કે પૃથુરાજ જીત્યો તોપણ બન્નેની સત્તા ઘણીજ નબળી પડી ગઇ. તેજ વખતે શહાબુદ્દીને પૃથુરાજ ઉપર ઇ. સ. ૧૧૯૩માં હુમલો કર્યો, તેમાં રજપૂતો હાર્યા અને દિલ્હીની ગાદી ગોરી શાહને હાથ ગઇ. પછીથી એક પછી એક રાજ્ય તેના હાથમાં આવ્યાં. જીતેલા મૂલકનો સરદાર કુતુબુદ્દીન હતો તેણે કનોજ, બ-

નારસ અને અણહિલપુર જીતી લીધાં. શહાબુદ્દીન ઇ. સ. ૧૨૦૫ માં મરણ પામ્યો. તેની પછી મહમદ અને મહમદ પછી કુતુબુદ્દીન જેણે હિંન્દુસ્તાનમાં ઘણા દેશો જીત્યા હતા તે બાદશાહ થયા. કુતુબુદ્દીન ઇ. સ. ૧૨૧૦માં મરણ પામ્યો. તે ગૂલામ હોવાથી તેના વંશના રાજા ગૂલામ કહેવાય છે. એ વંશે ઇ. સ. ૧૨૦૫થી ઇ. સ. ૧૨૮૮ સુધી દિલ્હીની ગાદી ભોગવી. તે વંશમાં અલ્તમસ, તેની બેટી રજીયાબેગમ, નાસરૂદ્દીન વગેરે બહાદુર રાજકર્ત્તા થયા છે. ગુલામવંશનો છેલ્લો બાદશાહ કૈકુબાદ નબળો હોવાથી જલાલુદ્દીન ઉર્ફે ફિરોજ ખીલજી નામના ઉમરાવે તેની ગાદી પડાવી લીધી. આ પ્રમાણે ખીલજીવંશ શરૂ થયો. જલાલુદ્દીન ખીલજીના વખતમાં તેના ભત્રીજા અલ્લાઉદ્દીનના હાથ નીચે મુસલમાનોએ પહેલ વહેલો વરાડ પ્રાંત જીત્યો. અલ્લાઉદ્દીને તેના કાકાને ઇ. સ. ૧૨૯૫માં મારી નાંખ્યો. સોલંકી રજપૂતોની વાઘેલ શાખાએ ભોળાભીમ પાસેથી અણહિલવાડનું રાજ્ય જીતી લઇને પોતાને કબજે લીધું. એ વંશનો પહેલો રાજા વીરધવળ થયો, તેના પ્રધાન વસ્તુપાલ અને તેજપાલે આબુ ઉપરના સુંદર દહેરાં બંધાવ્યાં છે. વીરધવળ પછી તેનો દીકરો વિશળદેવ રાજા થયો. પછી બે ત્રણ રાજા થયા. તેમના વખતમાં લશ્કરમાં મુસલમાનો દાખલ થયા હતા. આ વંશનો છેલ્લો રાજા કરણ બાયલો અને રંડીબાજ હોવાથી ઇ. સ. ૧૨૯૬માં અલ્લાઉદ્દીન ખૂનીએ તેનું રાજ્ય જીતી લીધું અને અણહિલવાડના રાજ્યનો અંત આણ્યો.

આ સમયે ઝંઘીસખાનના હાથ નીચે મુગલોની ચઢતી થતી હતી. મુગલ લોકો મંગોલીયા પ્રાંતના ગોવાળ લોક હતા અને પોતાની થોડી જંગમ મિલ્કત સાથે લઇને ફરતા. ઝંઘીસખાનને ચીનના રાજા નબળા હોવાથી તે દેશમાં મદદે બોલાવ્યો હતો. તેણે ચીનના શાહના શત્રુઓને જીતીને આખું ચીન થોડા વખતમાં જીતી લીધું. પછી કોરીઆ, તિબેટ, કાશ્મીર અને ખુરાસાન પ્રાંતો જીત્યા. ઇ. સ. ૧૨૨૭ માં ઝંઘીસખાન મરણ પામ્યો. તેના પુત્રોએ તેનો ઠરાવ જારી રાખી ઈ. સ. ૧૨૩૭ માં રૂશિયા તાબે કર્યો. પછીથી યૂરોપના કેટલાક દેશો પણ જીતી લીધા. ઇ. સ. ૧૨૪૨ માં યૂરોપીઅનો અને મુગલો વચ્ચે લિનિત્ઝ શહેર નજીક યુદ્ધ થયું, તેમાં યૂરોપીઅનો હાર્યા. પછીથી મુગલો બગદાદ ઉપર ચઢયા, અને

ઇ. સ. ૧૨૫૭ માં ત્યાંના અબ્બાસી વંશના ખાલિફોને હરાવીને જીતી લીધું, અને તેનાં બૈરાં છોકરાંના નિર્દયપણે પ્રાણ લીધા. પછીથી મુગલોએ રાજ્યના ભાગ કરી લીધા. અને રાજ્યમાં કુસુંપ દાખલ થયો અને તેમને મામલુક નામના તુર્કોએ જીતી લીધા. એ મામલુકો પાસેથી ખ્રિસ્તિ લોકોએ પાલેસ્ટાઇન જીતી લીધું. તેમના ગયા પછી મામલુકોએ આફ્રિકાંના કિનારાપરનો બધો મૂલક જીતી લીધો.

રોમના પોપે શહેનશાહો પાસેથી રોમ શહેર અને કેટલોક મૂલક મેળવ્યો અને ત્યાંના સ્વતંત્ર રાજા થયા. રાજેંદ્રની મંજૂરી સિવાય નવા પોપ નીમવામાં આવતા, પણ નવો રાજેંદ્ર પોપની મંજૂરી સિવાય નીમાતો નહિ. રાજાઓની અંદર કુસંપને લીધે પોપની સત્તા દીન પ્રતિદીન વધતી ગઈ. અને પોપ ત્રીજા ઇનોસંતના વખતમાં તે સત્તા સર્વોપરિ થઇ. આ કુલીન, હોશિયાર અને ઉમદા પુરૂષ ઇ. સ. ૧૧૯૪ માં પોપને આસને બેઠો. તેણે સઘળા રાજાઓ અને ધર્મગુરૂઓનું અધિપણું મેળવવાનો વિચાર કીધો. પાંચમા હેન્રિના મરણ પછી જર્મનિમાં ગાદીને માટે કજીયો થયાથી પોપની એ ધારણા બર આવી. ઇતાલિમાં તે મરજી મુજબ વર્તવા લાગ્યો. સ્પોલે અને આકોના નામના કાઉન્તેએ મેતિલ્દાનાં આપેલાં સંસ્થાનોનો તેણે કબજો લીધો. આ પ્રમાણે પોપની ગાદી ધર્માસન ભેગા રાજ્યાસન પણ હવેથી ભોગવતી થઇ. પોપ ઇનોસંતે ખ્રિસ્તિ પ્રજાઓ અને રાજાઓ પાસે મનાવવા લાગ્યો કે હું તમારો મુખ્ય ધર્મગુરૂ અને મહારાજાધિરાજ છું. આ વખતે ઇતાલિના સંસ્થાનો રાજેંદ્રના તાબામાંથી મોકળા થવાને પ્રયત્ન કરતા હતા. રાજેંદ્ર ફ્રેદરીક બાર્બેરોસ્સા લામ્બાર્ડિ સંસ્થાન પોતાની આધીનતામાં રાખવાને ઘણુંએ મથ્યો, પણ ઇ. સ. ૧૧૮૩ માં તે સંસ્થાન સ્વતંત્ર થયું, અને ત્યાં ગેલ્ફ અને ઘિબેલૈન એવા બે પક્ષ બંધાયા. એમાંનો પહેલો પોપ તરફ અને બીજો રાજેંદ્ર તરફ થયો. નેપલ્સ અને સિસિલીતું ત્રીજું મોટું રાજ્ય હતું તેની અંદર પણ પોપે હાથ ઘાલવા માંડ્યો. ઇ. સ. ૧૨૫૪ માં તે સંસ્થાનોના રાજા માન્ફ્રેદને ઊઠાડી મૂકીને ફ્રાંસના રાજા સંતલુઇસના ભાઈ ચાર્લ્સને બોલાવીને જીતી લેવડાવ્યા. પણ ફ્રેન્ચ લોકના દુરાચરણથી લોકે બંડ કરી માનફ્રેદના જમાઈ આરાગોનના રાજા પિતરને ગાદી આપી.

ઇ. સ. ૧૧૨૫ માં જર્મનિના રાજેંદ્ર પાંચમા હેન્રિના મરણ પછી રીવાજ પ્રમાણે સાક્સનિના ડ્યુક લોથેરને રાજેંદ્ર નિમવામાં આવ્યો અને તેના પછી ઇ. સ. ૧૧૩૮ માં સ્વાબિયાનો કોન્રાદ રાજેન્દ્ર નિમાયો હતો. એણે લોથેરના જમાઇ બાવેરિયાના ડ્યુકને એના તાલુકાઓમાંથી કાઢી મૂકાવ્યો. હવે પછીથી જર્મનિમાં પણ ગેલ્ફ અને ઘિબેલૈન નામના બે પક્ષ નિમાયા. ઇ. સ. ૧૧૫૨ માં કોન્રાદની પછી તેનો બુદ્ધિશાળી ભત્રીજો ફ્રેદરિક બાર્બરોસ્સા રાજેંદ્ર નિમાયો. આ વખતે રોમ શહેરમાં પિતર ૪ થો અને આલેકસાંદર ૩ જો એ પ્રમાણે બે પોપ નિમાયા. તેમાં રાજેંદ્ર પહેલાની તરફ થયો અને ફ્રાંસ, ઇંગ્લાંડ અને લોમ્બાર્ડિ બીજાની તરફ થયાં. રાજેંદ્રનો પક્ષ હાર્યો અને રાજેન્દ્ર પંડે ઇ. સ. ૧૧૯૦ માં ક્રુસેદની ચઢાઇમાં મરણ પામ્યો. એની પછી એનો બળવાન અને બહાદુર પુત્ર છ ઠ્ઠો હેન્રિ ગાદીએ બેઠો. તેણે નેપલ્સ અને સિસિલી જીતી લીધાં. હેન્રિ પછી સાક્સનિના ડ્યુક ઓથોના હાથમાંથી ગાદી ગઇ, અને હેન્રિના છઠ્ઠા પુત્ર ફ્રેદરિકને મળી. એણે ઇ. સ. ૧૨૧૫ થી ઇ. સ. ૧૨૫૦ સુધી રાજ્ય કર્યું. ઇ. સ. ૧૩૨૦ માં એ ક્રુસેદમાં ગયો અને જય મેળવ્યો તેથી મિસરના સુલતાને જેરૂસલેમ અને આસપાસના પરગણાં એને આપ્યાં. એનો બાકીનો વખત પોપની જોડે લઢવામાં ગયો. એણે વિદ્યાને ઘણો આશ્રય આપ્યો. પ્રતિપક્ષીઓમાં કુસંપ હોવાને લીધે કેટલાંક વર્ષ સુધી ગાદી ખાલી રહી. તે વખતે ર્‌હાઇન નદીના ઉત્તર તરફના નગરોએ હન્સિઆતિકલીગ (એક્ષે) કર્યો. ઇ. સ. ૧૨૭૩ માં માંડળિક રાજાઓએ હાપ્સબર્ગ કુળના રાજા રોદોલ્ફને રાજેંદ્ર નીમ્યો. ઇ. સ. ૧૨૮૩ માં આસ્ત્રિઆના રાજાએ બળવો ઊઠાવ્યો તેથી તેનો મૂલક ખાલસા કરી જર્મનિની રાજ્યસભા (દાએટ) ની મંજૂરીથી પોતાના કુંવર આલ્બર્તને સોંપ્યો, એથી કરીને આસ્ત્રિયાના રાજ્યનો આરંભ થયો. આલ્બર્ત્ત પછીના રાજાઓને માંડળિક રાજાઓએ "રૂમીઆનો રાજા" એવી પદવી આપી.

ફ્રાન્સમાં ઇ. સ. ૧૧૮૦ માં સાતમા લુઇનો બીજો કુમાર ફિલિપ આગસ્તસ રાજા થયો. આ વખતે દેશમાં તાલુકદારોની સત્તા ઘણીજ વધી હતી. તે છતાં ફિલિપે નાર્મંદિના ડ્યુક વિલિયમને ઇંગ્લાંડ દેશ જીત-

વાની રજા આપી તેથી કરીને એ તાલુકદાર ઘણોજ જબરો થઈ પડયો. એની પછી બીજા ફિલિપ આગસ્તસે ફ્રેંચ રાજ્યનો પાયો નાંખ્યો. એણે ઇંગ્રેજ રાજા રિચાર્ડ અને જોન પાસેથી ઘણોજ મૂલક જીતી લીધો. એની સત્તા નરમ પાડવાને જર્મન, અંગ્રેજ અને ફ્લેમ્નિગ સેનાઓએ એકઠી મળીને ઇ. સ. ૧૨૧૪ માં એની સામું યુદ્ધ કર્યું પણ હારી, અને પછી ફિલિપ બીજાનું જોર ઘણુંજ વધ્યું. જ્યારે ઇ. સ. ૧૨૨૩ માં એનું મરણ થયું ત્યારે એનો પુત્ર નવમો લુઇ માત્ર બાર વર્ષનો હતો, તેથી કરીને તાલુકદારોએ સ્વતંત્ર થવા પ્રયત્ન કર્યો; પણ રાજમાતાની ચતુરાઇને લીધે તેમનું કંઇ વળ્યું નહિ. એ ઘણો ભલો, ઇન્સાફી અને વિદ્વાન રાજા હતો. એનામાં આ ગુણો ઘણાજ હોવાને લીધે એને 'સંત'નું ઉપનામ આપવામાં આવ્યું હતું. વળી એ ઘણો વહેમી હતો, તેથી કરીને ક્રુસેદમાં બે વાર ચઢયો અને ત્યાંથી પાછા આવતાં ઇ. સ ૧૨૨૭ માં આફ્રિકામાં મરણ પામ્યો. એની પછી ત્રીજો ફિલિપ અને ચોથો ફિલિપ એક પછી એક રાજા થયા. ચોથો ફિલિપ ઇ. સ. ૧૨૮૫ માં ગાદીએ બેઠો. એને તાલુકદારોનું જોર તોડવાને ઘણોજ પ્રયત્ન કર્યો.

પહેલા ફિલિપ નામના ફ્રેંચ રાજાના વખતમાં નાર્મંદિના ડ્યુક વિલિયમે સાકસનના રાજા પાસેથી ઇંગ્લાંડ દેશ જીતી લીધો અને તેનો રાજા થયો. આ પ્રમાણે ઇંગ્લાંડમાં નોર્મન પ્રજાની સત્તા જામી. દેશની સાક્સન પ્રજા આ ફ્રેંચ લોકોના જૂલમથી ઘણીજ નાખુશ થઇ, તેથી વિલિયમની પછી ગાદીએ આવનાર તેના પુત્ર વિલિયમરૂફસ અને ૧ લા હેન્રિને સાક્સન પ્રજાને ખુશી રાખવાને માટે તેમના જૂના હકો અને કાયદા બહાલ કરવા પડયા હતા. વળી હેન્રિ સાકસન શાહાજાદી વેરે પરણ્યો હતો. તે સંબંધથી ઉત્પન્ન થયેલી કુમારી માતિલ્દાઅંજુના અર્લજ્યોફ્રેપ્લાંતાજનેતને વરી હતી. માતિલ્દાને હેન્રિએ વારસો આપ્યો તેથી બીજા હેન્રિના નામથી ઇંગ્લાંડની ગાદીએ બેઠો. તેની અને સ્તિફનની વચ્ચે ગાદીને માટે લાંબો ઝઘડો ઉઠયો. અને માતિલ્દાનો પુત્ર જે પ્લાંતાજનેત વંશનો પહેલો રાજા હતો. વળી તે સાતમા લુઇની છાંડેલી સ્ત્રી એલીનોર સાથે પરણ્યો. તેથી એને ફ્રાંસમાં થોડો મૂલક મળ્યો. ઇ. સ. ૧૨૭૨ માં એણે આયર્લાંડ બેટ જીત્યો. પણ જીત સંપૂર્ણ નહિ હોવાથી

ઘણાં વર્ષ સુધી ઈંગ્રેજના તાબામાં તે બેટ આવ્યો નહિ. એની પછીના રાજા રિચાર્ડે ઘણોખરો વખત ક્રુસેદમાં ગાળ્યો. એના પછી એનો ભાઇ દુરાચરણી જોન રાજા થયો. એનામાં રાજ્યકીય ગુણો નહિ હોવાથી ઇંગ્લાંડની સત્તા ઘણીજ નબળી થઇ. પોપે એને ખંડીઓ રાજા બનાવી દીધો અને ઇ. સ. ૧૨૧૫ માં તાલુકદાર ઉમરાવો જે બારનો કહેવાતા હતા તેમણે એની પાસેથી પ્રજાના હકોની સનંદ જે 'ગ્રેટચાર્ટર' ના નામથી ઓળખાય છે તે આપવાની એને ફરજ પાડી. એની પછી ઇ. સ. ૧૨૧૬ માં એનો પાટવી કુમાર હેન્રિ ત્રીજો ગાદીએ બેઠો. આ તોફાની વખતમાં અમલ કરવા જોગ સમયસૂચકતા એનામાં નહિ હોવાથી તે લોકની પ્રીતિ સંપાદાન કરી શક્યો નહિં. પોતાના પરદેશીઓ ઉપરના પ્રેમને લીધે એણે તેમને ધન તથા રાજ્યમાં સત્તા આપી. તેથી ધર્માચાર્યો અને તાલુકદારોએ રાજ્યસત્તા છીનવી લેઇને રાજ્ય ચલાવવાને લિસ્તરના અર્લના પ્રમુખપણા નીચે એક ટોળી નીમી અને પરગણાના તથા નગરોના પ્રતિનિધિયો બોલાવીને ઇ. સ. ૧૨૬૫ માં પાર્લમેંટની શરૂઆત કરી. લોકની સભાનું નામ હાઉસ આવ કામન્સ, અને ઉમરાવોની સભાનું નામ હાઉસ આવ લાર્ડસ આપવામાં આવ્યું હતું. અમલ કરનાર ઉમરાવોના જૂલમને લીધે હેન્રિને રાજ્યની લગામ પાછી મળી ને પોતાના પાટવી કુંવર એડવર્ડને ક્રુસેદમાં મોકલ્યો તે પાછો ફર્યો. તે પહેલાં બે વર્ષ ઉપર ઇ. સ. ૧૨૭૨ માં હેન્રિ મરણ પામ્યો. એડવર્ડ ઘણો શૂરવીર રાજા નીવડ્યો. એણે ઇ. સ. ૧૨૮૩ માં વેલ્સ દેશ જીતી લીધો અને ત્યાં સત્તા દૃઢ કરવાને માટે એક વર્ષ રહ્યો તે દરમિયાન એની રાણીએ એ દેશની અંદર કુંવરને જન્મ આપ્યો તેથી એને રાજાએ અને વેલ્સના લોકોએ "પ્રિન્સ આવ વેલ્સ"નો ઇલકાબ આપ્યો. એ સંપથી ઇંગ્લાંડના તિલાટ કુમાર અદ્યાપિ એ પદ ધારણ કરેછે. સ્કાટ્લાંડની અંદર ગાદીને માટે જુદા જુદા ઉમરાવો વચ્ચે તકરાર થઇ તેમાં બેલિઅલનો પક્ષ એડવર્ડે સ્વીકાર્યો અને બેલિઅલને ગાદી મળી. એ રાજાએ સ્વતંત્ર થવાને પ્રયત્ન કીધો તેથી તેની પાસેથી એડ્વર્ડે ઇ. સ. ૧૨૯૬ માં દેશ લઈ લીધો પણ લોક તાબે થયા નહિ. તેઓ વાલેશની સરદારી નીચે લઢ્યા પણ હાર્યા. ફરીથી રાબર્ટ બ્રુસે ફિતુર મચાવ્યું, તેમને જીતવાને ઇ. સ. ૧૩૦૭ માં એડ્વર્ડ પંડે ગયો પણ સરહદ ઉપર પહોં-

ચતાંજ તેનું મૃત્યુ થયું. ઇ. સ. ૧૩૧૪ માં તેમની સામે બીજા એડ્વર્ડે લશ્કર મોકલ્યું તે બેનોકબર્નના યુદ્ધમાં હાર્યું અને સ્કોટ્લાંડ દેશ ઇ. સ. ૧૭૦૭ સૂધી સ્વતંત્ર રહ્યો. ઉત્તર યૂરોપમાં તેરમા અને ચૌદમા સૈકામાં મારામારી, કાપાકાપી તથા અંધાધૂંધી સઘળે પ્રસરી રહી હતી. તોપણ દક્ષિણ યૂરોપમાં સુધારો દાખલ થયો તેથી કરીને ઉત્તરમાં પણ કંઇ કંઇ જવલ્લે સુધારાનાં કિરણ માલૂમ પડતાં હતાં. નોર્થમેન લોકો લૂંટફાટ કરતા. દેનમાર્ક અને સ્વિદનમાં જરા વધારે પ્રકાશ દાખલ થયો હતો. પ્રુશિઆ, લિવોનિયા અને હંગરી પરાધીન હતાં.

સ્પેનનાં સંસ્થાનો ખ્રિસ્તિ અને મૂર કે મુસલમાનોના હાથમાં અએલાં હતાં. ખ્રિસ્તિનું જોર ઘણું હતું તોપણ મુસલમાનો ડગ્યા નહિ. ઈ. સ. ૧૨૧૨ માં આન્દાલુશિઆ આગળ ખ્રિસ્તિ પ્રજાઓએ મુસલમાનોને હરાવીને સ્પેન છોડવવાની જરૂર પાડી. ફક્ત ગ્રાનાડાનું રાજ્ય તેમના તાબામાં રહ્યું. મુસલમાનો ઉપર જીત મેળવવામાં ફ્રેંચ શાહજાદા બર્ગંદિના હેન્રિએ ઘણીજ બહાદુરી દેખાડ્યાથી કાસ્તૈલના રાજા છઠ્ઠા ઓલ્ફાન્સોએ એને પોતાની કુંવરી દીધી અને પહેરામણીમાં પોર્તુગાલ આપ્યું. એના પુત્ર આલ્ફાન્સોએ ઇ. સ. ૧૨૩૯ માં મુસલમાનોને સજડ હરાવ્યા અને રાજ્યપદ ધારણ કર્યું. પોપ અને એની વચ્ચે ટંટો થયો પણ ઇ. સ. ૧૨૮૯ માં સલાહ થઇ.

આ રાજ્યોના નગરોમાં લોકની સત્તા ઘણીજ વધી હતી અને શહેરીઓને પોતાની કોર્ટો આપવામાં આવી હતી. એમના ફૈસલા ઉપર ફક્ત રાજાને અપીલ હતી. શહેરના નોકરોનું પગારનું ખરચ પૂરૂં પાડ્વા માટે દરેક શહેરને રાજાની તરફથી જમીન મળેલી હતી અને શહેરનો વહિવટ મ્યુનિસિપાલિટીઓ વડે ચાલતો હતો. આ મ્યુનિસિપાલિટીઓ તરફથી રાજાને ખરચ બદલ ઉચક રકમ આપવામાં આવતી. આ પ્રમાણે રૈયત સ્વતંત્ર હતી. પાર્લમેંટને મળતી કાર્તૈસ નામની રાજ્યસભા સ્પેનમાં હતી, તે ઈ. સ. ૧૧૬૯ માં પહેલ વહેલી મળી હતી. પ્રજાના દુઃખનું નિવારણ થયેજ રાજાને પૈસા મળે. એ ધારો કાંગ્રેસમાં નહિ હોવાનો લીધે રાજા ઉપર લોકનો કંઇ દાબ રહી શક્યો નહિ. તોપણ પ્રજાની સંમતિ સિવાય રાજા ફ-

૨ નાંખી શકતા નહિ. રાજાના ખરચ ઉપર પણ દેખરેખ રાખી શકાતી. રાજાના બાળકપણામાં પ્રતિનિધિ નીમતા. આ પ્રમાણે ઘણાજ પ્રકારની સત્તા રાજ્યસભાઓના હાથમાં હતી.

**ક્રુસેદરોના ઝઘડા**—ક્રુસેદરોએ જીત મેળવીને ઓદેસ્સા, આન્તિઓક, ત્રિપોલી અને સૈપ્રસ વિગેરે સંસ્થાનો સ્થાપ્યાં હતાં. પણ સંપ નહિ હોવાથી શત્રુએ તેમનો નાશ કર્યો અને પહેલી સ્વારીનું ફળ થોડાજ વખતમાં માલમ પડ્યું. ઇ. સ. ૧૧૧૭ માં જર્મનિના મહારાજા કોન્રાદે અને ફ્રાન્સના પાદશાહ ૭ મા લુઇએ પાલેસ્તૈનના ખ્રિસ્તિઓના રક્ષણને સારૂ ક્રુસેદની બીજી સ્વારી કરી. તુર્ક લોકો એમને ઘણા હેરાન કરતા હતા, તેમની જોડે કોન્રાદે મીઆન્દર નદીને તીરે યુદ્ધ કર્યું પણ તેમાં તેની હાર થઇ. લુઇને પણ તેવીજ રીતે હારીને પાછા ફરવું પડ્યું. ઇ. સ. ૧૧૮૨ માં મિસરના સુલતાન સલાઉદ્દીને જેરૂસલેમ ઉપર ચઢાઇ કરીને તે શહેર જીતી લીધું. આ ઉપરથી ક્રુસેદની ત્રીજી સ્વારી શરૂ થઇ. જર્મનિનો રાજેંદ્ર પહેલો ફ્રેદરિક, ફ્રાન્સના પાદશાહ ફિલિપે તથા ઈંગ્લાંડના રાજા રિચાર્ડે મળીને તુર્ક લોકોને ઇ. સ. ૧૧૯૦ માં હરાવ્યા. એકંદર મુસલમાનોના હાથમાંથી છોડાવ્યું. અને વળી છેવટે સલાઉદ્દીન પાસે એવી શરત કબુલ કરાવી કે ખ્રિસ્તિઓ બીન હરકતે તથા કોઇ કર આપ્યા વિના જેરૂસલેમ જઇ શકે, અને ઇસુની કબરને પૂજી શકે. પોપ ત્રીજા ઇનોસંતની ઉશ્કેરણીથી ચોથી ક્રુસેદ ઇ. સ. ૧૨૦૨ માં ઊભી થઇ. પણ આ ચઢાઈની અંદર કોઈ રાજાએ ભાગ લીધેલો નહિ હોવાથી એનું પરિણામ પણ કંઇ નજીવુંજ હતું. કારણ, ક્રુસેદરોએ બીજા દેશ જીતવામાં લક્ષ આપ્યું. પાંચમી ક્રુસેદ ઇ. સ. ૧૨૧૮ માં હંગરિના પાદશાહની સરદારી નીચે થઇ. મિસરમાં એણે કેટલીક જીતો મેળવી પણ અદેખાઇને લીધે કંઇ સારૂ પરિણામ આવ્યું નહિ. છઠ્ઠી ક્રુસેદની સ્વારી જર્મનિના બીજા ફ્રેદરિકે ઈ. સ. ૧૨૨૮ માં કરી. રાજેંદ્રે મુસલમાનોને હરાવ્યા અને ત્યારપછી પાલેસ્તૈનના લાતિન રાજ્યમાં પંદર વર્ષ સુધી શાંતિ રહી, પણ ત્યારબાદ તુર્ક લોકોએ જેરૂસલેમ જીતીને પાલેસ્તૈનના લાતિન રાજ્યનો અંત આણ્યો. બીજી કેટલીક સ્વારીઓ થયા પછી ઇ. સ. ૧૨૫૦ માં ફ્રાન્સના મહારાજા નવમા લુઇસે (સંતલુઇસે) ક્રુસેદની નવમી સ્વારી કરી તેમાં તે કેદ પકડાયો. છુટ-

કરારને બદલ ભારે રકમ આપવી પડી. ઇ. સ. ૧૨૭૦ માં એણે ફરીથી સ્વારી કરી પણ તે આભારી થઇને આફ્રિકામાં ટ્યુનિસ નગરમાં મરણ પામ્યો. ઇંગ્લાંડના પહેલા એડ્વર્ડે ટેકો આપ્યો પણ લાતિનોએ જોરજૂલમ કર્યો તેથી ખ્રિસ્તિઓ પાસે રહેલો એકનો એક ગઢ એકર ઇ. સ. ૧૨૯૧ માં મુસલમાનોએ જીતી લીધો. અને આ પ્રમાણે જેરૂસલેમના રાજ્યનો અંત આવ્યો.

---

ક્રુસેદરૂપી હથિઆર પોપે યૂરોપની અંદર સર્વોપરિ સત્તા સંપાદન કરવાને માટે બેધડક વાપર્યા કર્યું. જે લોકો સુધારો કરવાનો પ્રયત્ન કરે તેમને કચરી નાંખવા એવો પોપનો વિચાર હતો. ફ્રાન્સના દક્ષિણ અને ઇતાલિની નજીકના ભાગમાં વસનારા આલ્બિજેન્સેસ લોકો રૂમી ધર્મસમાજથી વિરૂદ્ધ સુધારો દાખલ કરવાને પ્રયત્ન કરવા લાગ્યા; તેથી પોપ ૩ જા ઇનોસંતે ઉગતા સ્વતંત્ર વિચારોને કચરી નાંખવાનો નિશ્ચય કર્યો. અને તે ધારણા એણે ઘણાંજ નબળાં સાધનો કામ લગાડીને પાર પાડી. પાખંડીઓનો નાશ કરવાને વેરાગીઓની એક નવી ટોળી સંતદોમિનિકના હાથ નીચે નીમી. એ ટોળીનું મુખ્ય કામ પાખંડીમતની વિરૂદ્ધ બોધ કરવો અને તે છતાં પણ જે લોકો પાખંડમતને વળગી રહે તેમને મોતની શિક્ષા ફરમાવવી એ હતું. એ સાધુઓની ભયંકર કચેરીનું નામ ઈંકિવઝિશન પડ્યું. કેટલીક વખતે માણસોને ધર્મને બાને જીવતાં બાળી મૂકવાને પણ પોપ ડગ્યા નહિ. ઇંકિવઝિશનની કોરટના સાધુઓ ગામેગામ ફરવા નીકળ્યા ને જેઓના ઉપર વહેમ ગયો તેઓના જીવ રીબી રીબીને લીધા.

**ક્રુસેદનાં પરિણામો**—ખ્રિસ્તિધર્મની બે મોટી મંડળી થઇ હતી. એમાંની એક પશ્ચિમ સમાજ હતી અને તે ઉપર રોમના પોપનું ઉપરીપણું સ્થાપન થયું હતું. બીજી પૂર્વ સમાજ કાન્સ્તાન્તિનોપલના આધકારીના તાબામાં હતી. તે બેની વચ્ચે યુદ્ધો થયાં, તોપણ પોપ કાન્સ્તાન્તિનોપલના અધિકારીને વશ કરી શક્યો, તોપણ તે શિવાય બીજા ઘણા લાભ થયા. યૂરોપનાં રાજ્યોના અંદરના કારભારમાં હાથ ઘાલવાને પોપને અધિકાર મળ્યો. આ પ્રમાણે પોપની સત્તા વધી અને રાજાઓની સત્તા

ઘટી. વળી ભૂમધ્ય સમુદ્રમાં વેપાર અને સફરોનો વધારો થયો અને મસાલા, તેજાના વિગેરે એશિઆની મોજમઝાના પદાર્થો યૂરોપમાં હળવે હળવે પ્રસર્યા.

આ કાળની અંદર ગામડીઆને તેમજ શહેરના વતનીઓને સ્વાધિનતા મળી; એટલુંજ નહિ પણ ઘણાંખરાં શહેરોને પોતાનો રાજકારભાર ચલાવવાની સનંદો મળી. ઇંગ્લાંડમાં શહેરો અને કસ્બાના મુખતીઆરોને રાજસભામાં મત આપવાને દાખલ કરવામાં આવ્યા હતા. પાછળથી ફ્રાન્સ અને જર્મનમાં પણ એ પ્રમાણે થયું. એથી રાજાના અધિકારને ફાયદો થયો અને અજ્ઞાન તથા વહેમથી પ્રસરેલો અધિકાર ધીમે ધીમે દૂર થવા લાગ્યો.

**પોપની સત્તાની પડતી**—ઈ. સ. ૧૨૯૨ માં પોપ નિકોલસનું મરણ થયું. ત્યારપછી ધીમે ધીમે પોપની સત્તા પડી ભાગી. તેઓના સુધારાના વખતમાં સુધારા વિરૂદ્ધ વર્ત્તવા લાગ્યા. આ સમયમાં જ્ઞાન મઠમાંથી છૂટી મહેલમાં ભરાયું અને પોપની સત્તાની મશ્કરી થવા લાગી, અને તેના નામ ઉપર ધિક્કાર પડ્યો. નિકોલસ પછી બોનિફિસ પોપ થયો. તે લોભી અને સ્વેચ્છિક હતો, તથા કપટી અને લુચ્ચો હતો. એણે રાજાના અધિકારથી કેવળ સ્વતંત્ર સત્તા સ્થાપવાની કોશીશ કરી. આથી બધા દેશોના રાજા કોપ્યા.

# अध्याय ९ मो.

## ઇસ્વી સને ૧૩૦૦ થી ૧૫૦૦ સુધી.

## खंड १ लो.

### પોપની સત્તાની પડતી દશા-ધર્મ સંબંધી મોટાં તડ.

ફ્રાંન્સના રાજા ફિલિપ ધફેરના વગથી પાંચમા ક્લેમેંટને પોપની ગાદી મળી હતી. તેણે રાજાને ખુશ કરવાને રોમ ન જતાં આવિગ્નોન નગરમાં પોતાનું રહેઠાણ કર્યું (ઇ. સ. ૧૩૦૯).

બોનિફિસના નામને બટ્ટો લગાડવાને ફિલિપે ચાહ્યું કે તેના શબને ખોદી કાઢીને અપમાનપૂર્વક બાળી નાંખવું. ક્લેમંટ ના કહેવાને બીતો હતો; તોપણ એવું કરવામાં ગેરઆબરૂ અને ભય છે એવું જાણી તેણે ફિલિપને સમજાવ્યો કે મોટી ધર્મસભા મેળવી એ કામ તેની રૂબરૂ મૂકાવીશું. પાદશાહને ખુશ કરવાને કોઇ જાતનો ભોગ આપવાની જરૂર હતી. માટે ટેંપ્લર વર્ગના નાઇટનું બળીદાન આપ્યું. ઇ. સ. ૧૨૩૭ ના અકટોબર માસની તેરમી તારીખે તે વર્ગના બધા નાઇટને એકે વખતે પકડ્યા; ઘણાજ અસંભવિત અને ત્રાસદાયક તહોમતો તેનાપર મૂક્યાં; લોભ અને વૈરના આવેશમાં ગમે તેવા પુરાવા શોધી કાઢ્યા; ગુન્હો કબુલ કરાવવાને મારફાડની પીડા પણ ખૂબ દીધી; અને આખરે તે કમનશીબવાન માણસોને ગુન્હેગાર ઠેરવ્યા. વાસ્તવિક જોઇએ તો તેમનું ધન અને તેમણે બોનિફિસનો પક્ષ કર્યો હતો એજ તેમના અપરાધ હતા. એ સિવાય બીજા અપરાધ નહોતા.

જર્મેનિના રાજાધિરાજ આલ્બર્ટનો કોઇ મારાએ ઘાત કર્યો. એ સાંભળી ફિલિપે તેની ગાદી પોતાના ભાઇને આપવાની ધારણા કરી અને

તે કામમાં પોપની મદદ માગી. ક્લેમંટે ઇતાલિનું રાજ જૂલમગારોને હાથ જવા દીધું હતું. તોપણ ત્યાં પોતાની સત્તા પુનઃ સ્થાપવાની આશા છોડી ન હતી. ફ્રાન્સના પાદશાહનો ભાઇ જર્મનિનો રાજેંદ્ર થાય ને ઇતાલિના ગેલ્ફ અને ઘિબેલૈન પક્ષો વચ્ચે સલાહ કરાવે, અને જેઓ સામા થાય તેઓનો ફ્રેંચ ફોજવડે નાશ કરે, અને તેથી રાજેંદ્રની સત્તાને મજબૂત પાયાપર આણે, એ પોપને ગમ્યું નહિ. તેણે ગુપ્ત રીતે જર્મનિના રાજાઓને ઉશ્કેર્યા કે તમે ઝટપટ મહારાજા નીમો, અને તે પરથી તેના કહ્યા પ્રમાણે બુકસેંબર્ગના સાતમા હેન્રિને તે જગા મળી. એ હેન્રિનું બાપીકું રાજ નાનું હતું, તોપણ તેના સુલક્ષણ અને બુદ્ધિબળને લીધે જર્મનિના લોકે તેનો હુકમ માન્યો; એથી તેને ઇતાલિના કામપર લક્ષ આપવાનો વખત મળ્યો. ગયાં પચાસ વર્ષ થયાં કોઇ રાજેંદ્ર તે દ્વીપકલ્પ પર ગયો નહતો. નિમકહલાલ ફોજ લેઇને રાજેંદ્ર આલ્પસ ઓળંગી ઇતાલિમાં પેઠો, ત્યાંના રાજાઓ અને પ્રજાસત્તાક રાજ્યો તેને તાબે થયાં. અને થોડા વખત લગી ઇતાલિમાં નિયમપૂર્વક રાજ્ય ચાલ્યું. મોટા શહેરોની અદેખાઇ, બળવાન ઠાકોરોના લોભ, અને ક્લેમંટના કાવતરાંથી થોડાક વખતમાં ગડબડ ચાલી અને તે સમાવવાનાં સાધન હેન્રિ પાસે ન હતાં.

મરણ પામેલા આઠમા બોનિફ્રિસની તપાસ કરવાને વીએન નગરમાં ધર્મસભા મળી ( ઇ. સ. ૧૩૦૯ ). ૨૩ સાક્ષીઓએ સાક્ષી આપી સાબીત કર્યું કે તે કુકર્મી અને નાસ્તિક હતો, પરંતુ દુરાચરણે કરીને બોનિફ્રિસ પોપની ગાદીને લાયક ન હતો એવું ઠરાવવામાં ક્લેમંટની હિંમત ચાલી નહિ; કેમકે તે પોતે જાતે ઘણો વિષયી અને દુર્વ્યસની હતો. ફરિયાદી માંડી વાળવાને તેણે ફિલિપને સમજાવ્યો. ફરિયાદી બ્યાજબી હતી અને બોનિફ્રિસ નિરપરાધી હતો એવું જાહેર કર્યું. ટેંપ્લર નાઇટનો વર્ગ રદ કર્યો અને તેમની જાગીરો હાસ્પિતલરને આપી, પરંતુ ફિલિપ તથા બીજા રાજાઓએ ટેંપ્લરની જાગીરો જપ્ત કરી હતી તેમને પુષ્કળ નાણું હાસ્પિતલરોને આપવાં પડ્યાં, તેથી એ જાગીરો મળવાથી ધનવાન થવાને બદલે નિર્ધન થયા. પાખંડીઓની વિરૂદ્ધ કેટલાક ધારા એ સભાએ મંજૂર કર્યા તથા ઉપદેશકોનાં આચરણ સુધારવાને સ-

હજ પ્રયત્ન કર્યો; નવી ફ્રુસેદ કરવાનો તેણે હુકમ આપ્યો, તેથી પોપનાં ગજવાં ભરાયા સિવાય બીજું કંઇ ફળ થયું નહિ.

જ્યારે રાજેંદ્ર સાતમા હેન્રિનો રાજ્યાભિષેક રોમમાં થયો, ત્યારે તેણે ઇતાલિના શહેરો અને રાજાઓ ઉપર પોતાની તરફથી અમલ કરવાને એક કચેરી સ્થાપી; નેપલ્સના રાજા રોબર્ટ ઉપર રાજદ્રોહનું તહોમત મૂકી પદભ્રષ્ટ કરવાનો હુકમ કર્યો અને રાજમંડળમાંથી તેને દૂર કર્યો. એથી ફ્રાન્સના રાજાને ખોટું લાગ્યું, કેમકે રોબર્ટ એનો પિત્રાઇ થતો હતો. તેનો બચાવ કરવાને પોપ વચમાં પડયો, અને તેથી પોપ અને રાજેંદ્રની વચ્ચે લઢાઈ થવાની તૈયારી હતી એવામાં હેન્રિનું મરણ થયું. કોઇએ એને ઝેર દીધું એવું ઘણા લોકોએ માન્યું. કલેમંટે તેની નિંદાના પત્ર પ્રસિદ્ધ કર્યા. નેપલ્સના રોબર્ટ ઉપર થએલો હુકમ રદ કર્યો, અને તેને ઇતાલિનો રાજપ્રતિનિધિ નીમ્યો.

હેન્રિના મરણથી જર્મનિની ગાદી વિષે તકરાર ચાલવાનો સમય આવ્યો; એ પછી તુરત કલેમંટનું મૃત્યુ થયું, અને તેથી ધર્મસભામાં કુસંપ પેઠો. પોપના મરણ પછી ફિલિપનો કાળ પણ થોડા વખતમાં થયો, અને તેની ગાદીએ દસમો લુઈ બેઠો. તે એટલો વિષયી હતો કે પોપના કામમાં હાથ ઘાલવાનું તેને ગમ્યું નહિ. સત્તાવીસ મહિના સુધી ફ્રેંચ અને ઇતાલિઅન કાર્દિનલો પોપ નીમવા સારૂ વઢયા. દરેક પક્ષને પોતાના સ્વદેશીને એ ગાદી આપવી હતી. કાર્પેન્ત્રાસ નામે નગરમાં તેઓ પ્રથમ મળ્યા, ત્યારે તેમના નોકરો શહેરમાં લઢયા અને આગ લાગી, તે એટલી ફેલાઇ કે કાર્દીનલોને કંઇપણ ઠરાવ કર્યા વિના નાસી જવું પડયું. આખરે પોઇટીઅર્સના કાઉંટ ફિલિપે તેમને લિઓન્સ શહેરમાં ભેગા કર્યા ને તેમને વચન આપ્યું કે હું જોરજૂલમ કરીશ નહિ. તેઓની મસલત ચાલતી હતી તેવામાં ફ્રાંસનો દસમો લુઇ મરણ પામ્યો, ને ફિલિપના હાથમાં રાજસત્તા આવી. એ અધિકારનો પહેલો ઉપયોગ એ કર્યો કે કાર્દિનલોને પૂરી મૂકી નવો પોપ નીમવાની જરૂર પાડી. તેમણે ઠરાવ કર્યો કે કાર્દિનલ દીપોર્તો જેને નીમે તેને અમે મંજૂર કરીશું. એ

માણસે પોતાનેજ નીમ્યો, એથી બેઉ પક્ષ આશ્ચર્ય પામ્યા. જોન બાવીસમો એ નામ ધારણ કરી તે આવિગ્નોનમાં પોપની ગાદીએ બેઠો.

આ સમે કંકાસથી યૂરોપ દોહેલી અવસ્થામાં હતું. ગેલ્ફ અને ધિબેલૈન પક્ષોની વચ્ચે વઢવાડથી ઇતાલિ રીબાતું હતું. નેપલ્સનો રાજા એ પક્ષના વૈરમાં વધારો કરતો હતો. ખ્રિસ્તિ અને મૂર લોકોના ઝઘડાથી સ્પેન અને પોર્તુગાલ ખરાબ થતાં હતાં. ઈંગ્લાંડ અને ફ્રાંસ વચ્ચે કજીઓ ચાલતો હતો. જર્મનિના રાજાધિરાજની ગાદીને માટે બે રાજાઓ લઢતા હતા, અને કાન્સ્તાન્તિનોપલ ભણી તુર્ક લોક આવતા હતા. આ સંકટના સમયમાં પોપ જોન ચતુરાઇથી વર્ત્યો. જર્મનિની ગાદીને સારૂ લઢનાર બે પક્ષમાંના એકેનો પક્ષ તેણે સ્વીકાર્યો નહિ, અને ઇતાલિપર ઉપરીપણાનો દાવો કરવા લાગ્યો. બાવેરિયાનો લુઇ રાજા અને આસ્ત્રિઆનો ડ્યુક રાજેંદ્રની ગાદી લેવાને લઢતા હતા, તેઓની વચ્ચે મુહુલ ડોર્ફ આગળ લઢાઇ થઇ, તેમાં લુઇસ જીત્યો અને રાજાધિરાજ થયો. પોપે એને પોતાના પક્ષમાં લેવાનો પ્રયત્ન કર્યો તે ફોકટ ગયો. લુઇસે ધિબેલૈન પક્ષને મદદ મોકલી, તેથી પોપનો પક્ષ નાશ થવાની તૈયારીમાં હતો. પોતાના બચાવને માટે પોપે ફ્રાન્સના રાજા ચાર્લસની મદદ માગી અને તેને રાજેંદ્રનું પદ આપવાનું કહ્યું. એથી જર્મનો ક્રોધે ભરાયા. લુઇએ જર્મનિના રાજાઓની સભા કરી અને તેની આગળ પોતાના પર મુકેલાં તોહોમતો ના શાબીત કર્યાં. કેટલાક વિદ્વાનોએ ગ્રંથો પ્રગટ કરી જણાવ્યું કે પોપનો ઉપરિ રાજેંદ્ર છે. ગુરૂવર્ગમાંના કેટલાકોએ એ મતને ટેકો આપ્યો. દોમિનિસિકન સાધુઓ પોપની તરફ થયા અને ફ્રાન્સિસ્કન રાજાધિરાજની તરફ થયા.

પોપે લુઈને જાતિ બહાર અને પતિત ઠેરવ્યો તેથી ચીડાઇને રાજેંદ્રે ઇતાલિપર સ્વારી કરી. લામ્બર્ડિનો લોહમુગટ તેણે મિલાનમાં પહેર્યો અને ત્યાંથી લેઇ રોમ ઉપર ગયો. રોમમાં ત્યાં તેના પક્ષકાર બિશપે તેનો રાજ્યાભિષેક કર્યો. પોપે એ સઘળાને રદ કહ્યું, પણ તેમાં કાંઈ વળ્યું નહિ. મહારાજાએ પોતાનું આસ્તિકપણું દર્શાવી ગેલ્ફપક્ષને રાજી કર્યો અને પોપ જોનને પદભ્રષ્ટ તથા દેહાંત દંડનો હુકમ કર્યો, તથા રો-

મના ઉપદેશકોને તથા લોકોને શીખવી નિકોલ્સ પાંચમો નામે નવા પોપને નીમાવ્યો. એ નવા પોપની તરફ ફ્રાંસિસ્કન વર્ગના સાધુઓ થયા. જો લુઇસે ડહાપણથી વર્તી લોભ નહિ કર્યો હોત તો પોપ જોનની ખરાબી થાત. પણ લુઇસના પૈસા કઢાવવાના જૂલમથી રોમના લોકો અને ઇતાલિના રાજાઓ તેના પક્ષમાંથી નીકળી ગયા અને તેને બાવેરિઆ પાછું જવું પડયું. એથી નિકોલ્સને જોનને શરણે જવાની જરૂર પડી (ઇ. સ.૧૩૩૦).

આ વખતે ધર્મસમાજમાં વાંધો ઉઠયો નહિ હોત તો રાજેંદ્રને પણ ઘણી હરકત થાત. પોપે આ વિઘ્નોમાં ભાષણ કરવામાં કહ્યું કે પવિત્ર પુરૂષોના આત્મા પણ કયામતના દિવસ સુધી સુખ ભોગવી શકવાના નહિ. પારિસની યુનિવર્સિટિના પંડિતો તથા સાધુવર્ગના મહંતો એ મતની સામા થયા, અને ફ્રાંસના રાજાએ એ મત રદ્દ કરવાની પોપ જોનને જરૂર પાડી. એ સમજણ ફ્રાંસના રાજા લુઇસે માની નહિ, અને નવી લઢાઇઓ જાગવાની તૈયારી હતી એવામાં જોનનો કાળ થયો. એ પોપે બહુ ધન એકઠું કર્યું હતું.

આવિગ્નોનમાં પોપ રહેતો હતો તેથી ઇતાલિના લોક બહુ નાખુશ હતા. ફ્રાન્સના રાજાના તાબેદાર જેવા થઇ ગયાથી પોપની સત્તા છેક ઢીલી થઇ ગઇ હતી. નવો પોપ બારમો બેનિદિકટ રોમમાં ના રહેવા જવાની કબુલાત કરી ત્યારે જવા પામ્યો. એની મરજી ધર્મસમાજ અને અધિરાજ વચ્ચે સલાહ કરવાની હતી, પણ ફ્રાન્સના રાજાએ તેમ થવા દીધું નહિ. ઇંગ્લાંડનો ત્રીજો એડ્વર્ડ પાદશાહ ફ્રાન્સ જીતવાની તૈયારી કરતો હતો, અને ફિલિપને ડર લાગ્યો કે જર્મનિનો રાજેંદ્ર તેને મદદ કરશે. પોપ સ્વતંત્ર નથી એવું જોઇ ઇંગ્લાંડના રાજાએ અને જર્મનિના રાજેંદ્રે તેની ધમકી ઉપર કંઇ લક્ષ આપ્યું નહિ. બેનિદિકટમાં કંઇ હિંમત અને અક્કલ નહતી અને તે સુખચેનને ચાહનારો હતો. તેથી પોપની સત્તા પડી ભાગવાની ધાસ્તીમાં આવી પડી. એવામાં ધર્મસભાના સારા નસીબે તેનું મરણ થયું.

ધર્મસમાજને માટે ફરીને રાજ સંબંધી સત્તા મેળવી શકે એવા પુરૂષને પોપ નીમવાનું કાર્દિનલોએ ઠરાવ્યું. તેમણે છઠ્ઠા કલેમંટને એકમતે

પસંદ કર્યો; માજી પોપના અમલમાં જે સત્તા ગઈ હતી તે પાછી મેળવવાનો તેણે આરંભ કર્યો. રોમના લોકે તેને તે શહેરમાં આવવાને તથા તે સૈકાના મધ્ય ભાગે ઓછવ ઠેરવવાને અરજ કરી. ક્લેમંટે પાછલી અરજ કબુલ રાખી, પણ રોમ જવાની ના કહી. કેમકે ત્યાંના તોફાની રહેવાસીથી તે બીતો હતો (ઇ. સ. ૧૩૪૩). ક્લેમંટે ઇતાલિના રાજકાજમાં લક્ષ લગાડ્યું. નેપલ્સના રાજા રોજરે મરણ સમે ગાદીનો વારસો તેની કુંવરી જેન કે જોનને આપ્યો, અને કારભાર ચલાવવાને એક મંડળી નીમી. ક્લેમંટે એ ગોઠવણ રદ્દ કરી. શાહજાદીની નાની વયમાં કારભાર કરવાનો અધિકાર પોપનો છે એમ કહી રાજાનું વસીઅતનામું રદ્દ કર્યું; અને રાજકાજ ચલાવવાને એક લેગેટને મોકલ્યો. જર્મનિના મહારાજા પાંચમા લુઇસે વકીલ મોકલી ક્ષમા માગી. તેને હીણપત લાગે એવી શરતો ક્લેમંટે માગી, તેથી તેણે કબુલ કરી નહિ. ત્યારે ક્લેમંટે તેનાપર જાતિ બહાર વગેરે હુકમો ફરીને કર્યા, અને જર્મનિના રાજાને ફરમાવ્યું કે નવો મહારાજા નીમો. ઇંગ્લાંડમાં આચાર્યોની ખાલી જગ્યાપર અધિકારીઓ નીમ્યા, પણ ત્રીજા એડ્વર્ડે તેઓને સંઘર્યા નહિ. એજ વખતે કાનરી બેટોનું રાજ્ય પોપે સ્પેનના શાહજાદા લુઇસને આપ્યું. આખી પૃથ્વીનો ધણી પોપ છે એવું તે વખતના લોક માનતા એ ઘણું નવાઇ જેવું છે.

જર્મનિના મહારાજા લુઇસે હવે છેક નાહિંમતપણું બતાવ્યું. સઘળા ઉપ રાજાઓ અને ઘણાખરા ધર્માચાર્યો એની તરફ હતા, તોપણ તેણે પોપને તાબે થઇ માફી માગવાનો વિચાર કર્યો. પોપનો અતિશયોક્ત દાવો જર્મનિની ડાયટે સ્વીકાર્યો નહિ, અને લુઇસને અયોગ્ય રીતે નમ્યો; તેથી તેના મિત્રો નાખુશ થયા, અને દુશ્મનો ઓછા થયા નહિ.

નેપલ્સની રાણી હંગરિના રાજાના ભાઈ એંદ્રુ વેરે પરણી હતી. આગળ ધણી ધણીઆણી વચ્ચે અણબનાવ થયો, અને રાણીના દેખતાં તેના વરનું ખૂન થયું, ને રાણી તેમાં સામિલ હતી એવો શક ઉપજ્યો. આથી પોપ ક્લેમંટે ઉપરિપણાના દરજ્જાથી એ ખૂનની તપાસ કરવાનો ઠરાવ કર્યો (ઇ. સ. ૧૩૪૬). આવિગ્નોન પરગણા ઉપર જેન રાણીનો કંઇક દાવો હતો તે આપી દઇ જેને પોપને સંતોષ્યો, અને ખૂનમાં સામિલ નથી એવો

હુકમ મેળવ્યો. પણ હંગરિનો રાજા મોટી ફોજ લેઇ પોતાના ભાઇનું વેર વાળવા નાકળ્યો, અને જર્મનિનો મહારાજ તેની જોડે સામિલ થયો.

આ ભયને મટાડવાતે પોપ ક્લેમંટે બોહિમિઆના રાજાની જોડે દોસ્તી કરી. જર્મનિના રાજાઓને સમજાવી એના છોકરા ચાર્લસને રાજાધિરાજ નીમાવ્યો. એ નવા મહારાજે પોપના બધા દાવા કબૂલ રાખ્યા પણ એથી પોપના વાસ્તવિક અધિકારમાં કંઇ વધારો થયો નહિ.

યૂરોપના રાજાઓ હળવે હળવે પોપની ધૂસરીમાંથી છૂટતા હતા, તેવામાં રોમમાં એક મોટો બનાવ બન્યો. રિએંઝી નામે એક જુવાન ભણેલા પણ ગરીબ કુળના પુરૂષે શહેરની માઠી હાલત વિષે ભાષણ કરી લોકને ઉશ્કેર્યા. એના વચનથી લોકના મનપર એવી અસર થઇ કે તેમણે તેને શહેરનો મુખ્ય અધિકારી નીમ્યો (ઈ. સ. ૧૩૪૭). તેણે પોપના ઠેરવેલા અધિકારીઓને કાઢી મૂક્યા, કેટલાક મોટા ગુન્હેગારોને મોતની સજા કરી, તથા ઓર્સિની, કોલોનાસ, વગરે મોટા કુળના લોકો શહેરમાં તોફાન કરતા હતા તેમને શહેર બહાર કાઢ્યા. પોતાને અધિકાર મળવાની ખબર તેણે બીજા રાજાઓને કહાવી તે તેમણે ખુશીથી સ્વીકારી. હંગરિના રાજા અને નેપલ્સની રાણીએ તેને પોતાની તકરારનો પંચ કર્યો. મહારાજા લુઇસે તેની દોસ્તી કરવાનું ચાહ્યું, અને પોપે તેના કૃત્યોની મંજૂરીનો પત્ર લખ્યો, આથી તે ફૂલાઇ ગયો. જર્મનિના મહારાજા થયા વિષે જેઓ લડતા હતા, તેઓને રોમમાં બોલાવવાનો હુકમ કર્યો. રોમને આખી દુનિયાની રાજધાની ઠરાવી અને બીજાં કેટલાંક નાદાનીનાં કામ કર્યા, એથી તેની ખરાબી થઇ. પોપે તેને (રિએંઝીને) જાતિ બહાર મૂક્યો. દેશ પાર કરેલા ઉમરાવો પાછા રોમમાં આવ્યા, અને અસ્થિર મનના લોકો ફરી ગયા. રિએંઝી નાઠો અને વેશ બદલીને ભટકવા લાગ્યો. અંતે તે પકડાયો અને તેને આવિગ્નોનમાં કેદ રાખવામાં આવ્યો.

હંગરિનો રાજા ફોજ સાથે ઇતાલિમાં પેઠો. પોતાના ધણીના મારનારમાંનો એક ટારેંતમનો ડ્યુક હતો, તેની જોડે જેન રાણી પરણી. એથી તેની રૈયત ગુસ્સે થઈ, અને મદદ કરવા ના કહી. હંગરિનો રાજા આવ્યો

એટલે બધો દેશ તેને તાબે થયો, અને જેન રાણી આવિગ્નોનમાં નાસી ગઈ. એ વખતે યૂરોપના દક્ષિણ ભાગમાં વિનાશકારી મરકી ચાલી, તેથી હંગરિના રાજાને નેપલ્સનું રાજ છોડી દઇ પાછું જવું પડચું. એ સમયે મહારાજા લુઇસનું મરણ થયું, તેથી ચાર્લસ એકલો અમલ કરવા લાગ્યો. આવો અનુકુળ પ્રસંગ જોઇ પોપે ઇતાલિ ઉપર પોતાનો અધિકાર ફરી સ્થાપવાનો નિશ્ચય કર્યો. રોમમાં જુબેલી નામે ઓચ્છવ કરવાનો તેણે હુકમ કર્યો. મિલનના આર્ચ બિશપ વાઈકાઉંટને તેણે જાતિ બહાર કર્યો, અને પૈસા લઇને પાછી મારી આપી. હંગરિના રાજા અને નેપલ્સની રાણીના કજીઆનો ચૂકાવનાર પંચ થયો. તેણે રાણીને નિરપરાધી તો નહિ ઠેરવી, પણ તે નબળા મનની સ્ત્રી ખોટી લાલચમાં પડી, માટે તેણે હંગરિના રાજાને કંઇ નાણાં આપી રાજનો પાછો કબજો લેવો. તે ઉદાર રાજાએ પૈસા લેવાની ના કહી. ભાઇની હત્યાનું વેર વાળવા તે લઢતો હતો, પૈસા લેવાને ચઢચો નહતો. એ પ્રમાણે પોપ રાજાઓનો ન્યાય કરનારો હજી સુધી હતો. થોડાં વર્ષ અગાઉ ફ્રાન્સની દક્ષિણના એક હંબર્ટ નામે ઠાકોરને સમજાવી તેનું રાજ્ય ફ્રાન્સના રાજાને વારસા દાખલ અપાવ્યું. એવી શરતે કે તે રાજાનો મોટો છોકરો ડાફિન નામે એલકાબ લે. એ પ્રમાણે પોપની ગાદીના અધિકારીને સર્વોપરિ રાજાના હકોનો કબજો આપી ક્લેમેંટ મરી ગયો.

એ રીતે પોપનો અધિકાર દેખીતો અગાઉ જેટલો હતો તોપણ તેની વાસ્તવિક સત્તા ઘણી ઓછી થઇ ગઇ હતી. છઠ્ઠો ઇનોસંત ફ્રાન્સના રાજાની ધુસરીમાંથી નાશી જવાને અશ્કત હતો, તોપણ તેણે રોમનું રાજ્ય પાછું મેળવવાનો નિશ્ચય કર્યો. રિએંઝીને કેદમાંથી કાઢી સેનેત્તરનો ખિતાબ આપી તેને રોમમાં મોકલ્યો, પણ લોકે તેનો હુકમ ન માનતાં તેને મારી નાંખ્યો ( ઇ. સ. ૧૩૫૪ ). ત્યારપછી થોડે કાળે મહારાજા ચોથો ચાર્લસ રોમમાં આવ્યો, અને પોપની રજાથી ત્યાં તેનો રાજ્યાભિષેક થયો. એ રાજા ઘણો નબળો હતો. તેણે નાણાં લઈ શહેરોની સ્વતંત્રતા આપી. પોતાની શક્તિનો બચાવ કરવાનું તેની પાસે લશ્કર નહતું. પોપના પરવાનાથી તે રોમમાં ગયો, અને જેટલા દિવસ રજા આપી તેટલા દિવસ તે રહ્યો.

ફ્રાન્સ અને ઇતાલિ વચ્ચે જે લઢાઇ ચાલતી હતી તે પતાવવાને પોપ ઘણો આતુર હતો. ઇંગ્લાંડના ત્રીજા એડ્વર્ડે મોટા જય મેળવ્યા. ક્રેસિની લઢાઈમાં ફ્રેન્ચ ફોજની મોટી હાર થઇ અને પોઇટિઅર્સમાં ફ્રાન્સનો રાજા જોન કેદ પકડાયો. પોપ છઠ્ઠા ઇનોસંતના વચમાં પડવાથી તે રાજા છૂટયો, અને ફ્રાન્સ અને ઇંગ્લાંડ વચ્ચે સલાહ થઇ. ત્યાર પછી પૈસાની તંગીમાં આવી પડ્યાથી જોને મસ પૈસા લઇ પોતાની દીકરી મિલાનના વાઇકાંઉટને પરણાવી. એ પોપનો દુશ્મન હતો પણ ઇનોસંત તે વખતે બીજા ભયમાં હતો તેથી બોલી શક્યો નહિ. લઢાઇ બંધ પડ્યા પછી ઘણાક નોકરીઆત સિપાઇઓ બેરોજગાર થયા હતા તેઓની ફ્રી કંપની નામે ટોળી બંધાઇ. એ ટોળીઓ આવિગ્નોન તરફ લૂંટ કરતી આવી અને પોપનો ખજાનો લૂંટવાની તૈયારીમાં હતી. ગુરૂનું એ ચોરોએ કંઇ પણ માન રાખ્યું નહિ. ઘણાં નાણાં આપીને તથા પાપથી મોક્ષ કરીને પોપે આવિગ્નોનથી તેમને પાછા વાળ્યા.

ઇનોસંતની પછી પાંચમો અર્બન ગાદીએ આવ્યો તે ફ્રાન્સના રાજાને અનુકુળ હતો તોપણ આવિગ્નોનમાં રહેવાથી નુકસાન છે એવી તેની ખાત્રી થઇ. મહારાજા ચાર્લસે રોમ જવાને તેને વિનતિ કરી, અને ઉપર કહેલા સિપાઇઓની ટોળી ફરી આવિગ્નોનમાં લૂંટવા આવી તેથી પરાધીનપણામાંથી છૂટવાને તે એકદમ રોમ ગયો. ઇતાલિમાં તેનો સારો સત્કાર થયો. મહારાજા ચાર્લસ તેને સામો મળવા આવ્યો અને રોમમાં પેસતાં તેના ઘોડાને દોરવ્યો. આવી હલકાઇ દેખાડનાર આ છેલ્લો મહારાજા હતો. એથી ઇતાલિઅનો ચીડાયા અને મહારાજાનું એટલું અપમાન કર્યું કે તે જર્મન જતો રહ્યો (ઇ. સ. ૧૩૬૮). રોમ અને તેના તાબાનાં બીજાં શહેરના દુરાચરણી અને ઉન્મત્ત લોકોને અર્બન વશ રાખી શક્યો નહિ, અને તેને આવિગ્નોનના શાંત સ્થળમાં જવાની ઇચ્છા થઇ. કાન્સ્તાન્તિનોપલનો રાજેંદ્ર આવી તેને ચરણે નમ્યો, અને તુર્ક લોકની સામા થવાની તેણે મદદ માગી. એ મદદને બદલે ગ્રીક પોતાના રાજ્યની ધર્મસમાજ પોપને તાબે કરવાનું કહ્યું, પણ તે બનવું મુસ્કેલ હતું. યૂરોપના રાજાઓ કાન્સ્તાન્તિનોપલની મદદે ગયા નહિ. જોન રાજાના મરણ પછી તેની જગ્યાએ પાંચમો ચાર્લસ થયો, અને ઇંગ્લાંડ જોડે લઢાઈ પાછી

શરૂ થઇ. એ બહાનું કાઢી અર્બન આવિગ્નોન ગયો અને ત્યાં મરણ પામ્યો. તેની જગ્યાએ ૧૧ મો ગ્રેગરિ થયો.

વાઇકાઉંટના કુળમાં ઇતાલિની સત્તા આવી હતી તે તોડવી, એ ગ્રેગરિનો મોટો હેતુ હતો, પણ તેણે ધર્મસમાજનાં બીજાં કામોપર ગફ્લત કરી નહિ. પાખંડ મત તોડવાપર તે ઉદ્યમથી વળગ્યો. જર્મનિના મહારાજાએ તેને ઇતાલિનો રાજપ્રતિનિધિ નીમ્યો. એ અધિકારને અમલમાં લાવવાને ગ્રેગરિએ ફ્રી કંપનીઓને નોકરીમાં રાખી. એમાંની એક ટોળી ઇંગ્રેજોની હતી, તેનો સરદાર જોન હાક્વુડ હતો. ફ્લોરેન્સ શહેરને પોતાની તરફ લેવાની અગત્ય હતી. પોપના કારભારીએ ધાર્યું કે ત્યાં દુકાળ પાડવાથી રહેવાસીઓ તેમની સરકારની સામા થશે એ માટે શહેરની આસપાસનો મૂલક લૂંટયો અને આવક બંધ કરી, પણ એની અસર ધાર્યાથી ઉલટી થઇ.

ફ્લોરેન્સના લોક હમેશ પોપના દરબારના પક્ષકાર હતા. તેઓ એથી એટલા કોપ્યા કે હાડ વેરી થયા. તેમણે ઇતાલિના બધાં શહેરોમાં પોપની સામા બંડ જગાડયાં. પોપે ફ્લોરેન્સના લોકને જાતિ બહાર મૂકયા અને તેમની માલમિલ્કત જપ્ત કરવાને ફરમાવ્યું. ઈંગ્લાંડ અને ફ્રાન્સના રાજાઓએ પોતાના મૂલકમાં તે પ્રમાણે કર્યું. પોપે બીજી વધારે ફોજ રાખી અને લઢાઇ ચલાવી. બોલાના શહેરે માફી માગી ને પોપના કારભારીએ કહ્યું કે લોહીમાં હાથ ને પગ ધોઇશ ત્યારે ઊઠીશ. ફ્લોરેન્સના લોક ડર્યા નહિ, પણ તેમની સાથે મળેલાં બીજાં શહેરોમાં ફૂટ અને અદેખાઇ હોવાથી સ્વતંત્રતાનો જય થયો નહિ. રોમના લોકો પોપની દરબારને તે શહેરમાં આણવાને ચહાતા હતા, અને એ માટે તેઓએ પોતાની સ્વતંત્રતાનો દાવો છોડી દીધો. જેઓ એવી અધમ હાલતમાં હોયછે તેઓ સ્વતંત્રતાના ફાયદા સમજી શકતા નથી, અને તેઓ અધિકાર ભોગવવાને અયોગ્ય છે.

ઇતાલિમાં આ ઝઘડો ચાલતો હતો તેવામાં ગ્રેગરિના જાણવામાં આવ્યું કે જોન વિકિલફ નામે પુરૂષે ઇંગ્લાંડમાં નવા મત ચલાવ્યા છે, એ

મતોને પાખંડી કહી ઓક્સફર્ડની યુનિવર્સિટીને તથા ઇંગ્લાંડના રિચાર્ડ રાજાને ફરમાવ્યું કે વિક્લિફને પકડી સજા કરવી, પણ લાંકાસ્ટરનો ડ્યુક અને બીજા ઉમરાવોએ તે સુધારો કરનારનું રક્ષણ કર્યું. શત્રુઓના પંજામાંથી વિક્લિફ બચ્યો એટલુંજ નહિ, પણ તેના મત ઇતાલિ અને જર્મનિમાં ગુપચૂપ પ્રસરવા લાગ્યા. એણે જે મત ચલાવ્યા તેમાંના મુખ્ય આ હતા—

"પ્રભુના ભોજનની ક્રિયામાં ક્રાઇસ્ટનું ચિત્ર રોટલીને ચોઢેછે તે તેનું વાસ્તવિક શરીર નથી, પણ માત્ર આકાર છે. રોમની ધર્મસમાજને બધા દેશોની ધર્મસમાજના ઉપરી થવાનો કંઇ હક નથી. બીજા ગુરૂ કરતાં પોપને વધારે અધિકાર નથી. રાજના અધિકારીઓ ગુન્હો કરનાર ધર્મસમાજની મિલ્કત ખુંચવી લઈ જપ્ત કરી શકે. હરકોઈ ખ્રિસ્તિને માર્ગ બતાવવાને બાઇબલ જાતે એકલું બસ છે. ગુન્હેગારને કેદ કરવા માટે ધર્માચાર્યોના તાબામાં કેદખાનાં નહિ જોઇએ." આ વિચાર જાહેર થતાં ગ્રેગરી ઘણો કોપ્યો. ફ્રાન્સ અને જર્મનિમાં તેણે કેટલાક માણસોને બાળી મૂકાવ્યા હતા, પણ રાજની ગરબડમાં તેનું મન જલદી રોકાયું. રોમન લોકોએ પ્રથમ તેને બહુ માન આપ્યું, પણ જલદી તેની સામા થવા લાગ્યા. એ માટે તેણે આવિગ્નોન જવાનો વિચાર કર્યો. પોતાના મૂઆ પછી ધર્મસમાજમાં કુસંપ થવાનું તેને ભાસ્યું, તેથી તે અટકાવવાના તેણે ઉપાય કરવા માંડ્યા (ઈ. સ. ૧૩૭૮). એક ધર્મસભા તેણે બોલાવી. એ સભાએ અગત્યનો વિચાર કર્યો, એટલામાં પોપનું મરણ થયું. નવો પોપ નીમવાને કાર્દિનલો એકઠા થયા, એટલે રોમના લોકો હથિયારબંધ તેમને મળવાની જગ્યાની આસપાસ આવ્યા. તેમણે માગ્યું કે નવો પોપ ઇતાલિ દેશનો હોવો જોઇએ. ફ્રેન્ચ કાર્દિનલોમાં સંપ ન હતો, અને વળી આ લોકોની તેમને ધાસ્તી લાગી તેથી તેમણે નેપલ્સના એક આર્ચબિશપને નીમ્યો. એ પોપે છઠ્ઠો અર્બન એ નામ ધારણ કીધું.

કાર્દિનલો આશા રાખતા હતા કે અર્બનની નીમણુક બળના ભયથી થઇ છે, તેથી તે નરમ સ્વભાવનો અને કાયદા ભણેલો પુરૂષ પોતાનો અધિકાર છોડી દેશે, પણ તેણે તેમ કર્યું નહિ. કાર્દિનલોની માઠી ચાલને માટે

તેણે ઠપકો આપવા માંડ્યો. કાર્દિનલો તેનાથી નારાજી થયા અને આવિગ્નોનના કસ્બામાં એકઠા મળી જાહેર કર્યું કે અર્બનની નિમણુક જૂઠી છે, કોઇ રાજા પ્રજાએ તેને માનવો નહિ. પોતાના રક્ષણને માટે તેણે સિપાઇઓ રાખ્યા, અને નવા પોપને જાતિ બહાર કર્યો. એ કજીઓ પતાવવાને મહેનત કરવામાં આવી તે મિથ્યા ગઈ, અને લઢાઇની તૈયારી થઈ. અર્બને પણ કાંઇ નરમાશ બતાવી નહિ. નવા કાર્દિનલો બનાવવાનું જાહેર કર્યું અને હરેક કામમાં ઘણી સખ્તાઈ વાપરી. રોમનો એક તાલુકદાર ફ્રાન્દીનો કાઉંટ હતો તેની જાગીર પોપે કંઇ સહજ કારણથી લઇ લેવાની આજ્ઞા કરી. તે કાઉંટ તરત કાર્દિનલોની તરફ થઇ ગયો અને ફ્રાન્દી કસ્બામાં નેપલ્સની ફોજના રક્ષણ તળે સામા થનારા કાર્દિનલોને એકઠા કર્યા. અહીં તેમણે નવો પોપ નીમ્યો, તે સાતમો ક્લેમંટ થયો.

એ વખતે જર્મનિના ચોથા ચાર્લસ મહારાજાનું મરણ થવાથી યૂરોપના દુઃખમાં વધારો થયો. એ વહેમી રાજાએ પોતાની જગ્યાએ પોતાના છોકરાને નિમાવ્યો હતો. એ છોકરો ઘણોજ દુર્વ્યસની હતો. નેપલ્સની રાણી તેની તરફ થઇ અને તેને દરબારમાં બોલાવ્યો. પણ ઇતાલિનાં તમામ સંસ્થાનો સામા થવાથી ક્લેમંટને આવિગ્નોન નાસી જવું પડ્યું અને તે આવિગ્નોનમાં જઇ રહ્યો. ફ્રાન્સનો રાજા ક્લેમંટની તરફ થયો. અર્બને પહેલું વેર નેપલ્સની રાણીપર વાળ્યું. ત્રીસ વર્ષ પર તેણે પોતાના ધણીને મારી નાંખ્યો હતો એ તહોમત પાછું ઊભું કરી તેને પદભ્રષ્ટ કરી. જેનને પોતાનું રાજ છોડી નાસી જવું પડ્યું. ફ્રાન્સના રાજાના સગા ડ્યુક આવ ઍન્જુનને તેણે દત્તપુત્ર કીધો. યૂરોપમાં મોટાં બે તડ પડ્યાં. પોપ અર્બનની તરફ ઇતાલિ, હોલાંડ, જર્મનિ, બોહિમિઆ, હંગરિ, ફ્લાંડર્સ, અને ઇંગ્લાંડ; એ દેશો થયા; સ્પેન, નવાર, સ્કાટલાંડ, સેવોય, લોરેન, ફ્રાન્સ, એમણે પોપ ક્લેમંટનો પક્ષ સ્વીકાર્યો. પોતપોતાના સામાવાળા ઉપર બહિષ્કૃત વગેરેના પત્રો બન્ને પોપે પ્રસિદ્ધ કર્યા અને પાખંડીઓ ઠેરવી બાળી મારવાની તૈયારીઓ કરી. ફ્રાન્સના પાંચમા ચાર્લસ રાજાએ પ્રથમ હુકમ કર્યો. તેના રાજમાં જેઓ અર્બનને પોપ માને તેઓની મિલ્કત જપ્ત કરવી અને તેઓને દેહાંત

દંડ કરવો. અર્બને એના જવાબમાં ચાર્લ્સની વિરૂદ્ધ ક્રુસેદ ઊભી કરવાનું ફરમાવ્યું. એ મસે ઇંગ્રેજના રાજાએ ફ્રાન્સ ઉપર ચઢાઇ કરી અને બ્રિતનિના ડ્યુકની મદદે બળવાન ફોજ મોકલી.

પાંચમા ચાર્લ્સનું મરણ થયું, અને તેની ગાદીનો વારસ છઠ્ઠો ચાર્લ્સ નાની વયનો હતો તેથી ફ્રાન્સની અડચણોમાં વધારો થયો. આંજ્યુના ડ્યુકે નેપલ્સ ઉપર પોતાનો દાવો ચલાવવાની મદદ માટે સરકારી ખજાનો લઇ લીધો; નવા કર નાંખ્યાથી લોકે બંડ કર્યાં; બંડખોરોને અતી ઘાતકી રીતે શિક્ષા કરી, અને જ્યાં લોકનું ફાવ્યું ત્યાં તેનો બદલો તેમણે એવીજ રીતે વાળ્યો. નેપલ્સની રાણી જેનને એના પિત્રાઇ ચાર્લ્સ ડ્યુરાઝોને શરણે જવું પડ્યું. ડ્યુરાઝોએ તેને મારી નંખાવી અને પોતે રાજા થયો (ઇ. સ. ૧૩૮૨). આંજુના ડ્યુક લુઇસને પોપ ક્લેમંટે નેપલ્સનો રાજ્યાધિકારી ઠરાવ્યો, અને તે પંદર હજાર માણસની ફોજ લઇ નેપલ્સ ગયો. ડ્યુરેઝો તેની સામો થઇ શક્યો નહિ, પણ દુકાળ અને મરકીથી તે મરણ પામ્યો અને તેની ફોજ મરી ગઇ.

પોપ અર્બન નેપલ્સ ગયો અને ત્યાં ડ્યુરેઝોને પોતાના સેવક પ્રમાણે ગણવા લાગ્યો. ડ્યુરાઝો તેની સામો થયો, અને કેટલાક કાર્દિનલોએ મદદ કરી. એ કાર્દિનલોને પોપ અર્બને મારી નંખાવ્યા, અને તે પોતે જીનોઆમાં નાસી ગયો.

પોપ ક્લેમંટની રહેણી પણ એવીજ નઠારી હતી. જર્મનિ અને હંગરિના રાજાઓ તરફથી કજીઓ પતાવવાને માટે વકીલો આવ્યા હતા. તેમને એણે કેદમાં નાંખ્યા, અને જે દેશો તેને માનતા હતા ત્યાંના દેવસ્થાનોપર એવા ભારે કર નાંખ્યા કે તેના પક્ષકારોનાં મન તેના ઉપરથી ઊઠી ગયાં. આ બે પોપ આખા યૂરોપને ભારે પડ્યા. દરેક પોતાના દરબારમાં ઉડાઉ અને બદચાલના કાર્દિનલો રાખતા, અને ભારે ખરચ કરી દેવસ્થાનની પેદાશ ઉડાવી દેતા. નેપલ્સનો રાજા ડ્યુરાઝો હંગરિનો રાજા થવા ગયો, પણ જય પામવાની તૈયારીમાં હતો તેવામાં માર્યો ગયો. એ ખબર સાંભળી તેની ગાદીએ તેના નાની વયના છોકરા લાદિસલોસને એ-

સાડી છોકરાની મા માર્ગરેટ રાજકારભાર ચલાવવા લાગી. માર્ગરેટે કહ્યું કે એ રાજ અમારૂં છે, અને ક્લેમેંટે પણ તેવોજ દાવો કર્યો અને ડ્યુરાઝોના કુળને કાઢી નાંખવાના પ્રયત્ન કર્યા. અત્યાર સુધી ધર્મસમાજનાં તડો રાજસંબંધી હતાં, પણ ધર્મસંબંધી મતભેદ પડ્યો. દોમિનીકન પંથનો એક સાધુ જોન દિ મોન્સોને જાહેર કર્યું કે માણસજાત જન્મે ત્યારથીજ પાપી હોયછે, અને તેથી ક્રાઇસ્ટની મા વર્જીન મરિ પણ જન્મી ત્યારે પાપી હતી. પારિસની યુનિવર્સિટિ એ મતની સામે થઇ, અને તેણે જાહેર કર્યું કે ક્રાઇસ્ટની મા જન્મથીજ નિર્દોષ હતી. એ બાઇ મેરિઅમની જે લોક પૂજા કરતા હતા તેને એથી વધારે માન મળ્યું. મોન્સોન ઉપર એવા હુમલા થવા લાગ્યા કે તેને આવિગ્નોનમાં પોપની પાસે નાસી જવું પડ્યું. દોમિનિકન પંથના બધા સાધુઓ મોન્સોનની તરફ થયા, અને પોતાનામાંના સિત્તેર સાધુઓને ચાળીસ હજાર માણસ આપી તેની મદદે મોકલ્યા. બેઉ પક્ષનું બળ જોઇ મોન્સોનને આરાગોન પ્રાંતમાં નસાડી મૂક્યો. યુનિવર્સિટિએ રાજાની મદદ માગી. રાજાએ તેમનો પક્ષ કરી તેમના વિરૂદ્ધ મતવાળાઓને કેદમાં મોકલવાનો હુકમ કર્યો. એ જોઇ પોપ ક્લેમંટે પણ મોન્સોનનો મત ખોટો ઠેરવ્યો, ને દોમિનિકન સાધુઓને છેક હલકા વર્ગના કરી નાંખ્યા. અર્બને એ તકરાર પર કાંઇ લક્ષ આપ્યું નાહ. ફોજ એકઠી કરી તે લઇ દક્ષિણ ઇતાલિના ભાગમાં તે ગયો. પગાર આપી શક્યો નહિ, તેથી તેના સિપાઇઓએ બંડ કર્યું, તેથી તેને રોમ નાસી જવું પડ્યું. તે શહેરના રહેવાસીઓ પણ નારાજી થયા હતા તેમને ખુશ કરવાને બીજે વરસે રોમમાં જ્યુબિલીની જાત્રા કરવાનો ઠરાવ કર્યો, અને ત્યાર પછી તેત્રીશ વરસે તે જાત્રા ભરવી એવો હુકમ કર્યો. જાત્રા ભરાવવાનો દહાડો આવ્યો તે પહેલાં તે મરણ પામ્યો (ઇ. સ. ૧૩૮૯).

રોમના કાર્દિનલોએ તેની જગાએ નવો પોપ નીમ્યો, અને તેણે નવમા બોનિફ્રેસનો ખિતાબ ધારણ કર્યો. આવિગ્નોનના પોપ ઉપર જાતિ બહાર, પદભ્રષ્ટ, વગેરેના હુકમ પણ એણે કાઢ્યા. નેપલ્સના જુવાન રાજા લેદિસ્લોસને તેણે ખરો રાજા કહ્યો અને તેને પોતાના પક્ષમાં લીધો.

સાતમા ક્લેમેંટે ફ્રાન્સના રાજાને પોતાના દરબારમાં મળવા તેડ્યો અને તેની રૂબરૂ નેપલ્સના રાજા પ્રમાણે રાજ્યાભિષેક કર્યો, તેથી તે ઘણો ખુશ થયો. પારિસની યુનિવર્સિટિએ ધર્મસમાજમાં શાન્તિ આણવાને પ્રયત્ન કર્યો અને તેમણે રાજાને સલાહ આપી કે બેઉ પોપને રાજીનામું આપવાની જરૂર પાડવી. યૂરોપમાં ધર્માચાર્યોની સભા તેડી એક નવો પોપ નીમવો (ઇ. સ. ૧૩૯૪). રાજાને એ વાત પસંદ પડી નહિ. તોપણ ક્લેમેંટને તેથી એટલી ધાસ્તી પડી કે એકાએક ફેફરૂં આવ્યાથી તે મરણ પામ્યો.

ફ્રાન્સના પ્રધાનોએ આવિગ્નોનના કાર્ડિનલોને લખ્યું કે હવે તડ ભાગી નાખવાનો સમય સારો છે. એ વાતપર લક્ષ ન આપતાં તેમણે તેરમા બેનિદિક્ટને નીમ્યો, અને તેથી કુસંપમાં વધારો થયો. ફ્રાન્સના રાજા ચાર્લસે એ પોપને માન્યો નહિ, અને પોતાના રાજ્યના ધર્મગુરૂઓની સભા બોલાવી. એ સભામાં ઠર્યું કે બેનિદિક્ટને પોપ માનવો અને પછી બેઉ પોપની પાસે ગાદીપરથી હાથ ઉઠાવરાવવો. ઇંગ્લાંડનો રાજા અને જર્મનિનો રાજેંદ્ર આ વાતમાં ફ્રાન્સના રાજાને મળ્યા. બોનિફ્રિસે કહ્યું કે બેનિદિક્ટ જો પહેલો રાજીનામું આપે તો હું આપવા ખુશી છું, બેનિદિક્ટે માન્યું નહિ. તેને જરૂર પાડવાને ફોજ મોકલી, તે ફોજે તેને તેના મહેલમાં ઘેર્યો. હઠીલા બેનિદિક્ટને આશા હતી કે ફ્રાન્સનો રાજા નબળો છે, અને અંદર અંદર ફાટફૂટ છે, તેથી તેને જય મળશે.

ફ્રાન્સનો રાજા ગાંડો થઇ ગયો અને ઇંગ્લાંડમાં બીજા રિચાર્ડને તેના પિત્રાઇ ચોથા હેન્રિએ પદભ્રષ્ટ કર્યો. ડ્યુક આવ એન્જુને નેપલ્સમાંથી નાસી આવવું પડ્યું. તુર્ક લોક હંગરિના રાજા અને કાન્સ્તાન્તિનોપલના મહારાજા ઉપર હુમલો કરતા હતા, સ્પેનમાં મૂર લોકો ખ્રિસ્તિઓ જોડે લઢતા હતા, અને જર્મનિમાં મહારાજા લેદિસલોસને ગાદીએથી ઉતરવાની જરૂર પડી. એવી ગરબડથી ધર્મસમાજનાં તડ જારી રહ્યાં. દેવસ્થાનની ઉપજનો પહેલો ભાગ લેવાનો દાવો બોનિફ્રિસે કર્યો અને સેંતએન્જુલોનો કિલ્લો મજબૂત કરી પોતાની સ્વેચ્છિક સત્તા રોમમાં સ્થાપી. રોમન લોક સ્વાધીનતાને લાયક નહતા. એ પછી પોપનું મરણ થયું. એની જ-

ગાએ રોમના કાર્દિનલોએ સાતમા ઇનોસંતને નીમ્યો. બાર મહિના પછી તેનું મરણ થયું, ત્યારે તેની જગાએ બારમો ગ્રેગરિ નીમાયો ( ઇ. સ. ૧૪૦૬ ). એ વખતમાં બેનિદિક્ટ ઘેરામાંથી છૂટયો હતો. તેણે ગ્રેગરીને સલાહ કરવાને કહાવ્યું. ઝઘડાથી કાયર થઇ ગએલા કાર્દિનલો બેઉ પોપને છોડી દઇ પાઇસામાં એકઠા થયા, અને ત્યાં એક ત્રીજો પોપ નીમ્યો. તેણે પાંચમો અલેકઝાંદર એવું નામ ધારણ કર્યું.

એથી યૂરોપમાં ત્રણ પોપ થયા. નેપલ્સના રાજાએ તથા ઇતાલિનાં કેટલાંક શહેરોએ ગ્રેગરિને નીમ્યો. સ્કાટલાંડ અને સ્પેન દેશના રાજાઓ બેનિદિક્ટને વળગી રહ્યા. બીજાં બધાં રાજ્યોમાં આલેકઝાંદર મનાયો. આ વિરૂદ્ધ પોપોની વઢવાડથી યૂરોપમાં મનને કેટલીક સ્વતંત્રતા મળી અને વહેમનું કૌવત નબળું પડ્યું. વિકિલફના મત ઈંગ્લાંડમાં પ્રસર્યા અને જર્મનિમાં જોન હસ નામે પુરૂષે તેવાજ વિચાર ફેલાવ્યા. એની સામે થવાને પોપ આલેકઝાંદર વિચાર કરતો હતો એવામાં તેનું મરણ થયું.

ફોજના ભયથી કાર્દિનલોએ તેની જગાએ તેવીસમા જોનને નીમ્યો (ઇ. સ. ૧૪૧૧). એ ધર્મગુરૂના કામ કરતાં લશ્કરના સરદારના કામમાં વધારે માહિતગાર હતો. તેણે નેપલ્સના રાજાને તાબે કર્યો, અને રોમના ધર્મગુરૂઓની મંડળી બોલાવી. હસ અને વિકિલફના મત ખોટા ઠરાવ્યા. નેપલ્સનો રાજા લેદિસલોસ વળી તેની સામે થયો. રોમ આવી તેણે શહેર લૂંટ્યું, અને તેને જર્મનિના શહેનશાહ સિજીસ્મંડના રક્ષણ તળે જવાની જરૂર પાડી. પાદશાહે ધર્મસમાજમાં તડોનો છેડો આણવા મોટી સભા બોલાવવાની જરૂર પાડી. ઇ. સ. ૧૪૧૫ માં કોન્સ્તાંત શહેરમાં ધર્માચાર્યો, મહંતો, પંડિતો, અને રાજાઓના વકીલોની મોટી સભા ભરાઇ. સિજીસ્મંડે બાંહેધરી આપ્યાથી પોતાના મતનું રક્ષણ કરવાને હસ સભામાં ગયો. રાજેંદ્રે પોતાનું વચન તોડ્યું, અને હસને પાખંડીમત ધારણ કરવાને માટે કેદ કર્યો. સભાએ ઠરાવ કર્યો કે પોપ જોને ગાદી છોડી દેવી. એ જાણી પોપ નાઠો પણ પકડાયો, અને હસને તથા તેને કેદખાનામાં રાખ્યા. બારમા ગ્રેગરિએ ત્યારપછી ગાદી છોડી દીધી, પણ બેનિદિક્ટે હઠ કરી. તેનો પોતાનો બચાવ કરવાનું બળ તેનામાં ન હતું, તેથી તેની હઠપર કોઇએ ધ્યાન આપ્યું નહિ. જોન હસ અને તેના મિત્ર પેરોમ નગરમાં જે-

રોમને મમત નહિ છોડનારા પાખંડી ઠરાવી જીવતા બાળ્યા, પણ તેથી સુધારો અટક્યો નહિ. હસના પંથીઓએ બોહિમિઆમાં બંડ કર્યાં, અને બહાદુર ઝિસ્કા નામે પુરૂષના હાથ નીચે ઘણાએક જય મેળવ્યા.

જર્મનિના મહારાજા અને ઉપરાજાઓએ તથા ઇંગ્લાંડના મુખત્યારોએ ધર્મસમાજના થએલા બિગાડની તપાસ કરવી અને તેને કાઢી નાંખવાના ઉપાય કરવા. પાદરીઓ એથી પોતાને નુકસાન છે એવું સમજી એ વાતની સામે થયા અને તેમણે નીમેલો નવો પોપ પાંચમો માર્તિન તેમના અભિપ્રાયને મળ્યો તેથી બિગાડ જારી રહ્યો.

ઇ. સ. ૧૪૩૧ માં બેસલ નગરમાં બીજી ધર્મસભા મળી ત્યાં સુધારો કરવાના વિચાર નીકળ્યા, પણ માર્તિન પછી ગાદીએ બેઠેલા પોપ ચોથા યુજીનિઅસના જોવામાં આવ્યું કે એ સુધારાઓથી પોપના અધિકારને હાનિ પહોંચશે, તેથી તેણે તે સભાને બરખાસ્ત કરી. એથી વળી તડ પડ્યાં તે દશ વર્ષ ચાલ્યાં. અંતે સેવોયનો માજી ડયુક દશમો ફિલિપ્સ પોપ થયો. તેણે સભાના કહ્યા પ્રમાણે કરવાને કબૂલ કર્યું, પણ સભા કાંઇ કરી શકી નહિ. કોન્સ્તન્સ અને બેશલની સભાઓથી એટલું થયું કે પોપના સ્વેચ્છિક અધિકારને હાનિ પહોંચી. પોપના હુકમ ઉપર અપીલ કરવાની જગા એથી યૂરોપના રાજાઓને જડી. તેઓ સભા મેળવવાનું માગતા ત્યારે પોપ ઢીલી દોરી મૂકતા. રાજાઓ અને સભાઓ કરતાં પોપના જૂલમ અને સ્વેચ્છિકપણાનો વધારે બળવાન શત્રુ વિદ્યા અને જ્ઞાનનો ફેલાવો હતો. ગુરૂઓ અને રાજાઓના અધિકાર કેટલા હોવા જોઇએ તેનો વિચાર કરવાની શક્તિ એથી માણસોને મળી.

# ખંડ ૨ જો.

## વિદ્યાનું પ્રથમ સજીવન થવું-તથા નવી શોધો.

ફિલિપ ધ ફેર અને આઠમા બોનિફિસ વચ્ચે ટંટો ચાલતો હતો, ત્યારે પારિસના જોન નામે દોમિનિકન સાધુએ રાજાઓની સ્વતંત્રતા વિષે ગ્રંથ ફ્રેન્ચ ભાષામાં પ્રસિદ્ધ કર્યો. યૂરોપની અર્વાચીન ભાષાઓમાં ગ્રંથ પ્રસિદ્ધ કરવાનો એ પહેલોજ આરંભ હતો. ઇતાલિના પ્રખ્યાત કવી દાંતીએ બાવેરિઆના રાજા લુઇસની તરફથી એજ પ્રમાણે કર્યું હતું. ઇતાલિની ભાષા અને તેની કવિતાનો પાયો નાખનાર એ કવી હતો. એમની દેખાદેખી બીજાઓએ કરી, અને ધર્માધિકારોની (સામા) સભા થઇ. રાજાઓની સ્વતંત્રતાને ટેકો આપ્યો, તોપણ વિદ્યા ઉપર જૂનાં મતનો એટલો બધો ભાર હતો કે તેમાં સુધારો થવાને હરકત પડી. આરિસ્તોતલ નામે એક મોટો પ્રાચીન ગ્રીક વિદ્વાન હતો તેના લખેલા ગ્રંથોનો અભ્યાસ કરવો. તે સિવાય બીજાપર ધ્યાન આપવું હલકું ગણાતું હતું, અને તેના ઉપર ટીકા કરનાર પંડિતોએ આપેલા ખુલાસા વિષે શક આણવો તે ધર્મમાં પાખંડમત ધારણ કરવા જેવો ગણાતો હતો. ઇંગ્લાંડમાં ફ્રાન્સિકન પંથનો એક સાધુ રોજર બેકન નામે હતો, તેણે સૃષ્ટિ વિદ્યા સંબંધી પહેલા પ્રયોગો કર્યા, તથાપિ તેની મોટી કીર્તિ એ શોધોમાં નથી. પ્રયોગ કરવા અને સૃષ્ટિની નિરીક્ષા કરવી એ વિષે તેણે હિંમતથી મત પ્રસિદ્ધ કર્યો, તેથી એની કીર્તિ પ્રસિદ્ધ થઇ છે. ઓક્સફર્ડમાં તેણે ભાષણો કર્યાં, તે ઇ. સ. ૧૨૬૬ માં ઓપસમાજસ નામે ગ્રંથમાં પ્રસિદ્ધ થયાં, એથી તેને ઘણા જોડે દુશ્મનાઇ થઇ. યુનિવાર્સિટિમાં તેને ભાષણ આપવાની મના થઇ, અને તેને તેના મઠમાં કેદ રાખ્યો. તેની શોધોને એ વખતના મૂર્ખ લોકોએ જાદુ કલ્પો. ધર્મગુરૂઓના જૂલમની સામે થઇ અને ધર્મગુરૂઓને હાથે દુઃખ પામવામાં બુદ્ધિ તથા નીતિની સ્વતંત્રતાને ટેકો આપવામાં નામાંકિત પુરૂષો થયા, તેમાંનો એ પહેલો હતો. અક્ષરવિદ્યાના છૂટકારાની જોડે સૃષ્ટિવિદ્યાનો છૂટકારો થયો. ઇતા-

લિની ભાષામાં કવિતાને દાંતીએ જે ઉત્તેજન આપ્યું તે પેત્રાર્ક અને બોકેશિઓએ જારી રાખ્યું. એમના લખાણથી ઇતાલિના લોકનાં લક્ષણ સુધર્યાં, અને તેમની ભાષાનું બંધારણ થયું. નવી શોધો થવાથી અથવા એશિઆમાં થએલી શોધો દાખલ કરવાથી વિદ્યા હુન્નરના વધારાને ટેકો મળ્યો, એમાં જાણવા લાયક પાંચ છે. ૧. શણના કાગળ બનાવવાનો હુન્નર, ૨. તેલવડે ચીતરવા તથા રંગવાનો હુન્નર, ૩. છાપવાની કળા, ૪. બંદુકના દારૂનો, ૫. હોકાયંત્રનો ઉપયોગ.

શણના કાગળ બન્યા ત્યાર પહેલાં પુસ્તકો તથા સરકારી દફતરો લખવાને યૂરોપમાં ચર્મપત્રો વપરાતાં. એ પત્રો મળવાં ઘણાં કઠણ પડતાં. અને મોંઘા મૂલનાં હતાં. એ માટે ઘણીકવાર જૂના લેખો કાઢી નાંખી તેપર નવા લખતા હતા, ને તેથી ઉપયોગી ગ્રંથોનો નાશ થતો હતો. ઇ. સ. ૭૦૪ માં આરબ લોકે બોખારા શહેર જીત્યું ત્યારે સમરકંદમાં તેમના જોવામાં રૂના કાગળ બનતા જોવામાં આવ્યા. ખ્રિસ્તિ સનેના આરંભ પહેલાં ચીનમાં એવા કાગળ બનતા હતા, એ હુન્નર આરબો તેમના રાજના ઉત્તર ભાગમાં લાવ્યા, પણ રૂની તંગીને લીધે તેવા કાગળ બનાવવા મુસ્કિલ પડતા હતા. આખરે ૧૩ મા સૈકામાં માલૂમ પડ્યું, કે રૂને બદલે શણથી કામ ચાલે; એ શોધ કોણે કરી તે નક્કી જાણવામાં આવ્યું નથી. જર્મનો અને ઇતાલિઅનો દાવો કરેછે, તેમાં જર્મનોનો દાવો સાચો જણાયછે, કેમકે ભીંડી અને શણનું ઉગવું યૂરોપના ઉત્તર તરફના દેશોમાં મુખ્યત્વે કરીને થાયછે (ઇ. સ. ૧૩૯૦). ન્યૂરેંબર્ગ શહેરમાં શણના કાગળનું મોટું કારખાનું પહેલ વહેલું થયું પણ ત્યાર પહેલાં સો વર્ષથી પશ્ચિમ યૂરોપમાં એવા કાગળ બનતા હતા એવું માનવાને કારણ છે.

રંગમાં તેલ ભેળી ચીતરવાની બનાવટ વાન ઐક નામે બે ભાઇઓએ કરી. એમાંનો નાનો ભાઇ બ્રુજીસનો જોન તેરમા સૈકાની આખરે થઇ ગયો. એમના પહેલાં એ બનાવટ નીકળી હતી, પરંતુ તેને ઉપયોગમાં લાવી સારી હાલતમાં લાવવાની આબરૂ એ ભાઇઓને ઘટે છે. એ શોધે કરીને પ્રાચીન કાળનાં ચિત્રો કરતાં આ વખતનાં ચિત્રો વધારે સારાં અને ટકાઉ થાયછે.

એનાથી વધારે અગત્યની શોધ છાપવાની કળા છે, એ કેટલેક દરજ્જે એશિઆમાંથી યૂરોપમાં આવી. ઘણા જૂના કાળથી ચીન દેશમાં છબીઓ અને કહાણીઓ લાકડામાં કોરીને કાગળપર છાપતા. રમવાનાં પાનાં બનાવવાને માટે એ બીબાં યૂરોપમાં પહેલ વહેલાં દાખલ થયાં. તેરમા સૈકાની આખરે ગંજીફાનો શોખ યૂરોપમાં ઘણો ચાલ્યો. ગંજીફાનાં પાનાનાં બીબાં બનાવનારા કારીગરો પ્રખ્યાત પુરૂષો છબીઓ અને તેપર તેમનું ટૂંકું વર્ણન લાકડાંના બીબાંઓમાં કોતરવા લાગ્યા, અને એ પ્રમાણે અકેક અક્ષરનું બીબું થવાના પહેલાં સ્તિરિઓતાઇપ અથવા કોતરી કાઢેલાં આખાં પાનાં કરવા માંડ્યાં. દરેક અક્ષરનું છૂટું બીબું કરવાની મોટી શોધ જર્મનિના મેયેન્સ શહેરના વતની જોન ગાટેનબર્ગે કરી (ઇ. સ. ૧૪૩૬). તેણે લાકડાનાં નાનાં નાનાં બીબાં કર્યાં. ધાતુનાં બીબાં પાડવાનો સાંચો ત્યાર પછી થોડે વખતે પીનરશોફેલ નામે માણસે બનાવ્યો. ગાટેનબર્ગે સ્ત્રાસ્બર્ગ શહેરમાં છાપખાનું માંડ્યું, તે યૂરોપમાં પહેલું હતું; સ્ત્રાસ્બર્ગથી તે મેયેન્સ ગયો, અને જોન ફર્સ્ટ કે ફાસ્ટસની જોડે પંત્યાળે કારખાનું કાઢ્યું. ફાસ્ટસની બુદ્ધિવડે એ હુન્નરમાં ઘણો સુધારો થયો. તાંબાનાં પત્રાં ઉપર કોતરવાનો હુન્નર પણ એજ સુમારે નીકળ્યો, પણ તેનો ઇતિહાસ પ્રસિદ્ધ છે. બંદુકના દારૂની બનાવટ પણ ઘણી અગત્યની છે. એની શોધ થવામાં બીજી કેટલીક શોધો હતી તેનો ભેદ બતલાવવો જોઇએ. સુરાખારની ભડકો થઇ જવાની શક્તિ પહેલી જાણવામાં આવી. કોયલા અને તેની જોડે ગંધક મેળવી દારૂ બનાવવાની ક્રિયા એ બીજી શોધ હતી; આતસબાજી અથવા દારૂખાનું બનાવવામાં એનો ઉપયોગ એ ત્રીજી શોધ હતી. ગોળી ફેંકવામાં તેને કામે લગાડ્યો એ ચોથી શોધ; સુરંગમાં ભરી કિલ્લાઓની દીવાલો ઉરાડવાના કામમાં લીધો એ પાંચમી શોધ; એ પાંચે એકએકથી સ્વતંત્ર હતી, અને જુદે જુદે વખતે થઇ. એશિઆમાં સુરાખારનો ભૂકો થઇ જવાનો ગુણ ઘણા કાળથી જાણવામાં આવ્યો હતો. જોઇએ તેટલો અને કામમાં લઇ શકીએ એવી હાલતમાં એ પદાર્થ હિંદુસ્તાન અને ચીનમાં પુષ્કળ બને છે; શત્રુઓને પાછા હઠાવ્યા એવી કહાણીઓ ચાલે છે તે પરથી કોઇ એવા પદાર્થનો ઉપયોગ થતો હશે એવું માલૂમ પડેછે. મુસલમાન આરબો સુરા ને બીજા પદાર્થો મેળવવાનું જ્ઞાન એશિઆમાં લાવ્યા એ વિશે નક્કી નથી. રસાયણશાસ્ત્રનો આરંભ કરનાર આ-

૨ષ હતા, અને તેમની પાસેથી એ વિદ્યા ફ્રાયર બેકન શીખ્યો. એના ગ્રંથમાં કેવી રીતે દારૂ બને છે તેનું વર્ણન છે. ઘણાજ પ્રાચીન કાળથી ચીના લોક આતસબાજી બનાવે છે. ચૌદમા સૈકાના આરંભમાં દારૂવડે ગોળીઓ અને પથરા ફેંકવાનો હુન્નર યૂરોપમાં નીકળ્યો. મુસલમાનોએ સ્પેનની લઢાઇઓમાં તે વાપર્યો. ઈ. સ. ૧૩૧૨ માં ગ્રેનેદાના મુસલમાન રાજાએ બાઝા નગરને ઘેરો ઘાલ્યો તે વારે એ હુન્નર કામે લગાડ્યો એવું એક આરબી ઇતિહાસમાં લખ્યું છે. એવું ધારવામાં આવેલું છે કે કિલ્લા-કોટ તોડવાને સુરંગો ખોદી અંદર દારૂ ભરી તેને સળગાવવાની યુક્તિ ઇ. સ. ૧૪૮૭ માં સિરાનિસા કિલ્લાના ઘેરા વખતે જીનોઇસ લોકોએ કરી. ઈ. સ. ૧૪૬૭ માં રિમીનીના રાજા માલાતેસ્તાએ છરા ભરવાના પોલા ગોળા અને ગરનાળ નામની તોપો બનાવી; અને એજ વખતને સુમારે સિપાઇઓ બંદુકો વાપરવા લાગ્યા. કેટલાક કારણોથી બંદુક અને તોપોનો ઉપયોગ યૂરોપના લઢવૈયાઓએ તુરત કર્યો નહિ. એને લીધે તેમણે જૂનાં હથિઆર વાપરવાં પસંદ કર્યાં. બંદુકોની બનાવટ અપૂર્ણ હતી. લાકડાની, ચામડાની કે લોઢાની કડીઓ તેઓ બનાવતા હતા. નક્કુર ધાતુઓની તે બનાવતા નહિ, અને તેથી તેઓ ફાટી જતી, દારૂ પણ સારો બનતો નહિ, તેથી લઢાઈની વખતે ઘણી વાર છૂટતો નહિ. વળી યૂરોપના બખ્તરીઆ સ્વારોનું માન જે હુન્નરથી ઓછું થઇ જાય તેનો ઉપયોગ કરવાને તેઓ ચહાતા નહિ.

ચમક પથ્થરમાં ધ્રુની દિશા બતાવવાનો ગુણ અને હોકાયંત્ર બનાવવામાં તેનો ઉપયોગ એ પણ ઘણી મોટી શોધ છે. ઘણી પ્રજાઓ એ શોધ કરવાનો દાવો કરેછે અને તેમાં ઈતાલિયન લોકનો દાવો ઘણા કાળ સુધી ખરો માનવામાં આવ્યો હતો. યૂરોપના લોકો ઘણુંકરીને માનતા હતા કે નેપલ્સના રાજ્યમાં આમાલ્ફિ કરીને નગર છે ત્યાંનો રહેનાર ફ્લાવિઓ જિઓઇઆ એ શોધનો કરનાર હતો, અને તે ૧૩૦૨ કે ૧૩૦૩ ની સાલમાં થયો એવું ત્યાંના ઇતિહાસકર્ત્તાઓએ કહ્યું છે. પણ વધારે તપાસ કરતાં માલૂમ પડ્યું છે કે ચમકનો ધ્રુની દિશા બતાવવાનો ગુણ ચીના અને આરબોના જાણવામાં એ પહેલાનો હતો, તથા ચૌદમા સૈકાના આરંભની પહેલાં લખાયલા યૂરોપના ગ્રંથોમાં એનું વર્ણન છે તે ઉપરથી બ્યા-

જણી. અનુમાન એવું થાયછે કે યૂરોપમાં એ હુન્નર દાખલ કરવાની આબરૂ અથવા ઘણું તો વહાણ ચલાવવાના કામમાં એનો ઉપયોગ કરવાનું માન આમાલ્ફિના રહેનારને માત્ર ઘટેછે. થોડા વખતપર થઇ ગએલો એશિઆની ભાષાઓ જાણનાર નામે વિદ્વાન કલાપ્રાથનું લક્ષ એ બાબતપર ગયું ત્યાં સુધી એ વિષે ઘણું અજ્ઞાન ચાલતું હતું. માણસના સુધારાના ઇતિહાસમાં એ ઘણો મનોરંજક વિષય છે. એ વિશે એ વિદ્વાનના ગ્રંથપરથી જણાય છે કે ચમકનો ધ્રુની દિશા બતાવવાનો ગુણ ચીના લોકના જાણવામાં પ્રથમ અતિ પ્રાચીન કાળમાંનો આવેલો છે. ખ્રિસ્તિ સનેના આરંભની પહેલાં સેંકડો વર્ષપર ચીનાઓએ ચમકની ચારઠો બનાવી હતી. એ ચારઠના આગલા ભાગમાં ભારમાં એક હલકી ઢીંગલી કરતા અને તેને એક ચણીઆરામાં બેસાડતા, એવી કે ચોતરફ ફરવાને તેને અઘરૂં પડે નહિ. એ ઢીંગલીના હાથમાં ચમકનો સળીઓ ઘાલતા, તે એવી રીતે કે તેનો એક છેડો હમેશ દક્ષિણ ધ્રુ દર્શાવતો. એ દિશાને ચીનાઓ કિબ્લે અથવા પવિત્ર બિંદુ કહેતા અને ધર્મની ક્રિયા તે દિશામાં બેશી હમેશ કરતા. કિબ્લે જાણવાને વાસ્તેજ પ્રથમ ચારઠો બનાવી હતી. મુસલમાનો પણ મક્કા જે દિશામાં છે તે દિશા જાણવાને હોકાયંત્ર હજી ઘણેક ઠેકાણે વાપરેછે.

ચમકની ચારઠપરથી હોકાયંત્ર કરવો કંઇ કઠણ નથી. એવું સંભવે છે કે ચીનની ગાદી ઉપર તિસન કુળના રાજા થયા, ત્યારે ચીનાઓનું લક્ષ વહાણ ચલાવવાના હુન્નર તરફ ગયું. ખ્રિસ્તિ સનેના ત્રીજા સૈકાના મધ્ય ભાગથી તે પાંચમા સૈકાના આરંભ લગીમાં એ બનાવ બન્યો. તેરમા સૈકામાં થઈ ગયેલા બૈલાક નામે એક આરબ ગ્રંથકારે હોકાયંત્રના ઉપયોગનું વર્ણન નીચે પ્રમાણે કર્યું છે. "સિરિયાના દરિયામાં વહાણ ચાલતું હોયછે ત્યારે રાનમાં અંધારૂં એવું થાયછે કે તારો પણ દેખાઇ શકે નહિ, તો નાખુદા દિશા જાણવાને માટે એક વાસણમાં પાણી ભરેછે અને પવનથી તે હાલે નહિ એવી જગાએ મૂકેછે. પછી એક સોય લઇ લાકડાના છોડીઆના કે બરૂના મધ્ય ભાગમાં ખોસેછે, અને પછી તેને પેલા પાણીના વાસણમાં મૂકે છે. એ પછી મૂઠીમાં માઈ રહે એવો મોટો ચમક પાણી આગળ ધરેછે, ને પાણીને એવું હલાવે છે કે તે જમ-

ણા હાથ ભણીથી ફરવા માંડે, ત્યારપછી પોતાના હાથ દૂર લઇ લે છે. એટલે પછી સોય દક્ષિણ દિશા દેખાડેછે." આ કઢંગી યુક્તિને જળહોકા કહેતા. અને એશિઆ તથા યૂરોપમાં પ્રથમ એજ વાપરતા. કોરિઆ એટના રહેવાસીઓ ગયા સૈકાના મધ્ય ભાગ સુધી એથી કામ ચલાવતા. યૂરોપમાં હોકાયંત્રની દાખલ થવાની તારીખ બરાબર માલૂમ નથી. બારમા સૈકાના ગ્રંથકારો તેનો ઉપયોગ જાણે સર્વ જાણેછે એવી રીતે લખેછે. એ ઉપરથી જણાયછે કે વિદ્વાન લોકોનું લક્ષ ગયું ત્યાર પહેલાં વહાણવટીઓ તેનો ઉપયોગ કરતા હશે એવું સંભવે છે. એના પહેલાં સો વર્ષ ઉપર પક્ષીઓના ઉડવાપરથી ઉત્તર યૂરોપના વહાણવટીઓ દિશા જાણતા હતા. દેન્માર્કના એક પુસ્તકમાં લખ્યું છે કે "ઉત્તર તરફના વહાણવટીઓ વહાણમાં કાગડા લેઈ જતા; ભરદરિયામાં એ પક્ષીઓને તેઓ ઉરાડતા; જો તેઓ પાછા વહાણમાં આવે તો તેઓ અનુમાન કરતા કે જમીન પાસે નથી, પણ તેઓ ઊડી જાય તો તેમની ઉડવાની દિશામાં વહાણ હંકારતા." હોકાયંત્ર બનાવવામાં સુધારા હળવે હળવે થયા અને તેમાંના ઘણાખરા ઇંગ્રેજોએ કર્યા છે.



# ખંડ ૩ જો.

## પરદેશો જોડે વેપાર.

ચૌદમા સૈકાના આરંભથી તે પંદરમા સૈકાના મધ્ય ભાગ સુધી યૂરોપનો વેપાર ઇતાલિના હાન્સિઆટિક અને ફ્લાંડર્સના શહેરોના હાથમાં હતો. ઇતાલિનાં નગરો તેમાં વિશેષે કરીને ફ્લોરેન્સ, જીનોઆ અને વેનિસ શહેરોના વેપારીઓને હાથ લિવાન્ટ સમુદ્રનો વેપાર હતો. કાળા સમુદ્રને કાંઠે માત્ર જીનોઇસ લોક જતા. અને સિરિઆ અને મિસરમાં વેનિસના વેપારી જતા. એ બંન્ને શહેરોમાં પ્રજાસત્તાક રાજ્ય હતાં. એકએકની અદેખાઇ કરી તેઓમાં ભારે યુદ્ધ ચાલ્યાં, અને તેમાં અંતે વેનિસની ચઢતી થવાથી ભૂમધ્ય સમુદ્રનો સઘળો વેપાર વેનિસિઅનના સ્વાધીનમાં ગયો. ગ્રીસમાંથી રેશમ બનાવવાનો હુન્નર સિસિલિમાં દાખલ થયો; ત્યાંથી ઇતાલિનાં બીજાં શહેરોમાં પ્રસર્યો. વેનિસનાં હીરનાં કારખાનાં સૌથી મોટાં હતાં. રેશમી કાપડ, મશાલા, તેજાના, અને એશિઆનો બીજો માલ પૂરો પાડનાર એ શહેર હતું. લાંબર્ડસ નામે ઇતાલિના વેપારીઓ એ માલને યૂરોપનાં પશ્ચિમ રાજ્યોમાં લઇ જતા. રાજાઓ તેમને કેટલાક હકો અને માફીઓ આપતા, તેથી યૂરોપના વેપારના ધણી તેઓ થયા. અને જુદા જુદા રાજ્યોના મુખ્ય સરાફ અને નાણાવટીઓ તેઓજ થયા.* ઇતાલિનાં બધાં સ્વતંત્ર શહેરોની આબાદી એકસરખી રહી નહિ.

લોંબર્ડિનાં જે શહેરોએ જર્મનિના રાજાધિરાજથી પોતાનું સ્વતંત્રપણું મેળવ્યું હતું તેઓ થોડા વખતમાં અવ્યવસ્થામાં પડયાં. જે ફાયદા તેમ-

* લંડનના જે મહેલ્લામાં એ લોકો વસ્યા હતા તેનું નામ લોમ્બર્ડ સ્ટ્રીટ અદ્યાપિ છે અને મુખ્ય સરાફી પેઢીઓ હજી ત્યાંજ છે. જે ગીરવી માલ રાખનારા ચોકસીઓની દુકાનપર ત્રણ ગોળા દર્શાવે છે તે લોંબર્ડી લોકનાં ચિન્હ છે. એ ઘણું કરીને ઘણા લોકના જાણવામાં નથી. યૂરોપના નાણાવટીઓ લોંબર્ડ થયા ત્યારથી એ નિશાની ચાલી તે હજી લગી જારી છે.

ણે મેળવ્યા હતા, તેનો ઉપયોગ કેમ કરવો તે નહિ જાણવાથી દુ:ખમાં પડ્યા, અને રાજીખુશીથી પોતાની સ્વતંત્રતા આપી દીધી. ઉદાહરણ—ઇ. સ. ૧૩૩૬ માં મોડિના અને રિગીઆ શહેરોએ એસ્તના માર્કિવસને પોતાનો હાકેમ કર્યો; માંસુઆનું રાજ્ય ગોંઝા કુળમાં ગયું, અને વાઇકાઉંટિએ મિલાનના ડ્યુકનો કિતાબ ધારણ કર્યો (ઇ. સ. ૧૩૯૫). ફ્લોરેંસે પોતાની સ્વતંત્રતા અને આબાદી વધારે વાર રાખ્યાં. રાજાધિરાજ પાંચમા ચાર્લસના અમલ સુધી ત્યાં પ્રજાસત્તાક રાજ્ય જારી રહ્યું. એ રાજાના વખતમાં ઈ. સ. ૧૫૩૦ માં શહેરનો મુખ્ય અધિકાર મેદિસિ કુળના ઠાકોરોના હાથમાં ગયો. ઉપર કહ્યા પ્રમાણે જિનોઆ અને વેનિસ વચ્ચે ભારે લઢાઇઓ ચાલી હતી. તેમાં એક વાર ઇ. સ. ૧૩૭૯ માં જીનોઆની વહાણની ફોજે મોટો જય મેળવી ખુદ વેનિસ જીતી લેવાની તક મેળવી હતી, પણ તે ફોજના ઉપરીની સુસ્તીને લીધે વેનિસ બચી ગયું. એ લઢાઇઓથી જિનોઆને નુકસાન થયું. તેટલુંજ તે શહેરોમાં પડેલા પક્ષોની વઢવાઢથી થયું. ઉમરાવો અને સાધારણ લોકોની વચ્ચે ભારે કજીઓ ચાલતો, અને શહેરોમાં લોહીની નદી વહેતી. એ કુસંપને લીધે તેઓને પરદેશી રાજાનું રક્ષણ શોધવું પડ્યું. જિનોઇસ લોકોનાં મન અસ્થિર હતાં. તેઓ પોતાના ઉપરીને હમેશ બદલતા. બે વાર ફ્રાન્સના રાજાને સ્વામી કર્યો, પણ ફ્રેંચ રાજ્યનો સ્વાદ થોડી વાર ચાખ્યા પછી તેને છોડી દઇ મોન્ટફેરાટને હાકેમ બનાવ્યો, ને પછી તેના હાથ નીચેથી નીકળી જઇ મિલાનના ડ્યુકને તાબે થયા. ઇ. સ. ૧૪૪૬ ના વર્ષથી ઇ. સ. ૧૫૨૮ સુધી મિલાનના ડ્યુકના તાબામાં તેઓ હતા. એ પાછલા વર્ષમાં તેઓ ફરીને સ્વતંત્ર થયા.

જીનોઆની સત્તા ક્ષય થતી હતી ત્યારે વેનિસની ઉતાવળે વૃદ્ધિ પામતી હતી. ઉમરાવોનો હક્ક વંશ પરંપરા કર્યો, તેથી રાજ્યને સ્થિરપણું મળ્યું અને કુસંપ ટળ્યો. આદ્રિઆટિક તથા લિવાન્ટના કાંઠાઓ ઉપર વેપારીની કોઠીઓ સ્થાપ્યાથી પરદેશી વેપારને ઉત્તેજન મળ્યું. ઇ. સ. ૧૩૪૩ માં મિસર દેશના સુલતાન જોડે વેપાર કરવાના કરાર વેનિસની સરકારે કર્યા. એ કરારથી તેમને સિરિયા તથા મિસરને કાંઠે વેપાર કરવાની પૂર્ણ છૂટ મળી, તથા આલેક્ષાંદ્રિઆ અને દમાસ્કસ એ બે શહેરોમાં કોન્સલ એટલે વેપારની દેખરેખ રાખનાર વકીલો નીમવામાં આવ્યા.

મધ્ય અને દક્ષિણ એશિઆનો સઘળો વેપાર એથી તેમને હાથ ગયો. હિંદુસ્તાનના તેજાના વગેરે માલ સિરિઆનાં બંદરોમાં આવવા લાગ્યો. અને કાળા સમુદ્રપર જિનોઇસ લોકોની કોઠીઓ હતી તે નકામી થઈ ગઇ. ૧૫ મા સૈકાના મધ્ય ભાગે આદ્રિઆટિક સમુદ્રના ઉત્તરકાંઠાનો મૂલક વેનિસને હાથ આવ્યો, તેનું તેમણે જબરૂં રાજ્ય બનાવ્યું. હંગરિના રાજા પાસેથી ડાલ્માઝ અને ફ્રિઉલી શહેરો લીધાં, અને મિલાનના ડ્યુક પાસેથી લોંબર્ડિનાં પૂર્વ પરગણાં જીતી લીધાં. આવી ચઢતી થયાથી વેનિસની સરકારે તાબાના લોકો ઉપર જૂલમ કરવા માંડ્યો, અને આસપાસના સંજ્યોનું અપમાન કર્યું, તેથી જોરાવર દુશ્મનો ઊભા થયા, અને તેમણે તેનું જોર નરમ પાડ્યું.

યૂરોપના ઉત્તર અને પશ્ચિમ ભાગના શહેરોના વેપારનું રક્ષણ કરવાને વાસ્તે તે શહેરોએ હન્સિઆટિક એક્કો કર્યો હતો, એ વાત આગળ કહી ગયા છીએ. ચૌદમા સૈકામાં એ હન્સિઆટિકલિગનું બળ એટલું બધું વધ્યું કે રાજા અને મહારાજા તેને માન આપતા. શેલ્ટ નદીથી તે ઝીલાંદના એટો સુધીના તથા લેવોનિઆના કાંઠાનાં બધાં બંદરો તથા માંહેલા ભાગનાં કેટલાંક શહેરો એ એક્કામાં ભળ્યા. ઇ. સ. ૧૩૪૬ માં કોલોન શહેરમાં એ એક્કાના કરાર ઉપર ઘણાંક શહેરોના વકીલોએ સહી કરી. એકઠાં મળેલાં શહેરોને ચાર પ્રાંતમાં વહેચ્યાં હતાં, એ પ્રાંતોની રાજધાની અને મર્યાદા જુદે જુદે વખતે જુદી જુદી હતી; બધા એક્કાનો સામાન્ય કારભાર કરવાને લ્યુબેક નગરમાં ત્રણ ત્રણ વર્ષે એક સભા મળતી. ૧૫ મા સૈકાના પહેલા ભાગમાં એ એક્કાની મોટી સભામાં એંશી શહેરોના વકીલો આવતા એ ઉપરાંત બીજાં શહેરો એના રક્ષણમાં હતાં, પણ વકીલો મોકલવાને તેમને અધિકાર નહતો. બાલ્ટિક સમુદ્રનો તમામ વેપાર એ હન્સ નગરોના હાથમાં હતો. પરરાજ્યો જોડે લઢાઇ અને દોસ્તી કરવાનો હક્ક તેઓ વાપરતા. ઉત્તર તરફના જે રાજાઓ તેમના વેપારમાં કે તેમના હકોમાં ખલેલ પહોંચાડતા તેઓને દરિઆની લઢાઇમાં હરાવી નરમ પાડતા.

એ નગરોના વહાણો ઉત્તરના બંદરોમાંથી સણ, ભીંડી, ઇમારતી

લાકડાં, ચામડાં, ત્રાંબુ, અનાજ, અને માછલીની પેદાશ આણતા. યૂરોપની દક્ષિણ પ્રજાઓ તે વેળા ×લેંટનો તહેવાર બહુ આસ્થાથી પાળતી; તેથી નાર્વેના કાંઠા ઉપરની હેરિંગ માછલીનો વેપાર જબરો ચાલતો હતો. ઉત્તરના દેશોની એ પેદાશ આણી તેને બદલે પશ્ચિમ યૂરોપમાંથી એ વેપારીઓ કાપડ, દારૂ, કરીઆણું, અને તેજાના લઇ જતા. ફ્લાંડર્સનું મુખ્ય બંદર અને વેપારનું સ્થળ બ્રુજીસ હતું. ઇંગ્લાંડનું લંડન, નાર્વેનું બર્જિન, અને રૂશિઆનું નોવાગર્ડ, એ વેપારનાં સ્થળો હતાં. ૧૫ મા સૈકાની આખરે નોવાગર્ડના પ્રજાસત્તાક રાજ્યનો અંત આવ્યો, ત્યારે વેપારીઓ ત્યાંથી નીકળી નોવો અને લેવલ નગરમાં ગયા. બ્રુજીસ શહેરના બજારમાં ઇતાલી અને હન્સના વેપારીઓની મુલાકાત થતી, અને ત્યાં તેઓ હિંદુસ્તાન અને ઉત્તર યૂરોપના માલોનો વેપાર કરતા. એ રીતે વેપારની વૃદ્ધિ થવાથી દરિયાની સફર અને ભૂગોળના શોધો કરવાની આતુરતા ઉત્પન્ન થઇ, એથી મોટા ફેરફાર થયા, તથા એ અને બીજાં કારણોથી હંસીઆટિકલિગની અવદશા થઇ.

એ એક્કાનો વેપાર બહોળો હતો, પરંતુ તે મજબૂત પાયા ઉપર નહોતો. પોતાના શહેરોમાં કોઇપણ જાતનો હુન્નર કે નિપજ નહિ હોવાથી તેઓ માત્ર એક દેશથી લાવીને બીજા દેશમાં પારકો માલ લઇ જતા; બીજા દેશોમાં ઉદ્યમનો વધારો થવાથી વેપારની રૂખ બદલાઇ, અને માલ ઉત્પન્ન કરનારા લોકો પોતેજ તેને બીજે દેશ લઇ જવા લાગ્યા. વળી યૂરોપના દેશોમાં સ્થિરતા અને નિયમ દાખલ થવાથી દરિઆઇ તથા જમીનના ચોરોનું અને તોફાની તાલુકદારોનું જોર નરમ પડ્યું, તેથી એ એક્કાની ગરજ રહી નહિ. જર્મનિમાં રાજાધિરાજ તથા માંડળિક રાજાઓની સત્તા મર્યાદામાં નિયમ પૂર્વક થઇ, ત્યારે જે શહેરો તેમની સત્તામાંથી જતાં રહ્યાં હતાં તેમને તેઓએ પાછાં જીતી લીધાં, એકઠાં મળેલાં શહેરોના કુસંપથી તેમનો એક્કો જલદી તૂટ્યો. એક એકથી દૂર રહેલા સર્વના લાભ જુદા જુદા, એક એકને જેથી ફાયદો તેથી બીજાને નુકસાન, મા-

× એ તહેવાર ખ્રિસ્તિ ધર્મના લોક પાળે છે. તે માર્ચ મહિનામાં આવે છે. ગુડફ્રાઇડે કે ઈસ્ટિરનો તહેવાર તે એજ. એ વખતે પશુ પક્ષીનું માંસ ન ખાતાં માછલી અને અનાજ ખાવાનો રીવાજ હતો.

ટે તેઓ માંહેમાંહે વઢી મરતાં. તેઓની સામાન્ય રાજ્યસભાનું લક્ષણ એ કજીઆમાં એટલું બધું રોકાતું કે દેશમાં કે પરદેશમાં રાજ મેળવવા કે બચાવ કરવામાં ધ્યાન આપી શકતા નહિ. ઉત્તર દેશોના રાજાઓને જ્યારે જ્ઞાન થયું કે તેમની પ્રજાઓ વેપાર કરે તેથી તેમને ફાયદો છે, ત્યારે તેમના લશ્કરના બળવડે હન્સના હકો લઇ લીધા. દક્ષિણમાંના ઘણાં શહેરો એક્કામાંથી પોતાની મેળે નીકળી ગયાં; એથી બાકી રહેલા એક્કાનું જોર ઓછું થયું; ને બાલ્ટિકસમુદ્રનો તમામ વેપાર તેમને હાથ ન રહેતાં ઇંગ્લાંડ અને હોલાંડના વેપારીઓના તેમાં ભાગ ભળ્યા. એ રીતે એક્કાની હળવે હળવે પડતી થઇ, અને સત્તરમા સૈકામાં માત્ર તેમાં ત્રણ શહેર રહ્યાં—હમ્બર્ગ, લ્યુબેક, અને બ્રેમેન.

ફ્લાંડર્સમાં વેપારનો પાયો તેમનાં ઉદ્યમનાં કારખાનાં હતાં. ૧૩ મા અને ૧૪ મા સૈકામાં ફ્લેમિંગ લોક યૂરોપને કાપડ પૂરૂં પાડતા. ઇતાલિના વેપારીઓની મારફતે તેમનું કાપડ લિવાન્ટમાં જતું, અને તેને બદલે તેઓ મસાલા, જવાહીર, અને એશિઆની બીજી જણસો લેતા. એ શહેરની દોલત, વસ્તી, અને ઉપજથી ફ્લાંડર્સના ઠાકોરો તેઓના ઉપરી ફ્રાંસના રાજા કરતાં વધારે ધનવાન અને લગભગ તેઓનાં જેટલાજ બળવાન થયા. ઇંગ્લાંડના પહેલા એડ્વર્ડે ત્યાંના ઠાકોર ગ્યુની મદદ લેવાને તેની દીકરી ફિલિપા જોડે માગું કર્યું. તે કુંવરીની દોલત એટલી બધી હતી કે ફ્રાન્સના રાજા ફિલિપ ધ ફેરે કપટ કરી એ કુંવરી તથા તેના બાપને કેદ કર્યાં, અને તે કન્યા કેદખાનામાં મરણ પામી. તેનો બાપ કેદખાનામાંથી નાસી છૂટયો, અને ફ્રાન્સના તાબામાં જઇ રહ્યો. ફ્લાંડર્સમાં લઢાઇઓ ઊઠી તેનો આરંભ આ રીતે થયો, અને પછી એ ઝઘડો જમીનદારો અને વેપારીઓ વચ્ચે ચાલ્યો. વેપાર અને હુન્નરથી ફ્લાંડર્સના શહેરોની વસ્તી અને દોલત ઘણાં વધી ગયાં હતાં; રાજાઓ પાસેથી નગરવાસીઓએ હકની સનંદો નાણાં આપી લીધી હતી, કેમકે વેપારની આબાદીને સ્વતંત્રતાની જરૂર છે એવું તેઓ જાણતા હતા. એ શહેરોના વેપારીઓ એવા મોટા થયા કે તેઓ રાજાઓની બરોબરી કરવા લાગ્યા. પરગણાંઓમાં જેટલું તાલુકદારોને માન મળતું તેટલું શહેરોમાં વેપારીઓને મળતું, એથી તેઓમાં ધર્વા દાખલ થઇ

નજરમાં આવે તેમ વેરો નાખવાની શક્તિથી રાજાઓ નાખુશ થયા એટલુંજ નહિ, પણ કિલ્લાઓ અને જાગીરોનું રાજકાજમાં જેટલું માન હતું તેટલું પેઢી અને વખારોનું થયું, એ જોઇ તેમના મનમાં બળાપો થવા લાગ્યો. રાજાના અધિકાર અને મ્યુનિસિપાલેટીના હક્ક એકએકથી વિરૂદ્ધ આવ્યા. થોડી છૂટી મૂકી બેઉ તરફથી સંપ કરવાનું કોઇને ગમ્યું નહિ. તાલુકદારોને ફ્રાન્સના રાજાની પૂરી મદદ મળી, તોપણ આર્ટેવેલ્ડેસ તથા બીજા વેપારીઓના ઉપરીપણા નીચે શહેરોએ ફતેહથી ટક્કર ઝીલી, અને લઢાઇની આખરે તેઓના હક્ક જારી રહ્યા, પણ વઢવાઢથી મૂડીનો નાશ થયો. રોજગાર બંધ પડવાથી કારીગરો બીજે દેશ નાસી ગયા તેમજ તાલુકદારોની પણ ખરાબી થઇ અને તેમના ખેડુતો બહુ હેરાન થયા. ફ્લેમિંગ લોકને હાથ કાપડ બનાવવાનો હુન્નર અને વેપારનો ઘણો ભાગ રહ્યો ખરો, તોપણ ઇંગ્લાંડમાં આસ્તે આસ્તે ઉનના વણાટનું કામ એટલું વધ્યું કે તેઓ તેમનાથી ચઢીઆતા થયા.

ઇંગ્લાંડની ઉપજમાં ઉન મુખ્ય હતું, અને તેના વેપારમાંથી નાણાં મેળવવાને પ્લાન્તાજનેત રાજાઓએ પ્રયત્ન કર્યો. અમુક ઠેકાણા સિવાય બીજે કોઇ ઠેકાણે તે વેચવાની મના કરી. એ ઠેકાણાં બદલવાથી દેશના વેપારીઓને હરકત પડી. પરદેશીઓને અનુકુળ પડવાને તે ફેરફાર કરતા અને તેથી દેશી અને પરદેશીઓની વચ્ચે અદેખાઇનો આરંભ થયો. સને ૧૨૬૧ માં ત્રીજો હેન્રિ પોતાની રાણીના પરદેશી ફ્રેંચો ઉપર મહેરબાની દેખાડતો હતો, તેથી બારનોએ સામે થઇ કાયદો કરાવ્યો કે ઉન પરદેશ જાય નહિ, અને ઇંગ્લાંડમાં એ વખતે ઇંગ્લાંડના બંદરોમાંથી ઉન જતું હતું એ મુખ્ય જણાવેછે, કેમકે સને ૧૩૩૯ માં પાર્લામેંટે અરજી કરી તેમાં જણાવ્યું કે ઉનની દરેક ગાંસડી ઉપર ૪૦ શિલિંગ હાંસલ લઈ સાઠ હજાર પૌંડ તે વર્ષમાં ઉપજાવ્યા એ કાયદા વિરૂદ્ધ હતું. એ ઉપરથી જણાય છે કે તોલમાં એક કરોડ ને દશ લાખ પૌંડ ઉન ગયું હશે. તે સમે ઉનની એક ગાંસડીની કિંમત પાંચ પૌંડ હતી; તો એ ભાવે ૧૫૦૦૦૦ પૌંડનું ઉન પરદેશ ચઢ્યું. હશે આટલી બધી પેદાશ ઉનના બનાવનાર ખોય એવું ન હતું. એ કાયદો રદ થયો હોય કે અમલમાં નહિ આવ્યો હોય એવું જણાય છે, કેમકે ચૌદમા સૈકાના મધ્ય ભાગે ઇંગ્લાંડના

વેપારનો $\frac{13}{14}$ ઉન હતું. પ્રથમ ઇંગ્લાંડમાં ઉનનું કાપડ થોડું બનતું અને તે પણ ઘણી હલકી જાતનું હતું.

ઈ. સ. ૧૩૩૧ માં ત્રીજા એડ્‌વર્ડ રાજાએ ફ્લાંડર્સના કાંતનાર, રંગનાર અને વણનારોને ઈંગ્લાંડમાં આવી વસવાને ઉત્તેજન આપ્યું, એવી શરતે કે એ રોજગાર કરવો અને ત્યાંની રૈયતને શીખવવો. એથી ઉન ઊપજાવનારા અને ઉનના વેપારીઓ એ વણકરો ઉપર અદેખાઇ કરવા લાગ્યા, અને એડ્‌વર્ડે એવો હુકમ કર્યો કે ઇંગ્લાંડમાં પરદેશથી વણાયલું કાપડ લાવવું નહિ, ત્યારે એ અદેખાઇ વધી. કેટલાક શહેરની મ્યુનિસિપાલિટિઓએ એ વણકરો ઉપર ભારે કર નાખી જૂલમ કર્યો, ત્યારે તેઓએ રાજાને અરજીઓ કરી, તોપણ ઉનનો વણાટ ઈંગલાંડમાં આબાદી પામ્યો. એ કાપડ પરદેશ નહિ ચઢાવવું અને ઉન ચઢાવવું એવું પાર્લામેંટે કર્યાથી તેને કંઇક ધોકો લાગ્યો. ઉનના વણાટથી જમીનદારોને વધારે ફાયદો છે એવું ઈંગ્લાંડના જમીનદારોના સમજવામાં આવ્યું નહિ. તેઓ ઉનનો ભાવ ઊંચો રહે, તેને માટે કાયદા વગેરેથી પ્રયત્ન કરતા, એથી તેમને પોતાનેજ નુકસાન થયું, કેમકે ભાવ વધવાથી માલનો ખપ ઓછો થયો. ઉનનો વણાટ દાખલ થયા પછી સો વર્ષને શુમારે છઠ્ઠા હેન્રિના વખતમાં તે એટલો બધો આબાદીએ પહોંચ્યો હતો કે તેથી રાજાની પેદાશમાં વધારો થયો, અને ફ્લાંડર્સના લોકો જોડે તેઓને બરોબરી કરવાનું બની શક્યું, એ વખતે એવો કાયદો થયો કે બ્રબાંટ, હોલાંડ અને જીલાંડમાં ઈંગ્લાંડમાં વણાયલું ઉનનું કાપડ લે નહિ, તો બર્ગંડિના ડ્યુકના રાજ્યમાં ઉપજેલો કોઇપણ માલ ઇંગ્લાંડમાં દાખલ કરવો નહિ. વણવાનો ઉદ્યમ કરનારા અને જમીનદારો વચ્ચે હવે અદેખાઇ થવા લાગી, તેનું કારણ એકે ઉદ્યમ વધવાથી મજુરોના રોજ ભારે થયા, ખેતી મૂકીને વણાટના ઉદ્યમમાં લોક પેસવા લાગ્યા. એ પરથી ચોથા હેન્રિના વખતમાં કાયદો થયો કે જેની પાસે વીસ શિલિંગ ન હોય તેને વણવા મૂકવો નહિ. આ રીતે મજુરો અટકાવ્યાથી રૂના કારખાનાનો નાશ થાત, પરંતુ ટ્યુડર વંશના પહેલા રાજાએ નોર્વિચ શહેરને એ કાયદાથી છૂટું રાખ્યું. એ વખતમાં કાયદા કરનારમાં મોટી ભૂલ એ હતી કે સોના રૂપાને વિશેષ મુલ્યવાન ગણતા અને દોલત એનેજ કહેતા. નાણું માત્ર માલ અદલબ-

ફલ કરવાનું અને મૂલ જણાવવાનું સહેલું સાધન છે એવું જાણતા નહિ; એ અજ્ઞાન હજી પણ બધેથી ગયું નથી. ઇ. સ. ૧૪૨૯ માં એક કાયદો થયો, તેમાં ફરમાવ્યું હતું કે ઇંગ્રેજે પરદેશીઓને માલ વેચવો તે રોકડ નાણે વેચવો અથવા માલને બદલે માલ તુરત આપે, ઉધાર આપે નહિ. આથી વેપારને એટલી હાની લાગી કે બીજે વર્ષે માલ આપી છ મહિના સુધી ઉધાર આપવાની રજા આપી. ઈંગ્લાંડમાંથી નાણું પરદેશમાં ન જાય માટે કાયદો કર્યો કે ઈંગ્લાંડમાં કોઇ પરદેશીએ બીજા પરદેશીને માલ વેચવો નહિ. એથી કિંમતી ધાતુઓ પરદેશમાં ન જાય, પરંતુ માલ અને સોનું રૂપુ આવતાં બંધ થયાં. મૂર્ખ રાજ્યકર્ત્તાઓ એ પરિણામથી ગભરાયા, પણ એ બેવકુફી ભરેલો કાયદો બંધ કર્યો નહિ. શહેરની સનદી મહાજનો (મ્યુનિસિપાલટિઓ) તરફથી વેપારને કેટલીક અડચણો થતી હતી તે સાતમા હેન્રિએ ખસેડી. તેણે કાયદો કરાવ્યો કે સરકારી મુખ્ય અમલદારોમાંના ત્રણની પરવાનગી સિવાય એ મહાજનોએ નવા ધારા કરવા નહિ અને શહેરમાં દાખલ થવાની ભાગોળો કે નાકા ઉપર કર લેવો નહિ. ગ્લોસ્તર અને વુર્સ્તર શહેરની મ્યુનિસિપાલટિઓએ સેવર્ન નદીના ઘાટ ઉપર એવા કર (નામે ટોલ) બેસાડ્યા હતા તે રદ્દ કર્યા. તે જમાનાના લોકોની પેઠે એ રાજા પણ માનતો હતો કે માલની કિંમત સરકારે ઠરાવવી જોઇએ. ઉનના કાપડ વગેરે કેટલીક જણસના તેણે નીરક બાંધ્યા. એ મૂર્ખાઇથી ઉતરતી જાતનો માલ બનવા લાગ્યો. રાજકાજમાં સમજુ ગણાતા તે સમેના આદમીઓએ તે રાજાને એમ ભાવ કરાવ્યાને વાસ્તે વખાણ્યો.

આઠમા હેન્રિના અમલમાં ઈંગ્લાંડમાં ઉનના વણાટનું કામ એટલું બધું વધી ગયું હતું કે ફ્લેમિંગ લોક ઇંગ્રેજોથી તેમાં પશ્ચાત પડ્યા, અને ઈંગ્લાંડમાંથી તે કાપડ ખરીદ કરી પરમૂલકોમાં વેચવા લઇ જવા લાગ્યા. ઇ. સ. ૧૫૨૮ માં ઈંગ્લાંડ અને નેધર્લાંડ વચ્ચે લઢાઇ ચાલી તેથી ફ્લેમિંગ વેપારીઓ એ માલ લઇ શક્યા નહિ, વણવાનાં ઘણાંક કારખાનાં બંધ પડ્યાં, અને વણકરોએ ફિતુર કર્યો. તે વેળાના દિવાન વુલસીએ એ કારીગરોને સજાનો ભય દેખાડ્યો, પણ તોફાન જારી રહ્યાં ત્યારે તેણે કાપડ વણનારાઓને ધમકી દઇ કહ્યું કે કારખાનાં જારી કરો, પણ

માલની ખપત વિના નવો બનાવીને શું કરે ? છેલ્લે વેપારીઓને એ લાવી માલ ખરીદ કરવાનું ફરમાવ્યું. વેપારીઓ કહેવા લાગ્યા કે માલનો ઉપાડ નથી તો લઇને શું કરીએ ? વુલસીએ ધમકી આપી, પણ તેમણે કાપડ વહોર્યું નહિ. આખરે ખરો ઉપાય જડયો તે એ હતો કે બંન્ને રાજ્યોએ કરાર કર્યો કે યુદ્ધના સમે પણ વેપાર બન્ને દેશ વચ્ચે જારી રહે. એ વખતના મોટા નાટકકાર કવિ સેક્સપિઅરે પોતાના નાટકમાં એ હુલડનો દેખાવ દાખલ કર્યો છે.

છઠ્ઠા એડ્વર્ડની કારકીર્દીમાં કાયદો થયો કે સાત વર્ષ લગી વાણોતર રહી કામ શીખ્યા વિના કોઇએ કાપડ વણવું નહિ. એથી ઉનના વણાટમાં હરકત પહોંચી, અને ઘણાં કારખાનાં માઠી હાલતમાં આવ્યાં, તેથી રાણી મેરીના અમલમાં તે ધારો રદ્દ થયો. વળી પાછળથી રાણી ઇલિઝાબેથે તે ધારો બહાલ કર્યો. ફ્રાન્સ અને વિશેષે કરીને ફ્લાંદર્સ (નેધર્લાંડ)માં પ્રોટેસ્ટંટ પંથના લોકોને ત્યાંની સરકાર તરફથી પીડા થઇ, તેથી મોટા અને પ્રખ્યાત કારીગરો અને તેઓના શેઠો ઇંગ્લાંડમાં નાશી આવી વસ્યા. તેઓને ઇલિઝાબેથ રાણીએ ઉત્તેજન આપ્યું. વણવાની પરવાનગી સંબંધી જૂલમી ધારા રદ્દ કરી સોમરસેત, ગ્લોસ્તર, અને વિલ્ત પરગણાઓએ નિશાળો માંડવાની રજા આપી, ત્યાર પહેલાં એ કામ માત્ર સનદી નગરોમાંજ થવા દેતા. ધંધાને એ પ્રમાણે છૂટ મળવાથી તે ઉતાવળે આબાદ થયો. ઇ. શ. ૧૫૮૨ માં હન્સ નગરોએ જર્મનિની રાજ્યસભાને અરજી કરી, તેમાં લખ્યું કે દરવર્ષે બે લાખ તાકા ઇંગ્લાંડથી ચઢેછે. ઇંગ્લાંડમાં વોહોરવા આવનારા પરદેશી વેપારીઓ એ વખત સુધી ઉનનું કાપડ ખરીદ કરતા, પણ હવેથી ઇંગ્રેજો પંડે પરદેશમાં જઇ વેચવા લાગ્યા, તેથી તેમને વધારે લાભ થયો. તેઓના ઉપર અદેખાઇ કરી તેમને ખરાબ કરવાનો મનસુબો હન્સ નગરોએ કર્યો, એથી કાંઇક હરકત પડી, પણ ઇલિઝાબેથે વેપાર રોજગારમાં ઇજારા પુષ્કળ કર્યા, તેથી ઇંગ્લાંડના વેપારને વધારે હાનિ પહોંચી. ઉનનો માલ વેચવાની પરવાનગી માત્ર એ કમ્પનીને હતી. દેશના વેપારની મુખ્ય આ ઇજારો અતિ અયોગ્ય છે એવું એ અજ્ઞાન કાળના લોકના સમજવામાં પણ આવ્યું, ને રાણીને તે ઇજારાની સનદ રદ્દ કરવી પડી, પણ તે કમ્પનીએ તે માલ લેવો બંધ ક-

યો. એ બંધીથી તેનો વેપાર થોડી વાર અટક્યો, તેથી ગભરાઇને તેજ કમ્પનીને તે ઇજારો પાછો આપ્યો. આ પ્રયોગ કાચો હતો. બંધી તોડવાની યુક્તિ ન કરતાં ઇજારાથી વેપારને ફાયદો છે એવું તે વેળાની સરકારે માન્યું, અને ઇજારા રદ્દ કરવાની અરજીના જવાબમાં એ દાખલો આપવા માંડયો.

પહેલા જેમ્સ પાદશાહના અમલમાં ઈંગ્લાંડના પરમૂલક જોડેના વેપારનો નવ દશાંશ ભાગ ઉનના કાપડનો હતો. કાપડને રંગીને સફાઇ આપવાની કળા તે વેળા ઇગ્રેજો કને ન હતી. એ હુન્નર તે સમે વલંદાઓમાં હતો, અને કહેવાય છે કે તેમને તેથી સીત્તેર લાખ રૂપિઆ મળતા. લંડનના કેટલાક વેપારીની શીખવણીથી વગર રંગેલું કપડું પર મૂલક ચઢાવવાની રાજાએ મના કરી. રંગવાના હુન્નરને ઉત્તેજન આપવાની મતલબે એ આજ્ઞા કરી હતી, પણ જર્મનિ અને હોલાંડ દેશની સરકારોએ બંદોબસ્ત કર્યો કે ઈંગ્લાંડનો રંગેલો માલ લેવો નહિ. એથી એ ત્રતીઆંશ વેપાર ઓછો થઇ ગયો, અને ઉનનો ભાવ ઘટી ગયો, માટે ઉપલી મનાઇ જેમ્સે રદ્દ કરી. સને ૧૬૨૨ માં વેપારની તજવીજ કરવાને કેટલાક અધિકારી નીમાયા, એમને ફરમાવવામાં આવ્યું હતું કે વેપારને વધારે સ્વતંત્રતા આપ્યાથી, અને અમુક કમ્પનીઓને ઇજારા આપવામાં આવે છે તે રદ્દ કરેથી દેશને લાભ થાય કે કેમ તેની તપાસ કરવી. ખબરદારીમાં થયાના આ ખુશકારી ચિન્હો જોવામાં આ વેળા આવેછે પણ એ અધિકારીઓએ કંઇ કર્યું જણાતું નથી.

ઈંગ્લાંડમાં પ્રજાસત્તાક રાજ્ય થયું તે વારે વેપાર રોજગારની વૃદ્ધિ થઇ, કેમકે રાજાની આપેલી ઇજારાની સનંદોનું માન રહ્યું, અને વેપાર કરવામાં હલકાપણું છે એ કલ્પના ખોટી સમજાયાથી જમીનદારોના છોકરા વેપારીઓને ત્યાં ગુમાસ્તા રહી વેપારનું કામ શીખવા લાગ્યા. બીજો ચાર્લસ ગાદીએ આવ્યો ત્યારે વળી આગલા ઇજારે આપવાના ધારા ચાલવા લાગ્યા, તેથી વેપારને હાનિ પહોંચી અને ઘણા કારીગરો પરદેશ જતા રહ્યા. ઉનના કાપડના વણાટને કાયદાનું રક્ષણ ઓછું હતું, તેથી તેની આબાદી ઉતાવળે થઇ નહિ. ઉનને પરદેશ જતાં અટકાવવાને ઘણા સખ્ત કાયદા કર્યા હતા. જી-

વતાં ઘેટાંને પણ પરમૂલક લઇ જવા દેતા ન હતા, ઘેટાંને પરદેશ ચઢાવતાં પહેલીવાર પકડાય તેનો માલ જાય, અને એક વર્ષની તે કેદ ભોગવે, બીજીવાર પકડાય તેનો ડાબો હાથ બજારમાં કાપીને ખીલેવતી જડવો, ત્રીજીવાર પકડાય તેને કાળા પાણીની સજા કરવી, એવો કઠણ કાયદો હતો. એની જોડે બીજો કાયદો એવો પણ હતો કે બે હજારથી વધારે ઘેટાં કોઇએ રાખવાં નહિ. વેપારમાં અને હુન્નરોમાં ઇજારા અને બંધીઓ સંબંધી યૂ. રોપના બીજા દેશોના રાજ્યકારભારીઓ વધારે ડાહ્યા ન હતા. વેપાર અને ઉદ્યોગને સ્વભાવિક માર્ગે ચાલવા ન દેતાં કાયદા કરનારાઓ અને હાકેમો બધા મૂલકોમાં એજ પ્રમાણે આડે આવી નુકસાન કરતા હતા. વાસ્ત. વિક જોતાં ઇંગ્લાંડની સરકાર એ વાતમાં બીજા દેશોની સરકારથી વધારે સુધરેલી હતી. ત્યાં લાંચીઆ કારભારીઓ ઘણુંકરીને ઇજારાને ઉત્તેજન આપતા. ઇંગ્લાંડના ઉમરાવો અને નાના જમીનદારો ઘણીવાર વેપારને છૂટ આપવાને પ્રયત્ન કરતા. ઉનના વણનારના સ્વાર્થ પણ વેપારની છૂટની સામા થતા, માટે પાર્લમેંટને શિર બધો દોષ મેલાય નહિ.

ફ્રાન્સ જોડે લાંબી મુદત સુધી વઢવાઢ ચાલી તથા રાજ્યગાદીને માટે માંહોમાંહે મોટો ઝઘડો ચાલ્યો, તેથી ઇંગ્લાંડના પરદેશો સાથેના વેપારોનો વિસ્તાર ઉતાવળે થયો નહિ. લોકનું લક્ષ યુદ્ધમાં લાગ્યાથી ઉદ્યમ ઢીલો પડી રહ્યો, યૂરોપના દક્ષિણ ભાગોમાં સમુદ્રની સફરો કર. વા ઉપર લોક ઉત્સાહથી મંડયા હતા. તેની અસર સાતમા હેન્રિના વ. ખતમાં ઇંગ્લાંડમાં થઇ. એનો હેવાલ આવતા પ્રકરણમાં આવશે.

# खंड ४ थो.

## જર્મનિ, ફ્રાન્સ અને સ્પેનમાં રાજ્યપ્રકરણમાં ફેરફાર.

હાપ્સબર્ગ–કુળનો પહેલો રાજાધિરાજ રોડાલ્ફ જર્મનિના રાજ્યાસને બેઠો ત્યારથી તે અધિરાજ્ય નિયમસર ચાલવા લાગ્યું અને નવા કાયદાઓ વડે મજબૂતી પામ્યું. ૧૪ મા સૈકડાને આરંભે સ્વિત્ઝર્લાંદના વિભાગ નાના સંસ્થાનોથી થયા હતા. એમાંનું દરેક સંસ્થાન કે પરગણું કાન્તોન કહેવાતું. કેટલાંક કાન્તોન જર્મનિના રાજાધિરાજને સ્વાધિન હતાં અને કેટલાંક હાપ્સબર્ગના કાઉંટ તરફના હકથી આસ્ત્રિઆના ડ્યુકને તાબે હતાં. જર્મનિની ગાદીએ રોડાલ્ફનો પુત્ર આલ્બર્ટ હતો તેવારે સ્વિત્ઝર્લાંદની રાજ્યાવસ્થામાં મોટો ફેરફાર થયો. તેણે પોતાના નાના કુમાર આસ્ત્રિઆના ડ્યુકનો મૂલક વધારવાના હેતુથી જર્મનિના તાબાના કાન્તોન તેને સ્વાધીન કરવાનો વિચાર કર્યો. જર્મન સુબાઓથી કંટાળી આસ્ત્રિઆના હાકેમને વશ એ પહાડી લોક ખુશીથી થાય માટે જર્મનો પાસે જૂલમ કરાવ્યો. એ હાકેમોની ક્રૂરતાથી બાપડા લોક તોબા પોકારવા લાગ્યા. ત્રણ શૂરા સ્વદેશહિતેચ્છુઓએ પોતાની જન્મભૂમિને પરદેશી ધુંસરીને પીડામાંથી છોડવવાનો મનસૂબો કર્યો. ગુપ્ત રીતે કેટલાક વિશ્વાસુ સ્વદેશીઓને મસલતમાં સામિલ કરી બધાએ મળી એકે દિવસે સઘળા પાદશાહી ગઢોનો કબજો કરી લીધો (ઇ. સ. ૧૩૦૮). એ પ્રમાણે વગર મારામારીએ મોટો ફેરફાર થયો. ગયલા કિલ્લા પાછા લેવાને આસ્ત્રિઆના ડ્યુકે જબરો પ્રયત્ન કર્યો, પણ સને ૧૩૧૫ માં તેની ફોજે ભારે હાર ખાધી અને બંડખોર કાન્તોન સ્વતંત્ર રહ્યાં. બીજાં પાંચ કાન્તોન એ ત્રણની જોડે સામિલ થયાં અને પ્રજાસત્તાક રાજ્યની સ્વિત્ઝર્લાંદમાં સ્થાપના થઈ. હાપ્સબર્ગ કુટુંબને હાથ જર્મનિની ગાદી કેટલાક વર્ષો સુધી આવી નહિ તેવામાં તેના (હાપ્સબર્ગના તાબાના) સ્વિત્ઝર્લાંદના બાકીનાં પરગણાં બલવો કરી એ સ્વદેશી રાજ્યમાં ભળી ગયાં. સને ૧૩૦૮ માં સાર્જેદ્ર આલ્બર્ટનું મૃત્યુ થયાથી તે જગાએ લુકસેમ્બર્ગનો ૭ મો હેન્રિ નીં-

માયો. એ નવો રાજા ડાહ્યો ને શાહાણો હતો. ઇતાલિ દેશમાં અવ્યવસ્થા તથા પોપની ગેરહાજરી જોઇ તેણે ત્યાંના રાજ્યો વશ કરી લેવાને ઘણી મહેનત કરી પરંતુ તેનું અકાળ મરણ થયાથી તેની ધારણા પાર પડી નહિ.

બાવેરિઆનો લુઇસ રાજાધિરાજ થયો, પણ સુખે અમલ કરી શક્યો નહિ. આસ્ત્રિઆના ડ્યુક ફ્રેદરિકે તેની ગાદીનો દાવો કર્યો તેથી, તથા પોપ જે મોટા અધિકારોના દાવા કરતા હતા તે ઉપરથી લઢાઇઓ ચાલી તે જોઇ જર્મનિના માંડળિક રાજાઓને લખેલા કાયદાની જરૂર જણાઇ. સને ૧૩૪૭ માં લુકસેમ્બર્ગના ચાર્લસને રાજાધિરાજની પદવી મળી, ત્યારે પણ બીજો ઉમેદવાર સામો થયો. ઘણીક લઢાઇઓ અને ગરબડાટ ચાલ્યા પછી નુરેમ્બર્ગમાં ડાએટ એટલે મોટી રાજ્યસભા મળી. એમાં ધર્મસમાજના અધિકારીઓના તથા રાજ્યકર્ત્તાના અખત્યાર અને હકોની મર્યાદા ઠરાવી. એ કાયદાનું "સુવર્ણ લેખ" નામ પાડી પ્રગટ કર્યો, કેમકે તેના ઉપર સોનાની મ્હોર છાપ કરી હતી (ઇ. સ. ૧૩૫૬). રાજાધિરાજ નીમવાનો ક્રમ અને પદ્ધતિ તથા રાજ્યાભિષેકની ક્રિયા સંબંધી ઠરાવ એમાં કર્યો. એમાં લખ્યું છે કે સાત રાજાઓ મળી બહુ મતે રાજાધિરાજ નીમે; જે રાજાને એ પદવી મળે તેને મત આપવાનો હક્ક ખરો; જર્મનિના જે રાજાને તાબે સાત સંસ્થાન હોય તે રાજાને રાજાધિરાજ નીમવામાં અભિપ્રાય આપવાનો અધિકાર છે; એ સંસ્થાનો અને તેઓના રાજાઓ રાજેંદ્ર નીમનાર કહેવાય; એ સંસ્થાનોના ભાગ થઇ શકે નહિ અને તેઓની ગાદી જ્યેષ્ટ કુમારની ઓલાદમાં વંશપરંપરા ઉતરે. મત આપનારા રાજાના હક્ક ને અધિકાર મુકરર કરી એ લેખમાં ઠરાવ્યું છે કે રાજેંદ્રની ગાદી ખાલી રહે તેટલી મુદ્દત સુધી અધિરાજ્યનું કામ પાલાતિનેત અને સાકસનિના રાજાઓ ચલાવે, રાજેંદ્ર નીમનારાને હાથ વધારે અધિકાર જવાથી એ પછીની કારકીર્દીમાં ભય જણાયો. ચાર્લસની પાછળ તેના કુમાર વેનેસ્લાઉસને મોટી ગાદી મળી. એ આળસુ અને વિષયી પુરૂષ હતો, તેથી રાજકાજમાં લક્ષ આપી શક્યો નહિ; સને ૧૪૦૦ ની સાલમાં એ નીમનારાઓએ બહુમતે તેને પદભ્રષ્ટ કર્યો, અને તેને સ્થળે પાલાતિનેતના રાજા રાબર્ટને નીમ્યો. વેનેસ્લાઉસની તરફ થોડા પક્ષકાર રહ્યા, પણ ઘણાખરાએ રાબર્ટને માન્યો. એનું મરણ થયું ત્યારે લુકસેમ્બર્ગકુટુંબમાં ફરીને તે અધિકાર ગયો. પોતાના ભાઈ

હંગરિના રાજા સિગિસ્મોંદને એ ગાદી મળવાથી વેરેસ્લાઉસે પોતાનો દાવો છોડી દીધો.

હાપ્સબર્ગ કુટુંબ ઘણા વખત લગી પછાડી પડી ગયું હતું, પણ હવે તેનું નસીબ પાછું જાગ્યું. સદરહુ સિગિસ્મોંદને ફરજનમાં માત્ર એક કુંવરી હતી, તેના લગ્ન આસ્ત્રિઆના ડ્યુક આલ્બર્ટ વેરે થયાં. હંગરિ તથા બોહિમિઆના રાજ્યો એ રાણીને બાપની તરફથી વારસામાં મળ્યાં. સને ૧૪૩૭ માં સસરો મરી ગયો, ત્યારે તેને રાજેંદ્રનો મુગટ આલ્બર્ટને મળ્યો, એ પછી બે વર્ષે તેનું મરણ થયું. તેના ઓધાનના પુત્ર લાદિસ્લાઉસને મોસાળનો વારસો મળ્યો, અને તેના પિત્રાઇ ફ્રેદરિકને રાજેંદ્રનું આસન મળ્યું, એ વાર પછી સને ૧૭૪૦ સુધી એજ કૂળમાં તે ગાદી રહી.

ફ્રાન્સના પાદશાહ ફિલિપ આગસ્તસે (એટલે મહાન ફિલિપે) તાલુકદારોને નિર્બળ કરી મોટા તાલુકા ખાલસા કરવાનું ડાહ્યું કામ આરંભ્યું હતું તે તેની પછી ગાદીએ આવનારા રાજાઓએ જારી રાખ્યું. તેઓમાં ફિલિપ ધ ફેર (સુંદર ફિલિપ) એ કામમાં ઘણોજ પાર પડયો. એનું મરણ સને ૧૩૧૪ માં થયું. તેણે પણ ત્રણ કુમાર અને એક કુમારી પાછળ મૂકયાં. એ ત્રણે પુત્રો લુઇસ, ફિલિપ, લંબ અને સુંદર ચાર્લસ તેની પછી અનુક્રમે ગાદીએ બેઠા, અને એકેની પાછળ ગાદીએ બેસનાર દીકરો ન હતો, ત્રણેને દીકરીઓ હતી. પણ ફિલિપ અને ચાર્લસ કહેતા કે ફ્રાન્સની ગાદી પુત્રીને મળે નહિ, એ કાયદો ઘણુંકરીને બધાએ માન્યો હતો, તેથી ચાર્લસ સુંદર કે ચોથાનો કાળ થયો તેવારે તેનો પાસેમાં પાસેનો પિત્રાઇ વાલોઇસનો કાઉંટ ફિલિપ વારસાના હક્કથી રાજા થયો, અને તુરત કોઇ તેની સામું થયું નહિ (ઈ. સ. ૧૩૨૮). ઉપર કહેલા ત્રણ ભાઇની એક બહેન હતી તેનું નામ ઇસાબેલ હતું, ને તે ઇંગ્લાંડના રાજા બીજા એડ્વર્ડ વેરે પરણી હતી. એ લગ્નથી ઉત્પન્ન થયલા ઇંગ્લાંડના પાદશાહ ત્રીજા એડ્વર્ડે પોતાની માનીભણીથી ફ્રાન્સની ગાદી ઉપર દાવો કરવાનો ઠરાવ કર્યો. એ દાવો કેવળ ગેરવાજબી હતો, ને ફિલિપ ફ્રાન્સનો પાદશાહ છે એવું એડવર્ડે કબુલ પણ કર્યું હતું.

ફ્રાન્સ દેશ જીતવો એ જેવું તેવું કામ ન હતું, ને પોતાના રાજ્યમાં શાંતિ ન હતી, તેથી કેટલાક વર્ષ સુધી એડ્વર્ડ સ્વારી કરી શક્યો નહિ. સ્વરાજ્યમાં પરવાર્યો અને જોઇએ તેટલી તૈયારી કરી રહ્યો ત્યારે તે પોતાના વડા કુમાર પ્રખ્યાત બ્લાકપ્રિન્સ એટલે શ્યામ યુવરાજને મદદે લેઇ ફ્રાંસ ઉપર ચઢયો, અને કોઇએ નહિ ધારેલા એવા જય જ્યાં ગયો ત્યાં મેળવ્યા (સને ૧૩૩૮). ફિલિપ ક્રેશીના યુદ્ધમાં હાર્યો અને તેની પછી તેનો કુંવર જોન રાજા થયો ને પોઇક્તિઅર્સના રણમાં પરાભવ પામી કેદ પકડાયો. આ મોટાં પરાક્રમોથી ઇંગ્રેજ રાજા અને તેના કુમારની મોટી નામના થઇ. પણ ફ્રાન્સ દેશ જીતાયો નહિ. મૂલકનો વિસ્તાર ઘણો, ફ્રેંચ પ્રજા બહુ પ્રતિકૂળ અને એડ્વર્ડની ફૌજ એ આખા દેશને વશમાં રાખવાને ઘણી નાની હતી. બેઉ તરફેનવાળા લઢતાં થાક્યા, ત્યારે સને ૧૩૬૦ માં સલાહ કરી. ગાદીનો દાવો એડ્વર્ડે છોડી દીધો, ને ફ્રાન્સના કેટલાક મોટા પ્રાન્તો તેને એકરારથી મળ્યા. કેટલાંક વર્ષ ફ્રાન્સને અતિ માઠાં ગયાં. જે જે મોટી આપદાઓ પ્રજા ઉપર પડી શકે તેમાંની ઘણીખરી આશરે ફ્રાંસસ (કે ફ્રેંચ) લોક ઉપર આ સમે પડી. પરદેશી શત્રુ દેશના મધ્ય ભાગમાં હતો; રાજધાનીમાં બંડ થવાથી લોહીની રેલ આવી હતી; ફ્રેંચ રાજાના પિત્રાઇ અને તાબેદાર સેવક નવારના રાજા ભૂંડા ચાર્લસે બલવો કર્યો હતો; દુકાળથી દેશ ઉજ્જડ થતો હતો તેવામાં ભૂખ અને તલવારથી બચેલાનો ઘાણ કાઢવાને જાલમજોર કોગળિયું આવ્યું (ઇ. સ. ૧૩૩૮). પોઇક્તિઅર્સના સંગ્રામ પછી લઢાઇ બંધ રાખવાનો કરાર થયો, તેથી નોકરીઆત સિપાઇઓને રજા મળી. તેઓનાં ટોળાં દેશમાં ભટકી લૂટવા લાગ્યાં. તેઓને હાંકી કાઢે કે પકડે એવી ફોજ ફ્રાન્સના પાદશાહ કને નહોતી. આવિગ્નોન નગરમાં એ સિપાઇઓએ પોપને ઘેર્યો, ને ચાળીસ હજાર ક્રાઉન નાણું લીધું ત્યારે છોડયો. એવી વિપત્તિથી અકળાએલા તાલુકદારો અને દેશાઇઓના જૂલમથી બાહાવરા થઇ ગયલા ગામેગામના ખેડુતોએ બંડ કર્યાં. એ ગામડીઆ લોક લુંડા જેવા હતા. જૂલમ ખમીખમીને જેના હૈયાં પશુના જેવાં કઠણ થઈ ગયલાં અને ગેરઈન્સાફથી બળ્યાઝળ્યાની ગાંડાઇમાં જેઓ આવેલા એવા એ દાસોએ બહુ ક્રૂરતા કરી પોતાના ઉપર ગજબ કરનારા ઉપર ઘણા કાળનું વેર જંગલી રીતે વાળ્યું. એ બંડનું નામ જાકેરી પડ્યું.

ફ્રાન્સમાં જે પ્રાંતો ઇંગ્રેજને તાબે હતા તેનો કારભાર બ્લાક પ્રિન્સ એડ્વર્ડને સ્વાધીન હતો. એ રાજા યુદ્ધમાં શૂરો અને સાહસિક હતો, તથાપિ કારભારમાં તેની નજર જોઇએ તેવી પહોંચતી ન હતી. સ્પેનના કાસ્તૈલ પ્રાંતના રાજાની કુમકે લઢવા ગયાથી મતલબ પાર ન પડતાં નાણાંની ખોટ ઘણી પડી તે પૂરી કરવાને તેણે પોતાના તાબાની ફ્રેંચ રૈયત ઉપર ભારે વેરા નાંખ્યા, અને તે રૈયતે તે જૂલમ વિષે પોતાના જૂના ધણી ફ્રાન્સના પાદશાહના દરબારમાં ફરિયાદ કરી. જોન પછી તેનો કુમાર ૫ મો ચાર્લસ એવામાં રાજ્યાસને હતો તેણે એ અરજી ખુશીથી સાંભળી, અને તેના જવાબ દેવાને એડ્વર્ડને પોતાની હજુરમાં હાજર થવાને ફરમાવ્યું (સને ૧૩૬૮). મંદવાડથી નિર્બળ થઇ ગયો હતો, તોપણ એડ્વર્ડ ફોજ લઇને યુદ્ધે ચઢયો. એ વેળા ફતેહ ન પામતાં તેણે આગળનો જીતેલો સઘળો મૂલક ખોયો, થોડાં બંદરો માત્ર તેના હાથ રહ્યાં.

ઇંગ્લાંડના બીજા રિચાર્ડની નાકોવતને લીધે તથા ૪ થા હેન્રિનો ગાદીએ બેસવાનો હક્ક શકભરેલો હોવાથી તે પાદશાહો ફ્રાન્સ ઉપર સ્વારી કરી શકયા નહિ. પાંચમા ચાર્લસની પાછળ છઠ્ઠો ચાર્લસ ગાદીએ આવ્યો તે નામર્દ તથા દુર્બળ હતો, તેથી તથા ઓર્લીન્સ તથા બર્ગંદિના પક્ષોની મારામારીથી થોડા નગર પણ ઇંગ્રેજોને સ્વાધીન રહ્યાં હતાં. ફ્લાન્ડર્સનું રાજ બર્ગંદિ જોડે મળી ગયું, ત્યારે ઇંગ્લાંડ જોડે વેપાર જારી રાખવાના કરાર થયા હતા, અને ફ્રાન્સપર સ્વારી કરે તો બર્ગંદિનો ડયુક અળગો રહે એવું વચન મળ્યાથી પાંચમા હેન્રિએ ચઢાઈ કરી અને એજિન્કોર્ટના સંગ્રામમાં ફ્રાન્સના સરસ જોદ્ધાનો નાશ કરી મોટો જય મેળવ્યો (ઇ. સ. ૧૪૧૫). સને ૧૪૧૯ માં બર્ગંદિનો ડયુક ફરી ગયો, ત્યાં સુધી ઇંગ્રેજની ફતેહ થયાં કરી. એ બનાવથી હેન્રિની ખરાબી થવાની ધાસ્તી હતી તેવામાં તેનો પ્રાણ મારાઓને હાથે ગયો, અને તેના પક્ષકારો રીસે ભરાઇ ઇંગ્રેજની તરફ રહ્યા વળી ૬ ઠ્ઠો ચાર્લસ દીવાના જેવો ભાન વગરનો હતો, ને તેની રાણી ઇસાબેલ પોતાના પાટવી કુમાર ડોફિન ઉપર અસ્વાભાવિકપણે દ્વેષ કરતી હતી, તેથી કરાર થયા કે ફ્રેંચ રાજાની કુંવરી કાથારૈનને હેન્રિ પરણે, રાજા જીવે ત્યાં લગી તેને નામે રાજકારભાર કરે, અને મરે ત્યારે તેનો વારસ થઈ ગાદીએ બેસે.

એવી ગોઠવણ થઈ છતાં ૬ ઠ્ઠો ચાર્લસ મુઓ ત્યારે ફ્રાન્સના દક્ષિણ ભાગમાં તેનો પુત્ર ૭ મો ચાર્લસ મનાયો, અને ઉત્તરના પ્રાંતોમાં બાળ-રાજા ૬ ઠ્ઠા હેન્રિની દુવાઇ ફરી (સને. ૧૪૨૨). લઢાઇમાં ચાર્લસની પ-ડતી દશા જણાઈ અને ઇંગ્રેજી ફોજે ઓર્લીન્સ નગરને ઘેરીને જીતવાની તૈયારી કરી, ત્યારે તે નિરાશ થવા લાગ્યો ( ઇ. સ. ૧૪૨૮ ). એવામાં એક ભોળી ગામડીઅણે ઇંગ્લાંડની સત્તાનો નાશ કર્યો, આર્ક નામે ગા-મની એક કુંવારી સ્ત્રી જોન કરીને હતી તેના મનમાં એવું નિશ્ચય લાગ્યું કે મારા દેશનો છૂટકારો કરવાને ઇશ્વિરે મને નીમી છે. એ બાઇ ઓર્લી-ન્સની કન્યા એ નામથી પણ ઓળખાય છે. ૭ મા ચાર્લસને તે જઇને મળી, અને તેના હુકમથી ફ્રેંચ ફોજોની સરદારી હાથમાં લીધી. ફ્રેંચ સિ-પાઇઓ ઇશ્વિરની સહાયતા થઇ છે એવું ધારી ઉશ્કેરાયા. અને ઇંગ્રેજી ફો-જ વહેમે કરી ભયભીત થઇ અને હાર ખાવા લાગી, એથી એડ્વર્ડ અ-ને હેન્રિએ જીતેલા પ્રાંતો અને કિલ્લાઓ ફ્રેંચ રાજાને હાથ ગયા. માત્ર કાલેસ શહેર ઇંગ્રેજી રાજાને હાથ રહ્યું. (ઇ. સ. ૧૪૪૯), તોપણ ઇંગ્રેજી રાજા પોતાને ફ્રાન્સનો રાજા નકામો કહેવડાવતા. આ લાંબી મુદત સુધી ચાલેલી વઢવાઢોમાં ફ્રાન્સના તાલુકદારોનો નાશ થઈ ગયો, તેથી ૭ મો ચા-ર્લસ રાજના ધોરણને સ્વેચ્છિક કરી શક્યો. અગીઆરમો લુઇસ એની પછી ગાદીએ આવ્યો તેણે એની રાજરીતીને પાકા પાયાપર સ્થાપી. બા-ઝિલમાં મળેલી ધર્મસભાએ કરેલા ઠરાવોમાંના કેટલાક ૭ મા ચાર્લસે પ-સંદ કર્યા, અને સને ૧૪૩૮ માં બુર્જેસ નગરમાં પ્રજાની મોટી સભાને બોલાવી તેઓની કને કબૂલ કરાવ્યા. અને અમલમાં આણ્યા. એથી ફ્રા-ન્સની ધર્મસમાજપર પોપના અધિકારનો વધારો થવો અટક્યો.

આ સમયમાં સ્પેનના ભાગ ઘણા રાજ્યોથી થયા હતા. નવા કાસ્તૈ-લ અને આરાગોનના રાજાઓ એકસંપ કરી શક્યા નહિ, અને તેથી ગ્રેનેડાના રાજ્યમાં મૂર એટલે મુસલમાનની સત્તાનું જોર હતું, તે તોડી શક્યા નહિ. કાસ્તૈલનો રાજા ૧૧ મો આલ્ફાન્સો મુસલમાનોની સામે લ-ઢવામાં પ્રખ્યાત થયો. સને ૧૩૪૦ માં તેણે મોરાક્કો તથા ગ્રેનેડાના સુ-લતાનોને હરાવ્યા, ને કેટલાક કિલ્લા જીતી લીધા. ઘાતકી પીતર નામે કા-સ્તૈલનો રાજા થયો તેણે અતિ જૂલમ કરી રાજ્યબળ નરમ કરી નાંખ્યું.

તેના અનૌરસ ભાઇ હેન્રિએ તેને પદભ્રષ્ટ કર્યો, પણ ઇંગ્લાંડના શાહજાદા એડ્વર્ડની મદદથી તેણે ફરીને ગાદી મેળવી. પોતાને સહાય કરનારના ગુંણ નહિ માનવાથી બીજીવાર લઢાઇ ઊઠી તેમાં તે માર્યો ગયો, અને તેનું રાજ ફરીને હેન્રિના કુળમાં ગયું (ઇ. સ. ૧૩૬૮). આરાગોનનું રાજ વિસ્તારમાં કાસ્તૈલથી ઓછું હતું, તોપણ રાજરીતિ વધારે સારી અને ડાહ્યા રાજાની મદદથી તથા કાંઠાપરના સઘળા પરગણાઓમાં ઉદ્યોગ અને વેપાર ચાલ્યો હતો તેથી તે તેનાજ જેટલું જબરૂં હતું. આરાગોનના રાજાઓને હાથ સિસિલિ, બેલ્યરિક, સાર્દિનિઆના બેટ, બાર્સિલોના તથા કાટાલોનિઆના બીજા પ્રાંતો ગયા. ઈ. સ. ૧૪૬૯ માં આરાગોનનો રાજા ફર્દિનાંદ અને કાસ્તૈલના રાજાની પુત્રી અને વારસ ઇસાબેલાનાં લગ્ન થયાં તેથી એ બે રાજ ભળી ગયાં.

પોર્તુગાલના રાજા ફર્દિનાંદને પેટે એક માત્ર દીકરી હતી તેને તેણે કાસ્તૈલના રાજા પહેલા જૉનને પરણાવીને પોતાના રાજની વારસ ઠેરવી. ફર્દિનાંદ મુઓ ત્યારે તેના અનૌરસ ભાઇ દોનજુઅને ગાદીનો કબજો કર્યો, તેથી કાસ્તૈલના રાજાની ફોજ જોડે તેને લઢવું પડ્યું. ઇ. સ. ૧૩૮૫ માં તેની જીત થઇ, ત્યાર પછી લઢાઇ કેટલાક વર્ષ સુધી જારી રહી, પણ અંતે પોર્તુગાલ રાજપરથી પોતાનો દાવો રદ કરી કાસ્તૈલના રાજાએ સલાહ કરી.



# ખંડ ૫ મો.

## ૧૪ મા અને ૧૫ મા સૈકામાં ઈંગ્લાંડ તથા ઉત્તર ભણીના રાજ્યોની અવસ્થા.

ઈંગ્લાંડનો બીજો એડ્વર્ડ રાજા ઘણો નબળો હતો. એના અમલમાં પ્રજાની સ્વાધીનતામાં વધારો થયો. ચાર વર્ષ લગી તેણે અને માનીતાઓને ખોટી રીતે રાજ કર્યાથી પ્રજા કંટાળી ગઇ. ઇ. સ. ૧૩૧૧ માં રાજકારભારમાં સુધારો કરવાની જરૂર તાલુકદારોએ પાડી. પાર્લમેંટ બોલાવી તેની રૂબરૂ મોટી સનંદની મંજૂરી આપી, અને તેમાં એક નવી કલમ નીચે પ્રમાણે ઉમેરી:—"ઘણા લોકોને રાજાના કારભારીઓથી નાહક હરકત થઈ છે, અને એવી હરકતો પાર્લમેંટ મળ્યા વિના દૂર થઇ શકતી નથી; અમે ઠરાવીએ છીએ કે વર્ષમાં એકવાર અથવા જરૂર પડે તો બેવાર રાજાએ પાર્લમેંટ સભાને બોલાવવી જોઇએ." એથી પણ રાજાની ચાલ સુધરી નહિ, તેથી તેને પદભ્રષ્ટ કરવામાં આવ્યો, અને ત્યાર પછી થોડા વખતમાં તે માર્યો ગયો (ઇ. સ. ૧૩૨૭). ત્રીજા એડ્વર્ડની આણ ફેરવી, એની વય નાની હતી તેથી તેને નામે તેની મા ઇસાબેલા કારભાર ચલાવવા લાગી. મોર્ટિમર નામે કોઇ ઉમરાવ જોડે જારકર્મ કરી એ બાઇએ પોતાને લાજ લગાડી; તેથી ત્રણ વર્ષ પછી તેના હાથમાંથી અધિકાર લેઇ લેવામાં આવ્યો, અને તેના યારનું શિરચ્છેદ થયું. ત્રીજો એડ્વર્ડ પ્રતાપી રાજા હતો. ફ્રાન્સમાં મોટા જય મેળવીને તથા ઇંગ્લાંડમાં ડાહ્યા કાયદા રચાવીને તે વખણાયો. એ કાયદા રચવામાં પાલમેન્ટનો જે વર્ગ હાઉસ આવ કોમન્સ કહેવાય છે તેની મહેનત વધારે હતી. એ રાજાના અમલમાં ઈંગ્લાંડની રાજ્યપદ્ધતિના નિયમની સ્થાપના થઇ. તે નિયમો નીચે પ્રમાણે:—

૧. પાર્લમેંટની મંજૂરી વિના કર બેસાડવો કે પૈસા ઉઘરાવવા એ કાયદા વિરુદ્ધ છે.

૨. કાયદા બદલવાને પાર્લમેંટના બેઉ ભાગ એટલે ઉમરાવોની સભા તથા લોકની સભા એ બંનેની સંમતિની જરૂર છે.

૩. કોમન્સને એટલે લોકની સભાને પ્રજાને થતી પીડાઓ સંબંધી તજવીજ કરવાનો, તથા રાજાના કારભારીઓ માઠી રીતે વર્તે તો તેની તપાસ કરવાનો હક છે.

જ્યારે રાજાનો ચોતરફથી જયજયકાર વર્તી રહ્યો, તેની રાણીએ સ્કૉટલાંડના રાજાને કેદ પકડ્યો, અને તેના વડા પુત્રે ફ્રાન્સના રાજાને બંધીવાન કર્યો, ત્યારે એડ્વર્ડે જે માગ્યું તે તેની પાર્લમેંટે આપ્યું, અને તેની ઇચ્છા પ્રમાણે વર્તી; પણ જ્યારે તેની અવદશા બેઠી ત્યારે પાર્લમેંટ તેની સામે થઇ અને સામા થનારાઓમાં તેનો વડો પુત્ર આગેવાન હતો. તે યુવરાજના મરણ પછી રાજાનો વહાલો દીકરો લાંકાસ્ટરનો ડ્યુક પાર્લમેંટમાં આગેવાન થયો પરંતુ પાર્લમેંટની આગલી મહેનત નિષ્ફળ ગઇ નહિ. લખેલા કાયદામાં સુધારો થયો, ઇન્સાફનું ખાતું ઠીક ચાલવા લાગ્યું, અને રાજપ્રધાનોની જવાબદારીનો કાયદો સ્થાપન થયો; ભાષામાં નિયમ થવા લાગ્યા, ઇતાલિના દાંટીથી ઉતરતા દરજ્જાનો કવિ ચોસર એડ્વર્ડના રાજમાં થઇ ગયો. નોર્મન ભાષામાં કાયદા લખાતા હતા તેને બદલે ઇંગ્રેજી ભાષામાં લખવાનો ઠરાવ થયો, કેમકે એવું થઇ શકે એટલે દરજ્જે એ ભાષા એ વેળા સુધરી હતી.

એડ્વર્ડના મરણ પછી એનો પૌત્ર બીજો રિચાર્ડ તેની ઉમ્મરના બારમા વર્ષમાં ગાદીએ બેઠો (ઇ. સ. ૧૩૭૭). એ બાળરાજાના અમલના પહેલા ભાગમાં તેના લોભી કાકાઓની વઢવાઢથી દેશ દુખી થયો. વૉટ ટાઇલર નામે લુહારની સરદારી નીચે ગામડીઆઓએ બંડ મચાવ્યું, પણ બંડખોરોનું કંઇ ચાલ્યું નહિ. એજ કાળે ધર્મસમાજમાં જે બિગાડ થયો હતો, તેની પછી વિક્લીફ થયો તેણે ઘણી હોંસથી કરી, અને તેથી ગુરૂવર્ગ તેની સામો થયો. ઇ. સ. ૧૩૮૨ માં ગુરૂઓની સભા મળી તેણે વિક્લીફના મતને ખોટા કહ્યા. પરંતુ લોકના મનમાં તે ઉતર્યા

હતા. તેના કેટલાક શિષ્યોએ એ મત બોહિમિઆ, વગેરે યૂરોપના કેટલાક નગરોમાં દાખલ કર્યો અને જૂલમ છતે તેઓ ઘણા કાળ સુધી ચાલી રહ્યા. રિચાર્ડ સારી રીતે રાજ કરી શક્યો નહિ તેથી બળવો ઉઠ્યો. બળવાખોરોનો સરદાર તેનો પિત્રાઈ ભાઇ લાંકાસ્ટરનો હેન્રિ હતો, રિચાર્ડ પકડાયો ને માર્યો ગયો (ઇ. સ. ૧૩૯૯).

ત્રીજા એડ્વર્ડના ત્રીજા છોકરા ડ્યુક આવ લાંકાસ્ટરનો વારસ એ હેન્રિ હતો, એ હકથી તેણે રાજગાદીનો દાવો કર્યો, પણ ખરો વારસ ત્રીજા એડ્વર્ડનો છોકરો ડ્યુક આવ ક્લારેન્સના વંશજનો હતો. એ કુળનો વારસો અંતે લગ્નથી એડ્વર્ડના ચોથા છોકરા ડ્યુક આવ યોર્કના કુળમાં ગયો. આ વેળા તો લાંકાસ્ટરનો હેન્રિ લોકનો તથા પાર્લામેંટનો માનીતો હતો, તેથી બિન હરકતે તે રાજ્યાસને બેઠો. કેટલાક ઉમરાવો પાછળથી તેની સામે થયા. તેઓનો પરાજય થવાથી હેન્રિએ નિરાંતે રાજ કર્યું. ઇ. સ. ૧૪૧૩ માં તેનું મરણ થવાથી તેનો છોકરો ૫ મો હેન્રિ ગાદીએ બેઠો. જુવાનીમાં એ છોકરાની ચાલ ઘણી માઠી હતી, તથાપિ ગાદીએ બેઠાથી સઘળી નાદાની છોડી દીધી. ડાહ્યા ઉપચારોએ કરીને ઇંગ્લાંડમાં શાંતિની સ્થાપના કર્યા પછી તેણે ફ્રાન્સપર ચઢાઇ કરી. એજિનકોર્ટના સંગ્રામમાં ફ્રેંચના લશ્કરનો પરાભવ થયો, અને હેન્રિને હાથ પારિસ શહેર આવ્યું. ઇ. સ. ૧૪૨૨ માં તેનો કાળ થયાથી તેનો નવ મહિનાનો પુત્ર છઠ્ઠો હેન્રિ તેનો વારસ થયો.

ફ્રેંચલોકે પોતાના દેશમાંથી ઇંગ્રેજોને કાઢી મૂક્યા, તેથી લાંકાસ્ટરના કુળપરથી લોકોનો પ્રેમ ઉતરી ગયો. હેન્રિની રાણી માર્ગેરેટના ગર્વથી તથા હેન્રિના લોભી માનીતાઓના જૂલમથી એ અપ્રીતિમાં વધારો થયો. હેન્રિની રાણીએ પુત્ર જણ્યો ત્યારે લાંકાસ્ટરનું કુળ ગાદીપર રહેવાનો સંભવ થયો, તે જોઇ યોર્કના ડ્યુકે બંડ ઉઠાવ્યું; અને ઘણા જોરાવર તાલુકદારો તેને જઇ મળ્યા. યોર્ક પક્ષના ઝુંડાપર ધોળા ગુલાબનું ચિન્હ હતું, અને લાંકાસ્ટરના વાવટાપર રાતા ગુલાબની નિશાની હતી, તેપરથી આ ક્રૂર પ્રકૃતિ ક્ષોભ "ગુલાબની વઢવાઢ" કહેવાય છે. ઘણીક લઢાઇઓ થયા પછી અંતે યોર્ક પક્ષનો જય થયો, અને ઇ. સ. ૧૪૬૧ માં યોર્કનો ડ્યુક ૪ થો એડ્વર્ડ રાજા થયો. થોડા વખત પછી તેને નાસી જવું પ-

ડયું, પણ ટયુકસબરિની છેલ્લી લઢાઇમાં તેનો સંપૂર્ણ જય થયો. એડ્વર્ડે પોતાના અમલને નિર્દયપણાનાં અને બદચાલનાં લાંછન લગાડયાં; ઈ. સ. ૧૪૮૩ માં તેનું મરણ થયાથી તેના બે બાળકુમારોને મારી નાંખી તેનો ભાઇ રિચાર્ડ ગાદીએ બેઠો. એ સમે લાંકાસ્ટરના કુળનો વારસ રિચમંડનો અર્લ હેન્રિ ટયુડર હતો, એને ચોથા એડ્વર્ડની કન્યા ઇલિઝાબેથ જોડે પરણાવી રાજકુળ એકઠા કરવાનો વિચાર થયો, તે ઘણા લોકોએ પસંદ કર્યો. ઈ. સ. ૧૪૮૫ માં બોસ્વર્થ નામે રણમાં હેન્રિ અને રિચાર્ડ વચ્ચે યુદ્ધ થયું. રિચાર્ડ હાર્યો અને રણમાં પડયો, હેન્રિ ઇંગ્લાંડનો રાજા થયો અને એડ્વર્ડની કન્યા ઇલિઝાબેથને પરણ્યો. હેન્રિ પોતાની મા તરફથી લાંકાસ્ટરના કુળનો વારસ હતો, અને તેના બાપના કુળનું નામ ટયુડર હતું, ચોથા એડ્વર્ડની કન્યા ઇલિઝાબેથ વેરે પરણવાથી યોર્ક અને લાંકાસ્ટરના કુળ મળી જઈ ટયુડર વંશ ચાલ્યો.

સ્કોટ્લાંડમાં રાજ્યાસનને માટે ટંટા ચાલતા હતા તેનો અંત આવી સ્ટયુઅર્ટ વંશમાં ગાદી ગઇ (ઇ. સ. ૧૪૭૧). તાલુકદારોએ રાજાની સત્તા નહિ જેવી કરી નાખ્યાથી તેને આ કુળના રાજાઓએ ફરીને સ્થાપી, અને ડાહ્યા કાયદા કરી તાલુકદારોને તોફાન કરતા અટકાવ્યા. યૂરોપની ઉત્તરનાં રાજ્યો માંહોમાંહે વઢી મરતાં હતાં; અંતે માર્ગરેટ નામે રાણીએ દેન્માર્ક, નોર્વે અને સ્વીદન એ ત્રણેનું એક રાજ કરી નાખી દેશમાં શાંતિ આણી (ઇ. સ. ૧૩૯૭). માર્ગરેટની પછી ગાદીએ આવનારાએ દેન્માર્કપર વધારે પ્રેમ દર્શાવ્યો, તેથી સ્વીદનના લોક નારાજી થયા. ક્રિસ્તોફર રાજા અપુત્ર મરી ગયો, ત્યારે સ્વીદ લોકે પોતાના દેશના એક ઉમરાવ નામે ૮ મા ચાર્લસને રાજા કર્યો અને તેઓ છૂટા પડયા. ઓલ્દનબર્ગના પહેલા ક્રિશ્ચિઅન રાજાને પહેલો દેન રાજા નીમ્યો (ઇ. સ. ૧૪૫૦). એ કુળમાં અદ્યાપિ ત્યાંની રાજગાદી છે.

૧૪ મા અને ૧૫ મા સૈકામાં રૂશિઆના ભાગ ઘણા રાજ્યોથી થયા હતા; અને તેઓ સર્વે મોગલોના તાબામાં હતા; એ ઉપરાંત પશ્ચિમ ભણીના પ્રાંતોમાં પોલ અને લિથુઆની લોક સ્વારીઓ કરતા. ટયુટોનિક નાઇટોએ ત્યાંના કેટલાક પ્રાંતો જીતી લીધા, પણ તેમની રાજરી-

તિ જૂલમી હોવાથી લોકે ફિતુર કર્યાં, અને પોલાંદના લોકે પોતાના આગલા પ્રાંતો ફરીને વશ કર્યા, અને પ્રુશિઆનો કેટલેક ભાગ પણ જીત્યો (ઇ. સ. ૧૪૬૬). પોલાંદની રાજરીતિમાં મોટો ફેરફાર થયો, તેથી પોલ લોકમાં બહાદુરીનો આવેશ જાગૃત થયો, પરંતુ તેથી દેશની સમાધાનીનો નાશ થયો. મોટા રાજા કાસિમિરને પુત્ર નહોતો, તેથી તેના ભાણેજ હંગરિના રાજાને ગાદી આપવાની તેની ઇચ્છા હતી એ વાત મંજૂર કરાવવાને વાસ્તે તેણે આખા દેશની રાજસભા બોલાવી. એનો લાભ લેઇ તાલુકદારોએ ગાદી ખાલી પડે ત્યારે નવો રાજા નીમવાનું પોતાના હાથમાં રાખ્યું, અને રાજાનો અખ્તીઆર ઘણો ઓછો કરી નાંખ્યો. ઇ. સ. ૧૩૭૦ માં હંગરિનો રાજા લુઇસ પોલાંદની ગાદીએ આવ્યો, ત્યારે ઉમરાવોના હાથમાં રાજસત્તા જાય એવા કાયદા તેને મંજૂર રાખવા પડ્યા. એ મુઓ ત્યારે લિથુઆનિઆના ડયુક જાગેલોનને પોલાંદની ગાદી મળી (ઇ. સ. ૧૩૮૨). એ વખતે જાગેલોને અને લિથુઆનિઆના લોકે ખ્રિસ્તિ ધર્મ સ્વીકાર્યો. પોલાંદના રાજાઓ ૧૬ મા સૈકામાં એ કુળ નિર્વંશ ગયું ત્યાં સુધી તેઓ નિમાતા.



# ખંડ ૬ ઠ્ઠો.

## તુર્કી રાજ્યનો ઉદય અને ચઢતી.

પાલીઓલોગી કુળના અમલમાં વિસેન્તૈન રાજ ક્ષય પામતું ગયું. તેના ઇતિહાસમાં એક સરખા દુર્ગુણ અને નાદાની સિવાય બીજું કંઈ જોવામાં આવતું નથી. રાજેન્દ્રોની નબળાઇ, મુખ્ય ગુરૂઓ અને સાધુઓનું અયોગ્ય બળ, ધર્મ સંબંધી તકરારો, નવા નવા પંથોની સ્થાપના, અને ટંટાઓથી રાજ્યનો નાશ થાત, પરંતુ મુસલમાનોની ધાસ્તીથી તે ટકી રહ્યું હતું; અને ટોલીઆના મુસલમાની રાજ્યોમાં ઉથલ પાથલ થયાં કરતી હતી, તથા તેના સિપાઇઓ પાસે નૌકાસૈન્ય નહોતાં, તેથી તેઓ કોન્સ્તાન્તિનોપલ જીતી શક્યા નહોતા. ઉસ્માની તુર્ક લોકની સત્તા દૃઢ થઈ ત્યારે સ્પષ્ટ જણાયું કે તે શહેર બચી શકે નહિ.

એશિઆ મિનરમાં તુર્ક લોકોની સત્તાનો આરંભ થયો, મોગલ ફોજોએ સેલ્જુકી કુળનાં રાજ્યો તોડી પાડ્યાં, ત્યારે તુર્ક લોકની એક ભટકતી ટોળી આર્મિનીઆમાં ભરાઈ બેઠી. સાત વર્ષ સુધી ત્યાં રહ્યા પછી પોતાનો ગયેલો મૂલક પાછો જીતી લેવાને આવ્યા. યુફ્રેતેસ નદી ઓળંગતા હતા તેવામાં તેઓનો સરદાર ડૂબી મુઓ, અને તેના ચાર પુત્રોએ ફોજના ચાર ભાગ કર્યા એમાંનો એક એર્ત્તોગ્રલ નામે મહા શૂરવીર હતો, તે એશિયામિનર તરફ વળ્યો. ત્યાંના સુલતાનો માંહોમાંહે વઢતા હતા, તેથી મુસલમાનોની સામા નહોતા થઇ શકતા અને ક્રુસેદરોની સામા પણ થઇ શકતા નહોતા. એર્ત્તોગ્રલ જતો હતો તે માર્ગમાં બે સુલતાનોની ફોજો લઢતી હતી. શા કારણથી લઢે છે તે તજવીજ ન કરતાં જે પક્ષ નબળો જોવામાં આવ્યો તેને તેણે મદદ કરી. આ અણધારી કુમક આવી પહોંચવાથી તે પક્ષની ફતેહ થઈ, અને જીતનાર સુલતાને એર્ત્તોગ્રલને એક પ્રાંત બક્ષીસ આપ્યો.

એર્ત્તોગ્રલની પછી તેની જગ્યાએ તેનો પુત્ર ઉસ્માન ઓથમાન કે

(ઓતોમાન) ઇ. સ. ૧૨૫૮ માં થયો. તુર્કી રાજનો સ્થાપનાર એ સખસ ગણાય છે. સારે નશીબે તેને એક જુવાન ગ્રીક સાથે દોસ્તી થઇ, એ મિત્ર પાસેથી તે રાજકળા શીખ્યો. મીકલઓગલી નામથી જે કુળ ગ્રીસમાં પ્રખ્યાત છે, તે કુળનો એ ગ્રીક હતો. ઉસ્માનને ખુશ કરવાને તેણે મુસલમાન ધર્મ સ્વીકાર્યો, એની પાસેથી મળેલા જ્ઞાને કરીને ઉસ્માન સેલ્જુકી સુલતાનો કરતાં ચઢીયાતો થયો. × આસપાસના અમીરોની મદદ લેઇને

× ઉસ્માનને જય મળવાનું કારણ આ હતું, એવું માનવાને તુર્કી તવારીખ લખનારાઓ રાજી ન હોવાથી એ બધું સ્વપ્ન યોગે તેને મળ્યું એવું કહેછે. એ સ્વપ્નું દરેક તુર્ક બચપણથી શીખે છે. એ સ્વપ્નું એવું છે કે એદેબલી નામે શેખનાં દર્શન કરવાને ઉસ્માન ગયો અને શેખની કન્યાપર મોહીત થયો; પણ શેખ લગ્ન થવા દેવાની ના કહેતો હતો. ત્યાં શેખના ઘરમાં સૂતો હતો ત્યારે તેને સ્વપ્નું થયું કે તે શેખના પલંગમાં સૂતો છે, અને શેખના અંગમાંથી એકદમ ચંદ્ર પ્રકાશ્યો અને મોટો થતો થતો પોતાની છાતીમાં પેઠો. એટલામાં ઉસ્માનની કમરમાંથી એક મોટું ઝાડ નીકળ્યું, અને તે ઝડપથી એટલું મોટું થયું કે તેની ડાળીઓ વડે યૂરોપ, આફ્રિકા ને એશિઆ ઢંકાઈ ગયાં, અને એ ઝાડ નીચે કોકેસસ, આટલાસ અને હીમસ પર્વતોનાં સ્વેત શિખરો દેખાયાં અને તેનાં પાંદડાંઓને ટેકો આપતાં દેખાયાં. એ ઝાડના મૂળિઆમાંથી તીગ્રીસ, યુફ્રેતીસ, દાન્યુબ અને નૈલ નદીઓ વહી અને તેનાં વહેતાં પાણી મોટા જંગલમાં અદર્શ થયાં. પાધર જમીનમાં ખેતરો પાકી રહ્યાં હતાં અને ડુંગરો તથા પર્વતોપર ઝાડો ઉગી રહ્યાં હતાં, તથા અગણીત વહેળાઓ, ઝાડીઓ અને બાગોમાંથી વહેતા હતા. ખીણોમાં શિખરો, મિનારા, ગઢ અને સ્થંભોથી શોભી રહેલાં શહેરો દેખાયાં. દરેક શિખરપર અર્ધચંદ્રવાળી મુસલમાની ધજા ઊડી રહી હતી અને દરેક મિનારાપરથી મુલ્લાં આસપાસના મુસલમાનોને બંદગી કરવાને બોલાવતો હતો. મુલ્લાંના સાદની જોડે અસંખ્ય બુલબુલોના રાતા પોપટોનું બોલવું મિશ્ર થઈ ગયું હતું, અને પક્ષીઓનાં પીછાં ઇંદ્રધનુષ્યના સર્વ રંગ દર્શાવતાં હતાં. ઝાડોનાં પાંદડાં તલવારના જેવાં લાંબા, તીક્ષણ અને ચળકતાં હતાં તોપણ તેઓથી પક્ષીઓ બીતાં નહતાં. એકાએક પવન નીકળ્યો, અને એ સઘળા તલવાર રૂપી પાંદડાને પૃથ્વીના મુખ્ય શહેરો તરફ વાળ્યાં. વિશેષે કરીને ઇસ્તાંબુલ તરફ બે દરિઆ અને ખંડના સંગમની જગાએ એ શહેર આવી રહેલું છે. બે પાના અને શનિની વચ્ચે આવેલા સુંદર હીરાના જેવું તે હતું. જે વીંટી આખી દુનિઆને વીંટી વળેલી હતી તેનાપર જડેલું નંગ એ હીરો હતો. જાગે ત્યારે એ વીંટી ઉસ્માનને પહેરવાની હતી.

તેણે બિઝાંતિન પ્રાંતનાં કેટલાંક સ્થળો જીત્યાં, એમાં અસલના બિથિની-આની રાજધાની ફ્રુસા કે બ્રુસામાં તેણે પોતાની રાજધાની કરી (ઇ. સ. ૧૩૨૭). ઇકોનીઅનના સુલતાનો તથા કોન્સ્તાન્તિનોપલના રાજેંદ્રોના મૂલકોનો કેટલોક ભાગ જીતી લઈ પોતાના રાજ્યમાં વધારો કર્યો.

ઊસ્માનની ગાદીએ તેનો પુત્ર ઉર્ખાન (ઓર્ખાન) બેઠો. જાનિસરીના નામથી ઓળખાતી ફોજની વ્યવસ્થા ઉર્ખાને કરી. તુર્કી રાજનો વધારો કરવાનું સાધન એ ફોજ હતી. રાજમાં પુષ્કળ વધારો કર્યો પછી ઉર્ખાન પોતાને સૂલતાન કહેવડાવવા લાગ્યો, અને એને ટાલીઆમાંથી તેણે ગ્રીકને કાઢી મુકવા માંડ્યા. એજ વેળાએ તેનો દીકરો સુલેમાન હેલેસ્પોંન ઓળંગી યૂરોપમાં પેઠો અને ગ્યાલીપોર્ટબસ સર કર્યું (ઇ. સ. ૧૩૫૮). અમુરાબ અથવા મૌરાદ પહેલો તેની પછી ગાદીએ બેઠો. તેણે ભાઈની અને બાપની રીત જારી રાખી ઈ. સ. ૧૩૬૦ માં એદ્રીઆનોપલ શહેર જીતીને ત્યાં પોતાની રાજધાની કરી. થ્રેસ, મોસેદોન અને સર્વીઆ જીત્યાં; પછી કોસોવાના રણમાં તે પડ્યો. તુર્ક અને ક્રીશ્ચિયનો વચ્ચે જે મોટાં યુદ્ધ થયાં છે તેમાંનું એ ભારે હતું.

બયેઝિદ તેની પછી સુલતાન થયો, તેણે એશિયામાઇનર માંહેલાં બધાં રાજ્યો જીતી લીધાં; બલગેરિઆ પ્રાંત તાબે કર્યો અને હંગરિના રાજા સિજિસ્મંદનો પરાભવ નિકોપોલિસના યુદ્ધમાં કરીને જીતેલા દેશનું રક્ષણ કર્યું. એ સુલતાનનો અહંકાર, નિર્દયપણું અને બહાદુરી, ઇતિહાસ અને કહાણીઓમાં મશહૂર છે. દક્ષિણ ગ્રીસ, દાન્યુબના કાંઠાનો મૂલક અને થ્રેસનાં આથમણાં પરગણાં તેને તાબે થયાં. કોન્સ્તાન્તિનોપલના રાજની મર્યાદા શહેરના કોટની માંહે લગી આવી રહી; દશ વર્ષ લગી તે શહેરને ઘેરી રાખ્યું, અને એશિઆમાં બયેઝદના કરતાં વધારે જંગલી યોદ્ધો ત્વરાથી ફતેહ કરતો આવતો હતો તેથીજ તે થોડા વખત લગી બચ્યું.

તિમુરલેંક એટલે લંગડો તૈમુર જગતૈ જાતના તુર્કનો દીકરો હતો, તે એક ટોળીનો સરદાર હતો. નાનપણમાં તે બહુ જોરાવર હતો અને તેથી તેનું નામ તિમર એટલે લોઢું પડ્યું હતું. જુવાનીમાં આવતાં તેણે પોતાના દેશને મોગલોના તાબામાંથી છોડાવવાનો પ્રયત્ન કર્યો. ઊંચા કુ-

૩૪

બીને જગતમાં ઘણું માન છે તે જોઈ તેણે જાહેર કર્યું કે હું ઝંઘીસખાનના વંશનો છું, એ ઉપરથી તેને તાતાર અથવા મુગલ કહેછે એ ખોટી વાત છે. એના વંશમાંથી જે દિલ્લીના પાદશાહ થયા તે પણ મુગલ છે એ પણ ભૂલ છે. તે જેમ લઢવામાં જબરો હતો તેમ તે વિદ્યામાં પણ જબરો હતો. એનાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોપરથી સિદ્ધ થાયછે કે તેમની કુરાનપરની થયેલી સારી સારી ટીકાઓ તેણે સારી પેઠે વાંચી હતી, શારસી વિદ્યાથી તે વાકેફ હતો અને મુગલ લોકના કાયદા અને રિવાજોથી વાકેફ હતો. એની વિદ્યાને લીધે એશિઆના ગ્રંથકારોમાં તેને ઘણું માન છે. તેઓ લખે છે કે "જીતેલી દુનિઆપર અમલ કેમ કરવો તે તે જાણતો હતો, બીજાઓની નિશાની રહી નથી, પણ એ જીતનારે કરેલી અસર ઘણા કાળલગી પહોંચી." ચીનની દીવાલોથી તે ભૂમધ્ય સમુદ્ર સુધી બધો દેશ તેણે વશ કર્યો, દક્ષિણમાં હિંદુસ્તાને અને ઉત્તરમાં રૂશિઆએ તેની આણ માની, અને તુર્ક લોક પાસેથી સિરિઆ અને એનેટલિઆ જીતી લેવાને તે ચઢયો, માટે બયેઝિદને કોન્સ્તાન્તિનોપલનો ઘેરો ઊઠાવી, એશિઆના રાજનું રક્ષણ કરવા દોડવું-પડયું (ઈ. સ. ૧૪૦૩). તે જઇ પહોંચ્યા પહેલાં તો સિવાઝ નામે ગઢ (જૂના વખતનું સિબાસ્ત) જીતાઇ ચૂકયો હતો, અને અતિ શૂરા યોદ્ધાઓને તે જંગલી જીતનારે જીવતા દાટી મૂકયા હતા. દમાસ્કસની હાલત પણ થોડા વખતમાં તેવીજ થઇ. શહેર કિયે ઠેકાણે હતું તે દેખાડવાને એક બુરજ રહેવા દઇ અગ્નિ અને તલવાર વડે સર્વેનો નાશ કર્યો.

આંગોરાના રણમાં બયેઝિદ અને તૈમુરનો મેળાપ થયો. તૈમુરે તેને હરાવ્યો અને પકડયો. તુર્કી ઇતિહાસકર્ત્તાઓ લખે છે કે બયેઝિદને તેણે લોઢાના પાંજરામાં કેદ રાખ્યો, પણ તૈમુરનો સાથી અને ઇતિહાસકર્ત્તા કહેછે કે તેનાપર દયા કરવામાં આવી હતી; ખરૂં શું છે તે નક્કી કહી શકાતું નથી, પણ એટલું તો કહી શકાય છે કે તુર્કી સુલતાન શત્રુની છાવણીમાં મરણ પામ્યો. ચીનપર સ્વારી કરવાની તૈયારી કરતો હતો તેવામાં વ્યાધી થવાથી તૈમુર મરણ પામ્યો (ઇ. સ. ૧૪૦૫). ત્યારપછી તેના રાજના ભાગ થઇ ગયા. બાબર નામે તેના એક વંશજે દિલ્લીમાં રાજ્ય સ્થાપ્યું (ઇ. સ. ૧૫૨૬).

બયેઝિદની પાછળ તખ્તને માટે તેના પુત્રો માંહોમાંહે વઢ્યા. સૌથી નાનો છોકરો મહમદ અંતે ફતેહ પામ્યો. પશ્ચિમ એશિઆ માંહેલા પ્રાંતો પાછા જીતી લેવામાં મહમદના અમલનો ઘણોખરો વખત ગયો, અને તેથી બિઝાંતૈન રાજને ફુરસદ મળી, પરંતુ તે નવરાશનો ઉપયોગ કરતાં તેને આવડ્યું નહિ. મોરારદ અથવા અમુરાખ બીજો તેની પછી થયો, તેણે રાજમાં ઘણો વધારો કર્યો. કાળાસમુદ્રપરના તથા માસેદોન અને થ્રેસના કાંઠાના કિલ્લાઓ તેણે ગ્રીક રાજાઓ પાસેથી લેઇ લીધા. કોરિંથની સંયોગીભૂમિપર ગઢ બાંધ્યા હતા તે જીત્યા, અને પેલોપોનેસસના મધ્ય ભાગમાં તે ઘૂસ્યો. ગ્રીક રાજેંદ્રોએ તેને પોતાનો ઉપરી માન્યો, અને તેણે તેમનું રક્ષણ કર્યું. બે ખ્રિસ્તિ યોદ્ધા નામે જોન હુન્નિઆદેશ અને જ્યોર્જ કાસ્ત્રિઓથ અથવા સ્કંદરબેગ સુલતાનની સામા બહુ બહાદુરીથી લઢ્યા, અને તેના જયને બાળવાને શક્તિમાન થયા.

ઇ. સ. ૧૪૫૧ માં મહંમદ બીજો સુલતાન થયો. સિંહાસને બેસતાંજ તેણે ઇસ્તાંબુલ જીતી લેવાને બધી તરફથી તૈયારી કરી; ત્રણ લાખ સિપાઇની ફોજ તથા ત્રણસેં વહાણોની નૌકા સેના સાથે લેઇ તે નામાંકિત શહેરને ઘેર્યું. મુસલમાની ધર્મનો જય થવાને ઘણા ચમત્કાર થાય છે. એવી ગપો ઉડાવી પોતાના સિપાઇઓને હિંમત આપી. ગ્રીક રાજેંદ્રોમાંનો છેલ્લો એ વખત ગાદીપર હતો તેનું નામ કોંસ્તંતૈન હતું. પોતાની પદવીને ઘટે તેવી રીતે તે વર્ત્યો. જિનોઆથી તથા યૂરોપના પશ્ચિમ તરફના દેશોમાંથી આવેલા સિપાઇઓની મદદથી ૫૩ દિવસ સુધી તે ખરી દૃઢતાથી લઢ્યો. પરમેશ્વર આપણને અનુકૂળ છે એવું માની તુર્ક લોક ઘણા જુસ્સામાં હતા, અને નસીબ ફૂટ્યું છે એવું સમજી કોન્સ્તાન્તિનોપલના લોક ઉદાશ થઇ ગયા હતા, પણ મહારાજાએ હિંમત છોડી નહિ. અંતે ૨૯ મી મે ઇ. સ. ૧૪૫૩ ને દિવસે તુર્ક લોકે શહેરપર ધસારો કર્યો, કોંસ્તંતૈન રણમાં પડ્યો. તુર્કોએ હજારો માણસના પ્રાણ લીધા, અને હજારોને ગુલામ કરી નાંખ્યા, તેથી મહંમદ જ્યારે શહેરમાં પેઠો, ત્યારે શહેર ઉજ્જડ જેવું જણાયું.

કોન્સ્તાન્તિનોપલ લીધા પછી સર્વિઆ, બોસ્નિઆ, આલ્બાનિઆ, ઉ-

ત્તર અને દક્ષિણ ગ્રીસ, પેલોપ્પોનેસસ, સુધાં આર્ખિપેલાગોના બેટ અને ટ્રેબિઝોન્દ સુલતાને જીતી લીધાં. એ ખબર સાંભળી બધાં ખ્રિસ્તિ રાજાઓ ભયભીત થઇ ગયાં. તુર્કને આગળ વધતા અટકાવવાનો વિચાર કરવાને પોપ બીજા પાયસે માંચુઆમાં મોટી સભા બોલાવી (ઇ. સ. ૧૪૫૯). તેના હુકમથી એક ક્રુસેદ ઊભી કરવાની તૈયારી થઇ, અને તેના સેનાધપતિ થવાનું પોતે માથે લીધું. ઇ. સ. ૧૪૬૪ માં તેનું મરણ થવાથી એ વિચાર અટકયો. યૂરોપમાં તુર્કી લોકોનો અમલ સ્થાપન થયો, અને ક્રિમિઆના ખાને પોતાની ખુશીથી બીજા મહંમદનું ઉપરિપણું માન્યું, તેથી મજબૂતી પામ્યો. ધર્માંધપણાના જુસ્સાનો પહેલો ઊભરો આવી રહ્યા પછી મહમદે પોતાની ખ્રિસ્તિ રૈયતનું રક્ષણ કર્યું, અને દાનાઇ ભરેલા ઉપાયો કરવાથી કોન્સ્તાન્તિનોપલ અસલની સારી અવસ્થામાં આવ્યું.



# खंड ७ मो.

## એશિઆનાં રાજ્યો.

ઇ. સ. ૧૩૧૬ માં અલ્લાઉદ્દીનનું મરણ થયાથી દિલ્લીની ગાદી ખાલી પડી. તેના બદફેલી માનીતા કાફુરે બે શાહજાદાઓની આંખ ફોડી. ઉમર નામે બાળ શાહજાદાને ગાદીએ બેસાડી પોતાના હાથમાં કારભાર લીધો, પણ થોડા માસમાં તે માર્યો ગયો, અને માજી પાદશાહનો એક કુમાર નામે મુબારક ગાદીએ બેઠો, એણે પોતાના ત્રણ વર્ષના અમલને રંડીબાજી વગેરે દુર્ગુણોથી લાજ લગાડી, ખુશરૂ નામે એક ઉમરાવે તેને મારી નાખી ગાદીનો કબજો કર્યો. તેની સામે બંડ ઊઠવાથી તે માર્યો ગયો અને જીત જાતનો તગ્લખ નામે ગૂલામ ગાદીએ બેઠો. એવી હાલતમાં આવેલા રાજાઓની માફક પણ તેણે ઘણી સારી રીતે અને ડહાપણથી અમલ કર્યો. ચાર વર્ષ રાજ્ય કર્યા પછી તેનાપર એકાએક તંબુ પડયો, અને રૈયતને કમનસીબે તે મરણ પામ્યો. તેની પછી ત્રીજો મહંમદ પાદશાહ થયો. એ માણસ ઘણોજ ક્રૂર હતો. કોઇ લોકનાપર ગુસ્સો આવતો ત્યારે તે જાણે પશુ હોય તેમ તેનો શિકાર કરતો, ખેડૂતો પાસેથી ભારે કર લેતો અને સિક્કામાં હલકી ધાતુ મેળવતો. એવા જૂલમથી ખેડૂતો ખેડવું બંધ કરતા ત્યારે તેમનાપર તે શિકાર કરતો. એવો જૂલમી અને ઘાતકી છતાં વિદ્યા અને ધર્મનો તે મિત્ર હતો. ઉત્સાહી, મિતાહારી અને રાજકાજના કામમાં તે ઉદ્યોગી હતો.

અલ્લાઉદ્દીનની પેઠે તેને પણ આખી દુનિઆ જીતી લેવાનું મન થયું. પ્રથમ એક લાખ માણસની ફોજ ચીનપર હિમાલયને માર્ગે મોકલી. પર્વતના રસ્તામાં એટલી અડચણ પડી કે ઘણાંખરાં માણસ મરી ગયાં, અને થોડાંજ પાછાં દિલ્લી ફર્યાં. ખોરાસાન ને મવાહલાર પ્રાંત જીતી લેવાની તૈયારી તેણે કરી. હિંદુસ્તાનમાં બંડ થયું હતું તેથી તે જઇ શક્યો નહિ. પ્રાંતોમાં બંડ થવાની ગડબડ ચાલતી હતી પરંતુ તેના ઉત્સાહે યુદ્ધ ચાલુ

રી, અને નિર્દયપણાને લીધે તે બંડો સમી ગયાં. અલ્લાઉદ્દીનના જીતેલા દક્ષિણના પ્રાંતો તેના હાથમાંથી જતા રહ્યા, દિલ્હી છોડીને દેવગીરીને અલાહબાદનું નામ આપી પોતાની રાજધાની કરી, પણ કેટલીક હરકતોને લીધે પાછાં દિલ્હી જવું પડ્યું, અને હસન કાકુ નામે એક મોગલ સરદારે અલ્લાઉદ્દીન પહેલો એવું નામ ધારણ કરી સ્વતંત્ર રાજ્ય દક્ષિણમાં સ્થાપ્યું. ઇ. સ. ૧૩૧૫ માં એ ક્રૂર પાદશાહનું મરણ થયું.

એની પછી એનો ભત્રિજો ફિરોજ ગાદીપર બેઠો. એ સારા સ્વભાવનો માણસ હતો. તેની આડત્રીસ વર્ષની કારકીર્દિમાં હિંદુસ્તાને સલાહ શાંતિ અને સુખ ભોગવ્યું, ને તેના મરણ પછી વળી અવ્યવસ્થા થઈ. બીજો તઘલખ અને અબુબકર થોડી મુદ્દત રાજ કરી મરણ પામ્યા. ચોથો મહમદ નાની વયનો હતો તેની સામા ત્રીજા ફિરોજના પૌત્રે બંડ ઉઠાવ્યું હતું, અને પ્રાંતોના સુબેદારો સ્વતંત્ર થઇ જવા લાગ્યા હતા. એવામાં ઈ. સ. ૧૩૯૭ માં એવો જબરો શત્રુ ચઢી આવ્યો કે મહા બળવાન રાજાને પણ તેની સામે થવાને મુસ્કેલ પડત.

તૈમુરની અગાઉ તેના ભત્રીજા મહંમદે મુલતાનનો કબજો કર્યો હતો. પાછળથી તૈમુર આવીને તેને મળ્યો અને આખો દેશ બાળતો અને ઉજ્જડ કરતો દિલ્હી ભણી આવ્યો. કેદીની સંખ્યા સુમારે એક લાખ થઇ જવાથી તેને કુચ કરવામાં હરકત પડતી હતી તથા બંડ કરવામાં ધાસ્તી પડતી હતી, માટે તે બધાને મારી નંખાવ્યા. મહંમદે તેની સાથે લઢાઈ કરી તેવામાં તે હાર પામ્યો. દિલ્હીમાં મુગલો પેઠા અને મહમદ પાદશાહ ગુજરાતમાં નાઠો. તૈમુરના હૂકમથી તેની ફોજે દિલ્હીના રહેવાસીઓની કતલ કરી તથા હજારોને ગૂલામ કર્યા. ત્યારપછી તૈમુર હિંદુસ્તાનથી નીકળી એશિઆમિનર ભણી ગયો. હિંદુસ્તાનના પાદશાહ તેને ઉપરી માનતા અને તેના નામના સિક્કા પાડતા. તે ઉપરાંત તેના હુમલાની બીજી કંઇ અસર જણાઇ નહિ. જે અવ્યવસ્થા આગળ ચાલતી હતી તેમાં વધારો થયો. મહંમદે પાદશાહી દરજ્જો ફરીથી લેવાને મહેનત કરી, પણ કંઇ વળ્યું નહિ. ઇ. સ. ૧૪૧૩ માં તેનું મરણ થયું, ત્યારે મુલતાનનો સુબો ખિઝેર દિલ્હીની ગાદીએ તૈમુરના નામથી બેઠો. એ કાંઇક જબરો

અને શાણો નીકળ્યો, તેથી પાદશાહી કેટલેક દરજ્જે સારી હાલતમાં આ- વી. બંગાળા, ગૂજરાત અને દક્ષિણ એ પ્રાંતો તો સ્વતંત્ર થઇ ગયા હ- તા, તોપણ દિલ્લીની હકુમત હજી સુધી દિલ્લી, આગ્રા, હિંદુસ્તાનના કેટલા- ક પ્રાંતો, અને મુલતાન તથા લાહોરમાં ચાલતી હતી. એના પછી મુ- બારક ગાદીએ આવ્યો અને તેર વર્ષ રાજ્ય કર્યું. પછી તેના વજીરને હાથે માર્યો ગયો. મહંમદ પાંચમો અને અલ્લાઉદ્દીન બીજો નબળા પાદ- શાહ હતા, અને રાજ ધૂળધાણી થઇ જવાની તૈયારીમાં હતું. એવામાં લોદી વંશનો બિલોલિખાં આડત્રીસ વર્ષ સારી રીતે રાજ કરી રાજને ટકાઉ કર્યું એના પછી બીજો સિકંદર રાજા થયો અને ઇબ્રાહિમ પણ બહાદુર અને હોંશિઆર પાદશાહ હતો.

તૈમુર અને તેના હોંશિઆર છોકરા શાહરૂખના મરણ પછી મોગ- લ રાજનો ભંગ થઇ ગયો. જિકસાર્ત્તિસ નદીના કાંઠાના ઉપલાણનો એક પ્રાંત તૈમુરના વંશજ બાબરને હાથ આવ્યો હતો. એ પાદશાહ ઘણોજ સાહસિક નીકળ્યો, એણે મોટાં રાજ્યો ખોયાં અને મેળવ્યાં. કાબુલ જી- ત્યા પછી કેટલેક વર્ષે તેણે હિંદુસ્તાનપર સ્વારી કરી. એ વખતે એની પાસે માત્ર ૧૩૦૦૦ ઘોડેસ્વાર હતા. ઇબ્રાહિમ તેની સાથે એક લાખ સ- વાર તથા એક હજાર હાથી સહિત ગયો, પરંતુ બાબરના કસાયલા સિ- પાઇઓ જય પામ્યા, અને ઇબ્રાહિમ માર્યો ગયો, અને ઇ. સ. ૧૫૨૬ માં બાબર દિલ્લીના સિંહાસનપર બેઠો.

એ રીતે પઠાણ પાદશાહોનો અમલ પૂરો થયો. ૩૦૦ વર્ષ સુધી હિંદુસ્તાનનું રાજ એમણે ભોગવ્યું, તેમાં ભાગ્યે કોઇ કુટુંબે ત્રણ પેઢી કરતાં વધારે સુખે અમલ કર્યો હોય. એ પાદશાહોમાંના કેટલાક અફગાનિસ્તાન અને અર્બસ્તાનથી પકડી આણેલા ગૂલામો હતા. એ ગૂલામોએ ધણીની મહેરબાનીથી અથવા ગુન્હા અને કપટથી પાદશાહી મેળવી. આ લાંબી મુદ્દત સુધી હિંદુસ્તાને જેવી નીચ અવસ્થા ભોગવી તેવી કોઇ પણ બી- જા દેશે ભોગવી ન હતી. ગૂલામના ગૂલામ અને પોતાના ધર્મ અને નિ- યમોથી વિરૂદ્ધ ધર્માંધ પરદેશી સિપાઇઓથી છુંદાતો નાક વગરનો એ ખંડ થઇ પડયો હતો. એમ લજ્જા તો ગઇ, તોપણ ઘણાક પાદશાહોએ રાજ્યનો બંદોબસ્ત સારો રાખ્યો તેથી દેશ આબાદ અને સુખી થયો.

રી, અને નિર્દયપણાને લીધે તે બંડો સમી ગયાં. અલ્લાઉદ્દીનના જીતેલા દક્ષિણના પ્રાંતો તેના હાથમાંથી જતા રહ્યા, દિલ્હી છોડીને દેવગીરીને અલાહબાદનું નામ આપી પોતાની રાજધાની કરી, પણ કેટલીક હરકતોને લીધે પાછાં દિલ્હી જવું પડ્યું, અને હસન કાકુ નામે એક મોગલ સરદારે અલ્લાઉદ્દીન પહેલો એવું નામ ધારણ કરી સ્વતંત્ર રાજ્ય દક્ષિણમાં સ્થાપ્યું. ઇ. સ. ૧૩૧૫ માં એ ક્રૂર પાદશાહનું મરણ થયું.

એની પછી એનો ભત્રિજો ફિરોજ ગાદીપર બેઠો. એ સારા સ્વભાવનો માણસ હતો. તેની આડત્રીસ વર્ષની કારકીર્દિમાં હિંદુસ્તાને સલાહ શાંતિ અને સુખ ભોગવ્યું, ને તેના મરણ પછી વળી અવ્યવસ્થા થઈ. બીજો તઘલખ અને અબુબકર થોડી મુદ્દત રાજ કરી મરણ પામ્યા. ચોથો મહમદ નાની વયનો હતો તેની સામા ત્રીજા ફિરોજના પૌત્રે બંડ ઉઠાવ્યું હતું, અને પ્રાંતોના સુબેદારો સ્વતંત્ર થઇ જવા લાગ્યા હતા. એવામાં ઈ. સ. ૧૩૯૭ માં એવો જબરો શત્રુ ચઢી આવ્યો કે મહા બળવાન રાજાને પણ તેની સામે થવાને મુશ્કેલ પડત.

તૈમુરની અગાઉ તેના ભત્રીજા મહંમદે મુલતાનનો કબજો કર્યો હતો. પાછળથી તૈમુર આવીને તેને મળ્યો અને આખો દેશ બાળતો અને ઉજ્જડ કરતો દિલ્હી ભણી આવ્યો. કેદીની સંખ્યા સુમારે એક લાખ થઇ જવાથી તેને કુચ કરવામાં હરકત પડતી હતી તથા બંડ કરવામાં ધાસ્તી પડતી હતી, માટે તે બધાને મારી નંખાવ્યા. મહંમદે તેની સાથે લઢાઈ કરી તેવામાં તે હાર પામ્યો. દિલ્હીમાં મુગલો પેઠા અને મહમદ પાદશાહ ગુજરાતમાં નાઠો. તૈમુરના હુકમથી તેની ફોજે દિલ્હીના રહેવાસીઓની કતલ કરી તથા હજારોને ગૂલામ કર્યા. ત્યારપછી તૈમુર હિંદુસ્તાનથી નીકળી એશિઆમિનર ભણી ગયો. હિંદુસ્તાનના પાદશાહ તેને ઉપરી માનતા અને તેના નામના સિક્કા પાડતા. તે ઉપરાંત તેના હુમલાની બીજી કંઇ અસર જણાઇ નહિ. જે અવ્યવસ્થા આગળ ચાલતી હતી તેમાં વધારો થયો. મહંમદે પાદશાહી દરજ્જો ફરીથી લેવાને મહેનત કરી, પણ કંઇ વળ્યું નહિ. ઇ. સ. ૧૪૧૩ માં તેનું મરણ થયું, ત્યારે મુલતાનનો સુબો ખિઝેર દિલ્હીની ગાદીએ તૈમુરના નામથી બેઠો. એ કાંઇક જબરો

અને શાણો નીકળ્યો, તેથી પાદશાહી કેટલેક દરજ્જે સારી હાલતમાં આ-વી. બંગાળા, ગૂજરાત અને દક્ષિણ એ પ્રાંતો તો સ્વતંત્ર થઇ ગયા હ-તા, તોપણ દિલ્લીની હકુમત હજી સુધી દિલ્લી, આગ્રા, હિંદુસ્તાનના કેટલા-ક પ્રાંતો, અને મુલતાન તથા લાહોરમાં ચાલતી હતી. એના પછી મુ-બારક ગાદીએ આવ્યો અને તેર વર્ષ રાજ્ય કર્યું. પછી તેના વજીરને હાથે માર્યો ગયો. મહંમદ પાંચમો અને અલ્લાઉદ્દીન બીજો નબળા પાદ-શાહ હતા, અને રાજ ધૂળધાણી થઇ જવાની તૈયારીમાં હતું. એવામાં લોદી વંશનો બિલોલિખાં આડત્રીસ વર્ષ સારી રીતે રાજ કરી રાજને ટકાઉ કર્યું એના પછી બીજો સિકંદર રાજા થયો અને ઇબ્રાહિમ પણ બહાદુર અને હોંશિઆર પાદશાહ હતો.

તૈમુર અને તેના હોંશિઆર છોકરા શાહરૂખના મરણ પછી મોગ-લ રાજનો ભંગ થઇ ગયો. જિકસાર્ત્તિસ નદીના કાંઠાના ઉપલાણાનો એક પ્રાંત તૈમુરના વંશજ બાબરને હાથ આવ્યો હતો. એ પાદશાહ ઘણોજ સાહસિક નીકળ્યો, એણે મોટાં રાજ્યો ખોયાં અને મેળવ્યાં. કાબુલ જી-ત્યા પછી કેટલેક વર્ષે તેણે હિંદુસ્તાનપર સ્વારી કરી. એ વખતે એની પાસે માત્ર ૧૩૦૦૦ ઘોડેસ્વાર હતા. ઇબ્રાહિમ તેની સાથે એક લાખ સ-વાર તથા એક હજાર હાથી સહિત ગયો, પરંતુ બાબરના કસાયલા સિ-પાઇઓ જય પામ્યા, અને ઇબ્રાહિમ માર્યો ગયો, અને ઇ. સ. ૧૫૨૬ માં બાબર દિલ્લીના સિંહાસનપર બેઠો.

એ રીતે પઠાણ પાદશાહોનો અમલ પૂરો થયો. ૩૦૦ વર્ષ સુધી હિંદુસ્તાનનું રાજ એમણે ભોગવ્યું, તેમાં ભાગ્યે કોઇ કુટુંબે ત્રણ પેઢી કરતાં વધારે સુખે અમલ કર્યો હોય. એ પાદશાહોમાંના કેટલાક અફગાનિસ્તાન અને અર્બસ્તાનથી પકડી આણેલા ગૂલામો હતા. એ ગૂલામોએ ધણીની મહેરબાનીથી અથવા ગુન્હા અને કપટથી પાદશાહી મેળવી. આ લાંબી મુદ્દત સુધી હિંદુસ્તાને જેવી નીચ અવસ્થા ભોગવી તેવી કોઇ પણ બી-જા દેશે ભોગવી ન હતી. ગૂલામના ગૂલામ અને પોતાના ધર્મ અને નિ-યમોથી વિરૂદ્ધ ધર્માંધ પરદેશી સિપાઇઓથી છુંદાતો નાક વગરનો એ ખંડ થઇ પડયો હતો. એમ લજ્જા તો ગઇ, તોપણ ઘણાક પાદશાહોએ રાજ્યનો બંદોબસ્ત સારો રાખ્યો તેથી દેશ આબાદ અને સુખી થયો.

ઈ. સ. ૧૩૯૭ માં ફર્તુલમુલ્ક નામે સરદાર દિલ્લીની તરફથી ગૂજરાતનો સુબો થયો. પાદશાહનો હુકમ નહિ માની સ્વતંત્ર થવાની મરજી તેને થઇ. હિંદુ જમીદારોને પોતાના પક્ષમાં લેવાને તેમના ધર્મને ઉત્તેજન આપ્યું. દિલ્લીના પાદશાહે તેને બરતર્ફ કરવાને મુસફ્ફરખાનને ગૂજરાતપર મોકલ્યો. નવા અને જૂના સુબેદારોની વચ્ચે યુદ્ધ થયું, તેમાં ફર્તુલમુલ્ક રણમાં પડ્યો, અને ગૂજરાતનું રાજ મુસફ્ફરખાનને હાથ આવ્યું (ઇ. સ. ૧૩૯૧). એ સુબેદારનો કેટલોક વખત ઇડર વગેરેના રજપૂત રાજાઓ સાથે લઢવામાં ગયો. ઇ. સ. ૧૪૧૧ માં તેનું મરણ થવાથી તેનો પૌત્ર અહંમદશાહ ગાદીએ બેઠો. ગૂજરાતનો મુસફ્ફર દિલ્લીથી સ્વતંત્ર થઇ પોતાને પાદશાહ કહેવડાવતો હતો. અહંમદશાહે ઇ. સ. ૧૪૧૨ માં અમદાવાદ શહેર વસાવ્યું. એ પાદશાહ ઘણો બહાદુર હતો, અને આસપાસના બાદશાહોને તેણે ઘણીક લઢાઇઓમાં હરાવ્યા હતા. એનું મરણ ઇ. સ. ૧૪૪૩ માં થયું, અને તેનો દીકરો મહંમદશાહ તેની ગાદીએ બેઠો. તેની પછી કુતુબશાહ થયો એની સામે થનારાઓમાં મેવાડનો પ્રખ્યાત કુંભો રાણો હતો. કુતુબશાહની પછી મહંમદ બેગડો પાદશાહ થયો. એ ઘણો પરાક્રમી પુરૂષ નીકળ્યો. રાજે બેઠા પછી ત્રીજે વર્ષે તેણે ખાનદેશના રાજાની મુલકાત કરી. તેણે બે વાર લઢાઇ કરી જુનાગઢનું રાજ જીતી લીધું. જુનાગઢનો છેલ્લો રાજા મંડળિક નરસિંહ મહેતાની કવિતામાં પ્રખ્યાત છે. ઇ. સ. ૧૩૭૩ માં કચ્છના લોકે ગૂજરાતપર હુમલો કર્યો, એ સાંભળી પાદશાહ તે તરફ ગયો ને કચ્છીઓને સજા કરી સિંધમાં ઉતર્યો. ઇ. સ. ૧૪૮૪ માં તેણે ચાંપાનેરનું રાજ જીતી લીધું. ઇ. સ. ૧૫૦૭ માં દરિઆઇ ફોજ લેઇ મહંમદશાહ ફિરંગીઓની સામે ગયો. એક લઢાઇમાં પોર્તુગીઝ લોક હાર્યા અને બીજી લઢાઇમાં તેઓ ફતેહ પામ્યા. ગૂજરાતના મુસલમાન પાદશાહોમાં સુલતાન મહંમદ બેગડો વધારે વખણાએલો છે. તે હિંદુ ધર્મપર વૈર રાખતો હતો તે સિવાય બીજી કોઇ ખામી તેનામાં નીકળી શકતી નથી. ઇ. સ. ૧૫૧૧ માં તેનું મરણ થયું.

જંઘીસખાનના પૌત્ર કુબ્લીખાને ઇ. સ. ૧૨૭૯ માં બધો ચીન દેશ વશ કર્યો. મોગલો પરદેશી છતાં ડહાપણથી વર્ત્તી એ દેશને ફાયદો કર્યો; કુબ્લીખાને કેટલીક નહેરો બંધાવી અને ખેતીની હાલત સુધારવાને

બની તેટલી મહેનત કરી, તેના પૌત્ર તિમુરખાને દેશને પીડા કરનારા ધારાળા લોકનો નાશ કર્યો, અને પરદેશો જોડે વેપાર કરવાને ઉત્તેજન આપ્યું. તેના મરણ પછી ગાદીને માટે તેના કુટુંબીઓ વઢવા લાગ્યા, એથી મોગલો નબળા પડી ગયા, અને ચીનાઓએ બંડ કરી તેમને કાઢી મૂક્યા, તથા ઈ. સ. ૧૩૭૮ માં એક સ્વદેશીને ગાદીએ બેસાડયો. મોગલોને જીતનાર અને મિંદ કુળની સ્થાપના કરનાર એ પુરૂષ ઝ્યુકવેનચંગ હતો. એનો બાપ ગરીબ મજૂર હતો. બાપે તેને ગોરજી કરવો ધાર્યો હતો. એ ઘણો શૂરો છે એવું જોઇ તેને લશ્કરમાં નોકર રાખ્યો. થોડા વખતમાં બહાદુરી અને સારી ચાલથી પ્રખ્યાત થયો અને ઉંચે દરજ્જે ચઢયો. મોટી ધનવાન સ્ત્રી વેરે તેનાં લગ્ન થયાથી તેનું માન વધ્યું. ચીના લોક મોગલોને જંગલી મ્લેચ્છ ગણી ધિક્કારતા. તમામ મોગલોને તેમણે દીવાલની પેલીમેર કાઢી મૂકયા, અને પાછળથી ધાઇ તેમને કાપી નાંખ્યા.

નવો પાદશાહ ડાહ્યો અને હોશિઆર હતો. દેશને કમનશીબે તે લાંબી મુદ્દત જીવ્યો નહિ. તખ્તને માટે કેટલીક મારામારી થઈ, તેથી લોકો દુઃખી થયા. મિંગવંશનો છેલ્લો શહેનશાહ હૈ–સ્તંગ હતો. તેના ગાદીએ આવવા પછી થોડેક વખતે માંચુ જાતની તાતાર ફોજ સિંધની સરહદપર આવી, અને તેમના રાજાએ જાહેરનામાં કર્યાં કે ચીનનો રાજદંડ ગ્રહણ કરવાને ઇશ્વિરે તેને નીમ્યો છે. એને જીતવો કઠણ નહોતો, પરંતુ દેશમાં બંડ ઉઠયું હતું તે તરફ પાદશાહને લક્ષ આપવું પડયું. ચોરોનાં ટોળાં હિંમતવાન સરદારોના હાથ નીચે એકઠાં થઇ પાદશાહી રસ્તાઓમાં લૂટફાટ કરતાં અને સરદારી ફોજને ગણકારતાં નહિ. એમાંની એક ટોળીનો નાયક લી નામે હતો, તેણે વેરા ઓછા કરી નાખવાની લાલચ આપી લોકને પોતાના પક્ષમાં લીધા. હજારો લોકો તેને જઇ મળ્યા અને રાજની પલટણો પણ તેને આધીન થઈ. લીએ પોતાનો રાજેંદ્ર ઠેરવ્યો અને પેકીન શહેર જઇને લીધું. બાદશાહે નિરાશ થઇને પ્રથમ પોતાનો તથા પોતાના છોકરાનો ઘાત કર્યો. મરતી વેળા એક વિનંતીપત્ર લખ્યું તેમાં લીને અરજ કરી કે રાજકુટુંબના નાશથી તું રાજી રહેજે, રૈયતને દુઃખ દઇશ નહિ.

મરનાર શાહનો એક પ્રખ્યાત નાયક વુ–સન–કીવૈ કરીને હતો. તે તાતાર લોકની સામો ફોજ લઇને સરહદપર પડયો હતો. ઉપલી ખબર

સાંભળ્યાથી તેણે તાતારના રાજા જોડે સલાહ કરી અને તેમને પોતાની મદદે લઇ શિક્ષા કરવાને આવ્યો. ત્રણ મોટી લઢાઇઓ થઇ તેમાં લીનો પરાભવ થયો, માંચુ ફોજને રજા આપવાની પેલા સરદારે ઇચ્છા કરી, ત્યારે તેમણે ના કહી, એટલુંજ નહિ પણ પેકીનનો કબજો કરી પોતાના રાજાને રાજાધિરાજ ઠરાવ્યો. પ્રાંતોમાં ચીનાઓએ તાતાર રાજાની સામે ઘણાં વર્ષ લગી લઢાઇઓ મચાવી, પરંતુ તેઓ હળીમળીને એક સંપથી ચાલતા નહિ, તેથી તેઓની હાર થઇ અને દેશ ઉજડ ગઇ ગયો (ઇ. સ. ૧૬૪૪). આ ખરાબીના વખતમાં કોક્સિંગા નામે જબરા એક દરિઆઇ ચોરે ચીનના આખા કિનારાને ભયભિત પમાડ્યો; ફાર્મોસા બેટમાં વલંદા લોકનું રાજ હતું, અને ત્યાંથી તેમને કાઢી મૂક્યા. કોક્સિંગાના મરણ પછી તેનો છોકરો ચીનના પાદશાહને તાબે થયો, અને ફાર્મોસા બેટ ચીન સાથે જોડાઇ ગયો.

અરબસ્તાનના ખાલિફાએ ઇરાનતું રાજ્ય જીત્યું, ત્યારથી તેનો અર્વાચીન ઇતિહાસ શરૂ થાયછે. ઇ. સ. ૬૩૬ થી તે ૧૨૨૦ સુધી કુલ ૫૮૫ વર્ષ આરબ લોકોનો અમલ ઇરાનમાં રહ્યો. એ સમયમાં કેટલાક આરબ સુબેદારો સ્વતંત્ર થયા, અને કેટલાક ઇરાની તથા તુર્કી હાકેમો કેટલાક પ્રાંતોમાં સ્વતંત્ર થઇ પડ્યા, તેથી ઇરાન નાના નાના રાજ્યોમાં વહેંચાઇ ગયું હતું. જંધીસખાંને આખું ઇરાનતું રાજ્ય જીતી લીધું. તેના મુઆ પછી તેના નાના છોકરા તૌલીને એ ભાગ મળ્યો (ઇ. સ. ૧૨૨૯). તૌલીના પછી તેનો છોકરો તુલાખુ ગાદીએ આવ્યો. એણે સિરિઆ, અનાતોલિઆ, ઇરાક અરબી પ્રાંતો જીતી લીધા, તે અથવા તેના પૌત્રો મોગલોના મોટા ખાનથી સ્વતંત્ર થયા, અને એ દેશોમાં અમલ કરવા લાગ્યા; તેઓ ઇરાનના ખાન કહેવાતા હતા. ઇ. સ. ૧૩૩૫ માં છેલ્લા ખાન અબુ સૈયદ થયો. તૈમુરલંગે આવીને એ દેશ જીતી લીધો. તેના મરણપછી મોગલોનું રાજ ભાંગી પડ્યું, અને ઇરાનમાં તુર્કોમત જાતના લોકો રાજ કરવા લાગ્યા. ઇ. સ. ૧૫૦૫ માં ઇસ્માઇલ સોફી નામના પુરૂષે તુર્કોની સત્તા કાઢી નાંખી પોતાની સત્તા બેસાડી, ઈ. સ. ૧૭૨૨ સુધી તેના વંશજો ઇરાનની ગાદીપર રહ્યા.

# અધ્યાય ૫ મો.

## ઇસ્વી સન ૧૩૦૦ થી ૧૫૦૦ સુધી.

### પોપની સત્તાની પડતી દશા.—ધર્મ સંબંધી મોટાં તડ.

ફ્રાન્સના રાજા ફિલિપ ધ ફેરના વગથી પાંચમો કલેમંટ પોપ થયો,
એણે પોતાની ગાદી આવિગ્નોનમાં સ્થાપી અને ટેમ્પલર વર્ગના નાઇટો-
ને પીડ્યા. ફિલિપે જર્મનિની ગાદી પોતાના ભાઇને અપાવવાની કોશીશ
કીધી, પણ પોપને તે ગોઠવણુ પસંદ ન હોવાથી તેણે લુકસેંબર્ગના સા-
તમા હેન્રિને ગાદી અપાવી. એણે ઇતાલિપર ચઢાઇ કરી તે દેશ તાબે કર્યો,
પરન્તુ મોટાં શહેરોની અદેખાઇ, બળવાન ઠાકોરનો લોભ, અને કલેમન્ટ-
નાં કાવતરાંથી એ દેશમાં પાછી ગડબડ ચાલી. ઇ. સ. ૧૩૦૯ માં આ-
ઠમા બોનિફેસની ચાલતી તપાસ કરવાને વીએન નગરમાં એક ધર્મસભા
મળી તેમાં પરિણામે બોનિફેસ નિરપરાધી હતો એવું ઠર્યું. એ સભાએ
નાઇટ ટેમ્પલરનો વર્ગ રદ કર્યો તથા પાખંડીઓની વિરૂદ્ધ કેટલાક ધારા
કર્યા. પોપ અને રાજેન્દ્ર હેન્રિ વચ્ચે ટંટો ચાલતો હતો તેવામાં હેન્રિનું એ-
કાએક મરણ થયું, અને નેપલ્સનો રોબર્ટ ઇતાલિનો રાજપ્રતિનિધિ થ-
યો. ત્યારકેડે થોડા વખતમાં કલેમન્ટ મરણ પામ્યો તેથી ધર્મસભામાં લૂ-
કુસંપ પેઠો; દરમ્યાન ફિલિપ મરી ગયો અને તેની ગાદીએ દેશમાં ઘણી મુ-
ઈ બેઠો. એણે પોપ નીમવાના કામમાં હાથ ઘાલ્યો નહિ તેથી ઘણી મુ-
દત સુધી ફ્રેન્ચ અને ઇતાલિયન કાર્ડિનલો પોપ નીમવા સારૂ વઢ્યા. છે-
વટ પોપ નીમવાનું કામ કાર્ડિનલ ડી પોર્ટોને સોંપવામાં આવ્યું. તેણે પો-
તાનીજ નીમણુક કરી, અને બાવીસમો જોન એ નામ ધારણ કરી પંડે
પોપ થયો.

આ સમયે કંકાસથી યૂરોપ દોહેલી અવસ્થામાં હતું. ઇતાલિ, સ્પેન, ફ્રાન્સ, ઈંગ્લાંડ અને જર્મનિમાં બખેડા ચાલતા હતા, અને કાન્સ્તાન્તિનોપલ ભણી તૂર્ક લોક આવતા હતા. જર્મનિની ગાદીને માટે બાવેરિયાનો લૂઇ રાજા અને આસ્ત્રીઆનો ડ્યુક એ બેની વચ્ચે મુહૂલડોર્ફ આગળ લઢાઇ થઇ, તેમાં લૂઇ જીત્યો તેથી તે જર્મનિનો રાજેન્દ્ર થયો. એ રાજેન્દ્ર એ પોપની સામા ગિબેલૈન પક્ષને મદદ કરી તેથી એની અને પોપની વચ્ચે ટંટો થયો. તેનું છેવટ એ આવ્યું કે પોપને પદભ્રષ્ટ કરવામાં આવ્યો, પરન્તુ ઇતાલિમાં પાછળથી રાજેન્દ્રના પક્ષકારો ફૂટી જવાથી તેને બાવેરિયા પાછું જવું પડયું, તેના નીમેલા પોપને પોપ જોનને શરણ જવાની જરૂર પડી. દરમ્યાનમાં ધર્મસમાજમાં વાંધો ઉઠવાથી રાજેન્દ્રની વધારે ખરાબી થતી અટકી. થોડા વખત પછી જોન મરણ પામ્યો અને નવો પોપ બારમો બેનિડિક્ટ નામે થયો, પણ થોડા વખતમાં તે મરણ પામ્યો. એ હિંમત અને અક્કલ વગરનો હતો, તેથી એના વખતમાં પોપની સત્તા પડી ભાગવાની ધાસ્તી પેદા થઇ હતી. એની પછી ધર્મસભાએ છઠ્ઠા કલેમન્ટને પોપ બનાવ્યો; એણે સાજી પોપના વખતમાં ગયેલી સત્તા પાછી મેળવવાનો આરંભ કર્યો. તેણે નેપલ્સના કારભારમાં હાથ ઘાલ્યો, જર્મનિના મહારાજાને જાતિ બહાર કર્યાં, ઈંગ્લાંડમાં આચાર્યોની ખાલી જગાપર અધિકારીઓ નીમ્યા અને કાનેરી બેટનું રાજ સ્પેનના શાહજાદાને આપ્યું. તેમ છતાં યૂરોપના રાજાઓ હળવે હળવે પોપની ધુસરીમાંથી છૂટતા હતા. રિએઝી નામે એક જુવાન ભણેલા પણ ગરીબ કુળના પુરૂષે ઇ. સ. ૧૩૪૭ માં રોમમાં ઉપરી અધિકારીનું પદ મેળવી પોપના ઠેરવેલા અધિકારીઓને કાઢી મૂકયા, અને તોફાની મોટા કુળવાન લોકોને શહેર બહાર કાઢયા. તેણે ઘણી સત્તા મેળવી હતી તેથી ફૂલાઇ જઇને તેણે કેટલાંક અણઘટતાં કૃત્યો કર્યાં, એથી તેની ખરાબી થઇ.

નેપલ્સની રાણી જેનને પોતાના ધણી સાથે અણબનાવ થયો, અને રાણીના દેખતાં તેના વરનું ખૂન થયું. પાછળથી એ રાણી પોતાના વરને મારનારમાંના એક વેરે પરણી, તેથી તેની રૈયત ગુસ્સે થઇ, અને જ્યારે પોતાના આગલા ધણીનો ભાઇ હંગરીનો રાજા ચઢી આવ્યો ત્યારે મદદ કરવાને

લોકોએ ના કહી, અંતે રાણીને પોપની પાસે આવિગ્નોનમાં નાશી જવું પડ્યું. એ સમયે યૂરોપના દક્ષિણ ભાગમાં મરકી ચાલી, તેથી નેલ્પસનું રાજ છોડી દેઇ હંગરિના રાજાને પાછું જવું પડ્યું, અને પોપે ઇતાલિ ઉપર પોતાનો અધિકાર ફરી સ્થાપવાનો નિશ્ચય કર્યો. જેન રાણી અને હંગરિના રાજાનો કજીઓ ચૂકવનાર પંચ પોપ થયો. તેણે ફ્રાન્સના રાજાને હંબર્ટ ઠાકોરનું રાજ વારસા દાખલ અપાવ્યું, તે એવી શરતે કે તે રાજાનો મોટો છોકરો ડાફિન નામે ઇલકાબ લે. તેણે ફ્રાન્સના જોન રાજાને કેદમાંથી છોડાવ્યો હતો.

એ રીતે પોપનો અધિકાર દેખીતો અગાઉ જેટલો હતો તોપણ તેની વાસ્તવિક સત્તા ઘણી ઓછી થઇ ગઇ હતી. જોન રાજાએ પોતાની દીકરી પોપનો દુશ્મન મિલાનનો વાઇકાઉંટ હતો તેની વેરી પરણાવી પણ પોપથી બોલી શકાયું નહિ. ઇંગ્લાંડ જોડે લઢાઈ બંધ પડવાથી ફ્રાન્સમાં ઘણાક નોકરીયાત સિપાઇઓ બેરોજગાર થયા હતા તેઓની લૂટારૂ ટોળીઓ બંધાઈ, તેમણે પોપનો ખજાનો લૂટવાની તૈયારી કીધી, પણ કેટલુંક નાણું આપી તેમને આવિગ્નોનથી પાછા વાળ્યા. ઇનોસંત પછી પાંચમ કે અર્બન ગાદીએ બેઠો. તેણે પોતાનો મુકામ રોમમાં કરવાનું વાજબી ધાર્યું. ત્યાં પ્રથમ તેનો સારો સત્કાર થયો, પરન્તુ પાછળ રોમ અને તેના તાબાનાં બીજાં શહેરના ઉન્મત્ત લોકોને વશમાં રાખી શક્યો નહિ તેથી આવિગ્નોન પાછો આવી ત્યાં મરણ પામ્યો. એની ગાદીપર ૧૧ મો ગ્રેગરી પોપ થઈ બેઠો. આ નવા પોપે પાખંડ મત તોડવાનો ઉદ્યમ ચલાવ્યો, અને વાઇકાઉંટના કૂળમાં ઇતાલિની સત્તા ગઇ હતી તે તોડવાનો લોભ કીધો. ફ્લોરન્સના લોકો એની સામા થયા, અને બીજાં શહેરોએ પોપના અમલની વિરૂદ્ધ તોફાન મચાવ્યાં, પણ અન્તે રોમના લોકોએ સ્વાર્થને લીધે સ્વતંત્રતાનો દાવો છોડી દીધો, તેથી બધાં શહેરોને શરણ થવું પડ્યું.

ઇંગ્લાંડમાં જોન વિકિલફે નવા મત ચલાવ્યા. તે સાંભળી પોપે તેને સજા કરવાના હૂકમ મોકલ્યા, પરંતુ કેટલાક ઉમરાવોએ તેનું રક્ષણ કર્યું હતું. વિકિલફના મતનો સારાંશ એ કે રોમની ધર્મસમાજને બધા દેશોની ધર્મસમાજના ઉપરી થવાનો હક નથી, બીજા ગુરૂ કરતાં પો-

પને વધારે અધિકાર નથી, તથા હરકોઇ ખ્રિસ્તિને માર્ગ બતલાવવાને બાઇબલ જાતે એકલું બસ છે. રોમના લોક પાછળથી પોપની સામા થ-યા. ધર્મસમાજમાં કુસંપ થશે એવું ભાસવાથી પોપે સને ૧૩૭૮ માં સભા ભરી. દરમ્યાનમાં પોપ મરણ પામ્યો અને તેની જગાએ ઇતાલિના લોકોના દબાણથી નેપલ્સનો આર્ચ બિશપ છઠ્ઠો અર્બન નામે પોપ થયો, પણ કાર્ડિનલો ને નવા પોપ વચ્ચે ટંટો થયો તેનું પરિણામ એ આવ્યું કે નવો પોપ સાતમો ક્લેમન્ટ નામે નીમાયો. આ નવા પોપનો પક્ષ નેપલ્સની રાણીએ કર્યો, પણ ઇતાલિના તમામ સંસ્થાનો સામાં થ-વાથી ક્લેમન્ટને આવિગ્નોન નાશી જવું પડયું, ત્યાં ફ્રાન્સના રાજાએ તેનો પક્ષ કર્યો. પોપ અર્બને જેન રાણીને પદભ્રષ્ટ કરી વેર વાળ્યું રાણીને પોતાનું રાજ છોડી નાશી જવું પડયું. યૂરોપમાં મોટાં બે તડ પડ્યાં. પોપ અર્બનની તરફ ઇતાલિ, હોલાંડ, જર્મનિ, બોહિમિઆ, હંગરિ, ફ્લાન્ડર્સ અને ઇંગ્લાંડ એ દેશો થયા. સ્પેન, નવાર, સ્કાટલાંડ, સેવોય, લોરૈન ને ફ્રાન્સ એમણે પોપ ક્લેમન્ટનો પક્ષ કર્યો. પોતપોતાના સામાવાળા ઉપર બહિષ્કૃત વગેરેનાં પત્રો બંને પોપે પ્રસિદ્ધ કર્યાં, અને પાખંડીઓ ઠેરવી બાળી મારવાની તૈયારી કરી. ઇંગ્લાંડે અર્બનનો પક્ષ કરી ફ્રાન્સ ઉપર ચઢાઇ કરી. એ અરસામાં પાંચમો ચાર્લ્સ મરણ પામ્યો, તેની ગાદીનો વારસ ૬ ઠ્ઠો ચાર્લ્સ નાની વયનો હતો તેથી ફ્રાન્સની અડચણોમાં વધારો થયો. ત્યાં ઠામ ઠામ લોકોએ બંડ કર્યાં. નેપલ્સની રાણીને તેના પિત્રાઇએ મારી નંખાવી પંડે રાજા બન્યો ઇ. સ. ૧૩૮૨. પોપ ક્લેમન્ટે અન્જુના ડયુકને નેપલ્સની ગાદી આપી. ડયુકે ચઢાઇ કીધી પણ દુકાળ અને મરકીથી તેની ફોજ અને તે પોતે મરણ પામ્યાં.

પોપ અર્બનને નેપલ્સના રાજા જોડે ટંટો થયો તેમાં કેટલાક કાર્ડિનલો સામિલ થયા તેમને પોપે મરાવી નંખાવ્યા, અને તે પોતે જીનોઆમાં નાશી ગયો. પોપ ક્લેમન્ટની રહેણી પણ એવીજ નઠારી હતી. તેણે જર્મનિ તથા હંગરિના વકીલોને કેદમાં પૂર્યા અને જે દેશો તેને માનતા હતા ત્યાંના દેવસ્થાનો પર ભારે કર નાંખ્યા. આ બે પોપ આખા યૂરોપને ભારે પડયા. નેપલ્સનો રાજા મરણ પામ્યો એટલે ક્લેમન્ટે તે રાજ્યની ખટપટમાં હાથ ઘાલ્યો, અને હવે પછી જ્યાં ધર્મ સંબંધ મત-

ભેદ માલમ પડયો ત્યાં પણ પેલાં બે તડ પક્ષ કરી બેઠાં. ફ્રાન્સમાં ડોમિનિકન સાધુ અને યુનિવર્સિટી વચ્ચે ટંટો થયો, તેમાં ક્લેમન્ટે સાધુઓને હલકા પાડયા, અર્બને એ તકરારપર લક્ષ આપ્યું નહોતું. એ પોપ ઇ. સ. ૧૩૮૯માં મરણ પામ્યો. એની જગાપર નવમો બોનિફેસ પોપ નિમાયો. આ પોપે પણ ક્લેમન્ટને જાતિ બહાર પદભ્રષ્ટ કરવાના હૂકમો કાઢયા. પારિસની યુનિવર્સિટીએ ધર્મસમાજમાં શાન્તિ આણવાનો પ્રયત્ન કરવા માંડયો, એટલામાં ક્લેમન્ટનું મરણ થયું ઇ. સ. ૧૩૯૪. આવિગ્નોનના પોપની જગાએ તેરમો બેનિડિકટ પોપ થયો. ફ્રાન્સના રાજાએ એ પોપને માન્યો નહિ. તેણે રાજના ધર્મગુરૂઓની સભા બોલાવી, તેમાં બેઉ પોપ પાસે ગાદીપરથી હાથ ઉઠાવરાવવો એવો ઠરાવ થયો. બેનિડિકટે રાજીનામું આપવાની ના કહી તેથી ફ્રાન્સના રાજાએ તેની સામે ફોજ મોકલી, પણ એ રાજા ગાંડો થઇ ગયો અને બીજા દેશોપર આફત ગુજરી તેથી બે તડાં કાયમ રહ્યાં. દેવસ્થાનની ઊપજનો પહેલો ભાગ લેવાનો બોનિફેસે દાવો કર્યો, ને રોમમાં પોતાની સ્વેચ્છિક સત્તા સ્થાપી. રોમના લોક તાબે થયા. થોડા વખત પછી એ પોપનું મરણ થયું ને નવો પોપ ગ્રેગરી નામે થયો. દરમ્યાનમાં કાર્ડિનલો બે પોપના ઝગડાથી કાયર થઇ રહ્યા હતા તેમણે બેઉ પોપને છોડીદેઇ પોપ સામાં એક નવો પોપ નીમ્યો તેણે પાંચમો આલેકઝાન્ડર એવું નામ ધારણ કર્યું. આથી યૂરોપમાં ત્રણ પોપ થયા, અને તેમની વઢવાડથી ત્યાં મનની સ્વતંત્રતા મળી અને વહેમનું કૌવત નબળું પડયું. ઇંગ્લાંડમાં વિટકલેફનાં અને જર્મનિમાં જોન હસનાં મત પ્રસર્યાં. પોપ એલેકઝાન્ડરના મરણ પછી પોપ ૨૩ મો જોન થયો. ઈ. સ. ૧૪૧૫ માં પોપોનો ટંટો ભાગવા ધર્મસમાજ મળી, તેમાં ઠરાવ થયો કે જોને ગાદી છોડી દેવી. ત્યારકેડે બીજા બે પોપને પણ અધિકાર છોડી દેવો પડયો. જોન હસને પાખંડી ઠરાવી જીવતો બાળી મૂકયો, પરંતુ તેના પંથીઓએ બંડ કરી જય મેળવ્યા. ઇ. સ. ૧૪૩૧માં બેસલનગરમાં બીજી ધર્મસભા મળી તેમાં સુધારો કરવાના વિચાર નીકળ્યા. કોન્સ્ટન્સ અને બેસલની સભાઓથી એટલું થયું કે પોપના સ્વેચ્છિક અધિકારને હાનિ પહોંચી, પોપના હૂકમ ઉપર અપીલ કરવાની જગા એથી યૂરોપના રાજાઓને મળી, પોપના સ્વેચ્છિક અધિકારનો વધારે બળવાન શત્રુ વિદ્યા અને જ્ઞાનનો ફેલાવો હતો. એથી ગુરૂઓ અને રાજાઓનો અધિકાર કેટલા હોવા જોઇએ તેનો વિચાર કરવાની શક્તિ માણસોને મળી.

## વિદ્યાનું પ્રથમ સજીવન થવું તથા નવી શોધો.

યૂરોપની અર્વાચીન ભાષાઓમાં પ્રથમ ગ્રંથ રચવાનું માન ડોમિકન સાધુ જોનને મળે છે. તેણે રાજાઓની સ્વતંત્રતા વિશે ફ્રેન્ચ ભાષામાં ગ્રંથ પ્રસિદ્ધ કર્યો. ઇતાલિમાં ઇતાલિ ભાષા અને તેની કવિતાનો પાયો નાંખનાર દાન્તી કવી હતો. ઇંગ્લાંડમાં રોજરબેકને સૃષ્ટિવિદ્યા સંબંધી ગ્રન્થ રચ્યો અને યંત્રશાસ્ત્ર તથા રસાયણશાસ્ત્રમાં કેટલાક અગત્યના શોધ કર્યા, પ્રયોગ અને સૃષ્ટિની નિરીક્ષા કરવાનો તેણે બોધ કર્યો. ઓપસમાજસ નામે ગ્રંથમાં તેણે પોતાનાં ભાષણો પ્રસિદ્ધ કર્યાં. તેની શોધોને મૂર્ખ લોકોએ જાદુ કહ્યો ને તેથી તેને ઘણું સોસવું પડ્યું હતું. અક્ષરવિદ્યાની સાથે સૃષ્ટિવિદ્યાનો પણ છૂટકારો થયો હતો. ઇતાલિમાં પેત્રાર્ક અને બોકેશિઓનાં લખાણથી લોકનાં લક્ષણ સુધાર્યાં. છાપવાની કળા, કાગળ, બંદુકનો દારૂ વિગેરે બનાવવાનો હુન્નર જાણવામાં આવ્યો. ઇ. સ. ૧૩૯૦ માં ન્યુરેન્બર્ગમાં સણના કાગળ બનાવવાનું કારખાનું પહેલ વહેલું થયું, તે પહેલાં પણ સો વર્ષથી પશ્ચિમ યૂરોપમાં એવા કાગળ બનતા હતા એમ મનાય છે. રંગમાં તેલ ભેળી ચીતરવાની બનાવટ વાન–ઐક નામે બે ભાઇઓએ કરી. એ શોધથી ચિત્રો વધારે સારાં ને ટકાઉ થયાં. છાપવાની કળા એશિયામાંથી યૂરોપમાં આવી. તેરમા સૈકાની આખરે યૂરોપમાં ગંજીફાનો શોખ ઘણો ચાલ્યો. ઇ. સ. ૧૪૩૬ માં જર્મનિના મેયન્સ શહેરના વતની જોન ગાટેનબર્ગે દરેક અક્ષરનું છુટું બીબું કરવાની શોધ કરી. એ સખ્સે યૂરોપમાં પહેલું છાપખાનું સ્ત્રાસ્બર્ગ શહેરમાં કાઢ્યું. બંદુકના દારૂનો જુદો જુદો ઉપયોગ ચૌદમા સૈકાના આરંભમાં યૂરોપમાં થયો. રસાયણશાસ્ત્રનો આરંભ કરનાર આરબ હતા, અને તેમની પાસેથી દારૂ બનાવવાનો હુન્નર ફ્રાયર બેકન શીખ્યો હોય એમ લાગે છે. બંદુકોની બનાવટ અપૂર્ણ હતી. ચમક પથરમાં ધ્રુની દિશા બતાવવાનો ગુણ અને હોકાયંત્ર બનાવવામાં તેનો ઉપયોગ ચીના અને આરબ લોક પાસેથી નેપલ્સના રાજના એક માણસે યૂરોપમાં ચૌદમા સૈકાની આરંભમાં દાખલ કર્યો, હોકાયંત્રની શોધ યૂરોપમાં આવી તે પહેલાં ત્યાંના વહાણવટીઓ પક્ષીઓના ઉડવાપરથી દિશા જાણતા હતા. હોકાયંત્ર બનાવવામાં સુધારા હળવે હળવે થયા અને તેમાંના ઘણાખરા ઇંગ્રેજોએ કર્યા છે.

ચૌદમા સૈકાના આરંભથી તે પંદરમા સૈકાના મધ્ય ભાગ સુધી યૂરોપનો વેપાર ઇતાલિનાં હાન્સેઆટિક અને ફ્લાન્ડર્સ શહેરોના હાથમાં હતો. જીનોઆ અને વેનિસના વેપારીઓ ઘણા સાહસિક હતા. પાછળથી ભૂમધ્ય સમુદ્રનો સઘળો વેપાર વેનિસના લોકના હાથમાં ગયો હતો. ગ્રીસમાંથી રેશમ બનાવવાનો હુન્નર પ્રથમ સિસિલિમાં દાખલ થયો. વેનિસ બંદર એશિયાનો માલ યૂરોપને પૂરો પાડતું, અને લોમ્બર્ડના વેપારીઓ યૂરોપનાં ઉત્તર અને પશ્ચિમ રાજ્યોમાં તે માલ લેઇ જતા.

ઇતાલિનાં બધાં સ્વતંત્ર શહેરોની આબાદી એકસરખી રહી નહિ. તેઓ થોડા વખતમાં અવ્યવસ્થામાં પડયાં, અને રાજીખુશીથી તેમણે પોતાની સ્વતંત્રતા બીજાને આપી દીધી. વેનિસ ને જીનોઆ એકમેકની સાથે વઢયાં. અંતે જીનોઆની સત્તાનો નાશ થયો અને વેનિસ વૃદ્ધિ પામ્યું. ઈ. સ. ૧૩૪૩ માં મિસર દેશના સુલતાન જોડે વેનિસની સરકારે વેપારના કરાર કર્યા, એથી મધ્ય અને દક્ષિણ એશિઆનો સઘળો વેપાર વેનિસને હાથ ગયો. વેનિસની સરકારે ધીમે ધીમે પોતાનો મૂલક વધાર્યો, પણ તાબાના લોકપર જૂલમ કરવા માંડયો, અને આસપાસના રાજ્યોનું અપમાન કરવા માંડયું. તેથી તેની સત્તા નરમ પડી.

યૂરોપનાં ઉત્તર અને પશ્ચિમ ભાગનાં શહેરોના વેપારનું રક્ષણ કરવાને માટે તે શહેરોએ હાન્સેઆટિકલીગ (એક્કો) કર્યો હતો. એ લીગનું બળ એટલું બધું વધ્યું કે રાજા અને મહારાજા તેને માન આપતા. બધા એક્કાનો સામાન્ય કારભાર કરવાને લ્યુબેક નગરમાં ત્રણ ત્રણ વર્ષે એક સભા મળતી. એ સભામાં કંઇ નહિ તો ૮૦ શહેરોના વકીલો આવતા. બાલ્તિક સમુદ્રનો તમામ વેપાર એ હન્સ નગરોના હાથમાં હતો. મુખ્ય વેપાર હેરિંગ માછલીનો હતો. એ માછલી તેઓ યૂરોપનાં દક્ષિણ દેશોમાં પૂરી પાડતા, અને તેના બદલામાં કરિઆણું વગેરે ઉત્તરના દેશોમાં લઇ જતા. ફ્લાન્ડર્સનું મુખ્ય બંદર અને વેપારનું સ્થળ બ્રુજીસ હતું. ઈંગ્લાંડનું લંડન, નોર્વેનું બર્જીન અને રૂશિયાનું નોવાગર્ડ, એ વેપારનાં સ્થળોનો હતાં. એ લીગની અવદશા થવાના કારણોમાં માંહોમાંહેનો કુસંપ, બીજાં રાજ્યોનો બંદોબસ્ત અને ઉત્તર દેશોના રાજાઓનો સ્વાર્થ મુખ્ય હતાં.

ફ્લાન્ડર્સમાં વેપારનો પાયો તેઓના ઉદ્યમના કારખાનાં હતાં. ૧૩ મા અને ૧૪ મા સૈકામાં ફ્લેમિંગ લોક યૂરોપને કાપડ પૂરૂં પાડતા. એ લોકો વેપારને લીધે ફ્રાન્સના રાજા કરતાં પણ વધારે ધનવાન ને તેના જેટલા બળવાન થયા હતા. ત્યાંના શહેરીઓ રાજાઓની બરોબરી કરવા લાગ્યા. શહેરોએ ધન આપી પુષ્કળ હક્કો મેળવ્યા. રાજાના અધિકાર અને મ્યુનિસિપાલિટીના હક્ક એકમેકથી વિરૂદ્ધ થઈ પડ્યા. એથી લોકો અને તાલુકદારોની વચ્ચે ટંટો ઉત્પન્ન થયો, વઢવાઢથી મૂડીનો નાશ થયો, ઉદ્યમ રોજગાર તૂટી પડ્યા, અને વેપારી તથા તાલુકદાર એ બેઉની ખરાબી થઇ. કારીગરો બીજે દેશ નાશી ગયા.

ઇંગ્લાંડની ઊપજમાં ઉન મુખ્ય હતું, અને તેના વેપારમાંથી નાણા મેળવવાને પ્લાન્તાજીનેટ રાજાઓએ પ્રયત્ન કર્યો. ત્રીજા હેન્રિના વખતમાં બારોનોએ તેની સામા થઇ કાયદો કરાવ્યો કે ઉન પરદેશ જાય નહિ. ઇ. સ. ૧૩૩૧ માં ત્રીજા એડવર્ડે ફ્લાન્ડર્સના ઉન કાંતનાર, રંગનાર અને વણનારાઓને ઇંગ્લાંડમાં આવી વસવાને ઉત્તેજન આપ્યું. પાછળથી ઉન ઉપજાવનારા અને આ વણકરોની વચ્ચે તેમજ વણકરો અને જમીદારો વચ્ચે અદેખાઇ ઉત્પન્ન થઇ હતી. ઉનના ઉદ્યમને ખલેલ પહોંચે એવા કાયદા વચ્ચે વચ્ચે થયા, પણ ડ્યુટર વંશના પહેલા રાજાએ કેટલાંક શહેરને એ કાયદાના અમલથી છૂટા રાખ્યાં તેથી એ ઉદ્યમ કાયમ રહ્યો. શહેરોની મ્યુનિસિપાલિટીઓ તરફથી વેપારને કેટલીક અડચણો થતી હતી તે સાતમા હેન્રિએ દૂર કરી. આઠમા હેન્રિના અમલમાં ઉનના વણાટનું કામ ઘણું વધ્યું હતું. પણ નેધર્લાન્ડસ જોડે લઢાઇ થવાથી થોડો વખત એ વેપારને ધોકો લાગ્યો. એલિઝાબેથ રાણીના અમલમાં ધર્મના જૂલમને લીધે ફ્રાન્સ અને ફ્લાન્ડર્સથી પ્રોટેસ્ટન્ટ વણકરો નાશી આવી ઇંગ્લાંડમાં વશ્યા, તેને રાણીએ ઉત્તેજન આપ્યું. એલિઝાબેથે એક કમ્પનીને ઉનનો માલ વેચવાનો ઇજારો આપ્યો તેથી ઉનના વેપારને હાનિ પહોંચી. પાછળથી રાણીએ ઇજારો રદ કર્યો. પહેલા જેમ્સના વખતમાં પરમુલક જોડેના વેપારનો નવદશાંસ ભાગ ઉનના કાપડનો હતો. ઉનનું રંગાટ કામ ઇંગ્લાંડમાં થતું નહિ તેથી તેને ઉત્તેજન આપવાને રાજાએ કેટલીક કોશિષ કીધી. પ્રજાસત્તાક રાજ્યના વખતમાં વે-

પાર રોજગારની ઘણી વૃદ્ધિ થઇ. જમીંદારોના છોકરા વેપારીઓને ત્યાં ગુમાસ્તા રહી વેપારનું કામ શીખવા લાગ્યા તેથી વેપારને પાછી હાનિ પહોંચી, અને ઘણા કારીગરો પરદેશ જતા રહ્યા. વેપારમાં અને હુન્નરમાં ઇજારા અને બંધીઓ સંબંધી યૂરોપના બીજા દેશોના રાજ્યકારભારીઓ વધારે ડાહ્યા નહતા. વેપાર અને ઉદ્યોગને સ્વાભાવિક માર્ગે ચાલવા ન દેતાં કાયદા કરનારાઓ અને હાકેમો બધા મૂલકોમાં એજ પ્રમાણે આડે આવી નુકસાન કરતા હતા. ફ્રાન્સ જોડે લાંબી મુદ્દત સુધી વઢવાઢ ચાલી તથા રાજ્યગાદીને માટે માંહેમાંહે ઝગડો ચાલ્યો તેથી ઈંગ્લાંડના પરદેશ જોડેના વેપારનો વિસ્તાર ઉતાવળે થયો ન હતો. યૂરોપના દક્ષિણ ભાગમાં સમુદ્રની સફરો કરવા ઉપર લોક ઉત્સાહથી મંડ્યા હતા, તેની અસર ૭ મા હેન્રિના વખતમાં ઈંગ્લાંડમાં થઇ.

હાપ્સબર્ગ કુળનો પહેલો રાજાધિરાજ રોડોલ્ફ જર્મેનિના રાજ્યાસને બેઠો ત્યારથી તે અધિરાજ્ય નિયમસર ચાલવા લાગ્યું. ૧૪ મા સૈકાના આરંભે સ્વિત્ઝર્લાન્દના નાના નાના વિભાગ પડી કાન્તોન થઇ ગયાં હતાં. કેટલાંક કાન્તોન જર્મેનિના ને કેટલાંક આસ્ટ્રિયાના તાબામાં હતાં. જર્મેનિના સૂબાઓએ બહુ જૂલમ કર્યો તેથી પોતાની જન્મભૂમિને પરદેશી ધુંસરીની પીડામાંથી છોડાવવાનો કેટલાક સ્વદેશ હિતેચ્છુ સ્વિસ યોદ્ધાએ પ્રયત્ન કર્યો, તેમાં તેઓ ફતેહ પામ્યા. અંતે સ્વિત્ઝર્લાન્દમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયું. જર્મેનિમાં ગાદીને માટે તોફાનો થયાં. ત્યાં અંતે નુરેમ્બર્ગમાં ડાએટ એટલે મોટી રાજ્યસભા મળી, તેમાં ધર્માધિકારીઓના તથા રાજ્યકર્ત્તાના અખ્તિયાર અને હકોની મર્યાદા ઠરાવી 'સુવર્ણ લેખ' થયો. એમાં લખ્યું છે કે સાત રાજાઓ મળી બહુ મતે રાજાધિરાજ નીમે, અને રાજેન્દ્રની જગા ખાલી રહે તેટલી મુદ્દત સુધી અધિરાજ્યનું કામ પાલાતિનેત એટલે સાકસનિના રાજાઓ ચલાવે. કેટલાંક વર્ષ સુધી હાપ્સ્બર્ગ કુટુંબના હાથમાંથી જર્મેનિની ગાદી જતી રહી હતી તે પાછી પંદરમા સૈકાના પાછલા ભાગમાં તે કુળમાં આવી, અને સને ૧૭૪૦ સુધી તેજ કુળમાં રહી હતી.

ફ્રાન્સમાં ફિલિપ આગસ્તસે તાલુકદારોને નિર્બળ કરી મોટા તાલુકા

ખાલસા કરવાનું કામ આરંભ્યું તે ફિલિપ ધ ફેરે જારી રાખ્યું. એ રાજાને ઇસાબેલા નામે એક દીકરી હતી તે ઈંગ્લાંડના બીજા એડવર્ડ વેરે પરણી હતી. ઇસાબેલાના ત્રણ ભાઇઓ એકપછી એક ગાદીપર બેશી મરણ પામ્યા તેથી ફ્રાન્સની ગાદી પાસેના પિત્રાઇ વાલોઇસના ફિલિપને મળી. ઇસાબેલાના દીકરા ત્રીજા એડવર્ડે માની તરફથી ફ્રાન્સની ગાદી માટે દાવો કર્યો. તે કેવળ ગેરવાજબી હતો. તેણે ફ્રાન્સ ઉપર ચઢાઇ કરી તેમાં ઇંગ્રેજી લશ્કરે મોટા જય મેળવ્યા, પરંતુ ફ્રાન્સ દેશ જીતાયો નહિ. સને ૧૩૬૦ માં બે દેશ વચ્ચે સલાહ થઇ. એડવર્ડે ફ્રાન્સની ગાદીનો દાવો છોડી દીધો પણ તેને કેટલાક મોટા પ્રાંતો મળ્યા. આ યુદ્ધ ચાલતું હતું તેવામાં કેટલાંક વર્ષ સુધી ફ્રાન્સ ઉપર મોટી મોટી આફતો ગુજરી. દેશમાં ઠામ ઠામ જાકેરી નામે બંડો થયાં તેમાં ઘણી નિર્દયતા ચલાવવામાં આવતી. ફ્રાન્સમાંના ઇંગ્રેજી મૂલકનો કારભાર બ્લાકપ્રિન્સ કરતો હતો. પૈસાની ખોટ પડવાથી તેણે લોકો ઉપર ભારે વેરા નાંખ્યા તેથી લોકોએ ફ્રાન્સના ૫મા ચાર્લ્સ રાજાના દરબારમાં જઈ ફરિયાદ કરી. પાછી લઢાઇ જાગી ને પરિણામે બ્લાકપ્રિન્સે આગળ જીતેલો તમામ મૂલક ખોયો. બંદરો માત્ર તેના હાથમાં રહ્યાં. ઈંગ્લાંડના બીજા રિચાર્ડની નાલાયકીને લીધે, અને ચોથા હેન્રિનો ગાદીએ બેસવાનો હક શક ભરેલો હોવાથી તે પાદશાહો ફ્રાન્સ ઉપર સ્વારી કરી શક્યા નહિ. પાંચમો હેન્રિ ગાદીએ બેઠો ત્યારે ફ્રાન્સમાં ઓર્લીન્સ અને બર્ગેંડિ પક્ષોની મારામારીનો લાભ લેઇ તે દેશપર ચઢાઇ કરી. એજીન-કોર્ટના યુદ્ધમાં ફ્રેન્ચ લોકોને હરાવ્યા. યુદ્ધને અંતે સલાહ થઇ તેથી હેન્રિ ફ્રેન્ચ રાજાની કુંવરી કાથેરિનને પરણે, અને ચાર્લ્સ રાજા મરણ પામેથી તેનો વારસ થઇ ગાદીએ બેસે એવો ઠરાવ થયો. પરંતુ ચાર્લ્સના મરણ કેડે ફ્રાન્સના દક્ષિણ ભાગના લોકે તેના દિકરા ૭ મા ચાર્લ્સને રાજા માન્યો તેથી ઈંગ્લાંડના છઠ્ઠા હેન્રિના વખતમાં પાછી લઢાઇ શરૂ થઇ. ઇંગ્રેજી ફોજે આરંભમાં ઘણી ફતેહ મેળવી અને ઓર્લીન્સ નગરને ઘેરો ઘાલ્યો. ઓર્લીન્સની કન્યા નામે જોન આર્કે એ ઘેરો બહાદુરીથી ઉઠાવ્યો. ત્યાર પછી એડવર્ડ અને હેન્રીએ જીતેલા પ્રાંતો અને કિલ્લાઓ ફ્રેન્ચ રાજાને હાથ ગયા. આ લાંબી મુદત સુધી ચાલેલી વઢવાઢથી ફ્રાન્સના તાલુકદારોનો નાશ થઇ ગયો તેથી ૭ મો ચાર્લ્સ રાજા રાજ્યના ધોરણને સ્વેચ્છિક કરી શક્યો. બ્રુજીસમાં પ્રજાની મોટી સ-

ભા બોલાવી કેટલાક ધર્મ સંબંધી ઠરાવો મંજૂર કરાવ્યા અને અમલ-માં આણ્યાં, તેથી ફ્રાન્સની ધર્મસમાજપર પોપના અધિકારનો વધારો થતો અટક્યો.

આ સમયમાં સ્પેનમાં ઘણાં રાજ્યો હતાં. કાસ્તૈલ અને આરાગોનના રાજાઓ એકસંપ કરી શક્યા નહિ તેથી મૂર એટલે મુસલમાની સત્તાનું જોર તે તોડી શક્યા નહિ. ઇ. સ. ૧૪૬૯ માં આરાગોનનો રાજા ફર્દિ-નાન્દ અને કાસ્તૈલના રાજાની પુત્રી ને વારસ ઇસાબેલાના લગ્ન થવાથી એ બે રાજ્ય જોડાઇ ગયાં. પાર્તુગાલમાં ગાદીને માટે ઝઘડો ચાલ્યો હતો, પણ તે થોડા વખતમાં પતી ગયો હતો.

ઈંગ્લાંડમાં બીજો એડવર્ડ રાજા ઘણો નબળો હતો. એના વખતમાં પ્રજાની સ્વાધીનતામાં વધારો થયો. એ રાજાએ અનીતિ ચલાવી તેથી એને પદભ્રષ્ટ કરવામાં આવ્યો. એના પછી એનો દીકરો ત્રીજો એડવર્ડ રાજા થયો. ફ્રાન્સમાં મોટા જય મેળવીને તથા ઈંગ્લાંડમાં ડાહ્યા કાયદા રચાવીને તે વખણાયો. એ રાજાના અમલમાં ઈંગ્લાંડની રાજ્યપદ્ધતિના નિયમની સ્થાપના થઇ. એના રાજ્યઅમલમાં ચોસર કવી થઇ ગયો અને નોર્મન ભાષાને બદલે ઈંગ્રેજી ભાષામાં કાયદા લખવાનો ઠરાવ થયો. એના પછી એનો પૌત્ર બીજો રિચાર્ડ બાળ વયે ગાદીપર બેઠો. તેના અમલના પહેલા ભાગમાં તેના લોભી કાકાઓની વઢવાઢથી દેશ દુખી થયો. વોટ ટાઇલરની સરદારી નીચે ગામડીઆઓએ બંડ કર્યું તે રાજાએ બેસાડયું હતું. એના અમલમાં વિક્લિફે ધર્મસુધારાના મત જાહેર કર્યા. એ રાજા સારી રીતે રાજ્ય કરી શક્યો નહિ, તેથી બળવો ઉઠયો, અને ઈંગ્લાંડની ગા-દી તેના પિત્રાઇ લાંકાસ્ટરના હેન્રિએ પડાવી લીધી. લાંકાસ્ટર કુળના ત્રણ રાજા-૪ થો-૫ મો ને ૬ ઠ્ઠો હેન્રિ એક પછી એક ગાદીપર બેઠા. છેલ્લા રાજાના વખતમાં ગાદીને માટે વિગ્રહો થયા તેને ગુલાબોના વિગ્રહો કહેછે. યોર્ક અને લાંકાસ્ટર કુળ વચ્ચે એ ઝઘડો થયો હતો. મુખ્ય બાર લઢાઇઓ થઇ તેમાં કોઇ વાર યોર્કનો તો કોઇ વખત લાંકાસ્ટર પક્ષનો જય થતો. ઇ. સ. ૧૪૬૧ માં યોર્કનો ડ્યૂક ૪ થો એડવર્ડ રાજા થયો. એ રાજાએ પોતાના અમલને નિર્દયપણાનાં ને બદચાલનાં લાંછન

લગાડ્યાં. તેના મરણ પછી કેટલાક મહિને ત્રીજો રિચાર્ડ ગાદીપર બેઠો તેને હેન્રિ ટયૂડરે બોસ્વર્થફીલ્ડના સંગ્રામમાં હરાવી ઇંગ્લાંડનું રાજ્ય પોતાને હસ્તક લીધું. એ હેન્રિ લાંકાસ્ટર કુળનો વારસ હતો. તે પાછળથી યોર્ક કુળની વારસ કન્યાને પરણ્યો તેથી ટંટો પતી ગયો. આ વિગ્રહોમાં અમીર વર્ગોનો મોટો સંહાર થયો હતો.

સ્કાટ્લાંડમાં રાજ્યાસનને માટે ટંટા ચાલતા હતા, તેનો અંત આવી સ્ટૂઅર્ટ વંશમાં ગાદી ગઈ, ઇ. સ. ૧૪૭૧. આ કુળના રાજાઓએ ડાહ્યા કાયદા કરી તાલુકદારોને તોફાન કરતા અટકાવ્યા. યૂરોપની ઉત્તરના રાજ્યો માંહોમાંહે વઢી મરતાં હતાં. અંતે ડેન્માર્ક, નોર્વે અને સ્વીડનનાં રાજ્યો એક થયાં, પણ ઇ. સ. ૧૪૫૦ માં સ્વીદિશ લોકો પણ છૂટા પડ્યા હતા.

૧૪ મા ને ૧૫ મા સૈકામાં રૂશિઆમાં ઘણાં રાજ્યો હતાં તે બધાં મોગલના તાબામાં હતાં. એ ઉપરાંત પશ્ચિમ ભણીના પ્રાંતમાં પોલ અને લુથુઆની લોક સ્વારી કરતા. પોલાંદની ગાદી ૧૪ મા સૈકાને અંતે લુથિઆની કુળમાં ગઇ તે છેક ૧૬ મા સૈકા સુધી તે કુળના હાથમાંજ રહી હતી.

મોગલ લોકોએ સેલ્જુકી કુળના રાજ્યો તોડી પાડ્યાં ત્યારે તુર્ક લોકની એક ભટકતી ટોળી આર્મિનિયામાં ભરાઇ બેઠી. એ ટોળીએ પોતાનો ગયલો મૂલક પાછો જીતી લેવાનો આરંભ પોતાના સરદાર એર્તોગ્રેલના હાથ નીચે રહી કર્યો. એ સરદારનો પુત્ર ઉસ્માન કરીને હતો તે તુર્કી રાજ્યનો સ્થાપનાર હતો ઈ. સ. ૧૩૨૭. એણે પોતાની રાજ્યધાની પ્રથમ બ્રુસ્સામાં કરી. એ સરદાર રાજ્યનીતિ અને યુદ્ધકળામાં પ્રવીણ હતો. એની પછી એનો દીકરો ઉર્ખાન ગાદીએ બેઠો, તેણે જાનિસરીના નામથી ઓળખાતી ફોજની વ્યવસ્થા કરી હતી. એણે રાજ્યનો પુષ્કળ વધારો કર્યો પછી પોતાને સુલતાન કહેવડાવવા લાગ્યો. એના વખતમાં એના પુત્ર સુલેમાને હેલિસપોંત પ્રથમ ઓળંગી ગાલિસપોલિસ સર કર્યું. એની પછી એનો દીકરો મુરાદ ગાદીપર આવ્યો. એણે આડ્રિયાનોપલ

જીતીને ત્યાં પોતાની રાજ્યધાની કરી. ક્રિશ્ચિયનો સાથે વઢતાં કાસોવાના રણમાં તે પડ્યો. મુરાદ પછી બયેજીદ સુલતાન થયો તેણે પુષ્કળ ખ્રિસ્તિ રાજ્યો તાબે કીધાં. એણે કોન્સ્તાન્તિનોપલને દશ વર્ષ સુધી ઘેરો ઘાલ્યો હતો, પરંતુ તૈમૂરલેનની તુર્કી મૂલકપર ચઢાઇ થવાથી તે બચી ગયું હતું. એ તૈમૂર તુર્ક જાતનો હતો, તેને કેટલાક મોગલ કહેછે તે ભૂલ છે. તે જેમ લઢવામાં જબરો હતો, તેમ વિદ્યામાં પણ જબરો હતો. ચીનની દીવાલોથી તે ભૂમધ્ય સમુદ્ર સુધી બધો દેશ તેણે વશ કર્યો હતો. દક્ષિણમાં હિંદુસ્તાન અને ઉત્તર રૂશિયાએ તેની આણ માની હતી. એના ચઢી આવવાની ખબર સાંભળીને બયેજીદને કોન્સ્તાન્તિનોપલનો ઘેરો ઉઠાવી એશિઆના રાજ્યનું રક્ષણ કરવા દોડવું પડ્યું. આંગોરાના રણમાં તે એઉનો મેળાપ થયો, તેમાં બયેજીદ હાર્યો ને કેદ પકડાયો, પાછળથી શત્રુની છાવણીમાં તે મરણ પામ્યો. તૈમુર ચીનપર સ્વારી લેઇ જવાની તૈયારી કરતો હતો એટલામાં વ્યાધિ થવાથી તે મરણ પામ્યો (ઈ. સ. ૧૪૦૫). તૈમુરના મરણ પછી તેના રાજ્યના ટૂકડે ટૂકડા થઇ ગયા હતા. તેના એક વંશજ નામે બાબરે ઈ. સ. ૧૫૨૬ માં હિંદુસ્તાનમાં રાજ્ય સ્થાપ્યું હતું.

બયેજીદની પાછળ તખ્તને માટે તેના પુત્ર માંહોમાંહે વઢ્યા. તેમાં નાનો છોકરો મહમદ અંતે ફતેહ પામ્યો. એના અમલનો ઘણોખરો વખત પશ્ચિમ એશિયા માંહેલા પ્રાંતો જીતી લેવામાં ગયો હતો. એની પછી મુરાદ બીજો ગાદીએ બેઠો, તેણે ગ્રીક રાજેન્દ્ર કને પોતાનું ઉપરીપણું કબુલ કરાવ્યું. ઇ. સ. ૧૪૫૧ માં મહમદ બીજો સુલતાન થયો, તેણે ઇ. સ. ૧૪૫૩ તા. ૨૯મી મેને રોજ કોન્સ્તાન્તિનોપલ સર કર્યું. ત્યારકેડે તેણે સર્વિયા વગરે પ્રાંતો જીતી લીધા તેથી બધાં ખ્રિસ્તિ રાજ્યો ભયભીત થઇ ગયાં. પોપ બીજા° પાયસે એક ક્રુસેદ ઊભી કરવાની તૈયારી કરી એટલામાં તે મરણ પામ્યો. યૂરોપમાં તૂર્કી અમલ હવે સ્થાપન થયો. મહમદે પોતાની ખ્રિસ્તિ રૈયતનું પાછળથી સારૂં રક્ષણ કર્યું અને તેના ડાહાપણ ભરેલા ઉપાયોથી કોન્સ્તાન્તિનોપલ અસલની સારી અવસ્થાએ પહોંચ્યું.

હિંદુસ્તાનમાં અલ્લાઉદ્દીનના મરણ પછી તેની ગાદીપર રંડીબાજ અને વ્યસની રાજાઓ થયા, તેથી ત્યાં તગ્લખ વંશ સ્થાપન થયો. એ વંશનો મહમદ બાદશાહ ઘણો જૂલમી અને પશુ જેવો હતો. એણે ચીનપર સ્વારી મોકલી હતી તેમાંના ઘણાંખરાં માણુસ ત્યાં જતાં રસ્તામાં મરણ પામ્યાં. એના વખતમાં ઠામ ઠામ બંડો થયાં અને દક્ષિણમાં એક મુસલમાની સ્વતંત્ર રાજ્ય સ્થાપન થયું. એના પછી એનો ભત્રીજો ફિરોજ ગાદીપર બેઠો. તેણે આડત્રીસ વર્ષ રાજ્ય કીધું તે દરમ્યાન હિંદુસ્તાનમાં બધે શાન્તિ હતી. એના પછી નબળા રાજા ગાદીએ બેઠા. ઇ. સ. ૧૩૯૭ માં તૈમરલેન હિંદપર ચઢી આવ્યો. તગ્લખ વંશનો ચોથો મહમદ રાજા તેની સાથે લઢયો પણ હાર પામ્યો. તૈમૂરે દિલ્હી કબજે લેઇ ત્યાંના રહેવાશીઓની કતલ કરી અને હજારોને ગુલામ કીધા. તૈમૂર હિંદુસ્તાન છોડી એશિયામૈનર તરફ ગયો એટલે રાજ્યની અવ્યવસ્થામાં વધારો થયો. કેટલાક પ્રાંતો સ્વતંત્ર થઇ ગયા. મહમદે પોતાની ગાદી પાછી લેવાનો પ્રયત્ન કર્યો, પણ તેનું કાંઇ વળ્યું નહિ. દેશમાં ઠામ ઠામ બંડો થવા માંડયાં, અંતે બિલોલિખાં લોદીએ દિલ્હીની ગાદી પોતાને હાથ કરી. લોદીવંશનો છેલ્લો રાજા ઇબ્રાહિમ થયો તેને બાબરે પાણીપતની લઢાઇમાં હરાવી માર્યો હતો એથી પઠાણ પાદશાહોનો અમલ પૂરો થઇ મોગલ પાદશાહનો અમલ હિંદમાં શરૂ થયો. ૩૦૦ વર્ષ સુધી હિંદનું રાજ્ય પઠાણોએ ભોગવ્યું તેમાં ભાગ્યે કોઇ કુટુંબે ત્રણ પેઢી કરતાં વધારે સુખે અમલ કર્યો હતો. આ લાંબી મુદત સુધી હિંદુસ્તાને જેવી નીચ અવસ્થા ભોગવી તેવી બીજા કોઇપણ દેશે ભોગવી નહતી. એમ છતાં કોઇ કોઇ બાદશાહના વખતમાં દેશ આબાદ અને સુખી હતો.

ઇ. સ. ૧૩૮૭ માં ફતુંલ્લ મુલ્ક નામે એક સરદાર દિલ્હીની ગાદી તરફથી ગૂજરાતનો સૂબો થયો. તેણે સ્વતંત્ર થવાની તજવીજ કીધી, તેથી પાદશાહે મુજફ્ફરખાન સરદારને તેની સામે લઢવાને મોકલ્યો. યુદ્ધ થયું તેમાં મુજફ્ફરખાન જીત્યો અને ગુજરાતનો સૂબો થયો. એ સરદારનો કેટલોક વખત ઇડર વગેરે રજપૂત રાજ્યોને જીતવામાં ગયો હતો. તે પણ દિલ્હીથી સ્વતંત્ર થઇ પોતાને પાદશાહ કહાવતો. એની પછી અહમદશાહ થયો. તેણે ઇ. સ. ૧૪૧૨ માં અમદાવાદ શહેર વસાવ્યું. અમદાવાદના પા-

દશાહોમાં મહમદ બેગડો થયો તેણે ગૂજરાત તથા કાઠિયાવાડનાં રાજ્યો જીત્યાં અને ચાંપાનેર સર કર્યું. તેણે ફિરંગી લોક સાથે લઢાઇ કરી હતી. ઇ. સ. ૧૫૧૧ માં તે મરણ પામ્યો.

જંઘીસખાનના પૌત્ર કુબ્લીખાંને બધો ચીન દેશ વશ કર્યો હતો ઇ. સ. ૧૨૭૯. મોગલોએ પરદેશી છતાં ડહાપણથી વર્તી એ દેશને ફાયદો કર્યો. કુબ્લીખાનના પૌત્ર તિમુરખાને દેશને પીડા કરનારા ધારાળા લોકનો નાશ કર્યો, અને વેપારને ઉત્તેજન આપ્યું. એના મરણ પછી ગાદીને માટે તેના કુટુંબીઓ લઢવા લાગ્યા તેથી મોગલો નબળા પડી ગયા, અને તેમને સ્વદેશી એક સરદારે કાઢી મૂકી મિંદવંશની સ્થાપના કીધી ઇ. સ. ૧૩૭૮. એ વંશના છેલ્લા બાદશાહના વખતમાં લૂંટારૂ ટોળીના લી નામે એક સરદારે પેકિન શહેર કબજે લીધું અને પંડે પાદશાહ થયો, પરંતુ મિંદવંશના એક સરદારે નવા બાદશાહને લઢાઇમાં હરાવી મારી નાંખ્યો તેથી ચીનની ગાદી પાછી મિંદવંશના હાથમાં આવી.

અરબસ્તાનના ખાલિફોએ ઇરાનનું રાજ્ય જીતી લીધું ત્યારથી ૫૮૫ વર્ષ સુધી એટલે ઇ. સ. ૧૨૨૦ સુધી તે રાજ્ય આરબોના તાબામાં હતું. એ સમયમાં કેટલાક સુબેદારો સ્વતંત્ર થઇ ગયા હતા. જંઘીસખાને ઇરાન જીતી લીધા પછી તેના મરણ કેડે ઇરાન તેના નાના છોકરા તૌલીનને મળ્યું. તૌલીનના વંશજો મોગલોના મોટા ખાનથી સ્વતંત્ર થઇ જઇ પોતાને ઇરાનના ખાન કહેવડાવતા. છેલ્લા ખાન અબુ સૈયદના અમલમાં તૈમુરલંગે આવી એ દેશ જીતી લીધો ત્યારથી મોગલનું રાજ્ય ભાગી પડ્યું અને તુર્ક વંશની સ્થાપના થઇ. ઇ. સ. ૧૫૦૫ માં ઇસ્માઇલ્લ સોફીએ તુર્કોની સત્તા કાઢી નાખી પોતાની સત્તા બેસાડી. તેના વંશજો ઇ. સ. ૧૭૨૨ સુધી ઇરાનની ગાદીપર રહ્યા.

# अध्याय ६ ठ्ठो.

## ઈ. સ. ૧૫૦૦ થી ઈ. સ. ૧૬૫૦ સુધી.

## खंड १ लो.

### સમુદ્ર મથન.

ભૂમધ્ય સમુદ્રમાં તેના કાંઠાપર વસનારા લોકો ઘણા જૂના કાળથી વહાણ હંકારતા. એ સમુદ્રની બહાર નીકળવાની હિંમત ટાયર અને સિદનમાં રહેનારા ફેનિસી લોકોએ કરી. એ લોકોમાંના કેટલાક ઇ. સ. પહેલાં નવમા સૈકામાં કાર્થેજમાં જઈ વસ્યા, એ કાર્થેજીનિઅન લોક વહાણ ચલાવવામાં ઘણા સાહસિક હતા. જિબ્રાલ્ટરની સામુદ્રધુનીમાંથી નીકળી આફ્રિકાને કાંઠે દક્ષિણમાં ઉતરી અને આફ્રિકાની પ્રદક્ષિણા કરી ઉત્તર તરફ વળી રાતા સમુદ્રમાં આવવું એ વિચાર કદાચ કાર્થેજીનિઅનોના મનમાં પહેલો આવ્યો હશે, પણ કદી અમલમાં આવેલો જણાતો નથી. દરિયાના ભય વિશેની કહાણીઓ ઘણીક ચાલતી હતી અને જેઓ ક્રીટથી મિસર સુધી વહાણ હંકારી જતા તેઓ ઘણા હિંમતવાન ગણાતા. સિસિલી અને આફ્રિકામાં તોફાન ઉઠવાથી વહાણ ઘસડાઈ તેઓ ચમત્કારી રીતે બચી ગયાં એવું સમજાતું.

હિંદીમહાસાગરમાં પવનની દિશાનું ધોરણ હાથ લાગેથી પ્રાચીન કાળના લોકને વહાણ ચલાવવાના હુન્નરમાં ઘણો આશ્રય મળ્યો. વિષુવવૃત્તની આસપાસ ત્રીશ અંશ સુધી એ પવન મહાસાગરમાં વાયછે. કાંઠાઓપર જમીન વચમાં આવ્યાથી કંઇક ફેરફાર પડી જાયછે ખરો. દક્ષિણ અક્ષાંશ ત્રણથી તે ઉત્તર તરફ હિંદુસ્તાન સુધી અકટોંબર માસથી તે એપ્રિલ સુધી ઇશાન દિશામાં પવન વાયછે, અને એપ્રિલથી તે અકટોંબર સુધી વાયવ્ય દિશામાં વાયછે, એને મોસમનો પવન કહેછે.

મોસમનો અર્થ ફારસી ભાષામાં ૠતુ છે. પૃથ્વીના ગોળાના પૂર્વ ભાગમાં પણ એવોજ વા વાયછે, પણ ત્યાંના ખંડ, બેટ અને સાગરની અવસ્થામાં કંઇ ભેદ હોવાથી કંઇક ફેર પડેછે. મોસમના પવનની બિના આરબ લોકોના જાણવામાં આવેલી, પરંતુ તેમને વહાણની સફરમાં લીધેલી નહિ. ઇ. સ. ૫૦ ને શુમારે હિંપાલસ નામે યૂરોપિયને અરબન્તાન અને ઇરાનથી મહાસાગરમાં દૂર વહાણ હંકાર્યાં, અને એ પવનના જોરે કરીને તેઓ પૂર્વ તરફ ગયા. આરબોના વહાણોને કાંઠે કાંઠે ફરતાં વરસોના વરસો લાગતાં. તે સફરો હમણા થોડા તખતમાં થઇ, અને એશિઆના લોક અને વિષયનું જ્ઞાન યૂરોપમાં વધ્યું.

રોમન લોકના હાથમાં ઇજીપ્તનું રાજ જ્યારે આવ્યું, ત્યારે તેમણે રાતા સમુદ્રમાં થઇ અરબી સમુદ્રને માર્ગે અરબસ્તાન અને ઇરાનને કાંઠે કાંઠે થઇ સિંધુ નદીના મુખ સુધી જવાની સફરો જારી રાખી. મહારાજા ક્લોદિઅસના વખતમાં એ સફરોના માર્ગમાં એટલો ફેરફાર કરવામાં આવ્યો કે અરબી અખાતમાંથી નીકળીને હિંદીમહાસાગરની વચમાં થઇ વાયવ્ય દિશામાં પવન વાતો હતો તેના જોરથી સિંધુ નદીના મુખપર વહાણો જવા લાગ્યાં. હિંદુસ્તાન જોડે વેપાર આ પ્રમાણે ચાલતો હતો:—હિંદુસ્તાન ખાતે મોકલવાનો માલ આલેક્ષાંદ્રિઆમાં આણતા, અને ત્યાંથી ત્રણસેં મૈલપર કોપ્તસ શહેર હતું ત્યાં નૈલ નદીની વાટે લેઇ જતા અને ત્યાંથી ઉંટોપર ચઢાવીને બેરિનિસ બંદરમાં લાવતા. એ બંદર કોપ્તસથી રાતા સમુદ્રપર બસેંને સાઠ મૈલને અંતરે છે. વહાણ ચલાવવાની મોસમ આવતી ત્યાં લગી માલ એ બંદરમાં વખારમાં રહેતો, તે માલને વહાણપર ચઢાવ્યા પછી વહાણવટીઓ સામે અરબસ્તાનને કાંઠે જઇ લોમાનાદિક આરબોનો માલ લેતા અને હથિઆર, ચપ્પુ વાસણ આદિક લેતા, ત્યારપછી તેઓ હિંદુસ્તાન ભણી હંકારતા. પોતે આણેલો માલ વેચીને તેને સાટે સોનું, તેજાના મસાલા, વસાણા વગેરે લેઇ આલેક્ષાંદ્રિઆ તરફ પાછા ફરતા, ને ડિસેંબર કે જાનેવારીમાં આવી પહોંચતા. પ્રથમ ઉપર કહ્યું તેજ પ્રમાણે માલ બેરિનિસથી આલેક્ષાંદ્રિઆમાં લેઇ જતા, અને ત્યાંથી દર વરસે એ માલ ભરી રોમ જતા. જ્યારે રોમના રાજ્યના બે ભાગ થયા, અને પૂર્વ રાજ્યનું પાયતખ્ત કોન્સ્તાન્તિ-

# અધ્યાય ૬ ઠ્ઠો.

## ઈ. સ. ૧૫૦૦ થી ઈ. સ. ૧૬૫૦ સુધી.

## ખંડ ૧ લો.

### સમુદ્ર મથન.

ભૂમધ્ય સમુદ્રમાં તેના કાંઠાપર વસનારા લોકો ઘણા જૂના કાળથી વહાણુ હંકારતા. એ સમુદ્રની બહાર નીકળવાની હિંમત ટાયર અને સિદ્દનમાં રહેનારા ફિનિસી લોકોએ કરી. એ લોકોમાંના કેટલાક ઇ. સ. પહેલાં નવમા સૈકામાં કાર્થેજમાં જઈ વસ્યા, એ કાર્થેજીનિઅન લોક વહાણુ ચલાવવામાં ઘણા સાહસિક હતા. જિબ્રાલ્ટરની સામુદ્રધુનીમાંથી નીકળી આફ્રિકાને કાંઠે દક્ષિણમાં ઉતરી અને આફ્રિકાની પ્રદક્ષિણા કરી ઉત્તર તરફ વળી રાતા સમુદ્રમાં આવવું એ વિચાર કદાચ કાર્થેજીનિઅનોના મનમાં પહેલો આવ્યો હશે, પણ કદી અમલમાં આવેલો જણાતો નથી. દરિયાના ભય વિશેની કહાણીઓ ઘણીક ચાલતી હતી અને જેઓ ક્રીટથી મિસર સુધી વહાણુ હંકારી જતા તેઓ ઘણા હિંમતવાન ગણાતા. સિસિલી અને આફ્રિકામાં તોફાન ઊઠવાથી વહાણુ ઘસડાઈ તેઓ ચમત્કારી રીતે બચી ગયાં એવું સમજાતું.

હિંદીમહાસાગરમાં પવનની દિશાનું ધોરણ હાથ લાગેથી પ્રાચીન કાળના લોકને વહાણુ ચલાવવાના હુન્નરમાં ઘણો આશ્રય મળ્યો. વિષુવવૃત્તની આસપાસ ત્રીશ અંશ સુધી એ પવન મહાસાગરમાં વાયછે. કાંઠાઓપર જમીન વચમાં આવ્યાથી કંઇક ફેરફાર પડી જાયછે ખરો. દક્ષિણુ અક્ષાંશ ત્રણથી તે ઉત્તર તરફ હિંદુસ્તાન સુધી અકટોબર માસથી તે એપ્રિલ સુધી ઇશાન દિશામાં પવન વાયછે, અને એપ્રિલથી તે અકટોબર સુધી વાયવ્ય દિશામાં વાયછે, એને મોસમનો પવન કહેછે.

મોસમનો અર્થ ફારસી ભાષામાં ઋતુ છે. પૃથ્વીના ગોળાના પૂર્વ ભાગમાં પણ એવોજ વા વાયછે, પણ ત્યાંના ખંડ, બેટ અને સાગરની અવસ્થામાં કંઇ ભેદ હોવાથી કંઇક ફેર પડેછે. મોસમના પવનની બિના આરબ લોકોના જાણવામાં આવેલી, પરંતુ તેમને વહાણની સફરમાં લીધેલી નહિ. ઇ. સ. ૫૦ ને શુમારે હિંપાલસ નામે યૂરોપિયને અરબસ્તાન અને ઇરાનથી મહાસાગરમાં દૂર વહાણ હંકાર્યાં, અને એ પવનના જોરે કરીને તેઓ પૂર્વ તરફ ગયા. આરબોના વહાણોને કાંઠે કાંઠે ફરતાં વરસોના વરસો લાગતાં. તે સફરો હમણા થોડા તખતમાં થઇ; અને એશિઆના લોક અને વિષયનું જ્ઞાન યૂરોપમાં વધ્યું.

રોમન લોકના હાથમાં ઇજીપ્તનું રાજ જ્યારે આવ્યું, ત્યારે તેમણે રાતા સમુદ્રમાં થઇ અરબી સમુદ્રને માર્ગે અરબસ્તાન અને ઇરાનને કાંઠે કાંઠે થઇ સિંધુ નદીના મુખ સુધી જવાની સફરો જારી રાખી. મહારાજા ક્લોદિઅસના વખતમાં એ સફરોના માર્ગમાં એટલો ફેરફાર કરવામાં આવ્યો કે અરબી અખાતમાંથી નીકળીને હિંદીમહાસાગરની વચમાં થઇ વાયવ્ય દિશામાં પવન વાતો હતો તેના જોરથી સિંધુ નદીના મુખપર વહાણો જવા લાગ્યાં. હિંદુસ્તાન જોડે વેપાર આ પ્રમાણે ચાલતો હતો:—હિંદુસ્તાન ખાતે મોકલવાનો માલ આલેક્ષાંદ્રિઆમાં આણતા, અને ત્યાંથી ત્રણસેં મૈલપર કોપ્ટસ શહેર હતું ત્યાં નૈલ નદીની વાટે લેઇ જતા અને ત્યાંથી ઉંટોપર ચઢાવીને બેરિનિસ બંદરમાં લાવતા. એ બંદર કોપ્ટસથી રાતા સમુદ્રપર બસેંને સાઠ મૈલને અંતરે છે. વહાણ ચલાવવાની મોસમ આવતી ત્યાં લગી માલ એ બંદરમાં વખારમાં રહેતો, તે માલને વહાણપર ચઢાવ્યા પછી વહાણવટીઓ સામે અરબસ્તાનને કાંઠે જઇ લોબાનાદિક આરબોનો માલ લેતા અને હથિઆર, ચપ્પુ વાસણ આદિક લેતા, ત્યારપછી તેઓ હિંદુસ્તાન ભણી હંકારતા. પોતે આણેલો માલ વેચીને તેને સાટે સોનું, તેજાના મસાલા, વસાણા વગેરે લેઇ આલેક્ષાંદ્રિઆ તરફ પાછા ફરતા, ને ડિસેંબર કે જાનેવારીમાં આવી પહોંચતા. પ્રથમ ઉપર કહ્યું તેજ પ્રમાણે માલ બેરિનિસથી આલેક્ષાંદ્રિઆમાં લેઇ જતા, અને ત્યાંથી દર વરસે એ માલ ભરી રોમ જતા. જ્યારે રોમના રાજ્યના બે ભાગ થયા, અને પૂર્વ રાજ્યનું પાયતખ્ત કોન્સ્તાન્તિ-

નોપલમાં થયું, ત્યારે આ નૈકાસફ્રેમાં વધારો થયો. રાતા સમુદ્રમાંથી આવેલો માલ હિંદુસ્તાનમાં આણવાને એક કાફલો આલેક્ષાંદ્રિયામાં રહેતો, ઓરૅંતિસ નદીમાં ઇરાન અને મધ્ય એશિઆના વેપારને વાસ્તે બીજો કાફલો રહેતો, અને પૂર્વ એશિઆ જોડે વ્યાપાર અને વહેવાર રાખવાને વાસ્તે તથા વગડાઉ સિથિઅન લોકને શહેરમાં રાખવાને વાસ્તે ત્રીજી નૈકાસેના કાળા સમુદ્રમાં રહેતી.

મુસલમાન આરબો દેશ જીતતાં યુફ્રેતેસ નદીના મુખ સુધી આવ્યા, ત્યારે ઝટ તેમના જોવામાં આવ્યું કે રાતા સમુદ્રના કરતાં ત્યાંથી હિંદુસ્તાન જવાની વાટ ટુંકી છે, તેથી એના મુખ આગળ બંદર બાંધ્યાથી ઘણો ફાયદો થશે અને નદીની વાટે દેશમાં વ્યાપાર ચાલશે તો અંદરના ભાગને પણ ફાયદો થશે. ઇ. સ. ૬૩૬ માં તે નદીના પશ્ચિમ કાંઠાપર બસ્રા શહેર તેમણે બાંધ્યું, થોડા કાળમાં એ મોટા વ્યાપારનું મથક થઇ પડ્યું, અને સ્વતંત્ર ઇરાનનો વ્યાપાર એથી તૂટ્યો. બસ્રાના આરબ વેપારીઓએ આગલાના કરતાં પૂર્વમાં વધારે શોધ કરી, અને જ્યાં જ્યાં માલનો પાક થતો ત્યાંજ તેઓ માલ લેવા જતા. તાર પહેલાં સિંહલદ્વીપના વેપારીઓ પાસેથી માલ મળતો, પણ હવે અસલ નીપજાવનારાઓ પાસેથી મળવા લાગ્યો. એ માલ તેઓ યૂરોપમાં પોતાને ભાવે વેચતા.

ભૂમધ્ય સમુદ્રમાં લડાઇ તથા વ્યાપારને અર્થે મુસલમાનોએ પોતાની નૈકાસેનાનું બળ ઘણા વખત સુધી ટકાવી રાખ્યું. એમાંનાં કેટલાંક વહાણો ઘણાં મોટાં કદનાં હતાં, અને તેમનું જોઇને સ્પેનના ક્રિશ્ચિઅનો પણ મોટાં વહાણો બાંધતાં શીખ્યા.

આ કાળમાં ભૂગોળ વિષે જ્ઞાન ઘણુંજ થોડું હતું. ઇ. સ. ના છઠ્ઠા સૈકામાં કાસ્મોસ શહેરના એક ગ્રીક વેપારીએ ગ્રંથ લખ્યો, અને તેમાં પૃથ્વી ગોળ છે એ મતનું, તથા ઉષ્ણકટીબંધનો દક્ષિણ ભાગ સમસીતોષ્ણ કટીબંધ છે એ વાતનું ખંડન કરવાનો પ્રયત્ન કર્યો છે. તેણે લખ્યું છે કે ધર્મશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પૃથ્વી ચોખૂણ છે અને પૂર્વથી પશ્ચિમ સુધી

ચારસેં મજલ લાંબી અને ઉત્તરથી દક્ષિણ લગી બસેં મજલ પોહોળી છે. તેની ચારે પાસ ઊંચા પર્વતો આવી રહેલા છે, એ પર્વતોપર આકાશ રહેલું છે. પૃથ્વીના ઉત્તર ભાગમાં એક બહુ મોટો પર્વત છે, તેની પાછળ સૂર્ય ગયાથી રાત પડેછે; પૃથ્વીની સપાટીનો ઢાળ ઉત્તરથી દક્ષિણ ભણી છે, એ માટે યુફ્રેતેસ, તિગ્રિસ વગેરે નદીઓ ઉત્તરથી દક્ષિણ તરફ વહેછે, અને નીલ નદીને ઉત્તર તરફ વહેવાનું છે તેથી તેનો પ્રવાહ ધીમો છે. ઇ. સ. ૯૪૭ માં મસુદી નામે પુરૂષે એક ગ્રંથ લખ્યો છે તેણે પૃથ્વીનો આકાર પક્ષીના જેવો કહ્યો છે. હિંદુસ્તાનના પ્રાચીન કાળના ભૂગોળ કર્ત્તાઓના પણ એવા અને એથી પણ વધારે મૂર્ખાઇભરેલા વિચાર છે. સ્કાંદિનેવિઆના કેટલાક ચાંચીઆઓએ ફેરો બેટ શોધી કાઢ્યા હતા. નાર્વેના લોકો આઇસ્લાંડમાં જઇને વસ્યા ત્યાર પહેલાં આયર્લાંડના લોકો વસ્યા હતા એવું જણાયછે. વળી આઇસ્લાંડના જૂના લેખોમાં એવું લખે છે કે આયર્લાંડની પશ્ચિમ ભણીમાં એક મોટો દેશ જડયો હતો. એ ખરૂં હોય તો તે અમેરિકા હોવો જોઇએ. દશમા સૈકાને અંતે ગ્રીનલાંડમાં તેઓ ગયા હતા એ તો ખરૂં જણાય છે. યૂરોપથી ઉપદેશકો ત્યાં જતા, અને પોપને છવીસસેં પૌંડના વજનનું વેલરસ દેવસ્થાનના ખરચની ઉપજમાંથી મોકલતા. એ વખતે વહાણ ચલાવવાની કળા ઘણીજ માઠી અવસ્થામાં હશે, કેમકે ગ્રીનલાંડથી આઇસ્લાંડ જવું અને આઇસ્લાંડથી પાછાં ગ્રીનલાંડ જવાને પાંચ વર્ષ લાગતાં. એ ગ્રીનલાંડને વીનલાંડ કે ગ્રીનલાંડ કહેતા, કેમકે ત્યાં દ્રાક્ષ ઉગે છે. એ વીનલાંડ તે ન્યુફાઉંડલાંડ હશે એવું કેટલાક લોક ધારેછે, એ ખરૂં હોય તો કોલંબસ પહેલાં પાંચસેં વર્ષ પર અમેરિકાની શોધ થઇ એવું કહેવાય.

આ વચલા વખતમાં પાછલા કાળની વિદ્યા ભણવાનો ચાલ યૂરોપમાં પડવા લાગ્યો તેને એક બીજાથી ઉત્તેજન મળ્યું. તુર્ક લોકોએ કોન્સ્તાન્તિનોપલ જીતી લીધું, તેથી ઘણાક વિદ્વાન ગ્રીકો યૂરોપના બીજા દેશોમાં નાસી ગયા, વિશેષે કરીને ઇતાલિમાં અને ગ્રીક વિદ્યાના બાકીના પુસ્તકો ત્યાંના વિદ્યાલયમાં તેમણે મૂકયાં, ગ્રીક વિદ્યા શીખવાનું એથી સુગમ પડયું. ગ્રીક ગ્રંથોના તરજુમા કરનારા તથા ટીકા કરનારા થવા લાગ્યા; છાપવાની કળામાં ઉતાવળે સુધારો થયો, તેથી વિદ્યાનો ફેલાવો સ-

હેલથી થયો. પ્રાચીન કાળના કેટલાક વિદ્વાનો ધારતા હતા કે હજી એક બીજો ખંડ શોધાવવાનો બાકી છે; એ વિચાર ખ્રિસ્તિધર્મથી વિરૂદ્ધ છે એવું ધારી કેટલાક ગુરૂઓએ તેની વિરૂદ્ધ કેટલાક ગ્રંથો લખ્યા હતા. ગ્રીક વિદ્યાનો ફેલાવો થયાથી જણાયલા ખંડનો વિચાર પાછો જાગૃત થયો, અને હિંમતવાન વહાણવટીઓ નવા નવા સ્થળ શોધી કાઢતા હતા તે પરથી ઘણીક પ્રજાનાં મન દુનિયાના દૂર અને નહિ જણાયલા દેશોમાં જવાને ઉશ્કેરાયાં. તેઓમાં પોર્તુગીઝ સર્વેને માથે હતા. હોકાયંત્રનો ઉપયોગ વહાણ ચલાવવામાં થવા લાગ્યો, ત્યારપછી પહેલી શોધ કેનરી બેટોની થઇ; ૧૪ મા સૈકાના પહેલા ભાગમાં સ્પેનના નાવિકોના જાણવામાં તે આવ્યો. પોર્તુગાલમાંથી મૂર લોકોને હાંકી કાઢ્યા પછી પોર્તુગીઝ લોકે તેમના આફ્રિકાના સંસ્થાનોપર ચઢાઇઓ કરી, અને તેથી દરિયાઇ સફરનો જુસ્સો જારી રહ્યો. ૧૫ મા સૈકાના પહેલા ભાગમાં પોર્તુગાલના રાજા પહેલા જોને મુર લોકપર ઘણા જય મેળવ્યા હતા. એ લઢાઇમાં તેનો કુંવર હેન્રિ તેની મદદમાં હતો. એ કુંવર લઢાઇ કરતાં વિદ્યાને વધારે ચહાતો. લઢાઇ બંધ થયા પછી સેંતવિન્સેંટની ભૂશિર આગળ પોતાના સ્થોલાસાગ્રેસ બંદરમાં જઇ તે રહ્યો. વહાણવટીઓએ તે કાંઠો મૂકી કામમાં આવે માટે ખગોળવિદ્યાનો અભ્યાસ કરવા માંડ્યો. એક નૌકાશાળા તથા એક નિરીક્ષા સ્થળ તેણે સ્થાપ્યાં, તથા પોતાના સમયના સર્વોત્તમ વિદ્વાનો તથા અનુભવી પુરૂષોને પોતાની મદદે બોલાવ્યા. આફ્રિકાની નીચે થઇ હિંદુસ્તાન પહોંચવાના રસ્તાપર તેણે વિશેષ લક્ષ આપ્યું. લઢાઇના કારણે જિબ્રાલ્ટરની સામે આફ્રિકામાં જવું પડ્યું. આહિં કેટલાક અનુભવી પુરૂષોના કહેવાથી તેના જાણવામાં આવ્યું કે એ બની શકે તેવું છે. એ ધારણા પાર પડી જોવાને તે જીવી શક્યો નહિ, તથાપિ તેના આશ્રયથી જે ઘણીક નાની શોધો થઇ, તેથી જ્ઞાન અને અનુભવમાં વધારો થયો, તે પાછળ નાવિકોને કામ લાગ્યો. તેના ઉપરીપણા નીચે નકશા બન્યા, તેથી પૃથ્વીના દેશોનું જ્ઞાન એકઠું થયું. જુદા જુદા ભાગોનાં નામ નકશાપર લખાયાં, અને દરિયામાં તથા કાંઠાપર વહાણને હરકત કરનારા ખરાબા અને બેટ હતા તે પણ નકશામાં ચીતરવામાં આવ્યા.

એના વખતમાં આફ્રિકાને કાંઠે કેપનોનથી દક્ષિણ તરફ વધારે દૂ-

ર કોઇ ગયું નહતું, અને તેની પેલી તરફ કોઇ જઈ શકે નહિ માટે તેને નોન કહેતા; પણ શાહજાદા હેન્રિના વહાણવટીઓ તે ભૂશિરની દક્ષિણ બાજુએ ગયા અને કેપ બાજાદોર દૂર દીઠો. ઉછળતાં મોજાં અને જોરાવર પ્રવાહ કાંઠાથી ત્યાં કેટલાક મૈલ સુધી તેમના જોવામાં આવ્યો, તેથી બીને પાછા ફર્યા. ઉષ્ણકટીબંધમાં જવાની ધાસ્તી વિશેના વિચારો એ વાત સાંભળીને વધારે ફેલાવવા માંડ્યા, અને કેપ બાજાદોરની પેલી મેર જે જાય તે પાછો આવે નહિ એ વાત નાવિકોમાં ચાલવા માંડી. આખરે આ ભયંકર ભૂશિરની પ્રદક્ષિણા કરવામાં આવી અને ઉષ્ણકટીબંધના કલ્પિત ભય જતા રહ્યા. સેનિગાલ નદી જોવામાં આવી. કેપબ્લાંકોથી કેપવર્ડ સુધી આફ્રિકાના કાંઠાના ઘણા ભાગની શોધ થઇ અને કેપ ડીવર્ડ અને આઝોર બેટમાં પોર્તુગીઝ ગયા. મદીરા અને કાનેરી બેટોમાં તેમની પહેલાં સ્પાનિઅર્દ લોકો ગયા હતા. પોપે પોર્તુગાલના એ હેન્રિ રાજાને સનદ કરી આપી કે આટ્લાંટિક મહાસાગરમાં જે ભૂમિ શોધી કાઢે તે તથા હિંદુસ્તાનપર પોર્તુગાલ રાજાનો હક છે. તે રાજા ઇ. સ. ૧૪૭૩ માં મરણ પામ્યો.

આફ્રિકાના પશ્ચિમ કાંઠાના લોકને એ વહાણો જોઇ ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. ખુલ્લા સઢ સાથે તેઓએ જ્યારે એ વહાણ જોયાં, ત્યારે તેઓએ જાણ્યું કે કોઇ દેશનાં એ પક્ષી આવેલાં છે. પણ જ્યારે સઢ વીંટાળી દીધા અને વહાણ પાણીમાં તરતાં રહ્યાં ત્યારે તેઓએ જાણ્યું કે એ મોટાં માછલાં છે. કેટલાક ધારતા હતા કે એ ભૂત કે કોઇ ચમત્કારી પ્રાણી હશે.

રાજા હેન્રિના મરણ પછી નવી શોધ કરવાનો શોક ધીમો પડ્યો, પણ ઇ. સ. ૧૪૮૧ માં બીજો જોન રાજા પોર્તુગાલની ગાદીએ આવ્યો તેણે પાછો જાગૃત કર્યો. એના અમલમાં પોર્તુગીઝો પહેલવહેલાં વિશુવવૃત્ત ઓળંગી આગળ વધ્યા. આ શોધથી પોર્તુગાલના રાજાની આશામાં ઘણો વધારો થયો. ૧૩ મા સૈકાના પહેલા ભાગમાં યૂરોપમાં એવી બૂમ ચાલી કે એશિઆના કોઇ મોટા રાજાએ ખ્રિસ્તિ ધર્મ સ્વીકાર્યો. + ઇ.

+ એવું સંભવે છે કે બૌધ ધર્મનું ભૂલભરેલું વર્ણન સાંભળી એ ભૂલ થઈ હશે. રોમન કાથીલિક ધર્મને ઘણીક રીતે મળતી બૌધ ધર્મની કેટલીક ક્રિયા છે એ ઘણા લોકના જાણવામાં છે.

સ. ૧૨૪૬ માં પોપ ૪ થા ઇનોસંતે એશિઆના મોગલ રાજાના દરબારમાં બે ખ્રિસ્તિ સાધુઓને તે ધર્મ સમજાવવાને મોકલ્યા. ઇ. સ. ૧૨૬૩ માં માર્કોપોલો નામે વેનિસનો રહેવાસી ચીનની રાજધાની પેકિન સુધી જઇ પહોચ્યો, તેની પછી ઈ. સ. ૧૩૨૨ માં સર જોન મેંડવિલે એનાજ જેવી મુસાફરીઓ કરી. એ દેશાટણોના વર્ણનથી યૂરોપના લોકોની જિજ્ઞાસા જાગૃત રહી.

ઉપર કહેલા ખ્રિસ્તિ રાજાની કલ્પિત શોધમાં પોર્તુગાલના રાજાઓ વળગી રહેલા હતા, તેવામાં બાર્થોલોમો દિઆસ લીસ્બનથી નીકળ્યો, ને આફ્રિકાના દક્ષિણ કિનારા સુધી જઇ પહોંચ્યો (ઇ. સ. ૧૩૮૭). તે ઠેકાણે તોફાન લાગ્યું, તેથી તેને પાછા ફરવું પડ્યું. એ ભૂશિરનું નામ "તોફાનની ભૂશિર," એ નામ પડ્યું. પરંતુ જોન રાજાએ આ મોટી શોધ થવાના લાભ સમજી સારી ભૂશિર એટલે "કેપ આવ ગુડહોપ" એવું નામ પાડ્યું. આ સમયે અમેરિકાની શોધ થવાથી આફ્રિકાના લોકોનાં મન ઊઠી ગયાં; અને પંદર વર્ષ પછી વાસ્કોડીગામા કેપ આવ ગુડહોપને ફરી વળી હિંદુસ્તાન પહોંચ્યો; ઇ. સ. ૧૪૯૮ ની તા. ૨૨ મી મેને દિવસે મલબાર કાંઠાના કાલીકટ બંદરમાં વહાણ લંગાર્યું.

સમુદ્રની સફરો કરી નવા દેશો શોધી કાઢવાના કામમાં સામિલ થયા ને યૂરોપના બીજા દેશોમાંથી સાહસિક પુરૂષો પોર્તુગાલમાં આવ્યા, તેઓમાં જિનોઆનો વતની ક્રિસ્તોફર કોલન અથવા કોલમ્બસ હતો. માર્કોપોલાના ગ્રંથમાં લખ્યું હતું તે પરથી એવું માનવામાં આવતું હતું કે ગંગા નદીની પૂર્વે હિંદુસ્તાનનો વિસ્તાર બાકીના એશિઆના વિસ્તાર કરતાં વધારે છે; અને પૃથ્વી ગોળ છે એવું જાણવામાં હતું, તે પરથી કોલંબસે ધાર્યું કે આફ્રિકાની દક્ષિણે જવાની લાંબી મુસાફરી કરવા કરતાં પશ્ચિમમાં હંકારેથી થોડા કાળમાં હિંદુસ્તાન પહોંચી શકાશે. કોલંબસે જિનોઆની સરકારને પોર્તુગાલના તથા ઇંગ્લાંડના રાજાને એ મુસાફરી કરવાને વહાણ આપવાની અરજ કરી, એની કલ્પનાને સ્વપ્નવત્ ગણી તેથી એને માઠું લાગ્યું. છેલે તેણે સ્પેનના દરબારમાં અરજી કરી. આરાગોન અને કાસ્તૈલનાં રાજ્યો ત્યાંના રાજા રાણી ફર્દિનાંદ તથા ઇસાબેલાના લગ્ન થવાથી એકઠાં થઇ ગયાં હતાં, તેથી એ રાજ

ચઢતી કળાએ હતું. ઘણીક વાર ના ઉમેદ થયા પછી અંતે રાણીની મહેરબાનીથી થોડાંક નાનાં વહાણ કોલંબસને મળ્યાં. ઈ. સ. ૧૪૮૨ ના આગસ્ટ મહિનાની ૩ જી તારીખે આંદાલુશિઆના નાનાસરખા પાલોસ બંદરમાંથી તે નવી શોધ કરવાને નીકળ્યો.

સફર ઘણી લાંબી હોવાથી ખારવા ઘણાજ બીધા અને ઘણીક વાર, બંડ કરવાની તૈયારીમાં હતા. આખરે બારમી અકટોબરે ભૂમિ હાથ લાગી. હિંદુસ્તાનના વિસ્તાર સંબંધીની મૂળની ભૂલને લીધે જે બેટો હાલ વેસ્ટ ઇંડીસ કહેવાયછે તેઓમાં કોલંબસ પહોંચ્યો. યૂરોપમાં પાછો આવ્યો ત્યારે સ્પેનના રાજા રાણીએ તેને ઘણુંજ માન આપ્યું, અને એ શોધમાં વધારો કરવાને માટે બીજી તૈયારી કરી. રાજાની અરજીપરથી તે વેળાના પોપ ૬ઠ્ઠા આલેક્ષાંદરે એ અજાણાએલી પૃથ્વીના બે ભાગ કર્યા તેમાંનો પશ્ચિમ ભાગ સ્પેનને તથા પૂર્વ ભાગ પોર્ટુગાલને આપ્યો.

નવા ખંડની શોધ કોલંબસે જારી રાખી, પરંતુ સ્પેનના દરબારે કૃતઘ્ન થઇ તેની લાજ લીધી, અને માણસજાતના અન્યાયથી તે દુઃખ પામ્યો. કેટલાક અદેખા દરબારી લોકે તેને કેદ કરી પકડાવી મંગાવ્યો, અને નવા શોધેલા ખંડનું નામ કોલંબિઆ ન પડતાં અમેરિકા પડ્યું. કેમકે અમેરિકો વેસ્પુશિઓ કરીને કોઇ પુરૂષ સ્પેનના એક વહાણમાં બેશી દક્ષિણ અમેરિકામાં ગયો અને અમેરિકાનો નકશો બનાવી તે પર પોતાનું નામ પાડ્યું.

અમેરિકાના બેટો અને દેશો જેમ જાણવામાં આવ્યા, તેમ સ્પાનિઅર્દોએ જીતી લીધા. નવા ખંડમાંથી સોનું પુષ્કળ નીકળ્યું તેના લોભે કરીને આ ખ્રિસ્તિ સ્પાનિઅર્દોએ સાંભળતાં કમકમાટ ઉપજે એવી ક્રૂરતા કરી બાપડા લાખો દેશીઓને વાઢી નાખ્યા કે ડુબાડી દીધા, અને જેઓને જીવવા દીધા તેઓને આ જંગલી અને નિર્દય સ્પાનિઅર્દોએ ખાણ ખોદવાને વેઠે પકડ્યા, ત્યાં તેઓ બિચારા તરફડી તરફડીને મરી ગયા. એથી મજૂરોની ખોટ પડી તે પૂરી પાડવાને આફ્રિકાને કાંઠેથી સીધીઓને પકડી લાવવા લાગ્યા, એથી અતિ ધિઃકારવા જોગ ગૂલામનો ધંધો સ્થાપન થયો. રાજાધિરાજ પાંચમા ચાર્લસના અમલમાં અમેરિકામાં સ્પાં-

નિઅર્ડોએ ઘણાક દેશો જીતી લીધા, એજ કાર્કીર્દિમાં ઇ. સ. ૧૫૨૧ માં મૂઠીભર માણસો સાથે કોર્ટેઝ નામે સરદારે મેક્સિકોનું મોટું રાજ જીતી લીધું, અને ત્યાંના છેલ્લા રાજા મોંટિજૂમા અને ગૌતિમોઝિનને નિર્દયપણે રીબી રીબીને મારી નાખ્યા. પિઝારો નામે પુરૂષે પીરૂ દેશ જીતી લીધો અને તેના છેલ્લા પાદશાહ આતઅ અલીપાનો ઘાત કર્યો. એ બેઉ દેશોમાં જંગલી સ્પાનિઅર્ડોએ એ લોકની કતલ કરી અને દેશ ઉજ્જડ કર્યો.

સ્પાનિઅર્ડોએ અમેરિકામાં જે સંસ્થાનો સ્થાપ્યાં તે બીજા યૂરોપીઅનોનાં સ્થાપેલાં સંસ્થાનોથી જુદી તરેહના હતાં. સ્પાનિઅર્ડ લોકો વ્યાપારમાં સમજતા નહિ. સોનું રૂપું મેળવવા ઉપરજ તેમનું લક્ષ લાગ્યું. તેમની વસ્તિની સંખ્યામાં ઘણો વધારો થયો, અને ખાંણની પેદાશ ઘણી ઓછી થઇ ગઇ, ત્યારે તેમને ખેતીપર લક્ષ આપવાની જરૂર પડી. કમ સમજને લીધે વેપાર અને પરદેશી સંસ્થાનો સંબંધી સ્પેનના ધારા ઘણાજ નઠારા હતા. ઇજારા વગેરેથી સ્પેન અને સંસ્થાનો બેઉને હાનિ પહોંચતી હતી, અને આ મૂર્ખાઇ જારી રાખવાથીજ આજે પણ સ્પેન અને તેનાં સ્થાપેલાં સંસ્થાનો હલકી હાલતમાં છે.

હિંદુસ્તાનમાં પોર્તુગીઝ લોકોને જે ફતેહ મળી તે સ્પાનિઅર્ડોના જેવી ભભકાદાર ન હતી, તોપણ અગત્યની હતી. ઇ. સ. ૧૫૧૧ માં આલ્બુકેકરે ગોવા શહેર જીતી લીધું, અને તેને પૂર્વ ભણીનાં સંસ્થાનોની રાજધાની કરી. દેશી રાજાઓએ તેને કાઢી મૂકવાનો પ્રયત્ન કર્યો તે વ્યર્થ ગયો, અને મોલ્યુક્કા બેટ તેમના હાથમાં આવ્યો. ઘણુંકરીને પોર્તુગીઝ લોકો દેશ જીતવાપર મન લગાડતા નહિ. કાંઠાના બંદરો જીતી લેઇ ત્યાં વેપારના સ્થાનક કરતા, અને પહેલાં જે માલ વેનિસના લોકો મિસર અને લિવાંટના બંદરોમાંથી લાવી યૂરોપમાં વેચતા તે તેઓ હિંદુસ્તાનમાંથી લેઇ જવા લાગ્યા. આ બનાવથી યૂરોપના વ્યાપારમાં મોટા ફેરફાર થઇ ગયો. ત્યાર પહેલાં ભૂમધ્ય સમુદ્રની હદમાં વેપાર આવી રહેલો હતો તે હવે આટ્લાંટિક મહાસાગરને માર્ગે થવા લાગ્યો, અને યૂરોપની બીજી પ્રજાઓ તેમાં ભાગ લેવાને દોડી. પોર્તુગીઝો હિંદુસ્તાનનો માલ લિસ્બોન લેઈ જતા, એ આળસે કરીને યૂરોપના કેટલાક વેપારીઓને ત્યાં લિસ્બો-

નમાં લેવા જવું પડતું. લિસ્બોનથી માલ લેઇ જવાના કામમાં વલંદા લોક પહેલા પડયા, અને તેમાં ઘણો લાભ થવાથી તેમણે પોર્તુગીઝના સંસ્થાનો છીનવી લેઇ તમામ વેપાર તેમના હાથમાંથી લેઈ લીધો.

ઇંગ્રેજ અને ફ્રેંચ લોક પણ એમનું જોઇને જાગૃત થયા. ઈંગ્લાંડમાં સાતમા હેન્રિના અમલમાં કાબટ નામે બ્રિસ્ટલના વહાણવટીએ કેટલીક સફરો કરી, અને ઇલિઝાબેથની કાર્કીર્દિમાં પરદેશોમાં સંસ્થાનો કરવાની યોજના કરવામાં આવી. ઇ. સ. ૧૫૮૪ માં સર વોલ્ટર રાલીએ ઉત્તર અમેરિકામાં વર્જિનિઆમાં પહેલું ઇંગ્રેજી સંસ્થાન સ્થાપ્યું; અને ત્યાર પછીની કારકીર્દિઓમાં ધર્મની તકરારો ઈંગ્લાંડમાં ઊઠી તેથી તથા સ્ટુઅર્ટ કુળના રાજાઓ ધર્મ સંબંધી બળાત્કાર કરતા હતા તેને લીધે ઘણાક ઇંગ્રેજો ઉત્તર અમેરિકામાં જઇને રહ્યા અને તેથી નવાં સંસ્થાનો બન્યાં. ફ્રેન્ચ લોકો કાનેડા તથા વેસ્ટ ઈંડિસના માંટિનિક તથા ગ્વાડાલુપ બેટમાં જઇ વસ્યા. ફ્રેન્ચોના સંસ્થાનોનો વધારો થવામાં ઘણીક હરકતો નડી, પણ વલંદા અને ઇંગ્રેજો તો એ કામમાં ખૂબ ફાવ્યા.

આ યુગમાં વ્યાપારનો ઉતાવળે વધારો થયો, તોપણ માગેલને ઇ. સ. ૧૫૨૧ માં પૃથ્વીના ગોળાની પ્રદક્ષિણા કરી ત્યાં સુધી નવી શોધો કરવાની રહી હતી. માગેલનની શોધ પછી યૂરોપની પ્રજાઓ જૂની શોધને સંપૂર્ણ કરવાપર લાગી અને નવી શોધોનું કામ ઢીલું મૂકયું. યૂરોપના રાજ્યોનાં વહાણનાં લશ્કર બહુ જોરાવર થયાં; હુનરનાં કારખાના વધ્યાં, અને જે રાજ્યો આગળ દરિદ્રી હતાં તે હવે ધનવાન થયાં. રાજાઓ અને તેમના કારભારીઓના સમજવામાં આવ્યું કે વેપારથી દોલત મળેછે અને તેથી દેશ આબાદ થાયછે તથા કીર્ત્તિ પામે છે; માટે વેપારપર લક્ષ આપવું જોઇએ.



## ખંડ ૨ જો.

### રેફર્મેશન એટલે ધર્મમાં સુધારાની ઉત્પત્તિ.

રાજ્ય સંબંધી સર્વોપરિપણાનો દાવો અમર્યાદાપણે પોપ કરતા તેની સામે કેટલાક વિદ્વાનો પહેલેથી થયા હતા, તેમના ગ્રંથોની અસર પાછળના લોકોપર ગુપ્ત રીતે જારી રહી. ૧૪મા સૈકાની આખરે અને ૧૫મા સૈકાની શરૂઆતમાં ધર્મસમાજમાં જે બેશરમો ઝઘડો ચાલ્યો તેથી ગુરૂની ધુંસરીના કંટાળામાં વધારો થયો. બે અથવા ત્રણ પોપ એકે વખતે અમલ કરવા લાગ્યા. તેઓ એક એકને બહિષ્કૃત કરી શાપ દેતા અને યજમાનોની સહાયતા માગતા, તેથી માણસોને જાતે વિચાર કરવાની જરૂર પડી, અને ધર્મસમાજમાં જે ખરાબીઓથી આવાં માઠાં ફળ ઉત્પન્ન થયાં તે ભણી લોકનું લક્ષ ગયું. કોન્સ્ટન્સ અને બાઝિલની ધર્મસભાઓએ થોડોક સુધારો કર્યો અથવા પ્રયત્ન કર્યો તેથી પોપનું વધારે માન ભંગ થયું; પ્રતિસ્પર્ધી પોપોને પદભ્રષ્ટ કરવાના ઠરાવ એ સભાઓમાં થયા તે પરથી લોકોના જોવામાં આવ્યું કે ધર્મસમાજમાં પોપનો ઉપરી પણ કોઇ છે. કુચાલ સુધારવાની એ સભાની નબળી મહેનતથી સુધારા દાખલ થઈ શક્યા નહિ, પરંતુ લોકની નજરે સ્પષ્ટ પડ્યા. પોપથી પ્રજાઓ વધારે નારાજી થતી જતી, તેવામાં એક પછી એક એમ બે પુરૂષો પોતાની ગાદીએ આવ્યા તે એવા તો દુરાચરણી નીકળ્યા હતા કે તે કાળના યૂરોપના લોકથી વધારે અજ્ઞાન હોય તે પણ તેમનાથી કંટાળ્યા વગર રહે નહિ. છઠ્ઠા આલેક્ષાંદરનાં કુકર્મ, ક્રૂરતા, અને જૂલમની પાછળ બીજા જુલિઅસના ગર્વિષ્ટ લોભથી ન્યાય અને મિતાચારનો છેક નાશ થઇ ગયો. ફ્રાન્સ અને જર્મનિના રાજાઓ એક પછી એક એ પોપની જોડે યુદ્ધે લાગેલા હતા તેવામાં તેમની રૈયત પોપના દાવાની હાંસી કરે અને તેમના દુર્ગુણનો ધિક્કાર કરે તેનો અટકાવ કરી શકતા નહિ. જેવા પોપ દુર્ગુણી હતા તેવાજ તેમના હાથ નીચેના ઇતાલિ અને જર્મનિના ઉપદેશકો બદ ચાલના હતા. ભારે અપરાધની માફી તેમને સહજ મળતી હતી તેથી, તેમની મોટી દોલતથી, તેમના શરીરને કંઈ શિ-

ક્ષા નહિ થઇ શકે અને તેઓ યજમાન વર્ગના હકપર પગ મૂકતા હતા તેથી વાજબી રાહે લોક નાખુશ થયા હતા એ જાગીરદાર ઉપદેશકો જર્મનિમાં ઘણાખરા પરદેશી હતા તેથી એ પીડા બહુ જણાઈ આવતી.

ધર્મસમાજના ધર્મ સંબંધી કામમાં આવો વિકાર ઉત્પન્ન થયો હતો અને સુધારો જોવાને સઘળા આતુર હતા, તેવામાં એક સહજ તકરાર પરથી આગ સળગી આખા યૂરોપમાં ફેલાઇ, અને તેથી જૂલમ અને વહેમના બચાવને માટે ઘણી મહેનતે બાંધેલા કિલ્લાઓનો નાશ થયો. છઠ્ઠો આલેક્ષાંદર અને બીજો જુલિયસ એ બે પોપની મહત્તા કાંક્ષી યોજનાઓથી ખજાનો ખાલી થઇ ગયેલો તેમની પછી આવેલા દશમાં લિઓના જોવામાં આવ્યો. સ્વભાવે ઉદાર, બહોળે હાથે ખરચ કરનાર, ભભકાબંધ રહેનાર, પોતાના મેદિસી રાજકુળની મોટાઇમાં વધારો કરવાને આતુર એવો જે લીઓ તે કરકસર કરી ખજાનો ખાલી થઇ ગયેલો તેને ભરવાનો મનસૂબો કરી શક્યો નહિ. પોતે ધારેલા મોટા વિચારને માટે પૈસા ઊપજાવવાની અનેક યુક્તિઓ યોજી, એમાંની એક માફીપત્રો વેચવાની હતી જે વડે બીજા પોપોને ઘણો પૈસો મળ્યો હતો.

દુષ્ટ ગુન્હા કરનારના આત્માનું રક્ષણ કરવાને વાસ્તે ખ્રિસ્તિ ધર્મસમાજના પહેલા યુગોમાં ગુન્હેગારને મંડળીના દેખતાં તપ કે વ્રતને રૂપે શિક્ષા આપી પ્રાયશ્ચિત કરાવતા. બીજાઓ અપરાધ કરતાં બીએ એવી તરેહની એ શિક્ષાઓ હતી. આગળ જતાં ધનવાન અને મોટા દરજ્જાના અપરાધીઓને એ જાહેર ફજેતી ગમી નહિ, તેથી એકાંતમાં પ્રાયશ્ચિત લેવા લાગ્યા, તથા પ્રાયશ્ચિતને બદલે ધન આપવાનો પણ ચાલ પડ્યો. આ પરથી પોપની તરફથી એક નવો અને લાભકારી મત સ્થાપન કરવામાં આવ્યો. તેમણે મૂર્ખ લોકને સમજાવ્યા કે મોટા સંત સાધુઓ જે પુણ્ય કરે છે તેમાંનો કેટલોએક પોતાને તારવાને જોઇએ છે તે બાદ કરતાં બાકી રહે તે તથા ઇસુખ્રિસ્તનું અપાર પુણ્ય પોપને સોંપવામાં આવે છે. કુસેદમાં જાય તેને અથવા નાણાને સાટે એ પુણ્યમાંનો ભાગ પોપ-બીજાઓને આપી શકે છે, તેથી તે પુણ્ય લેનારના અથવા જેને વાસ્તે તે લે તેનાં પાપ બળી જાય છે અને શુદ્ધ કરનાર નરકોનાં દુઃખ-

માંથી તે બચેછે. પ્રથમ જેઓ ક્રુસેદની લઢાઇમાં જાતે જતા તેઓને આ પુણ્ય મળતું; પછીથી ક્રુસેદમાં કોઇ જોદ્ધાને પૈસા આપી મોકલે તેને મળવા લાગ્યું; અને છેલ્લે પોપ જેને ધાર્મિક કર્મ કહે તે કરવાને જેઓ પૈસા આપે તેમને એમાંનો શેષ વેચાતો આપવાનો ચાલ પડયો. રોમના સંતપીટરના દેવળ બાંધવામાં જેઓ નાણાની મદદ કરતા તેઓને જુલિયસે એમાંનું પુણ્ય બારીપત્રદ્વારાએ આપ્યું, અને લીઓએ પણ એજ બહાને એ ધંધો જારી રાખ્યો.

જુદા જુદા વર્ગના સાધુઓ એ ક્ષમા કે પુણ્યપત્રો વેચીને ધન મેળવતા હતા અને જ્યારે જર્મનિમાં દોમિનિકન વર્ગના સાધુઓને એ પુણ્ય વેચવાનો ઇજારો મળ્યો ત્યારે તેમના સામાવાળીઆ ઓગસ્ટિની વર્ગના બાવાને બહુજ ગુસ્સો ચઢયો. એ ઇજારદારોમાં મુખ્ય ટેટ્ઝલ* હતો. એ સખ્સ વાચાળ, ચપળ, અને દુરાચરણી હતો. એ માણસે પુણ્ય વેચાતું આપી પાપથી મોક્ષ કરવાનું કામ બેશરમી રીતે અને અવિચારપણે કર્યું. એ પુણ્યના ફળનું વર્ણન એવી ધર્મ નિંદિત રીતે કરતો

---

* એ સખ્સ પુણ્ય નીચે પ્રમાણે વેચાતું આપતો હતો:—" આપણો પ્રભુ ઇસુખ્રિસ્ત તારાપર દયા કરે અને તેના અતિ પવિત્ર પુણ્ય વડે તને પાપમાંથી છોડવે; તેનો અધિકાર, તેના પવિત્ર પ્રેરિતો પીટર અને પોલનો અધિકાર તથા મહા પવિત્ર પોપનો અધિકાર આ દેશમાં વાપરવાને હું નીમાયો છું, તે વડે તને તારાં બધાં પાપથી મોક્ષ કરૂંછું. ગુરૂઓએ દીધેલા દોષ હોય તો તેમાંથી તથા તેં જે જે નાનાં કે મોટાં પાપ કે અપરાધ કર્યાં હોય તે ગમે એવા દુષ્ટ હોય અને જેમાંથી મોક્ષ કરવાનો અધિકાર માત્ર મહા ગુરૂ પોપનેજ હોય તેમાંથી પણ હું તને મોકળો કરૂંછું; એ પાપ અને ગુન્હાઓથી જે શિક્ષાઓ તને થાત તે પવિત્ર ધર્મસમાજના અખતિઆરથી તને માફ કરૂંછું; ધર્મની ક્રિયા કરવાને તથા આસ્તિકોમાં ભળવાને તને યોગ્ય કરૂંછું તથા બાપ્તિઝમ તને મળ્યું ત્યારે જેવો તું શુદ્ધ અને નિર્દોષ થયો હતો તેવો હું તને પાછો કરૂંછું; જ્યારે તું મરી જઇશ ત્યારે શિક્ષાસ્થાનોના દરવાજા એ પુણ્યવડે બંધ થશે અને સુખદાયક સ્વર્ગના દરવાજા તારે સારૂ ઉઘડશે; જો તું હમણાં નહિ મરી જાય તો તું મરીશ ત્યાં સુધી આ પુણ્ય કાયમ રાખી પૂરેપૂરૂં કામમાં આવશે; પિતા પુત્ર ને પવિત્ર આત્માને નામે."

હતો કે સમજુ માણસોને તેનાપર તિરસ્કાર આવ્યો અને મૂર્ખ લોકોને પણ શક આવવા માંડ્યો કે પુણ્ય વેચનાર એવા પ્રસિદ્ધ વિષયી અને ધિક્કારવા જોગ ચાલના છે તો તેમની આપેલી ક્ષમામાં ઝાઝો માલ નહિ હશે. એ રીતે તે રૈયતનો પૈસો ઉડાઉ પોપનો ખરચ પૂરો પાડવાને રોમ ઘસડાઇ જતો હતો તે જોઇ રાજાઓ કોપ્યા, અને વેરાગીઓપર પોપની એવી મહેરબાની જોઇ ગુરૂવર્ગ અદેખાઇ કરવા લાગ્યો.

માર્તિન લ્યુથર નામે એક ઓગસ્ટીન સાધુ હતો. ખ્રિસ્તિશાસ્ત્રનો અભ્યાસ તેણે ઘણો કર્યો હતો. તે મોટો પંડિત અને દૃઢ હિંમતવાન પુરૂષ હતો. તેનું લક્ષ એ પુણ્યના વેચાણ તરફ ગયું, અને તેની ખાતરી થઇ કે ધર્મ અને નીતિની વિરૂદ્ધ આ પુણ્ય વેચવાનો વહીવટ છે એવું બૈબલમાંથી સ્પષ્ટ જણાય છે. બૈબલમાં જે હોય તેજ ધર્મની બાબતમાં ખરૂં માનવું એવું તે ધારવા લાગ્યો. માગ્દેબર્ગના મુખ્ય આર્ચબિશપ એટલે મુખ્ય આચાર્યને તેણે અરજી કરી કે આ ધંધો બંધ પાડો. એથી કાંઇ થયું નહિ ત્યારે એ વેપાર તર્કબુદ્ધિ અને ધર્મશાસ્ત્રની વિરૂદ્ધ છે એ સિદ્ધ કરવાને પંચાણું પ્રતિજ્ઞા કારણો સહિત પ્રસિદ્ધ કરી અને વિદ્વાનોનો અભિપ્રાય માગ્યો.

આ સુધારો કરનારના લક્ષણ વિષે મતભેદ છે. સામા પક્ષનો દોષ દેખાડી આપવામાં તે સખ્ત ભાષા વાપરતો અને તે હદની બહાર પણ જતો. ત્યાગી લોકો આ સ્વભાવના હોયછે. વળી ૧૬મા સૈકામાં યૂરોપના લોકો હાલના જેવા વિવેકી ન હતા, એ વગેરે બિનાઓપર નજર રાખી જોતાં એના દોષપર રહેમ દૃષ્ટિથી જુએ છે. પોપની સામે થયો અને બંડ ઉઠાવ્યું, તેથી કાથલિકો નાસ્તિક વગેરે બીજા ઘણા કઠણ શબ્દો વાપરી એની નિંદા કરે છે એમાં કંઇ નવાઈ નથી. એની હિંમત, એનું પ્રમાણિકપણું, એકનિષ્ટતા તથા નિર્લોભપણું એના શત્રુઓ પણ કબૂલ રાખે છે.

લોકોનો અભિપ્રાય શો છે તે લ્યુથરના જાણવામાં હતું. જેઓ ગુરૂપણાનું કામ બજાવતા હતા તેઓ વિરૂદ્ધ બુદ્ધિથી કરતા હતા એ વાત તેણે પ્રસિદ્ધ કરી. પહેલા ઘાનો શો પરિણામ થશે તેનો વિચાર તેણે પ્રં-

શ્રમથી કરેલો હતો, પરંતુ જ્યારે ફળ જણાવવા લાગ્યું ત્યારે તે યોગ્ય રીતે વર્ત્યો. તેના બોધની અસર બીજાઓપર થઇ. સ્વિટ્ઝર્લૅંડમાં ઝિંગ્લિયસે સુધારાનો બોધ કરવા માંડયો, અને વિદ્વાન પુરૂષોનાં મન પણ સુધારા તરફ ગયાં. ઇરાસ્પસ નામે તે વેળા એક મોટો પંડિત હતો, તેણે ધર્મસમાજમાં પ્રસરેલો દુરાચાર દર્શાવ્યો, તથાપિ તે સુધારાના પક્ષમાં ગયો નહિ. લોકના વિચાર કેવા બદલાયા હતા તે વાત આળસુ પોપ લિઓના જાણવામાં ન હતી, અને તેણે ધાર્યું કે એ સાધુડાનું ડોકું સહજમાં મરડી નાખીશ. ઇ. સ. ૧૫૨૦ માં તેણે લ્યુથરનો અભિપ્રાય પાખંડી અને ધર્મ વિરૂદ્ધ ઠરાવ્યો તથા તેને જાતિ બહાર મુક્યો. બહાદુર લ્યુથર ખભો ઠોકી પાધરો પોપની સામે ઝઘડો કરવાને ઊભો રહ્યો. પોતાના અભિપ્રાયની તપાસ કરવાને ધર્મસભા બોલાવવી જોઇએ એવું તેણે માગ્યું, અને તેને જાતિ બહાર મૂકવાનો હૂકમ પોપની મોહોર છાપ સાથે આવ્યો હતો તે વિટૅંબર્ગના ચૌટામાં હજારો માણસની સમક્ષ ચિતામાં બાળી મૂક્યો. પોપના પક્ષકારોની સામે થવાને તેણે સભ્યતા દેખાડીજ નહિ. પોપના ઠરાવેલા કાનુનોમાં જેઓ અતિ મર્યાદા બહાર ગયેલા હતા તેઓને એકઠા કરી ટીકા સાથે છપાવ્યા. એ ટીકામાં તેણે એવા મત કેવા ધર્મ વિરૂદ્ધ અને રાજકારભારને હાનિ કર્ત્તા છે તે દેખાડી આપ્યું. એથી ઘણાક રાજાઓ લ્યુથરના પક્ષમાં ગયા. ગુરૂઓની જાગીર અને દોલત એટલી બધી હતી કે તેટલી મોટી ફોજ કે મોટી લઢાઈઓથી પણ મેળવી શકાય નહિ. તે સર્વ રાજાઓને મળે એવો અભિપ્રાય તેમને પસંદ હોય એ તો સ્વાભાવિકજ છે.લ્યુથરને પ્રથમ બેસવાને ઘોડો ન હતો, તેના આગળ જતાં રાજાઓ અને પ્રજાઓ શિષ્ય ગણાવવા લાગ્યા. રાજાઓમાં એનો પહેલો શિષ્ય સાકસનિનો ડયુક ડાહ્યો અને સૌથી બળવાન ફ્રેદરિક હતો. રોમની સમાજવાળા સુધારાવાળાઓપર આરોપ મૂકતા કે ધર્મના કામમાં તેઓ સંસારી લાભની લાલચ દેખાડેછે, પણ આ તકરાર તેમની ખોટી છે, કેમકે તેમનો પોતાનો સંસાર અને ધર્મ બેઉમાં પગ હતો. રાજ્યબળ વાપરવું અને રાજકાજમાં હાથ ઘાલવો એ વાતમાં તેઓ પૂરા હતા.

ઝિંગ્લિયસનો એક શિષ્ય જોન કાલ્વિન નામે ફ્રાન્સનો વતની હતો. તેણે ઇ. સ. ૧૫૩૨ માં પારિસમાં પોતાના મત પ્રસિદ્ધ કરવા માં-

ડયા. ઉપદેશકોએ તેને પીડા કરવા માંડી, તેથી તે નાશીને સ્ત્રાસ્બર્ગમાં ગયો અને ત્યાં લખાણ અને ભાષણથી એટલો પ્રખ્યાત થયો કે ત્યાંના સુધારાવાળાનું એના પરથી કાલ્વિનિસ્ટ નામ પડયું.

જીનીવાના લોકના બોલાવ્યાથી તે ત્યાં ગયો અને ધર્મપદ્ધતિ બાંધી આપી. નીતિ અને ખરા મતનું રક્ષણ કરવાને બાને તેણે ધર્મગુરૂઓના હાથમાં ઘણી રાજસત્તા આપી. તે ગુરૂઓની કચેરીઓ પોપની ઇન્કિવઝિશન કચેરીના જેવી થઇ પડી. એક કમનસીબ સ્પાનિઅર્દ નામે સર્વીતસ જીનીવામાં હતો તેણે કાલ્વિનનો મત નહિ સ્વીકાર્યાથી તેને એ દુષ્ટ ગુરૂઓએ જીવતો બાળ્યો. લ્યુથર અને કાલ્વિનના શિષ્યો વચ્ચે મતભેદ પડયા. દરેક પક્ષ પોતાના મતને દુરાગ્રહથી વળગી રહ્યો અને એકએકના ઉપર સખ્ત હૂમલા કર્યા, તેથી રેફર્મેશન એટલે સુધારાના પ્રસરવામાં હરકત પડી, અને લોકના વિચાર ફરવાથી કેટલાક દેશો રોમના તાબામાં રહ્યા.

સામાન્ય રીતે જોતાં પોતાની મેળે વિચાર કરવાની શક્તિ વધી હતી તથા વિદ્યામાં નવી શોધો થઇ હતી તેણે કરીને સુધારાવાળાઓ ફતેહ પામ્યા હતા, તેમ છતાં તેમાંના કેટલાકો વિદ્યાપર વહેમ રાખતા, અને તેથી કરીને તેમના દુશ્મનો મૂર્ખાઇ અને જંગલીપણાનો વધારો કરનાર તેમને કહેતા. માણસ જાતનો સુધારો થવામાં એથી ઘણી હરકત પડી. ઇરાસ્મસ જેવા વિદ્વાનો વેરાગીઓએ દાખલ કરેલી બેવકુફીનો નાશ કરવાને દાખલ થાત, પરંતુ નવા પંથના પાદરીઓના અજ્ઞાનભરેલા અને સાંકડા વિચારોથી બીને તેઓ દૂર રહ્યા. નવો પંથ ઊઠાવનારા નર્માશથી વર્ત્યા હોત અને નવી માગણીઓ થોડી કરી હોત, તો રોમની સમાજ વધારે છૂટ આપત કે નહિ તે નક્કી કહી શકાતું નથી, તથાપિ એતો નિઃસંશય છે કે સુધારાવાળાઓ માંહોમાંહે લઢયા ન હોત અને બેવકુફાઇ અને જોરજૂલમથી વર્ત્યા ન હોત, તો પોપનો પક્ષ જેટલા જોરથી લઢી શકયો તેટલા જોરથી લઢી શકત નહિ.

લ્યુથર અને તેના સાથીઓના મત ઉતાવળે ફેલાવવા લાગ્યા તે અટકાવવાને ઇ. સ. ૧૫૨૯ માં જર્મનિમાં મોટી સભા (ડાયટ) મળી,

ત્યાં ઠરાવ થયો કે બીજી મોટી ધર્મસભા મળે ત્યાં સુધી કાંઇ નવી વાત કરવી નહિ. લ્યુથરે અને તેના શિષ્યોએ આ ઠરાવ ઉપર વાંધો લીધો, તે પરથી પ્રોટેસ્ટંટ એટલે વાંધો લેનાર એવું નવા પંથનું નામ પડ્યું. ત્યાર પછી થોડે વખતે તેમણે ઓગ્સબર્ગ નગરમાં જર્મનિના રાજાધિરાજની હજૂરમાં પોતાના મતનું સંક્ષેપ વર્ણન લખીને કર્યું. આ પ્રખ્યાત પત્રમાં લ્યુથર અને કાલ્વિનનો મતભેદ દર્શાવ્યો છે.

ધર્મનો ઝઘડો હવે ચાલ્યો, અને બેઉ પક્ષે ઘણી હઠીલાઇથી તે જારી રાખ્યો. અર્દ્ધ જર્મનિ, દેન્માર્ક, સ્વીદન, નોર્વે, પ્રુશિઆ, અને લિવોનિઆ, એ દેશોએ લ્યુથરનો મત સ્વીકાર્યો; ઇંગ્લાંડ, સ્કાટ્લાંડ, હોલાંડ, સ્વિત્ઝર્લાંડ એ દેશોમાં ઝ્વિંગ્લિયસ અને કાલ્વિનનો મત પ્રસર્યો; ફ્રાન્સ, બોહીમિઆ, હંગરી અને પોલાંદમાં પણ નવા મતનો ફેલાવો કરવાના પ્રયત્ન થયા.

આ ઝઘડો બંધ પાડવાને જે ઉપાય કર્યા તેથી તે વધ્યો. મોટી ધર્મસમાજને બોલાવી તકરારનો ફેંસલો કરાવવો એવું ઠરાવવામાં આવ્યું, પણ કિયા નિયમ પ્રમાણે એ સભા બોલાવવી તે નક્કી થઇ શક્યું નહિ. ઘણો વિલંબ થયા પછી ઈ. સ. ૧૫૪૫ માં ટ્રેંટનગરમાં એ સભા મળી તે કેટલાક વરસ જારી રહી. અંતે ઇ. સ. ૧૫૬૩ માં તેણે પોતાના ઠરાવ પ્રસિદ્ધ કર્યા, તે પ્રોટેસ્ટંટ રાજાએ તથા કેટલાક કાથલિક રાજાઓએ માન્યા નહિ. દેશની ધર્મસમાજનું સ્વતંત્રપણું તથા રાજાના અધિકારનો નાશ થાય એ વાત કહી ફ્રાન્સના રાજાએ પણ સ્વીકાર્યા નહિ.

# ખંડ ૩ જો.

## ઇતાલિ.

બુદ્ધિની કેળવણીનો વધારો થવાથી સંસાર અને ધર્મની અવસ્થામાં ફેરફાર થયા, તેમ રાજ્યોના અરસપરસના વહેવારોમાં પણ નિયમો બંધાયા. બાલન્સ આપ પાવર એટલે બળની સમતુલ્યતાનો વિચાર ઉત્પન્ન થયો. લોભી અને બળવાનના હૂમલાઓથી નબળાઓનું રક્ષણ થાય તેને સારૂ ગોઠવણ ઇતાલિમાં પહેલવહેલી થવા લાગી. તે દેશ નાના સંસ્થાનોમાં વહેંચાઇ ગયેલો હતો તેમાં પાંચ મુખ્ય હતાં. ઉત્તરમાં મિલાનના ડ્યૂકનું રાજ્ય અને વેનિસનું પ્રજાસત્તાક રાજ્ય; મધ્ય ભાગે ફ્લોરેન્સનું પ્રજાસત્તાક રાજ્ય અને ધર્મસમાજ (પોપ) નું રાજ્ય; દક્ષિણમાં નેપલ્સનું રાજ્ય આવા વિભાગથી અને તેઓના કુસંપથી પરદેશી રાજાઓને ઇતાલિ જીતી લેવાનું સમ થયું હતું. ફ્રાન્સ અને સ્પેનના પાદશાહ તથા જર્મનિના રાજેંદ્રો પોતાનું બળ એ દેશમાં અજમાવતા. એંજુ કુટુંબના રાજાઓનો પગ ઇતાલિમાંથી ગયો, ત્યારે ફ્રાન્સના નાના સરખા પ્રોવાન્સ પ્રાંતમાં તેકુળનું રાજ્ય આવી રહ્યું. ત્યાંનો છેલ્લો રાજા રેની હતો તે ઇંગ્લાંડના રાજાની શૂરી રાણી એંજુની માર્ગરેટનો બાપ થતો હતો. રેની નિર્લોભી અને નિર્દોષ રાજા હતો. પોતાના નાનાસરખા રાજમાં તે છાનોમાનો બેશી રહેતો અને વિદ્યાને ઉત્તેજન આપતો. તેને પેટે દીકરો ન હતો તેથી તેના વારસાનો દાવો ફ્રાન્સનો રાજા અને બર્ગંદિનો ડ્યુક કરતા હતા. બર્ગંદિના ડ્યૂક તેની મરવાની વાટ ન જોતાં જીવતાં તેનું રાજ્ય લેઇ લેવાની ધારણા કરવા માંડી ત્યારે રેનીએ ફ્રાન્સના રાજાનું રક્ષણ માગ્યું અને તેને પોતાનો વારસ કર્યો. ઇ. સ. ૧૪૮૧ માં રેનીનું મરણ થયાથી તેનું પરગણું ફ્રાન્સના તાબામાં આવ્યું. તેની જોડે નેપલ્સ અને સિસિલિના સિંહાસનોનો દાવો પણ ફ્રેંચ રાજાને મળ્યો. આ કલ્પિત હક ઉપર પોતાના બળને ખરચી નાખવું શાણા ૧૧ મા લુઇસને ડહાપણનું કામ લાગ્યું નહિ; ફ્રાન્સના કેટલાક તાલુકદારો ફ્રાન્સના રાજા કરતાં વધારે શક્તિવાન હતા, તેમનું જોર તોડવાપર તે મંડ્યો. એ કામ ઘણું ઉપયોગી હતું, કેમકે તે માંહોમાંહે વઢીને તથા રાજાની સામા થઇને દેશની ખરાબી

કરતા અને રાજને નબળી હાલતમાં રાખતા. એ કાર્ય સાધવાને તેણે જે ઉપાય કામે લગાડ્યા તે આબરૂદાર નહતા.

આઠમા ચાર્લસે તેના બાપની ડાહી ધારણા પસંદ કરી નહિ. સ્વદેશમાં રાજસત્તાને મજબૂતાઇ આપવાના કામમાં ન લાગતાં પરદેશો જીતવાપર તેનું મન લાગ્યું. નેપલ્સના રાજ્યોપર પોતાનો કલ્પિત દાવો ચલાવવાનો ઠરાવ તેણે કર્યો. તેજ વખતે મિલાનના ડ્યૂક લ્યુડોવિકોસ્ફોર્ઝાએ તેને તેડું મોકલ્યું, અને તુર્ક લોકનું રાજ જીતી લેવાની તેને કંઇક ગાંડી આશા હતી. ઇ. સ. ૧૪૯૪ માં તે ઇતાલિમાં જય કરતો ગયો. રોમ, ફ્લોરેન્સ અને નેપલ્સ શરણે આવ્યાં અને બીજો ફર્દિનાંદ દેશ મુકી નાઠો. એવામાં વેનિસના રાજ્યો ઇતાલિના બીજા રાજ્યો જોડે એકો કરી ઠરાવ કર્યો કે પરદેશીઓને કાઢી મૂકવા. જર્મનિનો રાજેંદ્ર માક્સિમિલિયન અને સ્પેનનો રાજા ફર્દિનાંદ એ વિચારને અનુકૂળ હતા. આ ખબર સાંભળી ચાર્લસે અડધું લશ્કર ઇતાલિમાં રાખ્યું અને બાકીનું જોડે લઇ ફ્રાન્સ તરફ વળ્યો. રસ્તામાં વેનેશિઅન લોકની ફોજ મળી તેનો તેણે કેવળ પરાભવ કર્યો, તથાપિ તેની પાછળ મૂકેલી ફોજને ઇતાલિના રાજાઓને શરણે આવવું પડ્યું, અને નેપલ્સનો બીજો ફર્દિનાંદ પાછો ગાદીએ બેઠો.

આઠમો ચાર્લસ બીજી સ્વારી કરવાની તૈયારીમાં હતો તેવામાં એકાએક તેનું મૃત્યું થયું ( ઇ. સ. ૧૪૯૮ ). તેની ગાદીએ તેનો પિત્રાઇ ઓર્લીન્સનો ડ્યુક બારમો લુઇસ ગાદીએ બેઠો. તેને વળી એની દાદીના તરફથી મિલાનના વારસાનો હક હતો. ઇતાલિ જીતવા નીકળ્યા પહેલાં એ રાજાએ વેનિસ, પોપ અને સ્પેનના રાજ્યો જોડે દોસ્તી કરી, ત્યારપછી તે ઇતાલિપર ચઢ્યો. ઇ. સ. ૧૪૯૯ માં મિલાન તેના હાથમાં આવ્યું, અને ત્યાંનો ડ્યૂક સ્ફોર્ઝા કેદમાં મરણ પામ્યો, ત્યારપછી નેપલ્સ ઉપર ફ્રેન્ચ રાજા ગયો. સ્પેનના રાજાએ નેપલ્સના રાજાને તથા લુઇસને મદદ આપવાને કરાર કર્યો હતો, પણ અંતે બેઉને છેતરવાનો મનસૂબો તેણે કર્યો હતો. ફ્રેન્ચ પાદશાહે નેપલ્સને જીત્યું અને ત્યાંના રાજા ફ્રેદરિકને જન્મ સુધી કેદમાં રાખ્યો ( ઇ. સ. ૧૫૦૧ ). જીતવાનું કામ પૂરૂં

થયું એટલે જીતેલો મૂલક પોતાના કબજામાં લેવાની યુક્તિ કરી, તેમાં બુદ્ધિમાન સેનાપતિ ગોન્સાલ્વોએ નેપલ્સમાંથી ફ્રેન્ચોને કાઢી મૂક્યા, અને ફર્દિનાંદ અને લુઇસ વચ્ચે સલાહ થઇ તેના કરારને રૂએ લુઇસની ભત્રીજીને ફર્દિનાંદ પરણ્યો; દશ લાખ ડયુકેટસ ફર્દિનાંદે લુઇસને આપ્યા ને લુઇસે નેપલ્સનું રાજ ભત્રીજીની જોડે પહેરામણીમાં આપ્યું ( ઇ० સ० ૧૫૦૫ ).

પોપ બારમા જુલિયસના લોભે કરીને વળી ઇતાલિની શાંતિમાં ભંગ થયો. વેનિસના રાજ્યે પોપના રાજના કેટલાક ભાગ લેઇ લીધા હતા તે પાછા મેળવવાના હેતુથી જુલિયસે, લુઇસ, ફર્દિનાંદ, અને માકિસમિલિઅન પાદશાહો જોડે વેનિસપર હૂમલો કરવાનો એકો કર્યો (ઇ. સ. ૧૫૦૯). અદેખાઇથી એ રાજાઓના સંપમાં તૂટ પડી નહિ હોત, તો વેનિસના રાજનો નાશ થાત. વેનિસની સરકારે પોતાના રાજનો બચાવ કરવાને જે ગોઠવણો કરી હતી તે સર્વે ફ્રેંચ ફોજના જુસ્સાભરેલા શૂરથી રદ ગઇ. ઇ. સ. ૧૫૦૯ માં આગ્નાદેલોના રણમાં તેમાંના વેનિસના લશ્કરનો કેવળ નાશ થયો. પોપના રાજની પડોશમાં આવેલાં નગરો પોપે લેઇ લીધાં અને પોતાના રાજમાં આવેલાં આપુલિઆના બંદરોનો કબજો કર્યો. વેનિસનું રાજ તૂટવાની તૈયારીમાં હતું તેવામાં લુઇસ અને માકિસમિલિઅન એશિઆને લીધે છૂટા પડ્યા. પોપ અને ફર્દિનાંદને પોતાના રાજનો કેટલોક ભાગ આપી ખુશ કર્યા, તેથી એ કાંબ્રેનો એકો તૂટી ગયો. ઇતાલિમાંથી જૂના પરદેશીઓ કાઢી મૂકવાનો વિચાર હમણા જુલિયસને આવ્યો. તેણે ફ્રાન્સની વિરૂદ્ધ બીજો કોઇ એક્રો ઊભો કર્યો અને ઇગ્લાંડમાં તે વેળાએ ગાદીએ આવેલા રાજા આઠમા હેન્રિને ફ્રાન્સપર ચઢાઇ કરવાનું કામ સોંપ્યું કે લુઇસથી ઇતાલિમાં જઈ શકાય નહિ. એ વેળાએ યૂરોપના સિપાઇઓમાં સ્વિત્ઝર્લાંદના સિપાઇઓ સર્વેથી જોદ્ધા ગણાતા હતા, તેથી સ્વિત્ઝર્લાંદની સરકારને પોપે એ એકામાં દાખલ કીધી. સ્પેન અને જર્મનિના પાદશાહો પણ તેમાં સામિલ થયા. હિંમત હાર્યા વિના બારમો લુઇસ આ જબરદસ્ત દુશ્મનોની સામો થયો. ઇતાલિમાં સ્પેનની સીમા ઉપર અને પિકાર્દિ પ્રાંતમાં યુદ્ધો થયાં, તેમાં વારાફરતી બેઉ પક્ષોને જય મળ્યા, પણ ફ્લોરેંસ, મેદિસી કુટુંબના તાબામાં ગયાથી, પોપને મળી ગયું ( ઇ. સ.

કરતા અને રાજને નબળી હાલતમાં રાખતા. એ કાર્ય સાધવાને તેણે જે ઉપાય કામે લગાડ્યા તે આબરૂદાર નહતા.

આઠમા ચાર્લસે તેના બાપની ડાહી ધારણા પસંદ કરી નહિ. સ્વદેશમાં રાજસત્તાને મજબૂતાઇ આપવાના કામમાં ન લાગતાં પરદેશો જીતવાપર તેનું મન લાગ્યું. નેપલ્સના રાજ્યોપર પોતાનો કલ્પિત દાવો ચલાવવાનો ઠરાવ તેણે કર્યો. તેજ વખતે મિલાનના ડ્યૂક લ્યુડોવિકોસ્ફોર્ઝાએ તેને તેડું મોકલ્યું, અને તુર્ક લોકનું રાજ જીતી લેવાની તેને કંઇક ગાંડી આશા હતી. ઇ. સ. ૧૪૯૪ માં તે ઇતાલિમાં જય કરતો ગયો. રોમ, ફ્લોરેન્સ અને નેપલ્સ શરણે આવ્યાં અને બીજો ફર્દિનાંદ દેશ મુકી નાઠો. એવામાં વેનિસના રાજ્યો ઇતાલિના બીજા રાજ્યો જોડે એકો કરી ઠરાવ કર્યો કે પરદેશીઓને કાઢી મૂકવા. જર્મનિનો રાજેંદ્ર માક્સિમિલિયન અને સ્પેનનો રાજા ફર્દિનાંદ એ વિચારને અનુકૂળ હતા. આ ખબર સાંભળી ચાર્લસે અડધું લશ્કર ઇતાલિમાં રાખ્યું અને બાકીનું જોડે લઇ ફ્રાન્સ તરફ વળ્યો. રસ્તામાં વેનેશિઅન લોકની ફોજ મળી તેનો તેણે કેવળ પરાભવ કર્યો, તથાપિ તેની પાછળ મૂકેલી ફોજને ઇતાલિના રાજાઓને શરણે આવવું પડ્યું, અને નેપલ્સનો બીજો ફર્દિનાંદ પાછો ગાદીએ બેઠો.

આઠમો ચાર્લસ બીજી સ્વારી કરવાની તૈયારીમાં હતો તેવામાં એકાએક તેનું મૃત્યુ થયું (ઇ. સ. ૧૪૯૮). તેની ગાદીએ તેનો પિત્રાઇ ઓર્લીન્સનો ડ્યુક બારમો લુઇસ ગાદીએ બેઠો. તેને વળી એની દાદીના તરફથી મિલાનના વારસાનો હક હતો. ઇતાલિ જીતવા નીકળ્યા પહેલાં એ રાજાએ વેનિસ, પોપ અને સ્પેનના રાજ્યો જોડે દોસ્તી કરી, ત્યાર પછી તે ઇતાલિપર ચઢ્યો. ઇ. સ. ૧૪૯૯ માં મિલાન તેના હાથમાં આવ્યું, અને ત્યાંનો ડ્યૂક સ્ફોર્ઝા કેદમાં મરણ પામ્યો, ત્યારપછી નેપલ્સ ઉપર ફ્રેન્ચ રાજા ગયો. સ્પેનના રાજાએ નેપલ્સના રાજાને તથા લુઇસને મદદ આપવાને કરાર કર્યો હતો, પણ અંતે બેઉને છેતરવાનો મનસૂબો તેણે કર્યો હતો. ફ્રેન્ચ પાદશાહે નેપલ્સને જીત્યું અને ત્યાંના રાજા ફ્રેદરિકને જન્મ સૂધી કેદમાં રાખ્યો (ઇ. સ. ૧૫૦૧). જીતવાનું કામ પૂરૂં

થયું એટલે જીતેલો મૂલક પોતાના કબજામાં લેવાની યુક્તિ કરી, તેમાં બુદ્ધિમાન સેનાપતિ ગોન્સાલ્વોએ નેપલ્સમાંથી ફ્રેન્ચોને કાઢી મૂક્યા, અને ફર્દિનાંદ અને લુઇસ વચ્ચે સલાહ થઇ તેના કરારને રૂએ લુઇસની ભત્રીજીને ફર્દિનાંદ પરણ્યો; દશ લાખ ડ્યુકેટસ ફર્દિનાંદે લુઇસને આપ્યા ને લુઇસે નેપલ્સનું રાજ ભત્રીજીની જોડે પહેરામણીમાં આપ્યું ( ઇ૦ સ૦ ૧૫૦૫ ).

પોપ બારમા જુલિયસના લોભે કરીને વળી ઇતાલિની શાંતિમાં ભંગ થયો. વેનિસના રાજ્યે પોપના રાજના કેટલાક ભાગ લેઇ લીધા હતા તે પાછા મેળવવાના હેતુથી જુલિયસે, લુઇસ, ફર્દિનાંદ, અને માકિસમિલિઅન પાદશાહો જોડે વેનિસપર હૂમલો કરવાનો એક્કો કર્યો (ઇ. સ. ૧૫૦૯). અદેખાઇથી એ રાજાઓના સંપમાં તૂટ પડી નહિ હોત, તો વેનિસના રાજનો નાશ થાત. વેનિસની સરકારે પોતાના રાજનો બચાવ કરવાને જે ગોઠવણો કરી હતી તે સર્વે ફ્રેંચ ફોજના જુસ્સાભરેલા શૂરથી રદ ગઇ. ઇ. સ. ૧૫૦૯ માં આગ્નાદેલોના રણમાં તેમાંના વેનિસના લશ્કરનો કેવળ નાશ થયો. પોપના રાજની પડોશમાં આવેલાં નગરો પોપે લેઇ લીધાં અને પોતાના રાજમાં આવેલાં આપુલિઆના બંદરોનો કબજો કર્યો. વેનિસનું રાજ તૂટવાની તૈયારીમાં હતું તેવામાં લુઇસ અને માકિસમિલિઅન એશિઆને લીધે છૂટા પડ્યા. પોપ અને ફર્દિનાંદને પોતાના રાજનો કેટલોક ભાગ આપી ખુશ કર્યા, તેથી એ કાંબ્રેનો એકો તૂટી ગયો. ઇતાલિમાંથી જૂના પરદેશીઓ કાઢી મૂકવાનો વિચાર હમણા જુલિયસને આવ્યો. તેણે ફ્રાન્સની વિરૂદ્ધ બીજો કોઇ એક્કો ઊભો કર્યો અને ઇંગ્લાંડમાં તે વેળાએ ગાદીએ આવેલા રાજા આઠમા હેન્રિને ફ્રાન્સપર ચઢાઇ કરવાનું કામ સોંપ્યું કે લુઇસથી ઇતાલિમાં જઈ શકાય નહિ. એ વેળાએ યૂરોપના સિપાઇઓમાં સ્વિત્ઝર્લાંદના સિપાઇઓ સર્વેથી જોદ્ધા ગણાતા હતા, તેથી સ્વિત્ઝર્લાંદની સરકારને પોપે એ એકામાં દાખલ કીધી. સ્પેન અને જર્મનિના પાદશાહો પણ તેમાં સામિલ થયા. હિંમત હાર્યા વિના બારમો લુઇસ આ જબરદસ્ત દુશ્મનોની સામો થયો. ઇતાલિમાં સ્પેનની સીમા ઉપર અને પિકાર્દિ પ્રાંતમાં યુદ્ધો થયાં, તેમાં વારાફરતી બેઉ પક્ષોને જય મળ્યા, પણ ફ્લોરેંસ, મેદિસી કુટુંબના તાબામાં ગયાથી, પોપને મળી ગયું ( ઇ. સ.

૧૫૧૨). અને ફ્રાન્સને બીજો મદદગાર નવારનું રાજ્ય હતું તે સ્પેને જીતી લીધું ને તેથી લુઇસ નબળો પડયો. ઇ. સ. ૧૫૧૩ માં પોપ જુલિયસનું મરણ થયું નહિ હોત, તો તેને ઘણી આપદા પડત. નવો પોપ લીઓ થયો તેણે ફ્રાન્સ જોડે સમાધાની કરી. સ્પેન, ઇંગ્લાંડ, અને જર્મનિના રાજાઓએ પણ તેનું જોઇને સલાહ કરી, અને ઇરાનનો કિલ્લો તથા થોડાંક નાનાં નગરો સિવાય ઇતાલિનો બધો મૂલક ફ્રાંસના તાબામાં ગયો.

# ખંડ ૪ થો.

## બર્ગંદિનો ઇતિહાસ.

આ વખતમાં તાલૂકદારી કે માંડળિક રાજ્યોમાં બર્ગંદિનું રાજ્ય કોઇથી ઊતરતું નહિ હતું. માંડળિક રાજાઓ અને તેમના ઉપરી મહારાજાની વચ્ચે ફ્યૂદલ કાયદા પ્રમાણે કેવો સંબંધ હતો તે આ પરથી જણાશે. પોઇતિયર્સની લઢાઇમાં ફ્રાન્સનો રાજા જોન કેદ પકડાયો હતો તેનો છૂટકારો થયા પછી બર્ગંદિની ડચિનો વારસ ન હોવાથી તે રાજાના સ્વાધીનમાં ગઇ. તેનો ત્રીજો છોકરો ફિલિપ હાર્દિ નામે હતો, તે સોળ વરસની વય છતાં યુદ્ધમાં તેની જોડે રહ્યો હતો અને બંદીખાનામાં પણ તેની જોડે ગયો હતો. તેને બર્ગંદિ આપવાનો રાજાએ ઠરાવ કર્યો. તેનું મરણ થયાથી તેનો વડો છોકરો પાંચમો ચાર્લસ તેની ગાદીએ બેઠો, તેણે પોતાની ધારણા પાર પાડવાને ઇ. સ. ૧૩૬૪ માં કાયદા પ્રમાણે બર્ગંદિનું રાજ પોતાના ભાઇને આપ્યું. ફ્લાંદર્સના કાઉંટને એકનીએક દીકરી હતી તેને ફિલિપ વર્યો તેથી ફ્લાંદર્સનું રાજ પણ તેને મળ્યું. ઘેન્ટ શહેરના રહેવાસીઓ જોડે તે વેળા યુદ્ધ ચાલતું હતું તેમાં શહેરની ફોજ હારી, ત્યારે ફિલિપે તેમની તથા પોતાના સસરાની વચ્ચે સલાહ કરાવી.

ત્યારપછી તેણે પોતાનું બધું ધ્યાન ફ્રાન્સના કામમાં લગાડ્યું, અને તેના કમનસીબ ભત્રીજા છઠ્ઠા ચાર્લસની કાર્કીર્દિમાં અમલના કારભાર ચલાવનાર મુખી તે હતો. આ વખતે હંગેરિના રાજાના વકીલોએ આવી સમાચાર કહ્યા કે તુર્ક લોકો ચઢી આવ્યા છે અને આખું યૂરોપ જીતી લેવાનું કહેછે. ફિલિપે હંગેરિના રાજાને મદદ કરવાનું કબૂલ કર્યું ને મુસલમાનોપર ક્રુસેદની તૈયારી કરાવી. તેનો કુંવર અને વારસ ફોજનો સરદાર ઠર્યો અને ફ્રેંચ સરદારનો મોટો જથો અને જુવાન ઉમરાવો ઘણી હોંસથી તેની જોડે ગયા. ફિલિપે એ ફોજને સજવામાં ઘણો પૈસો ખરચ્યો. કસબ અને ઝીકભરેલાં નિશાન, ઊંચા કસબી જીનવાળા ઘોડા, રેશમી તંબુઓ, અને અતિ મૂલ્યવાન બખ્તરો જોઇ ફ્રાન્સમાં અને જર્મનિમાં બહુ વખાણ થયાં. ઇ. સ. ૧૩૯૬ માં ફોજે કુચ કરવા માંડી તે

વખતે ફ્રેંચ સેનાપતિ કહેવા લાગ્યો કે તુર્ક લોકને યૂરોપમાંથી કાઢી મૂકવા એટલુંજ નહિ, પણ એને તોલિઆ, સીરિઆ, અને પાલેસ્તૈનમાં તેમની પાછળ પડી જેરૂસલેમનું રાજ પાછું લેઇ લેવું. સ્વારીની કુચ વિકટ લઢાઇપર જનારા જેવી નહતી, પણ જય મેળવીને પાછા ફરતા જોદ્ધા હોય તેવી જણાતી હતી. રસ્તામાં ગરીબ ગામડીઆની બહુ ખરાબી થઇ. લૂંટફાટ અને મોજમજા કરતી સેના આગળ ચાલી. હંગેરિનો રાજા આ કુમક જોઇ રાજી થયો નહિ. તુર્કી સુલતાન બયાઝિદે તેની જોડે સલાહ કરી હતી, તે ભંગ કરવાને રાજી ન હતો, પણ ફ્રાન્સના ગર્વિષ્ટ સિપાઇઓએ તે માન્યું નહિ. તુર્કી સરહદ ઓળંગી તેમણે કેટલાક નાના કિલ્લા લેઇ લીધા તથા નિકોપોલિસને ઘેરો ઘાલ્યો. ૨૦,૦૦૦ તુર્કો શહેરની મદદે આવ્યા. ફ્રેંચ ફોજમાં મોજમજા અને અંધાધુંધી ચાલી રહી હતી અને સાવચેતી કંઇપણ રાખી નહતી. સુલતાન આવ્યાની ખબર સાંભળી ફ્રેંચ ફોજ ગભરાઈ ગઈ અને ઘેરો ઊઠાવી પાછી હઠી અને પોતાની પાસે જે કેદીઓ પકડાયા હતા તેમને કતલ કર્યા. ફ્રેંચ સવારો યુદ્ધ કરવાને ઘણા આતુર હતા, પણ હંગેરિના સરદારોએ સાવચેતીની સૂચના કરી તેપર લક્ષ આપતાં લઢવાને તત્પર થયા. થોડા વખતમાં તેમની મનકામના પૂરી પડી. બયાઝિદ બુદ્ધિમાન અને જબરો લઢવૈયો હતો. તેણે આખી ફ્રેંચ ફોજને કાપી નાખી અને બર્ગંદિના કુંવર નીવાર્સને બંદીવાન કર્યો અને તેણે ઘણું નાણું આપ્યું ત્યારે તેને છોડયો. એજ વખતે ફિલિપના જમાઇએ ફ્રિઝિલાંદના વગડાઉ લોકપર સ્વારી કરી. પ્રથમ તો તેને પાછાં આવવું પડયું, પણ પછી ફ્રીઝ લોક માંહોમાંહે લઢયા ત્યારે તે દેશને જીતી શકયો, એ લોક હોલાંદ, ફ્લાંદર્સ, અને કોઇક વખતે ફ્રાન્સના કાંઠાપર આવી લૂંટફાટ કરતા અને ગામડાંઓ બાળતા.

ફ્રાન્સનો છઠ્ઠો ચાર્લસ ગાંડો થયો ત્યારે બર્ગંદિના ડયૂક ફિલિપે રાજકારભાર ડહાપણથી કર્યો. તેનામાં એક ખોડ હતી; તે એટલો ઊડાઉ હતો કે તે મુઓ ત્યારે મરણ ક્રિયા કરવાને માટે ઘરમાંનાં ઘરેણાં વેચવાં પડ્યાં. ઇ. સ. ૧૪૦૪ માં તેનું મરણ થયું તેથી લોક દિલગીર થયા, કેમકે તેની જગાએ જે માણસ આવ્યો તે નબળો નીકળ્યો. તેની જગાએ જોન ધ ફીઅરલેસ થયો. તુર્ક લોકની સામે સેનાપતિ થઇને ગયો

હતો તે એજ પુરૂષ હતો. ફ્રાન્સનો રાજ કારભાર તેણે લેવાની ઇચ્છા કરી, પણ રાણી અને ઓર્લીન્સનો ડ્યુક તેના લોભથી બીને તેની સામે થયાં. ફ્રેન્ચ દરબારમાં બે પક્ષ બંધાયા. ફિલિપે ઓર્લીન્સના ડ્યુકને પારિસમાં મારી નંખાવ્યો, એવામાં લીજ નગરના લોકે ફિતૂર કર્યું, તે સમાવવાને ફિલિપને ત્યાં જવું પડયું. ઓર્લીન્સ પક્ષકારો એની ગેરહાજરીમાં લઢવાને ઊભા થયા. પારિસના લોકે બર્ગંદિના ઠાકોરનો પક્ષ પ્રથમ સ્વીકાર્યો અને થોડા વખત પછી તેઓ સામી બાજુએ ગયા, એ રીતે માંહોમાંહે લઢાઇ ચાલતી હતી તેવામાં ઇંગ્લાંડનો ૫ મો હેન્રિ ફ્રાન્સ જીતવાને ચઢયો. એજિન્કોર્ટની લઢાઇમાં ફ્રેન્ચ ફોજનો પરાભવ થયો, તોપણ બર્ગંદિ અને ઓર્લીન્સના પક્ષોનો ટંટો મટ્યો નહિ. નાની સરખી ઇંગ્રેજી સેના ફ્રાન્સના ભાગપર બિન હરકતે ફરીવળી. કેટલાક લોક એવું ધારવા લાગ્યા કે બર્ગંદિનો ડ્યુક ઇંગ્લાંડના રાજા જોડે મળી ગયેલો છે! ઓર્લીન્સ પક્ષે ફ્રાન્સના પાટવીકુંવર ડૉફિનને એ પરથી એવું સમજાવ્યું કે ફ્રાન્સના બચાવને માટે એ જોનને કપટથી મારી નાંખવો જોઇએ. ડૉફિને વકીલો મોકલી જોનને પોતાની જોડે મળવાને બોલાવ્યો. એ મુલાકાત તે નદીના પૂલ ઉપર થઇ. મળતાં વારને કાયદા પ્રમાણે બર્ગંદિનો ડ્યુક પાટવીકુંવરને નમ્યો. જેવો તે નમ્યો તેવોજ શાહજાદાના સિપાઇઓએ તેને કતલ કર્યો. ફ્લાંદર્સની રૈયત આ વાત સાંભળીને ઘણીજ દિલગીર થઇ, કેમકે એ રાજાએ તેમનું હિત ઘણી સારી રીતે કર્યું હતું. એની પછી ફિલિપ ધ ગુડ બર્ગંદિ અને ફ્લાંદર્સની ગાદીએ બેઠો. બાપની હત્યાનું વેર લેવાનો તેણે નકી ઠરાવ કર્યો. ઇંગ્લાંડનો ૫ મો હેન્રિ ફ્રાન્સનો ખરો વારસ છે એવું તેણે માન્ય રાખ્યું. હવે ઇંગ્રેજ અને ફ્રેન્ચની લઢાઇ બર્ગંદિ અને ઓર્લીન્સની લઢાઇથઇ ગઇ. બેઉ પક્ષો નિર્દયપણે વર્ત્તવા લાગ્યા.

ઇંગ્લાંડનો ૫ મો હેન્રિ ગયો અને તેની પાછળ ફ્રાન્સનો ૬ ઠ્ઠો ચાર્લ્સ પણ પડયો તેથી લઢાઇના કામમાં મોટો ફેરફાર થઇ ગયો. ૫ મા હેન્રિનો વારસ છઠ્ઠો હેન્રિ પારણામાં ઝુલતો હતો અને ડૉફિનતો ભર જુવાનીમાં હતો. ઘણાખરા ઉંચ ઉમરાવો અને પ્રજાઓ તેના પક્ષમાં હતાં. પડતી દશાએ ડૉફિનને ચોતરફથી ઘેર્યો હતો અને તેનું મુખ્ય શહેર

ઓર્લીન્સ જીતવાને ઈંગ્રેજો ચઢયા હતા તેવામાં આર્ક નામની કુંવારી સ્ત્રી નામે જોને આવી તેની ભાગ્યદશા ફેરવી. ઈંગ્રેજોની હાર થવા લાગી અને ફ્રેન્ચ ફોજ ફતેહ કરતી આગળ ચાલી. બર્ગંદિનો ફિલિપ ફ્રાન્સના રાજાને મળવાને તૈયાર થયો. એ સમે ફિલિપે પોર્તુગાલની કુંવરીને વરી (ઇ. સ. ૧૪૩૦), ગોલ્ડન ફ્લીસ નામે નાઇટનો વર્ગ સ્થાપ્યો. એ વર્ગ યૂરોપમાં ઘણો પ્રખ્યાત થયો. ત્યારપછી થોડે વખતે તેણે ફ્રાન્સના રાજા જોડે સલાહ કરી. પછી ફિલિપ ઘણા ભભકાથી રહેવા લાગ્યો. અનેક તરેહના યુદ્ધના ખેલ તે કરાવતો તેમાં ભાગ લેવાને અને જોવાને યૂરોપના બહાદુર લઢવૈયા જતા. ફ્લાંદર્સના બંદરના ધનવાન લોકો તેનો ખર્ચ ખુશીથી આપતા. તોફાની નગરવાસીઓ રાજકાજમાં હરકત ન કરે માટે આવી મોજમજામાં ફિલિપ તેનું મન લગાડતો.

સુમારે ૧૫૦ વરસ થયાં સ્વિત્ઝર્લાંદના પ્રાંતો આસ્ત્રિઆના રાજથી છૂટાં પડી સ્વતંત્ર થયા હતા; ત્યાંનાં સ્વતંત્ર સંસ્થાનો હવે માંહોમાંહે અદેખાઇ કરવા લાગ્યાં. પોતાના રક્ષણને તથા બીજા સાથે લઢાઇ કરવામાં મદદને માટે આસપાસના રાજાઓ જોડે એકો કરવા લાગ્યા. એવી રીતનો તેમનામાં કુસંપ પેઠેલો જોઇને જર્મનિના પશ્ચિમ ભાગમાંના રાજાઓએ ઠરાવ કર્યો. તેમણે પ્રથમ બર્ગંદિના ડ્યુકની સહાયતા માગી, પણ તે મળી નહિ ત્યારે ફ્રાંસના રાજાની કુમક મંગાવી. ફ્રાન્સમાં લઢાઇ બંધ પડવાથી સિપાઇઓની ઘણીક ટોળીઓ ઉદ્યમ વગરની હોવાથી ગામડાઓમાં લૂંટફાટ કરી પોતાનું રક્ષણ કરતી હતી. એમને દેશમાંથી કાઢવાને આ સારો લાગ જોઇ પાટવી કુંવર ડોફ્નની સરદારી નીચે મોટી ફોજ સ્વિત્ઝર્લાંદ તરફ ચાલી અને બેસલ નગરની આસપાસ ઘેરો ઘાલી પડી. ફ્રાન્સબર્ગને ઘેરો ઘાલી સ્વિઝ ફોજ પડી હતી તેને આ ખબર થઇ. સરદારોની મરજી પાછા હઠી પર્વતોમાં ભરાઇ જવાની હતી, પણ તે સિપાઇઓ હઠ લઇને બેઠા કે એકદમ લઢવા જવું. ઇ. સ. ૧૪૪૫ના આગષ્ટ મહિનાની ૨૪ મી તારીખે સ્વિઝ અને ફ્રેન્ચ સેનાઓને મુલાકાત થઇ. એ બે પ્રજાઓવચ્ચે આ પહેલું યુદ્ધ થયું. બિર્સ નદીના જમણા કાંઠાની ટેકરીઓ ઉપર ફ્રેન્ચ લશ્કરના આગલા ભાગનો પડાવ થયો હતો તેની સંખ્યા બધી સ્વિઝ ફોજ કરતાં દશ ગણી હતી. બાકીનું ફ્રેંચ લશ્કર તે નદીના ડાબે કાંઠે હતું. સ્વિઝ સિપાઇઓ આવી

પહોંચતાં વારને જમણા કાંઠાની ટેકરીપર પડેલા ફ્રેંચ લશ્કરપર પડયા. તેઓ ભૂખ્યા, તરસ્યા અને ઉજાગરાવાળા હતા, તોપણ એવા જુસ્સાથી લઢયા કે ફ્રેન્ચ સિપાઇઓ પાછા હઠી નદીને ડાબે કાંઠે નાશી ગયા. સ્વિઝ સરદારોએ આટલી ફતેહથી રાજી રહી મુકામ કરવાની સલાહ આપી કે બીજા સિપાઇઓ આવી મળે ને ફોજમાં વધારો થાય; આ ડહાપણભરેલી સલાહ ઉશ્કેરાયેલા સિપાઇઓએ કબૂલ રાખી નહિ. નદીમાં પડતું મૂકી તેઓ આગળ ધસ્યા. તેમની હારમાં ભંગ પડયો, સામી ફોજના સરદારે એનો ફાયદો લેવાની ગોઠવણ કરી રાખી હતી. નદી ઓળંગી હારમાં ગોઠવાવવાની તેમની મહેનત વ્યર્થ ગઇ. જર્મન અને ફ્રેન્ચ સ્વારોના હૂમલાથી તેઓ વીખરાઇ ગયા, તોપણ દશ કલાક સૂધી તેઓ ઘણા જુસ્સાથી લઢયા. ડૉફિનને જય મળ્યો ખરો, પણ તેમાં તેના અતિ શૂરા ૮૦૦૦ સિપાઇઓના મરણ થયાં. આવા દૃઢ જોદ્ધાઓ સાથે બીજી લઢાઇ લઢવાની ફ્રેન્ચ સિપાઇઓએ ના કહી અને ફ્રેંચ સરદારે વચમાં પડી સલાહ કરાવી અને સ્વિઝ રાજ્યોની સ્વતંત્રતા સર્વે માન્ય રાખી.

ઘેન્ટ શહેરના રહેવાસીઓએ ફિતૂર કર્યું હતું તે ઘણી મહેનતે બર્ગંડિના ડયુકે બેસાડી દીધું અને શહેરના ઘણાક હક લેઇ લીધા. ફ્રાન્સનો ડૉફિન પોતાના બાપની જોડે લઢયો અને બર્ગંડિના ડયુકના દરબારમાં નાશી આવ્યો, અને બર્ગંડિનો પાટવી કુંવર પણ પોતાના બાપની સામે થતો હતો. આ અંદર અંદરના કજીઆ કેટલાક વર્ષ લગી ચાલ્યા. આખરે ફ્રાન્સનો ૭ મો ચાર્લ્સ મરણ પામ્યો અને ડૉફિન ૧૧ મો લુઇસ નામ ધારણ કરી રાજા થયો. એની અને બર્ગંડિના પાટવી કુંવરની વચ્ચે કેટલાક કાળ સૂધી અણબનાવ ચાલ્યો અને લઢાઇ થવાની તૈયારી હતી, એવામાં બર્ગંડિનો સારો ડયુક ફિલિપ મરણ પામ્યો. એ ડયુકે પચાસ વર્ષ રાજ કર્યું, તે સમયમાં યૂરોપનાં બધાં સંસ્થાનો કરતાં તેનો દેશ વધારે ધનવાન, ચઢતી કળાએ અને શાંતિમાં રહ્યો. ફ્રાન્સના રાજાથી સ્વતંત્ર થવાનું તેણે ચાહ્યું હોત તો તે થઇ શકત. એના મરણથી સર્વે દિલગીર થયા અને એની ગાદીએ બેસનાર શાહજાદાના દુરાગ્રહ, ગર્વ, ઉદ્ધતાઇ અને ક્રૂરતાથી તેમની દિલગિરીમાં વધારો થયો.

ચાર્લ્સ ધ બોલ્ડ એટલે બહાદુર ચાર્લ્સ બર્ગંડિનો ડયુક થયો, એ-વામાં ઘેન્ટ નગરના મહાજનોના ઇજનોપરથી નાની સ્વારી સહિત ત્યાં ગયો. કોઈ મોટા ઓછવના પ્રસંગથી લોકો શહેરમાં એકઠા મળ્યા હતા તેઓ ભારે વેરા અને રાજના જૂલમો વિષે બરબડવા લાગ્યા. કેટલાક હિંમતવાન સખ્સો કહેવા લાગ્યા કે ડયુકને ઘેરી લઇ દાદને પહોંચાડવાનો આ વખત સારો છે. એ વાત ચાર્લ્સના જાણવામાં આવી, ત્યાર પહેલાં એનો મહેલ હજારો માણસથી ઘેરાઇ ગયો. ડયુકે લાચારીથી લોકની માગણી કબૂલ કરી, પણ તેણે મનમાં ગાંઠ વાળી. આ અપમાનનું સખ્ત વૈર લેવું. બ્રબાન્ટ અને લીજમાં આ ખબર આવ્યાથી ચાર્લ્સ વધારે ગુસ્સે થયો. ચાર્લ્સે તે શહેરોને હરાવી તાબે કર્યાં.

આ બંડખોરોને ગુપ્ત રીતે ફ્રાન્સનો રાજા ઉત્તેજન આપતો હતો તેનો બદલો વાળવાને બર્ગંડિના ડયુકે ફ્રાન્સના નારાજી થયેલા તાલૂકદારો-ને કુમક આપી. લુઇસના પ્રપંચ આગળ ચાર્લ્સનું કપટ ચાલતું નહિ, કેમકે તેનો સ્વભાવ આકળો હતો, તોપણ એક વખતે લુઇસ પોતાની પાથરેલી જાળમાંજ લગભગ પકડાઇ ગયો. બર્ગંડિમાં મોકલેલા પોતાના એલચીઓ કંઇ કરી શકયા નહિ એવું જોઈ ઓચિંતો થોડા માણસો સ-હિત ગયો. રાજા અને ડયુકની મુલાકાત થઇ, તેમાં લુઇસની ઇચ્છા પાર પડી નહિ ને ઊલટો બર્ગંડિના ડયુકે તેને કેદી કરી લીધો. કેમકે એ વ-ખતે ડયુકને ખબર મળી કે લીજ શહેરે ફરીને બળવો કર્યો છે તથા ઘણાક સિપાઇઓને તથા આચાર્યોને ત્યાંના લોકે મારી નાખ્યા છે. ગુપ્ત રીતે બંડ ઉશ્કેરનાર લુઇસ હતો. ડયુકની માગેલી શરતો રાજાને કબૂલ કરવી પડી અને તેમાંની મનને ઘણુંજ દુખવે એવી એ હતી કે રાજા-એ ફોજ લેઇને ડયુકની જોડે લીજ શહેરપર ચઢાઈ કરવી. એ સ્વારી થઇ, લીજ શહેરની ફોજ હારી અને રેહેવાસીઓનો ઘણો ભાગ ખરાબ-ખસ્ત થઇ ગયો.

ફત્તેહથી ફૂલાઇ જઇને ડયુક ચાર્લ્સે સ્વિત્ઝર્લેંડ જીતવાનો વિચાર ક-ર્યો. ૩૬૦૦૦ કસાયલા અને શૂરા સિપાઇઓની ફોજ તથા મોટું તોપ-ખાનું જોડે લેઈ ચાર્લ્સ સ્વિત્ઝર્લેંડની સરહદપર ગયો. ગ્રાન્સન શહેરને તેણે

ઘેરો ઘાલ્યો. કિલ્લેદારો પણ બહાદુરીથી લઢ્યા, તોપણ ડ્યુકના મોટા તોપખાનાએ કોટ તોડી પાડવા માંડ્યો અને લાંચ પામેલા કેટલાક શહેરના રહેવાસીઓ શરણે જવાની બૂમ પાડવા લાગ્યા. તે પરથી એવું ઠર્યું કે નાયક તથા સિપાઇઓ ડ્યુકને શરણે જાય તેઓને માફી મળવાની આશા આપવામાં આવી હતી, પરંતુ જ્યારે તેઓ ડ્યુકની હજૂરમાં હાજર થયા તેવાજ તેમને બંદીવાન કરી દીધા. સરદારોને ફાંસી દીધી અને સિપાઇઓને હાથ બાંધી તળાવોમાં ફેંકી દીધા. આશરે ૨૦૦ માણસ એ રીતે માર્યા ગયા.

આ ખબર પરગણાઓમાં ફેલાતાંજ ગામેગામથી સિપાઇઓ આવી ટોળે મળ્યા. ગ્રાન્સન આગળ ડ્યુકે મોટી છાવણી કરી તેમાં ફોજનો ઘણો ભાગ રાખ્યો ને પંડે એક મજબૂત ટૂકડી લેઈ આગળ વધ્યો. ગર્વથી અંધ થઈ ગયાને લીધે તેણે સાધારણ સાવચેતી રાખી ન હતી. પર્વતની ખીણોમાં સ્વિઝ ફોજ પડેલી હતી, તેની રૂબરૂ તે આવી પહોંચ્યો. પોતાની હમેશની ઉદ્ધતાઇ પ્રમાણે તેણે યુદ્ધ કરવાની આજ્ઞા આપી બર્ગંદિયન સ્વારો માર ખાઈ પાછા હઠ્યા. સ્વિઝ ફોજ તેમની પાછળ પડી અને ગ્રાન્સનના કિલ્લા સૂધી આવી. અહીં ડ્યુકના તોપખાનાએ ટક્કર ઝીલી, પણ અંતે તેઓ તોપ છોડી નાશી ગયા અને તેમની પાછળ બીજા સિપાઇઓ પણ નાઠા. ડ્યુકે સિપાઈઓને ઊભા રાખવાની ઘણી મહેનત કરી પણ વ્યર્થ ગઇ, અને અંતે તેને પણ નાસવું પડ્યું. સ્વિઝ ફોજને તેની છાવણીમાંથી જે પુષ્કળ લૂંટ મળી તેમાં ત્રણ યૂરોપમાં પ્રખ્યાત થયેલા હીરા હતા તેમાંનો એક અદ્યાપિ પોપના મુગટને શોભા આપે છે, બીજો આસ્ત્રિઆના પાદશાહના અતિ અમૂલ્ય રત્નોમાં શ્રેષ્ટ છે, અને ત્રીજો ફ્રાન્સના તાજમાં સૌથી ચળકતો મણી હતો.

એથી એટલો ક્રોધ અને ગુસ્સો ચાર્લસના મનમાં ઉત્પન્ન થયો કે તે ગાંડા જેવો થઇ ગયો. કેટલાક હફતા પછી તેનું મન શાંત થયું, ત્યારે બીજી ફોજ ઊભી કરવાની તૈયારી કરી. પોતાની આખી કારકીર્દીમાં એકઠો કરેલો ખજાનો અને ફ્લાંડર્સના ધનવાન શહેરોની દોલત નવી ફોજ રાખવામાં તેણે ખરચી. નવી તોપો બનાવવાને દેવળોના ઘંટા પણ

ગાળ્યા. ફ્રાંન્સ, ઇતાલિ અને ઇંગ્લાંડથી લઢવૈયા બોલાવી નોકરીમાં રાખ્યા. મોરાટનો કિલ્લો બર્ન પ્રાંતની ભાગોળ પ્રમાણે ગણાતો હતો, તેને સ્વિઝ લોકે ખૂબ મજબૂત કર્યો.

ઇ. સ. ૧૪૭૬ ના મે મહિનાની આખરે ચાર્લસે તે કિલ્લાને ઘેરો ઘાલ્યો. બેઉ પક્ષના સિપાઇઓ બહુ બહાદુરીથી લઢયા. કોટમાં ઘણેક ઠેકાણે બાકાં પડયાં, પરંતુ બર્ગંદિલોકના દરેક હૂમલા સ્વિઝ લોકોએ પાછા વાળ્યા. કિલ્લાની કુમકે સ્વિત્ઝર્લાંડની બીજી સેના આવી પહોંચી, તેનાપર ચાર્લસે હૂમલો કર્યો તેવામાં વરસાદ થવાથી બંદુકનો દારૂ ભીંજાઇ ગયો અને કામઠાની દોરી ઢીલી પડી ગઇ. ઝાડોથી ઢંકાયેલા ડુંગરોના રક્ષણ તળે સ્વિઝ ફોજ ઊભી હતી ત્યાં સુધી બર્ગંદિના સ્વારો જઇ શકયા નહિ તેથી પાછા ફર્યા. સ્વિઝ સ્વારો અને પલટણો તેની પાછળ ગઈ અને છેક ડયુકની છાવણીમાં ધશી, અને ડયુકનો પરાજય થયો. બર્ગંદિ અને ફ્લાંદર્સના શહેરો પાસે બીજી લઢાઈ કરવાને તેણે પૈસાની રકમો માગી, પણ તેમણે આપી નહિ. એ માટે તેમનાપર તેણે બહુ ગુસ્સો કર્યો અને પોતાની જાતથી બની શકે એટલા સિપાઇ રાખવા માંડયા. લોરેન પ્રાંત તેણે જીતી લીધો હતો તે પાછો લેવાને તેનો આગલો ધણી ડયુક રેની સ્વિત્ઝર્લાંડની મદદ લેઇને આવ્યો. તેના મુખ્ય શહેર નાન્સિને ઘેરો ઘાલી જીતી લીધું. ચાર્લસે પાછળથી જઈ ફરીને લેવાનો પ્રયત્ન કર્યો. ઈ. સ. ૧૪૭૭ ના જાન્યુઆરી મહિનાની ૪ થી તારીખે ચાર્લસ અને રેનીની વચ્ચે યુદ્ધ થયું તેમાં ચાર્લસ માર્યો ગયો અને તેની ફોજે હાર ખાધી.

ચાર્લસને પેટે મેરિ નામે એક દીકરી હતી. તે તેની વારસ થઇ. ફ્રાન્સના રાજાએ પોતાના પાટવી કુંવર સાથે એ બાઇને પરણાવવાની કોશિશ કરી, પણ તે સફળ થઇ નહિ. આખરે મેરિ આસ્ત્રિઆના ડયુક માકિસ મિલિઅનને વરી, અને તેથી નેધર્લાંડ ડયુકને મળ્યું. બર્ગંદિ પ્રાંત ફ્રાન્સના રાજાએ જીતી લીધો. એ કારણથી ફ્રાન્સ અને આસ્ત્રિઆ વચ્ચે ઘણાક વરસ લગી કટ્ટી અદાવત અને ભારે ઝઘડા ચાલ્યા.

# खंड ५ मो.

## પાંચમા ચાર્લસનો સમય.

રાજ્યોના બળમાં સમતુલ્યતા રાખવાનો વિચાર પ્રથમ ઇતાલિમાં ઉત્પન્ન થયો હતો. આસ્ત્રિઆના બળમાં ઉતાવળો અને મોટો વધારો થઇ જવાથી તે વિચાર આલ્પ્સની ઉત્તર તરફના દેશોમાં ફેલાવવા માંડ્યો. રાજાધિરાજ ત્રીજા ફ્રેદરિકનો કુંવર માક્સિમિલિઅન હતો, તે બર્ગંદિના છેલ્લા ડ્યુકની કુમારી અને વારસ મેરિ વેરે ઇ. સ. ૧૪૭૭ માં પરણ્યો અને તેથી તે બાઇના વારસામાં આવેલો નેધર્લાંડનો ફળદ્રુપ અને ધનવાન દેશ આસ્ત્રિઆના રાજાના તાબામાં ગયો. તેનો પુત્ર સુંદર ફિલિપ શાહાજાદી જોનાને વર્યો. આરાગોન અને કાસ્તૈલના રાજા રાણી ફર્દિનાંદ અને ઇસાબેલાની વારસ એ બાઇ હતી. એ શાહજાદીથી ફિલિપને એ પુત્ર ચાર્લસ અને ફર્દિનાંદ થયા; એમાંના વડા ચાર્લસને સોળ વર્ષની વયે મોસાળ તરફથી સ્પેનનું રાજ્ય અને તેના અમેરિકામાંનાં સંસ્થાનો તથા બાપની તરફથી નેધર્લાંડનું રાજ્ય મળ્યું (ઇ. સ. ૧૫૧૬). તેનો દાદો માક્સિમિલિઅન મરણ પામ્યો ત્યારે આસ્ત્રિઆના અને હાપ્સબર્ગ કુળના તમામ મૂલકોનો ધણી તે થયો, અને જર્મનિના માંડળિક રાજાઓએ તેને રાજાધિરાજ નીમ્યો. એ સ્પેનનો પહેલો અને જર્મનિનો પાંચમો ચાર્લસ કહેવાયો. યૂરોપના બધા રાજાઓ કરતાં એ વધારે બળવાન થયો. શાર્લમાન પછી એ વખત સૂધી એના જેવો મોટો રાજા યૂરોપમાં થયો નહતો. કારકીર્દિના આરંભમાં તેણે પોતાના તાબાનો જર્મનિમાંનો મૂલક પોતાના ભાઇ ફર્દિનાંદને આપ્યો. એ ફર્દિનાંદ તેની પછી રાજાધિરાજ થયો અને ઇ. સ. ૧૭૪૦ સૂધી આસ્ત્રિઆના પાદશાહો તેના વંશના થયા તેમાં છઠ્ઠો ચાર્લસ છેલ્લો હતો. ઇ. સ. ૧૭૦૦ સૂધી સ્પેનની ગાદીએ જે રાજાઓ બેઠા તેઓ ફર્દિનાંદના ભાઇ પાંચમા ચાર્લસના વંશના હતા. તેઓમાં છેલ્લાનું નામ બીજો ચાર્લસ હતું.

આસ્ત્રિઆના કુળની આ બે શાખાઓ (જર્મનિની અને સ્પેનની)

ઘણા વખત સૂધી સંપ કરી અરસ્પરસ ફાયદો કરવાને પ્રયત્ન કરતી. પરરાજાની કન્યાઓને પરણી પોતાના કૌવતમાં વધારો કરવામાં ફતેહ પામી. હંગરિ અને બોહીમિઆનો રાજા લુઇસ નામે હતો તેની કુંવરી અને વારસ આન્ન વેરે ફર્દિનાંદનાં લગ્ન થયાં. લુઇસ તુર્ક લોક જોડે વઢતાં રણમાં પડયો ત્યારે હંગરિ અને બોહીમિઆનું રાજ્ય આસ્ત્રિઆના રાજા જોડે જોડાઇ ગયું. ૫ મો ચાર્લસ પોર્તુગાલના રાજા ઇમાન્યુઅલની છોડી ઇસાબેલાને પરણ્યો, તેથી તેના પુત્ર ફિલિપને સ્પેનનું રાજ્ય મળ્યું.

ઇંગ્લાંડનો ૮ મો હેન્રિ અને ફ્રાન્સનો પહેલો ફ્રાંસિસ એ બે પાદશાહો ૫ મા ચાર્લસના સમયમાં હતા. આસ્ત્રિઆના બળને અધિક થઇ નહિ દેવામાં એ બેઉ પાદશાહોને ફાયદો હતો. બાસ્વર્થના રણમાં જય પામ્યાથી સાતમો હેન્રિ ઇંગ્લાંડનો ધણી થયો તેના અધિકારને હરકત કરનાર કોઇ રહ્યું નહતું તેથી રાજ્યમાં સુધારો કરવાનો અવકાશ તેને મળ્યો. તાલુકદારોની સત્તા તોડવા તથા પરદેશ જોડે પ્રજાનો, પ્રજાના વેપારને આબાદી પર લાવવાનો તેણે ઉદ્યોગ ભસ કર્યો અને તેમાં જશ પામ્યો. ઇ. સ. ૧૫૦૯ માં તેનું મૃત્યુ થવાથી તેનો કુમાર ૮ મો હેન્રિ તેની ગાદીએ બેઠો, એ વખતે ખજાનો ભરપૂર તથા દેશ આબાદીમાં હતો. યૂરોપને પોતાના કબ્જામાં રાખવાનાં સાધનો એ હેન્રિ પાસે હતાં, પરંતુ વખાણ અને ખુશામતને આધીન થયાથી તેનું સ્વાભાવિક બુદ્ધિબળ ખરાબ થયું; પોતાના મનોવિકારને તેણે પૂર્ણ છૂટ આપી તેથી તેનાં કર્મો પતરાજી, ક્રોધ અને બીજા મનોભાવથી ઘણુંકરીને ઉત્પન્ન થતાં. તેનો મુખ્ય વજીર કાર્દિનલ વુલસી નામે લોભી અને ગર્વિષ્ટ હતો તેથી રાજકારભાર સારી રીતે ચાલ્યો નહિ. પોતાનો ખાનગી સ્વાર્થ સાધવાને અથવા જૂઠા અહંકારને સંતોષવાને ઇંગ્લાંડનો લાભ અને રાજાની આબરૂને તેણે હાનિ પહોંચાડી.

પહેલા ફ્રાન્સિસ રાજાનાં લક્ષણ વધારે સારાં હતાં. શિવલરીના વિચારોથી ઉત્પન્ન થનારા ઘણા સારા અને નઠારા ગુણો તેમાં હતાં; તે પંડે હિમતવાન, સાહસિક, અને શૂરો હતો, પરંતુ તે પોતાના જુસ્સાને ડહાપણની લગામને તાબે રાખતો નહિ. બહાદુરીથી જે પ્રાપ્ત કરતો તે

ઉદ્ધતાઇથી ખોતો. ગાદીએ બેઠા પછી તેણે મિલાન જીતી લીધું, અને મારિગ્નાનના રણમાં મિલાનના ડયુક સ્ફોર્ઝોની તથા જર્મનિના રાજાધિરાજની ફોજનો પરાજય કર્યો. પરાજય પામેલા ડયુકને પેન્સન મળવાથી તેણે રાજપરથી હાથ ઉઠાવ્યો; પોપ તથા ઇતાલિના ઉત્તર તરફનાં સંસ્થાનોએ એ વાત કબૂલ કરી. સ્વિટ્ઝર્લૅંડના રાજ્યે પણ તેમાં સંમતિ આપી (ઇ. સ. ૧૫૧૬).

જર્મનિના રાજાધિરાજની જગ્યા ખાલી પડી ત્યારે તે લેવાને હેન્રિ, ફ્રાંસિસ અને ચાર્લસ એ ત્રણ ઉમેદવારો આગળ પડયા. હેન્રિને તે ગાદી મળવાની આશા થોડીજ હતી. ફ્રાંસિસ ઘણી ઉમેદ રાખતો હતો અને નાઉમેદ થયાથી ઘણો ખીજવાયો. ફ્રાન્સ અને સ્પેનના રાજાઓ વચ્ચે કેટલીક તકરાર હતી, તેણે એમની અદાલતમાં ઉમેરો કર્યો. ચાર્લસ વારસાના હકથી બર્ગંદિના ડયુકના તાબાના મૂલકનો દાવો કરી શકયો અને રાજાધિરાજ તરીકે ઇતાલિના રાજનો તે ઉપરી હતો. એમાંનું મુખ્ય જે મિલાન તે ફ્રાંસિસે જીતી લીધું હતું. તેમ ફ્રાંસિસનો દાવો નવાર અને નેપલ્સના રાજ્યોપર હતો. એ રાજાઓ વચ્ચે લાંબી મુદત સુધી દોસ્તી રહી શકી નહિ. એ બેમાંથી કોનું બળ ઓછુવત્તું હતું તે બરાબર કહી શકાય નહિ. ચાર્લસના રાજનો વિસ્તાર ઓહોળો હતો, પરંતુ જુદા જુદા ભાગોની રાજવ્યવસ્થામાં ભિન્નતા હતી; એકે દેશમાં તે મનમાં આવે તેમ કરી શકતો નહિ. સ્પેનમાં પણ તેની સત્તા ને મર્યાદા હતી. જર્મનિમાં ધર્મનો ટંટો જાગ્યાથી ઘણી ગુંચવણ આવી પડી હતી અને ઉપરાજાઓ રાજાધિરાજના અધિકારને ઓછો કરવાને સદા આતુર હતા. તેથી જર્મનિની ગાદીએ તેના વાસ્તવિક બળમાં કંઈ વધારો કર્યો નહિ. તેથી માત્ર નામની મોટાઇ તેને મળી. તેનો ખજાનો હમેશ ખાલી રહેતો અને તેની ફોજોના સિપાઇ ભાડુતી એટલે પગારને પેટે લઢનારા પરદેશી હતા, અને ઘણીવાર તેમનો પગાર આલવો મુશ્કેલ પડતો. આણી તરફ ફ્રાંસિસને સ્વેચ્છિક અધિકાર મળ્યો હતો; તેનું બળ એકઠું થયેલું હતું. તેની ફોજના સિપાઇઓ સ્વદેશી અને રૈયત હતા અને રાજકારભારનું નિયમિત બંધારણ થયું હતું, તેથી તેને પોતાના હરીફની પેઠે નાણાંની તંગી પડતી નહિ. બેઉ રાજાઓએ પરદેશો જોડે સંબંધ કરી પોતાના રાજમાં વધારો કર્યો; ચાર્લસે

પોપની મદદ લીધી તથા વુલસિને ફૂલાવીને ૮મા હેન્રિને પોતાના પક્ષમાં લીધો. સ્વિત્ઝર્લાંડ અને વેનિસની કુમક ફ્રાંસિસને મળી. નવાર, નેધરલાંડ અને લાંબર્ડિમાં એક એક વખતે લઢાઇ મચી. લાંબર્ડિમાં ફ્રેંચસરદાર લોત્રેક હતો તેને ખરચને સારૂ જોઇએ તેટલાં નાણાં ફ્રાંસિસની માએ કપટથી મોકલ્યાં નહિ તેથી મિલાન તથા લાંબર્ડિનો ઘણોક ભાગ તેના હાથમાંથી જતો રહ્યો. ઈ. સ. ૧૫૨૨માં બંને રાજ્યોની ફોજો બિકોકા આગળ લઢી, તેમાં ફ્રાન્સની ફોજ હારી અને અંતે ઇતાલિ છોડી જતી રહી. જિનોઆનું રાજ તેના પક્ષમાં હતું, તેને ચાર્લસને તાબે થવું પડયું. એજ વખતે પોપ લીઓ પડયો અને તેની જગાએ ચાર્લસનો મિત્ર આદ્રિઅન થયો; વેનિસ ફ્રાન્સની તરફથી નીકળી જઇ શહેનશાહની તરફ થયું.

ચાર્લસે નાણાંની તંગીને લીધે લાંબર્ડિની ફોજને રજા આપી તેથી મિલાન પાછું જીતી લેવાને ફ્રાંસિસ શક્તિમાન થાત, પરંતુ તેની અવિચારી માતાની શીખવણીથી કોન્સીબલ આવ બુર્બોન નામે જબરા ઉમરાવ ઉપર ઘણો ગેર ઇનસાફ કર્યો. બુર્બોને ચાર્લસ જોડે મળીને બંડ ઉઠાવ્યું, તે બેસાડી દેવામાં ફ્રાંસિસે લાંબર્ડિ પ્રાંત ખોયો. ચાર્લસની ફોજ પ્રોવાન્સ પ્રાંતને માર્ગે ફ્રાન્સમાં પેઠી. ઇંગ્લાંડનો રાજા ફ્રાન્સના દક્ષિણ ભાગમાં ઉતરવાનો હતો પરંતુ એદ્રિઅનની ખાલી પડેલી જગા વુલસીને મળી નહિ તેથી ગુસ્સે થઇ તેણે હેન્રિને સમજાવી હેઠો પાડયો અને સ્વારી કરવા દીધી નહિ. ચાર્લસની પાસે ખરચી નહિ તેથી નેધરલાંડ કે સ્પેનને માર્ગે બીજાં લશ્કરો મોકલી શક્યો નહિ, અને પ્રોવાન્સમાં પેઠેલાં દળે કેટલાંક ગામો નકામાં બાળ્યાં, પછી તેને પાછાં જવું પડયું.

ફ્રાંસિસ તે લશ્કરની પાછળ ઇતાલિમાં ગયો; નાસતી ફોજને પકડી પાડવાનો પ્રયત્ન ન કરતાં તેણે પેવિઆ નગરને ઘેરો ઘાલ્યો તેથી તેના દુશ્મનોની ફોજને પાછાં એકઠાં થવાનો વખત મળ્યો. એવાજ અવિચારથી તેણે ફોજનો મોટો ભાગ નેપલ્સપર મોકલ્યો. તેને આશા હતી કે ચાર્લસની લાંબર્ડિમાંની ફોજનો કેટલોક ભાગ ત્યાં જશે, પણ તેમ ન થતાં બુર્બોનની સરદારી નીચે જર્મનિથી કુમક આવી પહોંચી અને પેવિઆ આગળ મોટું યુદ્ધ થયું, એમાં ફ્રાંસિસ હાર્યો અને પકડાયો. રાજાએ પોતાનું વચન પાળવું જોઇએ. એમ તે ફ્રાંસિસને આ મોટી આપ-

દામાં નાખ્યો; તેણે પ્રતિજ્ઞા કરી હતી કે પેવિઆ નગર જીતવું અથવા તે પ્રયત્નમાં મરવું; નાસવાના રસ્તા ખુલ્લા હતા તેમ છતાં પણ તે નાઠો નહિ, કેમકે ઉપલી પ્રતિજ્ઞા વ્યર્થ જાય. ઈ. સ. ૧૫૨૫ ના ફેબ્રુઆરી માસની તારીખ ૨૫ મીએ પેવિઆના કોટ આગળ મોટો સંગ્રામ થયો: એ વેળા જેવી હોંસથી બેઉ તરફના સિપાઇઓ લઢયા તેથી વધારે હોંસ બીજે પ્રસંગે જોવામાં આવી નહિ હશે. એક તરફ બહાદુર જુવાન રાજા અને શૂરા ઉમરાવો તથા લઢવૈયા અને કોપાયમાન થયેલા યોદ્ધાઓની ફોજ પોતાના અધિપતિના રક્ષણને માટે તથા દેશની આબરૂને માટે મરવાને આતુર થઇ રહેલી હતી. તેમની સામા વધારે કેળવાયલું કટક અને વધારે કાબીલ સરદારોના ઇલાજ અને જરૂરીઆતના જુસ્સાથી લઢતા હતા. ફ્રેંચ ફોજનો પહેલો હુમલો થતાંજ તેમના દુશ્મનો નાઠા, પરંતુ થોડીવારમાં ઉલટો બનાવ બન્યો. ફ્રાંસિસની નોકરીમાં કેટલીક સ્વિઝ પલટણો હતી તેઓ નિમકહલાલ અને કાયર થઇને રણમાંથી નાઠી. પેવિઆના કિલ્લેદારો બહાર આવી ફ્રેંચ ફોજના પાછલા ભાગપર એટલા જુસ્સાથી પડયા કે તેમને ગભરાવી નાખ્યા. ફ્રેંચ ઘોડેસ્વારો ઉપર પેસ્કારા નામે ચાર્લસના સરદારે નવી યુક્તિથી હુમલો કર્યો અને તેમને નસાડયા. ફ્રાંસિસ રાજા પંડે ઘણેક ઠેકાણે જખમાયો; અને તેનો ઘોડો કતલ થયો, તોપણ તે ડગ્યો નહિ; પગે ઉભો ઉભો ઘણીજ બહાદુરીથી લઢયો. તેના અતિ શૂરા અમલદારો તેની આસપાસ તેનો જીવ બચાવવાને ફરી વળ્યા અને મરણ પામ્યા. પાદશાહ છેક થાકી ગયો હતો અને વધારે વાર લઢવાને શક્તિમાન ન હતો. સ્પેનના સિપાઇઓ બહુજ જુસ્સાથી તેમનાપર ધસી આવ્યા. એ પાદશાહ છે એ તેમને ખબર ન હતી. એ વખતે બુર્બોનની જોડે મળી બંડ કરનાર એક ફ્રેંચ સરદાર ફ્રાંસિસના રક્ષણને માટે તેની આગળ આવીને ઊભો. સિપાઇઓને દૂર ખસેડી પાદશાહને અરજ કરી કે બુર્બોન પાસે છે તેને શરણે જાઓ. આવા મોટા ભયમાં છતાં તેણે બળવાખોરને તાબે થવાની તરછટ ના કહી અને લૈનોય કરીને શત્રુનો બીજો સરદાર પાસે હતો તેને પોતાની તલવાર આપી; લૈનોયે ધુંટણીએ પડી રાજાનું ચુંબન લીધું અને ઘણાજ માન સાથે તલવાર લીધી અને પોતાની તલવાર તેણે રાજાને આપીને કહ્યું કે રાજેંદ્રની રૈયતની આગળ તમે મહારાજ હથિયાર વગરના રહો એ ઠીક નહિ.

પોપની મદદ લીધી તથા વુલસિને ફૂલાવીને ૮મા હેન્રિને પોતાના પક્ષમાં લીધો. સ્વિટ્ઝર્લૅાંડ અને વેનિસની કુમક ફ્રાંસિસને મળી. નવાર, નેધરલાંડ અને લાંબર્દિમાં એક એક વખતે લઢાઇ મચી. લાંબર્દિમાં ફ્રેંચસરદાર લોત્રેક હતો તેને ખરચને સારૂ જોઇએ તેટલાં નાણાં ફ્રાંસિસની માએ કપટથી મોકલ્યાં નહિ તેથી મિલાન તથા લાંબર્દિનો ઘણોક ભાગ તેનાં હાથમાંથી જતો રહ્યો. ઈ. સ. ૧૫૨૨માં બંને રાજ્યોની ફોજો બિકોકા આગળ લઢી, તેમાં ફ્રાન્સની ફોજ હારી અને અંતે ઇતાલિ છોડી જતી રહી. જિનોઆનું રાજ તેના પક્ષમાં હતું, તેને ચાર્લ્સને તાબે થવું પડ્યું. એજ વખતે પોપ લીઓ પડયો અને તેની જગાએ ચાર્લ્સનો મિત્ર આદ્રિઅન થયો; વેનિસ ફ્રાન્સની તરફથી નીકળી જઇ શહેનશાહની તરફ થયું.

ચાર્લ્સે નાણાંની તંગીને લીધે લાંબર્દિની ફોજને રજા આપી તેથી મિલાન પાછું જીતી લેવાને ફ્રાંસિસ શક્તિમાન થાત, પરંતુ તેની અવિચારી માતાની શીખવણીથી કોન્સીબલ આવ બુર્બોન નામે જબરા ઉમરાવ ઉપર ઘણો ગેર ઇનસાફ કર્યો. બુર્બોને ચાર્લ્સ જોડે મળીને બંડ ઉઠાવ્યું, તે બેસાડી દેવામાં ફ્રાંસિસે લાંબર્દિ પ્રાંત ખોયો. ચાર્લ્સની ફોજ પ્રોવાન્સ પ્રાંતને માર્ગે ફ્રાન્સમાં પેઠી. ઇંગ્લાંડનો રાજા ફ્રાન્સના દક્ષિણ ભાગમાં ઉતરવાનો હતો પરંતુ એદ્રિઅનની ખાલી પડેલી જગા વુલસીને મળી નહિ તેથી ગુસ્સે થઇ તેણે હેન્રિને સમજાવી હેઠો પાડયો અને સ્વારી કરવા દીધી નહિ. ચાર્લ્સની પાસે ખરચી નહિ તેથી નેધરલાંડ કે સ્પેનને માર્ગે બીજાં લશ્કરો મોકલી શકયો નહિ, અને પ્રોવાન્સમાં પેઠેલાં દળે કેટલાંક ગામો નકામાં બાળ્યાં, પછી તેને પાછાં જવું પડયું.

ફ્રાંસિસ તે લશ્કરની પાછળ ઇતાલિમાં ગયો; નાસતી ફોજને પકડી પાડવાનો પ્રયત્ન ન કરતાં તેણે પેદિઆ નગરને ઘેરો ઘાલ્યો તેથી તેના દુશ્મનોની ફોજને પાછાં એકઠાં થવાનો વખત મળ્યો. એવાજ અવિચારથી તેણે ફોજનો મોટો ભાગ નેપલ્સપર મોકલ્યો. તેને આશા હતી કે ચાર્લ્સની લાંબર્દિમાંની ફોજનો કેટલોક ભાગ ત્યાં જશે, પણ તેમ ન થતાં બુર્બોનની સરદારી નીચે જર્મનિથી કુમક આવી પહોંચી અને પેવિઆ આગળ મોટું યુદ્ધ થયું, એમાં ફ્રાંસિસ હાર્યો અને પકડાયો. રાજાએ પોતાનું વચન પાળવું જોઇએ. એમ તે ફ્રાંસિસને આ મોટી આપ-

દામાં નાખ્યો; તેણે પ્રતિજ્ઞા કરી હતી કે પેવિઆ નગર જીતવું અથવા તે પ્રયત્નમાં મરવું; નાસવાના રસ્તા ખુલ્લા હતા તેમ છતાં પણ તે નાઠો નહિ, કેમકે ઉપલી પ્રતિજ્ઞા વ્યર્થ જાય. ઈ. સ. ૧૫૨૫ ના ફેબ્રુઆરી માસની તારીખ ૨૫ મીએ પેવિઆંના કોટ આગળ મોટો સંગ્રામ થયો. એ વેળા જેવી હોંસથી બેઉ તરફના સિપાઇઓ લઢ્યા તેથી વધારે હોંસ બીજે પ્રસંગે જોવામાં આવી નહિ હશે. એક તરફ બહાદુર જુવાન રાજા અને શૂરા ઉમરાવો તથા લઢવૈયા અને કોપાયમાન થયેલા યોદ્ધાઓની ફોજ પોતાના અધિપતિના રક્ષણને માટે તથા દેશની આબરૂને માટે મરવાને આતુર થઇ રહેલી હતી. તેમની સામા વધારે કેળવાયલું કટક અને વધારે કાબીલ સરદારોના ઇલાજ અને જરૂરીઆતના જુસ્સાથી લઢતા હતા. ફ્રેંચ ફોજનો પહેલો હુમલો થતાંજ તેમના દુશ્મનો નાઠા, પરંતુ થોડીવારમાં ઉલટો બનાવ બન્યો. ફ્રાંસિસની નોકરીમાં કેટલીક સ્વિઝ પલટણો હતી તેઓ નિમકહલાલ અને કાયર થઇને રણમાંથી નાઠી. પેવિઆના કિલ્લેદારો બહાર આવી ફ્રેંચ ફોજના પાછલા ભાગપર એટલા જુસ્સાથી પડ્યા કે તેમને ગભરાવી નાખ્યા. ફ્રેંચ ઘોડેસ્વારો ઉપર પેસ્કારા નામે ચાર્લસના સરદારે નવી યુક્તિથી હુમલો કર્યો અને તેમને નસાડ્યા. ફ્રાંસિસ રાજા પંડે ઘણેક ઠેકાણે જખમાયો; અને તેનો ઘોડો કતલ થયો, તોપણ તે ડગ્યો નહિ; પગે ઉભો ઉભો ઘણીજ બહાદુરીથી લઢ્યો. તેના અતિ શૂરા અમલદારો તેની આસપાસ તેનો જીવ બચાવવાને ફરી વળ્યા અને મરણ પામ્યા. પાદશાહ છેક થાકી ગયો હતો અને વધારે વાર લઢવાને શક્તિમાન ન હતો. સ્પેનના સિપાઇઓ બહુજ જુસ્સાથી તેમનાપર ધસી આવ્યા. એ પાદશાહ છે એ તેમને ખબર ન હતી. એ વખતે બુર્બોનની જોડે મળી બંડ કરનાર એક ફ્રેંચ સરદાર ફ્રાંસિસના રક્ષણને માટે તેની આગળ આવીને ઊભો. સિપાઇઓને દૂર ખસેડી પાદશાહને અરજ કરી કે બુર્બોન પાસે છે તેને શરણે જાઓ. આવા મોટા ભયમાં છતાં તેણે બળવાખોરને તાબે થવાની તરછટ ના કહી અને લૈનોય કરીને શત્રુનો બીજો સરદાર પાસે હતો તેને પોતાની તલવાર આપી; લૈનોયે ઘુંટણીએ પડી રાજાનું ચુંબન લીધું અને ઘણાજ માન સાથે તલવાર લીધી અને પોતાની તલવાર તેણે રાજાને આપીને કહ્યું કે રાજેંદ્રની રૈયતની આગળ તમે મહારાજ હથિયાર વગરના રહો એ ઠીક નહિ.

લૈનોયે પોતાના બંદીવાનની આબરૂ તથા લક્ષણ ઉપર ધ્યાન આપી તેને ઘણું માન આપ્યું, તોપણ તેને ઘણી સાવચેતીથી જાળવી રાખ્યું. ફ્રાંસિસ નાસે નહિ તથા ચાર્લસના સિપાઇઓ પગારના અવેજમાં તેને પકડે નહિ તે માટે તેણે ઘણી ચોકસી રાખી. લઢાઇને બીજે દિવસે એક મજબૂત કિલ્લામાં લઈ જઇ વિશ્વાસુ અમલદારને સોંપ્યો. પોતાના જેવો ઉદાર ચાર્લસ પણ હશે એવું ફ્રાંસિસ ધારતો હતો અને આશા રાખતો હતો કે તેની સખાવત તથા દયાથી તેનો છૂટકારો જલદીથી થશે. ચાર્લસને વહેલી ખબર પહોંચાડવાને શત્રુના અમલદારને તેણે ફ્રાન્સમાં જવાનો પરવાનો કરી આપ્યો.

આ મોટા જયની ખબર સાંભળી ચાર્લસે પોતે ફૂલાઈ નહિ ગયો હોય એવું ડોળ દેખાડ્યું. પરંતુ પોતાના હરીફના દુર્ભાગ્યથી વધારેમાં વધારે ફાયદો કેમ લેવાય તે વિશે ઉંડા વિચારમાં પેઠો. તેની પહેલી માગણી એ હતી કે બર્ગંડિનો પ્રાંત ફ્રાંસિસે પાછો આપવો; પ્રોવાન્સ અને ડોફિનના પ્રાંતોનું સ્વતંત્ર રાજ કરી બુર્બોનને આપવું; ઇંગ્લાંડના રાજાનો દાવો ફ્રાન્સની ગાદીપર છે તેને માટે કંઇ અવેજ આપી રાજી કરવો; અને ઇતાલિમાં ફ્રાન્સના રાજાના જે જે હક હોય તે તદ્દન છોડી દેવા. આવી નામોશી ભરેલી શરતોથી ફ્રાંસિસ એટલો નાખુશ થયો કે પેટમાં ખંજર મારી મરવાને તૈયાર થયો. પણ આસપાસ ઉભેલા માણસોએ તેનો હાથ પકડી અટકાવ્યો. ચાર્લસ જોડે મળવાથી ઓછી કઠણ શરતો કરવામાં આવશે એવું ધારી ફ્રાંસિસે તેને મળવાની ઇચ્છા કરી તેપરથી તેને ચાર્લસે સ્પેનમા બોલાવ્યો. રાજેંદ્રની ઉદારતાપર જે આશા ફ્રાંસિસે રાખી હતી તે ખોટી પડી.

આ ફતેહથી ચાર્લસ ઇતાલિનો ધણી, અને યૂરોપનો ઉપરી થવાનો જોગ હતો. પરંતુ તેને વાસ્તવિક લાભ ન થતાં ઇંગ્લાંડનો રાજા ઇતાલિના અને જર્મનિના રાજાઓ દાઝે બળી તેની સામા થયા. તેજ વખતે ખરચી ખૂટવાથી સિપાઇઓને પગાર પણ આપી શક્યો નહિ અને તેથી તેની ઇતાલિમાંની ફોજો નકામી પડી રહી. ચાર્લસના પક્ષમાંથી નીકળી જવાની પહેલ ત્યાં હેન્રિએ કરી, ફ્રાન્સને મદદ કરવાના કરાર ત્યાંની સરકાર જોડે

કર્યો. કેદમાં પડવાથી ફ્રાંસિસની તબીયત એટલી બગડી કે તેનું મૃત્યુ થશે અને તેથી પોતાને ભારે નુકશાન થશે એવી ધાસ્તી ચાર્લસને લાગી તે પોતાના કેદીને મળવા ગયો અને ધીરજ આપી આવ્યો. બર્ગંડિનો પ્રાંત આપવો જોઇએ એવી હઠ ચાર્લસે લીધી પરંતુ પાછલા ઇતિહાસ પરથી સ્પષ્ટ જણાતું હતું કે તેમ કરેથી ફ્રાન્સનું રાજ બર્ગંડિના ધણી આશ્રિત થઇ જાય. ફ્રાંસિસ વારે વારે કહેતો કે હું રાજનો કડકો કરી શકતો નથી અને જો હું કરૂં તો રાજના કાયદાથી મારી કબૂલાત અમલમાં લાવી શકે નહિ. રાજેંદ્રે હઠ છોડી નહિ, ત્યારે ફ્રાંસિસે ઠરાવ કર્યો કે ગાદીપરથી ઉતરી પોતાના પાટવી કુંવર ડોફિનને રાજ આપી પોતે કેદખાનામાં મરવું.

આ ઠરાવથી બીને ચાર્લસે કબુલ કર્યું કે છૂટા થયા પછી બર્ગંડિનો પ્રાંત આપવો. બીજી શરતો પણ ભારે હતી. માદ્રિદમાં પોતાના જે મંત્રીઓ હતા તેમને કરાર પર સહી કર્યા પહેલાં ફ્રાંસિસે પોતાની હજુરમાં બોલાવ્યા અને તેમની આગળ ચાર્લસનાં માઠાં કૃત્યો અને જુલમો કહી સંભળાવ્યા તથા નોંધ કરાવી કે આ કરારપર મારી પાસે બળાત્કારે સહી કરાવે છે તેથી હું તેને રદ સમજીશ. કરાર ઉપર સહી કરવી અને તે કરારને પછી નામુક્કર જવો તેને માટે આ ખોટી યુક્તિ કરી. કરાર પાળવાને માટે પોતાના બે છોકરાને ઓળમાં આપી ફ્રાંસિસ છૂટો થયો ( માર્ચ, ૧૫૨૬ ). કરાર નહિ પાળવાની પહેલી જોગવાઇ તેને બર્ગંડિના લોકે મેળવી આપી. તેમણે કહ્યું કે અમને પર રાજાને સોંપવાનો અધિકાર નથી અને તેમ કરશો તો પરદેશીઓ જોડે લઢીને અમે સ્વતંત્ર થઇશું, એ પરથી બર્ગંડિને બદલે વીશ લાખ ક્રાઉન આપવાનું ફ્રાંસિસે કહાવ્યું; ચાર્લસે સ્વીકાર્યું નહિ અને તે ઘણો કકળ્યો. ફ્રાંસિસને વિશ્વાસઘાતી અને નિર્લજ કહ્યો. ફ્રેન્ચ રાજાએ ઉત્તર આપ્યો કે બળાત્કારે લીધેલાં વચન પ્રમાણ નથી. પોપે તેના કસમ ફોક કર્યા.

જમીનદારોના ભારે જૂલમથી ઘણાજ હેરાન થયેલા ખેડુતોએ જર્મનિમાં આ વખતે બંડ કર્યું, અને ઘણો નાશ કર્યો. તુરિંજિઆ પ્રાંતમાં લ્યુથરનો પંથ ઘણો ફેલાયલો હતો. મન્સર નામે એક મુખ્ય ધર્માંધ ફિતુરખોરોનો ઉપરી થયો તેણે અજ્ઞાની લોકોને ધર્મની બાબતમાં ઉ-

સિસે ઇતાલિનો સેવોય પ્રાંત જીતી લીધો. તેના ડ્યૂકે રાજેંદ્રની મદદ માગી પરંતુ આફ્રિકાની સ્વારીના ખરચથી તેનો ખજાનો કેવળ ખાલી થઇ ગયો હતો. તેથી કુમક મોકલી શક્યો નહિ. આગળ ફ્રાંસિસે ચાર્લસ પાસે જેમ દ્વંદ્વ યુદ્ધ માગ્યું હતું, તેમ ચાર્લસે માગ્યું. તેની ફોજ ફ્રાન્સના પ્રોવાન્સ પ્રાંતમાં પેઠી, પણ હાર ખાઇને પાછી હઠી. ફ્રાન્સના પાટવી શાહજાદા ડોફિનનું મરણ આ વખતે થયું. તેને ચાર્લસે કાવતરૂં કરી ઝેર દેવડાવ્યું એવી જૂઠી વાત હાલ ફ્રાન્સમાં ચાલી. આ તહોમતનો પારિસની પાર્લમેંટની હજૂરમાં જવાબ દેવાને ફ્રાંસિસે ચાર્લસને ફ્લાંદર્સના તાલુકદાર તરીકે હુકમ કર્યો અને ચાર્લસે આવવાની ના પાડી તેથી તે તાલુકો તેણે ખોયો એવો ઠરાવ કર્યો. લઢાઇ મંદ પડી ગઇ અને તુર્કી ફોજની ચઢતી કળાથી પોપને એટલી ધાસ્તી લાગી કે યૂરોપના રક્ષણને સારૂં તેણે વચમાં પડી આ બે રાજાઓ સાથે દોસ્તી કરાવી. ઇ. સ. ૧૫૩૮ માં નાઇસ શહેરમાં તે બેની વચ્ચે કરાર થયા.

જર્મનિમાં જેમ પ્રોટેસ્ટંટ રાજાઓએ એકો કર્યો હતો તેમ કાથલિક રાજાઓએ પણ કર્યો. અને બેઉ પક્ષવાળાઓ વચ્ચે કજીઓ ચાલ્યો તેથી, તથા એ ધર્મની તકરારનો નીવેડો આણવાને મોટી સભા બોલાવવાના કામમાં પોપે વાંધો ઉઠાવ્યો કે તે સભા મારા કબ્જામાં રહે તોજ બોલાવાય તેથી તથા ફ્લાંદર્સની રૈયત નારાજી થઇ હતી ને ફિતુર કરવાની ગોઠવણ કરતી હતી અને હંગરિમાં તુર્કી સુલતાન ફતેહ કરતો હતો તેથી ચાર્લસનું મન ઘણું ચિંતાતુર થયું હતું. એવી અડચણોથી ઘેરાયલો છતાં તેણે આલજીઅર્સપર ચઢાઇ કરી ( ઇ. સ. ૧૫૪૧ ). માર્ગમાં તેના વહાણોને તોફાન લાગ્યું, મરકીથી તેની ફોજના બહુ માણસ મરી ગયાં અને જોડે લીધેલા ખોરાકાદિ કામમાં આવ્યાં નહિ. તેને પાછા વળવાની જરૂર પડી. હાનિ અને શરમમાં તે ગરક થઈ ગયો. આ પરાભવથી તેના શત્રુઓ હિંમત પકડી લઢવાને ઉભા થયા તેઓમાં ફ્રાંસિસ પહેલો હતો.

મિલાનમાં ચાર્લસનો મૂકેલો હાકેમ હતો, તેણે ફ્રાંસિસના બે એલચીઓને પકડીને મારી નાખ્યા. એ કામ રાજ્યોના સામાન્ય કાયદા વિરૂદ્ધ હતું. એ ગુન્હાનો લાભ લઇ ફ્રાંસિસે લઢાઇના જાહેરનામાં કર્યાં. આ

વેળા તેણે નેધરલાંડપર ચઢાઇ કરી. પણ ઝાઝી અસર કરી શક્યો નહિ (ઇ. સ. ૧૫૪૨). ચાર્લસે ઇંગ્લાંડના રાજા જોડે દોસ્તી કરી. તેની અને હેન્રિની વચ્ચે કલહ કરાવનાર રાણી કાથરૈન આ વખતે મરણ પામેલી હતી. ફ્રાન્સ અને સ્કાટ્લાંડના રાજા વચ્ચે મોટી મિત્રાચારી થઇ હતી. સ્કાટ્લાંડનો રાજા ૫ મો જેમ્સ એક ફ્રેંચ શાહજાદીને વર્યો, ને તેથી ઇંગ્લાંડનો રાજા બહુ અદેખાઇ કરવા લાગ્યો. એ જેમ્સ હેન્રિનો ભાણેજ હતો. પોપની સત્તા રદ કરી ઇંગ્લાંડના જેવો ધર્મ સંબંધી ફેરફાર કરવાને મામાએ ભાણેજને કહ્યું. પરંતુ સ્કાટ્લાંડના ધર્મગુરૂઓ આગળ હેન્રિનું કંઇ ફાવ્યું નહિ, તેથી ગુસ્સે થઇ તેણે સ્કાટ્લાંડ જોડે લઢાઇનાં જાહેરનામાં કર્યાં, એવામાં ૫ મો જેમ્સ મરણ પામ્યો. તેની ગાદીએ બેસનાર તેની બાળકુંવરી મેરી હતી. એ કુંવરીને પોતાના દીકરા એડવર્ડ વેરે પરણાવી. ઇંગ્લાંડના અને સ્કાટ્લાંડમાંના ફ્રેંચ પક્ષકારોનું જોર તોડવાથીજ આ મનસુબો પાર પડે એવું હતું, તેથી ફ્રાન્સના રાજાની વિરૂદ્ધ પક્ષમાં તે ખુશીથી ઉતર્યો.

ફ્રાંસિસે તુર્કી સુલતાનને મદદે લીધો અને જર્મનિના પ્રોટેસ્ટંટ રાજાઓને કુમકે લેવાનો પ્રયત્ન કર્યો. પરંતુ તેમના ધર્મ સંબંધી મતને ઘણો વિરૂદ્ધ હતો તેથી તેમણે દોસ્તી કરવાને ના કહી. સુલતાને તેને સારી મદદ કરી. હંગરિપર તે પંડે ચઢયો અને બાર્બરોસાના નામીચા સરદારનાં હાથ નીચે ફ્રેંચ સેનાને મદદ કરવાને તેણે લશ્કર મોકલ્યું. ફ્રાંસિસની ખ્રિસ્તિ અને સુલતાનની મુસલમાની ફોજે એકઠાં મળી નાઇસ શહેરને ઘેરો ઘાલ્યો. એથી યૂરોપ આશ્ચર્ય પામ્યું અને ફ્રાન્સ ઘણું નિંદાયું. ખ્રિસ્તિ ધર્મના આ કટ્ટા વેરીઓને મદદે બોલાવ્યાથી ફ્રાંસિસનું કામ પાર પડયું નહિ. ઘેરો ઉઠાવી તેની ફોજને પાછાં હઠવું પડ્યું. ઇ. સ. ૧૫૪૪ માં સિરિ સોલેસના રણમાં તેના લશ્કરે મોટો જય મેળવ્યો પણ તેથી કાંઇ ફળ થયું નહિ. ચાર્લસની ફોજ લોરેન પ્રાંતમાં પેઠી અને ઇંગ્લીશ સેના કાલે બંદરમાં આવી. ચાર્લસ અને હેન્રિ મળીને વર્ત્યા હોત તો ફ્રાંસિસને કઠણ પડત. તેમના કુસંપનો લાભ લેઇ ઇ. સ. ૧૫૪૪ માં ફ્રાંસિસે ચાર્લસ જોડે ક્રેસ્પી નગર આગળ સલાહ કરી. હેન્રિએ લઢાઇ જારી રાખી પણ પરિણામ કાંઇ થયું નહિ. ચાર્લસની સત્તા હવે ઇતાલિમાં નકી થઇ

અને તે જર્મનિમાં તેવી કરવાને ગુપ્ત તૈયારી કરવા માંડી. ઇ. સ. ૧૫૪૭ માં તેના બેઉ બળવાન બરોબરીઆ ફ્રાંસિસ અને હેન્રિ મરણ પામ્યા. તે બંને પ્રોટેસ્ટંટોને જબરી સહાયતા કરી શકે એવા હતા. નવા પંથને અનુકૂળ થવામાં હેન્રિના હેતુ નિર્દોષ ન હતા પરંતુ તે પોપના ઉપર એવો સખ્ત દ્વેષ કરતો કે જર્મનિમાં પ્રોટેસ્ટંટોનું રક્ષણ કરવાને લલચાયો.

ઇ. સ. ૧૫૨૫ માં બ્રેન્દનબર્ગના આલ્બર્ટે દેવસ્થાન ખાતાનો પ્રુશિઆ પ્રાંત લેઇ લીધો. ધર્મના ફેરફારનું એ પહેલું પરિણામ હતું; પણ કાથલિક રાજાઓની રીસ અને પ્રોટેસ્ટંટોનો લોભ ફ્રેન્ચ અને તુર્ક લોકોના હુમલાથી થોભી રહ્યો. સ્પાયર્સ અને ઓગસબર્ગમાં ડાયટ સભાઓ થઇ. ત્યારે રાજેંદ્ર ચાર્લ્સની વર્ત્તણુક એવી હતી કે પ્રોટેસ્ટંટોને ભય ઉત્પન્ન થાય. પોપ પોતાના તાબામાં રહે એવી ધર્મસભા બોલાવવાને ઇચ્છતો હતો અને જે સંસ્થાનો કાથલિક મતમાં રહ્યાં હતાં તેમાંના ધર્મગુરૂઓ પ્રપંચ કરતા હતા તેથી પ્રોટેસ્ટંટોને સ્મોલકોલનો એકો જારી રાખવાની જરૂર પડી. દરેક પ્રોટેસ્ટંટ સંસ્થાને કેટલી ફોજ આપવી તે પણ તેમણે મુકરર કર્યું. ઇ. સ. ૧૫૪૫ માં ટ્રેંટ નગરમાં મોટી ધર્મસભા મળી. તેનું રૂપ અને તેના ઠરાવ એવા હતા કે તેમાં પ્રોટેસ્ટંટો સામિલ થઇ શકે નહિ. કેસ્પીની સલાહથી તેઓના ઉપર સ્વારી કરવાની ચાર્લ્સને જોગવાઇ મળી. તેઓ એકેકનો ભરોંસો રાખતા નહિ. તેથી એકે વર્ત્તી શકતા નહિ. વિગ્રહના આરંભમાંજ સેક્સનિનો એક તાલુકદાર મોરિસ તેમને તજી શહેનશાહને જઇ મળ્યો. ઈ. સ. ૧૫૪૭ માં મુહલબર્ગ આગળ યુદ્ધ થયું, તેમાં સાક્સનિનો ઇલેક્ટર જોન ફ્રેદરિક જે પ્રોટેસ્ટંટોનો સરદાર હતો તે પકડાયો. રાજાધિરાજે તેનો મૂલક દગલબાજ મોરિસને આપ્યો. ત્યાર પછી પ્રોટેસ્ટંટોનું રક્ષણ કરનાર હેઇસનો ઠાકોર હતો તેને કપટી ચાર્લ્સે બાંહેધરી આપી મળવા બોલાવ્યો અને પોતાનું વચન તોડી બંધીવાન કર્યો.

ચાર્લ્સની આવી ઉતાવળી ફતેહથી પોપને ડર લાગ્યો. તેણે ધાર્યું કે ધર્મસભા પાસે ચાર્લ્સ મારી સત્તા ઓછી કરાવશે. સામાન્ય શત્રુ પ્રોટેસ્ટંટ માર્ગ રગદોળાઇ ગયો છે એવું માની પોપ અને ચાર્લ્સ પોતપોતાના સ્વાર્થ સાધવાને મહેનત કરવા લાગ્યા. ઈ. સ. ૧૫૪૮ માં ઇંટીરમ નામે પુસ્તકમાં ધર્મસમાજ સંબંધી કેટલાક ધારા ચાર્લ્સે પ્રસિદ્ધ કર્યા.

સ્વતંત્રપણે વિચાર અને ઠરાવ કરી શકે ત્યાં સુધી એ પ્રમાણે વર્ત્તવું એ-વો તેણે હુકમ કર્યો. કાથલિક પંથને અનુસરતા એ ધારા હતા. તોપણ પ્રોટેસ્ટંટોની સાથે મળી કાથલિકો પણ એની સામા થયા. પરંતુ માગ્ડે-બર્ગ નગર સિવાય કોઇ લઢવા ઉઠયું નહિ, ને શહેરને જીતવાને સાકસ-નિના મોરિસને મોકલ્યો.

ચાર્લસના આચરણથી મોરિસ રાજી થયો નહતો, અને તેનો સ-સરો હેઇસનો ઠાકોર બંધીખાને પડયો હતો તેથી વિશેષ દિલગીર થયો હતો. ધર્મ પાળવાની છૂટ અને સસરાનો છૂટકારો એ બે હેતુ પાર પા-ડવાની તેણે બહાદુર યોજના કરી. પરંતુ અનુકૂળ પ્રસંગ મળતાં સુધી તે વાત કોઇને જણાવી નહિં. ઈ. સ. ૧૫૫૧ માં તેણે માગ્ડેબર્ગને શ-રણે આવવાની જરૂર પાડી. શહેનશાહના મનમાં શક ન ઉત્પન્ન થાય તે-ને માટે તેણે તે નગરની ફોજ તથા વસ્તીને પોતાના પક્ષમાં લીધી. ફ્રાં-સિસની ગાદીએ ૨ જો હેન્રિ બેઠો હતો તેની જોડે કુમકના છાના ક-રાર કર્યા. સધળી તૈયારી પૂરી થયા પછી પોતાની માગણીના જાહેરનામાં ક-ર્યાં, તે જાણી ચાર્લસને બેહદ સંતાપ થયો તથા તે ઘણોજ વિસ્મય પા-મ્યો. એવી તો ત્વરા અને ઉત્સાહથી મોરિસે તે સ્વારી કરી કે ચાર્લસને નાસવાનો વખત પણ મુશ્કેલીથી મળ્યો. ટ્રેંટની ધર્મસભા વિખરાઈ ગઈ તે દશ વરસ સુધી ફરીને મળી નહિ. વિશ્વાસઘાતી મોરિસે ચાર્લસની બધી યોજનાઓ ઢોળી પાડી, અને પાસૌ નગરમાં એક કરાર કરવાની જરૂર પાડી. એ કરારથી બંધીખાને પડેલા ઠાકોરો છૂટા થયા અને પ્રો-ટેસ્ટંટોને પોતાનો ધર્મ પાળવાની છૂટ મળી (ઈ. સ. ૧૫૫૨). એથી ચાર્લસને બહુજ માઠું લાગ્યું. ત્રણ વર્ષ સુધી ફ્રાન્સ જોડે લઢાઈ ચાલી તેમાં કાંઇ મોટા બનાવ બન્યા નહિ અને સામટે મેળે કહેતાં એ વિ-ગ્રહ ચાર્લસને પ્રતિકૂળ હતો. પાસૌના કરાર ઉપર સહી કરી અને પો-તાની આખી કારકિર્દીનાં ફળ ખોયાં, ત્યારથી પાંચમા ચાર્લસને રાજગાદી અણગમતી થઇ. હાપ્સબર્ગમાં ડાયટ મળી તેણે મંજૂરી આપી કે બધા સંસ્થાનોમાં ઇચ્છામ આવે તે ધર્મ પાળવાની સૌને છૂટ આપવી. પોપ ૪ થો પોલ આસ્ત્રિઆના કુળનો કટ્ટો શત્રુ થયો. તેણે ફ્રાન્સ જોડે ઘા-

ડો સંબંધ કર્યો તોફાની વાદળ ચઢી આવવાની તૈયારી હતી, એવામાં રાજ્યાસન પરથી ઉતરી ચાર્લ્સે યૂરોપને વિસ્મિત કર્યું.

પાંચમા ચાર્લ્સનું બુદ્ધિબળ મધ્યમ હતું તોપણ યૂરોપના ઘણાખરા રાજાઓ કરતાં તે વધારે પ્રતાપી હતો. ફ્રાન્સનો રાજા અને પોપ તેના બંધીવાન થયા હતા; સિકંદર અથવા રોમના કરતાં તેના તાબામાં વધારે મૂલક હતો. તેના સામંતો અથવા પ્રધાનો વડે તેનો લોભ પાર પડ્યો હતો; પાખંડીમાર્ગનું પારિપત્યનું માન તેણે મેળવ્યું હતું. જૂનો મત એના આધારથી પણ ટકી શક્યો નહિ. એ સિદ્ધ થયું ત્યારે તેણે જાણ્યું કે હવે મારું સંસારમાં કામ નથી. છપન વર્ષની તેને ઘડપણની નબળાઇ લાગી તેથી તથા તેના મનસુબા અંતે પાર નહિ પડ્યા તેથી કંટાળી જઈ દુનિઆથી વિરક્ત થવાની ઇચ્છા તેને ઉત્પન્ન થઇ. ગાદીપરથી ઉતરી રાજ્યભૂષણો પોતાના અંગપરથી કાઢી નાખ્યા અને સંન્યાસી થઇ સ્પેનના એક મઠમાં જઇ રહ્યો. તેની સ્પેનની ગાદીએ ધાતકી ફિલિપ થયો તેથી જેમ આગસ્તીનની પછી રોમની ગાદીએ તૈબિરિયસ આવ્યાથી લોક ક્ષોભ પામ્યા તેમ ચાર્લ્સને વૈરાગ્ય આવ્યાથી પ્રજાને દિલગીર થવાનું કારણ મળ્યું.

દુરાચરણી ૮ મા હેન્રિના પુત્ર ધર્મશીલ ૬ ઠ્ઠા એડવર્ડે ઇંગ્લાંડમાં પ્રોટેસ્ટંટ માર્ગની સ્થાપના કરી. એ પાદશાહ નાની વયનો હોવાથીજ ગડબડ થઇ તેણે કરીને તેના વાલીઓના લોભથી નવા પંથની સ્થાપના સ્થિર પાયાપર થવામાં અડચણ પડી. બાળપણમાં એડવર્ડ મરણ પામ્યો (ઈ. સ. ૧૫૫૩), અને તેની પછી ગાદીએ આવનાર તેની બેન મેરીએ પોપની સત્તા ઇંગ્લાંડમાં ફરીને આણી. જર્મનિના રાજ્યાધિરાજનું આસન પોતાના કુમાર ફિલિપને અપાવવામાં ૫ મો ચાર્લ્સ ફતેહ પામ્યો નહિ. તે શાહજાદાના લગ્ન રાણી મેરી વેરે બ્રિટિશ પ્રજાની ખુશી ઉપરાંત તેણે કરાવ્યાં ઇંગ્રેજોને રોમના આચાર્યની સત્તામાં પાછા આવવાને મેરીએ બહુ ઘાતકીપણું કર્યું પણ તેથી કાંઇ વળ્યું નહિ, અને ઇ. સ. ૧૫૫૮ માં તેનો કાળ થવાથી તેની બેન રાણી ઇલિઝાબેથે પ્રોટેસ્ટંટ ધર્મની સ્થાપના ઇંગ્લાંડમાં ફરીને કરી.

ઇ. સ. ૧૫૫૫ માં જર્મનિના ઓગસબર્ગ શહેરમાં ડાયટ સભા મળી, તેણે પ્રોટેસ્ટંટોને જોઇએ તેટલા હક આપ્યા નહિ. કોઇ નાની લઢાઇમાં મોરિસ પડયો અને તેની જગા લેવા લાયક કોઇ સરદાર તેઓમાં ન હતો. ધર્મ પાળવાની છૂટ કાલ્વિન પંથીઓને આપવી નહિ એ ઠરાવ લ્યુથર પંથે નાદાનીથી સ્વીકાર્યો તથા બીજી કેટલીક તકરારોનો ફેંસલો મુલતવી રાખ્યો અને તેથી નવી લઢાઇનાં બીજ રોપાયાં. પોતાના પુત્રને જર્મનિની શેહેનશાહી અપાવવાની ઉમેદ ચાર્લસને છોડી દેવી પડી. ભાગ્યના અસ્થિરપણાના અનુભવથી ઉદાસ થયો અને મંદવાડથી તે નબળો થઇ ગયો ત્યારે પોતાના બંને અધિકાર છોડી દેવાનો તેણે નિશ્ચય કર્યો. સ્પેન અને નેધરર્લાંડની રાજ્યગાદીઓ શાહજાદા બીજા ફિલિપને તેણે આપી, અને કેટલાક મહીના પછી જર્મનિનું સિંહાસન પોતાના ભાઇ ફર્દિનાદને સોંપ્યું. વાલાદોલીદના એક મઠમાં જઇ તે રહ્યો અને ઇ. સ. ૧૫૫૮ માં ત્યાં મરણ પામ્યો.

પાંચમા ચાર્લસની કારકીર્દિમાં ધર્મ સંબંધી ઝઘડો ચાલ્યો તેનું પરિણામ નવા પંથને અનુકૂળ હતું; પરંતુ જૂનો પંથ જીતાયો ન હતો. જેસ્યુઇટ નામે એક મંડળી ઉભી થઇ, તેણે જૂના માર્ગને સારો ટેકો આપ્યો.

સોળમા સૈકાને આરંભે વેનિસનું પ્રજાસત્તાક રાજ્ય એવું જબરદસ્ત અને ધાસ્તી આપનાર થઇ પડયું હતું કે યૂરોપના ઘણાખરા રાજાઓ તેનો નાશ કરવાને એકઠા થયેલા હતા. ચાર્લસ અને ફ્રાંસિસની વઢવાઢોની દરમિઆન વેનિસની સત્તા ક્ષય પામી. કાંબ્રેના એક્કાથી જે વિગ્રહ ઉત્પન્ન થયો તેમાં વેનિસના રાજ્યનો ઘણો મૂલક ગયો એટલુંજ નહિ પણ સ્વરક્ષણને અર્થે લાંબી મુદત સુધી અતિ શ્રમ અને ખરચ કરવાથી તેનું બળ ખાલી થઇ ગયું, અને જે પરદેશના વેપારથી તે ધનવાન અને શક્તિવાન થયું હતું તે વેપાર એવો તૂટી પડવા માંડયો કે તેને સારી હાલતમાં ફરી લાવવાની આશા રહી નહિ. કેપ આવ ગુડહોપ થઇને હિંદુસ્તાન જવાની વાટ જડવાથી વેનિસના રાજ્યને માઠાં પરિણામ થવાની બીક ત્યાંની રાજસભાને હતી તે ખરી પડી. ઇજીપ્તના અને ઇસ્તાંબુલના મામલુક જાતના સુલતાનોને ઉશ્કેરીને તથા તેમને ગુપ્ત મદદ આ-

પીને પોર્તુગીઝોના વેપારનો નાશ કરવાની તેમની સઘળી મહેનત વ્યર્થ ગઇ. પોતાની ચપળતા અને બહાદુરી વડે પોર્તુગીઝે હરેક હરકત દૂર કરી, અને હિંદુસ્તાન પાસેના બેટોમાં જબરી સત્તા સ્થાપી. વેપારનું સ્થાન વેનિસ હતું તેને ઠેકાણે લીસ્બોન થયું. અમેરિકામાં સ્પાનિઅર્દોની શોધથી પણ વેનિસના વેપારને હાનિ પહોંચી. જયારે પેદાશના ઝરણ સૂકાઇ ગયાં ત્યારે રાજ્યની શક્તિ પણ ક્ષીણ થઇ ગઇ તેથી વેનિસ હલકા દરજ્જાનું રાજ ગણાવવા લાગ્યું. સાવચેતીથી વર્તીને એ નબળાઇ વેનિસના રાજ્યે ઘણા વખત લગી સંતાડી, તેથી વેનિસ ઘણાક વખત લગી નબળું છતાં આગળની પેઠે તેનું માન ઘણા વખત લગી રહ્યું.

ફ્લોરેન્સના પ્રજાસત્તાક રાજ્યમાં કોસ્મોડી મેદિસિ તથા તેના પૌત્ર લોરેન્ઝોએ પોતાની ઉદારતા અને બુદ્ધિબળ વડે અધિકાર મેળવ્યો હતો. તે પરથી તેમના વંશજોએ પ્રજાસત્તાક રાજ્યરીતિ કાઢી નાખી ત્યાંના રાજા થવાનો લોભ કર્યો. ઇ. સ. ૧૫૩૦ માં આલેક્ષાંદર ડીમેદિસિને પાંચમા ચાર્લસે પ્રજાસત્તાક રાજ્યનો પ્રમુખ નીમ્યો. તેના પછી તેની જગાએ થનાર મોટા કોસ્મોએ પ્રજાસત્તાક રાજરીતિ રદ કરી. ટસ્કનીનો મોટો ડ્યુક એવો ઇલકાબ ધારણ કરી વંશપરંપરા રાજા થયો. ફ્લોરેન્સ, પાઇઝા અને સાના એ ત્રણ રાજ્યો એમના અધિકાર નીચે એકત્ર થઈ ગયાં અને ઇતાલિના સંસ્થાનોમાં ટસ્કનીનું રાજ ઘણી મોટાઇ પામ્યું.



# ખંડ ૬ ઠ્ઠો.

## ઇલિઝાબેથ રાણીનો સમય.

ઇલિઝાબેથ ઇંગ્લાંડની ગાદીએ બેઠી તે વેળા ઇંગ્લાંડમાં પ્રોટેસ્ટંટ ધર્મ સ્થાપન થશે કેનહિ તે સંશય હતો. તે રાણી એનબુલેનની કુંવરી હતી; ૮ મા હેન્રિ વેરે તેના લગ્ન પોપે મંજૂર રાખ્યાં નહતાં તેથી તેનો હક કાથલિકોએ સ્વીકાર્યો નહિ અને ફ્રાંસના રાજાએ પોતાના પાટવી કુંવરની વહુ સ્કાટ્લાંડની રાણી મેરિને ઇંગ્લાંડની રાણીનો ઇલકાબ અને ચિન્હો ધારણ કરવા દીધાં. સ્કાટ્લાંડમાં પ્રોટેસ્ટંટ પંથના જેઓ આગેવાન હતા તેમની સાથે ઇલિઝાબેથે છાની દોસ્તી કરી. પ્રોટેસ્ટંટ પક્ષના બળે કરીને સ્કાટ્લાંડ પોપના અધિકાર તળેથી નીકળી ગયું હતું. વળી તે પક્ષે રાજાના અધિકારને એટલાં બધાં બંધન લગાડ્યાં હતાં કે પોતાની પુત્રી તરફથી કારભાર ચલાવનાર રાજમાતાથી ઇંગ્લાંડપર સ્વારી થઇ શકી નહિ; પોતાની રૈયતને વશ રાખવામાં તેને ઘણી મહેનત પડતી હતી. પ્રોટેસ્ટંટ માર્ગની ચઢતી કરવામાં ઇલિઝાબેથનો સ્વાર્થ હતો અને યૂરોપમાં તે પંથની તે પ્રમુખ ગણાતી હતી. સ્પેનનો બીજો ફિલિપ કાથલિક પંથનો સરદાર હતો. ગયા જમાનામાં સ્પેનનો હરીફ જેમ ફ્રાન્સ હતું તેમ આ વેળા ફ્રાન્સને ઠેકાણે ઈંગ્લાંડ હતું. તોપણ ફ્રાન્સ અને સ્પેનની હરીફાઈ બંધ પડી નહતી, અને તે ઇંગ્લાંડને અતિ ઉપયોગની થઇ પડી, કેમકે પ્રોટેસ્ટંટ પંથને બાળવા સારૂ યૂરોપના બે મોટા કાથલિક રાજાઓ ખરા દીલથી એકઠા થઈ શક્યા નહિ, અને ઇલિઝાબેથના સારા ગુણો જાણવામાં આવ્યાથી તેના હક્કની સર્વોત્તમ બાંહેધરી જે ઇંગ્રેજી પ્રજાનો પ્રેમ તે કામે લાગવાના પહેલાં તેના શક પડતા દાવાને એથી આશ્રય મળ્યો.

સ્કાટ્લાંડની રાણી મેરી આઠમા હેન્રિના ભાણેજની દીકરી હતી અને ઇલિઝાબેથનું અનૌરસપણું સિદ્ધ થાય તો ઇંગ્લાંડની ગાદીનો વારસો તેને મળે. ફ્રાન્સના પાટવી કુંવરને તે વરી હતી અને તેના મામા

એ લોરેનના ઠાકોરો બુદ્ધિવાન, જબરા અને લોભી હતા. સ્કાટ્લાંડમાં કાથલિક અને પ્રોટેસ્ટંટ પંથો વચ્ચે ઝઘડો ચાલતો હતો. આયર્લાંડના બધા લોક કાથલિક હતા અને ઇંગ્લાંડના ઉત્તર ભાગમાં કાથલિકો પ્રખ્યાત હતા તેથી મેરીને ઇંગ્લાંડનું રાજ મળવાની આશા રાખવાને કારણો હતાં. યુદ્ધક્રીડામાં ફ્રાન્સનો રાજા બીજો હેન્રિ મરણ પામ્યો તેથી મેરીનો ધણી બીજો ફ્રાંસિસ શાહ થયો. તે નબળો હોવાથી મેરીના બળે કરીને લોરેનના શાહજાદાઓના હાથમાં રાજકારભાર આવ્યો. એથી સ્પેનનો બીજો ફિલિપ તેઓપર અદેખાઇ કરવા લાગ્યો અને તેણે ઇલિઝાબેથનો હક સ્વીકાર્યો અને તેની વેરે પરણવાને માગું કર્યું. ઇલિઝાબેથે ના કહી ત્યારે ફ્રાન્સના પાદશાહની બેટી ઇલિઝાબેથ વેરે તે પરણ્યો અને તે બે રાજ્યો વચ્ચે કરાર થયા. પ્રોટેસ્ટંટ માર્ગ પાખંડી છે અને તેનો નાશ કરવો એવો એ બે રાજાઓએ મોઢાનો ઠરાવ કર્યો. ધર્મ સંબંધી સખ્ત લઢાઇ તેથી જાગી અને યૂરોપમાં એક નવા રાજ્યની સ્થાપના થઇ.

ઇ. સ. ૧૫૬૦ ના ડિસેંબર મહિનામાં ફ્રાન્સના બીજા ફ્રાંસિસનું મરણ થવાથી મેરીને સ્કાટ્લાંડ જવાની જરૂર પડી, કેમકે તેની સાસુ તેના અને તેના મામાઓપર દાઝે બળતી હતી અને છાતું વૈર રાખતી હતી. બહુજ દિલગીરીથી તેણે ફ્રાન્સ છોડયું. સ્વદેશમાં આવ્યા પછી તેનું બહુ અપમાન થયું, તેથી તેનું મન અતિશે દુખાયું. કાથલિક ધર્મનો સ્કાટ્લાંડમાં પરાજય થયો હતો પરંતુ તેને ઠેકાણે સ્થાપન થનાર પ્રોટેસ્ટંટ માર્ગ પણ તેનાજ જેવો વહેમી, અંધ અને બીજાના માર્ગને હરકત તથા પીડા કરનાર હતો. તોપણ રાણી મીઠા વચની અને તેનો પક્ષ નબળો હોવાથી તુરત તોફાન ઉઠયું નહિ. ઇલિઝાબેથની ખુશી વિરૂદ્ધ દાર્નલી નામે ઉમરાવને મેરી વરી (ઇ. સ. ૧૫૬૫), તેથી બેઉ રાણીઓ વચ્ચે ખુલ્લો અણબનાવ થયો. પ્રોટેસ્ટંટ ધર્મને બાંહેધરી આપવાને મેરીએ ના કહી તેથી સ્કાટ્લાંડના કેટલાક ઉમરાવો રીસાઇને ઇંગ્લાંડમાં ગયા. દાર્નલીને પણ તેમણે પોતાના પક્ષમાં લીધો. રીઝીઓ નામે નીચ કુળનો ઇતાલિનો વતની મેરીનો એટલો બધો માનીતો થઇ ગયો કે દાર્નલીના મનમાં શક ઉત્પન્ન થયો. કેટલાક મારાને તેણે ગુપ્ત રીતે મહેલમાં આણ્યા અને તેમને હાથે રાણીની હજૂરમાં રીઝીઓનો ઘાત કરાવ્યો. પુત્રનો જ:

ન્મ થવાથી મેરી અને તેના ધણી વચ્ચે સલાહ થઇ. કુમારને બાપટીઝમની ક્રિયા કરતી વખતે તેના બાપને હાજર રાખ્યો નહિ તેથી જણાયું કે એ સલાહ દેખાઇતી હતી. દાર્નલી માંદો પડયો તેથી મેરી ધણી દિલગીર હોય એવું ડોળ કરી તેને જોવા ગઇ. જ્યાં ગરબડ ન હોય એવું ઘર માંદાને રહેવાને જોઇએ એવું કહી દાર્નલીને કોઇ એકાંત મકાનમાં તે લઇ ગઇ. ઇ. સ. ૧૫૬૭ ના ફેબ્રુઆરી મહિનાની નવમી તારીખે બંદુકના દારૂથી એ ઘર ઉડી ગયું, અને દાર્નલીનું મૂડદું કેટલેક વેગળે પડેલું માલૂમ પડયું. બોસવેલ નામે એક ઉમરાવ ઉપર એ ગુન્હાનો શક સર્વે આણવા લાગ્યા, પરંતુ મેરીએ તેનો બચાવ કરવાના ઉપાય કર્યા અને કેટલાક વખત પછી તેને પરણી, તે પરથી એવું સિદ્ધ થયું કે વરને મારી નાંખવામાં તે સામિલ હતી. સ્કાટ્લાંડના તાલુકદારોએ બળવો કર્યો અને મેરીને પકડી પણ બોસવેલ દેશપાર નાસી ગયો.

બંડખોરોએ રાણીને રાજ્યાસનપરથી ઉતરવાની જરૂર પાડી અને તેના બાળ કુમાર છઠ્ઠા જેમ્સને ગાદીએ બેસાડયો. લાગ મળવાથી મેરી કેદમાંથી નાઠી પરંતુ તેને પક્ષે ચઢેલી ફોજનો પરાભવ થયો અને તેને ઇંગ્લાંડમાં નાસી જવું પડયું (ઇ. સ. ૧૫૬૮). ઇલિઝાબેથે તેને સખ્ત કેદમાં રાખી. એ કામ કદાચ સ્વરક્ષણને અર્થે જરૂરનું હતું, તોપણ ગેરઆબરૂનું હતું, કેમકે શરણે આવેલી રાણીને એ રીતે બંધીખાને રાખવી એ અયોગ્ય હતું. ઇંગ્લાંડના ઉત્તર પ્રગણાના તાલુકદારો ફિતુર કરતા હતા અને નોર્ફોકના ડયુક જોડે ખટપટ ચલાવતા હતા, તથા યૂરોપમાં કાથલિક રાજ્યો ઇલિઝાબેથ ઉપર છચોક હુમલા કરતા હતાં તેથી દુર્ભાગણી રાણી મેરીને બંધીખાને રાખવાની ઇલિઝાબેથને જરૂર પડી.

ફ્રાન્સની ગાદીએ હેન્રિની પછી તેનો દુબળો પુત્ર બીજો ફ્રાન્સિસ બેઠો. ફ્રાન્સમાં ઇન્કવીઝીશન કોર્ટની સ્થાપના કરવાના પ્રયત્ન કરવામાં તેના મસલતદારો લાગ્યા હતા. બીજા ફિલિપે નેધરલાંડમાં પણ તેવીજ કોશીશ કરી. બંને દેશોના પ્રોટેસ્ટંટો તેથી બહુજ સામા થયા. પોતાના પિતા ૫ મા ચાર્લેસની પેઠે સ્વેચ્છિક રાજા થવાને ફિલિપ ચહાતો હતો, પરંતુ તે હેતુ પાર પાડવાને તેણે જુદાં સાધન વાપર્યાં, નવા પંથનો નાશ કરી જૂના પંથને પ્રબળ રાખવામાં કાળજી બતલાવી ને ધર્મગુરૂ-

ઓને પોતાની તરફ રાખવાની ઉમેદ તેણે કરી. અમેરિકાના ધનમાંથી અમીરોને લાંચ આપી તેમના વહાલા થવાને તેણે ઇચ્છયું, અને ધર્મગુરૂ તથા ઉમરાવોની એકત્ર મહેનત વડે રૈયતને દાસ કરી નાંખવાની કોશીશ કરી. ફ્રાન્સની પેઠે નેધર્લાંડમાં ઇન્કવીઝીશનની સ્થાપના વિનાશકારી થઇ પડી; સ્વદેશનું હિત ઇચ્છનારા સઘળા યોગ્ય આદમીઓ પૂર જુસ્સા અને આગ્રહથી સામે થયા કાથલિક ધર્મ ક્રૂર અને લોકને ગુલામ કરી નાખનાર તેથી કહેવાયો, અને નવા પંથના આગેવાનો પોતાના દેશને ઉદ્ધાર કરનારની પ્રતિષ્ટા પામ્યા. ઇ. સ. ૧૫૬૦ માં પોપની ગાદીએ ૪ થો પાયસ બેઠો. તેથી ફ્રાન્સમાં પ્રકૃતિક્ષોભ ઉઠવામાં વિલંબ લાગ્યો નહિ.

ફ્રાન્સના દરબારમાં રાજાના સાસરિયાનું ચલણ હતું. તેઓ લોરેનના તાલુકદારો હતા ને તેમના કુળનું નામ ગાઈસ હતું. દરબારમાંથી તેમનો પગ કાઢવાને પ્રોટેસ્ટંટોએ ગુપ્ત મસલત કરી, તેમાં ઘણાક ભાવિક કાથલિકો સામિલ થયા. રાજકારભારીઓના જાણવામાં તે મસલત આવી ને મસલતખોરો માર્યા ગયા. પ્રોટેસ્ટંટોનો ઘાત થવાથી તે પંથમાં લોકનો વધારો થયો. ફ્રાન્સમાં પ્રોટેસ્ટંટોને હ્યુગેનોટ કહેતા હતા. તેઓ એવા બળવાન હતા કે રાજસભાએ તેમને પોતાનો ધર્મ પાળવાની છૂટ આપી. જો આ વેળા ફ્રાન્સનો પાદશાહ બુદ્ધિવાન અને લોકની ઇચ્છાથી અને રાજના લાભથી વાકેફગાર હોત તો ઇંગ્લાંડની ધર્મસમાજની પેઠે ફ્રાન્સની ધર્મસમાજ પોપથી સ્વતંત્ર થઈ હોત. પ્રજાની સભા બોલાવી ધર્મ સંબંધી તકરારનો નિકાલ કરવો એવો મનસુબો ફ્રાન્સના દરબારે કર્યો હતો તે ફ્રાંસિસે ફેરવાવ્યો અને વચન આપ્યું કે એ કામને માટે આખા યૂરોપની ધર્મસભા બોલાવીશ. ટ્રેન્ટ નગરમાં બિશપો એટલે આચાર્યોને બોલાવવાથી નાખુશ થશે તેથી ત્યાં સભા બોલાવવી નહિ એવું ફ્રાન્સ અને જર્મનિના પાદશાહે કહાવ્યું, પરંતુ બીજો ફ્રાંસિસ મરવાની તૈયારીમાં હતો તેથી પોપે તે માન્યું નહિ. એ દરમિયાન ફ્રાન્સમાં સ્ટેટ્સ જનરલ એટલે રાજસભાનું મળવું થયું. કોન્દેનો શાહજાદો અને નવારનો રાજા હ્યુગેનોટ પક્ષના નાયક હતા, તેઓ દરબારમાં આવ્યા તેવાજ તેમને કેદ કર્યા અને કોન્દેને મારી નાખવાનો હુકમ થયો. રાજમાતા કાથરૈન દી મેદિસિસને ધાસ્તી લાગી કે રાજાનું મરણ થયાથી રાજની લગામ ગાઇસ કુળના હા-

થમાં જશે. પ્રોટેસ્ટંટોને પોતાના પક્ષમાં તેણીએ ગુપ્ત રીતે લીધા ને કોન્દેના ઉપર થએલો હુકમ ફેરવાવ્યો. એ બાઇ ઘણી પ્રપંચી હતી. પ્રોટેસ્ટંટોની જોડે એ પ્રમાણે છાની દોસ્તી કરી અને સ્પેનના બીજા ફિલિપને ગુપ્ત રીતે કહાવ્યું કે, નવા પંથ ઉપર હું ઘણોજ દ્વેષ રાખું છું, ને તે માર્ગીઓને ફિલિપની પેઠે મારી નાંખવાની અનુકુળ જોગવાઇ જોતી બેઠી છું. એ બાઇ બેઉ પક્ષ જોડે પ્રપંચ રમતી હતી. એવું કાવતરૂં છોડી દઇ ખુલ્લા દીલથી એક પક્ષને મળી ગઇ હોત તો તેના સામાવાળીઆ બંડખોર કહેવાત; આવા કપટથી તો પ્રકૃતિક્ષોભને ઉત્તેજન મળ્યું. ગાઇસના ડ્યુકની નજરમાં સ્પષ્ટ આવ્યું કે, લઢાઇ ઉઠાવવાને કંઇક મોટું બાહાનું જોઇએ. કાથલિક ધર્મ ભયમાં આવી પડ્યો છે એવી વાત તેણે ચલાવી અને તેથી અજ્ઞાન અને ધર્માંધ લોકો તેની કુમકે ચઢ્યા. કાથલિક પક્ષનો તે સરદાર થયો. માંદા રાજાની તરફથી કામ ચલાવનાર રાજમાતા અને તેના કારભારીઓ જૂના કાથલિક માર્ગ વિશે બેદરકાર અને ધર્મની છૂટ આપવાને તૈયાર હોય એવું દીસતું હતું તેઓનો નાશ કરી તમામ રાજસત્તા લેવાની ઉમેદ એ ડ્યુકને હતી. હ્યુગેનોટની પેઠે તેણે પણ લોકને વિનતિ કરી અને પ્રજાનો અભિપ્રાય પોતાના પક્ષમાં લેવાનો પ્રયત્ન કર્યો; બંને પક્ષે રાજગાદીના રક્ષણને અર્થે લઢવાનું બહાનું બતાવ્યું.

ટ્રેન્ટની ધર્મસભાનું કામ જારી હતું. ટંટો મટાડવાની કે જૂની પદ્ધતિમાં સુધારો કરવાની કંઇપણ ઇચ્છા તેણે દેખાડી નહિ. ધર્માચાર્યો પોતપોતાનું પાંડિત્ય દર્શાવવાના કામમાં લાગ્યા હતા, અને લઢાઇ પતાવવાની તેમને કેટલી થોડી ખુશી છે તે તેમને ખુલ્લી રીતે જણાયું. એક યુદ્ધમાં હ્યુગેનોટની હાર થઇ તે સમાચાર સાંભળી ઇશ્વરનો જાહેર રીતે તેમણે પાડ માન્યો. ૪ થા પાયસ સિવાય એ મંડળીથી કોઇ બીજું નહતું. પાયસના અધિકાર ઉપર સઘળી તરફથી હુમલા થવા લાગ્યા: જર્મનિના રાજાધિરાજ ફર્દિનાંદના પાટવી કુંવર માક્સિ મિલિઅનને જર્મનિના રાજાઓએ રોમનો રાજા નીમી રાજાધિરાજની પછી ગાદીએ બેસવાનો અધિકાર આપ્યો. એ ઓદ્દો મેળવવાને વાસ્તે પોપની મંજૂરી જૂના કાળથી લેવામાં આવતી તે લેવાની માક્સિ મિલિઅને ઘણા વખત સૂધી ના કહી તેથી

પોપનું અપમાન થયું. પાછળથી માત્ર નામને વાસ્તે જૂની રીત કબૂલ રાખી. એમ હાંસી કરાવ્યા કરતાં પોપને એ અધિકાર છોડી દેવો ઘટારત હતો.

ટ્રેન્ટની સભામાં કામ ચાલતું હતું તેથી નવા પંથને નુકસાન ન હતું, પરંતુ કેટલીક ગુપ્ત યોજનાઓ થવામાં આવી હતી તેથી તે ધાસ્તીમાં હતો. એમાંની એક લોરેનના કાર્ડીનલે જાહેર કરી. ઈ. સ. ૧૫૦૦ ના મે મહિનાની દશમી તારીખે તેણે પોતાની ભાણેજ સ્કાટ્લાંડની રાણી મેરીનું પત્ર સભા ઉપર આવેલું વાંચી સંભળાવ્યું. રાણીએ તેમાં લખ્યું હતું કે, મને ઈંગ્લાંડની ગાદી મળશે ત્યારે ઈંગ્લાંડ અને સ્કાટ્લાંડ બંને પોપને તાબે કરીશ. એ ઉપરાંત કાર્ડીનલે કહ્યું કે, સ્કાટ્લાંડ તરફથી બિશપોને રાણી મોકલત, પરંતુ હાલ તેના પાખંડી કારભારીઓ જોડે સલાહ રાખવાની જરૂર છે. ઈતાલિઅન ધર્મગુરૂઓ રાજાઓને એવું કહી ડરાવતા હતા કે પ્રોટેસ્ટંટ માર્ગનું વલણ રાજાનો અધિકાર નાશ કરવાનું અને પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાનું છે; જર્મનિના ખેડુતોના ફિતુર, ફ્લાંડર્સના નગરવાસીઓના સામા થવું અને ફ્રાન્સમાં ઉઠેલી ગરબડ એ સર્વેથી આરોપને ટેકો મળતો હતો. પાખંડીઓને બળવાખોર ગણનાર અને કાથલિકમાર્ગે લોકની સ્વાધિનતાને કચરી નાંખી કુલ અધિકાર રાજાના હાથમાં અપાવનાર છે, એવું માનનારા રાજાઓમાં બીજો ફિલિપ એકલો ન હતો.

આખરે ટ્રેન્ટની સભાનું કામ પૂરૂં થયું. ૧૮ વર્ષ લગી વાદવિવાદ તેમાં ચાલ્યા, પરંતુ નીતિ અથવા ધર્મપદ્ધતિમાં સુધારાની કંઇ યોજના થઇ નહિ (ઈ. સ. ૧૫૬૪). એ મંડળીએ પાખંડીઓની વિરૂદ્ધ એક છેલ્લો ઠરાવ કર્યો, તે ઉપરથી પ્રોટેસ્ટંટોને એમના ઠરાવ નહિ માનવાને કારણ મળ્યું. એવી જાતની એ સભા છેલ્લી હતી. તેણે સુધારો નહિ કર્યો પણ બિગાડ કર્યો. તે એ હતો કે રાજાઓ સ્વેચ્છિક અધિકાર ચલાવવાને આતુર હતા તેઓને સહાય કરનાર પોપ થયા. એ મંડળીના વખતથી તે અદ્યાપિ સુધી ફ્રાન્સ અને સ્પેનના જે રાજાઓ લોકની સ્વાધિનતાના શત્રુપણાને માટે પ્રખ્યાત છે, તેઓ પોપની જોડે દોસ્તી કરવામાં અને ટ્રે-

ન્ટની સભાના ઠરાવોને વળગી રહેવામાં આગળ પડતા જોવામાં આવ્યા છે. ધર્મોપદેશકોએ પરણવું નહિ, એવો ખચિત ઠરાવ આ સભામાં થયો. પોપ જે ઉપરીપણાનો દાવો કરેછે, તેને એ નિયમ જરૂરનો છે. કાથલિક ધર્મસમાજના બિશપોને કુટુંબ પણ નહિ, અને દેશ પણ નહિ. તેઓની બધી આશા પોપના ઉપર રહેછે, અને પોપની ગાદીના અધિકારને ટેકો આપવાને એવા પાદરીઓએ મત ચલાવ્યો કે પોપ સર્વશક્તિમાન અને ભૂલ નહિ કરે એવો છે. આખી પ્રજાઓને પ્રજાઓ પાસે બંડ કરાવે એવી તેની સત્તા હતી, કેમકે દરેક ગામમાં અને દરેક મહેલ્લામાં તેમના તાબેદાર નોકરો હતા. સેંતપિતરની ગાદીએ બેસનાર ગુરૂના વચનને સંપૂર્ણ તાબે થવું એવું પાદરીઓ શીખવતા હતા, અને તેથી યૂરોપ સો વર્ષ લગી લઢાઇના દુઃખમાં રહ્યું. પોપ ચોથો પાયસ કુંવારા પાદરીઓથી થનારા ફાયદા પૂરેપૂરા સમજતો હતો, અને હઠથી એ મતને તે વળગી રહ્યો.

એ પોપે સ્પેનના રાજા બાજા ફિલિપને તથા ફ્રાન્સના બાળ રાજાની મો કાથરૈન મેદિસીની મુલાકાત કરવાને કોશિશ કરી. ફિલિપ માંદો હોવાથી ગયો નહિ. તેણે પોતાની તરફથી એક વિશ્વાસુ અમલદાર આલ્વાના ડ્યુકને મોકલ્યો. કાથરૈન અને આલ્વાની મુલાકાત ફ્રાન્સના બેઓન નગરમાં થઇ. પ્રોટેસ્ટંટોનો તથા સ્પેનમાં જેઓ સામે થતા હતા તેમનો નાશ કરવાનો અહીં ગુપ્ત ઠરાવ થયો, પરંતુ એ ઠરાવને અમલમાં લાવવાના સાધન વિષે તેઓમાં મતભેદ રહ્યો. લશ્કરની મદદથી પ્રોટેસ્ટંટોની કતલ કરવી એવો અભિપ્રાય આલ્વાનો હતો, પણ સ્પેનના લશ્કરને મદદે બોલાવવું કાથેરાનને પસંદ નહતું. પરદેશી રાજાની સત્તા પોતાના દેશમાં દાખલ નહિ કરવી એવો તેનો વિચાર હતો; તેની ધર્મની આસ્થા રાજલોભના ઉપયોગને વાસ્તે તે હમેશાં કામે લગાડતી. હ્યુગેનોટ ઉમરાવો રાજકાજમાં સામા થાય તેની તેને બીક હતી, અને તેમનો નાશ કરવાને તેમનો ધર્મ એ માત્ર બાહાનું હતુ. ફ્રાન્સમાં પ્રોટેસ્ટંટ પંથ ઉમરાવોમાં ચાલ્યો હતો, ને ઉમરાવોના જુલમથી તોબા પોકારતા હતા, વાસ્તે તેમનો ધર્મ તેમને પસંદ પડતો નહિ.

ફિલિપે કરાર પ્રમાણે ફ્લાંડર્સમાં ઇન્કવીઝીશન કોર્ટની સ્થાપના ત્વરાથી કરી. એ કોર્ટના જૂલમથી ત્યાં બંડ થયું, તેને બેસાડી દેવાને આલ્વાને મસ અખત્યાર આપીને નેધર્લાંડનો સૂબો બનાવ્યો. ફ્લાંડર્સના ઘણાક વેપારીઓ અને કારીગરો સ્વદેશ છોડીને ઇંગ્લાંડમાં નાશી આવ્યા, એથી ઇંગ્લાંડના વેપારની આબાદીને ઘણો આશ્રો મળ્યો. આલ્વાએ બહુજ ક્રૂરપણું કર્યું, અને લોકની તરફથી ઓરેંજનો શાહજાદો ઘણી હિંમતથી લઢ્યો, અને અંતે હોલાંડના સાત પ્રાંતો સ્વતંત્ર થયા. આ ઠેકાણે કહેવું જોઇએ કે ફિલિપ જે નિર્દયપણું કરતો હતો તે પોપના દરબારમાં પસંદ નહતું. ખુલ્લી રીતે જોર જૂલમ કરવા કરતાં કપટ કરવું એ લુચ્ચા ઇતાલિઅનો વધારે પસંદ કરતા ( ઇ. સ. ૧૫૭૨ ). ફ્લેમિંગ લોકોની તરફથી તુર્ક લોકો પણ લઢવાને આવ્યા હતા. લિપાંટો આગળ આસ્ટ્રિઆના ડોન જોને અને ઇ. સ. ૧૫૬૭ ની વસંત ઋતુમાં ફ્રેન્ચ પ્રોટેસ્ટંટોએ બાળ રાજાને પોતાના કબજામાં લઈ લેવાનો તથા લોરેનના ઠાકોરને ફ્રાન્સમાંથી કાઢી મૂકવાનો છાનો મનસૂબો કર્યો. એ વાત જાહેરમાં આવ્યાથી ઘણી મારામારી ચાલી, અને લઢાઈ ઉઠી તે છેક ઇ. સ. ૧૫૭૦ સુધી જારી રહી. એ વર્ષમાં પ્રોટેસ્ટંટોને ફાયદાકારક કરાર થયા. એ સલાહને મજબુત કરવાને રાજાની બેનને નવારના જુવાન રાજા જોડે પરણાવવાનો વિચાર થયો. નવારનો રાજા ફ્રાન્સના પ્રોટેસ્ટંટોનો આગેવાન હતો. એ વિચારમાં બેઉ પક્ષના લોકો ખુશી થયા, અને પારિસમાં લગ્ન કરવાનો મોટો સમારંભ થવા માંડ્યો. આડમિરલ કોલિની અને બીજા પ્રોટેસ્ટંટ સરદારોને લગ્નમાં બોલાવ્યા. ડ્યુક આવ ગાઇસ અને બીજા કાથલિક ઉમરાવો પણ એ પ્રસંગે આવ્યા.

આ કાર્યને અંતે મોટું ભયંકર કામ બન્યું. આ વેળાએ પારિસની વસ્તી બહુજ ધર્માંધ અને ક્રૂર સ્વભાવની હતી. પ્રોટેસ્ટંટોપર તેઓ દરબારના હુકમ કરતાં પણ વધારે જૂલમ કરતા. પ્રોટેસ્ટંટોનો સમુદાય આ વેળા એ શહેરમાં થયો હતો, તે જોઇ તેઓ ગુસ્સે થયા. ગાઇસ અને તેના મિત્રો તેને છાનો ટેકો આપતા હતા, અને રાજમાતા કાથરૈન બેઉ પક્ષને સમતોલ રાખવાનો પ્રયત્ન કરતી હતી.

નવમો ચાર્લસ રાજા શરીર અને બુદ્ધિ એ બંનેમાં નબળો હતો.

કાયદા પ્રમાણે તે હવે ઉમરે પહોંચ્યો હતો, પરંતુ રાજ્યની લગામ તેની મા કાથરૈન અને તેના ભાઈ હેન્રિના હાથમાં હતી. ચાર્લસને એ પસંદ ન હતું. કોલિની આગળ તે વિશે વાત કરવાથી તેણીને મદદ આપવાને તેણે કહ્યું, તે પરથી રાજા બોલવા લાગ્યો કે હવે હું મારી મા અને મારા ભાઇને દરબારમાંથી ખસેડીશ અને કુલ અખત્યાર મારા હાથમાં લઇશ. એ પરથી ચેતી જઇને કોલિનીનો પ્રાણ લેવાનો હેન્રિએ મનસુબો કર્યો. કોઇ માણસને એ ખૂન કરવાને તેણે રાખ્યો, અને પોતાની બંદુક તેને આપી. પોતાનાપર શક ના આવે માટે ડ્યુક આવ ગાઇસના એક નોકરના ઓરડામાં તેને રાખ્યો. ત્યાં થઇને કોલિની જતો હતો તેવામાં તે મારાએ ગોળી મારી. તે ઘાત કરે એવી જગાએ લાગી નહિ. દરવાજો તોડી ખૂનીને પકડે ત્યાર પહેલાં તે નાસી ગયો. પ્રથમ પ્રોટેસ્ટંટો ડ્યુક આવ ગાઇસપર સંદેહ લઇ જવા લાગ્યા, પરંતુ બંદુક અને બીજી બીનાઓપરથી થોડા વખતમાં એ કામ કોણે કરાવ્યું તે તેમના જાણવામાં આવ્યું. પ્રોટેસ્ટંટોએ મૂર્ખાઇ કરી કહેવા માંડ્યું કે હમે એનું વૈર કાથરૈન અને તેના છોકરા હેન્રિપર લેઇશું.

પોતાના ખાસ મિત્રોની ગુપ્ત સભા કાથરૈને બોલાવી અને ત્યાં ઠરાવ કર્યો કે સંત બાર્થોલોમોના તહેવારના દિવસની સાંજે બધા હ્યુગેનોટોની એકદમ કતલ કરાવી નંખાવવી (ઇ. સ. ૧૫૭૨). એ મનસુબો કરનારા સાત આશામી હતા. તેઓ જાણતા હતા કે રાજાના અંગરક્ષક ગાર્ડીઓ તથા પારિસના લોકો એ કામમાં સામિલ થશે. વળી એવો પણ વિચાર કર્યો કે આ દુષ્ટ મનસુબો છેવટ સૂધી રાજાના જાણવામાં આવવા દેવો નહિ, પરંતુ બધી તૈયારી થઇ રહે અને આરંભ કરવાનો વખત આવે ત્યારેજ હુકમ લેવો.

મોડી રાત્રે કાથરૈન પોતાના મસલતીઆઓને લઇને ચાર્લસની પાસે ગઇ. પ્રોટેસ્ટંટોએ રાજકુટુંબનો વિનાશ કરવાનો વિચાર કર્યો છે માટે કંઇ સજ્જડ ઉપાય કરવા જોઇએ એવું તેણે રાજાને કહ્યું. રાજા ગાંડીઆ જેવો હતો તે એ સાંભળીને ઘણો ભયભીત થયો, તેવામાં પ્રોટેસ્ટંટોની કતલ કરવાના કાગળપર તેની સહી તેની માએ માગી. પ્રથમ ચાર્લસે સહી કરવાની ના કહી અને તે સહી કરશે કે નહિ એવો શક કેટલીક વ-

અંત સુધી રહ્યો. અંતે ગાંડાઇ અને ગુસ્સાના આવેશમાં આવી કહ્યું ત્યારે હું સહી કરૂંછું માટે તમે બધાને મારજો, જે પાછળ ઠપકો દેનાર કોઇ રહે નહિ.

મધરાતને શુમારે ખૂન કરવાનો હુકમ થયો અને મારાઓ એકદમ બહાર પડ્યા. નિરાંતે સુતેલા હ્યુગેનોટો તેમના ખાટલામાં માર્યા ગયા; કેટલાક નાશી છૂટવાને છાપરે ચઢેલા ત્યાં તેઓ ગોળીથી મુઆ. ચાર્લ્સને હાથમાં બંદુક આપીને એક બુરજ ઉપર ઊભો રાખ્યો હતો ત્યાંથી તેણે સિન નદીપરથી નાશી જનારાપર બહાર કર્યા; મહેલમાં નવારના રાજાના જે નોકરો હતા તેમને પણ જવા દીધા નહિ અને તે પોતે મુશ્કેલીથી બચ્યો.

આઠ દહાડા અને રાત સુધી આ કતલ જારી રહી. ભૂલથી અથવા વેરને લીધે કેટલાક કાથલિકો પણ માર્યા ગયા. ફ્રાન્સનાં બીજાં મુખ્ય શહેરોમાં પણ એવીજ કમકમાટભરેલી હત્યા થઇ. આ જંગલીપણાનો દોષ ગાઇસના ડયુક અને તેના પક્ષકારો ઉપર ઢોળવાની મરજી દરબારી લોકોની હતી; પરંતુ એ અપરાધ એમ છાનો રહે એવો નથી, માટે રાજાએ એવું કરવાનાં કારણ કહી જાહેરનામાં કાઢ્યાં. પાછળ ઠપકો દેનાર કોઈ રહે નહિ એ ઇચ્છા પાર પડી નહિ; આ ખૂનનું વેર વાળવાને લગભગ ૨૦ લાખ હ્યુગેનોટ પાછળ રહ્યા. પ્રકૃતિશોભ પુનઃ વધારે જુસ્સાથી ચાલ્યો. ધર્મની ગાંડાઇથી જેમનાં હૃદય છેક કઠણ થઇ ગયાં ન હતાં તેઓ પ્રોટેસ્ટંટોની તરફ બોલવા લાગ્યા, અને કોઇ વખતે નહિ બનેલો એવો ગુન્હો કરનારાને ધારેલો લાભ થયો નહિ.

ફ્રાન્સમાં પાખંડમતનો એ પ્રમાણે નાશ થયો એવું ધારી રોમ અને માદ્રિદમાં જાહેર ઓછવ થયા, પરંતુ ઉત્તર યૂરોપમાં એ ખબરથી પ્રોટેસ્ટંટ અને કાથલિક રાજાઓને એટલો બધો કમકમાટ અને ગુસ્સો ચઢ્યો કે તેથી કાથલિક પંથને હાનિ પહોંચી. નેધર્લાંડમાં પ્રોટેસ્ટંટોએ બંડ કર્યું અને ઓરેંજનો રાજા તેઓનો ઉપરી થયો. ઇ. સ. ૧૫૭૨ માં તેણે બ્રિલ બંદર જીતી લીધું તેથી તેના વહાણોને રહેવાની જગા મળી, તથા હોલાંદ અને નેધર્લાંડના લોકને સ્પેનના તાબામાંથી નીકળી જવાની હિં-

મત આવી. સંત બાથાલોમોની કતલથી હ્યુગેનોટની કતલ બંધ થઈ પરંતુ ના ઉમેદ થયાને બદલે વધારે હિંમતથી લઢયા. જમીનપર તેઓનાં લશ્કર હાર્યા અને જબરાં શહેરો તેમના હાથમાંથી જતાં રહ્યાં. પરંતુ દરિઆપર તેઓએ સ્પેનના વહાણોનો પરાભવ કર્યો અને પકડયાં. અંતે આલ્વાએ ના ઉમેદ થઇ નોકરી છોડી દીધી અને તેની જગાએ રિકવેસેન્સ અમલદાર આવ્યો ( ડીસેમ્બર, ૧૫૭૩ ).

આરંભમાંજ નવા સુબેદારને નીમીનરની પાસે મનહરમુરની લ- ઢાઇમાં જય મળ્યો. ઓરેંજના ત્રણ ભાઇ રણસંગ્રામમાં પડયા. સ્પાનિ- સ સિપાઇઓએ બંડ ન કર્યું હોત તો લઢાઈ આ વખતે પૂરી થઈ હોત. સિપાઈઓએ તોફાન કર્યું અને આન્ટવર્પ શહેર લૂટયું તેથી કાથલિક અને પ્રોટેસ્ટંટ બેઉ ગુસ્સે થયા. બાટેવિઆ (હોલાંદ) ના પાંચ અને બેલ- જીઅમના ઘેંટ શહેરમાં ઠરાવ કર્યો કે પરદેશીઓને કાઢી મુકવા, આ- લ્વાના હુકમ રદ કરવા, અને જૂના વખતમાં જેમ સ્ટેટસ જનરલનો અધિકા- ર હતો તે પાછો સ્થાપવો (ઇ. સ. ૧૫૭૬). રિકવેસેન્સની જગાએ આ- સ્ત્રિઆનો ડોન જુઆન સુબેદાર થયો તેણે ઘેન્ટનો ઠરાવ મંજૂર રાખ્યો. પરંતુ પ્રોટેસ્ટંટ અને કાથલિકોની ઇર્ષાએ કરીને સંપ તૂટયો. એવું માલમ પડયું કે ઉત્તર તરફના પ્રાંતો પક્કો સંપ કરે અને સ્પેનથી કેવળ છૂટા પડે તોજ સ્વતંત્રતા રહી શકે; આવી ધારણાથી ઓરેંજના રાજાએ યુટ્રેચ નગરમાં એક નવો એક્કો ઉઠાવ્યો. તે એકત્ર થએલા પ્રજાસત્તાક રાજ્યનું પ્રખ્યાત અને ધનવાન સંસ્થાન આગળ થયું (ઇ. સ. ૧૫૭૯).

સુબેદારીના કામપર પાર્માનો ડ્યુક આવ્યાથી આ બધી યોજનાઓ નાશ થવાની ધાસ્તીમાં આવી પડી. ઉત્તર તરફના પ્રાંતો કાથલિક ધર્મ ડૂ- બાવનાર છે એવું ધારી દક્ષિણના પ્રાંતોએ પ્રોટેસ્ટંટો પર અદેખાઇ કરી અ- ને નવા સુબા જોડે મળી જઇ નવી ફોજ ઉભી કરી. એમ એકલા પડી જવાથી વલંદા બીધા નહિ. તેઓએ સ્પેનના રાજાથી સ્વતંત્ર થયાના જા- હેરનામાં કર્યાં અને ફ્રાન્સના રાજાના ભાઇ એંજુના ડ્યુકને પોતાનો રાજા નીમ્યો (ઇ. સ. ૧૫૫૧). આથી ધાર્યા પ્રમાણે લાભ થયો નહિ. પાર્માના ડ્યુક જોડે નવો રાજા બરોબર ઉતરી શકયો નહિ, ને ફ્રાન્સ જતો રહ્યો. ઓરેંજના રાજાને ખાલી પડેલી ગાદી આપત પણ તેને કોઇ ધર્મગાંડાએ

મારી નાંખ્યો (ઇ. સ. ૧૫૮૪). મરનાર રાજાને મોરિસ નામે કુંવર અઢાર વર્ષની ઉમરનો હતો તેને વલંદાએ સેનાપતિ નીમ્યો. લઢાઇ જારી રહી, રણભૂમિમાં પાર્માનો જય થયો અને ઇ. સ. ૧૫૮૮ માં મોટું એન્ટવર્પ શહેર જીતી લીધું, પરંતુ તાબે થવાની વાત વલંદાને સ્વપ્નમાંએ આવી નહોતી. કેટલીક શરતોએ ઇંગ્લાંડની ઇલિઝાબેથ રાણીને ગાદીપતિ થવાનું કહાવ્યું; રાણીએ તે વાત કબુલ રાખી નહિ, પરંતુ બ્રિસ્ટલના અર્લની સરદારી નીચે એક ફોજ મોકલી. બ્રિસ્ટલની માઠી ચાલથી એ ફોજનો વલંદાઓને ફાયદો મળ્યો નહિ, પરંતુ ઇંગ્લાંડ ને ફ્રાન્સ વચ્ચે ઝઘડો ઉઠ્યો. ફ્રાન્સના પ્રકૃતિક્ષોભમાં પાર્માનુ મૃત્યુ થયું. મોરિસનો રાજા દરિઆ અને જમીનપર બહુ બહાદુરીથી લઢ્યો તેથી અંતે ઈ. સ. ૧૬૦૯ માં સ્પેને હોલાંડનું સ્વતંત્રપણું સ્વીકાર્યું.

ઇંગ્લાંડ અને ફ્રાન્સના વિગ્રહનું બ્યાન કર્યા પહેલાં ફ્રાન્સપર નજર કરવાની જરૂર છે. ૯મા ચાર્લસનું મૃત્યુ થવાથી તેનો ભાઇ ત્રીજો હેન્રિ ગાદીએ બેઠો (ઈ. સ. ૧૫૭૪). એને પોલાંડની ગાદી મળી હતી પણ ફ્રાન્સની મળવાથી તે છોડી દીધી. પ્રોટેસ્ટંટોપર એ રાજાએ જૂલમ કરવા માંડ્યો તેથી બંડ થયું. રાજાએ હારીને એક વર્ષની અંદર સલાહના કોલકરાર કર્યા. પછી વહેમ અને દુરાચરણમાં રાજા નિમગ્ન થઈ ગયો. રાજાની સામા થવામાં હવે લોરેનના ઠાકોરો હતા. ગાઇસનો ડ્યુક હેન્રિ તેઓનો વડો હતો અને જે કાથલિકો જૂલમ કરવાને ચહાતા હતા તેઓનો આગેવાન હતો. તે જાતે સારો, દેખાવડો, સભ્ય, બુદ્ધિવાન અને લોભી હતો. ૩ જા હેન્રિ રાજા વિશે પ્રજાના મનમાં કેવળ તિરસ્કાર ઉત્પન્ન થયો હતો. પ્રોટેસ્ટંટોને જે છૂટ તેણે સલાહના કોલકરારથી આપી તેથી કાથલિકો ખીજવાયા હતા, તે જોઇ ગાઇસના ડ્યુકે દીનનો ઝુંડો ઉઠાવ્યો અને ધર્માંધ કાથલિકો તેમની જોડે મળી ગયા. તેના કાકા લોરેનના કાર્ડિનલે કાથલિક ધર્મના રક્ષણને માટે હોલી લીગ નામે બંધ ઉઠાવ્યો ને તેમાં પારિસ અને પ્રાંતોના બધા કાથલિકો સામા થયા. એક્કાના નાયકનું કામ ગાઇસના ડ્યુકને સોંપ્યું. પોપ તથા સ્પેનનો રાજા એક્કાના રક્ષક થયા અને હેન્રિને તાબે થવાની જરૂર પડી. તેણે રાજસભા બોલાવી અને હ્યુગેનોટોને આપેલી છૂટ રદ કરી. એનું પરિણામ એ થયું કે ફ્રાન્સમાં

પ્રકૃતિક્ષોભ ચાલ્યો. બીજા ફ્રાંસિસના મરણ પછી ધર્મને મસે આ નવ-મી વારની લડાઈ થઇ હતી.

ફ્રાન્સમાં બનેલા એ બનાવોથી સ્કાટ્‌લાંડની દુર્ભાગણી રાણી મેરીનું આયુષ્ય પૂરૂં થયું. ઈંગ્લાંડના કેટલાક હોંસિલા કાથલિકોએ ત્યાંની રાણી ઇલિઝાબેથને મારી નાંખવાની મસલત કરી. મેરી એ મસલતથી વાકેફગાર હતી પરંતુ તેમાં સામિલ હતી તે વિશે શક છે. તેનો ઇન્સાફ કરવાને પાર્લમેંટે ઠરાવ કર્યો ને તે પરથી અધિકારીઓ નીમવામાં આવ્યા. તજવીજમાં કાયદા અને ઇન્સાફમાં થોડુંજ ધ્યાન આપવામાં આવ્યું ને તેને મોતની શિક્ષાનો હુકમ થયો. ઇલિઝાબેથે તેના ઘાત કરવાના કાગળપર સહી કરી. પરંતુ બીજો હુકમ થતાં સુધી તે નહિ વાપરવાને તેના કારભારી દેવિસનને આજ્ઞા કરી. દેવિસને બીજા કારભારીઓને વારંટ દેખાડયું, તે પરથી ઇલિઝાબેથનો બીજો હુકમ લીધા વિના મેરીનું શિરચ્છેદ કરાવ્યું. ફ્રાન્સના ત્રીજા હેન્રિએ તેના દુશ્મન ગાઇસિના ડયુક અને કાર્દિનલને મારી નંખાવ્યા. એ હત્યાથી પ્રતિપક્ષીઓ બહુ કોપ્યા. પાર્લમેંટ બોલાવી રાજાને પદભ્રષ્ટ કર્યો અને મેઇનના ડયુકને સેનાપતિ ઠરાવ્યો.

એ દરમિયાન સ્પેનના બીજા ફિલિપે ઈંગ્લાંડ જીતવાની તૈયારી કરી. યૂરોપમાં પ્રોટેસ્ટંટોને આશ્રય આપનારમાં ઇંગ્લાંડ મુખ્ય હતું, તેથી ઇંગ્લાંડ જીતાયાથી પ્રોટેસ્ટંટ પંથનો નાશ થશે એવી તેને આશા હતી. તેના વિસ્તીર્ણ રાજના બધા બંદરોમાં વહાણો તૈયાર થયાં. સ્પેન, પોર્તુગાલ, નેપલ્સ અને નેધર્લાંડમાં તેનો અધિકાર રહેલો હતો ત્યાં યુદ્ધની તૈયારી થઇ. વીણી કાઢેલા ત્રીસ હજાર માણસની ફોજનો જમાવ કર્યો અને ઇતાલિ, સ્પેન અને જર્મનિના અનુભવી સરદારોને તેનાપર નીમ્યા. સેનાપતિનું કામ પાર્માના પ્રખ્યાત ડયુકને સોંપ્યું. એ સ્વારીથી પોપનો અધિકાર પુનઃ સ્થાપન થશે એવું દેખાયાથી પોપે આશીર્વાદ દીધા, અને યૂરોપના બધા કાથલિકોને જય મળવાનો એટલો સંભવ હતો કે તેનું નામ અજીત નૌકાસેના પાડયું. એ ભયની સામા થવાની તૈયારી ઇલિઝાબેથે ડર્યા વગર કરી. લોર્ડ હાવર્ડ નામે એક કાથલિક ઉમરાવને પોતાના વહાણનું લસ્કર સોંપ્યું અને જમીનની ફોજનો ઉપરી લીસ્ટરના અર્લને

ઠરાવ્યો. પોતાની સ્વાધીનતા અને પોતાના ધર્મનું રક્ષણ કરવાપર ઇંગ્રેજી ફોજે બહુજ હોંશ દેખાડી, સ્કાટ્લાંડના રાજા જેમ્સ સિવાય રાણીને મદદગાર બીજો કોઇ નહતો; પરંતુ રાણીએ પોતાની રૈયતની પ્રીતિપર બધો ભરોંસો રાખ્યો અને તેને માલમ પડ્યું કે પ્રજાનો પ્રેમ એજ રાજ્યાસનનો સર્વોત્તમ ટેકો છે.

ઈ. સ. ૧૫૮૮ના મે મહિનાની ૩૦ મી તારીખે લિસ્બોન બંદરથી અજીત નૌકા સેનાએ કુચ કરી. રસ્તામાં વાનું તોફાન નડ્યું તેથી વહાણો વીખરાઇ ગયાં, તેમને કોલોના બંદરમાં જઇ ઉભા રહેવું પડ્યું. ૧૯મી જુલાઇએ તેઓ ઈંગ્લિશ ચાનલમાં આવ્યાં. મેદિના સોદોનીઆનો ડ્યુક એ સેનાનો ઉપરી હતો, તેને માલમ પડ્યું કે પાર્માની ફોજ તેને સામેલ થવાને તૈયાર નથી. તે અંદેશામાં હતો એવામાં ઇંગ્રેજી વહાણો ચારે તરફથી ટૂટી પડ્યાં, સ્પેનનાં વહાણ ભારે હતાં અને ઇંગ્લાંડનાં હલકાં હતાં તેથી હુમલો કરવો સહેલો પડ્યો. કોઇ મોટું યુદ્ધ થયું નહિ તોપણ સાત દહાડા લગી જારી રહેલા હુમલામાં ઇંગ્રેજી ખારવા અને સિપાઇએ એટલી બહાદુરી અને ચતુરાઇ દેખાડી કે અજીત સેનાને કાલેસ બંદરમાં નાસી જવું પડ્યું. લોર્ડ હાવર્ડ તેઓની પાછળ ગયો અને રાતમાં આગીઆં વહાણ તેઓપર ધકેલી મૂક્યાં, તેથી કેટલાંક સ્પેનનાં વહાણ બળી ગયાં અને બીજાઓ એટલા બીધા અને ભયભીત થયા કે નાસવાનો વિચાર તેમના મનમાં આવ્યો. ઈંગ્લિશ નૌકાસેના જોડે ફરીને લઢવું પડે માટે સ્પેનના સેનાપતિએ સ્કાટ્લાંડની ઉત્તર તરફ વહાણ હંકારી પાછા જવાનો પ્રયત્ન કર્યો. માર્ગમાં ભારે તોફાન નડ્યાં, તેથી તેના વહાણ નાર્વે, આયર્લાંડ, અને સ્કાટ્લાંડની ઉત્તર તરફ ધસડાઇ ગયાં અને લિસ્બોનથી જે મોટો કાફલો નીકળ્યો હતો તેમાંનાં થોડાં ભાગાંતૂટાં આઝો માત્ર આ મોટી આફત અને પરાજયની ખબર લેઇ જવાને બચ્યાં.

આ પ્રતાપી જયથી માત્ર ઇંગ્લાંડની ચઢતી થઇ એટલુંજ નહિ પણ આખા યૂરોપના પ્રોટેસ્ટંટ પંથને જશ મળ્યો. વલંદાનું સ્વતંત્રપણું એથી સ્થાપન થયું અને ફ્રાન્સના હ્યુગેનોટોને હિંમત આવી. યૂરોપના રાજકાજમાં જે સત્તા સ્પેને મેળવી હતી તેનો એથી કેવળ નાશ થયો; એ

નૌકાસેનાની હાર થઇ ત્યારથી સ્પેનની સરકાર અને રૈયતની ગતિ ભંગ થયેલી જણાય છે, અને તેઓ નિરાશ થઇ ક્ષય પામતાં જાય છે.

કાથલિક એ એક્કાના જૂલમને લીધે ફ્રાન્સના ત્રીજા હેન્રિને પ્રોટેસ્ટંટોની મદદ લેવી પડી. પારિસ જીતી લેવાની તૈયારીમાં હતો એવામાં કોઇ ધર્માંધે તેનો ઘાત કર્યો. એના મરણથી વેલોઇસ કુળની સમાપ્તિ થઇ, અને ગાદીનો હક બુર્બોન કુળમાં ગયો. સંતલુઇના છઠ્ઠા છોકરા રોબર્ટનો એ વંશ હતો. નવારનો રાજા હેન્રિ તે કુળનો વારસ હતો; ફ્રાન્સનો ૪થો હેન્રિ નામ ધારણ કરીને ગાદીએ બેઠો. તે શૂરો, ઉદાર અને સદ્ગુણી હતો. પરંતુ પ્રોટેસ્ટંટ હોવાથી તેની રૈયતના ઘણા ભાગને તે અણગમતો હતો. ઘણુંક લઢ્યા પછી હેન્રિને માલમ પડ્યું કે રાજ રાખવાને સારૂ ધર્મ તજવાની જરૂર છે. બળાત્કારે કાથલિક થવું પડ્યું, તેના બદલામાં તેણે હ્યુગેનોટને છૂટ આપવાના હુકમ મંજૂર કર્યા, તે નાન્ટ્સના હુકમ કહેવાય છે. કાથલિક થયો તોપણ લઢાઇ કરવાની જરૂર રહી. પોપે તથા સ્પેનના બીજા ફિલિપે શત્રુવટ છોડી નહિ. ઇલિઝાબેથે તેને મદદ કરી, પરંતુ તેના જયનું મુખ્ય કારણ તેનું બુદ્ધિબળ હતું. ઇ. સ. ૧૫૯૪માં તેના હાથમાં પારિસ આવ્યું તેથી વાસ્તવિક જોતાં તેનો જય સંપૂર્ણ થયો. ત્યારપછી ચારે વર્ષે સ્પેન જોડે પણ સલાહ થઇ.

આયર્લેંડ ઇંગ્રેજના તાબામાં હતું. ઇંગ્રેજોના જૂલમથી તથા બીજા કારણોથી આયર્લેંડમાં આઇરિસ લોકો વારેવારે બંડ કરતા હતા તેથી તથા રાણીનો માનીતો એસેક્સના અર્લનો શિરચ્છેદ થયો તેથી ત્યાં બહુ લોહી વહેતું હતું. સ્પેન જોડે પુર જોરથી રાણીએ લઢાઇ જારી રાખી. તેના વેપારને તોડવાને રાણીએ તેની રૈયતને બહુ ઉત્તેજન આપ્યું. પોર્તુગાલનું રાજ સ્પેન જોડે ભળી જવાથી સ્પેનની રૈયતના હાથમાં હિંદુસ્તાન અને દક્ષિણ અમેરિકાનો વેપાર આવ્યો, પરંતુ ઇંગ્લાંડ અને હોલાંડ જોડે વઢવાઢ ચાલી હતી તેમાં સ્પેનનો પરાજય થયો અને વેપારનો અંતે નાશ થયો. ઇ. સ. ૧૫૯૧ માં પહેલ વહેલાં ઇંગ્રેજોએ હિંદુસ્તાનની મુસાફરી કરી; ઇ. સ. ૧૬૦૦ ના વર્ષમાં ઇસ્ટ ઇન્ડિઆ કંપની ઉભી થઇ અને સંતહેલીનાનો બેટ ઇંગ્રેજોએ કબજે કર્યો. હન્સ નગરોની સર-

કારે ફરીઆદ ઉઠાવી કે ઇંગ્રેજી રાજા પોતાના વેપારીને પરદેશ જોડે ઉત્તેજન આપેછે. જર્મનિમાં વેપાર કરવાની તેમણે ઇંગ્રેજો જોડે મતા કરી પરંતુ એ નાદાનીની કોશિષથી તેમનેજ નુકસાન થયું; કેમકે ઇંગ્રેજોએ પણ વેર લેવા માંડયું એટલે તેમની શક્તિ અને તેમના અધિકાર રદ થવા માંડયા. ઇલિઝાબેથના રાજમાં ઇંગ્લાંડ યૂરોપમાં અતિ મોટે દરજ્જે પહોંચ્યું અને રાજસત્તાના ત્રાજવાની દાંડી તેના હાથમાં હતી એમ પણ કહી શકાય. પરંતુ આ મોટાઈ રાણીના જાતિ લક્ષણને લીધે મળી હતી એવું તેના મરણ પછી સિદ્ધ થયું. સ્ટુઅર્ટ કુળના નબળા રાજા તેની પછી ગાદીએ આવ્યા એટલે એ મોટાઇ જતી રહી.

# ખંડ ૭ મો.

## ગસ્ટેવસ એડોલ્ફસનો સમય.

જર્મેનિના પાંચમા ચાર્લસના મરણથી તે બીજા ફર્દિનાંદના ગાદીપર આવવાના સમય સુધીમાં યૂરોપના રાજકાજમાં થોડાજ બનાવ બન્યા. ૧ લો ફર્દિનાંદ અને તેનો પુત્ર ૨ જો માકિસમિલિયન ખરેખરો શાંતિને ચહાનારા હતા અને ૨ જા રૂડોલ્ફને લોકે શાંત રહેવા દીધો હોત તો તે કોઇને હરકત કરત નહિ. ઇ. સ. ૧૫૭૬ માં તે ગાદીએ બેઠો ત્યારથી તે જર્મેનિના રાજાઓનો એક્કો કરાવવાના પ્રયત્નમાં આતુરતાથી મંડચો હતો; પરંતુ ધર્મની તકરાર અને રાજ્યના લોભે કરીને કજીઆ ઉઠ્યા. પાદશાહની દરબારમાં જેસ્યુઇટ લોકની જે સત્તા હતી તેથી પ્રોટેસ્ટંટો ડરવા લાગ્યા. તેમણે એક્કો કર્યો (ઈ. સ. ૧૬૦૯). એ એક્કાનો ઉપરી ઇલેકાર પાલેટાઇન હતો. એની સામા થવાને કાથલિક રાજાએ પોતાનામાં એક્કો કર્યો. એવામાં એક નાનાસરખા રાજની ગાદી ખાલી પડી ને તેથી યૂરોપ લઢાઇમાં ગરકાવ થઇ જાય એવું દીસ્યું. ફ્રાન્સમાં શાંતિની સ્થાપના કર્યા પછી ૪ થા હેન્રિએ પોતાનો રાજકારભાર સલીના ડાહ્યા ડ્યુકને સોંપ્યો. એ શાણા કારભારીએ ઉપજ ખરચની વ્યવસ્થા એવી સારી કરી તથા રાજમાં મજબૂતાઇ એટલી બધી વધારી કે યૂરોપના રાજકાજમાં ફ્રાન્સ આગેવાન થઇ શક્યું. યૂરોપના બધાં રાજ્યોનો એક્કો કરવો ને દરેક રાજની સ્વતંત્રતાને તથા હકોને હરકત પડે નહિ એવી વ્યવસ્થા કરવાપર હેન્રિનું મન લાગ્યું હતું. જર્મેનિ અને સ્પેનમાં આસ્ત્રિઆના કુટુંબમાંનું બળ વધવા લાગ્યું હતું કે આસપાસના રાજ્યોને જોખમકારી થઈ પડે, માટે પ્રથમ તેને નમાવવું એવો વિચાર તેણે કર્યો. કલીવ્સ અને જુલિઅર્સના સંસ્થાનનો ડ્યુક બિન વારસે મરી ગયો, તેપરથી જર્મેનિના શહેનશાહે તે સંસ્થાન કબજે કર્યું ને હેન્રિને જર્મેનિના કામમાં વચમાં પડવાનો લાગ મળ્યો. ઈંગ્લાંડના રાજા તથા ઇતાલિના ઠાકોરો તથા બીજા સંસ્થાનો જોડે તેણે એક્કો કર્યો. પો-

ત્યાંની રાણીને રાજ્યાભિષેક કરવાની તૈયારી કરતો હતો એવામાં ઇ. સ. ૧૬૧૦ માં કોઇ ધર્માંધ હત્યારાએ તેનો પ્રાણ લીધો, અને તે પરથી ગડબડ થઇ. તેથી ફ્રેંચ સરકારથી જર્મેનિ સંબંધી કંઈ થઇ શક્યું નહિ. રૂડોલ્ફની સામા તેના ભાઇએ બંડ ઉઠાવ્યું, તે રૂડોલ્ફનું કંઇ નહિ ચાલવાથી તે નિરાશ થતો પોતાના મહેલમાં જઇ બેઠો અને શોકે કરીને ઇ. સ. ૧૬૧૧ માં તેના પ્રાણ ગયા.

મેથિઆસને જર્મેનિની ગાદી મળી. પહેલાં તેણે પ્રોટેસ્ટંટો જોડે દોસ્તી કરી હતી પરંતુ હવે તેમને છોડી દીધા અને કાથલિક પક્ષ જોડે મળી ગયો. બોહીમિઆનું રાજ તેણે પોતાના ભત્રીજા ફર્દિનાંદને અપાવ્યું. બોહીમિઆના પ્રોટેસ્ટંટોપર એ નવા રાજાએ જૂલમ કર્યો તેથી તેમણે ફિતુર કર્યું. લઢાઇ ચાલતી હતી તેવામાં મેથિઆસ મરી ગયો અને જર્મેનિનો મુગટ ફર્દિનાંદને મળ્યો (ઇ. સ. ૧૬૧૯). એથી પ્રોટેસ્ટંટ પક્ષને ઘણી બીક લાગી. પોતાના પિત્રાઇ સ્પેનના ફર્દિનાંદ જોડે એક્કો કર્યો પણ એ એક્કો ભયંકાર ન હતો. સ્પેનની જોડે પોર્તુગાલનું રાજ મળી જવાથી ૨ જા ફિલિપના બળમાં ઘણો વધારો થયો નહતો. પોર્તુગીઝો સ્પાનીઅર્દને ધિક્કારતા હતા. સ્પેન જોડે મળી જવાથી હોલાંડનો ફાયદાકારી વેપાર બંધ પડ્યો હતો તેથી હિંદુસ્તાનમાંનાં તેમનાં સંસ્થાન વલંદાઓએ લેઈ લીધાં. અજીત નૌકાસેનાનો પરાજય થયો અને પરદેશોના સંસ્થાનની ખરાબી થઇ તેથી બીજા ફિલિપની કારકીર્દિ સ્પેનને અણહીતકારી થઇ પડી. ઇ. સ. ૧૫૯૮ માં તેનું મરણ થયાથી તેની પછી આવનારા વહેમી રાજાને હાથે સ્પેનની વધારે ખરાબી થઇ. મુસલમાની રાજ્ય તૂટ્યા પછી સ્પેનમાં આશરે દશ લાખથી વધારે ઉદ્યોગી મૂરલોકો રહેલા હતા તેમને ઇ. સ. ૧૬૧૦ માં ત્રીજા ફિલિપે દેશ પાર કર્યા અને પોતાના રાજને મોટી હાની લગાડી. તેણે રાજકારભાર પોતાના માનીતાઓને સોંપ્યા અને તેમનામાં રાજ કરવાની શક્તિ છે કે નહિ તેનો વિચાર ન કર્યો. કારભારીઓથી રાજ ચલાવવાનો વહીવટ એણે પાડ્યો ઇ. સ. ૧૬૨૧ માં તેનું મરણ થયું તે વખતે સ્પેનનું કંઇક માન રહેલું હતું અને તેનાથી બીજાં રાજ્યો કંઇક ડરતાં હતાં, પરંતુ વાસ્તવિક જોતાં તે છેક નિર્બલ થઈ ગયું હતું. ચોથા ફિલિપના રાજમાં સ્પેનની ખરાબી લગભગ સંપૂ-

ર્ણું થઇ. કાટાલોનિઆના રહેવાશીઓએ બંડ કર્યું અને ફ્રાન્સનું રક્ષણ માગ્યું. પોર્તુગીઝોએ બ્રગાનઝાના ડ્યુકને નીમ્યો, અને સ્પેનથી સ્વતંત્ર થયા ( ઇ. સ. ૧૬૪૦ ). નેપલ્સના લોકો પણ રાજાના વજીરથી હેરાન થઇ સ્વતંત્ર થવા લાગ્યા.

આ બનાવો બનવાનું કોઇએ ધાર્યું નહોતું, તેવામાં ફર્દિનાંદ જર્મનિની ગાદીએ બેઠો. ધર્મ સંબંધી તે જૂલમ કરશે એવા ભયથી બોહીમિઆના પ્રોટેસ્ટંટોએ ઇલેકાર પાલેટાઇન ફ્રેદરિક નામે જર્મનિના એક રાજાને બોહીમિઆનો રાજા નીમ્યો. એ ફ્રેદરિક ઇંગ્લાંડના જેમ્સ રાજાનો જમાઇ હતો. તેણે બોહીમિઆની ગાદી કબૂલ રાખી અને રાજપદ ધારણ કર્યું. જેમ્સ વિદ્વાન પણ નાદાન હતો, તેનો સ્વભાવ બીકણ હતો અને સ્પેનની એક શાહજાદી પોતાના છોકરા વાસ્તે આણવાને તે ઘણો આતુર હતો, તેથી ઇંગ્રેજી પ્રજાની ઇચ્છા છતાં તેણે પોતાના જમાઇને મદદ કરી નહિ. મનમાં પોતે એમ સમજતો કે હું રાજકાજ સંબંધી વાદવિવાદ અને કરાર કરવામાં ઘણો ચતુર છું, પરંતુ એને ફુલાવીને બીજાઓ તેને છેતરી જતા. એથી એની નબળાઇ અને મૂર્ખાઇ યૂરોપના લોકોના જોવામાં આવી. સસરાએ મદદ ન કરી અને યૂરોપના બીજા પ્રોટેસ્ટંટોએ ધાર્યા પ્રમાણે મદદ ન કરી તેથી ફ્રેદરિકે બોહીમિઆની ગાદી ખોઇ એટલુંજ નહિ પણ પોતાનું અસલ સંસ્થાન પણ ખોયું (ઇ. સ. ૧૬૨૩ ).

પ્રોટેસ્ટંટોને મદદ આપવાથી દૂર રહેવાને માટે ઇંગ્લાંડને જે કારણ હતું તે રદ થયું. રાજકુમાર ચાર્લસ અને તેનો માનીતો બકિંગહામનો ડ્યુક માદ્રિદ ગયા પણ ત્યાંથી લઢીને પાછા આવ્યા. બ્રિટિશ પાદશાહને અને પાર્લમેંટને બંદુકથી ઉડાવી દેવાનો મનસૂબો ઇંગ્લાંડમાં કેટલાક કાથલિકોએ કર્યો તેથી ઇંગ્રેજી પ્રજા બહુ કોપી (ઇ. સ. ૧૬૦૫). યૂરોપના પ્રોટેસ્ટંટોનો સરદાર કાઉંટ માન્સફિલ્ડે ખાતરી કરી આપી કે તેને ઠગ્યો છે. પ્રોટેસ્ટંટોએ નવો એકો કર્યો ને દેન્માર્કના રાજા ૪થા ક્રિશ્ચિયનને તેનો ઉપરી ઠરાવ્યો. લઢાઇ પૂર જુસ્સાથી ચાલી. જર્મનિના પાદશાહની ફોજના ઉપરી તેલી અને વોલેન્સ્તીન યુદ્ધના કામમાં પ્રોટેસ્ટંટોના સરદારો કરતાં વધારે કાબેલ હતા તેથી પ્રોટેસ્ટંટો જીતી શક્યા નહિ.

૪૫

ડેન્માર્કના રાજાને પોતાનું રાજ ખોઇ બેસવાની ધાસ્તીથી તેણે એવી સ-રતે સલાહ કરી કે જર્મનિના કામમાં પડવું નહિ. એથી જર્મનિના પ્રોટે-સ્ટંટ રાજાઓને ડેન્માર્કનો આશ્રો જતો રહ્યો (ઇ. સ ૧૬૨૯). માકલેન્બ-ર્ગનું રાજ વેલેન્સ્તીને જીતી લીધું અને રાજેંદ્રે તેને રાજાનો દરજ્જો આપ્યો.

આ યુદ્ધમાં ઇંગ્લાંડ થોડુંજ સામિલ થયું હતું. ઇ. સ. ૧૬૨૫માં ૧ લા જેમ્સનું મરણ થયાથી તેનો કુમાર ૧ લો ચાર્લ્સ ગાદીએ બેઠો. પાર્લમેંટ જોડે વાંધો ઊઠવાથી નવા રાજાનું મન યૂરોપના રાજકાજમાં લાગી શકયું નહિ. એ વાંધો ઊઠવાના કારણમાં એક ઇંગ્રેજી પ્રજામાં સ્વાધી-નતાનો પ્રેમ વધતો જતો હતો તે હતું. બીજું ચાર્લસનું લગ્ન ફ્રાન્સની કન્યા હેન્રિએટા જે ધર્માંધ કાથલિક હતી તેની જોડે થયું તે હતું. ત્રીજું કારણ રાજાનો માનીતો બકિંગહામ લોકને અપ્રિય હતો અને છેલ્લું પ્યુરિટન પંથ એપિસ્કોપલ ધર્મસમાજ ઉપર વધારે અદેખાઇ કરવા લાગ્યો. એ કાર-ણોથી રાજાને અને પ્રજાને અણબનાવ થયો. ફ્રાન્સમાં ૧૩ મા લુઇની બાલ્યાવસ્થામાં તથા તે મોટો થયા પછી થોડાક વખત લગી અંધાધુંધી ચાલી અને વિસાદ ચાલ્યો. પણ જ્યારે કાર્દિનલ રિશેલ્યુને વજીરાત સોંપી ત્યારે તે બંધ પડયું. આસ્ત્રિઆના રાજકુળની સત્તા ઘણી વધી ગઇ હતી તેને શહેરમાં રાખવાને બીજા કોઈ રાજબળની જરૂર હતી. તે વખતે એ દિવાનની બુદ્ધિ અને દૃઢતાએ કરીને ફ્રાન્સે એ સત્તા મેળવી.

રિશેલ્યુએ પ્રથમ હ્યુગેનોટોને તેમનું મુખ્ય શહેર રોશેલ જીતી લેઇ તેમને તાબે કર્યા. ત્યારપછી આસ્ત્રિઆ જોડે તેણે લઢાઇ આરંભી. જ-ર્મનિનો રાજેંદ્ર, સ્પેનનો રાજા અને સેવોયનો ડયુક એ ત્રણેની સામે થઇ તેણે માંચુઆનું રાજ નીવર્સના ડયુકને અપાવ્યું. ઇ. સ. ૧૬૩૧ માં ત-હનામા થયાં તેથી સ્પેનનું ઉપરીપણું ઇતાલિપરથી જતું રહ્યું અને ફ્રાન્સની સત્તા અગાઉ પ્રમાણે ત્યાં પાછી બેઠી; તથા સરહદપરના અગ-ત્યના કેટલાક કિલાઓ તેના હાથમાં આવ્યા. પણ એ બધા કરતાં વધારે અગત્યનું કામ રિશેલ્યુએ કર્યું, તે એ હતું કે જર્મનિમાં લઢાઈ ફરીને ઊભી કરી. એમ શહેનશાહના લશ્કરના સરદારની સામે થઇ શકે એવા હોશિયાર અને લાયક પ્રોટેસ્ટંટ નાયકને આગળ કાઢયો. માંચુઆ સંબંધી

યુદ્ધ ચાલતું હતું તેવામાં મહારાજા ફર્દિનાંદે વિએનામાં એક હુકમ પ્રસિદ્ધ કર્યો તેની મતલબ એ હતી કે પોસૌના કરાર પ્રમાણે દેવસ્થાનની જાગીરો જે જે લીધી હોય તે પાછી આપવી. કેટલાક એ હુકમને તાબે થયા અને કેટલાકે વાંધો લીધો. એ સંબંધી તજવીજ કરવાને રાજેંદ્રે અધિકારીઓ નીમ્યા તથા તે હુકમ અમલમાં આણવાને વાસ્તે વોલેન્સ્તીનને અધિકાર આપ્યો. વોલેન્સ્તીને એવું સખત કામ ચલાવ્યું કે પ્રોટેસ્ટંટો બહુ ગુસ્સે થયા અને કાથલિકો પણ બૂમ પાડવા લાગ્યા. ફરિઆદ એટલી બધી થઇ કે વોલેન્સ્તીનને કાઢી તેની જગાપર તીલીને નીમવાની જરૂર પડી. આ બનાવ બન્યો એટલામાં સ્વીદનના પાદશાહ ગસ્તેવસ એદોલ્ફસે રાજેંદ્રની વિરૂદ્ધ લઢાઇનાં જાહેરનામા કર્યાં. ઈ. સ. ૧૬૩૦ ના જુન મહિનાની ૩૦ મી તારીખે તે જર્મનિમાં આવ્યો. પોમેરાનીઆ, બ્રાન્દનબર્ગ અને હેઇસના પ્રોટેસ્ટંટો તેને મળી ગયા. થોડા વખત પછી સાકસનિના રાજાને પણ સામિલ થવાની જરૂર પડી. એ બધી ગોઠવણ કરવામાં મુખ્ય રિશેલ્યુ હતો. ફ્રાન્સની તરફથી પણ તેણે સારી મદદ કરી. જર્મનિના રાજાઓ પ્રથમ ઇર્ષા રાખતા હતા તેથી ગસ્તેવસને કેટલીક હરકત પડી. માગ્દેબર્ગને તીલીએ ઘેરો ઘાલ્યો હતો. શંહેરની મદદે સ્વીદનના રાજાથી જવાયું નહિ, કેમકે સાકસનિમાં તેની ફોજને પેસવા દીધી નહિ. માગ્દેબર્ગ તીલીએ જીતી લીધું અને ત્યાંના ૩૦૦૦૦ રહેવાસીઓનો સંહાર કર્યો. આ મોટા આબાદ શહેરમાં માત્ર એક દેવળ અને એલ્બ નદીપર માછીઓના પચાશ ઝુંપડાં સિવાય બીજું કાંઇ તેણે રહેવા દીધું નહિ.

આ ક્રૂરતાને લીધે ગસ્તેવસ અને જર્મનિના પ્રોટેસ્ટંટ રાજાઓની દોસ્તી સજડ થઇ. તીલીની ધમકીથી અને પોતાના પડોશીની આવી દુર્દશા જોઇ સાકસનિના ઇલેકટરે સ્વીદનના રાજા જોડે એકદમ મળી જવાનો ઠરાવ કર્યો. પ્રોટેસ્ટંટ અને કાથલિક ફોજો લિપ્સિક આગળ મળી. તે વખતે કાથલિકોએ એવી સજડ હાર ખાધી કે ગસ્તેવસ વિએનામાં ગયો હત તો તરત તે શહેર તેના હાથમાં આવત. એલ્બ અને રાઇન નદીનો તમામ મૂલક પ્રોટેસ્ટંટોના કબજામાં આવ્યો. બીજે વર્ષે એક નાના યુદ્ધમાં તીલીનું મરણ થયું અને ગસ્તેવસ્ત એદોલ્ફસે બવેરિઆ દેશ જીતી લીધો.

એ સંકટને લીધે રાજેંદ્રે વોલેન્સ્તીનને ફરીને સેનાધિપતિ નીમ્યો.

ન્યુરેંબર્ગ આગળ ગસ્તેવસે તેની ફોજપર હુમલો કર્યો ને હાર ખાધી. ઇ. સ. ૧૬૩૨ના નવેમ્બરની ૧૬મી તારીખે બીજી વાર તેણે લઢાઇ કરી. નવ કલાક સુધી દારૂણ યુદ્ધ ચાલ્યું ને કાથલિક ફોજનો કેવળ પરાજય થયો. પણ પ્રોટેસ્ટંટોને ખુશી થવાને ઝાઝું કારણ નહતું, કેમકે તેમનો મોટો શૂરવીર ગસ્તેવસ રણમાં પડ્યો. એના મરણથી યૂરોપની રાજવ્યવસ્થામાં મોટા ફેરફાર થયા. ગયલું રાજ પાછું મેળવવાની આશા નહિ રહેવાથી ઈલેક્ટર પાલેટાઇન મરણ પામ્યો. પ્રોટેસ્ટંટ રાજાઓમાં કુસંપ પેઠો. સ્વીદનની ગાદીપર તેના બહાદુર રાજાની જગાએ નાની સાત વર્ષની કુંવરી બેઠી. પરંતુ તે બાળ રાણીના કારભારીઓએ જર્મનિની લઢાઇનું કામ ચલાવવાને ઓક્સેન્તીરન નામે મોટા બુદ્ધિવાન પુરૂષને નીમ્યો; એ પુરૂષે પ્રોટેસ્ટંટ રાજાઓને પાછા એકઠા કર્યા. એકસવીમરનો ડ્યુક તથા બાનીઅર અને હોરલ નામે સરદારોએ લઢાઇનું કામ સારી રીતે ચલાવ્યું. એક અણધાર્યો બનાવ બનવાથી તેમને ફાયદો થયો. રાજેંદ્ર ફર્દિનાંદને શક પડ્યો કે વોલેન્સ્તીન પોતે પાદશાહ થવાનું ધારે છે. તેને પકડી તેનો ઈન્સાફ કરાવતાં તેને ડર લાગ્યો, તેથી મારા મોકલી તેનો ઘાત કરાવી પોતાના નામને લાજ લગાડી (ઈ. સ. ૧૬૩૪).

વાલેન્સ્તીનના મરણથી જેટલા ફાયદા થવાની આશા પ્રોટેસ્ટંટ સરદારોને હતી તેટલા ફાયદા તેમને મળ્યા નહિ. કેમકે રાજેંદ્રનો કુમાર શત્રુનો સેનાપતિ થયો, ને કેટલીક લઢાઇઓ જીત્યો, તથા ૨૦૦૦૦ સિપાઇનુ લશ્કર સ્પેનથી શહેનશાહની મદદે આવ્યું. નોડલીનજેન આગળ પ્રોટેસ્ટંટ ફોજે હંગરિના રાજાપર હુમલો કર્યો, પણ ફતેહ મળી નહિ. આ જયનો ફાયદો લઇ રાજેંદ્રે પ્રોટેસ્ટંટની સાથે પ્રેગ આગળ સલાહ કરી (ઈ. સ. ૧૬૩૫). એથી લઢાઇનો સઘળો બોજો ફ્રાન્સ અને સ્વીદન પર આવી પડ્યો,

# खंड ८ मो.

## રિશેલ્યુ અને માઝરીનના કારભાર.

ફ્રાન્સમાં રિશેલ્યુ ઘણી સખ્તાઇથી અમલ ચલાવતો હતો. ઉમરાવો અને સાધારણ લોકો એઓનો તેનાપર દ્વેષ થયો તોપણ ગાદીની લગામ તેણે છોડી નહિ, અને જેમણે તેનો નાશ કરવાના મનસુબા કર્યા તેઓ માર્યા ગયા. રાજાને ગસ્તેવસ ઉપર અદેખાઇ આવવાથી તેણે તેને ખરા દીલથી મદદ કરી નહિ, અને જર્મનિમાં ફ્રેંચ લોકોના હાથમાં ઘણી સત્તા આવે એવું ઓક્સેનસીરન ચહાતો નહિ. પરંતુ નોડલીંગજનની હાર થયા પછી સ્વીડનના કારભારીએ પોતાનો અભિપ્રાય બદલ્યો અને ફિલિપ્સબર્ગનો કિલ્લો તથા આલ્સાસનો પ્રાંત ફ્રેંચને સ્વાધીન કર્યો, એવી શરતે કે રાજેંદ્રની સામા લઢાઇમાં ફ્રાન્સે આગળ પડવું. રિશેલ્યુએ એ વાત કબુલ કરી. વલંદાની સરકાર જોડે તથા સેવોયના ડ્યુક જોડે દોસ્તીના કોલકરાર કરી સ્પેન જોડે લઢાઇના જાહેરનામા કર્યાં અને થોડાક કાળમાં ઇતાલિ, જર્મનિ અને નેધર્લાંડમાં લઢાઇ ચલાવવાને પાંચ ફોજો ઉભી કરી. એ પછી પ્રોટેસ્ટંટ ફોજો ફરીને જય કરવા લાગી. ઈ. સ. ૧૬૩૭ માં રાજેંદ્ર ૨ જો ફર્દિનાંદ મરણ પામ્યો ને તેની જગા તેના પુત્ર ૩ જા ફર્દિનાંદને મળી. પણ તેથી લઢાઇની અવસ્થામાં કંઇ ફેરફાર થયો નહિ. એકસંપી ફોજ ખુદ આસ્ત્રિઆના મૂલકમાં પેઠી, પરંતુ ત્યાં સેકસવીમરનો ડ્યુક ઝેરથી મરણ પામ્યો (ઇ. સ. ૧૬૩૯). એવું કહેવાય છે કે રિશેલ્યુના માણસ સાથે એ મોકલ્યું હતું, કેમકે જર્મનિમાં ફ્રાન્સની સત્તા સ્થાપવા દેશે નહિ એવી તેને બીક હતી.

વિગ્રહ જારી રહ્યો અને રાજેંદ્રની ફોજોએ હાર ખાયા કીધી. પરંતુ એકસંપી લશ્કરથી તેનો ઘણો ફાયદો લેવાયો નહિ, કેમકે તેઓમાં કુસંપ પેઠો હતો. સ્વીડનનો સરદાર બાનીઅર મરણ પામ્યો તેથી ખરાબી થવાની ધાસ્તી હતી, પરંતુ તેની જગાપર ટોરટેનસ્ટોન સરદાર થયો તે પો-

તાના કામને યોગ્ય નીકળ્યો. લીપસીક આગળ સ્વીડ ફોજે મોટો જય મેળવ્યો અને સ્પેનમાં ફ્રેંચ લશ્કર જય પામ્યું. ઇ. સ. ૧૬૪૩ માં રિશેલ્યુ તથા તેનો ધણી તેરમો લુઇસ મરણ પામ્યો અને ફ્રાન્સની ગાદીએ બાળરાજા ૧૪ મો લુઇસ બેઠો. એ વેળા સલાહ કરવાની ઇચ્છા સ્વીડનની સરકારને થઇ, પરંતુ જ્યારે તેમના જાણવામાં આવ્યું કે ફ્રાન્સનો નવો કારભારી કાર્ડિનલ માઝરીન રિશેલ્યુના વિચાર પ્રમાણે વર્તવાનો છે અને ફ્રાન્સની ફોજોના ઉપરી કોંદે અને ટુરેન ઘણા ખબરદાર છે ત્યારે તેમણે સલાહના વિચાર બંધ પાડ્યા અને ડેન્માર્ક જોડે નવો વિરોધ ઉભો કર્યો. જર્મનિના સહેનશાહને હવે સલાહના કહેણ મોકલવાની જરૂર પડી. ઈ. સ. ૧૬૪૮ માં મનસ્ટરને મુકામે સલાહના કરારપર સહી થઇ. એ સલાહ વેસ્ટફેલિઆની સલાહને નામે ઓળખાય છે. એ કરાર જર્મનિના રાજનિયમમાં દાખલ થયા.

જર્મનિમાં પ્રોટેસ્ટંટ પંથની એ પ્રમાણે ફત્તેહ થતી હતી તેવામાં ઈંગ્લાંડની ખરાબી પ્રકૃતિક્ષોભથી થઇ. રોશેલબંદરને આશરો આપવાને ચાર્લસ રાજાએ ફોજ મોકલી હતી. એ સ્વારી નિષ્ફળ ગઇ અને બુગેમોટનો ફ્રાન્સમાં કેવળ પરાજય થયો તેથી ઇંગ્લાંડના લોક વધારે નારાજી થયા અને રાજા અને પાર્લામેંટ વચ્ચે જે વાંધો ચાલતો હતો તેમાં વધારો થયો. પિટિશન આવ રાઇટ નામે નવો કાયદો પાર્લામેંટના માગવાથી રાજાએ પસાર કર્યો હતો. તે પ્રમાણે રાજા પ્રમાણિકપણે વર્ત્યો હોત તો તેથી કાયદા પ્રમાણે રાજ ચાલત, પરંતુ તેણે પોતાના અધિકારથી કર લેવા જારી રાખ્યા અને કોમન્સ (સાધારણ લોક)ની સભાએ જ્યારે તેમ કરવાની ના કહી ત્યારે ઇ. સ. ૧૬૨૯ માં રાજાએ પાર્લમેંટને કાઢી મૂકી અને ઠરાવ કર્યો કે પ્રજા વધારે તાબેદાર થાય. ત્યારેજ બીજી પાર્લમેંટ બોલાવી રાજકાજ સંબંધી અણબનાવ ઊઠ્યો. તેમાં ધર્મ સંબંધી તકરારે વધારો કર્યો. રોમના પોપનો અધિકાર જ્યારે ઇંગ્લાંડપરથી ઉઠી ગયો ત્યારે તેનાજ જેવો ધર્મ સંબંધી સ્વેચ્છિક અધિકાર ઈંગ્લાંડના રાજાના હાથમાં આવ્યો અને ધર્મ વિષે લોકના અભિપ્રાય ઉપર રાજા પૂર્ણ અધિકાર ચલાવતો. રાજાના ઉપરીપણા નીચે ધર્મ સંબંધી તજવીજ અને ઇન્સાફ કરવાને હાઇ કમીશન કાર્ટ સ્થાપવામાં આવી હતી. રાજાએ મુકરર કરેલી ધર્મની ક્રિયા જેઓ

નહિ કરે તેને કેદ અને દંડની સજા એ કોર્ટથી થતી. ઘણા લોકનો અભિપ્રાય હતો કે ઈંગ્લાંડમાં ધર્મ સંબંધી ઘણો સુધારો થયો નથી. કાથલિક ધર્મ સંબંધી કેટલીક ભૂલો ઈંગ્લાંડમાં હજી રહેલી છે, અને સ્કાટ્લાંડ અને જર્મનિમાં જેવી સાદી પદ્ધતિ દાખલ થઈ છે તેવી ઈંગ્લાંડમાં પણ થવી જોઇએ. એ સુધારાવાળાઓને પ્યુરિટન્સ કહેતા હતા. તેઓ ધારતા હતા કે પ્રજાની સ્વાધીનતાને રાજાનો અધિકાર હાનિ પહોંચાડનાર છે તેમાંનો કેટલોક અધિકાર રાજા પાસેથી લેઈ પાર્લમેંટને સોંપવાને તેઓ ઈચ્છતા હતા. એજ વખતે એક નવો પંથ આર્મિનીઅન નામે ઊભો થયો હતો. પરમેશ્વર બધા લોકનું પારબ્ધ આગળથી કરી મૂકેછે. એ વિચાર પ્રોટેસ્ટંટ પંથમાં ચાલતો હતો તે એણે ખોટો કહ્યો. ઈંગ્લાંડમાં એ પંથમાં થોડાં માણસ હતાં, પરંતુ જેમ્સ અને ચાર્લસની મહેરબાનીથી દેવસ્થાનની મોટી મોટી જગાઓ તેમને મળી અને વધારે બિશપો આર્મિનીઅન મતના હતા. એ બિશપો રાજા જે હુકમ કરે તેપર વાંધો ન લેતાં માન્ય કરવો એવું શીખવનાર હતા. હાઉસ આવ કોમન્સમાં જેઓ આગેવાન હતા તેઓએ આર્મિનીઅન પંથને કાથલિક પંથ જેવોજ નઠારો ગણતા હતા.

કોમન્સની જોડેના ઝઘડામાં રાજા ૧ લા ચાર્લસને જય મળવાનો આધાર તેના કારભારીઓના લક્ષણ ઉપર રહ્યો હતો. સ્ટ્રાફર્ડનો અર્લવેન્ટવર્થ મુખ્ય કામદાર હતો. લોકના પક્ષને તજીને તે રાજાના પક્ષમાં ભરાયો હતો. રાજાને મસલત આપનારામાં બીજો મુખ્ય માણસ કાંતરબરીનો આર્ચ બિશપ લોડ હતો. એ બે પુરૂષોનો અભિપ્રાય એવો હતો કે સ્વેચ્છા પ્રમાણે રાજકાજ કરે. ધારેલી મતલબ પાર પાડવાને કોઇપણ ઉપાય કામે લગાડ્યા વિના રહે નહિ એવો સ્ટ્રાફર્ડ હતો. પિટિશન આવ રાઇટમાં મના છતાં ટનેજ પાઉંડેજ અને બીજા વેરાઓ રાજાએ પોતાના અધિકારથી ઉઘરાવ્યા. કાથલિકોને સજા કરવાના જે કાયદા હતા તે તેમની પાસેથી પૈસા લઇને બજાવ્યા નહિ, અને વગર કાયદે વર્ત્તનારી સ્ટારચેંબર અને કમિશન કોર્ટનો અધિકાર એટલો વધારી દીધો કે કાયદા પ્રમાણે સ્થપાયલી અદાલતોનું કામ લગભગ બંધ પડી ગયું.

આ નવી વર્તણૂકોથી ઈંગ્લાંડના લોક બહુ નારાજી થયા. તેવામાં સ્કાટ્લ

લાંડની ધર્મસમાજને ઈંગ્લાંડની ધર્મસમાજ પ્રમાણે ભરવાનું લાર્ડે કર્યું તેથી ત્યાં ભયંકર બંડ થયું. ઇ. સ. ૧૬૩૮ માં ત્યાંના ઉપલા અને નીચલા વર્ગોના ઘણા લોકે ચાલતા ધર્મની રૂઢીનું રક્ષણ કરવાને માટે કેટલાંક કરારનામાપર સહીઓ કરી. એ પત્રને લીગ અને કવેનંટ કહેછે, અને તે પર સહી કરનારાઓનું નામ કવેનંટર્સ પડ્યું. નેધર્લાંડમાં જે કામ કરવાનું હતું તેની સામા ઈંગ્લાંડની સરકાર થશે, એવા ભયથી તથા ઈંગ્લાંડની રાણી હેન્રિએટા પોતાની વિરૂદ્ધ છે એવું જાણી ફ્રાન્સના વજીર રિશેલ્યુએ કવેનંટર્સને પૈસાની મદદ કરી ઉત્તેજન આપ્યું. બેઉ પક્ષે ફોજો ઉભી કરી, પરંતુ પ્રકૃતિક્ષોભ આરંભ કરવાનો આરોપ માથે લેવાનું કોઇને ગમ્યું નહિ. ઇ. સ. ૧૬૩૯ માં બર્વિકને મુકામે ચાર્લસે કવેનંટર્સો જોડે સલાહ કરી તેથી રાજાના મિત્રો નારાજી થયા; કેમકે તેમના વિચાર પ્રમાણે તેમણે જોઇએ તે કરતાં વધારે છૂટ મૂકી હતી, અને કવેનંટર્સની બધી સરતો કબુલ નહિ કરી તેથી કવેનંટરો ખુશી થયા ન હતા.

બર્વિકના કરારથી લઢાઇ થોડી વાર લગી બંધ રહી એટલુંજ માત્ર થયું. સ્ત્રાફર્ડ અને લાડના વિચારમાં આવ્યું કે સ્કાટ્ લોકે સ્પષ્ટ બંડ કર્યું છે, અને ઇંગ્લાંડના લોકને બેસાડી દેવાને મદદ કરશે. રાજા પાર્લમેંટને બોલાવે તો એ કામમાં પાર્લમેંટથી આશરો મળશે. રાજાને એ અભિપ્રાય ખરો લાગ્યાથી પૈસાની મદદ માગવાને માટે ઇ. સ. ૧૬૪૦ માં તેણે પાર્લમેંટ બોલાવી, પરંતુ વેરા સંબંધીનો વિચાર બિલકુલ બંધ રાખીને લોકના દુઃખ અને સરકારની વર્ત્તણુક વિશે તજવીજ કરવાનું કામ કોમન્સે આરંભ્યું એ ચાલથી રીસે ભરાઇ ચાર્લસે પાર્લમેંટને રજા આપી અને કાયદા વિરૂદ્ધ નવી નવી યુક્તિઓ કરી પ્રજા પાસેથી પૈસા લેવા માંડ્યા. સ્કાટ્ ફોજ ઈંગ્લાંડમાં પેઠી, ન્યુબર્ને આગળ નોર્ધમ્બર્લાંડને હરાવ્યો અને ન્યુકાસ્તલ અને ડરહામ કબજે કર્યાં. રાજા તેમની સાથે સંગ્રામ કરવાને શક્તિવાન ન હતો તેથી તેમને સલાહ થતાં સુધી ખોરાકી આપવાનું કબુલ કર્યું. નવી પાર્લમેંટ રાજાએ બોલાવી, પરંતુ પહેલેજ દિવસે હાઉસ આવ કોમન્સે રાજાની સામા થવામાં ભારે દૃઢતા છે તે બતાવી. દરબારની સામા થવામાં જે એક મુખ્ય માણસ હતો તેને હાઉસ આવ કોમન્સે સ્પીકર ઠરવ્યો. સ્ત્રાફર્ડ અને લાર્ડ ઉપર રાજદ્રોહના તહોમત મૂક્યાં. સ્કાટ્ની ફોજ જોડે સલાહની મુદત વધારી અને

શત્રુ કે બંડખોર નહિ ગણતાં ભાઇ પ્રમાણે ગણ્યા. સ્ત્રાફર્ડનો ન્યાય કરી તેને માટે દેહાંત દંડની શિક્ષા ઠેરવી અને રાજાએ કેટલીક વાર લગાડ્યા પછી પોતાના માનીતા વજીરને મારવાનો હુકમ આપ્યો. પાર્લમેંટમાંથી બિશપોને બાતલ કરવાનો પ્રયત્ન ત્યાર પછી કોમન્સે કર્યો, પરંતુ લોર્ડસેં તે વાત નામંજૂર કરી. લોકમાં એ વિશે ઘણો બૂમાટ ચાલવાથી બીશપો પાર્લમેંટમાં પોતાની મેળેજ ગયા નહિ, અને તેમાંના બારે સહી કરી એક પત્ર છપાવ્યો કે અમારી ગેરહાજરીમાં જે થશે તે બધું રદ્દ સમજવું. આ તેમણે ઠીક ન કર્યું. રાજદ્રોહનું તહોમત મૂકી કોમન્સે તેમને ટાવર ગઢમાં પૂર્યા (ઇ. સ. ૧૬૪૧).

ઇંગ્રેજી પ્રજાની શત્રુવટ જોઈ ચાર્લ્સે સ્કાટ્ જોડે સલાહ કરવાનું ધાર્યું તેને વાસ્તે એડીન્બર્ગ ગયો ત્યાં તેની મતલબ પાર પડે એવી વર્તણુક નહોતી અને સ્કાટ્લાંડનો બંદોબસ્ત થયો નહોતો, તેવામાં આયર્લાંડના કાથલિક પંથીલોકોએ બળવો કર્યો અને તેથી રાજાના પક્ષને બહુ હાનિ પહોંચી.

આયર્લાંડનું રાજ્ય નાર્મનોએ જીતી લીધું હતું; તેઓ ઇંગ્લાંડના રાજાના તાબેદાર માત્ર કહેવાનાજ હતા. ઘણાખરા મોટા તાલુકદારો સ્વતંત્રપણે વર્ત્તતા હતા, અને આઇરિશ લોકની રીતભાત તેઓએ સ્વીકારી હતી. આ સ્વતંત્રતા આયર્લાંડની પ્રજાના સુખને અને રાજાના અધિકારને વિનાશકારી હતી, તેથી ટ્યુડર વંશના રાજા તે તોડવાને ચહાતા હતા; તેમણે પોતાની સત્તા બેસાડવાની જોડે ધર્મમાં ફેરફાર કરવાનું માથે લીધું, અને ગેરવાજબી રીતે ધર્માદા જમીનો જપ્ત કરી. આયર્લાંડના તાલુકોએ પોતાનો ધર્મ અને શક્તિનો બચાવ કરવાને હથિયાર ઝાલ્યાં. ઇલિઝાબેથના સેનાપતિઓએ તેમનો પરાભવ કર્યો અને રાણીએ તેમાંના ઘણાની જાગીરો લઇ ઇંગ્રેજોને આપી. અલ્સ્ટર પ્રાંતના તાલુકદારો બંડ કરવાનું ધારેછે, એવું બહાનું કરી ૧ લા જેમ્સે ગુન્હા સાબિત કર્યા વિના ત્યાંના નાના મોટા જાગીરદારોની જાગીર લઇ લીધી; વળી જમીન મૂળથી રાજાની છે વાસ્તે દરેક જાગીરદાર પાસે રાજાની સનંદ હોવી જોઇએ અને જેની પાસે ન હોય તેની પાસેથી જમીન ખુંચાવી લેવી એવો હુકમ કરી સનંદો વિશે તજવીજ કરવાને અમલદારો ઠેરવ્યા; એથી આયર્લાંડના વતની-

ઓની તથા બીજા હેન્રિના હુકમથી ગયલા સ્રોગઓની તથા તેના વંશજોની જમીન જાય એવું થયું. ૧ લા ચાર્લસના અમલમાં આયર્લાંડની સુબેદારી સ્ટ્રાફર્ડને મળી ત્યારે તેણે લોકોની જમીન ખુંચવી લેવાનું કામ બહુ જોરથી ચલાવ્યું. દેશી લોક પાસેથી લઇ પરદેશીઓને આપવાની હરેક ગુંચ શોધી કાઢી; ઘણાજ નિર્લજપણે એ કામ કરવાને તે સુબાએ ન્યાયાધિશોને લાંચો આપી, પંચને બીવડાવ્યા અને જૂઠા સાહેદીઓ ઉભા કર્યા. જંગલી આઇરિસોને ઠેકાણે વધારે પ્રતાપી અને સુધરેલી પ્રજા આયર્લાંડમાં વસશે તે વધારે ઉપયોગી થઇ પડશે એવું માની અંગ્રેજી પ્રજાએ આ અન્યાયને ટેકો આપ્યો, પરંતુ આયર્લાંડમાં જેઓ એ જમીન લઇને વસ્યા તેઓ લુચ્ચા, દરિદ્રી અને દુરાચરણી હતા. આ જૂલમની જોડે ધર્મ સંબંધી જૂલમ પણ શરૂ કર્યો. બધી સરકારી નોકરીમાંથી કાથલિકોને બાતલ કર્યા, જમીન તેમનાથી લેવાય નહિ, એવો કાયદો કર્યો. તેમના દેવળો બળાત્કારે બંધ કર્યાં, તેમના ગુરૂઓને કાઢી મૂકયા અને તેમના છોકરાંઓને પ્રોટેસ્ટંટવાળાઓને સોંપ્યા. આવા ભારે જૂલમથી નાખુશ થઈ તેમણે રાજાને અરજી કરી અને પોતાની જાત, પોતાના ધર્મ, પોતાની મિલ્કત અને બચાવ કરવાને પટો માગ્યો અને નાણાની મોટી રકમ આપી. રાજાએ તેમનું નાણું લીધું, પરંતુ પટો આપવાની મહેરબાની કરી નહિ. એવું કરવાની તેને સ્ટ્રાફર્ડે સલાહ આપી હતી. આયર્લાંડમાં કેવળ સ્વેચ્છિક પ્રથમ થયું અને ત્યારપછી ઇંગ્લાંડમાં થશે એવી ધારણા તે કારભારીની હતી.

પોતાના ધર્મનું રક્ષણ કરવામાં અને રાજના અધિકાર ઉપર કેટલીક મર્યાદા કરવામાં સ્કાટ્લાંડની પ્રજા પાર પડી તે જોઇ આયર્લાંડના ઘણાક ઉમરાવો એવો લાભ મેળવવાની કોશિષ કરવા લાગ્યા. એક ઓચિંતા બનાવથી બંડ એકાએક સળગ્યું. અલ્સ્ટરના અસલ રહેવાસીઓની જમીન ઇંગ્રેજોએ લેઇ લીધી હતી તે પાછી લેવાને તેમણે ત્યાંના ઇંગ્રેજોપર હુમલા કર્યા અને ક્રોધના આવેશમાં આવી ઘણાંક ક્રૂર કામ કર્યાં. તેમની જમીન ખુંચવી લીધાથી જેમને ફાયદો થયો હતો અને જેમને દુઃખ ખમવાં પડ્યાં તેમણે અતિશયોક્તિથી થયા કરતાં વધારે વાતો ચલાવી. ઈંગ્લાંડની કોમન્સની સભા આઇરિશ લોકને અધમ થઇ

ગયલા અને જીતાયલા સમજતી હતી; પોતાની મિલ્કત અને પોતાના હક્ક પાછા મેળવવાને કરેલાં યત્નોને તે સભાએ રાજદ્રોહ ગણ્યાં. તેઓ ઇંગ્રેજી પ્રજાના ઉપરીપણાની સામી થાયછે એવું તેઓએ માન્યું. આવા જાતિ અભિમાનની જોડે ધર્મભેદ સામેલ થવાથી દ્વેષમાં વધારો થયો, અને તેથી આઇરિશોને શાંત કરી સલાહ કરવાની આશા રહી નહિ. પાદશાહ ચાર્લસના પ્રતિપક્ષીઓએ જાણીજોઇને એવી ખોટી વાત ચલાવી કે કાથલિકોની મદદથી અમર્યાદ અધિકાર મેળવવાને તેણે આ બંડ ઊભું કર્યું છે. આ વહેમ દૂર કરવાને ચાર્લસે આયર્લાંડનો કારભાર ઇંગ્લાંડની પાર્લમેંટને સોંપ્યો. પાર્લમેંટે ઘણાજ ઉતાવળા થઈ ઠરાવ કર્યો કે આયર્લાંડની ૨૫૦૦૦૦૦ એકંદર જમીન લડાઇને પેટે જપ્ત કરવી અને બળવાખોરો તથા તેમના સાથીઓને માફી આપવી નહિ. આ હુકમોથી પ્રકૃતિક્ષોભ થયો તેનો ઇતિહાસ થોડા શબ્દમાં આ પ્રમાણે કહી શકાય. આયર્લાંડનો ઘણોખરો ભાગ આઇરિશ કાથલિકોના હાથમાં આવ્યો, પરંતુ એ જય શત્રુ મેળવ્યા પછી તેઓમાં કુસંપ થવાથી પક્ષ બંધાયા અને તે પક્ષો સામાન્ય જે ઇંગ્રેજ તેના કરતાં એક એકપર વધારે દુશ્મની કરવા લાગ્યા. આ કુસંપ ચાલતો હતો તેવામાં ક્રોમ્વેલ થોડી ફોજ લઇ ત્યાં ગયો અને તેમને પ્રથક્ પ્રથક્ એક પછી એક જીત્યા અને તેમની જમીનો પોતાના વિજયી અનુચરોને આપી. બીજા ચાર્લસ પાદશાહના અમલની પુનઃસ્થાપના થઇ ત્યારે એ નવા જમીદારોનો ઘણો ભાગ ભીખારી થઇ ગયો હતો.

પોતાની આયર્લાંડની પ્રજાનો એ રીતે ભોગ આપવાથી ચાર્લસને કંઇ ફાયદો મળ્યો નહિ એટલે પાર્લમેંટને સ્વાધીન કર્યો તેથી પાર્લમેંટે એનાપર કંઇ મહેરબાની કરી નહિ. પાર્લમેંટનું માગનું તે જેમ કબુલ કરતો ગયો તેમ તેની માગણી વધારે થતી ગઇ એ જોઈ તેના આગેવાનમાંના પાંચને રાજદ્રોહનું તહોમત મુકી પકડવાનો પ્રયત્ન કર્યો, પરંતુ રૈયત તેથી કોપાયમાન થઇ તેથી તેને એ વાત છોડી દેવાની તથા રાજધાનીમાં જતા રહેવાની જરૂર પડી. પ્રકૃતિક્ષોભની પીડા અટકાવવાને સલાહના કોલકરાર કરવાની કોશિશ ચાલી, પરંતુ કોમન્સની માગણી એવી ભારે હતી કે જો રાજાએ મંજૂર કરી હોત તો તેનો તમામ અધિકાર નાશ પામત. ઇ. સ. ૧૬૪૨ ની ૨૫ મી આગસ્ટે નાટિંગહામે

નગરમાં પાંચમા ચાર્લ્સે પોતાનો વાવટો ઊભો કર્યો. તુરત વિગ્રહનો આરંભ ત્યારથી થયો. બેઉ તરફવાળા ઉમંગથી લઢ્યા અને પ્રથમ રાજના પક્ષનો જય થયો, તેથી ઈંગ્લાંડની પાર્લમેંટે ભય પામી સ્કાટ્લાંડનાં કવેનંટરો જોડે અરસપરસ મદદના કોલકરાર કર્યા અને તે પરથી ઇ. સ. ૧૬૪૪ ના જાનેવારીની ૧૫ મી તારીખે જનરલ લેસ્લીની સરદારી નીચે એક સ્કાટ્ ફોજ ઈંગ્રેજોને મદદ કરવાને ઈંગ્લાંડ આવી. ઈંગ્લાંડના ઉત્તર ભાગમાં પાર્લમેંટની જે ફોજ હતી તેનો સરદાર ફેરફેક્સ હતો. લેસ્લી અને ફેરફેક્સ મળી ગયા અને યોર્ક શહેરપર ઘેરો ઘાલીને પડ્યા. જર્મનિના અભાગ્યા ઇલેકાર પાલેટાઇનનો પુત્ર પ્રિન્સ રૂપર્ટ પાદશાહી ફોજ લેઇ યાર્ક શહેરની મદદે ગયો. ન્યુકાસ્ટલના માર્કિવેસના હાથ નીચે એક બીજું લશ્કર હતું તેની જોડે રૂપર્ટ મળી ગયો. ફેરફેક્સ અને લેસ્લી ઘેરો ઉઠાવી માર્સ્ટનમુર નામે સ્થળમાં જઇ રહ્યા. શાહજાદો રૂપર્ટ અતિ શૂરો પરંતુ અવિચારી હતો. તેની સલાહથી પાદશાહી ફોજ શત્રુની પાછળ ગઇ, અને માર્સ્ટન મુરના રણમાં બ્રિટનના ૫૦૦૦૦ યોદ્ધા એક એકનો સંહાર કરવાને ઉભા રહ્યા. કોણ જીતશે તે ઘણા કલાક સુધી અનિશ્ચિત રહ્યું; પરંતુ અંતે રૂપર્ટની અવિચારી બહાદુરીનું લેફ્ટેનંટ જનરલ ક્રોમવેલની બુદ્ધિબળ આગળ ફાવ્યું નહિ. પાદશાહી ફોજનો કેવળ પરાજય થયો અને તોપખાનું, તંબુઓ વગેરે તમામ સામાન મૂકી તે નાઠી. રાજાના લશ્કરની બીજી હાર ન્યુબરી આગળ થઇ તેથી તેનો પક્ષ એટલો નબળો પડી ગયો કે પાર્લમેંટવાળામાં કુસંપ પેઠો ન હોત તો તેમને તુરત તાબે થવાની જરૂર પડત. પાર્લમેંટના પક્ષમાં ધર્મના બે પંથ આગેવાન હતા, એક પ્રેસ્બીટીરિયન અને બીજો ઇન્ડીપેંડંટ. એ બેએ મળીને જુની ધર્મસમાજનો નાશ કર્યો અને પછી તેઓ માંહેમાંહે વઢ્યા. પ્રેસ્બીટીરિયન પંથે ધર્મ સંબંધી જૂલમ કરવા માંડ્યો. જે અધિકાર પોપ ભોગવતો હતો તેવોજ અધિકાર એ પંથની સાધારણ સભાએ વાપરવા માંડ્યો. પાર્લમેંટના વધારે સભાસદો પ્રેસ્બીટીરિયન હતા, પરંતુ ફોજના સિપાઇઓનો મોટો ભાગ ઇન્ડીપેંડંટપંથને પસંદ કરતો હતો અને તે પંથના ઘણાક ઉમંગી સભાસદો કોમન્સની સભામાં હતા. કોમન્સે એવો ધારો મંજૂર કર્યો કે પાર્લમેંટના કોઇ સભાસદે લશ્કરી અધિકાર રાખવો નહિ, અને એ કાયદાથી માત્ર ઓલિવર ક્રોમવેલને બાતલ રાખ્યો. એ પુરૂષ લશ્કરના

ઇન્ડીપેંડંટપંથને માનનારાઓમાં મુખ્ય હતો. લશ્કરનો વધારે ભાગ હવે ઇન્ડીપેંડંટવાળાના હાથમાં આવ્યો. ક્રોમવેલના ડહાપણ અને શૂરાતને કરીને પાર્લમેંટની ફોજે નેસ્બીની લઢાઇમાં જય મેળવ્યો, એથી ઇંડીપેંડંટ પક્ષનું જોર એટલું વધી ગયું કે તેમની ઇચ્છા વિરૂદ્ધ કોમન્સની સભામાં પ્રેસ્બીટીરિયનો વધારે હતા તોપણ વર્ત્તી શકયા નહિ. ચાર્લ્સ યુદ્ધ કરવાને શક્તિવાન રહ્યો નહિ તેથી સ્કાટ્લાંડની પ્રજાને શરણે ગયો. ફ્રાન્સના એલચીની મારફતે સ્કાર્ટ્ફોજના સેનાપતિ જોડે તેણે વહેવાર ચલાવ્યો અને અનિશ્ચિત વચનોપર ભરોંસો રાખી તેમની છાવણીમાં તે ગયો. ત્યાં તેને કેદી પ્રમાણે ગણ્યો, અને જે જે શહેરો અને કિલ્લાઓ તેના પક્ષકારોના હાથમાં હતા તે સઘળા પાર્લમેંટના હાથમાં ગયા.

મારામારીનો છેડો આવ્યો પરંતુ અંદર અંદરનો ટંટો વધારે જોરથી ચાલવા લાગ્યો. રાજાને પોતપોતાના પક્ષમાં લેવાને પ્રેસ્બીટીરિયન અને ઇંડીપેંડંટ પંથવાળાઓ આતુર હતા. સ્કાટ્લાંડના અધિકારીઓ જોડે કરાર કરી પ્રેસ્બીટીરિયનોએ રાજાને પોતાના કબજામાં લીધો. આ લાભ તેમને મળ્યો એટલામાં લશ્કરની બેદીલીથી તેઓ ઓચિંતા ધાસ્તીમાં આવી પડ્યા; પાર્લમેંટના હુકમ નહિ માનવાને ક્રોમ્વેલે સિપાઇઓને શીખવ્યું, અને એક હિંમતનું કામ કરી પોતાના પક્ષને મજબૂત કર્યો. તેના હુકમથી જોઇસ નામે એક લશ્કરી અમલદારે રાજાને લશ્કરમાં આણ્યો.* આ ફાયદાનો ક્રોમ્વેલે અને તેના મિત્રોએ એવો ડહાપણથી ઉપયોગ કર્યો કે પ્રેસ્બીટીરિયન પક્ષના હાથમાંથી બધી સત્તા ઉતાવળે જતી રહી. રાજાની ચાલ આ બારીક પ્રસંગે ઘણી નાદાનીની ભરેલી હતી; બેઉ પક્ષવાળા જોડે તેણે વર્ગ ચલાવી અને ખુલ્લી રીતે અપ્રમાણિકપણું બતાવ્યાથી બેઉને નાખુશ કર્યા. વળી તેણે નાસવાનો પ્રયત્ન કર્યો. વાઇટ બેટમાં ગયો ત્યાં તેના ગવર્નર હામલ્ટે તેને પકડી લીધો અને લશ્કરને પાછો સોંપ્યો. આ વખતથી રાજાનું ભવિષ્ય ક્રોમ્વેલના હાથમાં આવ્યું.

* સ્વારની એક ટૂકડી લઇને કોર્નેટ જોઇસ રાજાના મુકામપર ગયો. રાજાને તેણે કહ્યું કે મહારાજ મારી જોડે ચાલો. રાજાએ કહ્યું કે પાર્લમેંટનો હુકમ મને દેખાડો, ત્યારે જોઇસે કેડે બાંધેલી તલવારપર હાથ નાખી કહ્યું આ રહ્યો. એ જવાબ સાંભળી રાજા તેની સાથે ગયો.

સંકટમાંથી છૂટવાને રાજાને વળી એક બીજી તક મળી. સ્કાટ્લાંડના લોક તેની તરફથી લઢવા ઉઠયા, પરંતુ ક્રોમ્વેલે ભારે કતલ સાથે તેમનો પરાજય કર્યો અને તેની મદદની સઘળી આશા નાશ પામી. ક્રોમવેલના લોભથી પાર્લમેંટ ડરતી હતી. આ વિજયની ખબર સાંભળી તેણે રાજા જોડે સલાહ કરવાના કહેણ મોકલ્યાં, અને રાજાના અતિ ડાહ્યા મસલતકારોએ રાજાને સલાહ આપી કે આ તક ખોશો નહિ. કમનસીબથી તેણે આનાકાની કરી તેથી ત્રણ મહિનાની ઢીલ પડી, તેવામાં ફોજે તેને એક કિલ્લામાં ઘાલ્યો. પાર્લમેંટે ઠરાવ કર્યો કે રાજા જે છૂટ આપે છે તે બસ છે માટે દેશમાં હવે લઢાઇ બંધ પાડવી જોઇએ. પરંતુ બે દિવસ પછી હાઉસ આવ કોમન્સનું મકાન સિપાઇઓએ વહેંચી લીધું અને જે સભાસદો રાજાને અનુકુળ આવ્યા તેમને અંદર પેસવા દીધા નહિ બાકી રહેલા સભાસદોએ રાજા જોડે દોસ્તી કરવાના ઠરાવ રદ્દ કર્યા અને રાજાનો જાહેર ઇન્સાફ કરવાનો વિચાર કર્યો. ઇ. સ. ૧૬૪૯ ના જાનેવારી માસની બીજી તારીખે કોમન્સની સભાએ ઠરાવ કર્યો કે રાજાની તજવીજ કરવી અને તેનો ઇન્સાફ કરવાને વાસ્તે ન્યાય કરનારા નીમવા. ઉમરાવની સભાએ એ વાત કબૂલ રાખી નહિ. પરંતુ તેમના અભિપ્રાય પર આધાર ન રાખતાં કોમન્સે કોર્ટ ઉભી કરી. રાજાએ એ કોર્ટનો અધિકાર કબૂલ કરવાને હિંમતથી ના કહી. ત્યારપછી જે વાત સર્વેના જાણવામાં હતી તે સાબીત કરવાને કેટલાક સાક્ષીઓ લીધા એટલે રાજાએ પોતાના લશ્કરનું ઉપરીપણું કર્યું હતું તેનો પુરાવો લીધો. પોતાના લશ્કરની સરદારી કરી. એને પ્રજા વિરૂદ્ધ રાજદ્રોહ ઠેરવી તેને માટે મોતની સજા ઠરાવી. ૨૭ મી જાનેવારીએ હુકમ આપ્યો અને ૩૦ મીએ વાઇટહાલ નામે મહેલ આગળ ખોટી સલાહથી ખરાબ થયલા અભાગ્યા રાજાનો શિરચ્છેદ કરાવ્યો. રૈયતમાંના હજારો માણસ જોવાને મળ્યા હતા તે સઘળાએ ખરા દીલથી રાજાપર દયા કરી એટલે લોકમાંના ઘણા ભાગનો અભિપ્રાય એ હતો કે એને મારી નહિ નાખવો જોઇએ.

ચાર્લસના મરણ પછી ક્રોમ્વેલે રાજ્યાપહરણ કર્યું અને કોઇપણ રાજાએ નહિ કરેલો એવો જૂલમ અને એવાં દુઃખ ગ્રેટબ્રિટનને ખમવાં પડયાં.

સ્વીદન દેન્માર્કના તાબામાં હતું તેમાંથી તે છૂટી બરોબરીઉં થયું અને તેને જીતી લેવાને ધાસ્તીમાં પણ નાખ્યું. એ સમયમાં એ મહા પુરૂષ થયા, ગસ્તેવસવાસ' અને ગસ્તેવસ એદોલ્ફસ, તેમના પ્રતાપે એ મોટાઇ સ્વીદનને મળી. પોતાના દેશને દાસપણામાંથી છોડાવ્યા પછી સાતે પ્રજાએ ગાદી આપી. પ્રજાએ એ કામ ઠીક કર્યું એવું તેણે પોતાના ડાહ્યા કારભારથી સાબીત કરી આપ્યું. રાજ્ય અને ધર્મ સંબંધી સુધારો કરવાપર તેણે લક્ષ આપ્યું; ઉમરાવોની સેનેતની જગાએ તેણે દાયત નામે સભાની સ્થાપના કરી. દાયતમાં દેશના જુદા જુદા વર્ગોના મુખત્યારોને લીધા. કોમન્સ એટલે સાધારણ લોકને પોતાના વિચારના કરી તેણે લુથરના પંથની સ્થાપના કરી. બિશપ અને ઉમરાવો એ વાતમાં તેની સામા હતા પણ તેમનું કાંઈ ચાલ્યું નહિ. રાજગાદી વંશપરંપરા તેણે કરી. તેના પુત્ર ૯ મા ચાર્લ્સના વખતમાં દીકરીને પણ ગાદી મળે એવો કાયદો થયો.

વાસાના પૌત્ર ગસ્તેવસ એદોલ્ફસે સ્વીદનને મોટાઇને શિખરે ચઢાવ્યું. ઇ. સ. ૧૬૧૧ માં તે ગાદીએ બેઠો તેવોજ લઢાઇના કામમાં પડ્યો. રૂશિઆ અને પોલાંદની ફોજોપર જય મેળવ્યાથી તેની કીર્ત્તિ એટલી વધી કે આસ્ત્રીઆના પાદશાહની સામા થવાને પ્રોટેસ્ટંટ રાજાઓએ તેને સેનાપતિ નીમ્યો. લઢવાની યુક્તિ તેણે એવી ચતુરાઇથી કરી હતી કે સ્વીદ લોક તેના મુઆ પછી પણ ફતેહ પામ્યા. તેની ગાદીએ તેની નાની વયની કુમારી ક્રિશ્ચિયાના બેઠી. કારભારીઓએ લઢાઇ જારી રાખી અને જય મેળવવા જારી રહ્યા પછી સલાહ થઇ ત્યારે ફાયદો થયો. દેન્માર્ક જોડે વઢવાઢ ચાલતી હતી તેમાં પણ જય મળ્યો, અને ઇ. સ. ૧૬૪૫ માં સલાહના કોલકરાર થયા ત્યારે દેન્માર્કે બાલ્તિક સમુદ્રમાંના કેટલાક બેટો અથવા સાઉંડમાં જવા આવવાની છૂટ સ્વીદનને આપી.

બ્રેન્દેન્બર્ગના ઇલેક્ટરોના હાથ નીચે પ્રુશિઆનું બળ હળવે હળવે વધતું ગયું. ફ્રેદરિક વિલ્યમના અમલમાં વિશેષે કરીને તેનું જોર વધ્યું અને એ કુળની વડાઇનો સ્થાપનાર તે થયો. પ્રોટેસ્ટંટો તરફથી જર્મનિઆં તે ઘણી સારી રીતે લઢ્યો અને વેસ્ટ ફાલિઆના કરારની રૂઇએ તેને

સેનેટ મંડળીમાં તેઓજ માત્ર બેસતા; એ સેનેટે રાજનો બધો અધિકાર પોતાના હાથમાં લીધો, પ્રજાની સભા બોલાવવી બંધ કરી, ઉમરાવોમાંથીજ રાજા નીમવામાં આવતા અને પોતાનો અધિકાર મર્યાદામાં રાખવાની શરતો રાજાને ગાદીએ બેસતી વખત કરવી પડતી.

જૂલમી રાજા ક્રિશ્ચિયનની પછી તેનો કાકો ૧ લો ફ્રેદરિક ડેન્માર્કની ગાદીએ બેઠો. એના અમલમાં જર્મનિમાં ધર્મ સંબંધી જે સુધારો થયો હતો તે ડેન્માર્કમાં સ્થાપન થયો. લ્યુથરના શિષ્યોને રાજાએ પોતાના દેશમાં બોધ કરવાને બોલાવ્યા; પોતે લ્યુથરના મત જાહેર રીતે સ્વીકાર્યા, પોતાની રૈયતમાં ધર્મ સંબંધી છૂટ આપી અને ધર્મગુરૂઓને પરણવાની પરવાનગી આપી. ત્રીજા ક્રિશ્ચિયનના અમલમાં ધર્મ સંબંધી ઉથલપાથલ પૂર્ણ થઇ. રાજ્યની મોટી સભા બોલાવી તેમાં ઠરાવ કરાવ્યો કે એપિસ્કોપસિ અને કાથલિક ધર્મ દેશમાં બંધ પાડવા (ઇ. સ. ૧૫૩૬). બિશપોના કિલ્લાઓ, નગરો અને મોટી જાગીરો તેણે ખાલસા કરી નાખી; તેઓની બાકી રહેલી પેદાશમાંથી પ્રોટેસ્ટંટ ઉપાધ્યાઓનો પગાર કરી આપ્યો તથા લોકને કેળવણી આપવામાં અને ગરીબોને આશ્રો આપવામાં ખરચ કર્યો. ડેન્માર્કમાં થઇને એ સુધારો નાર્વેમાં પેઠો; પદભ્રષ્ટ કરેલા બીજા ક્રિશ્ચિયનને નાર્વેથી મદદ મળી હતી માટે તેનું સ્વતંત્રપણું લઇ તેને ડેન્માર્કનો એક પ્રાંત બનાવી દીધો.

એ ઉત્તર દેશના રાજાઓમાં ૪ થો ક્રિશ્ચિયન તેની વિશેષ બુદ્ધિ અને રાજકારભારની જુદી જુદી શાખાઓમાં સુધારો કરવાની હોંસને માટે પ્રખ્યાત થયો. એની કારકીર્દીમાં ડેન લોકે એશિઆપર લક્ષ આપ્યું અને ઇસ્ટ ઇંડીઆ કંપની સ્થાપી. એ કંપનીએ કોરોમાંડલ કાંઠાપર ત્રાંજોરના રાજા કનેથી ત્રાંકવીબાર મેળવ્યું અને ત્યાં વેપારની કોઠી કરી. આ શાણા રાજાએ હુન્નરનાં મોટાં કારખાનાઓ કર્યા અને ઘણાંક શહેરો બાંધ્યાં. એ રાજા વિદ્યાને પણ યોગ્ય રીતે સહાય કરતો. આસ્ટ્રીઆ અને સ્વીડન જોડે યુદ્ધોમાં તેને ઘણી ફતેહ મળી નહિ, લઢાઇના કામમાં એનામાં ઓછી અકલ હતી એવું નહતું, પરંતુ ઉમરાવોએ તેનો અખત્યાર ઓછો કરી નાખ્યો હતો તેથી ફતેહ ન મળી.

રથી ફાયદા થવામાં હરકત પડી તેનું કારણ પણ એજ હતું. સીજીસ્મંડના મરણથી જાગેલન કુળમાં નર રહ્યો નહિ તેથી ઉમરાવો રાજા નીમાવા લાગ્યા (ઈ. સ. ૧૫૭૨). એ તાલુકદારો હથિયારબંધ એ કામ કરવાને એકઠા થતા અને મારામારી અને કાપાકાપીપર આવી જતા. રાજા ઠરાવતી વખત એવો ઝઘડો થતો, પરંતુ રાજા થયા પછી તેનો અધિકાર ઓછો કરવાને બધા તાલુકદારો એકઠા થઇ જતા. તેમના જોરથી દરેક નવા રાજાને કેટલોક અખતીઆર છોડી દેવો પડતો. એથી રાજાઓ નબળા પડી ગયા અને રાજની મુખ્ય સત્તા તાલુકદારોના હાથમાં આવી. આવી અવસ્થામાં પોલાંડ દેશ નબળો પડી ગયો અને દુઃખી થયો, પરંતુ તેના કોઈ કોઇ રાજાઓ પરરાજ્ય જોડે લઢાઇ કરવામાં નામાંકિત થયા. લાદિસલોસ ૪ થાએ રૂશિઆ પાસેથી સ્મોલેન્સ્કો પ્રાંત જીતી લીધો.



એટલો બધો મૂલક મળ્યો કે તેના કુમાર ફ્રેદરિકે પ્રુશિઆનો રાજા એવો ઈલકાબ ધારણ કર્યો.

લેવોનિઆ દેશનું રાજ તૂટી ગયું ને તેના ભાગ કરી લેવાને ઉત્તર તરફના રાજાઓ બહુ લઢ્યા. રૂશિઆના રાજનું બંધારણ હળવે હળવે થતું ગયું હતું. લેવોનિઆનો ઘણોક ભાગ તેને મળ્યો, પરંતુ પોલાંદે તે તેની પાસેથી ખુંચવી લીધો. લાંબી મુદત સુધી મોગલોની ગુલામગીરી વેઠ્યા પછી માસ્કોના રાજાઓએ કેટલાંક બીજાં પ્રગણાંઓ પોતાના રાજમાં ભેળી દીધાં અને સ્વતંત્ર થવાની ઉમેદ કરવા લાગ્યા. ત્રીજા ઇવાન રાજાએ સ્વતંત્રતા મેળવી. આ બુદ્ધિવાન રાજાએ ખંડણી આપવાની ના કહ્યાથી મોગલોએ તેના મૂલકપર સ્વારી કરી, ચઢી આવેલી ફોજ જોડે ન લઢતાં ઇવાન રાજાએ વાલ્ગા નદીપર મોગલોના જે મુખ્ય સ્થળો હતાં તે ઉપર ફોજ મોકલી બધાનો નાશ કર્યો. એથી મોગલોને એટલું બધું નુકસાન થયું કે તેઓ જતા રહ્યા. ઇવાન ૪ થો થયો તેણે પણ રાજમાં સુધારો કરવાપર મહેનત કરી. ઈંગ્લાંડ અને જર્મનિથી કારીગરોને તેડ્યા, માસ્કોમાં એક છાપખાનું કર્યું અને પ્રિતુરી ઉમરાવોને શહેરમાં રાખવાને એક સ્થાયી ફોજ રાખી. એની કારકિર્દીમાં સિબેરિઆ દેશ જાણવામાં આવ્યો અને રૂશિઆ જોડે તેને ભેળી દીધો. તેના પુત્ર ફિદોરે ઇ. સ. ૧૫૮૭ માં સિબેરિઆને કેવળ તાબે કર્યો અને તોબોલ્સ્ક નામે શહેર વસાવ્યું.

ફિદોરનું મરણ ઇ. સ. ૧૫૯૮ માં થયું. તેને પેટે પુત્ર ન હોવાથી ગાદીને માટે મારામારી ચાલી. અંતે મિકલ ફ્રે વેડસ ગાદીપતિ થયો. એ રાજાને માંહોમાંહેની લઢાઇથી દેશ નબળો થઇ ગયેલો માલમ પડ્યો. સ્વીદન અને પોલાંદ જોડે સલાહ કરવા સારૂ ઘણાં કિંમતી પ્રાંતો તેથી કરીને આપવા પડ્યા (ઇ. સ. ૧૬૩૪).

જાગેલન કુળના રાજાઓ પોલાંદ કુળમાં હતા ત્યારે પોલાંદ ઘણું આબાદીમાં હતું. એ કુળનો છેલ્લો રાજા સીજીસ્મંડ ઓગસ્તસ બીજો હતો તેણે રેફર્મેશનને આશ્રો આપ્યો; પોલાંદમાં મધ્ય વર્ગના લોક ન હતા તેથી તે દેશની ખરાબી થઇ. રેફર્મેશન દાખલ થવામાં અને તેના ઉપ-

થયો નહતો. નાઇલ નદી ઓળંગી પેલે પાર ગયો અને નહિ મનાય એટલી બીજી ફોજ એકઠી કરી. તુર્કી લોકો તેની પાછળ ગયા અને છેલ્લી લઢાઇ કરવાની તેને જરૂર પાડી. મામલુક સેના હારી અને તેનો બહાદુર સરદાર બંધીવાન થયો. સેલિમની મરજી તેને જીવતદાન આપવાની હતી પરંતુ તેના હાથ નીચેના અમલદારો તુમાનબેથી બીતા હતા અને તેનાપર દ્વેષ રાખતા હતા. તેમણે સુલતાનને સમજાવ્યો કે એવી દયા કર્યાથી પોતાનો દેશ જીતી લેવાની ઉમેદ મામલુકોના મનમાં થશે. કેરો શહેરના મુખ્ય દરવાજામાં તુમાનબેને ફાંસી દીધી.

સેલિમના મરણ પછી તેનો દીકરો પ્રતાપી સુલેમાન સુલતાન થયો. બાપના જેવી કીર્ત્તિ મેળવવાની ઉમેદથી તેણે ખ્રિસ્તિ રાજ્યોપર ચઢાઈ કરી. માથ્યુકાર્વીનસ નામે રાજાની કારકીર્દિમાં હંગરિનું રાજ જોરાવર થયું હતું; એ રાજાનો બાપ પણ મોટો શૂરવીર હતો. કોર્વીનસે તુર્ક રાજમાંથી બોસ્નીઆ જીતી લીધું અને ટ્રાન્સીલવાનીઆ, મોલાશીઆ અને મોલ્ડવીઆપર પોતાનું ઉપરીપણું જાળવી રાખ્યું. એના પછી બે રાજા નબળા નીકળ્યા. તેઓની પાસે બોહીમિયાનું રાજ પણ હતું, તોપણ કુસંપ અને બળના નાશથી ખરાબી થઈ. એનો લાભ લેઇ સુલેમાન હંગરિપર ચઢયો. બેલ્ગ્રેડનો મોટો કિલ્લો તેણે સહેજમાં જીતી લીધો ( ઇ. સ. ૧૫૨૧ ). ખ્રિસ્તિ યૂરોપના બચાવનો આધાર એ કિલ્લો ગણાતો હતો. આ જયથી હિંમત પામી સુલેમાન બીજી વાર ચઢયો. ડાન્યુબ અને દ્રેવ નદીના કાંઠાના મૂલકોમાં તે ફરી વળ્યો. મોહાત્ઝ નામે સ્થળ આગળ ખ્રિસ્તિ ફોજ તેની સામે આવી (ઇ. સ. ૧૫૨૬). હંગરિ અને બોહીમિયાનો રાજા લુઇસ અને તેના ઉમરાવોનો મોટો ભાગ રણમાં પડયો અને ખ્રિસ્તિ ફોજ નારાજ થઇ. દેશ જીતી લેઈ પોતાના રાજની ત્યાં સ્થાપના કર્યાને બદલે સુલેમાને તેમને ઉજડ કર્યાં અને હજારો માણસને ગુલામ કરી પકડયો.

એથી વધારે મોટો જય ભૂમધ્ય સમુદ્રમાં તુર્ક લોકોએ મેળવ્યો. રોડેસબેટ સંતજોન વર્ગના નાઇટોના તાબામાં હતો. સુલેમાનના વજીરે તેને ઘેરો ઘાલ્યો. પાંચ મહીના લગી બહુ હિંમતથી બંને પક્ષો લઢયા. સુલતાન જાતે પણ ત્યાં આવી પહોંચ્યો. નાઇટની મદદે કોઇ ખ્રિસ્તિ

# ખંડ ૧૦ મો.

## યૂરોપમાં તુર્ક લોકના રાજ્યનો વધારો.

કોન્સ્તાન્તિનોપલની ગાદીપર રાજા મહમદની પછી જે સુલતાનો આવ્યા તેમણે યૂરોપના દેશોપર ચઢાઇ કરવી જારી રાખી અને લગભગ સો વર્ષ સુધી યૂરોપ તેમનાથી કાંપતું હતું. બેસારેબીઆને બીજા બયેઝિદે જીત્યો તથા એશિઆના કેટલાક પ્રાંતો તેણે હસ્તગત કર્યા. ઇ. સ. ૧૫૧૦ માં તેના પુત્ર સેલિમે તેને ગાદીપરથી ઉઠાડી મૂકી કેદખાનામાં મારી નાખ્યો. સેલિમ ૧ લો ઉપનામ ગણુગ્ર અથવા જંગલી એ રીતે પાપ કરી ગાદીપતિ થયો. ગાદી રાખવાને માટે તેણે પોતાના બીજા સગાઓ જોડે યુદ્ધો કર્યાં. તે સર્વનો પરાજય કર્યા પછી ઇરાન ઉપર ચઢાઇ કરી અને ઇ. સ. ૧૫૧૪ માં કાબ્રીઝના રણમાં ત્યાંના શાહ ઇસ્માઇલ સોફીનો કેવળ પરાજય કર્યો એ અને બીજી ફતેહો વડે તિગ્રીસ નદીની બીજી બાજૂના પ્રાંતો તુર્કી રાજમાં ભળ્યા. આ લઢાઇમાં મિસરના મામલુક સુલતાનોએ ઇરાનીઓને મદદ કરી, વાસ્તે સેલિમે સિરિઆપર સ્વારી કરી. અલપ્પોની પાસે તેની સુલતાન ગોરીની ફોજે મળી. દારૂણ સંગ્રામ થયા પછી મામલુકો હાર્યા. તેમનો સુલતાન રણમાં પડ્યો અને અલપ્પો અને દમાસ્કસ તુર્કી સુલતાનને તાબે થયાં. ત્યાં થઇને સેલિમ મિસરમાં ગયો. મામલુકોએ ગોરીની જગા તુમાનબેને આપી હતી. કેરો શહેરના થડમાં પોતાનું લસ્કર તથા આરબોની કુમક લેઇ તુમાનબે આવી ઉભો રહ્યો. સેલિમ સાવધપણે આગળ વધ્યો અને મામલુકોપર ધસ્યો. બેઉબાજુવાળાઓ બહુ હઠીલાઇથી લઢ્યા પરંતુ તુર્કી ફોજમાં તોપનું જોર વધારે હતું અને તે તોપ છોડનારા ખ્રિસ્તી ગોલંદાજ હતા. તોપના વધારે જોરે કરીને તુમાનબેનો પરાજય થયો. હોંશિયાર સેનાપતિ અને શૂરા લઢવૈયાથી જેટલું થાય તેટલું કર્યા પછી તેને પાછાં પગલાં કરવાં પડ્યાં. કેરોમાં તે ભરાઇ બેઠો (ઇ. સ. ૧૫૧૭). હલ્લાં ફરી સેલિમે તે શહેર જીત્યું તોપણ તુમાનબે નિરાશ

ણના લશ્કરે રાતા સમુદ્રપર થઈ હિંદુસ્તાનપર હુમલો કર્યો પણ તેમાં તે ફતેહ પામ્યું નહિ. વેનિસના રાજ્યે ચાર્લસ અને પોપની મદદ લીધી. એ ત્રણ રાજની એકઠી થયેલી નૌકાસેના તે કામના પ્રખ્યાત નાખુદાને સોંપી. આશા પ્રમાણે ખ્રિસ્તિઓને દરિયામાં જય મળ્યો નહિ, પરંતુ લઢાઇમાં કંઇ મોટા બનાવ બન્યા નહિ. વખતે વખતે લઢાઈ બંધ રાખતા હતા અને તેવામાં સુલેમાન ઇરાન જઇ પ્રાંત જીતી લેતો હતો.

રોદેસ ખોયા પછી સંત જોનના નાઇટો માલ્ટાબેટમાં જઇ વસ્યા. વહાણના લશ્કરપર તેમણે બહુ ધ્યાન આપ્યું અને તુર્કોને બહુ હાનિ પહોંચાડી. રૈયતની ફરિયાદપરથી સુલેમાને માલ્ટા જીતી લેવાનો ઠરાવ કર્યો. ઇ. સ. ૧૫૬૫ માં આવી તે બેટ ઘેરી લીધો. પાંચ મહીના સુધી લઢાઇ ચાલી પણ નાઇટો હાર્યા નહિ. ૨૪૦૦૦ તુર્ક મરણ પામ્યા અને તેમનું બધું તોપખાનું ગયું ત્યારે સુલેમાન ઘેરો ઉઠાવી ચાલતો થયો. એના વેરમાં હંગરિ જીતી લેવાની તેણે તૈયારી કરી. સીગેટ નામે કીલ્લાને ઘેરો ઘાલી પડયો હતો તેવામાં રોગથી તેનું મરણ થયું (ઇ. સ. ૧૫૬૬). તુર્કી રાજ્ય એના વખતમાં અતિ મોટાઇએ પહોંચ્યું.

બીજો સુલેમાન ગાદીએ બેઠો. જર્મન અને ઇરાનીઓ જોડે તેણે સલાહ કરી પરંતુ વેનિસ જોડે લઢાઇ જારી રાખી અને સૈપ્રસ બેટ ઈ. સ. ૧૫૭૧ માં તેમની પાસે જીતી લીધો. સમુદ્રમાં લેમ્પાટોની લઢાઇ થઇ તેમાં વેનિસ અને તેના સાથીઓનો કેવળ પરાજય કર્યો. ખ્રિસ્તીઓએ એ રાજયનો લાભ લેવામાં ગફલત કરી અને સુલેમાને થયેલા નુકસાનને પાછું વાળ્યું. એ સુલતાન એશિયાના બીજા રાજાઓની પેઠે આળસમાં ગરકાવ થઇ ગયો અને તેની પછી તખ્તે આવનારા તેવાંજ નીકળ્યા તેથી તુર્કી રાજની પડતી થઇ. આસ્ત્રીઆના રાજાઓએ જોયું કે હંગરિપર સપ્તાઇ કરવી એ ડહાપણનું કામ નથી. પ્રેસ્બર્ગમાં હંગરિની રાજ સભા મળી. તે વેળા રાજ અને ધર્મ સંબંધી સ્વાધીનતા હંગરિના લોકને આપી. એથી હંગરિ અને આસ્ત્રીઆ વચ્ચે સંપ થયો અને રેફ્રમેંશનને નામે છેલ્લી લઢાઇ ઉઠી તેનું એ રીતે કુશળ પરિણામ થયું.

રાજા ગયો નહિ અને વેનીસ્યનો ઉલટા તેની સામે થયા. તુર્કી તોપોથી દરેક બુરજ અને દિવાલ તૂટી પડી ત્યાં સુધી નાઇટો માંહે રહી લઢયા અને ઇજતવાળી શરતોથી રોદેસ બેટ તાબે કર્યો. આગળ પ્રથમ જે સારૂં શહેર હતું તેમાં જ્યારે સુલેમાન પેઠો ત્યારે તે ખંડીએર થઇ ગયું હતું. ઉપર કહ્યા પ્રમાણે લુઇસ રાજા રણમાં પડયો ત્યારે તેનો ભાણેજ આસ્ત્રીઆનો ફર્દિનાંદ રાજા બોહીમિયા અને હંગરિના રાજ્યાસનનો દાવો કરવા લાગ્યો. બોહીમિયાનું રાજ તેને વગર હરકતે મળ્યું; હંગરિના લોકે ટ્રાન્સીલ્વાનિઆના ઠાકોર જાપોલીઆને પોતાના દેશની ગાદી આપી. ફર્દિનાંદની સામા થવું એ રાજાને મુશ્કેલ માલમ પડવાથી તેણે તુર્કી સુલતાનની સહાયતા માગી. સુલેમાન પંડે ચઢી આવ્યો. આસ્ત્રીયનોને હંગરિમાંથી કાઢયા એટલુંજ નહિ પણ તેમની પાછળ ધાઇ વીએના શહેરને ઘેરો ઘાલ્યો (ઇ. સ. ૧૫૨૯). તેનાં ૮૦૦૦૦ માણુસ મુઆં પણ તે શહેર જીતાયું નહિ અને અંતે પાછા જવું પડયું.

રાજેંદ્ર ૫ મા ચાર્લસને તુર્ક લોકને શેહે આપવાની ઇચ્છા થઇ. જર્મનિના રાજાઓને એ કારણસર તેણે એકઠ કરવા માંડ્યા પરંતુ ધર્મ સંબંધી મતભેદ પડયા તેથી સંપ થઇ શકયો નહિ. ભૂમધ્ય સમુદ્રમાં ખૈરદગીન અથવા બાર્બરોસા એટલે રાતી દાઢીવાળો એક દરિયાઇ લૂંટારો હતો તેને સુલેમાને પોતાની ચાકરીમાં રાખ્યો. તેણે ટયુનીસ અને આલ્જીયર્સ જીતી લીધાં અને ભયંકર નૌકાસેના એકઠી કરવા લાગ્યો. ઈરાનીઓ પાસેથી બગ્દાદ જીતી લેવામાં સુલેમાન લાગ્યો હતો તેનો લાભ લેઇ ચાર્લસે આફ્રિકાપર ચઢાઇ કરી અને ટયુનીસ બંદર હસ્તગત કર્યું. એશિઆથી ફતેહ કરી સુલેમાન પાછો આવ્યો ત્યારે આફ્રિકામાં થયેલી હાનિની વાત સાંભળી ઘણો કોપ્યો. ઇતાલિ જીતી વેર વાળવાનો તેણે ઠરાવ કર્યો. વેનિસના વહાણના એક તાલુકદારે આદ્રિઆટિક સમુદ્રમાં બે તુર્કી વહાણોપર હુમલો કર્યો હતો તેનું નુકસાન વેનિસની સરકારે નહિ ભરી આપવાથી સુલેમાને લઢાઇનાં જાહેરનામાં કર્યાં.

એજ વખતે પૂર્વ દિશાના દેશોમાં સુલેમાનના રાજનો વધારો થતો ગયો. તેના સેનાપતિઓએ અરબસ્તાન દેશ જીતી લીધો અને તેના વહા-

વખતે ઘાડાં વન હતાં ત્યાં પોતાના વેરાગીઓને લઇ જઇ રાખ્યા અને તેમને રહેવાને મઠ બાંધ્યા, તથા જંગલ કાપી નાખી જમીન ખેડવાની તેમને જરૂર પાડી. એથી બેનિદિક્તના સાધુઓ સદ્‌ગુણ અને શાંતિમાં રહ્યા, અને તેના પછી થનારા સાધુઓને બહુ ફાયદા થયા. મઠની સંખ્યા વધી અને સાધુઓ ધર્મીધ થયા; રાજકાજમાં વેરાગીઓ હાથ ઘાલવા લાગ્યા. રાજના ઉપરી અને ઘણીક વખત પોપની બરોબરી કરવાને તેઓ પ્રયત્ન કરવા લાગ્યા. ધર્માચાર્યોએ સાધુઓની નવી ટોળીઓ ઊભી કરવાની મના કરી. ત્રીજો ઇનોસંત પોપની ગાદીએ હતો ત્યારે એમના છતાં એક નવી ટોળી ઊભી કરવાની તેણે રજા આપી. સંત ફ્રાન્સિસ નામે ગુરૂએ બાવાનું એક ઝુંડ ઉભું કર્યું. એ બાવાઓ કેવળ નિર્ધન રહે, ભીખ માગીને ખાય અને ધર્મનો બોધ કરે એવો ઠરાવ તેણે કર્યો. ઇનોસંતે જોયું કે આ એક નવી ફોજ હાથ લાગી છે અને તે વગર ખરચે ધર્મસમાજની ચાકરી કરશે. એ ભિક્ષુકોના મહંતોએ રોમમાં રહેવું એવો તેણે કાયદો કર્યો અને પળાવ્યો. બેનિદિક્તના અને બીજા સાધુઓના મહંતો પોપની સત્તાના મૂલકોમાં રહેતા નહિ.

આ ભીખારી બાવાઓએ લોક માટે ઘણીજ કપટી અને હસવા જેવી યુક્તિઓ કરી. ફ્રાંસિસ્કન વેરાગીઓના પ્રપંચ એવા હતા કે ઘણાજ મૂર્ખ લોકો તેથી છેતરાય. એક મોટું પુસ્તક પ્રસિદ્ધ કર્યું તેની મતલબ એવી હતી કે સંત ફ્રાંસિસ જીસસ ક્રાઇસ્ટને બધી વાતે મળતો હતો. ક્રાઇસ્ટને અંગે સુળીથી થયેલી નિશાનીઓ સંત ફ્રાંસિસને શરીરે જોવામાં આવતી હતી એ તેમાં લખ્યું હતું. એ સિવાય અતિશય જુઠાણુથી એ ગ્રંથ ભરેલો હતો. ચમત્કારો, આકાશ વાણીઓ અને પીરનાં હાડકાં વગેરે ચિન્હો પુષ્કળ વધ્યાં. કલ્પીત પીરોના હાડકાં પૂજાવવા લાગ્યાં.

લ્યુથરના પહેલાં પણ આ ઢોંગ ધૂતારાની વિરૂદ્ધ ગ્રંથો લખ્યા હતા. પરંતુ લોકો અતિ મૂર્ખ હોવાને લીધે તેઓ ગ્રંથ વાંચી શકતા નહિ. ભિક્ષુક સાધુઓના બળનો આધાર સાધુઓના અજ્ઞાનપર હતો તેથી એ અજ્ઞાન જારી રાખવાને તેઓ આતુર હતા. તેઓ વિદ્યાના પ્રસારની

સામા હતા, કેમકે તેઓ જાણતા હતા કે લોકો જાણશે તો ધર્મની સત્તાનો નાશ થશે. જે થોડી નિશાળો તેમણે સ્થાપી હતી તેમાં સાધુ સંતોની જૂઠી કથાઓ તથા જે વિષયો માણસના સમજવામાં આવતાં નથી તે વિષયોની અટકળો અને તકરારોના પુસ્તકો શીખવતા. ખ્રિસ્તિ ધર્મશાસ્ત્ર જે અસલ ભાષામાં લખાયલા હતા તે ભાષામાં વાંચવાની તેઓ મના કરતા. એમાં તેઓએ એટલી મૂર્ખાઇ બતલાવી કે વિદ્વાનોને હસવું આવ્યા વગર રહે નહિ. તેમાંના એક સાધુએ પોતાના શ્રોતાઓને કહ્યું કે ગ્રીસ ભાષા પાખંડી બનેલી છે, અને તેઓ યાહુદી થઇ જવાના. પંડિતો આવા અજ્ઞાનનો તિરસ્કાર કરતા તથા મૂર્ખ લોકપર તેથી કંઇ અસર થતી નહિ. મૂર્ખના મિત્ર મૂર્ખજ હોય તોજ ચાલે. તે પ્રમાણે આવા મૂર્ખ બોધ કરનારાઓ ગમતા હતા. આ ભિક્ષુક અને બોધ કરનારા સાધુઓથી પોપની સત્તાને ઘણા વખત સુધી આશ્રય મળ્યો.

સર્વે કોઇ જેવો જેસ્વિતોનો ધિક્કાર કરેછે તેવો એનો પણ કરવો જોઇએ. તેઓ કાંઇ ઓછા ગુન્હેગાર અને ઓછા વિનાશકારી ન હતા. કાર્દિલીયર, કાનેલૈત, જાકોબિન વગેરે એ ભિક્ષુક વેરાગીઓની ટોળીનાં નામ હતાં. તેઓની પ્રતિજ્ઞા જેસ્વિતના જેવીજ હતી એટલે સ્વેચ્છાથી સંસાર ત્યાગ કરવો, મહાંતો જે આજ્ઞા આપે તે ગમે તેવી હોય તોપણ પાળવી અને પોપના હુકમમાં રહેવું. તેઓ પોપના સિપાઇ હતા. ફેર એટલોજ કે જેસ્વિતના જેટલી તેઓમાં કવાયત ન હતી. તોપણ તેઓ જેસ્વિતના કટ્ટા દુશ્મન હતા. એ ટોળીઓ અંધકાર અને અજ્ઞાનના વખતમાં ઊભી થઈ હતી, પરંતુ જેસ્વિત ટોળી તો વિદ્યાવડે માણસની બુદ્ધિ પ્રકાશ પામેલી હતી અને એવી ટોળીઓનું શું પરિણામ થશે તે જાણતા તે વખતે સ્થપાઇ. પ્રોટેસ્ટંટ અને કાથલિક બંને પંથવાળાઓએ જોયું કે યૂરોપના હરેક ભાગમાં એ પોપના થાણાં બેસાડી દેશની સરકારના હરીફ કરવાં તે જોખમકારી છે. બિશપો અને પાર્લેમેંટો તરફથી તેઓને દાખલ કરવાના વાંધા ઉઠયા. બીજી ભિક્ષુક ટોળીઓની વ્યવસ્થા પણ રાજ અને ધર્મ સંબંધી કાયદાથી વિરૂદ્ધ હતી; પરંતુ જે ઘણા કાળથી ચાલતું આવ્યું હોય તે માણસ સહન કરે છે. વળી એ જુના સાધુઓના હથિઆરો કટાઈ ગયલાં અને આગળ અજ્ઞાન કાળને

યોગ્ય હતાં; પરંતુ જેસ્વિત ટોળીના શસ્ત્રો નવી બનાવટના અને તેમની કવાયત ઘણી સુધરેલી હોવાથી તેઓ ભયંકારી જણાયાં. દોમિનિકન કોર્દિલીયન, ઓગસ્ટિનો જેસ્વિતની સામા થવાને જબરા માલમ પડ્યા. લોકો સુધર્યાથી તે ભિક્ષુકોની પેદાશ ઓછી થઇ ગઇ હતી તેમાં વળી આ નવા ભાગ ભળનારા આવ્યા, તેથી તેઓ ક્રોધાયમાન થયા અને એ નવા હરીફોની સામા થવામાં જેટલું થાય તેટલું કર્યું.

ઇગ્નેશીયસ લાયોલા બિસ્કેનો એક જમીદાર હતો તે લશ્કરમાં નોકર રહ્યો. ઇ. સ. ૧૫૨૧ માં પાંપીલુના ગઢને ઘેરો ઘાલીને લશ્કર પડ્યું હતું ત્યાં લઢતાં તેનો પગ ભાગ્યો; પગ ચઢાવનાર ગમાર હોવાથી તે જન્મ લગી લંગડો રહે એવું જણાયું. એ વાત લાયોલાને નહિ ગમવાથી પગનું હાડકું ફરી ખસેડાવી બીજી વાર ચઢાવરાવ્યું. પરંતુ એ વેળા પણ આગળ પ્રમાણે થયું અને તે જન્મ લગી લંગડો રહ્યો. પગ ભાંગ્યાથી ખાટલે પડ્યો હતો ત્યારે શિવલ્રીની રમૂજી કહાણીઓનું પુસ્તક વાંચવાનું તેને મન થયું. તે ઘરમાં ન હોવાથી તેણે સંત આંથોની, સંત ફ્રાંસિસ અને સંત દોમીનીકની ચમત્કારી કથાઓ વાંચી. એ પુસ્તકથી તેનું મન ઉશ્કેરાયું અને ધર્મ સંબંધી બહાદુરીનાં કામ કરવાનાં સ્વપ્ન તેને આવવા લાગ્યાં. તેણે પોતાને ક્રાઇસ્ટની માતા મેરિનો નાઇટ કહ્યો અને મોંતસેરાતના મઠમાં જઇ કેટલાંક જાગરણ કર્યાં. રસ્તામાં જતાં તેને એક મુસલમાન મળ્યો તેની જોડે ક્રાઇસ્ટના અવતાર સંબંધી વાદ ચાલ્યો. ઇગ્નેશીયસ વાદમાં હાર્યો તેથી ચૂપ થઇ પોતાનો ગુસ્સો ઢાંકવાનો બીજે રસ્તે વળ્યો. આગળ જતાં તેના મનમાં આવ્યું કે તે મુસલમાનને જીવતો જવા દીધો એ ઠીક કર્યું નહિ; ત્યાંથી તે પાછો વળી મુસલમાનની પાછળ ગયો. આગળ ચાલતાં રસ્તાના બે ફાંટા આવ્યા ત્યાં તેણે ખચ્ચરની લગામ હાથમાંથી મૂકી દીધી ને જે રસ્તે તે લઇ જાય તે રસ્તે જવું એવું તેણે ઠરાવ્યું. ઇશ્વરની મરજી તેને હાથે મુસલમાનની કતલ થવાની હશે તો જે કાંઠે મુસલમાન ગયો તે રસ્તે જશે એવું તેણે વિચાર્યું; મુસલમાન જે રસ્તે ગયો હતો તે તરફ ન જતાં ખચર બીજે રસ્તે વળ્યું. એને સંત ઇગ્નેશીયસનો ચમત્કાર ગણ્યો છે. ધાર્યા પ્રમાણે ઉજાગરા કર્યા પછી પોતાના શસ્ત્રો મરીયામને અર્પણ કર્યા, ત્યારપછી

ફાટાંતૂટાં વસ્ત્ર પહેરી જાત્રા કરવા નીકળ્યો તેમાં એક વખત જેરૂસલેમ પણ જઇ આવ્યો. પાછા આવ્યા પછી ધર્મ પ્રયત્ન નામે એક પુસ્તક તેણે પ્રસિદ્ધ કર્યું. એ પુસ્તક કેવળ બેવકુફાઇ અને મૂર્ખાઇ ભરેલું છે. જેસ્વિત ટોળીએ જે ભૂલો કરી તેમાંની એક એ હતી કે આ પુસ્તકને અંધારામાં ન નાખતાં તેને પ્રસિદ્ધ કરી લોકને વાંચવા આપ્યું. હાલ તેને રદ કરી તેની જગાએ બીજો ગ્રંથ ટોમસ એકાંપીસનો બનાવેલો ક્રાઇસ્ટની નકલ કરવા વિશેનો દાખલ કર્યો છે. ભક્તિમાર્ગને બહુ અનુકુળ હોવાથી પ્રોટેસ્ટંટ અને કાથલિક બેઉમાં એ બહુ કિંમતી ગણાય છે.

સ્પેન પાછો આવ્યા પછી ધર્મનો બોધ કરવાનો લોભ તેને લાગ્યો. અભણ હતો એથી એ કામ બની શક્યું નહિ, વાસ્તે ૩૩ વર્ષની વયે લાટીન ભાષા ભણવાને તે નિશાળે બેઠો. ભણવામાં વિલંબ લાગ્યો તેટલી વાર સુધી લાયોલા છાનો બેસી રહી શક્યો નહિ. અભ્યાસની જોડે તેણે ધર્મનો બોધ કરવા માંડ્યો. એનાં નવાઈ જેવાં ભાષણો સાંભળવાને ઘણા શ્રોતાઓ આવતા તે જોઇ ઇન્કવીશીશન કોર્ટે તેને પકડી કેદ કર્યો. બંધીખાનાની પીડાથી તે સ્પેન છોડી પારિસમાં અભ્યાસ કરવા ગયો.

પોતાની હારે ભણનાર ૭ વીદ્યાર્થીઓ પારિસમાં લાયોલાના શિષ્ય થયા. એમાંનો પહેલો ફ્રાન્સિસ ઝાવિઅર જેને આગળ સંત કર્યો તેને હિંદુસ્તાનમાં બોધ કરવાને મોકલ્યો. બીજો લેનેસ જે લાયોલાની પછી જેસ્વિતોનો મહત થયો. ત્રીજો લ્મરોન એના ગ્રંથોમાં ઇન્કવીઝીશનને પાખંડી ઠરાવી વાંચવાની મના કરી છે. બોબાર્દીલા, રોડ્રીઝ અને લીફ્રાવ્ર એ બાકી રહેલા ત્રણ હતા, તેઓમાં ધર્માંધ અને ભોળાપણા સિવાય બીજા કોઇ ગુણ ન હતા. આ સાતની એક નાની ટોળી થઇ તેનો પહેલો હેતુ દેખીતોજ પાર નહિ પડે એવો હતો. ઇ. સ. ૧૫૫૪ ના ઓગસ્ટ માસની ૧૫ મી તારીખે મોંટમાત્રેના દેવળમાં તેણે પ્રતિજ્ઞા લીધી કે તુર્કસ્તાનમાં જઈ તુર્કલોકને ખ્રિસ્તિ કરવા. ઇંગ્લાંડમાં પણ આવેશી ધર્માંધોએ આ વિચાર કરેલો ખરો. મિત્રમંડળી અથવા ક્વેકર નામે પંથની એક નારી સુલતાનને ખ્રિસ્તિ કરવા માટે ઇસ્તામ્બુલ ખરેખરી ગઇ હ-

તી. તુર્કી અમલદારોએ તેને દીવાની ધારી તેનાપર માયા કરી અને સ્વદેશ મોકલી દીધી.

પારિસથી લાયોલા રોમ ગયો. રસ્તામાં જ્યાં જ્યાં અનુકુળ જોગવાઇ મળી ત્યાં ત્યાં ધર્મબોધ કર્યો તેથી શિષ્ય થોડા અને દુશ્મન ઘણા થયા. પોપની જોડે મુલાકાત થઇ ત્યારે તેની આગળ સાધુનો નવો વર્ગ કરવાની પોતાની યોજના કહી સંભળાવી. પોપ ૩ જા પોલના જોવામાં તુરત આવ્યું કે એથી પોપની સત્તાને આધાર મળશે. ઇ. સ. ૧૫૪૦ ના સપ્ટેંબરની ૨૭ મી તારીખે એ મંડળીની તેણે જાહેર હુકમથી સ્થાપના કરી. એ મંડળીને વર્તવાના નિયમ તૈયાર કરવાનું કામ પોપે લાયોલાને સોંપ્યું. પરંતુ તેના કરતાં તેના શિષ્ય લેન્સ અને સામાન વધારે ખબરદાર હતા. તેમણે એ નિયમો રચ્યા. લાયોલાનું બાકીનું જન્મચરિત્ર એની સ્થાપેલી જેસ્વિત મંડળીના ઇતિહાસના જેવુંજ છે; એના અયુક્ત સ્વપ્ન અને જૂઠા ચમત્કારના ઢોંગના વર્ણનથી ખુશીએ નહિ થાય અને લાભે નહિ થાય. ઇ. સ. ૧૫૫૬ ના જુલાઇની છેલ્લી તારીખે તેનો દેહ પડ્યો. પાછળથી તેના પક્ષકારોએ અતિશયોક્તિએ તેના વખાણ કર્યાં છે, અને એના સામાવાળીઆઓએ એવીજ રીતે એની નિંદા અને હાસ્ય કર્યાં છે. તેના શિષ્યોએ તેને સંત કેપીર કહ્યો છે, અને એ કરવું સહેલું હતું; પરંતુ તેઓ એને મહાન્ પુરૂષ કહેવડાવવાને ઇચ્છે છે તે કબુલ રાખી શકાતું નથી. તે માત્ર ધર્મ આશક લહેરી હતો. તેનાથી વધારે જબરી બુદ્ધિના પુરૂષોએ છાની રીતે તેને માર્ગ દર્શાવ્યો નહિ ત્યાં સુધી તેની હાંસી અને આતુરતાનું કંઇ ફળ થતું નહિ. જેસ્વિત મંડળીના દુશ્મનો ઇગ્નેશીયસને રાજકાજમાં સમજવાળો અને ધુર્ત કહેછે, પરંતુ એ ગુણ તેનામાં થોડાજ હતા. જૂદા જૂદા ત્રીશ લખનારાઓએ ઇગ્નેશીયસના જન્મવૃત્તાંત લખ્યાં છે. તેનામાં કોઇએ એવું કહ્યું નથી કે તેનામાં વિશેષ ચતુરાઇ કે બુદ્ધિ નથી. એ જન્મચરિત્રો અયુક્ત અને ઉપહાસ કરવા જોગ છે તોપણ તે વાંચ્યાથી તરત જણાય છે કે કોઇ કપટી ને મતલબીઆ માણસોએ પોતાનો સ્વાર્થ સાધવાને વાસ્તે એના ધર્મવેશને તેમની મરજી પ્રમાણે કામે લગાડ્યો. શરૂઆતથી નવા પંથને લેન્સે રાજ-

કીય ટાળીનું રૂપ અને બંધારણ આપ્યું. રામના દરબાર તરફથી ગુપ્ત રીતે એ પંથના વધવાપર નજર રાખવામાં આવતી. એનાથી કામ થાય તો સ્વીકારવાને અને ન થાય તો ઇનિકાર કરવાને તેઓ તૈયાર હતા. હારનો ઠપકો જેસ્વિત મંડળીને માથે પડતો અને તેના જયનો લાભ પોપને થતો. આવી અવસ્થાના ગેરફાયદા જેસ્વિત વર્ગના જાણવામાં આવ્યા તે પરથી અને કેટલીક વાર તેમણે એવું રૂપ ધારણ કર્યું કે તેઓ જાણે પોપના ઉપરી હોય એવે પ્રસંગે તેઓના પર પોપ ઘણા ગુસ્સે થતા.

જેસ્વિત મંડળીના ધારાઓ ઘણીક વાતે સંત ફ્રાંસિસ અને સંત ડોમિનિક વર્ગોના કાયદાને મળતા હતા; પરંતુ કેટલીક બાબતમાં ભેદ હતો તે જણાવવો જોઇએ. બીજા ભિક્ષુક સાધુઓના મહાંતોનો અધિકાર ઘણો મર્યાદામાં હતો. જેસ્વિત ટાળીના ઉપરીનો અધિકાર બેહદ હતો. હાથ નીચેના સાધુઓની કે બીજા કોઇની તેમના કહ્યા પ્રમાણે ચાલવાને કે સલાહ લેવાને તે બંધાયલો ન હતો. તે ટાળીમાં જે સભ્યો અયોગ્ય જણાય તેને કાઢી મૂકવાનો તેને અખત્યાર હતો. બીજા સાધુઓને કથા સાંભળવાની, માળા ફેરવવાની અને થકવી નાખે એવાં બીજાં નિત્યકર્મ કર્યા વગર છૂટકો ન હતો. પરંતુ જેસ્વિત પંથ હરકોઈ મહાંતને છૂટો કરી શકે કે તે કરવાથી બાતલ કરી શકે. પોતાની બુદ્ધિ અને શોખને અનુકુળ પડતા હરકોઇ બીજા ધંધામાં પડવાની જેસ્વિતને રજા હતી. વિદ્યા હુન્નર શીખવામાં તેઓને ઉત્તેજન આપવામાં આવતું. ૧૭ મા અને ૧૮ મા સૈકામાં વિદ્યા અને તત્વજ્ઞાનમાં કેટલાક જેસ્વિતો ઘણાજ નામાંકિત હતા. આ મોટા લાભ હતા તોપણ બીજા પંથો કરતાં એને સંપૂર્ણ શ્રેષ્ઠતા મળી તેનું કારણ બીજું હતું. પરમાર્થે વિદ્યાભ્યાસ કરાવવાપર તેઓ બહુ હોંશથી લાગ્યા તેથી લોક તેના હાથમાં આવ્યા. તેમની શાળાઓમાં જે ભણવા આવે તેને મફત ભણાવતા હતા. ફ્રાંસ, સ્પેન અને જર્મનિના કાથલિક ભાગોમાં જે યુનિવર્સિટિઓ હતી તેના કરતાં સરસ કેળવણી આપતા. આ સારા કામથી તેમણે સત્તા મેળવી તેનો ઉપયોગ કોઇક વખતેજ અન્યાયથી કરતા. તેમનો બીજો એક ધારો એ હતો કે હરેક ધર્મની ક્રિયા મફત કરવી.

જેસ્વિતના શત્રુઓ કહે છે કે તેઓ મફ્ત ભણાવતા અને ધર્મની ક્રિયા કરાવતા તે કંઈ પરમાર્થ ન હતો પણ બીજાપર સત્તા મેળવવાને તેઓ કરતા. આ આરોપ કેવળ ખોટો નથી, પરંતુ એજ પ્રમાણે તેમના સામાવાળીઆને કરવાને કંઇ હરકત ન હતી. સાલામાંકાના સાધુઓને જેશ્વિતે જવાબ આપ્યો કે ત્યારે તમે પણ એમ કરો. ધર્મની ક્રિયા ગુરૂઓ કરે કે સાધુઓ કરે એ વિશે ઘણા વખત થયાં કાથલિકોમાં તકરાર ચાલે છે. ભીખ માગનારા અને નહિ ભીખ માગનારા સાધુઓ ગુપ્ત રીતે પાપ મનાવે છે તેથી ઘરની ધણીક છાની વાતો તેમના જાણવામાં આવે છે તથા બીજી રીતે તેઓ ધર્મક્રિયા કરવાને વચમાં પડે છે તેથી એ કામને માટે નીમાયલા ગુરૂઓનો ભારબોજ ઓછો થઇ જાય છે. એ સાધુઓ જાણતા હતા કે પૈસા કરતાં એ છાની વાર્તા વધારે કિંમતી છે અને સત્તાનું એ જબરૂં મૂળ હાથમાં રાખવાને તેઓ હર પ્રસંગે ક્રિયાઓ મફ્ત કરવાને વાસ્તે તૈયાર હતા. ગમે તેવો હુકમ પોપ કરે તે માનવાની પ્રતિજ્ઞા જેસ્વિતો કરતા. એ ભેદ તેમની તથા બીજા સાધુઓની વચ્ચે છેલ્લો હતો. આ ઉપર કહ્યું તે પરથી સ્પષ્ટ જણાય છે કે જેસ્વિત પંથનો મુખ્ય હેતુ પોપની રાજસત્તા ચાલુ રાખવી એ હતો. યૂરોપમાં બધા રાજાઓનો ઉપરી પોપ થાય એ હેલ્દીબ્રાંદનો હેતુ હતો, તે પાર પાડવાની તેમની મતલબ હતી. ૭ મા ગ્રેગરીના સમયમાં એ મંડળી હોત તો તે મહાગુરૂનો મનસુબો કદાચ પાર પાડી શકત. પરંતુ એ વિચાર પાર પડે એવો આ વખત નહોતો. વિદ્યારૂપી તેજ માણસની બુદ્ધિપર પ્રકાસે છે ત્યારે ઘસાઇ ગયલા જુના ધારાઓનો બચાવ કરવો મિથ્યા છે, એ જેસ્વિત લોકના પ્રયત્નના ઇતિહાસ પરથી સાબીત થાય છે. ઉપદેશકો, સાધુઓ અને યુનીવર્સિટી એ ત્રણે નવી ઉભી થયલી જેસ્વિત મંડળીને તોડી પાડવામાં મદદ કરી. પાદુઆ નગરમાં તેમણે પ્રથમ કોલેજ ઉઘાડી, તે બાબત વેનિસની રાજસભા (સેનેટ) આગળ તેમના પર ફરીઆદી થઈ. વેનિસના રાજકારભારીઓ પાસેથી ન્યાય મેળવવાનો અને તેમના ધર્મની હોંસને જગાડવાનો પ્રયત્ન લાયોલાએ કર્યો, પણ કંઇ વળ્યું નહિ. તેના શિષ્ય લેન્સે વધારે ચતુરાઇ દર્શાવી.—દોજ એટલે સેનેટના પ્રમુખની રાખેલી રાંડને તેણે લાંચ આપી. તેથી કોલેજ રહેવા દેવાની આજ્ઞા જેસ્વિતોને મળી ને તે શિવાય તે પર કે એક

મઠપર તેમનો અધિકાર ન હતો તે હાથ આવ્યો. ૫ મો ચાર્લ્સ અનુકુળે નહિ થયો તેમ પ્રતિકુળે નહિ થયો. તેણે રાજપદ છોડયા પછી ઇટાલિના પ્રાંત કાતાલોનીઆનો સુબો બોર્ગીઆ નામે હતો તેની મદદ જેસ્વિતોને મળી. તે પોતેજ જેસ્વિત પંથમાં દાખલ થયો ને તે લાયોલાથી ઉતરતા દરજ્જાનો સંત ગણાય છે. દોમીનિકન સાધુઓ જેસ્વિતો પર બહુજ ગુસ્સે થયા અને તેમને બહુજ ગાળો ભાંડી, પરંતુ તેમનું કંઇ વળ્યું નહિ. પોપ અને સ્પેનના લોકે જેસ્વિતોને મદદ કરી. પોર્તુગાલના રાજાએ પોતાના દેશમાં તેમને તેડયા, અને જેમાં ઘણી કીર્ત્તિ મળે એવું કામ તેમને સોંપ્યું. પોર્તુગીઝો જે દેશોમાં દરિયાને રસ્તે ગયા હતા ત્યાં મિશનરીઓને મોકલવાનું કામ લાયોલાને સોંપ્યું.

ફ્રાન્સિસ ઝાવીયરને તેણે હિંદુસ્તાન ખાતે મોકલ્યો. ઝાવીયરે ધર્માંધપણાના આવેશમાં ગોઆમાં ઇન્કવીઝીશન કોર્ટ સ્થાપી અને કુફેદ ઉઠાવવાનો બોધ કર્યો તેથી બહુજ નુકસાન થયું. જેસ્વિત લખનારાઓ તેણે કરેલા ચમત્કારો વર્ણવે છે તેમાં એક તેમણે મૂકી દીધો છે. તે જાપાન ગયો અને ત્યાંના લોકને ખ્રિસ્તિ કરવાને સ્પાનીસ બોલીમાં બોધ કરવા લાગ્યો. એ ગાંડાઇ જોઇ ત્યાંની સરકારે તેને ઘેલા આદમીઓને રાખવાની જગ્યામાં તેને પૂર્યો. બેવકુફાઇના દાખલાથી પણ બોધ થાય છે, કેમકે તેવું નહિ કરવાને બીજાઓ શીખે છે. જેસ્વિતોએ ઝાવીયરની વર્ત્તણુક સ્વીકારી નહિ. એક દેશથી બીજે દેશ જઇ કોઇ ભાષામાં સમજણ નહિ પડે તેમ અમુક સ્થાયી જગ્યામાં જઇ રહો, તેમના કાયદા, ધર્મ વગેરેનો અભ્યાસ કર્યો અને પછી તે લોકને પોતાનો ધર્મ શીખવ્યો. બેનીદીક્ટીન સાધુઓની યુક્તિ તેમણે પારાગ્વેમાં ચલાવી. ત્યાંના ઇન્દીઅનોમાં કેટલાક જેસ્વિતો જઇ વસ્યા અને હુનરો શીખવ્યા, એથી તે ઇન્દીઅનોને બહુ ફાયદો થયો અને જેસ્વિતોએ વાજબી રાહે તેમનાપર સત્તા મેળવી.

એશિઆ અને આફ્રિકામાં જેસ્વિત મીશનરીઓ ત્યાંના લોકોને ખ્રિસ્તિ કરવાને મહેનત કરતા હતા તેમાં એક મતલબ એ હતી કે એ પંથની યૂરોપમાં સત્તા વધે. એ કારણસર તેઓ જેટલું કહી શકતા તેનો

કરતાં ઘણું વધારીને વાતો ચલાવતા. બીજાઓને ખ્રિસ્તિ કર્યાના રિપોર્ટ ગપાંભરેલાં છે ને જે થોડા જંગલી લોકને ખ્રિસ્તિ કર્યાં તે વગર સમજે થયા હતા અને ધર્મની ક્રિયા કરાવતા તેમાં તેમને કશી સમજણ ન હતી. ઉત્તર અમેરિકામાંના ઇંડિયનોને ખ્રિસ્તિ કર્યા અને સુધાર્યાની ઘણી ગપો મારી તોપણ અદ્યાપિ સુધી તેઓ જંગલી છે.

જેસ્વિત મીશનરીઓની કીર્ત્તિથી યુરોપના રોમન કાથલિક દેશોમાં તેમની આબરૂ વધી અને જેઓ તેમની વિરૂદ્ધ હતા તે તેમના પક્ષકાર થયા. લાયોલાની ગાદીએ લેન્સ બેઠો. તેણે ઘણાકોને સમજાવ્યું કે પરધર્મી દેશના લોકને ખ્રિસ્તિ કરવામાં જેમ જેસ્વિતો ફતેહ પામે છે તેમ મીશનરીઓ રોમન કાથલિક તથા પ્રોટેસ્ટંટ કરવામાં ફતેહ પામશે.

જેસ્વિતોના પ્રપંચ અને કાવતરાંના ભયથી ઈંગ્લાંડમાં અને બીજા પ્રોટેસ્ટંટ દેશોમાં રોમન કાથલિકને સજા કરવાના કાયદા કર્યા. પોર્તુગાલ, સ્પેન અને ફ્રાન્સનાં કાથલિક રાજ્યો પણ જેસ્વિતથી ડરવા લાગ્યા. લોકની સ્વાધીનતા નિયમ પ્રમાણે ચાલતાં રાજ્યો અને સંસાર વહેવાર ઉંધા વળે એવા મતો તેઓ શીખવવા લાગ્યા તેથી સ્વરક્ષણને અર્થે રાજ્યાધિકારથી પ્રોટેસ્ટંટ રાજ્યોએ રોમન કાથલિકને બાતલ કર્યા.

જેસ્વિતોએ દુનિયાના ઘણા ભાગમાં મીશનરીઓ મોકલ્યા તેમાં પારાગ્વે, જાપાન અને ચીન મુખ્ય હતાં. ૧૭ મા સૈકાની આરંભમાં તેઓ પારાગ્વે ગયા. દક્ષિણ અમેરિકામાંનો એ ઘણો રસાળ દેશ છે. તે વેળા ત્યાંના લોકોમાં કંઇ પણ જાતના હુનર ન હતા. તેઓ જનાવરોના શિકારથી અને માંછલાંથી જેમ તેમ કરીને પોતાનો નિર્વાહ ચલાવતા હતા, અને રાજ ચલાવવાના મૂળતત્ત્વોનું જ્ઞાન તેમનામાં નહિ જેવું હતું. આ વગડાઉ લોકને જેસ્વિતોએ સુધાર્યા, તેમને ખેતી કરતા શીખવી, જનાવર પાળતા અને ગામડાઓમાં રહેતા કર્યા, અને સલાહશાંતિના સુખની સમજણ પાડી. આ સારૂં કામ કરવામાં તેમનો એ હેતુ હતો કે જેસ્વિતો ત્યાં સ્વતંત્રપણે રાજ કરે. સ્પેન અને પોર્તુગાલના લોકો ત્યાં આવીને વસ્યા હતા તેમનાપર દ્વેષ કરવાનું તે ઇંડિઅનોને શીખવ્યું તેની અસર હજી ગઇ નથી. પોતાના રાજમાં વેપારીઓને આવવાની તેમણે મનાં કરી હતી. સ્પેનની અથવા પોર્તુગાલની ભાષા શીખવાની તેમણે

મના કરી અને દક્ષિણ અમેરિકાની એક બોલી પોતાના બધા રાજમાં ચલાવવાની મહેનત કરી. તેઓએ પારાગ્વેના ઇન્ડીઅનોનાં લશ્કર ઉભાં કર્યાં, બંદુક અને તોપનો ઉપયોગ તેમને શીખવ્યો, ઘોડેસ્વાર અને પાયદળની પલટણો તથા ઇંગ્રેજની રીત પ્રમાણે તોપખાના કર્યાં અને લડાઇને વાસ્તે દારૂ વગેરે જે સામાન જોઇએ તે કિલ્લાઓમાં ભર્યો.

કેટલાક ભલા માણસો એવું માનતા હતા કે યૂરોપના દુર્ગુણો નિર્દોષ ઇંડિઅનોમાં પેસે નહિ તે માટે આ બધી સાવચેતી જેસ્વિતોએ રાખી હતી. પારાગ્વેમાં સંપૂર્ણ સુખ છે એવી લોકમાં વાતો ચાલી. પરંતુ જ્યારે સ્પેન અને પોર્તુગાલના રાજાઓએ તે મૂલક પોતાના હાથમાં પાછો લીધો ત્યારે તે બધી વાતો ખોટી પડી.

ગુલામો હોશિયારીથી કામ કરી શકે તેને માટે જેટલું શીખવવું જોઇએ તેટલું ઇંડિયનોને શીખવ્યું, વધારે નહિ. ઇંડિયનોને નીચ દાસ જેવા કરી નાખ્યા હતા. શસ્ત્રના બળથી નહિ પણ બોધે કરીને તેમના મનને ગુલામ કરી નાખ્યાં. તેમની મહેનતમાંથી માત્ર તેમને ખાવાની જરૂર હોય તેટલુંજ આપતા, બાકી બધું ધન જેસ્વિતોના ખજાનામાં જતું.

ઇ. સ. ૧૭૬૦ માં ત્યાંથી જેસ્વિતોને કાઢી મૂક્યા ત્યારે તેમની આપેલી કેળવણીની વિનાશકારી અસર જોવામાં આવી. યૂરોપિયનોપર પક્કો દ્વેષ તે ઇંડિયનોના મનમાં આવ્યો હતો તેથી તેઓએ પોર્તુગાલના રાજાને તાબે થવાને સાફ ના કહી અને દેશની વસ્તીના અડધાં માણસ મરણ પામ્યાં ત્યાં સુધી તેઓ જીતાયા નહિ. બીજા દેશો જોડે વહેવાર નહિ રાખવાનો વિચાર જેસ્વિતોએ ત્યાંના લોકોના મનમાં ઠસાવ્યો હતો તે અદ્યાપિ ચાલુ છે એ ફલદ્રુપ દેશમાં વેપાર કરવા જવાને પારકા દેશના લોકને રજા નથી.

ઇ. સ. ૧૫૪૯ માં હિંદુસ્તાન ખાતે આવેલો ઝાવિયર કેટલાક જેસ્વિતોને સાથે લઇ જાપાનમાં ગયો. બીજા યૂરોપિયન મીશનરીને દાખલ નહિ કરવાને ત્યાં પણ પ્રયત્ન કર્યો. પોતાના પંથમાં જોઇએ તેટલા માણસો આવ્યા પહેલાં તેઓ રાજની ખટપટમાં પડ્યા તેથી તેઓ માર્યા

ગયા. જાપાનના અધિકારીઓએ પ્રથમ તો એ જેસ્વિતોને ઘણું ઉત્તેજન આપ્યું પણ પાછળથી તેમના કટ્ટા શત્રુ થયા. ઇ. સ. ૧૫૯૦ માં ૨૦૦૦૦ ખ્રિસ્તિઓને જાપાનની સરકારે કતલ કરી નાખ્યા અને ઇ. સ. ૧૬૩૮ માં ૩૭૦૦૦ ખ્રિસ્તિઓની તેજ અવસ્થા થઇ, ત્યારથી જાપાનમાં ખ્રિસ્તિઓનો લોકો બહુજ ધિક્કાર કરે છે.

જેસ્વિત લોકો ચીનમાં ગયા ત્યાર પહેલાં ચીના લોકને ખ્રિસ્તિ કરવાને ઘણી કોશિશો થઇ હતી. ચીનમાં ગયલા જેસ્વિતોમાં રિગેરિઓ અને રિકિસ નામે બે પુરૂષો બહુ પ્રખ્યાત છે. તેઓ બૌધ ગોરજીઓને વેશે ચીન દેશમાં પેઠા અને કેટલીક વિદ્યાઓમાં હોશિયારી બતલાવી ચીનાઓમાં માન પામ્યા. ઇ. સ. ૧૬૦૧ માં રિકસી પેકિન ગયો તેણે કેટલાંક માણસોને ખ્રિસ્તિ ધર્મમાં લીધા તેમાં થોડાંક મોટા દરજ્જાના આદમીઓ હતા. રાજાના પ્રધાનોમાં એક હ્યુ નામે હતો તેની પુત્રી કાનિદાએ ખ્રિસ્તિ ધર્મ સ્વીકાર્યો. તેણીએ કેટલાંક ખ્રિસ્તિ દેવલો બંધાવ્યાં અને ન વારસી છોકરાંને પાળી તેમને ખ્રિસ્તિ ધર્મમાં ઉછેર્યાં.

રિકિસના મરણ પછી ખ્રિસ્તિઓ સુખે બેસી શક્યા નહિ (ઇ. સ. ૧૬૧૫). મીશનરીઓને કંતાનમાં હાંકી કાઢ્યા અથવા તેમને પોતાના શિષ્યોના ઘરમાં સંતાઇ રહેવું પડ્યું. માંચુ નામે તાતાર લોકે ચીનપર સ્વારી કરી ત્યારે સરકારને મદદ આપવાને તેઓ આગળ પડ્યા. મકાઉથી લશ્કર અને ગુલંદાજોની મદદ મંગાવી, પાદશાહનું તોપખાનું તથા સિપાઇઓને કવાયત શીખવવાનું માથે લીધું, અને તેથી સરકારની મેહેરબાની ફરીથી તેમનાપર થઇ.

રિકિસ કરતાં પણ વધારે સત્તા જેસ્વિતોના હાથમાં તાતાર વંશના ૧ લા પાદશાહના વખતમાં આદમ શાહાલ નામે જેસ્વિતે મેળવી. પરંતુ કાંગહી નામે પાદશાહ ગાદીપર આવ્યો ત્યારપછી અદેખાઇ અને વૈરનો જુસ્સો વળી તેમને ખમવો પડ્યો (ઈ. સ. ૧૬૬૪). કેટલાક મીશનરીઓને કેદ કર્યા, કેટલાકને મારી નાખ્યા અને કેટલાકને કંતાન મોકલી દીધા. સાત વર્ષ પછી વળી પાછી તેમનાપર મહેરબાની થઇ. તેઓને

પોતપોતાના સ્થળમાં જવા દીધા.

એ મીશનરીઓનો ઉપરી વરદીસ્ટ નામે જેસ્વિત હતો, તેણે તોપ બનાવવાનો હુનર ચીનાઓને શીખવ્યો અને તેથી પાદશાહની તેના પર એટલી બધી કૃપા થઇ કે જ્યાં દેવળો બાંધવાની મરજી તેની થઇ ત્યાં દેવળો બાંધવાની તેને રજા મળી. ધર્મ ચલાવવાને વાસ્તે દીસ્ટે રાજકાજમાં જુઠાણાનો ઉપયોગ કર્યો એ મોટી ભૂલ કરી. ખ્રિસ્તિ ધર્મ નહિ સમજ્યા તેઓને ખ્રિસ્તિ ધર્મમાં દાખલ કરતા એ પણ એવીજ મોટી ભૂલ હતી. જે હજારો માણસોને બાપટિઝમ આપ્યું તેમાંના થોડાકજ ખ્રિસ્તિ ધર્મ સમજતા હતા અને તેથી એ થોડા તે ધર્મ પ્રમાણે નીતિ સમજતા હતી. ચીના લોકોને રાજી રાખવાને રિક્સીની કોન્ફ્યુસિયસના વખાણ કરવામાં સામેલ થયો હતો અને તેના ધર્મના કેટલાક રીવાજો તેણે જારી રાખવાની રજા આપી હતી. પૂર્વજોની તેમને પૂજા કરવા દીધી. જે વિદ્વાનો ખ્રિસ્તિ ધર્મમાં રાખ્યા તેઓને અસલના ધારા પ્રમાણે કોન્ફ્યુસિયસની મૂર્ત્તિને પગે લાગવા દેતા.

રિક્સિની પછી લોંગોબાર્દી થયો, તેણે મૂર્ત્તિપૂજાની ક્રિયાઓ કરવાની મના કરી. એથી એટલી બધી તકરાર ઊઠી કે રોમના પોપનો અભિપ્રાય પૂછવો પડયો. ઘણોક વાદ અને વિરૂદ્ધ ઠરાવ થયા પછી પોપનો હુકમ આવ્યો કે મૂર્ત્તિપૂજા અટકાવવી, પરંતુ જેસ્વિતોએ આજ્ઞા સ્વીકારી નહિ અને ચીનના શહેનશાહ પાસે હુકમ કઢાવ્યો કે જે મીશનરી ત્યાં આવે તેણે રિક્સિનો અભિપ્રાય કબુલ રાખવો અને ચીનથી પાછા જવું નહિ. પરંતુ જેસ્વિતોની સત્તાથી હવે ચીનના અધિકારીઓ કરવા લાગ્યા. ખ્રિસ્તિ થયલા ચીનાઓપર તેમની એટલી સત્તા હતી કે ઘણીકવાર તેઓ રાજકાજમાં હાથ ઘાલવા લાગ્યા.

ખ્રિસ્તિ ધર્મનો પ્રસાર થતો અટકાવવાના દરબારથી વારે વારે હુકમો નીકળવા લાગ્યા. જે રાજાઓ જેસ્વિતોનું રક્ષણ કરતા હતા તેઓએ તેમને આધાર આપ્યો નહિ. શહેનશાહ તીનલંગે તેમને બહુ પીડ્યા અને તેના હુકમથી ચીનમાં ઘણેક ઠેકાણે ખ્રિસ્તિઓ પર આરોપ મૂકી હેરાન કરવા લાગ્યા, (ઇ. સ. ૧૬૪૬). એથી ખ્રિસ્તિઓની સંખ્યા ઉતાવળે

ઘટી ગઇ. કેટલાક માર્યા ગયા, ઘણાકે ધર્મ છોડી દીધો અને જેઓ તેને વળગી રહ્યા તેઓને બહારથી જૂના ધર્મમાં છે એવું દેખાડવાની જરૂર પડી.

જેસ્વિત વર્ગને તોડી નાખ્યો તેથી ચીનમાં કાથલિક ધર્મને હાનિ પહોંચી. જેસ્વિતો દરબારમાં ચીતારાનું, કારીગરોનું ગણીત શીખવવા વગેરેનું કામ કરી પોતાના વિશેષ બુદ્ધિબળે ઉમરાવોથી માન પામતા. તેઓના જવાથી ખ્રિસ્તિપંથ ત્યાં ઢીલો પડી ગયો. કાથલિક મીશનરીઓ હજી ચીનમાં છે પરંતુ તેઓ પડતી દશામાં છે. જેઓ ખ્રિસ્તિધર્મ માને છે તેઓપર સરકારની ઇતરાજી અને શક હમેશ રહે છે.

જેસ્વિતો બિશપોના અધિકારની વિરૂદ્ધ હતા. તેઓ પોપને મદદ કરનારા હતા તથાપિ વખતે વખતે તેમની વચ્ચે વાંધો ઊઠતો. યૂરોપના હરેક દેશના રાજકાજમાં તેઓ કાવતરૂં કરતા તેથી બિશપો પાસેથી તેમનો અખ્તિયાર લેઇ લેવાની તેમની હમેશની મહેનતથી અંતે તેમનો નાશ થયો. જેસ્વિતોપર જે મોટાં તહોમતો મુકવામાં આવ્યાં છે તે બધાં ખરાં છે કે ખોટાં છે તે નક્કી કરવાની જરૂર નથી. બસેં વર્ષ લગી એ વર્ગ ચાલ્યો તે દરમિયાનમાં રાજકાજમાં જે મોટા ગુન્હા થયા તે તેમને હાથે અથવા તેમના ઉસ્કેરવાથી થયા એવું બધે ઠેકાણે કહેવાતું. પોર્તુગાલના રાજાના કારભારી બોંબાલના માર્કિવસનો કારભાર તોડી પાડવાને જે પ્રપંચ તેમણે ઉઠાવ્યો તેનો તેમણે નાશ કર્યો, તેમનું એ કાવતરૂં પકડાયું અને નિષ્ફળ ગયું. ત્યારપછી તરત પોર્તુગાલના રાજાનો જીવ લેવાને કોઇ મારાએ તેનાપર હુમલો કર્યો. એ કરાવનારા જેસ્વિતો છે એવું સર્વ કોઇના મોંમાંથી નીકળ્યું. એ વાત સાબીત થઇ નથી તોપણ તે વખતે સર્વ લોકે તે માની હતી અને તેથી પોર્તુગાલ, સ્પેન અને ફ્રાંસના લોક એટલા બધા તેમની સામા થયા કે તે દેશોને પોપના તાબામાં રાખવાને વાસ્તે જેસ્વિતોનો વર્ગ રદ કરવાની જરૂર પડી.

એ વખતે પોપની ગાદીએ ગંગાનેલી નામે બહુજ માયાળુ અને સદ્‌ગુણી પુરૂષ હતો (ઇ. સ. ૧૬૬૯). તેણે ૧૪ મો કલેમંટ એ નામ ધારણ કર્યું અને સામાવાળાઓ તેને પ્રોટેસ્ટંટ પોપ કહેતા. ઇ. સ.

૧૬૭૩ ના જુલાઇ માસની ૨૧ મી તારીખે એ પોપે જેસ્વિત વર્ગ તોડી પાડવાના હુકમ જાહેર કર્યા, અને તેથી યૂરોપના ઘણાખરા રાજાઓ આનંદ પામ્યા. વર્ગ તૂટયો તે વખતે તેમના કબજામાંથી કંઇ અગત્યના દસ્તાવેજો તથા ધારેલી દોલત તેમની પાસેથી નીકળી નહિ તેનું કારણ એવું સંભવે છે કે પોતાનો વિનાશ થવાની વાત જેસ્વિતો ઘણા વખતથી જાણતા હતા તેથી રાજકાજ સંબંધીના કાગળો તેમણે નાશ કર્યા હશે, અને પૈસો ઠેકાણે કરી મૂકયો હશે.

ઇ. સ. ૧૮૧૪ માં નેપોલિયનનું રાજ પડી ભાગ્યું ત્યારપછી તુરત રોમના પોપ પાયસ ૭માએ કેટલાક બિશપો અને કાર્દિનલો સામા થયા છતાં જેસ્વિત વર્ગને સજીવન કરવાની આજ્ઞા આપી. એથી યૂરોપમાં પહેલાં તો સર્વકોઇ બીધા પણ તે બીક ખોટી પડી. ૧૪ મા કલેમંટે એ વર્ગને તોડયો ત્યાર પહેલાં તેઓ ઘણુંકરીને રાજાના હરીફ હતા. હમણા સજીવન થયા પછી તેમનો પ્રયત્ન ધર્મગુરૂઓનો તથા રાજાઓનો અધિકાર સ્વેચ્છિક તથા જુલમી કરવાપર હતો પરંતુ તેઓની મહેનત કેવળ નિષ્ફળ ગઇ છે. યૂરોપના દેશોમાં ધર્મ સંબંધી પોપનો પહેલો જે અધિકાર હતો તે હવણાં ઓછો થઇ ગયો છે. રોમમાં પોપનું રાજ હતું તે જતું રહ્યું છે. ફ્રાન્સ, સ્પેન, પોર્તુગાલ, અને ઇતાલિ એ દેશોના રાજકાજમાં ત્યાંની પ્રજાસત્તા બહુજ વધી ગઇ છે. એમ જેસ્વિતો જેની મદદે ગયા તેનો નાશ થયો છે, અને હાલ તો જેસ્વિતો છેક નરમ થઇ ગયા છે અને પડતી હાલતમાં છે. નવી ટોળીઓ ઉભી થઇ છે તેમની બરોબરી જેસ્વિતો કરી શકતા નથી અને તેમનાજ લખાણ ઉપરથી એવો સંભવ જણાય છે કે બીજી અને છેલ્લીવાર તેમનો નાશ થવાનો સમય દૂર નથી.

# ખંડ ૧૨ મો.

## સ્પેન દેશમાં સ્થપાયલી ઇન્કિવઝિશન કોર્ટનો ઇતિહાસ.

આલ્બીજન્સ લોકના જીતાવવા પછી ઇન્કવીઝીશન કોર્ટ પોપની રાજસત્તાને આધાર આપવાને પ્રથમ સ્થાપવામાં આવી તે આગળ કહેવામાં આવ્યું છે. સ્પેનમાં એ કચેરીનું બંધારણ અને વહીવટ જુદીજ તરેહનો હતો. ફર્દિનાંદ રાજા અને ઇસાબેલા રાણીના લગ્નથી સ્પેનની મોટાઇનો પાયો નંખાયો, ત્યાર પહેલાં પણ તે દેશમાં એ અદાલત હતી. ઇસાબેલા રાણી મોટા મનની અને દયાળુ સ્વભાવની હતી. તેણે એ નિર્દય અદાલતને ટેકો આપવાની ઘણા વખત લગી ના કહી, પરંતુ તેનાથી ઓછી અકલના તેના ધણીએ તેને બહુ સમજાવી હા કહેવડાવી અને અસલ જે કામ ઘણું હલકા પાયાપર હતું તે ઘણું મોટું અને ભયંકર કરી નાંખ્યું. જૂના વખતમાં વીસ્તગોથ રાજાઓ સ્પેનની ગાદીએ હતા ત્યારે ત્યાં આરિયન અને કાથલિક એવા ખ્રિસ્તિ ધર્મના બે પંથ હતા. પ્રથમ આરિયન પંથના હાથમાં રાજસત્તા હતી ત્યારે તેમણે ઇન્કવીઝીશન કોર્ટની મારફતે કાથલિકોપર જૂલમ ગુજાર્યો હતો અને જ્યારે કાથલિકોના પંથમાં રાજની લગામ આવી ત્યારે આરિયનોપર વેર વાળવાને કાથલિકોએ પણ કસર રાખી નહિ. યાહુદીઓના પર તો એ બેઉ પંથવાળાઓ જૂલમ કરતા. મુસલમાનો સ્પેન જીતવાને આવ્યા ત્યારે એ જૂલમને લીધે યાહુદીઓએ તેમને મદદ કરી હતી. ફ્રાન્સના દક્ષિણ ભાગમાંથી ઘણાક આલ્બીજન્સ લોક આરાગોન પ્રાંતમાં નાસી આવ્યા હતા. ત્યાં તેઓ પોતાનો અભિપ્રાય ફેલાવવાની કોશીશ કરતા હતા એનો કંઈ પણ પુરાવો ન હતો, તોપણ ધર્મગુરૂઓ તેમનાપર વહેમ લાવતા હતા. તેમણે ફર્દીનાંદ રાજાને સમજાવ્યું કે એ આલ્બીજન્સના વંશજો યાહુદી અને મુસલમાન લોક જોડે મળી જઇ ખ્રિસ્તિ ધર્મ અને ખ્રિસ્તિ રાજને ઉધાં મારશે. જુના વખતની ઇન્કિવઝીશનનો અખ્તિઆર એટલો થોડો છે કે એ પાખંડીઓનો તેમનાથી નાશ થઇ શકે તેવું નથી.

જૂની ઇન્કિવઝીશનના ધારા પણ હમણા જે નવા થયા તેના જેવાજ નઠારા હતા. છાની તજવીજ કરવી, નનામી અરજીપરથી કામ

ચલાવવું, કબુલ કરાવવાને માર મારવો, અને જેને ગુન્હેગાર ઠરવે તેને દંડ, કેદ અને દેહાંત દંડની શિક્ષા કરવી. આરાગોનમાં આલ્બીજન્સી લોકનો નાશ કરવાને માટે એ કોર્ટ હતી. ૧૫ મા સૈકાના મધ્ય ભાગ સુધીમાં તે મતના લોક થોડાજ રહ્યા હતા તેથી આ દુષ્ટ અદાલતને જારી રાખવાની કંઇ જરૂર ન હતી. ખ્રિસ્તિ લોકમાંથી ભોગ મળે એવું રહ્યું નહિ ત્યારે અભાગણી ઇસ્રાઇલ જાતની અવદશા બેઠી. એમના પૂર્વજો ઇસુખ્રિસ્તની સામા થયા હતા તે માટે છેક લગભગ ચાલતા સૈકાના આરંભ સુધી બધા ખ્રિસ્તિ દેશોમાં તેમનાપર બહુજ ગજબ થયો. સ્પેનમાં એમની વસ્તી અને મહત્વતા ઘણીજ વધી ગઇ હતી. ગોથ રાજાઓ કાથલિક પંથમાં આવ્યા ત્યારથી તેમણે યાહુદી લોકપર બહુ ક્રૂરતા કરી. યાહુદીઓ વિશે તેમના કાયદા ઘણાજ સખત હતા. આરબ લોકના હાથમાં સ્પેન દેશ આવ્યો ત્યારે એ પીડામાંથી યાહુદીઓ છૂટ્યા. આરબોએ તેમને પોતાની બરોબરીઆ ગણ્યા તેથી એ ઉદ્યોગી જાત બહુ ધન સંપાદન કરી શકી અને રાજમાં પણ તેઓ મોટે દરજ્જે પહોંચ્યા. વિદ્યાભ્યાસમાં પણ તેઓ આરબોથી પાછળ ન હતા. અનુભવી એટલે ઉપયોગમાં આવે એવી વિદ્યાનો અભ્યાસ કરી આબરૂ મેળવી. તેઓ દેશેદેશ ફરતા અને ત્યાંની જડીબુટી, ઓસડ વગેરે જડતું તેની નોંધ કરી લાવતા, તેથી યૂરોપને વૈદશાસ્ત્રમાં ઘણો આશરો મળ્યો. વૈદક અને ખગોળશાસ્ત્રમાં તેઓ નિપુણ હતા. સ્પેનના ખલિફાના અમલમાં યાહુદી લોકની વિદ્યા સર્વોત્તમ હાલતમાં આવી હતી. એ વેળા આરબો અને યાહુદીઓ સ્પેનના ખ્રિસ્તિઓ કરતાં વધારે સુધરેલા હતા. કાસ્તેલના ખ્રિસ્તિ લોકે એ વાત કબુલ રાખી હોય એવું જણાય છે. ખ્રિસ્તિ રાજાઓના દરબારમાં વિદ્વાન યાહુદીઓને રાજકુમારને શીખવવાને રાખતા, હકીમનું અને ઘણીક વખતે દીવાનનું કામ સોંપતા, ઉપજ ખરચની વાતમાં તેઓ ઘણા હોશિયાર હતા; યૂરોપના બીજા દેશોમાં એ લોકો હતા તેઓ વેપાર કરતા અને બહુ નાણા મેળવતા. વ્યાજ લેઈ રૂપિયા ધીરનારા પણ તેજ લોક હતા.

તેઓ ઘણા ધનવાન થયા તેથી સ્પેનના ખ્રિસ્તિઓ બહુ અદેખાઇ કરવા લાગ્યા અને તેઓની નિંદાની ઘણીક જૂઠી વાતો લોકમાં ચાલી.

ખ્રિસ્તિ છોકરાઓનો તેઓ ભોગ આપે છે વગેરે. તેમના દેવાદારો બૂમ પાડતા હતા કે બહુ વ્યાજ લેઇ લોકને ખરાબ કરેછે. ૧૪ મા સૈકાની આખરના સમયમાં એ જાતુની લોકોને તેમના ધર્મોધ ગુરૂઓએ ઉશ્કેર્યો તેથી કાસ્તૈલ અને આરાગોનમાં ભારે તોફાન ઉઠચું. યાહુદી લોકોના ઘર તોડી અંદર પેઠા. તેઓની માલ મીલ્કત ભાંગી તોડી લૂંટી લીધી, અને સ્ત્રી પુરૂષ અને છોકરાં બધાની કતલ કરી. આવા બારીક સમયમાં ખ્રિસ્તિ ધર્મ કબુલ કર્યા શિવાય બીજો ઉપાય ન હતો. વાલેન્શીઆ પ્રાંતના એક દોમીનીકન સાધુએ ૩૫૦૦૦ યાહુદીઓના મન ફેરવ્યાં એવું કહેવાય છે. ૧૫ મા સૈકાના પહેલા ભાગમાં યાહુદી લોકોના કાયદા ઘણાજ સખત હતા. ખ્રિસ્તિઓનો સંસર્ગ કરવાની તેમને મના હતી. જે ધંધાને માટે તેઓ ઘણા લાયક હતા તે ધંધો તેમને કરવા દેતા નહિ. તેઓની રીત પ્રમાણે ઘરેણાં પહેરવાની મના કરી અને લોકો તેઓનો ધિક્કાર કરવાને ઓળખી શકે માટે તેમના લૂગડાંપર અમુક ચિન્હ કરવાની જરૂર પાડી હતી. ફર્દિનાંદ અને ઇસાબેલા ગાદીએ આવ્યા ત્યારે યાહુદીઓની હાલત એવી હતી. ખ્રિસ્તિ થયલા યાહુદીઓને ઉત્તેજન આપવાને કોઇ કોઇ વખતે તેમને ધર્મગુરૂની પદવી તથા સરકારી નોકરી આપતા. તેઓ પ્રમાણિકપણે ચાલી પોતાની જાતને શોભા આપતા. ગરીબ થઇ ગયેલા ઉમરાવો તેમની જોડે લગ્ન વહેવાર કરી ધનવાન થતા. એ નવા થયેલા ખ્રિસ્તિઓ એમ સારી હાલતમાં દેખાયા પરંતુ તેઓ સહીસલામત ન હતા. તેઓ ઘણુંકરીને વાસ્તવિક ખ્રિસ્તિ થયલા ન હતા. બહારથી ખ્રિસ્તિનું ડોળ બતલાવતા પણ અંદરખાને યાહુદી ધર્મ પાળતા અને એવો ઢોંગ કરતા કાયર થતા ત્યારે ખુલ્લી રીતે યાહુદી ધર્મમાં પાછા જતા. ખ્રિસ્તિ ધર્મગુરૂઓ એ જોઇ લોકને ધર્મને બહાને ઉશ્કેરવા લાગ્યા અને લોકો ફિતુર કરી યાહુદીઓને લૂંટવા ને પીડવા લાગ્યા. યાહુદી ધર્મનો નાશ કરવાને રાજાને અરજી આપી. સેવિલ પ્રાંતના બે સાધુ નામે ઉજેડા તથા મરલો યાહુદી ધર્મનો નાશ કરાવવાને આગળ પડચા. કાસ્તૈલની રાણી ઇસાબેલાના દરબારમાં તે વખતે નિકોલો ફ્રાંકો નામે પોપનો વકીલ હતો તે પણ સામિલ થયો. ઇન્કિવઝીશન કોર્ટના હાથમાં યાહુદી ધર્મનો નાશ કરવાનો અધિકાર આપ્યાથી ઘણા પૈસા મળશે, કેમકે જે

યાહુદી ખ્રિસ્તિ નહિ થાય તેમની માલમીલ્કત સરકારમાં જપ્ત થશે. ફર્દિનાંદને એ વાત ગમી પરંતુ તેની રાણી ઇસાબેલાનો અભિપ્રાય જૂદો હતો. એ દયાળુ રાણીના માનને અર્થે કહેવું જોઇએ કે રાજા તથા ધર્મગુરૂઓની તરફથી ઘણું દબાણ થયું ત્યાં સુધી એ રાણીએ હા કહી નહિ. અંતે તેણીએ પોપની પાસે એ કોર્ટને પવિત્ર કહેતા હતા તેને કાસ્તૈલમાં સ્થાપવાની રજા માગી. ૪ થો સીક્સટસ એ વખતે પોપ હતો. રાજસત્તા અને ધનની પ્રાપ્તિ એથી થશે એવું જોઇ તુરત તેણે સ્પેનના રાજા રાણીની અરજી સ્વીકારી. ઇ. સ. ૧૪૭૮ ના નવેંબરની ૧ લી તારીખે તેણે આજ્ઞાપત્ર લખાવ્યો કે સ્પેનના રાજમાં બે અથવા વધારે ધર્મગુરૂઓને પાખંડ ધર્મનો નાશ કરવા નીમવાને રાજા રાણીને પરવાનગી છે. એ હુકમ અમલમાં આણ્યા પહેલાં રાણીએ નરમાશ કરવાની આજ્ઞા કરી. કાથલિક ધર્મનો સારાંશ એક નાની ચોપડીમાં છપાવ્યો તે વડે તથા બોધ કરવાથી ઇસ્રાઇલિ લોકને સમજાવી ખ્રિસ્તિ ધર્મમાં આણવાની તેણીએ ધર્મગુરૂઓને આજ્ઞા કરી. એવું જણાય છે કે રેફ્રમેશનના ફેલાવા વિશે ઓઝીદા અને બીજા કેટલાક ધર્મગુરૂઓએ રિપોર્ટ કર્યો તે પરથી ઇ. સ. ૧૪૮૯ ના સપ્ટેંબરની ૧૪ મી તારીખે બે ડોમીનીકન સાધુઓને પાખંડીઓને ખોળી કાઢી સજા કરવાનો અધિકાર આપ્યો.

ઇ. સ. ૧૪૮૧ ના જાનેવારી મહિનામાં તેણે જાહેરનામાં કર્યા કે જે લોકો પાખંડીઓને ઓળખતા હોય અથવા પાખંડી હોય એવો જેઓના પર શક હોય તેના વિશે જાહેર કરવું. પોતાની ભૂલ જેઓ અમુક ઠેરવેલા વખતમાં માનશે તેમને માફી મળશે એવી જૂઠી આશા તેઓએ તેમને આપી. તહોમત મૂકવાની હરેક તરેહ તેઓએ કબૂલ રાખી. કેવા પુરાવાપરથી તહોમતદાર જ્યુ છે તે જાણવા લાયક છે. યાહુદી લોકના સાબાથને દિવસે બીજા દિવસો કરતાં સારાં લૂગડાં પહેરે કે તેની આગલી સાંજે ઘરમાં અગ્નિ રાખ્યો ન હોય, કે કોઇ યાહુદીની સાથે જમવા બેઠા હોય કે અમુક જનાવરનું માંસ ખાધું હોય, કે અમુક જાતનો દારૂ પીધો હોય, કે મૂડદાંને ઉને પાણીએ ધોયું હોય, કે મરનારનું મોં મરતી વખતે દીવાલ તરફ કર્યું હોય, કે પોતાના છોકરાંને યાહુદી નામ આપ્યાં

હોય તો એમાંનો હરકોઈ પુરાવો આપ્યાથી તે ખ્રિસ્તિ નથી પણ યાહુદી છે એવું સાબિત થાય. છઠ્ઠી જાનેવારીએ છ માણુસને એ કોર્ટે બાળી માર્યા, માર્ચ મહિનામાં બીજા સત્તર અને ૪થી નવેમ્બર સુધીમાં સહેલમાં ૨૯૮ માણુસના જીવતા બાળીને પ્રાણ લીધા. કેટલાક મરી ગયેલા માણુસોનાં મૂડદાં ઘોરમાંથી ખોદી કાઢી તેઓ ખ્રિસ્તિ હતા એવું ઠેરવી બાળી મૂક્યાં. તેમાંના ઘણા માણસો ભણેલા અને પ્રમાણિક હતા. ખ્રિસ્તિ ધર્મમાં આવી ઉપદેશકની પદવીએ પહોંચેલા ત્રણ હતા. જેઓ પૈસાદાર હતા તેઓ વિશેષે કરીને પકડાતા. સેવીલમાં એ વર્ષમાં મરકી ચાલી તેથી ૧૫૦૦૦ માણુસ મરી ગયાં, તોપણ આ દુષ્ટ અદાલતે પોતાનું કામ બંધ રાખ્યું નહિ. આંદાલુશીઆ પ્રાંતના બીજા ભાગોમાં પણ એ કામ એવીજ રીતે ચાલ્યું તેથી ઇ. સ. ૧૪૮૧ ના વર્ષે આશરે ૨૦૦૦ માણુસોના પ્રાણ એ પ્રમાણે ગયા ને ૧૭૦૦૦ માણુસો ખ્રિસ્તિ થયા. એ ખ્રિસ્તિ થયા તેમને બિલકુલ માફી મળી ન હતી પરંતુ બાળી ન મારતાં દંડ, કેદ વગેરે હલકી સજા કરી.

કેટલાક યાહુદીઓ ગ્રેનેડા, ફ્રાન્સ ઇતાલિ કે જર્મનિમાં નાસી શક્યા. ત્યાંથી તેમણે પોપને અરજી કરી. ૪થા સેક્સટસના મનમાં કરૂણા ઉપજી હોય એવું જણાય છે, કેમકે તેણે ઇન્કિવઝીટરોને ઠપકો આપ્યો પરંતુ એ દયાભાવ ઝાઝીવાર રહ્યો નહિ. ઇ. સ. ૧૪૮૩ માં તેણે ઇસાબેલાને ખબર કરી કે પાખંડીઓની જપ્ત કરેલી મીલકત લેવામાં પાપ નથી ને જે મોટું કામ તેમણે આરંભ્યું હતું તે જારી રાખવાની હિંમત આપી. ઇન્કિવઝીશનને માટે નવા નિયમ ઠરાવવાને વાસ્તે તેજ વર્ષમાં તેણે બે ઠરાવ મોકલ્યા. અર્વાચીન કાળની ભયંકર ઇન્કિવઝીશનની ઉત્પત્તિ એ પ્રમાણે થઇ. ત્રણસેં વર્ષ સુધી સ્પેન અને પોર્તુગાલમાં તે વડે હજારો આદમીઓના પ્રાણ ગયા. તોર્ક્વીમાદા નામે ગુરૂને સ્પેનનો ઇન્કિવઝીશનનો મુખ્ય અધિકારી ઠેરવ્યો. એ અદાલતને માટે તેણે કાયદા રચ્યા તેના જેવા બીજા જંગલી કાયદા થોડાજ હશે; બાતમીદાર કે ચાડીયા કહે તે માનવાનું એમાં ફરમાવ્યું હતું, ગુન્હો મનાવવાને ગુપ્ત રીતે મારીને કે શરીરને બીજી રીતે પીડવાની એમાં આજ્ઞા હતી. તહોમત ખોટા પાડવાને માટે કંઇ વગ રાખ્યો ન હતો અને કેદીપર જેલર કોઇપણ જાતની દયા તે કરે

મોટામાં મોટો ગુન્હો ઠરાવ્યો હતો. ઘણા માણસોએ પોપનું રક્ષણ માગી શુદ્ધ થયાના પત્રો મેળવ્યાં તેથી નાણાંનો લાભ થયાથી પોપે આ દુષ્ટતાને હરકત કરી નહિ. ઘણા માણસો પોપને પૈસા આપીને ઉગરી જતા હતા તેથી સ્પેનના ઇન્કિવઝીટરો પોપને ઠપકો આપતા હતા.

ટોર્કવીમાદાની પછી મુખ્ય ઇન્કિવઝીટરની જગ્યાએ દેઝા નીમાયો. અત્યાર સુધી યાહુદી હોવાને જેઓપર શક હતો તેઓને પકડતા. દેઝાએ મૂરલોકના વંશજોને પણ ઝાલવા માંડયા. ફર્દિનાંદ રાજાએ ઘણાખરા મુસલમાનોને દેશપાર કર્યા હતા તોપણ તેમના વંશજોમાંના કેટલાક એનેદામાં હજુ સુધી રહ્યા હતા. સેવીલના દફ્તરપરથી માલમ પડે છે કે દેઝાએ આઠ વર્ષ સુધી કામ ચલાવ્યું તે અરસામાં ૨૫૯૨ માણસોને જીવતા બાળ્યા, ૮૯૬ નાસી જઇ છૂટયા તેમનાં પૂતળાં બનાવી બાળ્યાં અને ૩૪૯૫૨ ને અનેક તરેહની બીજી હલકી સજાઓ થઇ.

દેઝાની પછી કાર્દિનલ ઝીમીનેસ થયો. તેણે ઇન્કિવઝીશનની સખ્તાઇ કંઈ નરમ કરવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તેના સાથીઓના જંગલી ધર્માંધપણા આગળ તેનું કાંઇ ચાલ્યું નહિ. તેના અગિયાર વર્ષના કારભારમાં પચાસ હજારથી વધારે માણસોને શિક્ષા થઇ તેમાંના ૩૫૬૪ ને જીવતા બાળ્યા હતા.

પ્રોટેસ્ટંટ મતનો પ્રસાર થવા માંડયો ત્યારે ઇન્કિવઝીટરોએ વધારે જુસ્સાથી કામ ચલાવ્યું. લ્યુથરના ગ્રંથો સ્પેનમાં લાવવાની મના કરી ને જે લાવે તેને માટે સખ્ત શિક્ષા ઠરાવી. પાખંડ અને જાદુના બધા ગ્રંથોને બાળી નાખવાનો હુકમ કર્યો. તહોમતદારની તપાસ ઘણી સખત કરવા માંડી. ગુન્હો મનાવવાને તહોમતવાળાને કેટલું દુઃખ થાય તેનું એક દૃષ્ટાંત આપીએ છીએ. સાલાસ નામે માણસપર ધર્મની નિંદા કર્યાનો આરોપ મૂકવામાં આવ્યો તે તેણે કબુલ કર્યો નહિ. તે પરથી તેને દુખદઇને મનાવવાનો હુકમ થયો. દફ્તરમાં નીચે પ્રમાણે તેનો હેવાલ લખ્યો છેઃ—ઇ. સ. ૧૫૨૭ ની ૧૫ જુને વાલાદોલિદમાં ઇન્કિવઝીટર મોરિસે સાલાસને પકડી મંગાવ્યો અને તેની આગળ તહોમત વાંચી સંભળાવ્યું. સાલાસે જવાબ દીધો કે એ ગુન્હો મેં કર્યો નથી. મોરિસ તેને

માર મારવાની કોટડીમાં લઇ ગયો. ત્યાં તેના વસ્ત્ર ઉતરાવી ચક્ર સાથે સણને દોરડે તેના હાથ અને પગ બાંધ્યા. એ બાંધનાર પેદ્રો પારાસ નામે આદમી હતો. એણે દરેક હાથે અને પગે અગિયાર આંટા લીધા. પેદ્રો તેને આ પ્રમાણે બાંધતો હતો ત્યારે સાલાસને પૂછવામાં આવ્યું હતું કે તું સાચું કહે, પરંતુ તેણે ઉત્તર આપ્યો કે મેં એ ગુન્હો કર્યો નથી. એ રીતે બાંધી રહ્યા પછી ઝીણું લૂગડું પાણીમાં પલાળીને તેના મોંપર ઢાંકયું અને તેના મોંમાં અને નસકોરામાં બશેરેક પાણી ઠીકરાના વાસણમાં ભર્યું હતું તેને તળીયે ઝીણું કાણું હતું તે વડે પાણીની ધાર પાડતા હતા. સાલાસે ત્યારપછી પણ કહ્યું કે મેં એ ગુન્હો કર્યો નથી. ત્યારપછી પેદ્રોએ જમણા પગે બાંધેલું દોરડું વધારે સખ્તાઇથી ખેચ્યું, અને બીજી વાર તેના મોંપર પાણી રેડયું. બીજી વાર તેજ પગનું દોરડું વધારે સખ્ત બાંધ્યું. તોપણ સાલાસે પ્રથમ પ્રમાણેજ જવાબ આપ્યો. ત્યારે ઇન્કિવઝીટર મોરિસે કહ્યું કે દુઃખ દેવું શરૂ કર્યું છે પણ હજી પૂરૂં થયું નથી, હાલ તહોમતવાળાને છોડવો."

આ દુઃખ કેવી તરેહનું હતું તે પૂરેપૂરૂં સમજવાને માટે ચક્ર કેવી જાતનું યંત્ર હતું તે જાણવું જોઇએ. તે અંદરથી પોલું હતું. એ પોલાણ માણસનું શરીર માય એવડું હતું. તેને તળિયું નહોતું ને તળિયાની જગાએ એક લાકડી મૂકી હતી તે લાકડીપર શરીરનો ભાગ એવી રીતે રહેતો કે માથા કરતાં પગ ઉંચા રહેતા અને અંગના ભારે કરીને બાંધેલાં દોરડાં ચામડીને કાપતાં હતાં અને હાડકાં સુધી જતાં હતાં દોરડાંને વધારે સખત બાંધતા ત્યારે એથીએ વધારે ઉંડાં જતાં. એવી હાલતમાં શ્વાસ લેવો ઘણો કઠણ પડતો, અને ભીનું કપડું મૂકી મોમાં અને નસકોરાંમાં પાણી રેડતા ત્યારે તો શ્વાસોશ્વાસ લગભગ બંધ પડી જવા જેવું થતું હતું. સાલાસને છેલ્લે તહોમત બરોબર નહિ સાબીત થવાથી કેટલોક દંડ અને જાહેરમાં પ્રાયશ્ચિત કરાવી છોડી મૂકયો.

આવી ક્રૂર શિક્ષાઓ કરવામાં આવતી હતી તોપણ સ્પેનમાં લ્યુથરનો પંથ ગુપ્ત રીતે ચાલ્યો. રાજ્યાસનને લજાવનાર અતિ વહેમી અને ઉદાસી રાજા બીજા ફિલિપનો અમલ એ વખતે સ્પેનમાં ચાલતો હતો. તેણે અને મુખ્ય ઇન્કિવઝીટર વોલ્દેઝે મળીને પોપની પાસેથી લખેલો

હુકમ મંગાવ્યો કે લ્યુથરના મતમાં જેઓ ગયા હોય તેમાંના જેઓ તે પંથ છોડી દેવાની ના કહે તેઓને તથા જેઓએ ખરા દીલથી પશ્ચાતાપ કરી તે છોડી દીધો ન હોય તેઓને બાળી મારવા. સેંકડો માણસોને પકડ્યા તેમાંના જેઓ પ્રોટેસ્ટંટ પંથ છોડી દઇ પ્રાયશ્ચિત કરવાને કબુલ થયા તેમને માફ કર્યું અને બાકીનાઓને વાલાદોલિદમાં બાળી નાંખ્યા. ઇ. સ. ૧૫૫૯ ના મે મહિનાની ૨૯ મી તારીખે વાલાદોલિદના બજારના મોટા ચોકમાં ચિતાઓ ખડકી હતી ત્યાં પ્રોટેસ્ટંટોને લાવી તેપર બાંધ્યા અને બાળી મૂક્યા. આ કમકમાટ ભરેલી ક્રિયાઓ જોવાને શાહજાદાઓ અને ઉમરાવો પણ આવ્યા હતા. એજ વર્ષમાં સેવીલ નગરમાં ૨૧ પ્રોટેસ્ટંટોને જીવતા બાળ્યામાં કેટલીક મોટા દરજ્જાની સ્ત્રીઓ હતી.

બીજે વર્ષે સેવીલમાં ૧૪ માણસોને તેજ ક્રૂર સજા કરી. એ ચૌદમાં નિકોલસ બર્ત્તન નામે હતો તે એક વેપારીના વહાણનો કપ્તાન થઇ સ્પેન આવ્યો હતો. તે વહાણને અને ભરેલા માલને કોર્ટે જપ્ત કર્યો. એવો શક જાય છે કે જપ્ત થયેલા માલનો લોભ તહોમત સાબીત કરવામાં મદદ કરતો હતો. ત્યાર પછીના દશ વર્ષ સુધી સ્પેનમાં દરવર્ષે માણસોને જીવતા બાળ્યા એમાંના ઘણાક માણસો અદાવત અને દ્વેષથી માર્યા ગયા એમાં શક નથી.

સ્પેનની ગાદીપર આસ્ત્રીઆના કુળના રાજા રહ્યા ત્યાં સુધી ધર્મને મસે એવાં ખૂન થવાં જારી રહ્યાં, પરંતુ રાજમતલબને માટે તેનો ઉપયોગ થવાથી લોકમાં તેની નિંદા થવા લાગી. જ્યારે બુર્બોન કુળનો પાંચમો ફિલિપ રાજા તખ્તનશીન થયો ત્યારે તેની ખુશાલીમાં એ ક્રૂર હત્યા કરવામાં આવી, પરંતુ તે જોવા જવાની તેણે ના કહી. આ નિર્દય કામપર પ્રથમ જે તેની અપ્રીતિ હતી તે થોડા વખતમાં જતી રહી અને તેના ૪૨ વર્ષના રાજમાં ૧૪૦૭૬ માણસો પાખંડી હોવાના અપરાધને માટે અનેક તરેહની શિક્ષાઓ પામ્યા.

છઠ્ઠા ફર્દિનાંદની કારકીર્દિમાં ( ઇ. સ. ૧૭૪૬ થી ઇ. સ. ૧૭૫૯ સુધીમાં ) દશ ખ્રિસ્તિ થયેલા યાહુદીઓ પોતાના બાપદાદાના ધર્મમાં પા-

છા ગયા માટે તેમને બાળી નાખ્યા. ૩ જા અને ૪ થા ચાર્લસની કારકીર્દિઓમાં દશ માણસોને બાળી મારવાનો હુકમ થયો, પરંતુ તેમાંના ચારનેજ બાળ્યા અને ૫૬ સખસોને હલકી શિક્ષા થઈ. એ વખતે ફ્રીમેસનોની ટોળીઓપર ઈન્કિવઝટરોનું લક્ષ ગયું અને તેઓએ ગુપ્ત મંડળીના બધા સભાસદોને શિક્ષા કરવાની ધાસ્તી બતાવી; ઘણા ઉપર તે આળ મૂકવામાં આવ્યાં પરંતુ કોઇને શિક્ષા ન કરતાં એ વાત ખોટી છે એવું કહેવાથી કે બીજા કારણોથી તે કામ માંડી વાળ્યું.

ઇ. સ. ૧૮૧૩ માં સ્પેનની કોર્ટેઝ સભાએ ઇન્કિવઝીશન કોર્ટ કાયદાથી બંધ પાડી અને બીજે વર્ષે ૭ મા ફર્દિનાંદ રાજાએ તેને પાછી સજીવન કરી; પરંતુ કોઇને એ વખતથી જીવતા બાળવામાં આવ્યા નથી. હાલ તે કાયદાથી બંધ થયેલી છે પરંતુ દોનકાર્લોઝ જે સ્પેનની ગાદીનો દાવો કરેછે તેણે પ્રતિજ્ઞા કરી છે કે મને રાજ મળશે ત્યારે એ ભયંકર કોર્ટ પાછી સ્થાપીશ અને એજ કારણથી મઠમાં રહેનારા જોગીઓ અને ભિક્ષુક બાવાઓ ( મોંક અને ફ્રાયર ) તેના દાવાને હોંસથી ટેકો આપે છે. ઇન્કિવઝીશનને આપેલો છેલ્લો ભોગ એક જોગણ હતી. સેતાનની ઉપાસના કરવાના તહોમત ઉપરથી તેને ઈ. સ. ૧૭૮૧ ના નવેંબરની ૭ મી તારીખે જીવતી બાળી હતી.

ઇન્કિવઝીશનને હોલી આફિસ ( પવિત્ર કચેરી ) પણ કહેતા. ઇ. સ. ૧૪૮૧ થી ઇ. સ. ૧૭૮૧ સુધી તેના હુકમથી નીચે પ્રમાણે માણસની હત્યા તથા બીજી સજાઓ થઇ.

| | |
|---|---|
| જીવતા બાળ્યા. ... ... ... ... | ૩૧૯૧૨. |
| તહોમતદારો હાથમાં ન આવ્યાથી તેમના પૂતળાં કરી બાળ્યાં. ... ... | ૧૭૬૫૯. |
| સખ્ત શિક્ષા ભોગવી. ... ... ... | ૨૯૧૪૫૦. |

બીજા ફિલિપના કાયદાથી દક્ષિણ અમેરિકામાં સંસ્થાનો હતાં ત્યાં ઇન્કિવઝીશન કોર્ટ દાખલ થઈ પરંતુ ત્યાં તેને હાથે ઘણી સપ્તાઇ થઇ

નથી. પ્રથમ વસનારાઓની જોડે જે ગુરૂઓ ગયા તેમણે ત્યાંના નિરાશી દેશીઓને મૂર્તિપૂજક તથા શત્રુ ગણી મારી નંખાવવાનો બોધ કર્યો પ. રંતુ પાછળથી જે મિશનરીઓ ગયા તેમણે ત્યાંના દેશીઓપર દયા આ. ણી અને સમજણ પાડીને ખ્રિસ્તિ કરવાનો પ્રયત્ન ઘણી આતુરતાથી ક. ર્યો. પિરૂના ઇંડિયનોના સરદારે તેમાં શું છે એ વાત બિલકુલ જાણ્યા વગર એક ધર્મપુસ્તક ફેંકી દીધું. તે માટે ઇંડિયનોને મારી નાખવાના બોધની શિખામણ વાલવરડીએ પિઝારોને આપી, પરંતુ એ ખૂની જુ. સ્સો એકાએક ઉઠેલો અને લોભથી પામેલો હતો તે ઘણા વખત લગી ચાલ્યો નહિ. પિરૂના ઇંડિયનોનું ધન લૂંટી લેવાને એ આજ્ઞા થયા પે. હેલાં સ્પાનીઅર્ડોને મારી નાખતા અટકાવવાને ઘણા મુશ્કેલ પડતા. પિરૂ દેશ જીતાયા પછી ખ્રિસ્તિ ધર્મગુરૂઓએ ત્યાંના અસલ રહેવાસી ઇંડિ. યનોનું રક્ષણ કર્યું. વસવા આવેલા સ્પાનીઅર્ડો તેમનાપર જે વિપત્તિ પા. ડતા હતા તેમના મદદગાર એ સાધુઓ સિવાય બીજું કોઇ ન હતું.

હાલ ઇંન્કિવઝીશન કોર્ટ કોઇ દેશમાં નથી તોપણ જે મૂલકોમાં રોમન કાથલિક ધર્મની સત્તા પુષ્કળ છે ત્યાં ધર્મની બાબતમાં પીડા કર. વાનો અભિપ્રાય અદ્યાપિ ચાલુ છે. જેઓની આસ્થા ઓછી જણાય તે. ઓનાં નામ દેવલમાં ઉભા રહી ગુરૂઓ જાહેર કરી શકે છે; એ પ્રમાણે જે માણસનું નામ લેવામાં આવ્યું હોય તેને મૂર્ખ લોકથી ઘણું દુઃખ થાય છે અને તેના જીવનું જોખમ થાય છે.

# खंड १३ मो.

## હિંદુસ્તાનનો ઇતિહાસ—મુગલવંશ.

દિલ્હિની ગાદી બાબરને હાથ આવી તોપણ માજી પાદશાહના વખતમાં પ્રાંતોના પઠાણ સુબેદારો તાબે થયા ન હતા. રજપૂતોની સાથે મળી જઇ તેમણે એક લાખ આદમીઓની ફોજ ઊભી કરી અને મરહૂમ પાદશાહના ભાઈ મહમદને તેની સરદારી સોંપી. એ વખતે બાબર મુશ્કેલીમાં આવી પડયો. બધી બાજુએ તે ઉઘાડા શત્રુ કે જૂઠા મિત્રોથી ઘેરાયલો હતો. દુશ્મનની મોટી ફોજથી તેના સ્વારો ડરી ગયા અને તેના બહાદુર નાયકોમાંના કેટલાકે સલાહ આપી કે કાબુલ કે પંજાબમાં નાસી જવું ઠીક છે, પરંતુ શૂરા બાબરને હિંદુસ્તાનનું મોટું રાજ્ય ઝઘડો કર્યા વિના છોડી દેવું પસંદ પડયું નહિ. પાછા પગલાં કરવાથી આબરૂ જશે અને જીવવું પણ કઠણ પડશે તેથી લઢીને મરવું બેહેતર છે એ વાત તેણે પોતાના સાથીઓના મનમાં ઉતારી. એની હોંસ અને ઉમંગ જોઇ તેના સિપાઇઓ હિંમત પકડી જાગૃત થયા. દુશ્મનના લશ્કરમાં હિંદુઓની મોટી સંખ્યા હતી તે પરથી તેણે પોતાના જોદ્ધાઓને ધર્માભિમાન જગાડવાનો પ્રયત્ન કર્યો. લઢાઇમાં મરવું કે જીતવું એવા કસમ તેણે તેમને કુરાનપર હાથ મૂકી ખવડાવ્યા. મુસલમાનોને સારૂ લગાડવા સારૂ તેણે દારૂ નહિ પીવાની પ્રતિજ્ઞા કરી અને મીજબાનીમાં વાપરવાના સોનાના પ્યાલા હતા તેને ભાગી નાખી ગરીબોને વહેંચી આપ્યા (ઇ. સ. ૧૫૨૬).

ઘણીજ ચતુરાઇથી તેણે લઢાઇની ગોઠવણો કરી. દુશ્મનની પાસે ઘણા બહાદુર સ્વારો હતા પરંતુ તેઓ પૂરા કવાયતી ન હતા. બાબરના સ્વારો રણમાં યુદ્ધ કરવાને જોઇએ તેવા ન હતા. દોડ અને લૂંટફાટ કરવાને તેઓ વધારે લાયક હતા. તેનું મુખ્ય બળ તેના બંદુકવાળા સિપાઇઓ અને તોપખાના પર હતું. હિંદુસ્તાનના યુદ્ધોમાં એ અસ્રાસ્ત્રનો ઉપયોગ એ વખત લગી થયો ન હતો. બાબરે પોતાની હાર મોખરાપર ગોઠવી

અને તોપોને અરસ્પરસ સાંકળવડે બાંધી લીધી. તોપની પાછળ પાયદળ-ને રાખ્યું અને વચ્ચે વચ્ચે કેટલેક ઠેકાણે ઘોડેસ્વારોની ટોળીઓ મૂકી. સવારના પહોરમાં પઠાણ ફોજ હલ્લો કરવાને આગળ આવી અને તેણે બાબરની નાની ફોજને ઘેરી લીધી. ઘણા વખત સુધી બંદુકો અને તોપો-ના સાધન વડે તેમના હુમલા બાબરે પાછા વાળ્યા. અંતે દુશ્મનો થાકીને ગતિભંગ અને ઉદાસ થયેલા જોઇ બાબરે કેટલાક વીણી કાઢેલા સ્વા-રોની પલટણો લેઈ તેઓપર બહુ જોસ્સાથી હુમલો કર્યો. આખી પઠાણ સેના પાછી ફરી નાઠી અને તેના ઘણાક સરદારો રણમાં પડ્યા.

તેને નાશ કરવાને જોરાવર એક્કો થયો હતો તે આ મોટા જયથી તૂટ્યો, તોપણ તે સુખે રાજ કરી શક્યો નહિ. હિંદુસ્તાનમાં અને કાબુલમાં બંડ જારી રહ્યાં. માત્ર પાંચ વર્ષ રાજ કર્યા પછી ઇ. સ. ૧૫૩૦ માં બાબરનો કાળ થયો. બાબર જેમ શૂરો, સાહસિક, શરીરે બળવા-ન અને ચપળ હતો તેમ ભણેલો અને ચતુર પણ હતો. કવિતા અને ગાયનમાં તે કુશળ હતો. પોતાનું જન્મચરિત્ર તેણે લખ્યું છે તે પરથી જણાય છે કે અવલોકન કરવાની શક્તિ તેનામાં સારી હતી. એમાં તેણે દેશી અને એશિઆના લશ્કરની છાવણીઓનું મનોરંજક વર્ણન કર્યું છે. તે સ્વભાવે માયાળુ, ઉદાર અને ખુલ્લા દીલનો હતો. રણસંગ્રામમાં કે-ટલાંક ક્રૂર કર્મો તેણે કર્યાં છે તોપણ ઘણુંકરીને તે દયાળુ હતો. લઢાઇ-ની જગાએ પણ લૂંટ કરી શકે ત્યાં વેપારનું તે રક્ષણ કરતો. તેનું મન એવું ચંચળ હતું કે સ્થિરતા અને શાંતિ તેને ગમતી નહિ. સલાહ રાખી પ્રજાના સુખ પર તે મન લગાડી શકતો નહિ. લોભ અને મોટાઈ મેળ-વવા માટે હમેશ ઝઘડાઓમાં તે પડતો.

બાબરની પછી તેની ગાદીએ તેનો પુત્ર હુમાયું બેઠો. એ પાદ-શાહ માયાળુ અને ભણેલો હતો અને તેને જ્યોતિષવિદ્યાનો ઘણો શોક હતો. સાત દીવાનખાના બનાવી દરેકને એકેક ગ્રહનું નામ આપ્યું. મંગ-ળના દીવાનખાનામાં તે લશ્કરની મુલાકાત કરતો. *ન્યાયાધીશ અને કા-રભારીઓની ભેટ બુદ્ધના દીવાનખાનામાં થતી અને ચંદ્રમંદિરમાં કવિ-ઓ, મુસાફરો અને પરરાજ્યના એલચીઓ બીરાજતા. ગુજરાતના રાજા બહાદુરશાહે તેના રાજ્યપર ચઢાઇ કરી. ચીતોડના રજપૂત રાજા જોડે

હુમાયુ લાગ્યો હતો તેની ખબર અત્યાર સુધી લાગી નહતી. હવે તે મોટી ફોજ લઇ ગૂજરાતના સુલતાનપર ચઢ્યો. બહાદુરશાહ પાછો ફરી નાસતો નાસતો અમદાવાદ આવ્યો. ચાંપાનેરમાં બહાદુરશાહે પોતાનો ખજાનો મૂક્યો હતો. હુમાયુએ તે નગર ઘેર્યું. બહારથી લોઢાની ખીલીઓ ખોસીને તે પાવાગઢપર ચઢ્યો અને કિલ્લેદારોને ચમકાવી ગઢ તાબે કર્યો. આ ફતેહ થયા પછી તે સુખે બેસે તેવું હતું (ઇ. સ. ૧૫૩૦). પરંતુ તેના ભાઇ કામરાન અને હિંદાલે બંડ કર્યો. તેની અતિશય માયા અને નરમાશથી તેઓને આ કામ કરવાની હિંમત મળી હતી. ફોજની ટૂકડીની સરદારી તેમને આપી હતી તેનો લાભ લઇ તેમણે દિલ્લીપતિ થવાને વારાફરતી કોશીશ કરી. શીરખાન નામે એક પઠાણ સરદાર બંગાળાનો કબજો કરી પડ્યો હતો તેણે આ અંદર અંદરની વઢવાઢ જોઇ હુમાયુપર મોટી ફોજ સહિત સ્વારી કરી. તેની સામા થવાને જોઇએ તેટલી ફોજ હુમાયુથી એકઠી થઇ શકી નહિ. લઢાઇમાં તેની હાર થઇ ને તે આગ્રા પાછો આવ્યો. કુસંપથી આ રીતે કુળની ખરાબી જોઇ તે ભાઇઓ પાદશાહને આવી મળ્યા પરંતુ જોઇએ તેવાં એકદીલ થયાં ન હતાં. બીજી ફોજ જમાવી હુમાયુ શીરખાંની સામે થયો. વળી બીજીવાર તેનો કેવળ પરાજય થયો અને રાજધાની મૂકી તેને નાસી જવું પડ્યું. આ પડતી દશામાં તાબેદાર રાજાઓમાંના થોડાજ તેને નિમકહલાલ રહ્યા. સિંધના રણમાં થઇ સિંધુ નદીપર ગયો. માર્ગમાં તેને બહુ દુઃખ પડ્યાં. થાક અને તરસથી તેનો ઘોડો મરી ગયો ત્યારે એસવાને બીજો તેને મળી શક્યો નહિ. જોડે આવેલા સ્વારોમાંના એકે પોતાની મા પોતાની જોડે આવી હતી તેને ઉતારી તે ઘોડો બેસવાને આપ્યો ત્યારે કાર્મ ચાલ્યું. પાણીની તંગીથી પણ તેની નાની ટોળી બહુ હેરાન થઇ. એવામાં એક કૂવો આવ્યો પરંતુ પાણી કાઢવાનો એકજ ડોલ રહ્યો હતો. ડોલ ભરીને કૂવા આગળ ઉભો એટલે એટલાં માણસ ઝંપલાવી પડ્યાં કે દોરડું તૂટીને ડોલ કૂવામાં પડ્યો. દુશ્મનની પાછળ લાગેલી ફોજને પાછા હઠાવવાને વારે વારે પાછા ફરવું પડતું. રણની પેલીમર અમરકોટ છે ત્યાં પહોંચ્યાં પહેલાં એમની જોડે સ્વારો આવેલા તેમાંના ઘણાક નાશ પામ્યા. આવી આપત્તિમાં પડ્યો હતો એટલામાં વધામણી આવી કે સુલતાનાને પુત્રનો જન્મ થયો. એશિયામાં

મોટામાં મોટો રાજા અકબર નામે થયો તે એ શાહજાદો હતો. એ બાળક કોઈ સરદારને સોંપી ઉતાવળે તેને નાસી જવું પડ્યું, અને તે દગલબાજ સરદારે નાના અકબરને તેના કાકા અને બાપના કટ્ટા વેરી કામરાનને હવાલે કર્યો (ઇ. સ. ૧૫૪૨).

હુમાયુ ઇરાનના શાહ તમાસ્પના દરબારમાં રક્ષણ લેવાને ગયો. તમાસ્પે સારી રીતે તેને આવકાર દીધો, અને પાદશાહી દબદબાથી રહી શકે એટલો ખરચ આપ્યો. ઇરાનમાં શીઆપંથનું જોર જોઈ હુમાયુએ તે મત સ્વીકાર્યો, તે પરથી ખોયેલું રાજ પાછું લેવાને તમાસ્પે ૧૦૦૦૦ માણસની ફોજ આપી. એ લશ્કર લઇ તે કાબુલ આવ્યો પણ કામરાને તેને શહેરમાં પેસવા દીધો નહિ. ત્યારપછી તેણે કંદહારને ઘેરો ઘાલી જીતી લીધું અને ત્યારપછી વધારે ફોજ સાથે ફરી પાછો કાબુલ ગયો. લડવાની તૈયારી કામરાને ત્યાં કરી મૂકી હતી. જો શહેર ઉપર હુમાયુ હુમલો કરશે તો કામરાન અકબરને મારી નાખશે એ જણાવવાને વાસ્તે કોટના મથાળા ઉપર લાકડાની ચીતા ખડકી તે જોડે અકબરને બાંધ્યો. આ દુઃખકારી દેખાવથી ન ગભરાતાં હુમલો કરવાનો નિશ્ચય હુમાયુએ જણાવ્યો, અને કહાવ્યું કે જો એ જંગલી કામ કરશે તો બહુજ કઠણ વૈર લેવામાં આવશે. બાળકનો પ્રાણ ન લેતાં કામરાન શહેરમાંથી નીકળી નાઠો. શહેરમાં પેસી હુમાયુ પોતાના દીકરાને ભેટ્યો. નવ વર્ષ તેણે કાબુલમાં રાજ કર્યું. કામરાન વારે વારે તેને હેરાન કરતો હતો પણ અંતે તેનો પરાજય થયો.

એ અરસામાં શીરખાંને દિલ્લીનું રાજ તમામ જીતી લીધું અને ચારે તરફ તેની હદમાં વધારો કર્યો. રાજનો વહીવટ તેણે ડહાપણથી અને સારી રીતે કર્યો. ગંગા નદીથી સિંધુ સુધી તેણે એક મોટો રસ્તો બાંધ્યો. એ રસ્તાની બેઉ બાજુએ ઝાડો રોપાવ્યાં અને એકેક ગાઉને છેટે કુવા ખોદાવ્યા, તથા દરમજલે ધર્મશાળાઓ બંધાવી. ગેરઇન્સાફ બંધ પાડી લોકના જાનમાલનું તેણે રક્ષણ કર્યું. પાંચ વર્ષ પછી તેનું મૃત્યુ થયાથી પ્રજાએ ખેદ કર્યો, તેને ઠેકાણે તેનો પુત્ર સેલિમ થયો. બાપનાં જેટલી બુદ્ધિ કે ડહાપણ તેનામાં ન હતાં. નવ વર્ષ રાજ કર્યો પછી તે મુઓ ત્યારે તેના કુમાર મહંમદ અને ઇબ્રાહીમ બાલ્યાવસ્થામાં હોવાથી રાજ

કુટુંબમાં કુસંપ પેઠો અને ઘણાક ઉમરાવો અને સુબેદારોએ બંડ કર્યાં. આવી હાલતમાં હુમાયુના મિત્રોએ તેને સૂચના કરી કે તમે કંઇક જબરી ફોજ લઇને આવશો તો રાજ તમારે કબજે થશે. કાબુલના રાજનો પાયો હજુ મજબુત થયો ન હતો તે જોઇ તેણે આનાકાની કરી પણ અંતે ૧૫૦૦૦ ઘોડા લેઇને સિંધુ નદીપર આવ્યો કંદહારથી કસાયલા સિપાઇઓની ફોજ લેઇ અતિ ખબરદાર સરદાર બહેરામ તેને આહિં આવી મળ્યો.

સિંધુ નદી ઓળંગી આ પાર આવતાં લાહોરનો સુબેદાર તાતારખાં તેની સામો થયો. બહેરામે તેનો પરાજય કર્યો. એ દરમિયાન દિલ્લીના તખ્ત ઉપર પઠાણ ઉમરાવોએ શીરખાંના ભત્રીજા સિકંદરને બેસાડયો હતો. એ પાદશાહ બુદ્ધિવાન અને ઉમંગી હતો. ૮૦૦૦૦ માણસની ફોજ એકઠી કરી હુમાયુની સામો તે ગયો. બેઉ ફોજો ઘણી હઠીલાઇ અને જુસ્સાથી વઢી. મુગલોની તરફથી હુમાયું અને બહેરામ ઘણી ચતુરાઇથી અને હોશિયારીથી વર્ત્યાં. એ વખતે અકબર ભાગ્યે તેર વર્ષની વયનો થયો હતો, તોપણ તે એટલી બહાદુરીથી લઢયો કે તેની હિંમત જોઇ બધી મુગલ સેના ઉશ્કેરાઈ. અંતે પઠાણ ફોજનો પરાજય થયો સિકંદર ઉત્તર તરફના પર્વતોમાં નાઠો અને હિંદુસ્તાનનો પ્રદેશ હુમાયુને હાથ આવ્યો.

તેર વર્ષ બહાર રહ્યા પછી હુમાયુ દિલ્લીની ગાદીએ બેઠો પણ તે ઝાઝી વાર ભોગવી શકયો નહિ. એક વર્ષમાં પોતાના મહેલની આરસની નિસરણી ઉપરથી તે પડયો તેથી તેને એટલું બધું વાગ્યું કે થોડા દહાડામાં મરણ પામ્યો. એ રાજા બહાદુર, માયાળુ, અને વિદ્વાન હતો. જે સંકટો એને ખમવાં પડયાં તેનું મુખ્ય કારણ જોઇએ તેથી વધારે નરમાશ હતી. નાલાયક ભાઇઓપર હેત બતાવ્યાથી તે દુઃખ પામ્યો. મુગલોનો ઇતિહાસ લખનાર ફિરસ્તા કહેછે કે હુમાયુ કઠણ દીલનો માણસ હોત તો વધારે મોટો રાજા થયો હોત. વંશપરંપરા વડા પુત્રના વંશજોને ગાદી મળવાનો નિયમ યૂરોપમાં અચળ પાયાપર સ્થાપન થયેલો છે પરંતુ એશિયાના લોકોના મનપર તે થોડોજ વસે છે. રાજકુટુંબમાંથી કોઇપણ શાહજાદો ફોજ એકઠી કરી શકે તો તખ્તપર બેઠેલા પાદશાહને કાઢી મૂકી પોતે સુલતાન થવાની આશા રાખી શકે.

ઈ. સ. ૧૫૫૬માં અકબરનો અમલ બેઠો. તેણે એકાવન વર્ષ લગી રાજ કર્યું. હિંદુસ્તાનમાં તેના જેવો પ્રતાપી અને ડાહ્યો રાજા કોઇપણ થયો નથી. તેરમે વર્ષે મોટા રાજની ગાદી તેને મળી, પરંતુ તે ગાદી સહીસલામત ન હતી. પઠાણ ઉમરાવો, રજપૂત રાજાઓ અને તેની ફોજના સરદારો ચારે તરફ બંડ મચાવી રહ્યા હતા. શૂરાતન અને બુદ્ધિબળ વડે એ સઘળા શત્રુઓને તેણે જીત્યા. એના પરાક્રમના ઘણા દાખલા ઇતિહાસમાં નોંધાયલા છે. યુદ્ધકળામાં જેવો તે કુશળ હતો તેવોજ તે વિદ્યામાં કાબેલ હતો. તેના ગ્રંથોમાં એન અકબરી અતિ કિંમતી છે. પોતાનો બુદ્ધિવાન અને સુધરેલા વિચારનો વજીર અબુલફાઝીલ તથા ખુદ નજર નીચે થયેલી આખા દેશની માપણીનો હેવાલ એ પુસ્તકમાં છે. તેની રાજરીતિ, લોકના ધંધા, રાજસંબંધી હરેક મોટી અને નાની બધી બાબતો, તેનો શીકાર અને તેની ગમત એ સઘળાનો હેવાલ તેમાં લખેલો છે. પ્રાંતોનો વિસ્તાર અને તેની ઉપજના આંકડા અને વર્ણન છે તે અતિ ઉપયોગી છે. રાજના વસુલાત ખાતાના નિયમ કરવા માટે એ કરેલું જણાય છે. એમાં અકબર જણાવે છે કે આગલા વખતના પાદશાહે જેટલું રૈયત પાસેથી લીધું તેના કરતાં એણે ઘણું ઓછું લીધું. જમીનની પેદાશમાંથી ઓછું લીધું હોય એમ જણાતું નથી. કેમકે ઉપજનો એક તૃતિયાંશ ભાગ તે લેતો. અકબર કબુલ કરેછે કે અસલના હિંદુ રાજાઓ છઠ્ઠો ભાગ લેતા અને ઇરાનમાં દશમો ભાગ લેવાય છે. પરંતુ એ ઉપરાંત તે રાજાઓ રૈયતપર બીજા ઘણા વેરા નાખતા અને તેથી રૈયતપર ઘણો વધારે ભાર પડતો. એ બધા કાઢી નાખી માત્ર જમીનની પેદાશમાં ત્રીજો ભાગ લેવાથી રૈયતને ફાયદો થયો એવું એ ગ્રંથમાં લખ્યું છે. જે વેરાઓ તેણે કાઢી નાખ્યા તેઓમાં માથાદીઠ વેરો દરેક ઝાડ ઉપર, બળદ ઉપર, ઢોર વેચાણ ઉપર, માછીઓ ઉપર, મજુરોપર, રાહદારી એટલે રસ્તે જતા માલ ઉપર ઇત્યાદિ હતા. એ કરો ગરીઓને બહુ કઠણ પડતા તથા તેથી વેપારને બહુ હરકત પડતી.

અકબરની કારકીર્દિમાં યૂરોપના મિશનરીઓ પોતાનો ધર્મ પ્રવર્ત્તવવાને પહેલવહેલા મુગલ દરબારમાં આવ્યા. અકબર પોતે કીયો ધર્મ માનતો તે જણાતું નથી, પરંતુ માણસ જાતમાં જે જૂદા જૂદા ધર્મ ચા-

લતા હતા તે જાણવાની તેને ભારે જિજ્ઞાસા હતી. નવા લોકો હિંદુસ્તાનમાં ચાલતા ધર્મથી કેવળ જુદો ધર્મ માનનારા પૃથ્વીનાં ઘણા દૂરના ભાગમાંથી આવ્યા છે એવું સાંભળી તેમને મળવાની તથા વાતચીત કરવાની ઇચ્છા તેણે દર્શાવી. ગોઆના પોર્તુગીઝોપર એક પત્ર લખી જણાવ્યું કે તેમનું બાઇબલ અને કાયદાના પુસ્તકો લઇને પાદરીઓ દિલ્લી આવશે તો હું તેમને ઘણું માન આપીશ મુગલના નામથી યૂરોપિયનો ડરતા હતા, પરંતુ જે ભકતોને આ કામ કરવાને સોંપ્યું તેઓએ ભયનો વિચાર ન લાવતાં ત્યાં જવાથી જે ફાયદો થઇ શકે તેપર વિચાર કરી જવાની હા કહી. ઇ સ. ૧૫૬૮ ના ડિસંબર મહિનામાં ત્રણ પુરૂષો સુરતને માર્ગે દિલ્લી જવા નિકળ્યા. સુરતના નવાએ તેમના રક્ષણને સારૂ ઘોડેસ્વારો આપ્યા. તેમની જોડે તાપી અને નર્મદા નદીઓ ઉતરી તેઓ માળવામાં ગયા. માર્ગમાં પાંજરાપોળો જોઇ તેમને ઘણી નવાઇ લાગી. માંદા અને નિર્બળ માણસો દુઃખે પીડાતા હતા તેમનું રક્ષણ કર્યાને બદલે પશુ પક્ષીઓની સંભાળને વાસ્તે વાણીઆઓએ પાંજરાપોળો કરી હતી. કોઇ પણ પ્રાણીઓને વાણીઆઓ મારતા નહિ અથવા મરતું જોતા નહિ. એક પોર્તુગીઝે બે ત્રણ કૂતરા પકડી વાણીઆને કહ્યું કે એના પૈસા આપી છોડાવો નહિ તો હું એને મારી નાખીશ તે પરથી વાણીઆએ તેના પૈસા આપ્યા. માર્ગમાં બળી મરેલી સતીઓની દેવડીઓ તથા કાશી જતાં જાત્રાળુઓ મળ્યા. તેમનો નવાઈ જેવો દેખાવ અને પોશાક જોઇ લોકો તેમની મશ્કરી કરતા અથવા પજવતા પણ મુગલ સિપાઇઓ તેમની જોડે હતા તેથી તેઓને હરકત થઈ શકી નહિ. ૧૨ મી ફેબ્રુઆરીએ તેમને બીજા સ્વારો સામા તેડવા આવ્યા અને ફતેહપુરમાં તે વખતે અકબર હતો ત્યાં તેમને લેઈ ગયા. શહેરમાં પહોંચતાં વારને અકબરની હજુરમાં તેમને જવા દીધા. તેઓ લખે છે કે પાદશાહ આશરે પચાસ વર્ષનો હતો. યૂરોપિઅનના જેવો તે ગોરો હતો અને તે બહુ બુદ્ધિમાન હોય એવું તેનું મોં દેખાતું હતું. ઘણીજ કૃપાદૃષ્ટિએ પાદશાહે એ સાધુઓપર નજર કરી. નાણા વગેરે જે જોઇએ તે આપવાને કહ્યું ને તે લેવાની સાધુઓએ ના કહી તે તેને ડહાપણભરેલું લાગ્યું. સૂળી ઉપર ક્રાઇસ્ટનું ચિત્ર દેખાડ્યું ત્યારે નિષ્પક્ષપાતપણે તેણે તેને માન આપ્યું પ્રથમ મુસલમાનોની રીત પ્રમાણે તેને નમ્યો, પછી ક્રિશ્ચિયનોની પેઠે તેની

આગળ ઘુંટણીએ પડયો અને છેલ્લે હિંદુઓની રીત પ્રમાણે લાંબો થઇને પગે લાગ્યો. ક્રાઇસ્ટની માની મૂર્ત્તિ પુષ્કળ ઘરેણાંથી શણગારેલી દેખાડી તે જોઇને કહ્યું કે સ્વર્ગની રાણીને યોગ્ય મૂર્ત્તિ છે. ચાર ભાષામાં લખાયલું બાઈબલ સાધુઓએ નજર કર્યું તેને ચુંબન કરી માથે ચઢાવ્યું. પછી તેમણે માગ્યું કે સભા ભરી મુલ્લાંઓ સાથે અમને વાદ કરાવો. પાદશાહે તે પ્રમાણે કર્યું. સાધુઓ લખે છે કે અમે તકરારમાં જીત્યા પણ અમારા કહેવાની મુસલમાનોપર કંઇ અસર થઇ નહિ. પાદશાહ રાજી થયો અને તેનાં મીઠાં વચનોપરથી પાદરીઓને એમ લાગ્યું કે તે ખ્રિસ્તિ થશે. ઘણોક વખત ગયો પણ તે સાધુઓની મનકામના પાર પડી નહિ. અંતે એક ઉમરાવે તેમને ખાનગી રાહે જણાવ્યું કે પાદશાહની સભ્યતાપર તમે આશા રાખીને બેઠા છો તે તમે ભૂલો છો. સાધુ પુરૂષોને માન આપવું એ રાજાધિરાજની રીત છે પણ તેમનો અભિપ્રાય કે ધર્મ સ્વીકારવો એ વાત તેમના મનમાં જરાએ નથી. પાદશાહે તેમને બનાવ્યા હોય એવું જણાય છે. તેણે તેમને કહ્યું કે એક મોટાં મુલ્લાં હાથમાં કુરાન લેઇને અગ્નિમાં ઝંપલાવવાનું કહેછે અને કહે છે કે દાઝયા વગર બહાર નીકળું, તો મુસલમાની ધર્મ સર્વેથી શ્રેષ્ટ સાબીત થશે. બાઇબલને હાથમાં લેઇ તમે એમ કરો તો તમારૂં પણ પારખું જણાય. ખ્રિસ્તિ સાધુઓ ચમત્કાર કરવાનો કંઇક દાવો કરતા હતા પરંતુ તેમણે અગ્નિમાં પડવાની હા કહી નહિ. બીજી વાર વાદ કરવાની તેમણે ખુશી બતલાવી તેનું પરિણામ પહેલાંજ પ્રમાણે થયું. અકબરે ફરી કહ્યું કે પહેલાં મુલ્લાં અગ્નિમાં પડે અને પછી તમારામાંનો એક સાધુ પડે, ને જે વગર દાઝે સાજોસમો પાછો નીકળે તેનો ધર્મ ખરો માનીશ. ખ્રિસ્તિ સાધુએ એમ કરવાની ના કહી. કાબુલ અને બંગાળામાં બળવા થયાથી એ સાધુઓ ઉપર પાદશાહ લક્ષ આપી શકયો નહિ ને તેઓ ઇ. સ. ૧૫૭૩ ના મે મહીનામાં પાછા ગોઆ ગયા. ઈ. સ. ૧૫૯૧ માં તેણે બીજા સાધુઓને તેડાવ્યા. તેઓ ઝાઝીવાર એની પાસે રહ્યા નહિ. ચાર વર્ષ પછી ફરીને ગોઆના ગવર્નરપર નવા સાધુઓ મોકલવાને કાગળ લખ્યો. એ વખતે પાદશાહ લાહોરમાં હતો, ત્યાં તેઓ સિંધના રણમાં થઇને ગયા. તેમને તથા ક્રાઇસ્ટની માની મૂર્ત્તિને માન આપ્યું તેથી તેમને આશા થઇ કે તે ખ્રિસ્તિ ધર્મમાં આવશે. વળી તેમના જોવામાં આવ્યું કે મુ-

સલામની ધર્મપર તેને એટલી થોડી આસ્થા છે કે જ્યારે પૈસા ખૂટે છે ત્યારે મસ્જીદો પણ લૂંટે છે. સૂર્યની પૂજા કરતો પાદશાહને જોઈ તેઓ કાંઈક ના ઉમેદ થયા. લોકો તેને પગે લાગતા હતા તેથી તેઓએ ખ્યાલ કર્યો કે એ પોતાને દેવ ગણાવવાને ચહાય છે. તેમનો હેતુ પાર નહિ પડવાથી તેઓ પછા વળ્યા.

એકાવન વર્ષ રાજ કરી ઇ. સ. ૧૬૦૫ માં અકબરનું મૃત્યુ થયું. એનો શાહજાદો સેલિમ જહાંગીર એ નામ ધારણ કરી ગાદીએ બેઠો. જહાંગીરને ખુશરૂ નામે કુંવર હતો તેણે રાજગાદી લેવાનો નિષ્ફળ પ્રયત્ન કર્યો. ગાદીએ બેઠા પહેલાં એક અતિ સુંદર સ્ત્રી જહાંગીરના જોવામાં આવી હતી, તેના ઉપર તે મોહીત થઇ ગયો હતો અને બાઇનું મન પણ તેનાપર એટલુંજ લાગ્યું હતું. એ મોહની જાળમાં પડ્યા પેહેલાં તેનો વિહાર શેર અફગાન જોડે થયો હતો, ને અકબરની મરજીથી તે એનાં લગ્ન થયાં. એ બાઇનું નામ આગળ જતાં નૂરજહાન પડ્યું. ગાદીએ આવ્યા પછી તેના ધણીને મારી નંખાવી પાદશાહ તેને પરણ્યો. એ શેર અફગાનને મારવો બહુ મુશ્કેલ પડ્યો. પ્રથમ તે વાઘ અને હાથી જોડે લઢે એવી યુક્તિ જહાંગીરે કરી પણ તે બંનેમાં ફતેહ પામ્યો. અંતે કોઈ કુતુબ નામે સરદારને બંગાળાનો સુબો કરવાનું વચન આપી મારવાને મોકલ્યો. ચાળીસ માણસોને શેરે નસાડ્યા ત્યારે કુતુબ હાથીપર બેસી નાની સરખી ફોજ લેઇ તેની સામે હુમલો કરવા આવ્યો. કુતુબને તેણે માર્યો અને છેલ્લે ઘણાં તીરો વાગ્યાં તેથી તે ભોંયપર પડ્યો. આ ખૂનથી જહાંગીરને પશ્ચાત્તાપ થયો હોય એમ જણાયછે; કેમકે તેણે ચાર વર્ષ સુધી નૂરજહાંનું મોં જોયું નહિ. ત્યારપછી તેણે ફરીને મોહ જગાડ્યો અને તેની માનીતી રાણી થઇ; તે એટલે સુધી કે કુલ રાજકારભારમાં તેનું ચલણ થયું. સગાઓને મોટી મોટી નોકરીઓ અપાવી અને બાપને મુખ્ય વજીર કર્યો. પ્રજાને નસીબે એ પુરૂષ એ જગ્યાને લાયક માલૂમ પડ્યો. જહાંગીર જાતે તો પછી મોજમઝામાં પડ્યો પરંતુ આ વજીર અને બીજા હોંશિયાર કારભારીઓ તથા સરદારોને લીધે હિંદુસ્તાનમાં રાજકારભાર સારી રીતે ચાલ્યો.

જહાંગીરના વખતમાં ઇંગ્રેજો હિંદુસ્તાનમાં આવ્યા. એમના કરેલા

વર્ણન ઉપરથી અકબરના દરબાર વિશે સારૂં જ્ઞાન મળેછે. ઇસ્ટઇન્ડિયા કંપનીએ ઇ. સ. ૧૬૦૭ માં હોકિંગ્સ નામે એક વહાણના કપ્તાનને હિંદુસ્તાન જોડે વેપાર જારી કરવાની કોશીશ કરવાને મોકલ્યો. ઇ. સ. ૧૬૦૮ ના આગસ્ટ મહિનામાં હોકિંગ્સ સુરત આવ્યો, પોતાનો માલ ઉતારવાની રજા માગતાં સુરતના નવાબ તરફથી તેને ખબર મળી કે ખંભાતમાં સુબો રહેછે તેની માલ ઉતારવાને પરવાનગી જોઇએ. એ પરવાનગી કાસદ મોકલીને મંગાવી પરંતુ મુગલ અધિકારીઓએ હોકિંગ્સને જણાવ્યું કે પાદશાહની રજા વગર કોઠી બંધાય નહિ અને વારે વારે માલ લવાય નહિ. તે રજા માગવી હોય તો તમારે જાતે આગ્રા જવું. તેનો માલ સારી રીતે વેચાયાથી કેટલાક વેપારીઓ તેની અદેખાઈ કરવા લાગ્યા તેમાં એક પોર્તુગાલનો જેસ્વિત હતો તેણે તેને બહુ હરકત કરી. પોર્તુગીઝોએ તેનો કેટલોક માલ લૂંટયો અને છેલ્લે મોકિબખાં આવ્યો તેની ફરિયાદ ન સાંભળતાં બાકીનામાંથી પોતાની નજરમાં આવે તેટલો જુજ કિંમતે વેચાતો લેઇ લીધો. એથી હોકિંગ્સને પાદશાહની હજુરમાં આગ્રા જવું પડ્યું, મોક્બિખાન એથી ગભરાયો કે હોકિંગ્સની ફરિયાદીથી મને હરકત થશે. તેણે વચમાં અડચણો નાખી પણ તે નહિ ગણકારતાં બરાનપુર થઇને આગ્રા ગયો ( એપ્રિલ, ૧૬૦૯ ). પોતાને રહેવાને તે ઘર ખોળતો હતો તેવામાં પાદશાહને ત્યાંથી તેડું આવ્યું. હજૂરમાં જઇ ઇંગ્લાંડના રાજાનો પત્ર આપ્યો. કોઇ જેસ્વિત હતો તેની પાસે તે પત્ર શાહે વંચાવ્યો. તે લુચ્ચા જેસ્વિતે ઉંધુ સમજાવી પાદશાહને કહ્યું કે એ ખોટી રીતે લખેલું છે, પરંતુ હોકિંગ્સને તુર્કી ભાષા આવડતી હતી તેથી તેની સાથે જહાંગીરે જાતે વાત કરી. યૂરોપ અને અમેરિકાના દેશોની ખબરો હોકિંગ્સે તેના પૂછવાથી કહી અને મોક્બિખાન ઉપર સખ્ત હુકમ મોકલ્યો કે ઇંગ્રેજોને કંઇપણ હરકત કરવી નહિ. ૪૦૦ ઘોડાની સરદારી તથા ૩૦૦૦૦નું વર્ષાશન કરી શાહે તેને રાખ્યો અને તેને એક બૈરી જોડે પરણાવ્યો. મોક્બિ ઉપર બીજી ઘણી ફરિયાદી થવાથી તેને હજૂરમાં તેડાવ્યો અને તેની તમામ માલ મિલ્કત જપ્ત કરી. એ રીતે સજા કરી વળી પાછી શાહે મોક્બિપર દયા કરી અને તેને અસલની નોકરી પાછી આપી. તેણે નોકરીપર ગયા પહેલાં ઇંગ્રેજોને જેટલું નુકસાન થાય તેટલું કર્યું જેસ્વિતોએ તેને એ કામમાં ખૂબ મદદ કરી.

કેટલાક જેસ્વિતોની ઉશ્કેરણીથી તેણે પાદશાહને સમજાવ્યું કે પોર્તુગીઝો મોટા અને જબરા વેપારી છે અને ઇંગ્રેંજો તો ગરીબ અને નબળા છે; ઇંગ્રેંજોને આશ્રો આપ્યાથી રીસાશે તેથી રૈયતને નુકસાન થશે. તેની જોડે એક ભારે મૂલનો હીરો આપવાથી મોકિબને હુકમ મળ્યો કે ઇંગ્રેજોને વેપાર કરવાને કદી આવવા દેવા નહિ. તેના ગયા પછી હોકિંગ્સે રાજાને એક મોટો નજરાણો કરી વળી પાછી મહેરબાની મેળવી; જહાંગીરે વજીરને હુકમ કર્યો કે આગળ પ્રમાણે ઇંગ્રેજોને પરવાના કરી આપો. તે હુકમ લખાયો ને તેપર સહી મોહોર થઇ; પરંતુ વજીર અબદુલહુસેન અને બીજાઓની સમજણથી પાદશાહે ફરીને રદ્દ કર્યો, અને હોકિંગ્સને આગળ પ્રમાણે માન મળવા દીધું નહિ. જહાંગીરનું મન દૃઢ ન હતું તેથી નજરાણા આપી જેમ કોઇ સમજાવે તેમ સમજતો અને કરેલા ઠરાવ વારે વારે ફેરવતો. એથી નાઉમેદ થઇ ઇ. સ. ૧૬૧૧ ના નવેંબર મહિનામાં હોકિંગ્સ પાછો ફર્યો. ઇંગ્લાંડના રાજાએ ઈ. સ. ૧૬૧૫ માં સર ટોમસરૉ નામે એક વકીલને મોકલ્યો. તે મોટા દબદબા સાથે સપ્ટંબર મહિનામાં એંશી હથિયારબંધ સિપાઇ સહીત સુરતમાં ઉતર્યો. હું વેપારી નથી પણ મોટા વેપારીનો મુનીમ છું એવું તેણે કહ્યું તેથી તેનો ઝાડો લેવાયો નહિ. નવેંબર મહિનામાં તે બરાનપુર પહોંચ્યો. શાહજાદો પર્વેઝ તે વખતે સુબો હતો તેની મુલાકાત થઇ. ઉંચા સિંહાસન ઉપર પૂતળાં બેસાડે છે તેમ તેને બેસાડ્યો હતો; અને આસપાસ સઘળા ઉભા હતા. એ ફક્ત નામનો સુબેદાર હતો પણ કુલ અખત્યાર ખાનખાના નામે લશ્કરના સેનાપતિ પાસે હતો. અહિંથી એ વકીલ અજમેર ગયો. માર્ગમાં તેણે ચીતોરગઢ જોયો. સોએકથી વધારે દેરાં અને મિનારાઓ અને ઘરો હતાં પણ, ત્યાં કંઇ વસ્તી ન હતી. અજમેરમાં જઇ સાથે લાવેલા પાદશાહના પત્ર તથા નજરાણા જહાંગીરને આપ્યાં. એથી શાહ ખુશી થયો અને બીજા બધા દરબારીઓ કરતાં વધારે માનભરેલી જગા તેને બેસવાને આપી. રૂબરૂ તેની જોડે વાત પણ શાહે કરી અને સુરત તથા અમદાવાદમાં વેપારને જે હરકતો થતી તેની ફરિયાદો બધી સાંભળી. તેનું કામ પાર ન પડવામાં મોકિબખાન અને ખુરમ (શાહજહાં) આગેવાન થયા અને નવો વજીર અસોફજા તેને મળ્યો તોપણ અંતે વેપાર કરવાનો પરવાનો પાદશાહે તેને આપ્યો અને ઇંગ્લાંડના રાજાપર એક માનભરેલું પત્ર લખી આપ્યું.

સર ટોમસે જહાંગીરના દરબારમાં અણઘડ ભભકો જોયો. જહાંગીર પોતાનું સઘળું કામ જાહેર રીતે અને લોકો રાજી થાય તેવી રીતે કરતો. બધા લોકો જોઇ શકે તેવી રીતે જહાંગીર સવારમાં મહેલની બારીએ આવી બેસતો, અને લોકની ફરિયાદ સાંભળતો. ફરી બપોરે ત્યાં હાથી વગેરે પશુઓની લડાઇ જોવાને બેસતો અને પાછલે પહોરે રાજકાજ કરવાને દરબાર ભરાતું ત્યાં ગાદીએ બેસતો. પહેલી રાત્રે ફરી પાછું એક બીજું દરબાર ભરાતું ત્યાં તેના માનીતાઓ આવી વાતચીતથી ખુશી કરતા. દરબારમાં તેના તખ્તની આસપાસ બે કઠેરા હતા એમાંના પહેલા કઠેરાની અંદર પરરાજ્યોના વકીલો તથા પહેલા દરજ્જાના માણસો અને રાજકારભારીઓને માટે જગા હતી. ઉત્તરતા દરજ્જાના કારભારીઓની જગા બીજા કઠેરાની અંદર હતી, ને તેથી દૂર કેટલેક અંતરે મેદાન હતું ત્યાં પ્રજામાંના હરકોઇને આવવાને પરવાનગી હતી. રાજ્યાસન એવી રીતે ગોઠવ્યું હતું કે એ સઘળાઓના જોવામાં પાદશાહ આવે. હરરોજ એ દરબારમાં પાદશાહને આવવુંજ પડતું. મંદવાડ અથવા નિશાને લીધે નહિ અવાય તો તે બિના જાહેર કરવી પડતી, અને લાગલાગટ બે દહાડા તો કોઇપણ કારણથી ગેરહાજર રહેવાય નહિ. વળી સર ટોમસમોર લખે છે કે રાજના બધા ઠરાવ અને હુકમો દરરોજ લખાતા અને સહજ દસ્તુરી આપ્યાથી હરકોઇ તે વાંચી શકે. એથી દરેક બનાવ અને ઠરાવ બધા લોક તુરત જાણતા. પાદશાહની ખાનગી મસલતો અને અસ્થિર ઠરાવો લોકમાં જાહેર થાય અને ચરચાય તે સર ટોમસમોરને પસંદ પડ્યું નહિ. તહેવારોને દિવસે જહાંગીરનું અંગ હીરા માણેકોના ઘરેણાથી ઢંકાઇ જતું. હાથીઓપર અતિ કીમતી કસબી ઝુલો હતી તે ઉપરાંત તેમના માથાપર રત્નજડીત ઘરેણા પહેરાવતા. પાદશાહ લડાઈપર ચઢતો ત્યારે તેના તંબુઓની આસપાસ જે કનાત બાંધતા તેનો ઘેરાવ છેક અડધા મૈલ સુધી હતો. ઉમરાવોના તંબુ પણ ઘણાં સુંદર હતા. જ્યાં છાવણી હોય ત્યાં મોટું શહેર હોય એમ જણાતું. આ વૈભવોમાં વિદ્યા હુનરના કંઈ ચિન્હ જણાતાં નથી. પાદશાહની વરસગાંઠને દિવસે એક દાબડો માણેકથી ભરેલો અને એકમાં સોના રૂપાની બદામો ભરેલી એવા બે દાબડા પાસે રાખી ઉમરાવોને હજુરમાં બોલાવતો અને પછી દાબડામાંથી મુઠ્ઠા ભરી ભરી લૂંટાવતો. છોકરાઓમાં બોર નાખી જેમ જમીનપ-

ર પડી લૂંટાલૂંટ કરે તેમ એ ઉમરાવો એ ઇનામો અને માણેકો લેવાને કરતા, અને તેથી શાહ ખુશી થતો. એક વખતે જહાંગીરે પોતાને રૂપિયા જોડે તોળ્યો પછી સોના અને રત્નના ઘરેણાં જોડે તોળ્યો, પછી સારાં કપડાં અને તેજાના જોડે તોળ્યો, છેલે અનાજ આટો અને ઘી જોડે તોળ્યો, અને તે વસ્તુઓ બધી ખેરાત કરી. બાકી રહેલી મોજ એ હતી કે ખૂબ નિશો કરવો. મુસલમાન તવારીખ લખનારાઓએ જહાંગીરના બહુ વખાણ કર્યાં છે પણ આ અંગ્રેજ મુસાફરોને તો તે ઘણો નબળો જણાયો. તેનો સ્વભાવ માયાળુ અને મળતાવડો હતો પરંતુ તેનું મન જરાએ દ્રઢ ન હતું તેથી એવા મોટા રાજપર અમલ કરવાને તે યોગ્ય ન હતો. મોક્રિબખાંને ગુન્હેગાર ઠેરવી મોટો દંડ કરી તેની માલમિલ્કત જપ્ત કરી તથા ફરીને મોટી રાજકાજની નોકરી સોંપી, એ પરથી તેનો ન્યાય કેવો હતો તે જણાઇ આવેછે. એક ફકીરને તે ઘણાં લાડ લડાવતો હતો. દરેક વખતે તેની જોડે એક કલાક સુધી વાત કરતો, તેને હાથ પકડીને મદદ કરતો અને તેના ખોળામાં સો રૂપિયા નાખતો. મુસલમાનોને ખુશી કરવાને એમ કરતો કે વહેમથી કરતો તે નકી કહી શકાતું નથી.

એના નરમ સ્વભાવને લીધે તે નૂરજહાંની સલાહ પ્રમાણે ચાલ્યો અને આખરની વખતે દુઃખ પામ્યો—તેણીએ તેના ખરા મિત્રો જોડે વેર કરાવ્યું. એવું કહેવાયછે કે તે બેગમ પોતાના પુત્ર શેરીઆરને ગાદી અપાવવા માટે કાવતરાં કરતી હતી. પાદશાહના પુત્રમાં સૌથી બુદ્ધિવાન શાહજહાં હતો. દક્ષિણમાં જય મેળવી પોતાની આબરૂ અને સત્તામાં ઘણો વધારો કર્યો હતો. એણે પોતાના મોટા ભાઇ ખુશરૂને મારી નંખાવ્યો અને પાદશાહી લેવાને ભયંકાર બંડ ઉઠાવ્યું. એ વખતે જહાંગીરને તેના નિમકહલાલ ચાકર મહોબતખાંએ બચાવ્યો. શાહજહાંની પાછળ લાગી તેણે તેનો પરાજય કર્યો. આ મોટી ચાકરી બજાવ્યા પછી તે પાછો દરબારમાં આવ્યો ત્યારે તેને માલૂમ પડ્યું કે નૂરજહાંએ શાહનું મન ફેરવી નાખી તેને ખરાબ કરવાનો વિચાર કરાવ્યો છે. હુકમ પ્રમાણે હજુરમાં ન જતાં તે એક મજબૂત કિલ્લામાં જઇ રહ્યો. ત્યાંથી તે પાંચ હજાર રજપૂત ઘોડેસ્વારો લેઇને શાહને મળવા ગયો. એ સ્વારોની મદદથી તેણે જહાંગીરને પોતાના કબજામાં લીધો (ઇ. સ. ૧૬૨૫).

નૂરજહાંએ શાહને છોડાવવાને મહોબતખાંપર હુમલો કર્યો ને પોતે જાતે ઘણી બહાદુરીથી લઢી, પરંતુ ફતેહ પામી નહિ. જહાંગીરના વશમાં પડવાથી મોબતખાંએ તેને માફી આપી.

મહોબતખાં નિર્લોભી અને નિમકહલાલ હતો. વૈર નહિ લેવાનું તથા હવે પછી મહેરબાની રાખવાના વચન લેઇ તેણે હાથમાં આવેલો રાજ્યાધિકાર છોડી દઇ શાહને તેની સ્વતંત્રતા પાછી આપી. ત્યારપછી નૂરજહાંએ જહાંગીરની શીખામણ નહિ માનતાં કાવતરાં કરી તેને ખરાબ કરવાની કોશિષ કરી, અને તેથી મહોબતખાંને નાસી જવું પડયું. અસોફને બેગમનું એ કામ ગમ્યું નહિ. મહોબતની ને તેની મુલાકાત થતાં એવું ઠર્યું કે રાજનો નિભાવ કરવાને જહાંગીરને ગાદીપરથી ઉઠાડી તેના શાહજાદાને બેસાડવો એ વાતની ખબર તે શાહજાદાને આપવામાં આવી. પરંતુ આ વખતે જહાંગીરનું મરણ થવાથી એ પ્રમાણે કરવાની જરૂર પડી નહિ (નવેમ્બર, ૧૬૨૭).

શેરિઆરને જહાંગીરે ગાદીનો માલિક ઠરાવ્યો હતો પરંતુ મોબત અને અસોફે મળી શાહજહાંની દુવાઇ ફેરવી અને શેરિઆરને પકડી આંધળો કર્યો. તેણે તખ્ત ઉપર આવતાંવારને પોતાના આંધળા ભાઇને તથા બધા ભત્રીજાને મારી નાખ્યા. તેની જાત સિવાય હિંદુસ્તાનમાં તૈમુરના વંશમાં હવે કોઇ રહ્યું નહિ. એશિઆના બીજા દેશોમાં આવાં જંગલી કામ ગાદીપતિઓ કરતા પરંતુ આ વખત સુધી હિંદુસ્તાનમાં એવું થયું ન હતું. શાહજહાંની પેઠે તેના વંશજોએ કર્યું ને તેથી વંશની ખરાબી થઇ.

લોદિ નામે એક પઠાણ સરદાર જોડે શાહજહાંને વૈર થયું હતું. તેણે દક્ષિણમાં એક બંડ ઉઠાવ્યું. એ સમાવવાને તથા લોદિનો નાશ કરવાને શાહજહાંને બહુ મહેનત પડી. મોટા ગુન્હા કરીને ગાદીએ બેઠા પછી સારી રીતે રાજ ચલાવનારાઓ થયા છે તેઓમાંનો એક શાહજહાં હતો. પ્રાંતના સુબેદારોને ધાકમાં રાખી રૈયતનું રક્ષણ તેણે સારી રીતે કર્યું. અસોફ અને મહોબતની સલાહ એ કામમાં તેને બહુ ઉપયોગી પડી. ઈન્સાફના કામમાં તે ઘણો દૃઢ અને સખ્ત હતો અને ધર્મ સંબંધી જુલમ

કરતો નહિ. હિંદુ અને મુસલમાન બેઉને સમાન ગણતો હતો. હિંદુસ્તાનના ઘણા ભાગમાં સુંદર ઇમારતો એ પાદશાહે બંધાવી. હિંદુસ્તાનમાં આગ્રામાં શાહનો બંધાવેલો તાજમેહેલ સઘળી ઇમારતો કરતાં સરસ છે, તે બંધાવવાને પંચોતેર લાખ રૂપિયા ખર્ચ થયા હતા.

વીશ વર્ષ સુધી રાજકારભાર સારી રીતે ચાલ્યો, દેશ આબાદ થયો ને લોક સુખી થયાં. અસોફ અને મહોબતખાંનાં મરણ થયાં, પરંતુ રાજકાજ ઉપર વધારે મહેનત ને મન લગાડી શાહજહાં સંતોષ્યો. જોઇએ તેવા બુદ્ધિવાન ચાર પુત્રો થવાથી શાહજહાંના સુખમાં કંઇ મણા રહી નહિ. બાપ દીકરાઓ વચ્ચે સારો બનાવ હોવાથી શાહજહાંએ તેમને મોટા ઓદ્ધા આપ્યા હતા. સોંપેલાં કામ તેઓએ સારી રીતે બજાવ્યાં તેઓ પણ મોટી ઉમરના થયા ત્યારે દરેકે રાજગાદી મેળવવાની આશા કરવા માંડી. બાપના મરણથી રાજ્યાસન ખાલી પડશે ત્યારે રાજાધિરાજ થઇશું અથવા મરણ પામીશું એવું દરેકને જણાયું. દારા તે સુલતાનનો માનીતો પુત્ર હતો તેને પોતાની પાસે રાખી ગાદી આપવાનો વિચાર શાહજહાંનો હતો. તે મીઠા સ્વભાવનો અને સદ્‌ગુણી પુરૂષ હતો. ફુરસદનો વખત વિદ્યા ભણવામાં તે ગુમાવતો, પરંતુ તે ઉતાવળીઓ અને અવિચારી હતો. સુજા મોજશોકી પરંતુ નમ્રતાવાળો અને બહાદુર હતો. તે બંગાળાનો સુબો હતો. મોરાદ બહુ ભભકાથી રહેતો તથા ગર્વિષ્ટ અને શૂરો હતો. તેને ગુજરાત પ્રાંત સોંપેલો હતો. આ ભાઇઓથી કેવળ જુદાજ લક્ષણનો અને રાજકુળમાં ઘણુંકરીને નહિ હોય તેવાજ સ્વભાવનો ચોથો શાહજાદો ઔરંગજેબ હતો. તે ગંભીર અને બહુ ઉદ્યોગી હતો. ગરીબ અવસ્થામાંથી મોટી હાલતમાં જવાને જેમ કોઇ મહેનત કરે તેવીજ રીતે તે કરતો. પાદશાહી ફોજો અને ઉમરાવો મુસલમાની ધર્મ હોંસથી પાળતા પરંતુ અકબરની ઓલાદના શાહજાદાઓ અમે મુસલમાન છીએ એવું ભાગ્યે કહેતા. ધર્મની તેઓ કંઇ દરકાર રાખતા નહિ અને ધર્મને મસે પોતાની પ્રજાના કોઇપણ વર્ગને હરકત થાય નહિ માટે ઘણી સંભાળ રાખતા. ઔરંગજેબ આ વાતમાં કેવળ વિરૂદ્ધ હતો. એણે અરબી ધર્મને બહુ હોંસથી પાળ્યો અને તેમાં ફરમાવ્યા પ્રમાણે બરાબર વર્ત્યો. તે મોઢે એવું કહેતો કે રાજા થવા કરતાં પવિત્ર પીર અને ફકીર થવું મને વ-

ધારે પસંદ છે. એ માટે હિંદુઓ તેનો ધિક્કાર કરવા લાગ્યા, પરંતુ મુસલમાન ઉમરાવો પોતાના મતને અનુસરતો શાહજાદો જોઇ ઘણા રાજી થયા. રાજ્યનો લશ્કરી અધિકાર તેઓના હાથમાં હતો. દક્ષિણની સુબેદારી ઔરંગઝેબના હાથમાં હોવાથી તેના તાબાની ફોજ વધારે કસાયલી અને કવાયત પામેલી હતી અને યુદ્ધકળામાં તે પંડે વધારે કુશળ થયો હતો કેમકે દક્ષિણના પાદશાહો જોડે લડાઇ ઘણા વખત લગી ચાલી હતી. શાહજહાં જ્યાં સુધી હોશિયારીમાં હતો ત્યાં સુધી રાજકુમારો તરફથી કંઇ ધાસ્તી ન હતી, પરંતુ તે એકાએક માંદો પડયો અને ઘણા દહાડા લગી અચેત રહ્યો. મંદવાડની શરૂઆતમાં રાજકારભાર તેણે દારાને સોંપ્યો (ઇ. સ. ૧૬૫૦.) ભાઇઓપર સારી નજર ન રાખતાં તેમના પક્ષકારોને કાઢી મૂકયા ને જેમ તેમને હરકત થાય તેમ કરવા લાગ્યો. એથી પેલાઓને બંડ કરવાનું બહાનું જડયું. ગુપ્ત રાખવાની ઘણી મહેનત છતાં પિતાના મંદવાડની તેમને ખબર થઈ ને તે મરી ગયોછે એવો પણ તેમને શક આવ્યો. ત્રણે ભાઇઓ લશ્કર લેઈ આગ્રા તરફ આવવા લાગ્યા. મોરાદ ઔરંગઝેબ જોડે મળી ગયો. દારાના કુંવર સુલેમાને સુજાનો પરાજય કર્યો પરંતુ ગૂજરાત અને દક્ષિણની એકઠી થયેલી ફોજોને ખાળવાનું કામ ઘણું કઠણ હતું. શાહજહાંને આરામ થયો ત્યારે આ વાત તેના જાણવામાં આવી તેથી બહુજ દિલગીર થયો. તેને લાગ્યું કે હવે હું ગાદીપર રહી શકવાનો નથી. ઔરંગઝેબે મોરાદને સમજાવ્યું કે મારે તો સંસાર તજી ધર્મની ક્રિયા કરવામાં બાકીનો વખત ગાળવો છે, પરંતુ તને ગાદીપર બેસાડવાના કામમાં મારે મદદ કરવી જોઇએ. કેમકે સિંહાસનને લાયક તારા જેવો બીજો કોઇ નથી. ઔરંગઝેબ અને મોરાદે ચંબલનદી ઉતરી દારાની ફોજને હરાવી અને ઔરંગઝેબે શાહજહાંને છેતરી પોતાના કબજામાં લીધો તથા મોરાદને પણ કપટની જાળમાં ફસાવી કેદ કર્યો અને પાદશાહની ગાદીએ બેસી પોતાના નામની આણ ફેરવાવી (ઇ. સ. ૧૬૫૮.) ત્યારપછી શાહજહાં આઠ વર્ષ કેદમાં રહી મરણ પામ્યો. દારા અને ઔરંગઝેબ વચ્ચે અજમેર આગળ એક બીજી વાર લડાઇ થઇ. દારા રણમાંથી હારીને નાઠો અને માર્ગમાં ઔરગઝેબના માણસના હાથમાં પકડાયાથી તેને દિલ્હી લાવ્યા ને ત્યાં તેનો ઘાત કર્યો. સુજા પણ પરાભવ પામી આરાકાનમાં નાઠો અને ત્યાં માર્યો ગયો. દારાનો પુત્ર સુલે-

માન પણ હિમાલય પર્વતમાંથી પકડાયો તેથી ઔરંગજેબની સામો થનાર હવે કોઇ રહ્યું નહિ.

હિંદુસ્તાનની ગાદી એ પાદશાહે ઘણા વખત લગી ભોગવી. ઔરંગજેબની પાછળ અથવા પછી થયેલા પાદશાહના રાજનો વિસ્તાર એના જેટલો ન હતો. ટૂંકામાં કહીએ તો મુગલ રાજ પૂર્ણ કળાએ ઔરંગજેબના અમલમાં પહોચ્યું. દક્ષિણ રાજ્યો જીત્યા પછી તમામ હિંદુસ્તાન અને તેની જોડે કાબુલ અને આસામ તેના તાબામાં આવ્યાં. એ મૂલકોની વસ્તી અને દોલત રોમન રાજ્ય કરતાં પણ ઘણુંકરીને વધારે હશે. ઔરંગજેબના વખતમાં રાજની ઉપજ ૩૨ કરોડ રૂપિયાની હતી. તે સમયે અથવા ત્યાર પહેલાં આખી પૃથ્વીપર કોઇ રાજ્યની એટલી પેદાશ ન હતી. ઔરંગજેબના દરબારના વૈભવ અને ડોળ અતુલ્ય હતાં તોપણ તે જાતે બહુજ સાદાઇ પાળતો. નિશા વગેરે કોઇપણ જાતના દુર્ગુણ તે પોતે કરતો નહિ અને પોતાના મહેલમાં થવા દેતો નહિ. સવારમાં ન્યાયાસને બેસી સર્વેની ફરિયાદ સાંભળતો. રૈયતમાંના અતિ ગરીબ માણસો પણ હજૂરમાં જઇ પોતાની વાતો નિવેદન કરતા તે સાંભળતો અને કેવળ નિષ્પક્ષપાતપણે ઇનસાફ કરતો. એની લાંબી કારકીર્દિમાં પરદેશી અને સ્વેચ્છિક રાજાના તાબામાં રહી મળી શકે તેટલું સુખ હિંદુસ્તાનની રૈયતને નહોતું તેવું દેખાય છે. મુસલમાન ઇતિહાસ કરનારાઓ લખે છે કે અકબરના રાજના આરંભથી તે ઔરંગજેબના મરણ સુધી ભરતખંડની રાજ્યવ્યવસ્થા અને આબાદી અતુલ્ય હતાં એટલે એ વાતની બીજા કોઇ દેશ બરોબરી કરી શકે નહિ. એટલું તો ખરૂં કે રાજધાની અને તેની પાસેના પ્રાંતો શાંતિમાં હતા તેથી ત્યાં સમૃદ્ધિનો વધારો થયો. શાહજાદાઓ માંહોમાંહે ઘણીક વાર વઢતા પરંતુ એ ઝગડા એક બે લડાઇઓથી પૂરા થતા તેથી દેશ ઉજડ થતો નહિ. પરંતુ ઝીણી નજરથી તપાસ કરતાં માલૂમ પડે છે કે આ બધા સમયમાં સ્વેચ્છિક રાજરીતિથી પડતાં દુખ હિંદુસ્તાનની રૈયતને ખમવાં પડચાં હતાં. આ મોટું અધિરાજ્ય બ્રિટિશ લોકના હાથમાં આવ્યું તે વખતે બધા ખેડૂતો છેક નિર્ધન અવસ્થામાં આવેલા હતા, અને જમાબંદીનો નિયમ મુગલાઇ સરકાર જોડે શો હતો તે શોધી કાઢવું પણ મુશ્કિલ પડયું. તે પરથી

કહી શકાય કે મુસલમાન તારીખ લખનારાઓના કરેલાં વખાણ કેવળ ખરાં ન હતાં.

ઔરંગજેબના અમલમાં બેર્નિઅર નામે એક બુદ્ધિવાન અને અવલોકન કરનાર ફ્રેંચ મુસાફર હિંદુસ્તાનમાં આવી કેટલાંક વર્ષ રહ્યો. તેણે મુગલાઈ રાજ અને રાજરીતિ વિષે ઉદ્યોગથી તપાસ કરી. ફારસી તવારીખોમાં લખ્યા પ્રમાણે ન્યાય અને નિષ્પક્ષપાતથી આબાદ થતો દેશ હોવાને બદલે જૂલમથી લોકની ખરાબી થતી તેના જોવામાં આવી. તે લખે છે કે પાદશાહ જાતે ગેરઇનસાફ દૂર કરવાને આતુર છે એવું ધારીએ તો પણ દિલ્લી, આગ્રા અને તેની પાસે આવેલા મૂલકમાંજ માત્ર તે નજર નાખી શકે. રાજપદ્ધતિ એવી હતી કે દૂરના પ્રાંતોમાં સુબેદારો ચહાય તે કરી શકે. ત્યાંના લોકોને દાદ મળવાના જોઇએ તેવાં સાધનો ન હતાં. પ્રાંતના સુબાઓ અને શહેરના હાકેમો નજરમાં આવે તેમ વર્ત્તી લોકને ઝુડતા હતા. રૈયતને સુખી કરવાને બદલે છૂંદી નાખે એવા એ અમલદારો હતા. જાડાં, ફાટાં અને મેલાં લૂગડાં પહેરી અને બીજી રીતે દરિદ્રતા બતાવવાની લોકોને જરૂર પડતી. જેઓ પાસે પુષ્કળ દોલત હતી તેઓને પણ નિર્ધન દેખાવવું પડતું. એ લૂટારાઓથી લોકનું રક્ષણ કરી શકે એવી સ્વતંત્ર અદાલતો ન હતી. પ્રમાણિક અને ખરા રાજભક્તિભાવવાળા અમલદારો શાહને મળી શકતા નહિ. એ અમલદારો શાહની મહેરબાનીથી દરિદ્રતા અને ગુલામ અવસ્થામાંથી મોટે ઓહ્દે ચઢેલા હતા. તેઓ મૂર્ખ અને પશુ જેવા હતા. અમલ છે ત્યાં લગી, જેમ બને તેમ પૈસો એકઠો કરવો એજ તેમનો મુખ્ય હેતુ હતો. રાજનું શું થશે તેની તેઓ કંઇપણ દરકાર રાખતા નહિ. એ પાદશાહો ઇન્સાફકોને સમજતા તે સંબંધી બર્નિઅરે કેટલીક બિના લખી છે, અને હાંકીંગસનેરોના જોવામાં આવ્યું તેથી તેના વિચારને પુરાવો મળે છે. એ વખતે ઇન્સાફ અને રીતભાત કેવાં હતાં તે વિશેની ખાતરી એક બે વાર્તાથી થશે. એક વાણીઆ વેપારીના જુવાન છોકરાએ શાહને અરજ કરી કે મારો બાપ બે લાખ રૂપિયા મૂકી મરી ગયો છે, પરંતુ તે મારી મા દબાવી બેઠી છે ને તેમાંથી મને કાંઇ આપતી નથી. તે ઉપરથી શાહે તે બાઇને બોલાવી. છોકરાની ચાલ સારી નથી એમ કહ્યાં છતાં

શાહે હુકમ કર્યો કે ૫૦૦૦૦ રૂપિઆ છોકરાને આપ, એક લાખ પાદશાહી ખજાનામાં મોકલ, અને બાકીના તું રાખ, એવું ફરમાવી તેને બહાર કઢાવી વાણીઅણે બહુ બૂમ પાડી ત્યારે ફરી તેને હજૂરમાં બોલાવી. ડોસીએ કહ્યું કે મારા ધણીની મિલ્કતપર મારા છોકરાનો તો કંઇ હક ખરો, પરંતુ મહારાજને તેની સાથે શું સગપણ હતું કે આપ તેના વારસ થાઓ છો ? એ સાંભળી શાહજહાંને હસવું આવ્યું અને તેની પાસે ઠરાવેલા રૂપિયા લીધા વિના તેને જવા દીધી. આ વાતપરથી પાદશાહનો મળતાવડો અને હસમુખો સ્વભાવ જણાય, પરંતુ દેશી લખનારાઓ તેના ન્યાયના વખાણ કરેછે તે ખોટાં પડેછે.

એ પાદશાહોની ફોજના બળ અને સંખ્યા વિશે જે મોટી મોટી વાતો ચાલે છે તે વિશે બર્નિયર સારૂં બોલતો નથી. એમના ઘોડેસ્વાર માત્ર સારી હાલતમાં કહેવાય એટલે તેઓ ઠીક લઢી શકે તેવા હતા. પાદશાહની સાથે હમેશ આશરે ૪૦૦૦૦ સ્વારો રહેતા અને આખા રાજના એકઠા કરે તો બે લાખથી ભાગ્યે વધારે થાય. તે ઉપરાંત રાજધાનીમાં પાયદલ અને તોપખાનું મળી ૧૫૦૦૦ માણસ હતું. એમના નોકરો ખોરાકાદિ પૂરૂં પાડનારા, તંબુ ઉચકનારા, માલ લાવનાર વેપારીઓ, દૂધ, ઘી વગેરે પૂરૂં પાડનારા માણસો તથા ઢોરો ચારનાર વગેરે મળી મોટો જથો જણાતો. એમાંના ઘણાક તરવાર બાંધતા તોપણ તેમને ફોજમાં ગણાય નહિ. દિલ્હી અને આગ્રાની વસ્તીનો મોટો ભાગ એ ફોજની ચાકરી કરનારા માણસોનો હતો. પાદશાહી ફોજની યુદ્ધશક્તિ વિશે પણ બર્નિઅર કંઇ સારૂં કહેતો નથી. ઘણીક વખતે તેઓ બહાદુરીથી લઢતા પરંતુ તેઓમાં કવાયત ન હોવાથી ભયભીત થઇ જઇ સરદારોની આજ્ઞા પાળી શકતા નહિ. તેણે ધાર્યું કે કોંદે અથવા તુરેન જેવા સરદારના હાથ નીચે ૨૦ કે ૨૫ હજાર માણસનું યૂરોપિયન લશ્કર એ બધાને સહજ કચરી નાખે—એ ધારણા આગળ બ્રિટિશ લોકને અનુભવથી ખરી માલૂમ પડી.

એ પાદશાહો પોતે જાતે ઇરાની ન હતા તોપણ તે ભાષા ભણતા તથા તેમનાં દરબારનાં દફતરો તે ભાષામાં લખતા. એમની કેળવણીનું

સાધન ફારસી ભાષા હતી. ઇરાનીઓ મુસલમાન થયા પછી કેટલાક મોટા ગ્રંથો ફારસી ભાષામાં લખાય છે.

એ વેળા ઇરાનની ગાદીએ શાહ અબ્બાસ બીરાજતો હતો. તેણે હિંદુસ્તાનપર સ્વારી કરવાની તૈયારી કરી પરંતુ તેનું એકાએક મરણ થવાથી લઢાઇ અટકી. અબ્બાસનો પૌત્ર સેફી ગાદીએ બેઠો, તેણે ખુશીથી હિંદુસ્તાનના પાદશાહ જોડે સલાહ કરી. મારવાડમાં બ્રિસ્તિઆ નામે બાબીએ બંડ ઉઠાવ્યું તે, તથા ત્યારપછી કાબુલમાં ફિતુર જાગ્યું તે બેસાડી દેઇ ઔરંગજેબે દક્ષિણ હિંદુસ્તાનનાં રાજ્યો કેવળ જીતી લેવાની તૈયારી કરી (ઇ. સ. ૧૬૮૬). માજી પાદશાહોના હુમલાથી તે રાજ્યો ઘણાં નબળાં પડી ગયાં હતાં અને તેઓમાં ગોલ્કોંદા અને બિજાપુર માત્ર સ્વતંત્ર રહ્યાં હતાં. પાટવી કુંવર શાહઆલમે જઈ ગોલ્કોંદાને ઘેરો ઘાલ્યો; પરંતુ અંદર ઘેરાયલા પાદશાહે માફ માગી ઘણી હલકી શરતોએ સલાહ કરી. ત્યાંથી ઉઠી ઔરંગજેબે બધી ફોજ બિજાપુર જીતવાપર કામે લગાડી. સિકંદર અલ્લીશાહ ત્યાંનો છેલ્લો રાજા હિંમતથી લઢયો અને બિજાપુરનો ઘેરો લાંબી મુદત ચાલ્યો. અંતે ખોરાકી ખૂટવાથી તેને શરણે આવવું પડયું અને બિજાપુરના રાજ્યનો અંત આવ્યો. ગોલ્કોંદાના પાદશાહ જોડે કરેલા કરાર ન પાળી ઔરંગજેબે ફરીને તેપર ચઢાઇ કરી અને એ દગલબાજીને માટે તેના છોકરાએ તકરાર લીધી માટે તેને કેદમાં નાખ્યો. ગોલ્કોંદાનો ઘેરો સાત મહિના સુધી ચાલ્યો અને અંતે કપટથી ઔરંગજેબે તે શહેર જીત્યું. ત્યાંનો છેલ્લો રાજા અબુહુસેન મરાયો અને બધો દેશ ઔરંગજેબને તાબે થયો.

આ કારકીર્દિમાં મહારાષ્ટ્ર દેશમાં એક નવા રાજની સ્થાપના થઇ. એ દેશનો વિસ્તાર ૧૦૨૦૦૦ મૈલનો છે અને વસ્તી ૬૦૦૦૦૦૦ માણસની છે. એમાં ઘાટ અને વિંધ્યાપર્વતોની શાખાઓ ચોતરફ વીંટાઇ વળેલી છે. હિંદુસ્તાનના બીજા ભાગો જેવી એની જમીન સપાટ મેદાન હોવાથી અને તેથી બખ્તરીઆ ભારે ઘોડેસ્વારને દોડવાને અનુકુળ નહિ હોવાથી મુગલ પાદશાહો એ દેશને બરાબર જીતી શક્યા નહિ. નાના નાના સરદારો પર્વતોમાં કિલ્લા કરી રહેતા અને દિલ્હી તથા બિજાપુરના પાદશાહોના માત્ર ના-

મના તાબેદાર કહેવડાવતા. મુસલમાનો માંહોમાંહે લઢવા લાગ્યા ત્યારે એ સઘળાને એકઠા કરી એક મોટું રાજ જમાવવાને બુદ્ધિવાન પુરૂષને સારો વગ હતો. શિવાજી એ વખતે એવો પુરૂષ હતો. એનો બાપ શાહજી બિજાપુરના પાદશાહની ફોજની સરદારી કરતો હતો અને શિવાજી પોતાની મા જોડે પુનામાં રહેતો હતો. દાદાજી કોંડદેવ નામે બ્રાહ્મણ એ કાળને યોગે કેળવણી પામ્યો. એણે વિદ્યા ભણાવી નહિ પરંતુ લશ્કરી કામ શીખવ્યું અને દેશની કવિતા તથા કહાણીઓથી શિવાજીએ આસપાસના પરગણા લૂંટવાનું તથા કિલ્લા કબજે કરવાનું શરૂ કર્યું. તોરના નામે જબરો કિલ્લો શિવાજીએ જ્યારે જીતી લીધો ત્યારે બિજાપુરના પાદશાહને ભય લાગ્યો. પરંતુ વધારે ખંડણી શિવાજીએ કબુલ કર્યાથી તે રાજી થયો વધારે વધારે મૂલક શિવાજી દબાવતો ગયો તેમ તેમ બિજાપુરના કારભારીઓની આંખ ઉઘડતી ગઇ. અંતે તેમણે તેના બાપ શાહજીને એ કારણ માટે કેદ કર્યો. લીધેલો મૂલક છોડી દઇ લૂટફાટ બંધ કરવાનું કબુલ નહિ કરતાં શિવાજીએ પોતાના બાપને છોડાવવાને શાહજહાંને અરજી કરીને તેમાં પાર પડ્યો. શાહજહાંની તરફથી ઔરંગજેબ દક્ષિણમાં લઢાઇ ચલાવતો હતો તેવારે શિવાજી પોતાને મુગલ પાદશાહનો મિત્ર કહેવડાવતો અને તેના દુશ્મનોના પરગણા અને કિલ્લા કબજે કરતો. શાહજહાંને મંદવાડ થવાથી ઔરંગજેબ ગાદી લેવાને હિંદુસ્તાન ભણી ગયો ત્યારે બિજાપુરના સુલતાને મોટી ફોજ અફઝુલખાંની સરદારી નીચે શિવાજીની સામે મોકલી. શિવાજીએ પ્રપંચ કરી અફઝુલને મારી નાખ્યો અને તેની ફોજને ગભરાટમાં નાખી નસાડી મૂકી, અને મૂલક લૂટતો છેક બિજાપુર સુધી ગયો. કોકણદેશ વશ કરી લેઇ તેનો જબરો પાન્નેરાનો કિલ્લો કબજે કરી લીધો તથા દરિયામાં લૂંટ કરવાને વહાણ બંધાવ્યાં. બિજાપુરના સુલતાને કેટલીક ફોજો તેનાપર મોકલી તેથી શિવાજીને હરકત તો ઘણી થઇ પરંતુ તે જીતાયો નહિ અને અંતે સલાહ થઈ તેથી તેણે જીતી લીધેલો વિસ્તીર્ણ પહાડી દેશ કબજે રહ્યો. એ વખતે એની પાસે ૫૦૦૦૦ પાયદલ તથા ૭૦૦૦ ઘોડેસ્વાર હતા.

હિંદુસ્તાનની ગાદી મળ્યા પછી શિવાજીનો નાશ કરવાની ગોઠવણ ઔરંગજેબે કરી. શીસ્તાખાં નામે સરદાર નીચે જબરી ફોજને તેને જી-

તવા સારૂ મોકલી. પુના તથા બીજા કેટલાક કિલ્લાઓ એ સરદારે જીતી લીધા. થોડા સિપાઇઓ સાથે વેશ બદલીને શિવાજીએ મુગલ છાવણીમાં પ્રવેશ કર્યો અને શીસ્તાખાંના મકાનમાં જઇ એકાએક હુમલો કર્યો. એથી તે સરદાર ગભરાયો, મુશ્કેલીથી પોતાનો જીવ બચાવી નાઠો અને છાવણીમાં મુગલ સરદારોમાં કપટ ચાલે છે એવું ધારી તેણે નોકરી છોડી દીધી. ત્યારપછી મુગલ ફોજે ઘણીવાર સુધી કંઇ કર્યું નહિ. એનો લાભ લેઈ શિવાજીએ સુરત લૂંટયું (ઇ. સ. ૧૬૬૦). એ વખતે તેના હાથમાં એક કરોડ રૂપિયાનો માલ આવ્યો હોય એવું કહેવાય છે. ઔરંગજેબે એ લૂટારાનો નાશ કરવાને વળી એક બીજી ફોજ એક રજપૂત સરદારના હાથ નીચે મોકલી. શિવાજીનું તેની જોડે ચાલ્યું નહિ. દિલ્લીમાં તેને માન મળશે એવું વચન આપી શિવાજી તેની જોડે દિલ્લી ગયો પણ ત્યાં તે નાઉમેદ થયો. ઔરંગજેબે તેને બીજા દરજ્જાના સરદાર જેવો ગણ્યો અને તેને કંઇ આબરૂ આપી નહિ તથા નજરકેદ રાખ્યો. કંઇ કપટ કરી તે કેદમાંથી નાઠો અને સ્વદેશ આવી પોતાનું આગલું કામ જારી કર્યું. બીજીવાર તેણે સૂરત લૂટયું. ત્યારપછી તેણે મહારાજાનો ઇલકાબ ધારણ કર્યો અને પોતાના નામના સિક્કા પાડવા લાગ્યો. પોતાનો ગયેલો મૂલક પાછો લેઇ તથા તેમાં ઘણો વધારો કરી તથા ઘણી લૂંટ લેઇ ઇ. સ. ૧૬૮૦ ના નવેમ્બર મહિનામાં શિવાજી મરણ પામ્યો. તેની પાછળ તેની ગાદીએ તેનો વડો છોકરો શંભાજી બેઠો. ઔરંગજેબ આગળ એનું ચાલ્યું નહિ અને ઓચિંતો તેને મુગલ ફોજે પકડયો અને પાદશાહે તેને મારી નાખ્યો. મરાઠી ફોજનો મોટો ભાગ ઘોડેસ્વારનો હતો. સ્વારો મુગલોની પેઠે બખ્તર પહેરતા નહિ. મુગલના ઘોડા મોટા અને જબરા હતા ને તેમના સરદાર હાથીપર કિલ્લાઘાટી અંબાડીમાં બેસતા. મરાઠાના ઘોડા નાના અને ચપળ હતા, રણમાં ઉભા રહી લઢવા કરતાં દોડ કરવાને તેઓ વધારે લાયક હતા.

ઔરંગજેબના આખરના વરસો તેને ઉદાસી ભરેલાં થઇ પડયાં. કોઇ પણ મોટી હાનિ તેને પહોંચી ન હતી, અને મૃત્યુ સુધી તેનો અધિકાર તેવોને તેવો રહ્યો, તોપણ કેટલીક નાની બાબતોમાં તેની મહેનત નિષ્ફળ ગઈ અને આગળ જતાં રાજની પડતી થશે તેનાં ચિન્હો વધારે વધારે

દિસવા લાગ્યાં. તેનું ધર્માંધપણું દિવસે દિવસે વધતું જતું હતું અને તે હવે એટલું વધી ગયું કે હિંદુ ધર્મનો નાશ કરવાને તેણે અતિ જૂલમી ઉપાય કરવા માંડ્યા. મથુરાં, કાશી વગેરે તિર્થોનાં દેરાં તોડી નાંખ્યાં અને ત્યાં મસીદો કરાવી કેટલાંક દેરામાં ગાયો મરાવી અને અપવિત્ર કર્યાં. એવાં એવાં બેવકૂફાઇનાં કર્મ અને જૂલમથી હિંદુપ્રજા છેક નારાજ થઈ ગઇ અને બંડ કરનારને આશ્રય આપવાને ખુશી જણાવી. મરાઠી રાજ્યનો વધારો અને બંડખોર રજપૂતોને ફતેહ મળી તેનાં કારણો એ હતાં. વળી પાદશાહના પુત્રો સામા થતા હતા અને તેના મુઆ પછી તેઓ નક્કી લઢી મરશે એ સ્પષ્ટ દેખાયું; તેનું મન એવા ખેદકારી વિચારોથી ઉદાસ થઇ ગયું હતું, તેવામાં ઇ. સ. ૧૭૦૭ ના ફેબ્રુઆરી મહિનામાં તેનો કાળ થયો.



## અધ્યાય ૬ ઠ્ઠાનો ટુંક સાર.

### ઇ. સ. ૧૫૦૦ થી ઇ. સ. ૧૬૫૦ સુધી.

નૌકાશાસ્ત્રમાં સુધારા થવાથી સમુદ્રમથન ઘણુંજ થયું અને એશિઆના લોક અને વિષયનું જ્ઞાન યૂરોપમાં વધ્યું. રોમન લોકોએ અરબસ્તાન અને હિંદુસ્તાન સુધી સફરો કરી તેથી કરીને વ્યાપારને ઘણુંજ ઉત્તેજન મળ્યું અને નવા દેશોની શોધ થઇ. આ જમાનામાં અસલની વિદ્યા ભણવાનો ચાલ યૂરોપમાં દાખલ થવા લાગ્યો. છાપવાની કળામાં સુધારો થવાથી વિદ્યાને ઉત્તેજન મળ્યું. નવી શોધો કરનારાઓમાં પોર્તુગીઝ લોકો સૌથી આગળ હતા. બાર્થોલોમીઓદિઆસે કેપ આવ ગુડ હોપ સુધી સફર કરી. ત્યાર પછી તે રસ્તે થઇને વાસ્કોડી ગામા હિંદુસ્તાન સુધી આવ્યો. ઇ. સ. ૧૪૮૨ માં કોલમ્બસે અમેરિકા ખંડ શોધી કાઢ્યો, તેથી કરીને સ્પાનિઅર્ડોને અમેરિકાની સોનાની ખાણો હાથ લાગી. તેમણે દેશી લોકોને જથા બંધ કાપી નાખ્યા તેથી મજુરોની ખોટ પડી. એ ખોટ પૂરી પાડવાને માટે તેમણે આફ્રિકાના કિનારા ઉપરથી સીધી લોકોને પકડી આણ્યા એથી ગૂલામનો ધંધો ઉત્પન્ન થયો. પોર્તુગીઝ લોકોએ હિંદુસ્તાનમાં સંસ્થાનો સ્થાપ્યાં અને એમનું દેખીને ઇંગ્રેજ, ફ્રેંચ, અને વલંદાઓએ પણ જુદા જુદા દેશમાં સંસ્થાનો સ્થાપ્યાં. આ કારણોને લીધે યૂરોપનો વેપાર ઘણોજ વધ્યો.

છાપખાનાની શોધ, લોકોની અંદર જાતે વિચાર કરવાની શક્તિ અને પોપના અંદર અંદરના કજીઆને લીધે પોપની સત્તા નબળી થવા લાગી. તેમનાં દુરાચરણ લોકોની નજરે પડયાં તેથી લોકે તેમની જુસરી ભાગી નાંખી ધર્મમાં સુધારા દાખલ કરવા માંડયા. તેઓ લોકોને ગુન્હાને માટે માફી આપી પૈસા લેતા અને આ પ્રમાણે મેળવેલું ધન ઉડાઉપણે ખરચતા. આવા કારણોથી જર્મનિના એક ઓગસ્ટીન મતના સાધુ માર્તિનલ્યુથરે તેમની સામે થઇ નવો પંથ કાઢયો અને તે પ્રોટેસ્ટંટ પંથ કહેવાયો. તેનાજ જેવો બીજો પંથ કાલ્વિન નામના સાધુએ આયર્લેંડમાં કે-

લાવવા માંડયો. મતભેદને લીધે સુધારાના ફેલાવાને હરકત પડી તોપણ સુધારા અને નવી શોધોને લીધે સુધારાવાળાઓ ફતેહ પામ્યા. ધર્મનો ઝઘડો હવે ચાલ્યો ને અર્ધ જર્મનિ, ડેન્માર્ક, સ્વીડન, નોર્વે, પ્રુશિઆ, અને લિવોનિઆ એ દેશોએ લ્યુથરનો મત સ્વીકાર્યો; ઇંગ્લાંડ, સ્કૉટલાંડ, હોલાંડ, અને સ્વિટ્‌ઝર્લાંડ એ દેશોમાં કાલ્વિનનો મત પ્રસર્યો. આ ઝઘડો બંધ પાડવાને કરેલી મોટી ધર્મસમાજની યોજનાઓ વ્યર્થ ગઇ.

આ યુગની અંદર સત્તાની સમતુલ્યતા વિશેનો વિચાર પહેલ વહેલો ઇતાલિમાં ઉત્પન્ન થયો, કારણ કે તે દેશ નાના સંસ્થાનોમાં વહેંચાઇ ગયો હતો. ફ્રાન્સનો ૧૧ મો લુઇસ તાલુકદારોને જીતવા લાગ્યો હતો. તેના દીકરા આઠમા ચાર્લ્સે ઇતાલિમાં હાથ ઘાલ્યો પરંતુ વેનિસનાં રાજ્યોએ સંપ કરી તેને હઠાવી પાછો કાઢ્યો. ત્યારપછી તેનો પિત્રાઈ ભાઇ લુઇસ બારમો ગાદીએ બેઠો. વેનિસ, સ્પેન, અને પોપ જોડે દોસ્તી કરી એ ઇતાલિમાંનાં સંસ્થાનો જીતવા લાગ્યો. અંદર અંદરના કુસંપને લીધે બહારના રાજાઓ ફાવી જતા. બારમા લુઇસના લોભને થોભાવવાને સ્પેન, જર્મનિ, અને ઇંગ્લાંડના પાદશાહોએ પોપ જુલિયસ સાથે એક સંપ કર્યો તેથી લુઇસની સત્તા નબળી પડી ગઈ પરંતુ તેના પછીના પોપ લીઓના વખતમાં ઘણુંખરૂં ઇતાલિ ફ્રાન્સના તાબામાં ગયું.

બર્ગંડિની ડચીનો વારસ નહિ હોવાથી ફ્યુડલ કાયદા પ્રમાણે તે ડચી શહેનશાહના હાથમાં ગઇ. લુઇસનો છોકરો ફિલિપ તેનો ડ્યુક નિમાયો. તે હંગરિના રાજાની સાથે ક્રુસેડની અંદર ભારે દમદમાથી ગયો પરંતુ લઢવાનું શૂર નહીં હોવાથી સુલતાને તેમને ભારે નુકશાન કર્યું. ફ્રાન્સનો છઠ્ઠો ચાર્લ્સ ગાંડો થયો ત્યારે ફિલિપે ફ્રાન્સનો રાજકારભાર ડહાપણથી કર્યો પરંતુ તે ઘણો ઉડાઉ હતો. તેના મરણ પછી રાજ્યમાં ટંટો ચાલતો હતો તેનો લાભ લેઇ ઇંગ્લાંડના રાજા પાંચમા હેન્રિએ ચઢાઈ કરી ફ્રેંચોને એજીન કોર્ટની લઢાઇમાં હરાવ્યા. પછી બર્ગંડિના ડ્યુકનો ફ્રેંચ રાજાએ ઘાત કરાવ્યો તે ઉપરથી વેર લેવાને માટે બર્ગંડિનો ડ્યુક ઇંગ્રેજોને મળી ગયો. ઇંગ્રેજોએ ચઢાઇ કરી તેમાં થોડો વખત તેમની ફતેહ થઇ પણ પછીથી આર્કની કુમારીકા જોને તેમને ઓર્લીયિન્સ આગળથી હઠાવી કાઢ્યા અને

અને ફતેહ મેળવી. ફિલિપ પછી બહાદુર ચાર્લસ બર્ગંદિનો ડયુક થયો. તેની અને લુઇસની વચ્ચે અણબનાવ અને ટંટો ચાલતો હતો તેમાં તેની જીત થઇ તેથી ફુલાઇ જઇ સ્વિત્ઝર્લાંડ જીતવાનો મનસુબો કર્યો પણ આખરે માર ખાઇ પાછા ફરવું પડયું, અને તેના ત્રણ કિંમતી હીરા સ્વીઝ લોકોના હાથમાં ગયા. પછી ફરીથી સજ થઇ ચાર્લસે સ્વિત્ઝર્લાંડ ઉપર ચઢાઇ કીધી પરંતુ તે પ્રયત્ન વ્યર્થ ગયો, ચાર્લસ માર્યો ગયો અને ફોજે મોટી હાર ખાધી. પછી તેની દીકરી મેરી આસ્ત્રિઆના ડયુક સાથે પરણી અને તે વારસ હોવાથી નેધર્લાંડ તેના હાથમાં ગયું. બર્ગંદિ લુઇસે જીતી લીધું. એ બન્ને રાજ્યો વચ્ચે કટ્ટી દુશ્મનાવટ અને યુદ્ધ ચાલ્યાં.

આસ્ત્રિઆના રાજાઓમાં ચાર્લસ પાંચમો ઘણોજ પ્રખ્યાત અને બહાદુર રાજા હતો. તેને ઈંગ્લાંડના ૮ મા હેન્રિ અને ફ્રાન્સના ફ્રાન્સિસ જોડે સત્તાને માટે ટંટા થતા. આખરે ચાર્લસે ઘણીજ સત્તા યૂરોપમાં વધારી. પેવિઆના યુદ્ધમાં તેણે ફ્રાન્સિસને હરાવ્યો પરંતુ ફ્રાન્સિસ અને ચાર્લસ વચ્ચે કજીઓ ઘણા વખત સુધી ચાલુ રહ્યો અને આખરે ચાર્લસ ઘણા દેશોનો ધણી થયો. એને અને પોપને કેટલોક વખત સુધી કજીઓ ચાલ્યો. આઠમા હેન્રિ પછી ઈંગ્લાંડની ગાદી ઉપર એડવર્ડ છઠ્ઠો અને મેરી ગાદીએ બેઠાં. મેરીએ પોપની સત્તા દાખલ કરી તે ઇલિઝાબેથ રાણીના સમયમાં પડી ભાગી. એણે પ્રોટેસ્ટંટ પંથને મોટો ટેકો આપ્યો.

આ વખતે ફ્રાન્સની અંદર પ્રોટેસ્ટંટોનો ઘાત કરવામાં આવ્યો. થોડા વખતમાં ફ્રાન્સનો રાજા ફ્રાન્સિસ મરણ પામ્યો. રાજ્યમાતાએ કાથેલિક પક્ષ સ્વીકાર્યો. ટ્રેંટ નગરની અંદર એક ધર્મસભા મળી પણ અંદર અંદરના કજીઆને લીધે તેનું કંઇ પરિણામ આવ્યું નહિ, પરંતુ ફ્લાન્ડર્સમાં ઇન્કિવઝિશન કોર્ટની સ્થાપના થઇ. એણે ફ્રેંચ પ્રોટેસ્ટંટો જે હુજીનોટ્સ કહેવાતા હતા તેમના ઉપર ઘણોજ જૂલમ ગુજાર્યો. બાર્થોલોમાના તહેવારને દિવસે ઇ. સ. ૧૫૭૨ માં તેમને રાતમાં નિર્દયપણે કાપી નાંખ્યા. આ ઉપરથી ફ્રાન્સમાં ધર્મની સખત લઢાઇ ચાલી. એ લઢાઇ આખા યૂરોપમાં પ્રસરી. નેધર્લાંડના કાથેલિક અને પ્રોટેસ્ટંટો વચ્ચે મોટો ઝઘડો ચાલ્યો. ફ્રાન્સમાં નવમા ચાર્લસના મરણ પછી તેનો ભાઇ ત્રીજો

હેન્રિ ગાદીએ બેઠો. એણે પ્રોટેસ્ટંટોને છૂટ આપી તેથી કાથલિકોએ દીનનો ઝુંડો ઉઠાવ્યો અને હોલીલીગ સ્થાપ્યો, તેથી ફ્રાન્સમાં પ્રકૃતિક્ષોભ ચાલ્યો. આ બનાવોથી ઉશ્કેરાઈ ફ્રાન્સના કાથેલિકોએ ઇલિઝાબેથ રાણીને મારી નાખી ઈંગ્લાંડમાં કાથેલિક ધર્મ દૃઢ કરવાનો વિચાર કર્યો તેને લીધે બિચારી મેરી જે કાથેલિક પંથની હતી તેનું મોત થયું. ઇલિઝાબેથે તેને દેહાંત દંડની શીક્ષા કરી તેથી ઉશ્કેરાયલા લોકોએ બીજા હુકમની રાહ જોયા સિવાય તેનો શિરચ્છેદ કરાવ્યો. તેની વારે ચઢી સ્પેનના રાજાએ ઇંગ્લાંડ ઉપર ભારે દળ સહિત ચઢાઇ કરી પરંતુ તેને હારી પાછા હઠવું પડ્યું તેથી ઇલિઝાબેથ રાણીની કીર્તિ સઘળે પ્રસરી અને પ્રોટેસ્ટંટ પક્ષને જશ મળ્યો. ઇ. સ. ૧૫૯૧ માં ઇંગ્રેજોએ પહેલ વહેલી હિંદુસ્તાનની મુસાફરી કરી અને ઇ. સ. ૧૬૦૦ માં ઇસ્ટઇન્ડિયા કંપની સ્થપાઇ. ઇલિઝાબેથ રાણીના રાજ્યમાં ઈંગ્લાંડ યૂરોપમાં મોટે દરજ્જે પહોચ્યું.

ગસ્ટેવસ એડોલ્ફસના સમયમાં જર્મનિ અને સ્પેનમાં આસ્ત્રિઆના કુટુંબનું બળ વધવા લાગ્યું હતું. આ સમયમાં ધર્મ સંબંધી ઝઘડા ઘણા જુસ્સાથી ચાલી રહ્યા. ઇંગ્લાંડની અંદર પહેલા ચાર્લસ અને એની પ્રજા વચ્ચે અણબનાવ ચાલતો હતો. ફ્રાન્સની સત્તા ઇતાલિમાં ફરીથી જામી. ફ્રાન્સમાં રિશેલ્યુ ઘણી સપ્તાઇથી અમલ ચલાવતો હતો. જર્મનિમાં પ્રોટેસ્ટંટ પંથની ફતેહ થઇ તેવામાં ઇંગ્લાંડમાં રાજા અને પ્રજા વચ્ચે લઢાઇ જાગી. આખરે રૈયતે રાજાને પદભ્રષ્ટ કરી, કેદ કરી, તપાસ ચલાવીને તેનો શિરચ્છેદ કર્યો. ધર્મની ઉથલ પાથલથી ઉત્તર યૂરોપમાં પણ તેવાજ ફેરફાર થયા. જાગીરદારો, રાજા તથા રૈયતના ઉપર સત્તા ચલાવવા લાગ્યા. ચોથો ક્રિશ્ચિયન રાજા ઉત્તરના રાજાઓમાં ઘણો પ્રખ્યાત હતો. ગસ્તેવસ એડોલ્ફસે સ્વીદનને પ્રખ્યાતિમાં આણ્યું. પ્રુશિઆનું બળ વધવા લાગ્યું હતું.

યૂરોપમાં તુર્ક લોકોની સત્તા પ્રસરવા લાગી. એજ વખતે પૂર્વ દિશામાં પણ સુલતાનની સત્તા વધતી ગઇ.

હેન્રિ ગાદીએ બેઠો. એણે પ્રોટેસ્ટંટોને છૂટ આપી તેથી કાથલિકોએ દીનનો ઝુંડો ઉઠાવ્યો અને હોલીલીગ સ્થાપ્યો, તેથી ફ્રાન્સમાં પ્રકૃતિક્ષોભ ચાલ્યો. આ બનાવોથી ઉશ્કેરાઈ ફ્રાન્સના કાથેલિકોએ ઇલિઝાબેથ રાણીને મારી નાખી ઈંગ્લાંડમાં કાથેલિક ધર્મ દૃઢ કરવાનો વિચાર કર્યો તેને લીધે બિચારી મેરી જે કાથેલિક પંથની હતી તેનું મોત થયું. ઇલિઝાબેથે તેને દેહાંત દંડની શીક્ષા કરી તેથી ઉશ્કેરાયલા લોકોએ બીજા હુકમની રાહ જોયા સિવાય તેનો શિરચ્છેદ કરાવ્યો. તેની વારે ચઢી સ્પેનના રાજાએ ઇંગ્લાંડ ઉપર ભારે દળ સહિત ચઢાઇ કરી પરંતુ તેને હારી પાછા હઠવું પડચું તેથી ઇલિઝાબેથ રાણીની કીર્તિ સઘળે પ્રસરી અને પ્રોટેસ્ટંટ પક્ષને જશ મળ્યો. ઇ. સ. ૧૫૯૧ માં ઇંગ્રેજોએ પહેલ વહેલી હિંદુસ્તાનની મુસાફરી કરી અને ઇ. સ. ૧૬૦૦ માં ઇસ્ટઇન્ડિયા કંપની સ્થપાઇ. ઇલિઝાબેથ રાણીના રાજ્યમાં ઈંગ્લાંડ યૂરોપમાં મોટે દરજ્જે પહોચ્યું.

ગસ્ટેવસ એડોલ્ફસના સમયમાં જર્મનિ અને સ્પેનમાં આસ્ત્રિઆના કુટુંબનું બળ વધવા લાગ્યું હતું. આ સમયમાં ધર્મ સંબંધી ઝઘડા ઘણા જુસ્સાથી ચાલી રહ્યા. ઇંગ્લાંડની અંદર પહેલા ચાર્લસ અને એની પ્રજા વચ્ચે અણબનાવ ચાલતો હતો. ફ્રાન્સની સત્તા ઇતાલિમાં ફરીથી જામી. ફ્રાન્સમાં રિશેલ્યુ ઘણી સખ્તાઇથી અમલ ચલાવતો હતો. જર્મનિમાં પ્રોટેસ્ટંટ પંથની ફતેહ થઇ તેવામાં ઇંગ્લાંડમાં રાજા અને પ્રજા વચ્ચે લઢાઇ જાગી. આખરે રૈયતે રાજાને પદભ્રષ્ટ કરી, કેદ કરી, તપાસ ચલાવીને તેનો શિરચ્છેદ કર્યો. ધર્મની ઉથલ પાથલથી ઉત્તર યૂરોપમાં પણ તેવાજ ફેરફાર થયા. જાગીરદારો, રાજા તથા રૈયતના ઉપર સત્તા ચલાવવા લાગ્યા. ચોથો ક્રિશ્ચિયન રાજા ઉત્તરના રાજાઓમાં ઘણો પ્રખ્યાત હતો. ગસ્તેવસ એડોલ્ફસે સ્વીડનને પ્રખ્યાતિમાં આણ્યું. પ્રુશિઆનું બળ વધવા લાગ્યું હતું.

યૂરોપમાં તુર્ક લોકોની સત્તા પ્રસરવા લાગી. એજ વખતે પૂર્વ દિશામાં પણ સુલતાનની સત્તા વધતી ગઇ.

રેફૉર્મેશન જલદીથી ફેલાતો દેખી ધર્મદૂષી ઇગ્નેશિયસ લાયોલાએ જેસ્વિયન પંથ ઉત્પન્ન કીધો. એશિઆની અંદર ભિક્ષુક વેરાગીઓની ટોળીઓ હતી તેવીજ આ જેસ્વિત ટોળીઓ હતી. એણે પહેલ વહેલો ફ્રાન્સની અંદર અને પછીથી રોમની અંદર આ નવો પંથ ફેલાવ્યો. જેસ્વિત પંથના ધારા સંત ફ્રાન્સિસ અને સંત દોમિનિકના જેવાજ હતા. ફ્રાન્સિસ ઝાવીયરે તે ધર્મનો હિંદુસ્તાનની અંદર બોધ કરવા માંડયો અને એ પ્રમાણે દુનિયાના જુદા જુદા ભાગમાં જેસ્વિત સાધુઓ બોધ કરવા લાગ્યા. પરાગ્વે, જાપાન, અને ચીન એમનાં મુખ્ય સ્થાન હતાં. પરંતુ ચીનની અંદર બીજા ખ્રિસ્તિઓની અદેખાઇને લીધે એ ધર્મ નબળો પડી ગયો. જેસ્વિતો બિશપોના અધિકારની સામે હતા, તેઓ યૂરોપના રાજ્યકાર્જમાં ખટપટ કરતા હતા તેથી કરીને તેમને ઘણો ધોકો પહોચ્યો. એ વર્ગ બસેં વર્ષ સુધી ચાલ્યો. ઇ. સ. ૧૬૭૩ માં પોપ કલેમંટે એ પંથ પાડવાને માટે જાહેરનામા કાઢયાં. ઇ. સ. ૧૮૧૪ માં તે ફરીથી સજીવન થયો.

સ્પેનની ઇન્કિવઝિશન કોર્ટ ઘણીજ નિર્દય વર્ત્તણુક ચલાવતી હતી. તે છાની તજવીજ કરતી આરોપ કબુલ કરાવવાને માટે માર મારતી, અને ગુન્હેગારને કેદની અગર દેહાંત દંડની શીક્ષા કરતી. આરાગોનના આલ્બી જન્સી લોકનો નાશ કરવા એ કોર્ટ સ્થાપી હતી. એને ખ્રિસ્તી લોકનો ભોગ નહીં મળ્યો ત્યારે ઇસ્રાઇલ અથવા યાહુદી લોકનો ઘાણ કાઢયો. તેમની માલમિલ્કત લૂંટી લેઇ છોકરાં બૈરાંની કતલ કરી તેમની મિલ્કત સરકારમાં જપ્ત કરતા. બસેં અઢાણું યાહુદીઓને જીવતા બાળી મુકયા, તેથી યાહુદી લોક જે શિક્ષકોના અને બીજા રોજગારોમાં ઘણા ઉપયોગના હતા તે દેશ છોડી નાશી ગયા. ત્યારપછી મૂરલોકને પકડવા માંડયા. લ્યુથરના ગ્રંથો બાળી નાંખવાને માટે તેણે હુકમ કીધો અને પ્રોટેસ્ટંટોને ઘાતચક્રમાં ઘાલી મારી નાંખવા માંડયા. સ્પેનની ગાદીપર આસ્ત્રિઆના કુળના રાજા રહ્યા ત્યાં સુધી ધર્મને મસે એવાં બહુ ખૂન થયાં. ઇ. સ. ૧૮૧૩ માં સ્પેનની કોર્ટેઝ સભાએ ઇન્કિવઝિશન કોર્ટને કાયદો કરી બંધ પાડી. ઇ. સ. ૧૪૮૧ થી ઇ. સ. ૧૮૭૧ સુધીમાં લગભગ સાઢા ત્રણ લાખ માણસોનો ભોગ આ કોર્ટે ધર્મને બહાને લીધો.

જે યુગની અંદર યૂરોપમાં આ પ્રમાણે ચાલતું હતું તેજ યુગમાં

હિંદુસ્તાનમાં મુગલોએ હિંદુસ્તાન જીતી લેઈ મોટું રાજ્ય દિલ્લિમાં સ્થાપ્યું. બાબર તે વંશનો મૂળ પુરૂષ હતો અને એણે ઘણી બહાદૂરીથી રાજ્ય કર્યું અને ત્યારપછી તે રાજ્ય જ્યારે અકબરના હાથમાં આવ્યું ત્યારે ઘણીજ ચઢતીએ પામ્યું. તેના વખતમાં જમાબંધી સંબંધી ઘણાજ સારા સુધારા થયા. ત્યારપછી શાહજહાંના વખતમાં ઘણાંજ સારાં મકાનો બંધાયાં અને ઘણાંજ ઉંચ પ્રકારનાં પથ્થરની કોતરણીનાં કામ થયાં. ઔરંગજેબના વખતમાં હિંદુ અને મુસલમાનો વચ્ચે ધર્મના જનુનને લીધે બહુજ મોટો ભેદ પડ્યો. ઔરંગજેબ ઘણોજ ધર્માંધ હતો અને તેણે ધર્મને કારણે હિંદુઓને પીડ્યા.

આ કારકીર્દિમાં મહારાષ્ટ્ર દેશમાં શિવાજી નામના એક મરેઠા સરદારના પુત્રે પોતાની બુદ્ધિબળથી અને ધર્મને આશ્રય આપવાના હેતુથી એક નવું રાજ્ય સ્થપાયું, ઈ. સ. ૧૬૪૦. એણે મરેઠા લોકોને પોતાની ટોળીમાં દાખલ કીધા અને પ્રથમ બીજાપુર અને આસપાસના મૂલકમાં લૂટફાટ ચલાવવા માંડી. શિવાજી અને ઔરંગજેબ વચ્ચે ઘણો વખત સુધી કજીઓ ચાલ્યો. બન્ને એક બીજાની સાથે છળભેદથી વર્તણુક ચલાવતા હતા તેથી તેનું કંઈ પરિણામ આવ્યું નહીં શિવાજી ઈ. સ. ૧૬૮૦ માં મરણ પામ્યો ત્યારપછી એનો પુત્ર શંભાજી ગાદીએ બેઠો. તે બેવકુફ હોવાથી મુગલોને હાથે તેનું મૃત્યું થયું. આ પ્રમાણે ઔરંગજેબના ધર્માંધપણાને લીધે મુગલ રાજ્ય વિરૂદ્ધ નવાં રાજ્ય સ્થપાવા લાગ્યાં અને જ્યારે ઇ. સ. ૧૭૦૭ માં ઔરંગજેબ મરણ પામ્યો ત્યારે મુગલ રાજ્યની પડતી શરૂ થઇ.

# અધ્યાય ૭ મો.

## ઈ. સ. ૧૬૫૦ થી ૧૭૬૦ સુધી.

## ખંડ ૧ લો.

### વેસ્ટફેલિઆમા શાંતિના કરાર થયા પછી યૂરોપનાં રાજ્યોની સ્થિતિ.

વેસ્ટફેલિઆના તહનામાથી ઉત્તર યૂરોપ અને જર્મનિમાં શાંતિ થઇ, પરંતુ ફ્રાન્સ અને સ્પેન વચ્ચે વિગ્રહ જારી રહ્યો એજ વખતે ફ્રાન્સમાં માહોમાંહે ટંટો ચાલ્યો. એ ટંટો ઉઠાવનાર પારિસનો આર્ચબિશપ કાર્ડિનલ દિરિટ્સ હતો. કાર્ડિનલ માઝરિન પાસેથી પ્રધાનપણું લેવાની તેણે ઇચ્છા કરી અને કેટલાક રાજકુમારો તથા ઘણાકોને પોતાના પક્ષમાં લીધા. ફ્રાન્સમાં તે વખતે પાર્લમેંટ હતી. પણ ઈંગ્લાંડની પાર્લમેંટને નામ શિવાય બીજી વાતમાં મળતી ન હતી. તે કાયદા બાંધનાર રાજસભા ન હતી પણ ઇન્સાફ કરનાર મંડળી હતી અને ત્યાં બેસવાનો અધિકાર વેચાતો મળતો. એ મંડળીને રિટ્સે પોતાનું સાધન કર્યું. તે લોભી આચાર્યની શીખવણી ઉપરથી તે સરકારની સામે હરેક બાબતમાં થઇ એ માટે દરબાર તરફથી તેના પ્રમુખ તથા એક બીજા સભાસદને પરહેજ કર્યા. રાજા બાળક હોવાથી તેની મા રાજપ્રતિનિધીના હોવાથી કામ ચલાવતી હતી અને મુખ્ય કારભારી કાર્ડિલ માઝરિન હતો. પારિસના લોકો એ બે પર બહુ ગુસ્સે થયા. શહેરના રસ્તાઓ બંધ કરી તેમણે હુલડ મચાવ્યું. રાજમાતા પોતાના પરિવાર રાજકુમાર તથા બીજાં છોકરાંઓ લેઇ પારિસ-

માંથી નાઠી. પ્રાંતોમાં પણ બે પક્ષો બંધાયા અને લઢાઇ ચાલી. કોંદેનો લોભી ડયુક બંડખોરોનો આગેવાન હતો તેને દરબારના માણસોએ પકડયો તેથી ફિતુર ઓછું ન થતાં ઉલટું વધ્યું. બાળરાજાના કાકા ઓર્લીન્સના ડયુકે બળવાખોરોની સરદારી માથે લીધી (ઇ સ. ૧૬૫૦). દોસ્તી કરવાના વિચારથી માઝરિને કોંદેને છૂટો કર્યો પરંતુ તેની ઉમેદ બર આવી નહિ, તેને જર્મનિમાં નાસી જવું પડયું. હમણા ફ્રિટસ તેની તરફ થયો. તેમણે રાજાની મદદને માટે એક ફોજ ઊભી કરી અને તેની સરદારી ટુરેન નામે ઉમરાવને આપી. માઝરિન લશ્કરની સહાયતાથી સ્વદેશ આવી પોતાનો અધિકાર ચલાવવા લાગ્યો. કોંદેને પારિસની પાર્લમેંટે રાજદ્રોહી ઠરાવ્યો ત્યારે તે સ્પેનમાં નાઠો. ત્યાંના રાજાએ મદદને માટે ફોજ આપી તે લેઇ છેક પારિસ લગી આવ્યો. ત્યાં રાજાની અને તેની ફોજ વચ્ચે લઢાઇ થઈ તેમાં રાજાના લશ્કરનો પરાભવ થયો.

આ ફતેહથી હિંમત પકડી પારિસની પાર્લમેંટે ઓર્લીન્સના ડયુકને રાજ્યનો ઉપરી ઠરાવ્યો અને શાહજાદા કોંદેને લશ્કરનો સેનાપતિ નીમ્યો. આ સમે રાજાના ડહાપણથી અને કોંદેના અવિચારથી રાજનો બચાવ થયો. બાળ રાજા લુઇસે પોતાના વજીર માઝરિનને દેશનિકાલ કર્યો તેથી પ્રજા ખુશી થઈ. કોંદેએ પારિસમાં કંઇક હુલડ જગાડયું તેથી કેટલાક નગરવાસીઓના પ્રાણ ગયા. લુઇસ પારિસમાં આવ્યો ત્યારે લોકોએ ઘણું આદરમાન આપ્યું અને તેનો સઘળો અધિકાર પાછો તેના હાથમાં આવ્યો.

આ પ્રકૃતિક્ષોભ ચાલતો હતો તેવામાં તેનો લાભ લેઇ સ્પેનના લશ્કરે કેટલાક કિલ્લા ફ્રેંચના હાથમાંથી જીતી લીધા. સ્પેનના રાજા ૪ થા ફિલિપનો કારભારી એ વખતે લુઇસદિહારો નામે પુરૂષ હતો. રાજા તેની સલાહ પ્રમાણે બિલકુલ ચાલતો. કોંદેના લશ્કરની બુદ્ધિબળ વડે એ લશ્કરને ફતેહ મળવાની આશા થઈ, પરંતુ ફ્રેંચ રાજાનો સેનાપતિ માર્શલ ટુરેન સ્પેનના લશ્કરના સેનાપતિ કરતાં સરસ હતો તેથી હારોના ધાર્યા પ્રમાણે પરિણામ થયાં નહિ. વળી માઝરિને ક્રોમ્વેલ જોડે દોસ્તી કરી ઈંગ્લાંડને પોતાની મદદે લીધું. ફ્લાંદર્સના મજબૂત શહેર દન્કર્ક ફ્રેંચ અને ઇંગ્લીશ સેનાએ જમીનપર આવી ઘેરો ઘાલ્યો (ઇ. સ. ૧૬૫૬). શહેરની મદદે સ્પાનિશ લશ્કર આવ્યું તેનો પરાજય એકઠી મળેલી ફ્રેંચ અને

ઇંગ્લિશ સેનાએ કર્યો. ત્યારપછી થોડે દહાડે દન્કર્ક શરણે આવ્યું અને તે કરાર પ્રમાણે ઇંગ્રેજને મળ્યું. ફ્લાંદર્સનાં બીજાં નગરો ફ્રાન્સના હાથમાં આવ્યાં.

હવે સલાહ કરવાની સ્પેનને જરૂર પડી. માઝરિનના મનમાં એક વિચાર હતો તે પાર પાડવાને સ્પેન જોડે દોસ્તી કરવી અવશ્ય હતી. બાળ રાજા લુઇસને સ્પેનના રાજાની કન્યાને પરણાવવો કે તેથી સ્પેનનું રાજ અંતે ફ્રાન્સના ગાદીપતિને મળે એવો મનસુબો આ વખતે માઝરિને કર્યો. બેઉ પક્ષની ઇચ્છા લઢાઇ બંધ પાડવાની હતી એટલે સલાહના કરાર થવામાં કંઇ અડચણ પડી નહિ. માઝરિન અને હારો બંને જાતે એ કામ કરવાને મળ્યા. ફ્રાન્સને કેટલોક મૂલક તથા સ્પેનની કન્યા એ કરારથી મળી. સલાહ થયા પછી સુમારે એક વર્ષે માઝરિનનું મરણ થયું (ઇ. સ. ૧૬૬૧). ૧૪ મા લુઇસનું મન વજીરના દાબથી મુઝાતું હતું તે પ્રફુલ્લિત થયું અને રાજની લગામ હવે તેણે પોતાના હાથમાં લીધી.

જર્મનિ દેશ લઢી લઢીને છેક થાકી ગયો હતો. વેસ્ટ ફેલિઆની સલાહના વખતથી તે ત્રીજા ફર્દિનાંદ રાજેંદ્રના મરણ સુધી ત્યાં શાંતિ રહી (ઇ. સ. ૧૬૫૭). રાજ્યાસન ખાલી પડવાથી નવો રાજાધિરાજ કરવા બાબત દાયટમાં વાંધો ઉઠયો. આસ્ત્રિઆના બળવાન રાજાને રાજાધિરાજનું સ્થાન આપવામાં હરકત હતી. તે દાયટના કબજામાં રહેતો નહિ, અને નાના સંસ્થાનોની સ્વતંત્રતા ધાસ્તીમાં રહેતી તે માટે રાજેંદ્ર નીમનારામાંના કેટલાકે કોઇ નબળા રાજાને તે જગા આપવાનો વિચાર કર્યો. પરંતુ જર્મનિ ઉપર શત્રુઓના હુમલા આ વખતે થયા હતા. બ્યુદા સુધી તુર્કલોક આવી પહોચ્યા હતા. આલ્સેસમાં ફ્રેંચ અને પોમરેનિઆમાં સ્વિડ્ઝ પેઠા હતા માટે દેશનો બચાવ કરવાને જબરા અધિપતિની જરૂર હતી, માટે માજી પાદશાહના પુત્ર લીઓપોલ્ડને સઘળાએ એક મતે નીમ્યો. સ્વીદનનું બળ વધતું ખાળવા માટે પોલાંદ અને દેન્માર્ક જોડે દોસ્તીના કોલકરાર કર્યા.

નામાંકિત ગસ્તેવસ એદોલ્ફસના મરણ પછી તેના આસનપર તેની પુત્રી ક્રિશ્ચિઆના બેઠી હતી. એ બાઇને વિદ્યાનો છંદ હતો. પંડિતો, વિદ્વાનો અને કસબી કારીગરોથી તેનું દરબાર શોભી રહ્યું હતું. એનામાં ખો-

ક એ હતી કે તે સંસાર વ્યવહારી વિદ્યાને ઉત્તેજન આપતી નહિ, તે-
થી તેના ભણતરથી પ્રજાને કંઇ ફાયદો થયો નહિ. પોતાના વિદ્યાભ્યાસ-
માં હરકત પડતી હતી એજ માટે તેણે વેસ્ટફેલિઆના કરાર કબુલ ક-
ર્યા હતા. સ્વીડનની રાજસભા તેની પંડિતાઇથી કાંઇ ખુશી થઇ નહિ.
રાજકુમાર ચાર્લસ ગસ્તેવસ જોડે પરણવાને તેમણે મજબુત ભલામણ ક-
રી. માથે ધણી કરવો તેને પસંદ પડયો નહિ તોપણ પોતાની પછી ગા-
દીનો વારસ તે શાહજાદાને ઠરાવ્યો. રાજસભાએ જ્યારે ફરીને તેને લ-
ગ્ન કરવાની ભલામણ કરી ત્યારે તે વાત કબુલ ન કરતાં તેણે રાજ્યાધિ-
કાર છોડી દીધો, અને ચાલસ ગસ્તેવસ દસમો ચાર્લસ એવો ઇલકાબ
ધારણ કરી ગાદીએ બેઠો, (ઈ. સ ૧૬૫૪). રાજ છોડ્યા પછી એ
બાઇની ચાલ સારી રહી નહિ. પરદેશોમાં જઈ કુકર્મ કરી તેણીએ જ-
ન્મારો પૂરો કર્યો.

પોલાંદ જોડે લઢાઇનાં જાહેરનામાં કરી દસમા લુઇએ પોતાની પ્ર-
જાને રીઝવી. ઇ. સ. ૧૬૩૨ માં પોલાંદના રાજા ત્રીજા સિજિસ્મંદનું મ-
રણ થયું અને તેની જગ્યાએ તેનો કુંવર લાદિસલૌસ નિમાયો. એ રાજા
ઘણો બહાદુર અને બુદ્ધિવાન નીકળ્યો. રૂશ તથા તુર્ક ફોજોપર તેણે કે-
ટલાક જય મેળવ્યા. સ્વીદને જીતી લીધેલા કેટલાક કિલ્લાઓ તેણે પાછા
જીતી લીધા. કોસાક નામે એક જાત તેના તાબામાં હતી તેનાપર ઉમરા-
વોની શીખવણીથી તેણે ભારે જૂલમ કર્યો તેથી બંડ ઉઠયું. બંડ સમ્યા
પહેલા ઇ. સ. ૧૬૪૮ માં તેનું મરણ થયું ખાલી પડેલી ગાદી માજી
રાજાના ભાઇ જોન કાસિમિરને મળી. બંડખોરો જોડે સલાહ કરવાની
તેની ખુશી હતી પરંતુ તેના લુચ્ચા અમલદારોએ તેમ થવા દીધું નહિ.
રૂશિઆના ઝાર ( પાદશાહ ) આલેકિસસે આ ગડબડ જોઈ સ્વારી કરી.
સ્મોલેન્સ્કો શહેર કબજે કર્યું અને લિથુનિઆ પ્રાંત લૂંટયો. સ્વીદનનો દ-
શમો ચાર્લસ પણ પોલાંદપર ચઢી આવ્યો રણસંગ્રામમાં બેવાર પોલાં-
દની ફોજને હરાવી સ્વીદનના રાજાએ ક્રાકાનગર જીત્યું અને કાસિમિર
સિલિશિઆમાં નાશી ગયો. સ્વીદ લશ્કરે ગર્વમાં આવી પોલાંદના લોકનો
તિરસ્કાર કર્યો તથા વોરસો જીતવામાં અતિ ક્રૂરપણે લોકની કતલ કરી
તે પરથી સામા થવાનો વિચાર આખી પોલ પ્રજાએ કર્યો. બાંદ્ઝિક ન-
ગરના લોકે પોતાનો બચાવ ઘણી હિમતથી કર્યો. રૂશિઆ અને જર્મનિ-

૫૫

ના શહેનશાહો અને દેન્માર્કનો રાજા પોલાંદની મદદે આવ્યા પરંતુ ચાર્લ્સ હિમત હાર્યો નહિ. સ્વીદન તથા બીજા કેટલાક દેન્માર્કના બેટ વશ કર્યા અને કોપન હેગનને ઘેરો ઘાલ્યો. દેન રાજાએ સલાહ કરી રાજધાની બચાવી લીધી. એ સલાહ ઝાઝીવાર રહી નહિ. પરંતુ ચાર્લ્સે બીજીવાર સ્વારી કરી ત્યારે હોલાંદ અને ઇંગ્લાંડ વચમાં પડ્યાં. એ રાજ્યોના મધ્યસ્થપણાથી સલાહ કરવાનો વિચાર થયો, પરંતુ તહનામા થતાં પહેલાં ઇ. સ. ૧૬૬૦ માં ચાર્લ્સનું મરણ થયું. નવો રાજા ૧૧ મો ચાર્લ્સ ઉમરે પહોચ્યો ન હતો તેથી સ્વીદ સરકારે તેના બધા શત્રુઓ જોડે સલાહ કરી.

# ખંડ ૨ જો.

## ઈંગ્લાંડનો ઇતિહાસ.

૧ લા ચાર્લસના ઘાતની જોડે ઈંગ્લાંડની રાજકીય અને ધાર્મિક વ્યવસ્થા રદ થઇ ગઇ; પ્રકૃતિક્ષોભના પરિણામથી લોકનો મોટો ભાગ નારાજી થયો પરંતુ ક્રોમ્વેલના હુકમ નીચે પચાસ હજાર માણસની ફોજ હતી તેના નાશથી પ્રજા દબાઇ ગઇ; પાર્લમેંટમાં જે થોડા સભાસદો રહ્યા હતા તેમના હાથમાં મુખ્ય અધિકાર આપ્યો. આયર્લાંડ અને સ્કાટલાંડપર લક્ષ આપવાની નવી સરકારને જરૂર પડી. આયર્લાંડના લોકે ફિતુર કર્યું હતું તે બેસાડી દેવાને ક્રોમ્વેલના હાથ નીચે એક ફોજ મોકલી.

આઇરિશ લોકમાં કુસંપ હોવાથી ક્રોમ્વેલને પોતાનું કામ કરવું સહેલું માલુમ પડ્યું. પહેલા ચાર્લસે આર્મંડ નામે ઉમરાવને આયર્લાંડનો પ્રતિનિધી નીમ્યો હતો. ઇ. સ. ૧૬૪૬ માં એ સુબાએ કાથલિકોને ધર્મની છૂટ આપીને શાંત કર્યા તથા પ્રોટેસ્ટંટોને પણ પોતાના પક્ષમાં લીધા, પરંતુ પોપની તરફથી આવેલા એક અધિકારીએ લોકને ઉશ્કેર્યા તેથી તેઓ આર્મંડના હુકમમાં રહ્યા નહિ. એવું જોઇ તે ઉમરાવે પોતાના હાથમાં જેટલાં શહેરો રહ્યાં હતાં તેટલાં પાર્લમેંટને સોંપી દીધાં. થોડા વખત પછી આઇરિશ કાથલિકોને પોતાની ભૂલ માલૂમ પડી ને તેમણે આર્મંનને પાછો બોલાવ્યો. જે શહેરો એ સુબાએ પાર્લમેંટને સોંપ્યાં હતાં તે જીતી લેવાપર હવે તે મંડ્યો, તેવામાં ક્રોમ્વેલ હોંસીલા અને કસાયલા સિપાઇઓ લઇને આવી પહોચ્યો. આવતાં વારનેજ દ્રોઘેડાનો કિલ્લો હલ્લો કરીને લીધો અને માંહેના સઘળા કિલ્લેદારોની કતલ કરી. ત્યારપછી વેક્સફોર્ડ કસબો જીત્યો અને માંહે રક્ષણ કરનારા હતા તેઓને કાપી નાખ્યા. આ ક્રૂરતાથી બાકીના શહેરના કિલ્લેદારો એટલો ભય પામ્યા કે ક્રો-

મ્વેલ જ્યાં જતો ત્યાંના કિલ્લેદારો કિલ્લા આપવા લાગ્યા. મન્સરના પ્રોટેસ્ટંટો ક્રોમ્વેલને તાબે થઇ ગયા. અને આર્મન દેશ છોડી જતો રહ્યો. પછી કાથલિકોને ક્રોમ્વેલે સહજમાં જીતી લીધા. બીજી વાર બંડ ઉઠવાની ધાસ્તી ઓછી કરવાને વાસ્તે ક્રોમ્વેલે કાથલિકોને પરદેશના રાજાઓની નોકરી કરવાની રજા આપી. આશરે ૨૪૦૦૦૦ કાથલિકો પોતાની મેળે સ્વદેશ છોડી જતા રહ્યા,

મરનાર પાદશાહનો વડો છોકરો ૨ જો ચાર્લ્સ પરદેશમાં છતાં પોતાને રાજા કહેવડાવવા લાગ્યો. આયર્લાંડમાં તેના પક્ષકારોનો પરાજય થવાથી સ્કાટ્લાંડના કોવેનંટરોને શરણે તે ગયો, અને ઘણીજ શરમ ભરેલી શરતો તેણે કબુલ કીધી. જે લોકો તેના બાપને આશ્રય આપવામાં પાયમાલ થઇ ગયા હતા તેઓને દેશનિકાલ કરવા જાહેરનામાપર તેણે સહી કરી. કોવેનંટરોએ ધર્મપદ્ધતિ સ્વીકારી, રાજકાજમાં પાર્લમેંટના કહ્યા પ્રમાણે તથા ધર્મ સંબંધી કામમાં પાદરીઓના કહેવા પ્રમાણે કરવાનું મંજૂર રાખ્યું. રાજા સ્કાટ્લાંડમાં આવ્યાની વાત ઇંગ્લાંડની પાર્લમેંટને ખબર પડી ત્યારે ક્રોમ્વેલના હાથ નીચે એક ફોજ સ્કાટ્લાંડ જીતવાને તેણે મોકલી. સ્કાટ્ સેનાપતિ લેસ્લિ ક્રોમ્વેલને પુરો પડે એવો હતો ડન્બાર આગળ ઇંગ્રેજી સેનાની છાવણી હતી તેને ઘેરી લેઇ સ્કાટિશ ફોજે હેરાન કરી. સ્કાટ્ છાવણીમાં ધર્માંધ અને મૂર્ખ ગુરૂઓ હતા તેમની બેવકુફાઇથી ક્રોમ્વેલનો બચાવ થયો. ઇંગ્રેજો હારશે એવી આકાશવાણી થઇ છે માટે એકદમ હલ્લાં કરવાં એવું તેણે લેસ્લિને કહ્યું. તે અનુભવી સરદારે ઘણાંક કારણો બતાવી કહ્યું કે ઘણી ઊંચી જગ્યા પર આપણે મુકામ કર્યો છે તે છોડવી નહિ જોઇએ. હાલ નહિ લઢવાથી ફાયદો છે, પરંતુ પાદરીઓએ માન્યું નહિ અને તેને સંગ્રામ કરવાની જરૂર પાડી. એ ભૂલનો ક્રોમ્વેલે ઝટ લાભ લીધો. ડુંગરપરથી ફોજ ઉતરતી હતી તેવામાં ઇંગ્રેજી લશ્કરે હલ્લાં કર્યાં અને નીચે આવી ગોઠવાય ત્યાર પહેલાં સ્કાટ્ ફોજને વીખેરી નાંખી. એડિન્બરો અને લીથ ક્રોમ્વેલને તાબે થયાં. ફોર્થ ઓળંગી ક્રોમ્વેલ આગળ વધ્યો ત્યારે ચૌદ સ્વારોની સેના સહિત ઇંગ્લાંડમાં આવ્યો પરંતુ તેના ધાર્યા પ્રમાણે તેને ઇંગ્રેજો મળ્યા નહિ. ક્રોમ્વેલ ૩૦૮૦ માણસો લેઇ એકદમ રાજા પાસે આવ્યો, અને વુર્સ્ટર આગળ ઇ. સ. ૧૬૬૧ના આગસ્ટ મહિનાની ૩૧ મી તારીખે લઢાઇ થઇ.

સ્કાટ્ ફોજનો કેવળ પરાજય થયો. તેના ૮૦૦ માણસો કેદ પકડાયાં તેમને ગુલામ દાખલ ઇંગ્રેજ સરકારે વેચ્યાં. ચાર્લસ નાઠો, ૪૫ દહાડા લગી તેણે અનેક વેશ ધારણ કરી સંતાયાં કર્યું. તે ફ્રાન્સમાં અંતે નાસી જઇ શકયો. ક્રોમ્વેલે સ્કાટ્લાંડ વશ કર્યું અને પાદરીઓનું અપમાન કરી તેમનો પ્રમોદ ઉતારી નાખ્યો.

હોલાંડરો તથા વલંદા લોકો વેપાર અને નૌકાબળમાં બહુ વધી ગયા હતા, તેથી ઇંગ્રેજો તેમના પર અદેખાઈ કરતા હતા, તોપણ બેઉ પ્રજા પ્રોટેસ્ટંટ હોવાથી તથા ઇંગ્લાંડની રાજકન્યા હોલાંડની સરકારના પ્રમુખ ઓરેંજના ડ્યુક જોડે વરી હતી તેથી બેઉ જોડે સલાહ કરી હતી. ઓરેંજ ૨ જા વિલ્યમના મરણ પછી વલંદાની સરકાર પ્રજાસત્તાક રાજ્ય જેવી થઇ, તેથી ઇંગ્રેજ સરકારે તેની જોડે દોસ્તી કરવાનું ચહાયું. પરંતુ તેમના વકીલને વલંદાની રાજધાની હેગમાં કંઇ માન મળ્યું નહિ, અને એવું જણાયું કે બેઉ વચ્ચે લઢાઇ ઉઠશે. ઇંગ્રેજી પાર્લમેંટે કાયદો કર્યો કે એશિઆ, આફ્રિકા, અને અમેરિકાનો માલ પરદેશી વહાણોમાં લાવવા દેવો નહિ, ઇંગ્રેજી વહાણમાંજ લાવે. યૂરોપની પ્રજા પોતાના દેશનો માલ પોતાનાજ વહાણોમાં લાવે, પણ બીજા દેશનો લાવે નહિ. એથી વલંદાઓને ઘણું નુકશાન થયું કેમકે એક દેશનો માલ બીજે દેશ લેઇ જવો એ તેમનો મુખ્ય ધંધો હતો. ડોવરની ખાડીમાં વલંદાની નૌકાસેના અને ઇંગ્રેજની નૌકાસેના વચ્ચે લઢાઇ થઇ. ઇંગ્રેજોએ ધારો કર્યો હતો કે ઇંગ્લાંડના તાબાના દેશના દરિઆમાં વાવટો ઉતારી નમવું જોઇએ. વલંદા લશ્કરનો ઉપરિ વેનટ્રામ્પ હતો તેણે એ રીતે ના કહ્યાથી તોપોનો મારો ચાલ્યો. ઇંગ્રેજ નૌકાપતિ બ્લેક પાસે માત્ર પાંચ વહાણ હતાં અને પાછળથી આઠ આવી મળ્યાં. વલંદાનાં ૪૦૦ વહાણ હતાં, તોપણ ઇંગ્રેજોનો જય થયો ત્યારપછી બીજી ઘણીક લઢાઇઓ થઇ તેમાં કોઇવાર વલંદા ને કોઇવાર ઇંગ્રેજો જીતતા. ઇ. સ. ૧૬૫૪ માં એક સંગ્રામ ત્રણ દિવસ સુધી ચાલ્યો તેમાં વલંદાનો સેનાપતિ પડયો, અને તેમને સલાહ કરવાની જરૂર પડી.

સ્કાટ્લાંડ અને આયર્લાંડ વશ થયા પછી પાર્લમેંટે ક્રોમ્વેલની શક્તિ ઓછી કરવાને માટે ફોજના કેટલાક ભાગને રજા આપવાનો ઠરાવ કર્યો.

પ્રજા એ પાર્લમેંટને કોઇપણ જાતનું માન આપતી નહિ, અને તેનાપર ભરોંસો રાખતી નહિ, કેમકે એ કાંઇ ખરી પાર્લમેંટ નહતી. હાઉસ આવ કોમન્સમાં માત્ર થોડા માણસો રહ્યા હતા તે પોતાને પાર્લમેંટ કહેવડાવતા, અને રાજનો કુલ અખત્યાર હમેશ પોતાના હાથમાં રાખવાને ચહાતા. સિપાઇઓએ વાંધો ઉઠાવ્યો તે પરથી એ પાર્લમેંટે તેમને ઠપકો આપ્યો, ત્યારે ક્રોમ્વેલે પલટણ મોકલી સભાસદોને ઉઠાડી મૂક્યા અને દરવાજે તાળાં દેઈ કૂંચી પોતાના ગજવામાં મૂકી (૧૯ મી એપ્રિલ, ૧૬૫૩). પાર્લમેંટના કારભારીઓને પણ તેણે એજ પ્રમાણે રજા આપી, એથી લોકો ખુશી થયા.

રાજવ્યવસ્થાનું રૂપ અસલ પ્રમાણે રાખવાની જરૂર હતી, પરંતુ લોકને ધારા પ્રમાણે છૂટ આપી નવી પાર્લમેંટ બોલાવવાની ક્રોમ્વેલને હિંમત આવી નહિ. હાથ નીચેના લશ્કરી અમલદારોની સલાહ લેઇને તેણે ૧૬૦ માણસોને પાર્લમેંટમાં બેસવાને નીમ્યા. આ પાર્લમેંટ પણ ક્રોમ્વેલના કબ્જામાં રહી નહિ, તેથી તેને પણ લશ્કરી બળથી કાઢી મૂકી.

હવે ક્રોમ્વેલે એક નવો કાયદો રચ્યો તેમાં ધારા બાંધવાનો અધિકાર એક લોર્ડ પ્રોટેક્ટર એટલે રાજરક્ષક તથા પાર્લમેંટને સોંપ્યો અને કારભાર એ પ્રોટેક્ટર તથા મંત્રિમંડળને સોંપ્યો. ૧૬ મી ડિસેંબર ઇ. સ. ૧૬૫૩ ને દિવસે એ કાયદા પાળવાને કસમ ખાધા અને લોર્ડ પ્રોટેક્ટરનો ખિતાબ ધારણ કર્યો અને આવતા ડિસેંબરમાં એ ધારા પ્રમાણે બોલાવેલી બીજી પાર્લમેંટ મળી સરકારના પક્ષકારો મેંબર થાય એવી બની શકે તેટલી ગોઠવણો કરી હતી તોપણ ઘણા માણસો ક્રોમ્વેલની વિરૂદ્ધ આવ્યાં ને ક્રોમ્વેલનો અધિકાર માનવાના કસમ ખાવાને સભાસદમાંના અડધાએ ના કહી તેથી ક્રોમ્વેલે તેઓને બાતલ કર્યા. બાકીના રહ્યા તેઓ પણ ક્રોમ્વેલને આધીન રહ્યા નહિ તેથી તેણે તેમને રજા આપી. ક્રોમ્વેલે દેશના બાર ભાગ કરી દરેકપર એકેક લશ્કરી સરદાર ઉપરી ઠેરવ્યો હતો. તે સરદારોના મારફતે ક્રોમ્વેલે એક બીજી પાર્લમેંટ બોલાવી. પ્રતિકૂળ માણસો નહિ નીમાય એવી કોશીશો કરી તોપણ સામા થનાર એટલા બધા માણસો આવ્યા કે પાર્લમેંટ જે દિવસે મળી તે દિવસે તેના બારણા આગળ પહેરા મૂક્યા અને જેઓ ક્રોમ્વેલની ચીઠી

લાવ્યા તેમને પેસવા દીધા. એ રીતે રજા લેઈ દાખલ થયેલા સભાસદો ક્રોમ્વેલના હુકમમાં રહ્યા. એ પાર્લમેંટે ક્રોમ્વેલને રાજાનો ઇલકાબ ધારણ કરવાની અરજ કરી. ક્રોમ્વેલની તેમ કરવાની ખુશી હતી તોપણ લશ્કરના સરદારો સામા થયા તેથી તે વાત બંધ રાખવી પડી.

દેશના કારભારપરથી પ્રજાનું મન બીજી દિશાએ લેઇ જવાને વાસ્તે ક્રોમ્વેલે લઢાઇ કરવાનો વિચાર કર્યો. ફ્રાન્સપર કે સ્પેનપર હુમલો કરવો તેનો તે વિચાર કરવા લાગ્યો એવામાં ફ્રાન્સના દિવાન માઝરિને તેનું મન રીઝવ્યું ફ્રાન્સમાથી ઇંગ્રેજી શાહજાદાઓને કાઢી મૂકવા અને ડન્કર્ક બંદર આપવું એવી શરતે ક્રોમ્વેલે ફ્રાન્સની કુમકે જવાનું કબુલ કર્યું. બે બળવાન નૌકાસેનાઓ ઇંગ્લાંડમાં તૈયાર થઇ. એકને બ્લેકના હાથ નીચે ભૂમધ્ય સમુદ્રમાં મોકલી અને બીજી વેસ્ટ ઇંડીસ તરફ ગઇ. સ્પેન જોડે લઢાઇ કરવાને સબબ જોઇએ માટે ક્રોમ્વેલે માગણી કરી કે સ્પેનના પાદશાહે ઇન્કવીઝીશન કોર્ટ બંધ કરવી અને દક્ષિણ અમેરિકામાં ઇંગ્રેજોને વેપાર કરવા જવા દેવા. સ્પેનના એલચીએ જવાબ દીધો કે એ તો અમારા સ્વામીની બે આંખો માગવા જેવું છે. ખરૂં જોઇએ તો બંને માગણી ગેરવ્યાજબી હતી, કેમકે ઇન્કિવઝિશનથી પ્રોટેસ્ટંટોને ઘણી પીડા થતી, પરંતુ આયર્લાંડના કાથલિકોપર ક્રોમ્વેલ કંઈ જૂલમ કરતો નહિ. વળી બીજા દેશોના વહાણોમાં ભરી માલ ઇંગ્લાંડમાં લવાય નહિ એવો કાયદો કરનારથી કેમ મંગાય કે સ્પેને વેપાર કરવાની છૂટ આપવી. એ સ્વાર્થી કાળમાં વાજબી ગેરવાજબીનો કોઇ વિચાર કરતું નહિ તેથી ક્રોમ્વેલે કરેલી વાત જાણી ઇંગ્રેજી પ્રજા રાજી થઇ.

આડ્મિરલ બ્લેક પ્રથમ લેગહોર્ન બંદરમાં ગયો. ટસ્કનિના ડ્યુકે ઇંગ્લાંડના વેપારને હરકત કરી હતી માટે તેની પાસેથી નુકસાન ભરી લીધું. ત્યાંથી તે અલ્જીયર્સ ગયો અને ત્યાંના હાકેમ પાસે કબુલાત લીધી કે ત્યાંની પ્રજા ઇંગ્રેજી વહાણો લૂટે નહિ. ટ્યુનિસમાં પણ તેણે એવુંજ માગ્યું, પરંતુ ત્યાંના હાકેમે તે વાત કબુલ નહિ કર્યાથી ગોળાવતી કિલ્લા તોડી પાડ્યા અને બંદરમાંનું દરેક વહાણ બાળી મૂક્યું. ભૂમધ્ય સમુદ્રમાં તેનો એટલો ત્રાસ પડ્યો કે કોઇ તેની સામું થયું નહિ. બીજી સેનાના ઉપરી પેન અને વેનાબલ્સ કરીને હતા તેઓ પ્રમત હિસ્પાનોલિયા જી-

તવા ગયા પરંતુ ફતેહ પામ્યા નહિ. ત્યાંથી મુકામ ઉઠાવી જમેકા તરફ ગયા. એ બેટ જીતી લીધો ને તે અધાપિ સુધી ઇંગ્લાંડના હાથમાં છે. તોપણ એ સરદારોથી ક્રોમ્વેલ રાજી થયો નહિ ને તે જ્યારે પાછા આવ્યા ત્યારે તેમને કેદમાં પૂર્યા. આ વિગ્રહમાં ઇંગ્રેજોએ દરિયામાં પોતાની શ્રેષ્ટતા જાળવી. દક્ષિણ અમેરિકાથી સ્પેનના વહાણો સોનું લેઇને આવતાં હતાં તેમાંના કેટલાકને પકડ્યાં અથવા બાળ્યા. સેંટક્રુઝના અખાતમાં બહાદુર બ્લેકે સ્પેનના નૌકાસેનાનો પરાભવ કર્યો. એ સરદાર ઇંગ્લાંડની આબરૂ દરિઆમાં ઘણી વધારી. આ જય કરી પાછા આવતાં રસ્તામાં તેનું મરણ થયું અને ક્રોમ્વેલે ઘણા માન સાથે તેના શબને ડટાવ્યું. એ પ્રજાસત્તાક રાજ્યરીતિનો દૃઢ પક્ષ હતો. રાજાપહરણ કરનાર ક્રોમ્વેલના હાથ નીચે નોકરી કરી તેનું કારણ એ કે તે જબરો સ્વદેશાભિમાની હતો. ૪૪ મે વરસે તે લશ્કરમાં દાખલ થયો અને ૫૫ મે વર્ષે નૌકાસેનામાં પેઠો તોપણ ઝટ એ કામથી વાકેફ થઇ ગયો અને બીજા બધાથી સરસ નીકળ્યો.

આ વિજયોથી ઘણાક પ્રતિપક્ષીઓ કેટલાક વખત સુધી છાના રહ્યા પરંતુ પ્રજામાં ગુપ્ત બેદીલી વધતી ગઇ. ગધ અને પધમાં ચોપાનિયાં વડે પ્રોટેક્ટરપર સખ્ત હુમલા થવા લાગ્યા. સને ૧૬૫૮ ના જાનેવારીની ૨૦ મી તારીખે એક નવી પાર્લમેંટ મળી. એ સભાને અનુકુળ રાખવાને ક્રોમ્વેલે બનતી મહેનત કરી પણ તે સઘળી વ્યર્થ ગઇ. અંતે થાકીને ૪ થી ફેબ્રુઆરીએ તેણે તેને કાઢી મૂકી અને વગર પાર્લમેંટે રાજ્ય ચલાવવાનો જોખમકારી ઠરાવ કર્યો. તે સુખે રાજ કરી શક્યો નહિ. એક ચોપાનિયા લખનારે ભલામણ કરી કે એને મારવો વાજબી અને દેશ હિતકારી છે. ક્રોમ્વેલે તે વાંચ્યું ત્યારપછી તેને કદી હસવું આવ્યું નહિ. તે સદા ધાસ્તીમાં રહેતો, દરરોજ આખો દહાડો બખ્તર પહેરી રાખતો અને આખો દહાડો ઓરડા બદલતો, નાસી જવાના છુપા દરવાજા કરાવી આસપાસ બધે ચોકી પહેરા રાખતો. ઈ. સ. ૧૬૫૮ ના સપ્ટેંબરની ત્રીજી તારીખે તેનો કાળ થયો તેને ઘણા ભભકાથી વેસ્ટમીન્સ્ટર આબીમાં દાટ્યો પરંતુ લોકે કંઇ દિલગીરી બતાવી નહિ.

ઓલિવર ક્રોમ્વેલનો છોકરો રિચાર્ડ ક્રોમ્વેલ હતો. તે હવે પ્રોટેક્ટર

થયો. લશ્કરના સરદારોની સલાહથી તેણે પાર્લમેંટને રજા આપી. ત્યારપછી રાજનો અધિકાર તે અમલદારોએ પોતાના હાથમાં લીધો. પહેલ વહેલી જે પાર્લમેંટે રાજાની સામા બંડ કર્યું તે પાર્લમેંટને ફરી બોલાવી. આશરે નેવું સભાસદો મળ્યા, તેમાંના કેટલાક લશ્કરી અમલદારો નાપસંદ પડવાથી તેમાં દાખલ થઇ શકયા નહિ. રિચાર્ડે કંટાળી જઇ રાજીનામું આપ્યું, અને રાજનો અધિકાર લશ્કરના અમલદારોના હાથમાં ગયો, તે પાર્લમેંટ પોતાના હાથમાં લેવાને પ્રયત્ન કરતી હતી. પ્રજાનો આશ્રય એ બેમાંથી એકેને નહતો. એવી ગડબડાટ જોઇ મોંક નામે સરદાર જેણે ક્રોમ્વેલને સ્કાટ્લાંડ સોંપ્યું હતું તે પોતાનું લશ્કર લેઇ ઇંગ્લાંડમાં આવ્યો, (જાનેવારી, ૧૬૬૦). જ્યાં ગયો ત્યાં લોકોએ તેને બહુ માન આપ્યું અને કાયદા પ્રમાણે પાર્લમેંટ બોલાવવાની ભલામણ કરી. માર્ચ મહિનામાં જુની પાર્લમેંટે નવી પાર્લમેંટને બોલાવવાનો ઠરાવ કરી પોતાની મેળે જવાની રજા લીધી. મોંકની શક્તિ તોડવાને કેટલાક લશ્કરી અમલદારોએ મહેનત કરી પણ તે વ્યર્થ ગઇ. પચીસમી એપ્રિલે અસલના કાયદા પ્રમાણે પાર્લમેંટ મળી તેમાં હાઉસ આફ્ કોમન્સ અને હાઉસ આફ્ લોર્ડ્સ બંને હતાં. એ સભાએ ૨ જા ચાર્લસને ગાદીપર બેસવાને બોલાવ્યો અને અસલની રાજરીતિ પાછી જારી કરી. ૨૯ મી મેને દિવસે તે રાજાએ લંડનમાં પ્રવેશ કર્યો ને સૌ લોકોએ તેને બહુજ આદરમાન આપ્યું. પાર્લમેંટના સભાસદો, ધર્મગુરૂઓ, રાજકારભારીઓ, પાયદલ અને ઘોડેસ્વાર મળી ૨૦૦૦૦ માણસ હતાં. લોકે તેના પર રસ્તામાં ફુલની વૃષ્ટિ કરી, ઘરોને નિશાનો વગેરેથી શણગાર્યાં, દરેક દેવળમાં ઘંટ વાગ્યા, અને પ્રજાના જયજયકારથી આખો દેશ ગાજી રહ્યો. જે રાજા પરદેશમાં નાઉમેદ થઇ રખડતો હતો તે આ સર્વ જોઇ કેમ પૂછ્યા વગર રહે કે મારા દુશ્મનો કયાં છે ?

# ખંડ ૩ જો.

## ઇંગ્લાંડનો તથા ફ્રાન્સનો ઇતિહાસ.

પ્રજાને સુખી કરી લોકપ્રિય થવાની જોગવાઈ બીજા ચાર્લ્સ રાજાને સારી હતી પરંતુ તેનો લાભ તેણે લીધો નહિ. આરંભમાં તો તે ઠીક વર્ત્યો. રાજહત્યારામાંના થોડાકને દેહાંત દંડની સજા કરી અને બીજા બધાઓને માફી આપી. સામી થનારી પાર્લમેંટમાં જેઓ આગેવાન હતા તેઓ ઉપર મહેરબાની કરી. ધર્મની બાબતમાં પ્રજાને ગમતું થયું નહિ. નવી પાર્લમેંટ મળી તેમાં રાજાના અને ઇપિપોપસીના પક્ષકાર વધારે હતા. એમણે એવો કાયદો કર્યો કે દરેક ધર્મગુરૂએ બિશપને હાથે દીક્ષા લેવી જોઇએ તથા પ્રાર્થનાના સામાન્ય પુસ્તકમાં લખ્યું છે તે સઘળું માનવું જોઇએ, ઉપરી આચાર્યોના હુકમમાં રહેવું જોઈએ, કોઇપણ કારણસર રાજાની સામા હથિયાર લેવાના કસમ ખાવા જોઈએ વગેરે કેટલીક પ્રતિજ્ઞાઓ જેઓ કરે, તેઓજ ધર્મગુરૂઓનું કામ કરે એ વાત ૨૦૦૦ ઉપદેશકોને નહિ પસંદ પડવાથી પોતાની જગા છોડી દીધી. સરકારે નાદાની કરી એ પાદરીઓ ઉપર જૂલમ કર્યો. સનંદી શહેરથી ૫ માઇલ દૂર રહેવું એ વગેરે હરકત કરનારા કાયદા થયા.

લોકને આશા હતી કે ચાર્લ્સ કોઇ પ્રાટેસ્ટંટની કન્યા વેરે લગ્ન કરશે પરંતુ પોર્તુગાલના કાથલિક રાજાની કુંવરીને તે વર્યો તથા ડંકર બંદર ફ્રાંસના રાજાને વેચાતું આપ્યું તેથી પ્રજાનો પ્રેમ રાજા ઉપરથી ઉતરી ગયો. વળી વલંદા જોડે ગેરવાજબી અને અનહિતકારી વઢવાઢ ઉઠાવી તેથી પણ લોક નારાજી થયા. લઢાઇના જાહેરનામા કર્યા ત્યાર પહેલાં વિરોધ શરૂ કર્યો. આફ્રિકા અને અમેરિકાના કેટલાએક વલંદા લોકનાં સંસ્થાનો ઈંગ્રેજે લઇ લીધા. નોઆબેલજા પ્રાંતનું નામ રાજાના ભાઇના નામ ઉપરથી ન્યુયોર્ક નામ પાડયું હોલાંડમાં એ વખતે પ્રજાસત્તાક પક્ષનું જોર હતું તેઓનો ઉપરી જોન ડીવિટ નામે પુરૂષ હતો તેના હાથમાં કુલ રાજ્યાધિકાર હતો. ઈંગ્લાંડનો રાજા ઓરેંજના શાહજાદાનો પક્ષ કરશે એ-

વું ધારી ડીવિટે ફ્રાન્સના રાજા જોડે દોસ્તી કરી તથા બળવાન નૌકાસે-
ના તૈયાર કરી તેણે ઇંગ્રેજોના ઉપર મોકલી ઇ. સ. ૧૫૬૫માં હાલંડના
કાંઠાપર મોટો સંગ્રામ થયો. વલંદાના ત્રીસ વહાણ નાશ પામ્યાં કે પકડા-
યાં અને ઇંગ્રેજોને પૂર્ણ જય મળ્યો.

એ વર્ષમાં લંડનમાં ભારે મરકી ચાલી તેથી ૭૦ હજાર માણસ
મરી ગયાં અને મરકી બંધ પડી એટલે મોટી લહાય લાગી ચાર દિવસ
સુધી શહેર બળ્યું, અને ચારસેં મહેલ્લા અને પોળો ને તેર હજાર ઘર
બળી ગયાં. હાલંડની સરકારે બીજી નૌકાસેના તૈયાર કરી, પરંતુ ઇંગ્રેજોની
ચઢતી જારી રહી. ધર્મ સંબંધી જૂલમને લીધે સ્કાટ્લાંડના પશ્ચિમ પ્રગ-
ણામાંના ૨૦૦૦ માણસે બંડ કર્યું પરંતુ રાજાની ફોજે તેમનો પરાજય
કર્યો તથા નિર્દયપણે તેમના પ્રાણ લીધા. રાજા ગાદીપર બેઠો તે વખતે
એક સરત એવી કરવામાં આવી હતી કે આયર્લાંડની જેની જમીન ક્રો-
મ્વેલે ખૂંચવી લીધી હતી તે તેઓને પાછી આપવી નહિ, પરંતુ જેઓને
એ નુકશાન થયું હતું તેઓ રાજકુળના મિત્રો હતા અને રાજાની તરફ
થયા તે માટે તેઓ જમીન ખોઇ બેઠા હતા. કાંઇક બદલો આપવાને પા-
ર્લમેંટે કાયદો કર્યો તેથી આયર્લાંડના લોક રાજી તો થયા નહિ પરંતુ ત્યાં
ગરબડ મટી ગઇ. દેશ પાછો આબાદીમાં આવવા માંડયો હતો તેવામાં
ઇંગ્લાંડની પાર્લમેંટે અદેખાઇ કરી આયર્લાંડથી ઢોર આણવાની મના કરી,
તેથી આયર્લાંડના લોકને ઘણું નુકશાન થયું. હાલંડની સરકારે નૌકાસૈન્ય
મોકલ્યું તેણે કાંઠાપરની કેટલીક જગાઓ લૂંટી અને ઇંગ્લાંડનું અપમાન
કર્યું ઇ. સ. ૧૬૬૮. એથી ઇગ્રેજો નાખુશ થયા, વલંદા જોડે સલાહ કરી
તેથી ભય મટી ગયું પણ લોક રાજી થયા નહિ. રાજાએ સરકારી પૈસો
ઉડાવી દઇ ખજાનો ખાલી કર્યો તેથી પ્રજાની ગેરઆબરૂ થઈ એવું
લોક કહેવા લાગ્યા.

ફ્રાન્સના ચૌદમા લુઇસ રાજાની લોભી યોજનાઓથી યૂરોપના લો-
કને ધાસ્તી લાગી. પોતાની પંડની લાયકીએ કરીને ફ્રેન્ચ પ્રજાનો પ્રેમ
તેણે મેળવ્યો હતો. તેના દરબારના ભભકા અને વૈભવથી ફ્રાન્સના ટંટા-
ખોર ઉમરાવો તેને વશ થઇ ગયા હતા. સ્પેનનો ૪ થો ફિલિપ રાજા મરણ
પામ્યો ત્યારે તેના તાબાના નેધર્લાંડ દેશ ઉપર પોતાની રાણી તરફથી

લુઇસે દાવો કર્યો અને જોરાવર લશ્કર લઇ તેનો કબજો લેવા ગયો. સ્પાનિઅર્ડો સામા થવાને તૈયાર થયા ન હતા. મુખ્ય શહેરો એક પછી એક તેના હાથમાં આવ્યાં. એવી બળવાન ફોજ પડોશમાં આવેલી જોઇને વલંદાને બીક લાગી. ઈંગ્લાંડના ચાર્લસની મદદ આ વખતે તેમને મળી, ઇ. સ ૧૬૬૮. સ્વીદન પણ એમના કરારમાં ભળ્યું એથી લુઇસને તેના જવાના માર્ગમાં અટકવું પડ્યું. સ્પેન જોડે તેણે સલાહ કરીને તેની સરતની રૂએ જીતેલા મૂલકોનો ઘણોક ભાગ તેના હાથમાં રહ્યો. વેનિસના તાબામાં કેંડિઆનો બેટ હતો. તુર્ક લોકે તે લેવાને ફોજ મોકલી હતી. ફ્રાન્સના રાજાએ વેનિસને કુમક કરી પરંતુ તુર્કોની ફતેહ થઇ અને કેંડીઆ ટાપુ તેમણે જીતી લીધો. જર્મનિના પાદશાહને સલાહ કરવાની જરૂર પાડી.

લુઇસે જોયું કે નેધર્લૉડ જીતવાને તથા વલંદાઓ ઉપર વેર લેવાને ઈંગ્લાંડ જોડે દોસ્તી કરવાની જરૂર છે. ચાર્લસ રાજા ઉડાઉ અને વિષયી હતો, તેનું મન પૈસાથી મનાવાય તેવું હતું. તેને દર મહીને મોટી રકમ આપવાની કરી લુઇસે તેની જોડે કરાર કર્યો, તેમાં એવી શરતો કરી કે નેધરલાંડ જીતવામાં ચાર્લસે મદદ કરવી તથા તેના રાજ્યમાં કાથલિક ધર્મ ચલાવવો અને પોતે કાથલિક થયો, એવું જાહેર કરવું. સુધરેલી પ્રજાઓના કાયદા તોડી ફ્રાન્સ અને ઈંગ્લાંડે વિગ્રહ આરંભ્યો. કશા બાના વિના લુઇસે લોરેન પ્રગણું કબજે કર્યું, વલંદા જોડે થોડા વખતપર કરેલા કરાર રદ્દ કર્યાની પૂર્વે ચાર્લસે તેમની નૌકાસેના ઝાલવાનો પ્રયત્ન કર્યો. દરિયા ઉપર તો પોતાનો બચાવ કરવાને વલંદા શક્તિવાન્ હતા પરંતુ જમીન ઉપર ફ્રાન્સ ફોજની સામા થઇ શક્યા નહિ. લુઇસ રાઇન નદી ઓળંગી યુટ્રેસ શહેર ઉપર આવ્યો અને ત્યાં ખોટી ન થઇ શક્યો હોત તો આમસ્ટર્દમ તેના હાથમાં આવત. હાલંડની પ્રજાએ ધાર્યું કે આ બધું દુઃખનું કારણ જોન ડીવિટ છે, તેને તથા તેના ભાઇને ક્રોધના આવેશમાં લોકે મારી નાંખ્યા. ઓરેંજના રાજકુમાર ત્રીજા વુલ્યમને સ્ટાડહોલ્ડર નીમ્યો, તેના બોધથી લોકને હિમત આવી. નીચ શરતો સ્વીકારી સલાહ કર્યા કરતાં દક્ષિણ એશિઆના પોતાના સંસ્થાનોમાં જઈ સ્વતંત્રપણે રહેવું એ વધારે સારૂં એવું નક્કી કરી દૃઢતાથી સામા થવાનો નિશ્ચય કર્યો. લુઇસને આથી હરકત થઇ. જર્મનિના શહેનશાહ તથા નાના રાજા વલંદાની મદદે આવ્યા અને લુઇસને પાછા હઠવું પડ્યું. ઈંગ્લાંડના લો-

કે નારાજી થયા હતા તથા દેવું વધી ગયું હતું તેથી ચાર્લસે હાલંડ જોડે સલાહ કરી ઇ. સ. ૧૬૭૪.

બીજી સ્વારીને માટે લુઇસે ભારે તૈયારી કરી પરંતુ તેના પ્રમાણમાં કાંઈ ફળ થયું નહિ. ટુરેન અને ફ્રેન્ચ સેનાપતિએ પેલાટિનેટ પ્રાંત ઉજાડ કર્યો તેથી યૂરોપમાં તેમની ગેરઆબરૂ થઇ. બીજે વર્ષે વધારે જુસ્સાથી લઢાઈ ચાલી અને ફ્રાન્સને જય મળ્યો. સને ૧૬૭૭ માં હાલંડની પડતી દશા જોઇને ઈંગ્લાંડની પાર્લમેંટે પોતાના રાજાને અરજ કરી કે વલંદાની મદદે ચઢો, પરંતુ ચાર્લસે પોતાની સ્વતંત્રતા લુઇસને વેચાતી આપી હતી તોપણ પ્રજાને રાજી રાખવાને પોતાની ભત્રીજીને આરેંજના રાજકુમાર વેરે પરણાવી. વલંદાએ હારીને અંતે ફ્રાન્સ જોડે સલાહ કરી ઇ. સ. ૧૬૭૮. એથી ફ્રાન્સનું બળ વધ્યું અને તે આસપાસના રાજ્યોને ભયકારી થયું.

ફ્રાંસને ઘણી મુદતથી ઈંગ્લાંડના લોક સ્વાભાવિક શત્રુ ગણતા, તેનો આ વખતે જય થયો તેથી ખેદ પામીને તથા પોતાના રાજાએ સ્વદેશની આબરૂ જાળવી નહિ તેથી તથા દરબારનો હેતુ કાથલિક ધર્મ સ્વેચ્છિક રાજ્યાધિકાર સ્થાપવાનો છે એવો વહેમ આવવાથી ઈંગ્લાંડની પ્રજા ઉદાસી થઇ અને ધૂતારાઓએ અનેક ગપો ચલાવી તે તેણે માની. સ્કાટ્લાંડમાં કોવેનાંટર પંથવાળા ઉપર સરકાર તરફથી જૂલમ અને ઘણી ક્રૂરતા ચાલે છે એ વાત ફેલાયાથી લોકો ગુસ્સે થયા હતા, તેવામાં કાથલિકોએ રાજની અને પ્રોટેસ્ટંટ ધર્મની ખરાબી કરવાની મસલત કરી છે એવી વાત ચાલી તેથી લોકો ઘણા ઉશ્કેરાયા. ટાઇટિસ ઓટસ નામે એક દુષ્ટ ઠગારાએ વાત ઉડાવી કે પ્રોટેસ્ટંટ ધર્મ નાશ કરવાને તથા રાજાની હત્યા કરવાને જેજ્વીટ લોકે મનસુબો કર્યો છે. તેનું બોલવું અસંભવિત અને ગરબડાટ ભરેલું હતું, પરંતુ ચીડાએલી પ્રજાને તથા મતલબીઆ લોભી કારભારીઓને અનુકુળ પડે તેવું હતું. રોમનો કાથલિક પંથ ફરી સ્થાપવાને રાજાનો વિચાર હતો પણ રાજાની વિરૂદ્ધ કોઇએ મસલત કરી ન હતી. રાજાનો અંદરથી કાથલિક ધર્મપર પ્રેમ હતો અને તેનો ભાઇ યોર્કનો ડ્યુક ખુલ્લી રીતે તે ધર્મ પાળતો હતો, તે જોઇ ઘણા કાથલિક પંથીઓને આશા થઇ હતી કે જૂના ધર્મની સ્થાપના બ્રિટિશ રાજ્યમાં ઉ-

તાવળે થશે. ઓટ્સની જુબાની લેનાર માજીસ્ટ્રેટ એડમંડસર એડમંડબરી ગોડ્ફ્રેનું ખૂન થયું. ખૂન કરનાર પકડાયો નહિ, તેથી કાવતરાંની અફવા ખરી છે એવું સર્વે માન્યું, કેટલાક કાથલિકોની તપાસ થઈ. તેઓ કાવતરામાં છે એવો પુરાવો આપ્યો હતો તે ખોટો હતો, પરંતુ પ્રજા એવા ગભરાટમાં પડી હતી કે કાથલિકોની વિરૂદ્ધ જે કહે તે ખરૂં માને, તેઓને ગુન્હેગાર ઠેરવી ગરદન માર્યા. પાર્લમેંટે કાયદો કર્યો કે માસ નામે કાથલિક પંથની ક્રિયા ખોટી છે એવી પ્રતિજ્ઞા ન લે તેઓથી પાર્લમેંટમાં બેસાય નહિ. એ ધારાથી ડ્યુક આફ યાર્કને મુશ્કેલીથી બાતલ રાખ્યો. સ્કાટ્લાંડમાં કોવેનેંટર પંથવાળાઓપર સરકાર તરફથી એટલો જૂલમ થયો કે તેઓએ બંડ ઉઠાવ્યું ને આર્ચ બિશપને મારી નાખ્યો. બંડખોરોનો પરાજય થયો અને તેઓ માર્યા ગયા. આયર્લાંડમાં આ વેળા શાંતિ હતી તોપણ તેનું નામ કાથલિકનાં કાવતરાંમાં દાખલ હતું. જે ઇંગ્રેજોને ક્રામ્વેલના વખતમાં ત્યાં જમીન મળી હતી તેઓપર ટોરી નામની આયરિસ ટોળીઓ લૂંટફાટ કરતી હતી તે ઉપરથી જેઓ દરબારના પક્ષકાર હતા તેઓ ટોરી કહેવાવા લાગ્યા અને સ્કાટ્લાંડના કોવેનાંટર લોકમાં જેઓ અતિ વિક્રાળ હતા તેઓ વ્હિગ કહેવાતા. તે ઉપરથી દરબારની સામે થનારા પક્ષતું નામ વ્હિગ પાડ્યું (ઇ સ. ૧૬૮૧). ડ્યુક ઓફ યોર્કને ગાદી મળે નહિ એવો કાયદો હૌસ ઓફ કોમન્સમાં મંજૂર થયો પણ હૌસલોર્ડે જે તે કબૂલ રાખ્યો નહિ દરબારની સામા થનારાઓએ બહુ તોફાન માંડ્યું, ત્યારે પ્રજાનાંનો ડાહ્યો ભાગ તેમનાથી કંટાળી ગયો; તે જોઇ રાજાએ પાર્લમેંટને રજા આપી અને નવી પાર્લમેંટ ઓક્સફર્ડ નગરમાં બોલાવી, એ પાર્લમેંટ પણ રાજાને અનુકૂળ પડી નહિ, તેને એકાએક રજા આપી અને તેમ કરવાનાં કારણ ધર્મગુરૂઓની મારફતે દેવસ્થાનમાં જાહેર કર્યાં.

જે લોકોએ કાથલિકોપર જૂઠી સાક્ષી આપી હતી તેઓ હવે ફરી ગયા, અને તેમ કરવાને જેમણે તેઓને શીખવ્યું હતું તેઓની સામા થયા. લંડનના રહેવાસીઓ દરબારની વિરૂદ્ધ હતા. રાજા ઘણીકવાર તેમનો હક્ક છીનવી લેતો હતો, તેથી નાઉમેદ ન થતાં બંડ કરવાનો વિચાર તેમનામાંથી કેટલાએકે કર્યો પાછળથી તેઓનું કાવતરૂં પકડાઇ ગયું, અને જેઓ આગેવાન હતા તેઓ માર્યા ગયા. એઓમાં લાર્ડ રસલ લોકને વ-

ણો વહાલો હતો, અને આલ્ગર્નીનો સીદની ઘણો સદ્ગુણી હતો. તેઓના ઘાતથી પ્રજા ખેદ પામી. હવે રાજ્યકારભારની લગામ ડ્યુક આફ યોર્કના હાથમાં આવી, તથાપિ તેમના ધર્માંધ અને જૂલમી સ્વભાવથી રાજા કાયર થયો. રાજ્યકારભારમાં સુધારો કરી લોકને રાજી કરવાની ગોઠવણ ચાલેસ કરતો હતો, તેવામાં એકાએક તેનો કાળ થયો (ઇ. સ. ૧૬૮૫). એને ઝેર દીધાનો વહેમ પડ્યો હતો. ડ્યુક આફ યોર્કને ખબર પાડ્યા વિના તેના કેટલાક કાથલિક મિત્રોએ એ ગુન્હો કર્યો હતો એવું ધરાયું હતું.

ફ્રાન્સનો લુઇસ રાજા ચાર્લસને લાંચ આપી છાનો રાખતો હતો, તેથી એના વખતમાં પર રાજ્યોમાં ઇંગ્લાંડની સત્તા મંદ પડી ગઈ હતી. ૧૪ મો લુઇસ બિન હરકતે પાસેના રાજ્યોના પરગણા જીતી લેતો હતો. સ્પેન અને હાલંડ એટલાં નબળાં પડી ગયાં હતાં કે તેની સામા થઇ શકતા નહિ. જર્મનિનો પાદશાહ બીજા શત્રુઓ જોડે લઢવામાં રોકાયલો હતો. પોતાની હંગરિ દેશની રૈયતના હક્ક છીનવી લેવાથી પાદશાહ લિઓપોલ્ડની સામા જબરૂં બંડ ઉઠ્યું હતું. કાઉંટ ટીકેલી નામે હિંમતવાન સરદાર બળવાખોરોનો નાયક હતો, તેણે પોતાની મદદે તુર્ક ફોજને બોલાવી. તેઓ સિલિશિઆ પ્રાંત લૂંટતા હતા તેવામાં સુલતાન ૪ થો મહમદ મહા બળવાન ફોજ એકઠી કરવામાં લાગ્યો હતો. લીઓપોલ્ડે પોલાંડના રાજા જોન સોબિએસ્કીની જોડે મદદે આવવાના કોલકરાર કર્યા.

પોલાંડના લશ્કરનો જમાવ થયો ત્યારપહેલાં સુલતાનનો વજીર મુસ્તાફા મોટાં લશ્કર સાથે આસ્ત્રિઆમાં પેઠો. પાદશાહી ફોજ પાછી હઠી, અને તુર્કી લશ્કરે આવીને વીએનાને ઘેરો ઘાલ્યો. કેટલાક અઠવાડિયા સૂધી કિલ્લેદારોએ શહેરનો બચાવ હિંમતથી કર્યો, પરંતુ તુર્કી તોપના મારથી કોટ તૂટી પડ્યો. પરાંનો નાશ થયો અને કિલ્લા ઉપર હુમલો થવાની તૈયારી હતી, (ઇ. સ. ૧૬૮૩). કિલ્લેદારો નાઉમેદ થઇ શરણે જવાના વિચારમાં હતા, તેવામાં પોલાંડનો રાજા લશ્કર લેઇ મદદે આવ્યો. મુસ્તાફા તેની સામે લઢવા ગયો, પરંતુ તુર્કી સિપાઇઓ હિંમત છોડી નાસી ગયા, અને પોલાંડના રાજાને પૂરો જય મળ્યો. પાદશાહ લિઓપોલ્ડના હાથમાં જર્મનિ દેશ ફરીને આવ્યો, પરંતુ તેણે પોલાંડના રાજાનો પાડ માન્યો નહિ.

મુસલમાનો ખ્રિસ્તિ મૂલકપર ચઢી આવ્યા, તે વારે ૧૪ મા લુઇસે લુક્સેંબર્ગ ઉપરથી ઘેરો ઉઠાવી લીધો તેનું કારણ તેણે એવું બતલાવ્યું કે મુસલમાનો હુમલો કરતા હોય તે વખતે ખ્રિસ્તિ રાજાઓએ માંહોમાંહે વઢવું ન જોઇએ. સોબિએસ્કીની બહાદુરીથી મુસલમાનોનો પરાજય થયો, તેવારે લુઇસે પોતાના હુમલા ફરી જારી કર્યા. તેની સાથે લઢવાને સ્પેનમાં બળ નહોતું, તેથી મૂલક આપી સલાહ કરી. દરિયા ઉપર પણ તેનું બળ વધતું ગયું. આલ્જિરિઆના રાજાને તથા જીનોઆની સરકારને તેણે નમાવ્યા, અને પોપને પણ છોડયો નહિ.

યૂરોપના રાજાઓ તેના ઉપર દાઝે બળતા હતા, તેવામાં તેણે ધર્માંધ થઇ પોતાના રાજ્યને નબળું પાડયું. ફ્રાન્સના પ્રોટેસ્ટંટ હ્યુગ્વેનોટ કહેવાતા હતા. નાંટ્સની સનંદથી એ પંથવાળાઓને સરકાર તરફથી કેટલાક હક્ક મળ્યા હતા, એ સનંદ હમેશની હતી. લુઇસનો ઘણો ડાહ્યો અને સદ્ગુણી પ્રધાન કોલ્બટ મરણ પામ્યો, ત્યારપછી લુઇસે હ્યુગ્વેનોટ પંથ ઉપર જૂલમ કરવા માંડયો. તેણે પહેલો એવો હુકમ કર્યો કે હ્યુગ્વેનોટ લોકના ૭ થી વધારે વયના છોકરા પોતાની ખુશી હોય તો કાથલિક ધર્મમાં જઈ શકે. આ ખોટા ધારાથી કુટુંબોમાં ક્લેશ પેઠો. બાળક છોકરાંઓને કાથલિક પાદરીઓ ઉશ્કેરી પુત્રધર્મથી વિરૂદ્ધ ચાલવાને ઉશ્કેરવા લાગ્યા. બીજો હુકમ પાદશાહે એવો કર્યો કે હ્યુગ્વેનોટ પંથીઓને સરકારી નોકરીમાં રાખવા નહિ, તથા વેપારની સનંદો પણ આપવી નહિ. લાલચ તથા ભય બતલાવીને તેમનો સ્વધર્મ તજાવવાની કોશિશ જારી કરી. જેઓ કાથલિક થાય તેઓને ઇનામ આપવાનો સરકારને ઘણો ખરચ થયો. છેલ્લે તેઓને વટાળવાને સ્વારો મોકલ્યા. ટ્સની સનંદ રદ્દ કરી, સેપાઇઓ અને પાદરીઓના જૂલમથી તોબા પોકારી ચાર લાખ હ્યુગ્વેનોટ પંથીઓ પોતાનો ધન માલ લેઇ પરદેશમાં નાસી ગયા. તેઓ બુદ્ધિવાન, ઉદ્યમી, અને કિસબી લોક હતા, તેથી તેઓ જે દેશમાં જઇને વસ્યા તે દેશને લાભ થયો અને ફ્રાન્સને નુકસાન થયું. ઈંગ્લાંડ, હોલાંડ, અને જર્મનિમાં જઇ તેમણે પોતાનાં દુઃખ જાહેર કર્યાં, તેથી તે પ્રજાઓનો ગુસ્સો ફ્રાન્સ ઉપર વધ્યો. જર્મનિના રાજાઓએ લુઇસની સામા લઢવાને એકો કર્યો. સ્પેન અને હોલાંડ એમાં દાખલ થયાં. પાછળથી

સ્વીદન, દેન્માર્ક અને સેવોય ભળ્યાં, અને ઇંગ્લાંડના રાજમાં એકાએક મોટો ફેરફાર થયાથી તે પણ એકામાં સામેલ થયું.

ચાર્લસના મરણ પછી ઇંગ્લાંડની ગાદીએ તેનો ભાઇ ૨ જો જેમ્સ બેઠો. આરંભમાં તેણે સારી રીતે વર્ત્તવાનાં વચન આપ્યાં, તેથી તે લોકને પ્રિય થયો. કાથલિક પંથની ક્રિયા તે ખુલ્લી રીતે કરતો હતો, તોપણ કોઇ બોલ્યું નહિ. માજી રાજાનો અનૌરસ પુત્ર મન્મથનો ડયુક હતો તેણે તથા આર્ગાઇલના અર્લે બંડ કર્યો. સ્કોટ્લાંડમાં આર્ગાઇલ ફોજ સહિત ઉતર્યો, પરંતુ લોક તેને સામિલ થયા નહિ. રાજાની ફોજ આગળ તેનું કાંઇ ચાલ્યું નહિ, તે પકડાયો અને માર્યો ગયો. ઇંગ્લાંડના પશ્ચિમ ભાગમાં મન્મથે બળવો કર્યો તેનો પણ સરકારી ફોજે પરાજય કર્યો, અને જેમ્સે તેને ગરદન મરાવ્યો. જેઓ તેના પક્ષકારો હતા તેઓને સરકારના માણસોએ વીણી વણીને ઘણી કઠણ સજાએ પમાડયા. આ ફતેહથી હિંમત પામી રાજાએ કાથાલક પંથની વિરૂદ્ધ જે કાયદા હતા તે રદ્દ કર્યા. સરકારી મોટી મોટી જગાઓ કાથલિકોને આપવા માંડી. ધર્મને માટે જેઓની આયર્લાંડમાં જમીન ગઇ હતી તે પાછી મળવાની તેમને આશા થઇ. કેટલાએક બીકણ પ્રોટેસ્ટંટો ઇંગ્લાંડમાં આવી પોકાર કરવા લાગ્યા તેથી, તથા ફ્રાન્સમાંથી નાસી આવેલા હ્યુગ્વેનોટ લોકની વાતો સાંભળી લોકના મનમાં કાથલિક પંથપર બહુ દ્વેષ આવ્યો. પ્રજાની પ્રીતિ રાજા ઉપરથી ઉતરી જવા આવી હતી તે ઉપર લક્ષ ન આપતાં તેણે ધર્મસમાજ જોડે કજીઓ કર્યો. આજ સુધી ધર્મસમાજ તેનો મુખ્ય આધાર હતો. હવે કાથલિક પંથની તરફદારી કરવાથી તેની જોડે અણબનાવ થયો. ઓકસફર્ડની યુનિવર્સિટિમાં એક જગા ખાલી પડી તે રાજાએ એક કાથલિકને આપી.

ઇંગ્લાંડના લોક ઘણા નારાજી થયા હતા, તોપણ રાજાને પદભ્રષ્ટ કરવાનો વિચાર કોઇએ કર્યો ન હતો. રાણીને છોકરાં ન હતાં, અને હવે પછી થવાની આશા ન હતી. રાજાની આગલી ધણીઆણીના પેટની બે કુંવરીઓ હતી તે બંને પક્કી પ્રોટેસ્ટંટ હતી. એક હોલાંડના વિલ્યમને તથા બીજી દેન્માર્કના રાજકુંવરને પરણી હતી. પહેલી તો વાંઝણી, પણ બીજીને એક પુત્ર હતો. તેના ઉપર પ્રજાની આશા હતી. જેમ્સનો પછી

ગાદીપતિ પ્રોટેસ્ટંટ થશે એવી આશાએ પ્રજા છાની રહી હતી, એવામાં રાણીને પેટે પુત્રનો જન્મ થયો, રાજા ધર્મસમાજની સામો થયો. જે પ્રોટેસ્ટંટો સરકારી ધર્મસમાજના મતને માનતા નહિ, તેઓને સજા કરવાના સખ્ત કાયદા હતા. એ કાયદા બંધ પાડવાનાં જાહેરનામાં કર્યાં અને પ્રજામાંના સર્વે પંથીઓને ધર્મ સંબંધી છૂટ આપી એથી કાથલિકોને પણ ફાયદો થયો. બધા પ્રોટેસ્ટંટો એથી નારાજી, કેમકે તેમનો ધર્મ રદ્દ કરવાનો રાજાનો ઇરાદો છે એવું તેઓ સમજ્યા. વળી રાજાએ બિશપોને હુકમ કર્યો કે એ જાહેરનામાં દેવળોમાં વંચાવવાં. તેમ કરવાની બિશપોએ ના કહી. તેમાંના છ જણે આર્ચ બિશપ સાંક્રોટની જોડે મળીને રાજાને અરજી આપી, તેમાં ના કહેવાનાં કારણ બતલાવ્યાં. રાજાએ ગુસ્સે થઈ તે સાતેને કિલ્લામાં કેદ કર્યા. લોકમાં વાત ચાલી કે રાણીએ છોકરો જણ્યો નથી, એતો કોઇનો આણેલો છે. એ વાત ખોટી છતાં ઇંગ્લાંડમાં અને હોલાંડમાં ઘણા લોકે માની.

કાયદા પ્રમાણે ધર્મસમાજનો ઉપરી રાજા હતો. એ રાજા જો બીજા ધર્મનો હોય તો હરકત ઘણી પડે. થોડા વખત સુધી એવી હરકત સહન થાય. પરંતુ એક પછી એક પરધર્મી રાજા ગાદીપર આવ્યાં કરે, તો હમેશની પીડા થાય. જેમ્સને પુત્ર થવાથી સમાજના આચર્યને આ ધાસ્તી લાગી, તેને ઓછી ન કરતાં તેમાં વધારો રાજાએ કર્યો. સાતે આચાર્યોને ઇનસાફની કચેરીમાં લાવ્યા, અને રાજાની નિંદા કર્યાનું તહોમત તેમના ઉપર મૂકયું. પંચે તેમને નિરપરાધી ઠરાવ્યા, અને તેથી બધી પ્રજા હરખાઇ.

આવી રીતે પ્રજાનું મન ઘણું ઉશ્કેરાયું હતું, તે વારે રાજમાં મોટી ઉથલપાથલ કરવાનો વિચાર થયો. આ વખતે દેશમાં બે મોટા પક્ષ હતા, તેમાંના એકનું નામ વિહગ હતું. રાજાનો અધિકાર મર્યાદામાં રાખવો, પ્રજાનો અધિકાર રાજકાજમાં રાખવો, સરકારી ધર્મસમાજને નહિ માનનારા પ્રોટેસ્ટંટોને ધર્મને બાને હરકત કરવી નહિ, એવો તેમનો અભિપ્રાય હતો. ઇંગ્લાંડની રૈયતમાં ઘણા લોક એ મતમાં ન હતા. સ્કાટ્લાંડમાં એ મતવાળાનું જોર ઘણું હતું. મન્મથના ડ્યુકે એ પક્ષની મદદથી બંડ ઉઠાવ્યું હતું.રાજાએ તેને તોડીને એમ ધાર્યું કે હવે તેમાં કંઇ માલ નથી રહ્યો. વિહગ સામો ટોરિપક્ષ હતો તે વિશેષ બળવાન હતો. કાથલિક ઉપર દ્વેષ એ બેઉને સામાન્ય હતો.

બાકીની બીજી વાતમાં તેઓના અભિપ્રાય ભિન્ન હતા. અમીરોનો મોટો ભાગ, સરકારી ધર્મસમાજના મોટા પાદરીઓ, નાના જાગીરદારો, અને ખેડુત વગેરે સાધારણ લોકનો મોટો ભાગ ટોરિપક્ષમાં હતો. ઇંગ્લાંડની સરકારી ધર્મસમાજ ધર્મની બાબતમાં સર્વોપરી છે, સઘળાએ તેના દર્શાવ્યા પ્રમાણે તેનો ધર્મ પાળ્યો, એ ધર્મસમાજનો ઉપરી રાજા તેની સત્તા વધારવી; એ ટારિ પક્ષનો અભિપ્રાય હતો. જેમ્સ રાજ્યાસને બેઠો ત્યારથી એ પક્ષ મોટી અવઘડમાં આવી પડ્યો. ટોરિઓ અત્યારસુધી કહેતા હતા કે રાજાઓને પરમેશ્વર તરફથી અધિકાર મળ્યો છે, બધાએ તેની આજ્ઞા પાળવી જોઇએ. રાજાની સામા થવું એ પાપ છે, પણ જેમ્સે અધિપતિપણાનો અધિકાર તેઓની વિરૂદ્ધ વાપરવા માંડ્યો, ત્યારે તેઓ ગંચવણમાં પડ્યા. રાજાનો હુકમ નહિ માની બિશપો સામા થયા, એ જૂનો ટોરિમત મૂકી દીધા જેવું હતું. એ વખતે તેઓ વ્હિગના અભિપ્રાયને અનુસર્યા.

યૂરોપના રાજકાજમાં ઇંગ્લાંડની સ્થિતિ કેવી હતી તે વાતની હવે તપાસ કરીએ. એ સમે ફ્રાન્સના ૧૪ મા લુઇસના લોભથી યૂરોપના બીજા રાજાઓ ત્રાસ પામ્યા હતા. તે રાજાની સામા થવાને તેઓ માંહોમાંહે સંપ કરતા હતા. ઇંગ્લાંડના રાજા જોડે દોસ્તીના કરાર લુઇસે કર્યા હતા, તેથી જેમ્સ એ સંપમાં ભળ્યો નહિ. જર્મનિ, સ્પેન, આસ્ટ્રિઆના રાજાઓને એ કારણથી જેમ્સનો અમલ અણગમતો હતો, અને પોપને પણ તે પસંદ નહોતો, કેમકે ફ્રાન્સનો રાજા તેની ઉપર સખ્તાઇ રાખતો હતો. ફ્રાન્સથી ઇંગ્લાંડને છૂટા પાડવામાં હોલાંડને ઘણો લાભ હતો, કેમકે લુઇસે હોલાંડ જીતી લેવાનો ઇરાદો જાહેર કર્યો હતો, અને તેને ઇંગ્લાંડથી માગેલી નૌકાસેનાની મદદ મળી હોત તો ઘણુંકરીને વલંદા લોક ફ્રાન્સની રૈયત થયા હોત. ઇંગ્લાંડમાં કાથલિક ધર્મોપર દ્વેષને લીધે ટારિ અને વ્હિગ પક્ષો એકઠા થયા હતા, તેમણે ઓરેંજના શાહજાદાને ઇંગ્લાંડ બોલાવ્યો. જો જેમ્સે ઢીલી દોરી મૂકી ટારિ પક્ષને સંતોષ્યો હોત તો તેનું રાજ જાત નહિ. હોલાંડના લોકે વિલ્યમને પૂરતી મદદ આપી ઉતાવળે તૈયારી કરી ( ૫ નવેમ્બર સને ૧૬૮૮ ).

પ્રથમ તો થોડાજ ઇંગ્રેજો તેને આવી મળ્યા, પણ થોડા વખત પ-

છી ઉમરાવો અને ગૃહસ્થો ચારે તરફથી તેની છાવણીમાં આવ્યા. જેમ્સના લશ્કરી સરદારો અને તેની કુંવરી આન્ત વગેરે તમામ લોકે જેમ્સને તજ્યો. વિલ્યમ લંડન તરફ આવ્યો, ત્યારે જેમ્સ ફ્રાન્સમાં નાસી ગયો. તેને આશા હતી કે ફ્રેંચ લશ્કરની મદદથી ને ઇંગ્રેજોના કુસંપથી હું પાછો રાજા થઈશ, પણ તે ઉમેદ પાર પડી નહિ, અને પરદેશમાં રખડી મુઓ.

વિલ્યમે લંડનમાં રાજસભા બોલાવી. એ સભામાં ત્રણ પ્રશ્નો નીકળ્યા. પહેલો એ હતો કે જેમ્સને પાછો બોલાવવો અને તેને નામે વિલ્યમ રાજકારભાર કરે એવો બંદોબસ્ત કરવો, ટોરિમાંના કેટલાએકને એ વાત પસંદ હતી, પરંતુ ઘણાને એવું લાગ્યું કે રાજાને કાઢી મૂકી પાછો બોલાવવો એ ઠીક નથી. બીજો અભિપ્રાય એવો હતો કે જેમ્સ નાસી ગયો, માટે તેણે ગાદી છોડી દીધી એવું સમજવું, અને તેના છોકરાને નામે વિલ્યમ રાજકારભાર કરે. એ વાત વિલ્યમને પસંદ નહોતી. એ કુંવર રાજાનો ખરો પુત્ર છે એવું કોઇ કબુલ કરતું નહોતું. વળી જેમ્સ પોતાના કુંવરને પ્રોટેસ્ટંટ થવાને ઇંગ્લાંડ મોકલે એ સંભવિત નહોતું, તેથી એ અભિપ્રાય સભાએ પસંદ કર્યો નહિ. ત્રીજો મત એ હતો કે રાજ્યાસન ખાલી પડેલું ગણ્યું, અને વિલ્યમ અને મેરીને ઈંગ્લાંડના રાજા રાણી નીમવા. એ ત્રીજો મત સભાએ કબુલ રાખ્યો. ટોરિઓએ એ વાત ઘણી નાખુશી સાથે કબુલ કરી. પાછળથી ફ્રેંચ ફોજની મદદ વડે ઇંગ્લાંડનું રાજ્ય લેવાની કોશિષ કરી, તેથી ઇંગ્રેજોનું દીલ જેમ્સ ઉપરથી બિલકુલ ઉઠી ગયું. આયર્લાંડ આવી તેણે રણભૂમિમાં કાયરપણું અને મૂર્ખાઈ દર્શાવી, તેથી તેની હાર થઇ અને તેના પક્ષની ખરાબી થઇ. લુઇસે પદભ્રષ્ટ થયેલા રાજાને મદદ કરી તેથી તેના ઉપર ઇંગ્રેજો નાખુશ રહ્યા, અને તેની સામા લઢવાને ભારે વેરા તેમણે આપ્યા.

# ખંડ ૪ થો.

## યૂરોપનો સામાન્ય ઇતિહાસ.

ઈંગ્લાંડમાં રાજ્યની ઉથલપાથલ કરવામાં કેટલાક પક્ષો એકઠા મળી ગયા હતા. ધારેલા વિચારમાં પાર પડ્યા પછી વળી પાછા અગાઉની માફક એકેકની અદેખાઈ કરવા લાગ્યા. સ્કાટ્લાંડની રાજસભાએ ઠરાવ કર્યો કે તેના તાબાના મૂલકમાં પ્રેસ્બીનેરિઅન પંથ સ્થાપવો; એ જોઇને ઇંગ્લાંડમાંના કેટલાક પ્રોટેસ્ટંટ પંથવાળાઓને ઉમેદ થઇ કે ઈંગ્લાંડમાંના ધર્મસમાજના કાયદામાં કંઇ ફેરફાર થવો જોઇએ; બિન હરકતે તેમને તેમનો ધર્મ પાળવાની છૂટ મળી અને તેથી ટોરી પક્ષ નારાજી થયો. આયર્લાંડના લોક જેમ્સની તરફ રહ્યા. વિલ્યમે ત્યાંના સુબાને મોટી પદવી અને દોલત આપવાનું કહ્યું તથા કાથલિકોને ઘણાક હકો તથા એક તૃતિયાંશ દેવળો અપાવવાનું વચન આપ્યું, તોપણ તે વાત નહિ કબુલ કરી વિલ્યમની સામા થયા.

આયર્લાંડમાં વસેલા પ્રોટેસ્ટંટોએ જોયું કે કાથલિક રાજા ને કાથલિક પાર્લમેંટ થશે તો તેમને મળેલી જમીન જતી રહેશે. તેઓ વિલ્યમની તરફથી લઢવા ઉઠ્યા. તેઓની કેટલીક ટોળીઓએ દેશમાં લૂટફાટ કરવા માંડી અને કેટલીકે દેશના કિલ્લા કબજે કર્યા. જેમ્સ થોડા ફ્રેંચ લશ્કર સહિત આયર્લાંડમાં આવ્યો. ડબ્લિનમાં પાર્લામેંટ બોલાવી પ્રોટેસ્ટંટોને જે કાયદાથી જમીન મળી હતી તે કાયદો રદ થયો, તથા જે પ્રોટેસ્ટંટો રાજા વિલ્યમનો પક્ષ કરે તેઓને રાજદ્રોહી ઠેરવ્યા. એ દરમિયાન સ્કાટ્લાંડમાં જેમ્સના પક્ષકારો લઢવાને ઉભા થયા તેમનો સરદાર વાઈકાઉંટડન્ડી રણમાં પડ્યો અને તેની ફોજમાં હાઇલાંડરો હતા તેઓ નાસી ગયા. બીજી ફોજ ઉભી કરે એવો વજનદાર સરદાર કોઇ જેમ્સની તરફ રહ્યો નહિ. આયર્લાંડમાં જેમ્સે લંડનડરીને ઘેરો ઘાલ્યો. એ પ્રોટેસ્ટંટોના હાથમાં હતું, તેમણે ઘણી હિંમતથી શહેરનો બચાવ કર્યો. ખાવાનું ખૂટી ગયાથી તથા થાક-

થી તેઓ બહુ હેરાન થયા, ને શરણે જવાનું ધારતા હતા એવામાં ઇંગ્લાંડથી મદદ આવી પહોંચી, ત્યારે જેમ્સ ઘેરો ઉઠાવી ચાલતો થયો.

ઇંગ્લાંડથી વિલ્યમે એક સરદારને દશ હજાર માણસ આપી આયર્લંડ મોકલ્યો અને પાછળથી પોતે પણ બીજું લસ્કર લેઈ જઇ મળ્યો. સસરા જમાઇની ભેટ ઇ. સ. ૧૬૯૦ ના જુલાઇ મહિનાની ૧ લી તારીખે બોઇન નદીપર થઈ. જેમ્સ રણમાંથી નાસી ગયો અને વિલ્યમની પૂરી ફતેહ થઈ. ડબ્લિનમાં પણ ઝાઝીવાર જેમ્સ રહ્યો નહિ. એને એટલી બીક લાગી કે વહાણમાં બેસી ફ્રાંસમાં જતો રહ્યો. રાજાના જેવા આઇરિશ સિપાઇઓ કાયર ન હતા. તેઓ લિમરિકમાં જઇ ભરાયા. વિલ્યમે કિલ્લાને ઘેરો ઘાલ્યો પણ જીતાયો નહિ, પરંતુ બીજા ભાગોમાં તેના સરદારો ફતેહ પામ્યા. બેઉ પક્ષવાળા લઢતાં થાક્યા ત્યારે કરાર થયો કે બિજા ચાર્લસના અમલમાં કાથલિકોને ધર્મની જે છૂટી હતી તે તેઓ ભોગવે. જેઓ વિલ્યમ રાજાની આણ માનવાની પ્રતિજ્ઞા લે તેઓ રૈયત ગણાય અને જેઓને જેમ્સની જોડે જવું હોય તેમને સરકારના ખરચે ફ્રાંસમાં મોકલવા. આશરે દશ હજાર માણસો એનો લાભ લેઇ ફ્રાંસમાં ગયા અને ત્યાં લશ્કરમાં નોકર રહ્યા.

રાજાના અધિકારને મર્યાદામાં રાખવાની વિગોની ઘણી કોશીશથી વિલ્યમ કંટાળ્યો ત્યારે તેણે ટોરિપક્ષ જોડે દોસ્તી કરી. એ પક્ષ રાજાને આશ્રય આપવાને ઘણો હોંશીલો હતો, આ વખતે હાઇલાંડમાં સરકારે મોટું કપટ કરી એક પરગણાના લોકની નિર્દયપણે કતલ કરી તેથી લોક એટલા નાખુશ થયા કે જેમ્સને રાજ પાછું મળવાની આશા થઇ. અમુક દિવસ સુધીમાં જેઓ વિલ્યમની આણ માને તેઓને માફી આપવાનાં જાહેરનામાં પાર્લમેંટે કર્યાં હતાં. મેગ્દાનલ નામે ટોળીએ જાહેરનામાની તારીખને બીજે દહાડે તે પ્રતિજ્ઞા લીધી અને સરકારના અમલદારોએ તે મંજૂર રાખી. તે ઉપરથી તેમણે ધાર્યું કે આપણે કંઇ હવે ભય નથી. તેમના પરગણામાં લશ્કર પેઠું તે વિશે તેમણે વહેમ રાખ્યો નહિ. રાત્રે બધા ઉંઘી ગયા પછી સરકારના આગળથી આપેલા હુકમ પ્રમાણે સિપાઇઓએ લોકનાં ઘર સળગાવ્યાં અને લોકોએ જેવી નાસાનાસ કરવા માંડી કે તુરત તેમનાપર ગોળીનો માર ચલાવ્યો આ ખબર

યુરોપમાં ફેલાઈ ત્યારે સઘળાએ ઇંગ્લાંડની સરકારનો ધિક્કાર કર્યો ને ફ્રેન્ચ સરકારને આશા થઇ કે જેમ્સને પાછો સિંહાસને બેસાડવાનો આ સારો લાગ છે અને જો તુરત તે ઇંગ્લાંડમાં ફોજ મોકલી શક્યો હોત તો લોકની સ્વાધીનતાને અને વિલ્યમને બચવું કઠણ થઈ પડત. ૨૦૦૦૦ માણસનું લશ્કર તેણે તૈયાર કરાવ્યું અને તેને ઇંગ્લાંડમાં આણવાને તથા તેનો બચાવ કરવાને મોટી નૌકાસેના એકઠી કરી. આડમિરલ રસલ નામે ઇંગ્રેજી નૌકાફોજના સરદારે વલંદાના લશ્કરી વહાણો જોડે મળી જઇ લાહોર્ગ આગળ ફ્રેન્ચના દરિઆઇ લશ્કરનો પરાજય કર્યો, એથી જેમ્સની આશા ભંગ થઇ. વિલ્યમની રાણી અને જેમ્સની દીકરી મેરિનું મૃત્યું થયાથી જાકોબાઇટ પક્ષને વળી હિંમત આવી. જેમ્સના પક્ષકારો જાકોબાઇટ કહેવાતા હતા. બંડ ન ઉઠાવતાં રાજાને કપટથી મારવો એવો તેમણે વિચાર કર્યો. એ કાવતરૂં જાહેર થયાથી ઈંગ્લાંડની પ્રજાએ વિલ્યમ ઉપર ફરીને પ્રેમ આણ્યો. જેમ્સની બીજી દીકરી આન નામે હતી. એને એક પુત્ર હતો તેનું મરણ થવાથી પાર્લેમેંટે ઠરાવ કર્યો કે આનનાં પછી હાનોવરના ડ્યુકની મા બાઇસોફાયા અને તેના પુત્રો અથવા તેના વારસો પ્રોટેસ્ટંટ હોય તેમને ઇંગ્લાંડની ગાદી મળે (ઇ. સ. ૧૭૦૧). ૧લા જેમ્સના દીકરાની દીકરી બાઇ સોફાયા હતી, એટલે કુમારી ઇલિઝાબેથ જર્મનિના અભાગ્યા ઇલેકટર પાલેટિનને પરણી હતી, તેની એ પુત્રી હતી. ટોરિ અને વિગપક્ષો કોઇ કોઇ વાર અરસ્પરસ ભારે અદાવત દેખાડતા અને વિલ્યમને પાર્લમેંટ જોડે બરાબર બનતું નહિ.

ફ્રાન્સના રાજાના લોભને અટકાવવાને ઓકસબર્ગનો એક્કો કેટલાક રાજાઓએ કર્યો હતો તેનો ઉપરી રાજેંદ્ર લીઓ પોલ્ડ હતો, તે બુદ્ધિવાન પરંતુ ધર્માંધ અને ક્રૂર હતો. યૂરોપના લોકની સ્વતંત્રતાનું રક્ષણ કરવામાં આગેવાન થયો તેજ વખતે પોતાની હંગરીની રૈયતના હકોનો નાશ કર્યો અને પ્રોટેસ્ટંટોને પીડા કરી. વીએનાથી તુર્કી ફોજ નાઠી અને બેલ્ગ્રેડ નગર પાદશાહના લશ્કરે જીત્યું ત્યારે હંગરીના બંડખોરોને કોઇ સહાય કરનાર રહ્યું નહિ તેથી બંડખોરોને તાબે થવું પડ્યું. લુઇસ ઓકસબર્ગના એક્કાથી ડર્યો નહિ. તેણે ફ્લાંડર્સમાં બે ફોજો મોકલી અને સ્પાનીઅર્ડોને શહેરમાં રાખવાને ત્રીજી કાટાલોનિઆમાં મોકલી. જર્મનિની ફોજને ફ્રાન્સમાં આવતી અટકાવવાને પાલાટિનેટ પ્રાંત ફ્રેન્ચ લશ્કરે ઉજાડ કર્યો.

(ઇ. સ. ૧૬૮૮). આ જંગલી યુક્તિથી યૂરોપના લોકને બહુ કમકમાટ છૂટયો. ફેબ્રુઆરિ મહિનામાં ભર શીઆળામાં સ્ત્રી પુરૂષ અને છોકરાંને પોતાના ઘરબારમાં મૂકીને નાસી જવું પડયું. બરફથી ભરાઇ ગયેલા રસ્તા અને ખેતરોમાં હજારો માણસ ભૂખ અને ટાઢથી મરણ પામ્યાં. નગરો અને ગામોના તમામ ઘર ફ્રેન્ચ લોકે બાળી મૂકયાં અને દેશ ઉજાડ કર્યો આ ધિક્કારવા જોગ તદબીરથી તેને ધારવા જેટલો ફાયદો થયો નહિ. જર્મન ફોજે કેટલેક ઠેકાણે ફતેહ પામી. ફ્રેન્ચ રાજાએ જય મેળવવાને લાયક ઉપાય હવે કર્યો. કસાયલા અને ખબરદાર સરદારોને સેનાપતિ કર્યા તેથી તેની ફોજે જય પામવા લાગી. માર્શલ કાટીનાટે સેવોય કબજે કર્યું. ફ્લાંડર્સમાં સંપીલા રાજાઓની ફોજને માર્શલ લુકસેંબર્ગે હરાવી. ઇંગ્રેજની અને વલંદાની નૈકાસેનાનો બિચીહેડ આગળ ફ્રેન્ચ નૈકાસેનાએ પરાજય કર્યો અને કાટાલોનિઆમાં સ્પાનિઅર્ડો ભાગ્યે બચાવ કરી શકયા, (ઇ. સ. ૧૬૯૭). જર્મનિનો રાજેંદ્ર વળી હંગરીઅન અને તુર્ક લોકોના હુમલાથી રોકાયો તેથી જોઇએ તેટલી કુમક લુઇસના વેરીઓને કરી શકયો નહિ. તુર્ક લોકનો હુમલો તેણે પાછો વાળ્યો ત્યારપછી તેના સરદાર સેવોયના ડયુક કાટીનાટને ઇતાલિમાં હાંકી કાઢયો. પરંતુ ફ્લાંડર્સમાં ફ્રેન્ચ લશ્કર ફતેહમંદ રહ્યું. મોંજસ અને નમુર શહેરો જીતી અને સંપીલી પ્રજાના લશ્કરને બે વાર લઢાઇમાં હરાવ્યું. વિલ્યમ રાજા હારથી નાહિંમત થતો નહિ અને વિજયો ફ્રેન્ચોને અનેક યુક્તિથી હરકત કરતો હતો. લુઇસના લશ્કરો સેવોય, સ્પેન, અને જર્મનિમાં ફતેહ પામ્યાં પરંતુ તેથી કીર્તિ સિવાય બીજો કંઇ લાભ થયો નહિ. દરિયામાં પણ ફ્રેન્ચ નૈકાસેનાએ જય મેળવ્યા પરંતુ ફ્રાન્સ આ પ્રયત્નોથી ખાલી થયું. નઠારી ઋતુ તથા જમીન ખેડનારા માણસો જોઇએ તેટલા નહિ હોવાથી ફ્રાન્સમાં ભારે દુકાળ પડયો. ખેડૂતોને પકડી લશ્કરમાં દાખલ કર્યા હતા તેથી જોઇએ તેટલાં માણસ મળતાં ન હતાં. ઉપજ કરતાં ખરચ ઘણો વધી ગયો. લુઇસના શત્રુઓ આ સર્વે બિનાઓથી વાકેફ હતા. તેનો પરાજય કરવાને તેમણે ભારે પ્રયત્ન કર્યા. પરંતુ યશ પામ્યા નહિ. માત્ર વિલ્યમે નમુર નગર પાછું જીતી લીધું. આ વખતે બેઉ પક્ષો થાકયા હતા. હજારો માણસ મરતાં હતાં, પુષ્કળ નાણું ખરચાતું હતું અને હમેશનો ફાયદો કોઇને થતો નહિ તેથી સલાહ કરવાને બંને આતુર થયા. સ્વી-

દનના રાજા ૧૧ મા ચાર્લસે મધ્યસ્થ થઇ કરાર કરાવ્યા. લઢાઇનું મુખ્ય કારણ એ હતું કે ફ્રાન્સના રાજાએ સ્પેનની ગાદીપરથી હાથ ઉઠાવવો, પ- રંતુ થયેલા કરારમાં એ વાત તો બિલકુલ જણાવીજ નહિ, તથા બીજી પણ કેટલીક બાબતો મૂકી દીધી હતી તેથી લાંબી મુદત શાન્તિ રહે તે- વું ન હતું.

એ સલાહના કરાર જર્મનિના શાહે ઘણી નાખુશીથી કબુલ કર્યાં પ- રંતુ બીજા બધા કરતાં તેને તેથી વધારે ફાયદો થયો. ઇસ્તામ્બુલની ગાદી પર ૨ જો મુસ્તાફા નામે સુલતાન હતો. તેણે કેટલાક વખત સુધી યૂરોપને ધ્રુજાવ્યું. બધું લશ્કર જર્મનિનો રાજા તેની સામે મોકલી શક્યો. સેવોય- નો પ્રિન્સ યુજીન એ ફોજનો સેનાપતિ ઠર્યો. એ બુદ્ધિવાન સરદારે હંગરિ દેશમાં સુલતાન મુસ્તાફાનો કેવળ પરાજય કર્યો. રણમાં પંદર હજાર તુર્ક મુઆ અને આઠ હજાર નાસતાં નદીમાં ડૂબ્યા. તેમનું તોપખાનું, સામાન સુલ- તાનનો મોટો તંબુ, પુષ્કળ ઝુંડા, અને સુલતાનની મોટી મોહોર આસ્ત્રિ- યાની ફોજને હાથ આવી. મુસ્તાફાએ બીજી ફોજ વડે ફતેહ મેળવવા- કોશીશ કરી પણ તે નિષ્ફળ ગઇ અને સલાહ કરવાની જરૂર પડી. કા- ર્લોવિન્સ નગરમાં કોલકરાર થયા તેથી આસ્ત્રિયાને કેટલાક પ્રાંતો મળ્યા અને આઝોફ પ્રાંત રૂશિઆને આપ્યો. રૂશિઆની ગાદીએ આ વખતે મ- હાન પાદશાહ હતો તેના કારભારથી તે દેશ હવે આગળ પડવા લાગ્યો. મોરિઆ પ્રાંત વેનિસના રાજને મળ્યો.

ઇપ્સવિકની સલાહ પછી યૂરોપના રાજ્યોનું લક્ષ સ્પેન તરફ ગયું. ત્યાંના રાજા બીજા ચાર્લસનો મંદવાડ વધતો ગયો. તેને પેટે પુત્ર ન હો- વાથી તેની ગાદીનો દાવો ત્રણ રાજાઓ કરતા હતા. એક ફ્રાંસનો ૧૪ મો લુઇસ, બીજો જર્મનિનો રાજેંદ્ર લીઓપોલ્ડ અને ત્રીજો બાવેરિઆ- નો ઇલેક્ટર. એ ત્રણમાંથી કોનો હક્ક વધારે હતો તેની તપાસ કરવાની જરૂર નથી. બાવેરિઆના ઠાકોરને મળે તે યૂરોપના રાજ્યોને ફાવતું હતું. વિલ્યમ અને લુઇસની વચ્ચે એ રાજ્યના મૂલકની વહેંચણ કરવાનો ગુપ્ત ઠરાવ થયો હતો પરંતુ તે જાહેર થવાથી સ્પેનનો રાજા ગુસ્સે થઇ બો- લ્યો મારા જીવતા મારા મૂલકની શું બીજાઓ વહેંચણ કરશે. તેણે બા- વેરિઆના રાજને વારસ નીમ્યો તે રાજા ત્યારપછી તુરત મરી ગયો. કેટલાક કહે છે કે તે ઝેરથી મરી ગયો (ઇ. સ. ૧૬૯૯.) હોલાંડ, ફ્રા-

ન્સ ને ઇંગ્લાંડે મળી એ રાજની વહેંચણનો બીજો કરાર કર્યો પરંતુ રાજેંદ્ર લીઓપોલ્ડ તેમાં સામિલ થયો નહિ. તેને સ્પેનનું આખું રાજ મળવાની આશા હતી. દેરિઅનની સંયોગીભૂમિપર સ્કાટ્લાંડના કેટલાક લોકે વેપારની કોઠી કરી હતી તે વિલ્યમે કાઢી નાખી તેથી સ્કાટ્લોક રાજાપર ઘણા ગુસ્સે થયા. સ્પેનના બીજા ચાર્લ્સની ઇચ્છા આસ્ત્રિયાના રાજેંદ્રને ગાદી આપવાની હતી પરંતુ સ્પાનિઅર્ડો રાજી ન હતા. સ્પેનના ઉમરાવો અને ધર્મગુરૂઓએ મરવા પડેલા રાજાને કહ્યું કે ફ્રાન્સના બુર્બોન કુળમાંથી કોઇને ગાદી આપવી. તે વેળાના પોપ ૧૨ મા ઇનોસંતે પણ તેવીજ સલાહ આપી, તે પરથી ચાર્લ્સે નવું વસીયતનામું કર્યું તેમાં ડોફ્રિનના બીજા છોકરા ફ્રિલિપને વારસ ઠરાવ્યો. ઇ. સ. ૧૭૦૧ માં ચાર્લ્સનું મૃત્યું થયું ત્યારે લુઇસને વિચાર થયો કે રાજના ભાગ કરવાના કરાર કર્યા છે તે પાળવા કે વસીયતનામા પ્રમાણે વર્ત્તવું. વસીયતનામા પ્રમાણે ચાલવું તેને વધારે પસંદ પડ્યું, અને તેનો પૌત્ર સ્પેનનો પાંચમો ફ્રિલિપ કહેવાયો.

કરાર તોડી લુઇસે પોતાના પૌત્રને સ્પેનની ગાદીએ બેસાડ્યો તે ઇંગ્લાંડ અને હોલાંડને ગમ્યું નહિ, તોપણ કેટલાક વખત સુધી તેઓ લઢવાને ઉભા થયા નહિ. જર્મનિના પાદશાહે એકદમ વિગ્રહ શરૂ કર્યો અને પ્રિન્સ યુજીનના હાથ નીચે તેના લશ્કરે ઇતાલિમાં ફ્રેંચ માર્શલ કાટીનાટ ઉપર કેટલોક જય મેળવ્યો. ફ્રેંચ પાદશાહનો શો ઇરાદો છે તે વિશે ઇંગ્લાંડ અને હોલાંડની સરકારે ખુલાસો માગ્યો. તેનો ઉત્તર સંતોષકારક નહિ મળવાથી તે બંને જર્મનિના શાહ જોડે મળી ગયા. એ ત્રણે વચ્ચે જે કરાર થયો તેની મતલબ આ પ્રમાણે છે:—"સ્પેનની ગાદી સંબંધી જર્મનરાજેંદ્ર રાજી થાય તેમ કરવું, ઇંગ્રેજ અને વલંદા લોકના રાજ્ય અને વેપારનું રક્ષણ થાય તેવી બાંહેધરી મેળવવી, ફ્રાન્સ અને સ્પેનના રાજ્યોને એક થઇ જતાં અટકાવવાં, અને સ્પેનનો અમેરિકામાં જે મૂલક છે તે ફ્રેંચને ન મળવા દેવો." આ કરારને બ્રિટિશ પાર્લામેંટ કદાચ અમલમાં નહિ લાવવા દે પરંતુ લુઇસે આ વખતે અવિચારપણે બ્રિટિશ પ્રજાનું અપમાન કરીને પોતાનું કામ બગાડ્યું (ઇ. સ. ૧૭૦૧). પદભ્રષ્ટ થયેલા પાદશાહ ૨ જા જેમ્સનું મરણ થયાથી તેના છોકરાને ફ્રેંચ રાજાએ ઇંગ્લાંડનો રાજા ત્રીજો જેમ્સ માન્યો. પાર્લામેંટને લઢાઇમાં પડવું

પસંદ ન હતું તોપણ લુઇસનું એ કામ જોઇ તેણે એકદમ લઢાઇ કરવાની મંજૂરી આપી. વિલ્યમ રાજા ઘોડાપરથી પડ્યો અને કોઈ અણઆવડતવાળા વૈદના અનાડીપણાથી તેનો પ્રાણ ગયો, તોપણ પાર્લામેંટ લઢાઇથી પાછી હઠી નહિ (ઇ. સ. ૧૭૦૨). વિલ્યમના મૃત્યુની ખબર જાણી સંપીલા રાજાઓ ગભરાટમાં પડ્યા પરંતુ ઇંગ્લાંડની ગાદીએ આન રાણી બેઠી. તેણે માજી રાજાની ઇચ્છા પ્રમાણે વર્ત્તવાનો ઠરાવ તુરત જાહેર કર્યો તેથી તેમની બીક જતી રહી.

આન રાણી રાજ્યાસને બેઠી તેથી ઇંગ્રેજો ઘણા ખુશી થયા. વિલ્યમ પરદેશી હોવાથી લોકોને પ્રિય ન હતો. તે રાજાને ઇંગ્લાંડ કરતાં હોલાંડ વધારે પ્રિય હતું અને તેનો સ્વભાવ મળતાવડો નહિ હોવાથી લોકનું હેત તેનાપર ગયું નહિ. ટોરિપક્ષને શક હતો કે તે રાજા પ્રેસ્બીટીરીઅન મતનો હતો તેથી ઇંગ્લાંડની ધર્મસમાજને નુકસાન કરશે અને વિગપક્ષનો પ્રેમ તેના પરથી ઉતરી ગયો તેનું કારણ એ કે રાજાએ તેનાપર જોઇએ તેટલી મહેરબાની દર્શાવી નહિ. તેને ગાદી મળવામાં મુખ્ય આશ્રય એ પક્ષનો હતો. રાજામાં લશ્કરી કામ કરવાની બુદ્ધિ ઘણી હતી તોપણ તે ઘણીવાર હાર પામતો. માર્લબરોનો અર્લ યુદ્ધકળામાં અતિ કુશળ હતો તેનાપર અદેખાઇ કરી વિલ્યમે તેને ઉત્તેજન આપ્યું નહિ એવી કેટલાક લોક વાતો કરતા. લુઇસનો પુત્ર ફિલિપ સ્પેનનો રાજા થાય એવું તેણે કબુલ કર્યું હતું તેમ છતાં પાછળથી તે ફરી ગયો તેથી તેના પ્રમાણિકપણાને ડાઘ લાગ્યો. ઘણા લોક એવું ધારતા હતા કે વલંદાએ ફ્રેંચલોકને રાજી કર્યા હોત તો ઇંગ્રેજો લઢાંઇએ ચઢત નહિ. સ્પેનની ગાદીએ આસ્ત્રિઆનો કે ફ્રાંસના રાજનો કુંવર બેસે તેમાં ઇંગ્લાંડને કંઇ લાગતું વળગતું ન હતું. સ્પેનના તખ્ત માટે ઇંગ્લાંડે મોટી લઢાઇ ઉઠાવી અને ઘણો ખર્ચ કર્યો તેમાં તેને થોડોજ લાભ હતો. પરંતુ ઇંગ્લાંડનો રાજા ઠરાવવાનું કામ લુઇસે માથે લીધું તેથી આન રાણી અને આખી પ્રજા કોપી અને આ મોટી લઢાઇ હોંસથી માથે લીધી. લુઇસનો ગર્વ ઉતારવો એજ તેઓની મતલબ હતી. વૈર લેવું અને લઢાઇમાં કીર્ત્તિ મેળવવી એ બહુ મોંઘા છે એ તેમને પાછળથી માલૂમ પડ્યું.

---

એક્કામાં એકદમ દાખલ થઇને તથા ડાહ્યા અને યોગ્ય અમલદાર

નીમીને આન રાણીએ સંપીલા લોકને જાગૃત કર્યા. મુખ્ય વજીરની જગા તેણે લોર્ડ ગોડોલ્ફિનને આપી અને માર્લબરોને ફ્લાંડર્સમાં ઇંગ્રેજી સેનાનો સેનાપતિ નીમ્યો. લંડન, હેગ અને વિએના એ ત્રણે શહેરોમાં ફ્રાન્સની સામા એક વખતે લઢાઇના જાહેરનામાં થયાં અને ઇતાલિ, જર્મનિ અને ફ્લાંડર્સ એ ત્રણે દેશોમાં યુદ્ધનું કામ તેજ વખતે શરૂ થયું (ઇ. સ. ૧૭૦૨). માર્લબરો કેટલેક ઠેકાણે ફતેહ પામ્યો અને વલંદાની સરકારના બીકણ વકીલોએ હરકત ન કરી હોત તો મોટો સંગ્રામ કરી ફ્રેંચનો પરાભવ કરત. દરિઆ ઉપર ઇંગ્રેજી નૌકાસેનાએ પોતાનું નામ રાખ્યું. સર જ્યોર્જ રૂક પચાસ વહાણ અને ૧૨૦૦૦ માણસના લશ્કર સહિત કેદિઝ બંદર ઉપર ચઢયો. કેદિઝ જીતાય તેવું ન હતું તેથી રૂક અમેરિકામાં વિગો ભણી ગયો. ત્યાં સોના રૂપાથી ભરેલાં સ્પેનના વહાણો, ફ્રેંચ નૌકાસેના તથા લશ્કર કિલ્લાના રક્ષણ સારૂ હેઠળ ઊભાં હતાં. ફોજે કિલ્લાપર હૂમલો કર્યો અને આર્મારે ફ્રેંચ વહાણોપર હૂમલો કર્યો, ફ્રેંચ સરદારે બચવાની આશા રહી નહિ ત્યારે પોતાના વહાણો સળગાવી દીધાં. ઇંગ્રેજ અને વલંદા લોકે તે આગ હોલવી નાખી. ૭ લઢાઇનાં વહાણ અને નવ ખજાનો ભરેલાં ઝાઝો તેમણે પકડ્યાં.

સેવોયનો ડ્યુક લુઇસના પક્ષમાંથી નીકળી ગયો તેથી તથા આ નુકસાનથી લુઇસની હિંમત ઓછી થઇ નહિ. પોર્તુગાલનો રાજા સંપીલા રાજાઓમાં ભળ્યો (ઇ. સ. ૧૭૦૩). બવેરિઆના ઇલેક્ટરની જોડે ફ્રાન્સનો માર્શલ વિલર્સ જઇ મળ્યો અને બંનેની એકઠી થયેલી ફોજે જર્મનિના શહેનશાહના લશ્કરને હરાવી વિએનાનો રસ્તો ખુલ્લો કર્યો. ઇતાલિમાં પણ લુઇસના લશ્કરની ચઢતી રહી અને દરિઆપર તેણે સંપીલા રાજાઓની યોજનાઓ વ્યર્થ કરી. આ બધાને બદલે માત્ર ફ્લાંડર્સમાં થોડાં નગરો માર્લબરોને હાથ આવ્યાં, તેથી સંપીલા રાજાઓને હિંમત આવી. ઇંગ્લાંડની પાર્લમેંટે લશ્કરના ખરચને વાસ્તે ખુલ્લે હાથે નાણાં આપ્યાં. શહેનશાહને એક તરફથી હંગરીના લશ્કરની ધાસ્તી હતી અને બીજી તરફથી ફ્રેંચ અને બવેરિઅનો આવ્યા તોપણ તેણે પોતાના બીજા શાહજાદા ચાર્લસને સ્પેનના રાજાનો ઇલકાબ ધારણ કરાવ્યો અને પોર્તુગાલની વાટે તે દેશપર સ્વારી કરવા મોકલ્યો.

હોલાંડના રાજના વકીલોએ અત્યાર સુધી માર્લબરોને તેની મરજી પ્રમાણે કરવા દીધું ન હતું પરંતુ હવે તેના સ્વભાવને મળતો આવે એવો સરદાર નામે શાહજાદો યુજીન સામિલ થયો. ફ્લાંડર્સના કિલ્લાઓનું રક્ષણ વલંદા સિપાઇઓને સોંપી પોતે ફ્રાંસપર સ્વારી કરવાનો હોય એવું ડોળ દેખાડયું, અને પછી એકાએક જર્મનિ તરફ કુચ કરી. ત્યાંની પાદશાહી ફોજ જોડે જઇ મળ્યો. એકઠી મળેલી સેના દાન્યુબ નદીના કાંઠાપર ગઇ. માર્શલ તિલેરાન નામે ફ્રેંચ સરદાર ૩૦૦૦૦ હજાર સિપાઇઓ સહિત બવેરિઆના રાજાને આવી મળ્યો હતો તેથી તેણે સંગ્રામ કરવાનો ઠરાવ કર્યો. માર્લબરોના ડયુકને કુમકે પ્રિન્સ યુજીન એટલાજ લશ્કર સહિત આવ્યો તેથી તે પણ લડવાને આતુર હતો (૧૩ મી આગસ્ટ, ૧૭૦૪). દાન્યુબ નદી અને બ્લેનહીમ નામે ગામની વચ્ચેના ડુંગરપર બવેરિઅન ફોજ હતી, પરંતુ તે લશ્કર વીખરાએલું હતું, એનો લાભ લઇ માર્લબરોએ એકદમ ધસારો કર્યો અને પૂર્ણ ફતેહ મેળવી. મરણ પામેલા, ઘાયલ થયેલા અને કેદ પકડાયલા સર્વે મળી ૧૫૦૦૦ માણસનું ફ્રેંચ અને બવેરિઅન લશ્કરને નુકસાન થયું. તે ઉપરાંત તેમની તોપો, નિશાન, તંબુ વગેરે સામાન વિજયકારોને હાથ આવ્યો. માર્શલ તિલેરાન પકડાયો અને બવેરિઆનો ઇલેકટર મુશ્કિલીથી નાઠો, સંપીલી ફોજને પણ ઘણી હાનિ પહોંચી. તેના ૫૦૦૦ માણસ રણમાં પડ્યાં અને સાત હજાર ઘાયલ થયાં.

આ પ્રતાપી પણ ઘાતકી જયથી શહેનશાહની ધાસ્તી સઘળી મટી ગઇ. હંગરિના બંડખોર લોકો ત્રાસ પામીને તાબે થયા. બવેરિઆના રાજાને પોતાનો મૂલક છોડી નાસી જવું પડયું અને પરાજય પામેલી ફ્રેંચ ફોજ સ્વદેશ તરફ ગઇ. એ ફતેહની અસર સંપીલા રાજ્યના લોકના મનપર સારી થઇ. ઇતાલિ અને સ્પેનમાં તેમની હાર થઇ એટલુંજ નહિ પણ લઢાઇનું રૂપ છેકજ બદલાઇ ગયું. દરિઆમાં ઇંગ્રેજી ફોજે પોતાની આબરૂ રાખી. સર જ્યોર્જ રૂકની નૌકાસેનાએ બાર્સેલોના પર હુમલો કર્યો તેમાં તો તેનું વળ્યું નહિ પરંતુ નહિ જીતાય એવો જિબ્રાલ્ટરનો કિલ્લો ગણાતો હતો તે પર હલ્લો કરી પોતાને કબજે કર્યો, તથા ફ્રેંચ વહાણોને હરાવ્યાં.

સંપીલા રાજાઓની બીજી ફોજોએ જાગૃતિ બતાવી હોત તો લુઇસની

ફ્રાંજનો નાશ થાત, પરંતુ જર્મનો ટાઢા હતા. શહેનશાહ લીઓપોલ્ડનું મરણ થયું અને તેની જગાએ તેનો સહાસિક કુમાર જોસફ બેઠો, પરંતુ લઢાઇનું કામ જેવું ને તેવુંજ રહ્યું (ઇ. સ. ૧૭૦૫). મોસેલ નદીપર માર્લબરોને જઈ મળવાને પાદશાહના સરદાર દેડિને જવાની ના કહી તેથી એ વખતે ફ્લાંડર્સમાં કાંઇ અગત્યના બનાવ બન્યા નહિ. ઇતાલિમાં ફ્રેંચની ચઢતી રહી અને સેવોયના ડ્યુકને તેમણે તેની રાજધાનીમાં ઘેરી લીધો. જિબ્રોલ્ટરને ફ્રેંચ લશ્કરે ઘેરો ઘાલ્યો હતો. ઇંગ્રેજી નૌકાસેનાના સરદાર સર જોન રૂકે ફ્રેંચ આર્મરનો પરાભવ કર્યો તેથી તે ઉઠાવવો પડ્યો. પોર્તુગાલને માર્ગે સંપીલી ફ્રોજ સ્પેનમાં પેઠી. પીતર્બરોના અર્લના હાથ નીચે એક ઇંગ્રેજી લશ્કર કાતાલોનિઆમાં ઊતર્યું તેણે બાર્સેલોના નગર જીતી લઇ તીજા ચાર્લસનો અધિકાર તે પ્રાંતમાં તથા વાલેન્શિઆ પ્રાંતના ઘણા ભાગમાં સ્થાપ્યો

આ હાર જીતથી બંને પક્ષ વધારે ભમને ચઢ્યા. લુઇસની ફ્રોજે જર્મનિમાં શહેનશાહની ફ્રોજને પાછી હઠાવીને ઇતાલિમાં ટ્યુરિન શહેર પર ઘેરો નાખ્યો (ઇ. સ. ૧૭૦૬). આ વખતે પાર્લમેંટમાં વિગ પક્ષનું જોર હોવાથી લઢાઇને માટે પુષ્કળ માણસ રાજાને મળ્યાં; હોલાંડ, ઇંગ્લાંડ, અને દેન્માર્કના લશ્કરો સહિત માર્લબરો પડ્યો હતો ત્યાં મે મહિનામાં માર્શલ વિલિરોય તેનાથી વધારે મોટી ફ્રોજ લઇને આવ્યો. રામિલિસના ગામની પાસે હરીફોની મુલાકાત થઇ. ફ્રેંચ માર્શલે પોતાની ફ્રોજનો ડાબી તરફનો ભાગ એક કાદવવાળી જગ્યાની પાછળ રાખ્યો હતો ત્યાં તેનાપર હુમલો કરી ન થઇ શકે તેમ તેનાથી પણ આગળ વધાય તેમ નહતું. આ ભૂલ માર્લબરોના જોવામાં આવી. એ ભાગ ઉપર હુમલાનું જૂઠું ડોળ બતાવી માર્લબરોએ ફ્રેંચ ફ્રોજના મધ્ય ભાગપર પાયદળનો જથ્થો મોકલ્યો. ફ્રેંચ સિપાઇઓ બહુ બહાદુરીથી લઢ્યા, પણ અંતે પાછાં ફરવું પડ્યું. તેઓમાં ભંગાણ પડવા માંડ્યું, એટલામાં ઇંગ્રેજી સરદારે તેના ઉપર ઘોડેસ્વારનો જબરો ધસારો કર્યો, એટલે ફ્રેંચ લશ્કર છેક ગભરાટમાં પડી નારાજ થઇ ગયું. તેમના ૭૦૦૦ માણસ રણમાં પડ્યાં અને છ હજાર કેદ પકડાયાં તે ઉપરાંત પુષ્કળ દારૂ ગોળા અને તોપો ઇંગ્રેજોને હાથ આવ્યાં, મુઆ અને જખમી થયેલાં મળી ૩૫૦૦ માણસ સંપીલા દળે ખોયું.

આ મોટા પ્રરાક્રમનું ફળ એ થયું કે બ્રબાન્ટ અને સ્પેનના તાબાનું નેધર્લાંડ જીતનારાઓને હાથ આવ્યાં એની અસર ઇતાલિમાં પણ થઇ. પ્રિન્સ યુજિન ટયુરિનપર ઘેરો નાખેલા ફ્રેંચ લશ્કર પર ચઢયો. આર્લિનના ડયુકે રસ્તામાં તેને અટકાવવાને મહેનત કરી તે વ્યર્થ ગઇ. ફ્રેંચ લશ્કરમાં સરદારો વિચાર કરવા લાગ્યા કે છાવણીમાં હલ્લાં ખમવાં કે છાવણી બહાર નીકળી તેમના પર ધસારો કરવો. ઘણાનો મત બહાર આવી હલ્લાં કરવાનો હતો, પણ ફ્રાન્સથી રાજાનો હુકમ આવ્યો કે છાવણીમાં રહી હુમલો ઝીલવો, એથી ફ્રેંચ સરદારો નાખુશ થયા. ગોઠવણ કરવાનો તેઓ વિચાર કરતા હતા એવામાં પ્રિન્સ યુજીને હુમલો કર્યો. ફ્રેંચ ફોજ ગભરાટમાં પડી અને નાઠી અને તેમની તમામ છાવણી આસ્ત્રિયન લશ્કરને હાથ આવી. આ હારથી મિલાન, માન્ટુઆ, અને પીડમોંટ ફ્રાન્સના હાથમાંથી ગયાં અને છેલ્લે નેપલ્સ પણ ગયું. સ્પેનની પણ સંપીલી ફોજો જીતી પરંતુ જયનું પરિણામ એવું થયું નહિ કેમકે આસ્ત્રિયન લશ્કરનો ઉપરી આર્ચ ડયુક ચાર્લસ સુસ્ત હતો. ફિલિપે બાર્સેલોના ઉપર ઘેરો નાખ્યો. સરજોન રૂક ઇંગ્રેજી નૌકાસેના લઇ બંદરમાં આવ્યો કે ભય પામી પાછો ગયો. એ વખતે સૂર્યગ્રહણ થવાથી વહેમી સ્પાનિઅર્ડો ભય પામી નાસી ગયા. ઇંગ્રેજ અને પોર્તુગીઝનું મળી ૪૦૦૦૦ હજાર માણસ આસ્ત્રામાદુરિઆ થઈ પાદુઆ તરફ ગયાં અને ફિલિપને પોતાની રાજધાની તજવી પડી. એજ વખતેજ જો આર્ચ ડયુક માડ્રિડ ગયો હોતતો સ્પેનનું રાજ બુર્બોન કુળના હાથમાંથી કદાચ જતું રહ્યું હોત, પરંતુ બાર્સિલોનાના પડોશમાં તેણે વગર કારણે રસળ્યાં કર્યું. તેવામાં ફિલિપ અને બેરિક[1] વધારે ફોજ લઇને આવ્યા તેથી ચાર્લસને માડ્રિડ મૂકી જવું પડયું. માજોર્કા અને એવિકા બેટો ઇંગ્રેજોએ જીતી લીધા. બાદશાહ લુઇસ એથી એટલો બધો નાઉમેદ થયો કે તેણે સલાહ કરવાની ઇચ્છા બતાવી કઠણ શરતો કબુલ કરવાનું કહ્યું પરંતુ સંપીલા રાજાઓ જયથી ઘણા ફૂલાયા હતા તેથી એ વાત નહિ કબૂલ કરતાં તેને ઘણી નામોશી લાગે એવી શરતો કરવા માગી.

યૂરોપમાં આ લઢાઇ ચાલતી હતી તેવામાં ઇંગ્લાંડ અને સ્કાટ્લાંડ-

---

૧ બેરિકનો ડયુક બીજા જેમ્સની રાખનો પુત્ર હતો. ફ્રાન્સના સામન્તોમાં તે મોટો ચતુર હતો.

ની પાર્લેમેંટને એકત્ર કરવાનો બંનેએ ઠરાવ કર્યો. સ્કાટ્લાંડના લોકો ઘણું-કરીને આ વાતથી ખુશી ન હતા કેમકે તેનો ફાયદો તુરતનો તુરત તેમના જોવામાં આવે તેવુંજ હતું (ઇ. સ. ૧૭૦૭). ઇતાલિમાંથી પાછા આવેલા લશ્કરને ફ્રાન્સના પાદશાહે સ્પેનમાં મોકલ્યું. એ કુમક આવ્યાથી બેરિકના ડ્યુકે ઇંગ્રેજી અને પોર્તુગીઝ લશ્કરપર આલ્માનઝા આગળ હલ્લાં કર્યા આખરે પૂરી ફતેહ મેળવી. એ જયથી ફિલિપના સ્પેનમાં ફરીને ચઢતી થઇ. જર્મનિમાં પણ ફ્રેન્ચ લશ્કર જય પામ્યું. ડાન્યુબ સુધી જઈ વૅટબર્ગના રાજમાં તેણે ખંડણી ઊઘરાવી. ફ્લાંડર્સમાં આ વખતમાં કાંઇ મોટા બનાવ બન્યા નહિ. સંપીલા રાજાના લશ્કરોએ ફ્રાન્સના ટુલુન બંદરને ઘેર્યું પરંતુ તે જીતાયું નહિ. તેઓ ફ્રાન્સના કેટલાક ભાગોમાં થઇ પાછા વળ્યા, રસ્તામાં લૂટફાટ કરી લોકોને ત્રાસ પમાડ્યો. આ હુમલાની સામા થવાને જર્મનિની ફોજમાંથી માણસો બોલાવવાં પડ્યાં તેથી તે નબળી પડી ગઇ અને હ્રાઇન ઓળંગી સ્વદેશ પાછી આવી.

ફતેહના પરિણામ ધાર્યા પ્રમાણે થયાં નહિ તેથી પ્રજાનો મોહ માર્લબરો અને ગોડોલ્ફિનપરથી ઉતરી ગયો. કારભારીઓ અને આન રાણીની પણ પ્રીતિ રહી નહિ અને પાર્લમેંટમાં પણ તેમનો વગ નબળો પડી ગયો, (ઇ. સ. ૧૭૦૮). માર્લબરોએ વિચાર્યું કે એક મોટી લઢાઇ જીતું તો આ સંકટમાંથી છૂટું. ઉડ્નાર્ડ નામે જગામાં ફ્રેન્ચ લશ્કર મજબૂત છાવણી કરીને પડ્યું હતું ત્યાં શેલ્ટ નદી ઓળંગીને ગયો. બ્રિટિશ સ્વારોના પહેલાજ હલ્લાથી ફ્રેન્ચ લશ્કર નાઠું. ૯૦૦૦ કેદી પકડાયા અને ૬૦૦૦ માણસ લશ્કરમાંથી નાસી ગયા. સાંજ ન પડી હોત તો તેને એથી પણ વધારે નુકસાન થાત. પ્રિન્સયુજિન અને માર્લબરો આવી મળ્યા અને ફ્લાંડર્સના કેટલાંક શહેરો જીતી લીધાં. ઇંગ્લીશ નૌકાસેનાએ સાર્દિનીઆ બેટ હસ્તગત કર્યો અને પોપે જર્મનિના રાજા આર્ચડ્યુક ચાર્લસને રાજા માન્યો. ઇતાલિ, જર્મનિ અને સ્પેનમાં એ વખતમાં કાંઇ અગત્યના બનાવ બન્યા નહિ. સંપીલા રાજાઓએ ફરીને હિમત પકડી. ઇંગ્લાંડની પાર્લમેંટે લઢાઇના ખરચને માટે પુષ્કળ પૈસા આપ્યા. હોલાંડની સરકારે વધારે લશ્કર મોકલ્યું અને જર્મનિના સરદારોએ વધારે ચપલ થવાનું કબુલ કર્યું. ફ્રાન્સનો રાજા હારથી નાહિમત થયો હતો; તેનું જામદારખાનું ખાલી હતું. અને તેની રૈયત દુકાળથી પીડા પામતી

હતી તેથી વળી તેણે યોગ્ય શરતે સલાહ કરવાનું કહાવ્યું (ઈ. સ. ૧૭૦૯). પરંતુ જયથી ઉન્મત્ત થયેલા તેના શત્રુઓએ એવી શરત કરવા માંડી કે આબરૂથી તે શરત કબુલ થઇ શકે નહિ. લઢાઈ જારી રહી, માર્શલ વિલર્સે ફ્લાંડર્સમાં એવી જગા જોઇ રહ્યો હતો કે તેને ત્યાંથી કઢાય નહિ તેથી સંપીલી સેનાઓ નગરો અને કિલ્લાઓ જીતવા લાગી. મોન્સને ઘેરો ઘાલ્યો હતો તેવામાં માલ્પ્લાકવેટ સ્થળમાં વિલર્સે આવી છાવણી કરી. એના કરેલા મોરચા તોડી છાવણીમાં ઘુસવાનો વિચાર એકસંપીલા લશ્કરે કર્યો. બેઉ પક્ષ બહુ હઠથી લઢ્યા. અંતે સંપીલી સેનાનો જય થયો પરંતુ તેના ૧૫૦૦૦ માણસ મુઆં અને ફ્રેન્ચના રક્ષણમાં હોવાથી માત્ર દશ હજાર પડ્યા. માન્સનગર જીતનારને હાથ આવ્યું, જર્મનિ, ઇતાલિ અને સ્પેનમાં કાંઇ અગત્યના બનાવ બન્યા નહિ. લુઇસે ફરીને સંધિ કરવાનો પ્રયત્ન કર્યો (ઇ. સ. ૧૭૧૦). પરંતુ માર્લબરો અને યુજીનની સત્તાથી એ પ્રયત્ન મિથ્યા ગયો. ફ્લાંડર્સમાં કેટલાક કિલ્લાઓ માર્લબરોને હાથ આવ્યા. સ્પેનમાં ફ્રેન્ચ પક્ષનો જય થયો. આર્ચ ડ્યુક ચાર્લસ તથા ઇંગ્રેજી સરદાર સ્ટાન હોપે મળી ફિલિપને હરાવી માડ્રિક જીતી લીધું. ત્યાં તેઓ રસળતા હતા તેવામાં ફ્રેન્ચ અને જર્મનોના સરદાર વાન્દોમેએ આવી તેમને કાઢ્યા. આસ્ત્રીઅન અને ઇંગ્રેજ કાટાલોનીઆ તરફ ગયા. ખોરાકને માટે તેઓ બે ટોળી બંધાઇ કુચ કરતા હતા. ઇંગ્રેજી ફોજે ફ્રેન્ચ લશ્કરને ઘેરી લેઇ વગર શરતે શરણે આવવાની જરૂર પાડી.

ઇંગ્લાંડના રાજકારભારીઓની બદલી થયાથી આ ફતેહથી લુઈસને વધારે લાભ થયો. રાણી નબળા મનની હતી. માર્લબરોની ધણીઆણીના કહ્યા પ્રમાણે તે અત્યાર સુધી વર્ત્તતી હતી. હમણા તેનાપર અણગમો આવ્યો અને તેની જગાએ મીસીસ માર્શામ થઇ. હાર્લી અને સેંટ જોન રાજાના વહાલા હતા તેથી ગોદોલ્ફિનને રજા અપાવી. વ્હિગ કારભારીઓપરથી પ્રજાનો ભરોસો આ વખતે ઉઠી ગયો હતો તેના કારણ ઘણાં હતાં. લઢાઈના ખરચે કરીને વેરાનો બોજો ઘણો વધી પડ્યો હતો. ઘણા જય મળવાથી તેની અસર આછી થઇ ગઇ. જેની વારે ઇંગ્લાંડ ચઢ્યું હતું તેઓને માટે લઢવું અને વળી પૈસા આપવા એ જોઈ ઇંગ્રેજી પ્રજા નારાજી થઇ અને ફ્રેન્ચ રાજાએ ઘટે તેવી શરતો કબુલ કરી, તે છતાં સલાહ નહિ કરી તેથી સાર્વજનિક સુખપર આધાર ન રા·

ખતાં થોડાક કારભારીઓના કહેવાથી લઢાઇ જારી રાખી છે એવું લોક કહેવા લાગ્યા. એજ વખતે ટોરિપક્ષે વાત ચલાવી કે વિહગ કારભારીઓ ડિસેન્ટરોને મદદ કરેછે તેથી ઈંગ્લાંડના ચર્ચને હાનિ થશે એ વાતને ખોટી ન પાડતાં કારભારીઓએ જોર જૂલમથી સામાવાળીઆને છાના રાખવાની કોશિશ કરી. ડાક્ટર હેન્રિ શાશાવરેલ નામે એક ઉપદેશકે ડિસેન્ટરોની વિરૂદ્ધ કડવા શબ્દોમાં ભાષણ કર્યું અને રાજા ગમે તેવો હુકમ કરે તે માનવો એ મત ખોટો છે એવું બતાવ્યું. એ ભાષણમાં કાંઇ ઝાઝો જીવ ન હતો પરંતુ પક્ષના ટંટા ઉપરથી તે છપાયું અને એક અઠવાડિયામાં તેની ચાળીસ હજાર નકલો વહેંચાઇ એવું કહેવાય છે, જો સરકારે તેને લેખવી ન હોત તો બીજા અઠવાડિયામાં લોક તેને ભૂલી જાત, પરંતુ ગોડોલ્ફિને તેનાપર પાર્લમેંટમાં તહોમત ચલાવ્યું, લોકની નજરમાં એ ઠીક જણાયું નહિ. તેમના મનમાં તે ડાક્તરપર દયા આવી અને તેથી તેઓ ટોરિપક્ષને આશ્રય આપવા લાગ્યા. તેનો ઇન્સાફ ચાલતો હતો તેવામાં તેના બચાવને માટે લોકોએ ઘણી આતુરતા બતાવી, હાઉસ આવ લોર્ડસે તેને ગુન્હેગાર ઠરાવ્યો પરંતુ ભારે સજા કરવાથી લોકો હુલ્લડ કરશે તેની બીકથી તેને ઘણી હલકી સજા કરી. આ પાદરીની સજાથી વિહગ પક્ષની ખરાબી થઈ. તેઓ ઉપર લોકોની પ્રીતિ ન હતી તેથી માર્લબરો સિવાય બધા કારભારીઓને રજા આપી. હાર્લીને મુખ્ય પ્રધાન કરી તેની સલાહ પ્રમાણે બીજા કારભારીઓ રાખ્યા અને ઓક્સફર્ડનો અર્લ એવો ખિતાબ આપ્યો. નવી પાર્લમેંટ બોલાવી તેમાં ટોરિનો વિશેષ ભાગ હતો (ઈ. સ. ૧૭૧૧). નવા કારભારીઓએ લઢાઇનું કામ એકદમ બંધ ન પાડતાં જોઇએ તેટલી મદદ મોકલી.

આ વખતે એક નહિ ધારેલો બનાવ બન્યાથી બધાના વિચાર ફરી ગયા. જર્મનિનો મહારાજાધિરાજ અપુત્ર મરણ પામ્યો તેથી સ્પેનની ગાદીનો દાવો કરનાર તેનો ભાઇ આર્ચ ડ્યુક ચાર્લસ તેની ગાદીએ બેઠો. ફ્રાન્સ અને સ્પેન બુર્બોન કુળમાં હોવાથી યૂરોપને જેટલી ધાસ્તી હતી તેટલી આસ્ત્રીઆ અને સ્પેન થવાથી હતી. લઢાઇનું કામ બધે ઠેકાણે મંદ પડી ગયું, અને ઇંગ્લાંડના કારભારીઓએ ફ્રાન્સની સરકાર જોડે છાનામાના સલાહના કરાર કરાવ્યા.

પ્રજાના ફાયદાપર ન જોતાં પક્ષના લાભપર નજર રાખી એ કામમાં તેઓ પડયા. માર્લબરોના ડયુકને બધા કામથી બરતર્ફ કર્યો અને સલાહના કોલકરાર કરવાને યુટ્રેચ નગરમાં બધા રાજના કારભારીઓ મળ્યા. ફિલિપે ફ્રાન્સની ગાદીપરથી હાથ ઉઠાવ્યો, એટલે ઇંગ્રેજોએ લઢાઇ બંધ કરવી કબુલ કરી (ઇ. સ. ૧૭૧૨). વલંદા, હોલાંડ અને આસ્ત્રીઆએ સલાહ કબુલ કરી નહિ પરંતુ તેમના લશ્કરોને ફતેહ નહિ મળવાથી અંતે તેઓ પણ એમાં સામેલ થયા. ઇ. સ. ૧૭૧૩ ના માર્ચ મહિનાની ૩૧ મી તારીખે યુટ્રેચ શહેરમાં ફ્રાન્સ, ઇંગ્લાંડ, પ્રુશીઆ, સેવોય અને હોલાંડના રાજાઓના કારભારીઓએ સલાહના કરારપર મતાં કર્યાં. જર્મનિના પાદશાહે એક વરસ લઢાઇ જારી રાખી પણ તેથી તેને કાંઇ ફાયદો થયો નહિ.

આ સલાહના કરાર કરવામાં ટોરિ કારભારીઓ યોગ્ય રીતે વર્ત્યા નહિ. લઢવા જવાનું કારણ નહિ રહ્યા છતાં વ્હિગ કારભારીઓએ યુદ્ધ જારી રાખ્યું હતું. ઇંગ્લાંડને જેટલો ફાયદો મેળવવાનો હક્ક હતો તેટલો મેળવવાની કોશિશ ટોરિ કારભારીઓએ કરી નહિ. પ્રજા એ સંધિના કરારથી રાજી થઇ નહિ. ફ્રાન્સ જોડે વેપાર સંબંધી જે સરતો થઈ હતી તે હાઉસ આવ કોમન્સમાં નામંજૂર થઇ. વ્હિગપક્ષના કહેવાથી ઇંગ્રેજના લોકને ધાસ્તી લાગી કે રાણીની પછી પ્રોટેસ્ટંટને ગાદીપર બેસવાને હરકત પડશે. એ ધાસ્તી કેવળ ખોટી ન હતી. સ્ટયુઅર્ટ વંશના મિત્રોની સત્તાથી ઓકસફર્ડના અર્લને રજા આપી હતી, અને સેંટ જોન લોર્ડ બોલિંગ બ્રોકને તથા તેના મિત્રોને રાણીએ કારભાર સોંપ્યો. એનો ફાયદો પદભ્રષ્ટ થયેલું કુટુંબ લેઇ શકે ત્યાર પહેલાં તો રાણી મૃત્યુ પામી (આગસ્ટ ૧–૧૭૧૪). ગાદી ખાલી પડવાથી રાજની કૌંસિલ મળી તેમાં કેટલાક વ્હિગ ઊમરાવો પણ વગર નોતરે ગયા. ટોરિ કારભારીઓએ તેમની સેહેમાં પડી ઇંગ્લાંડના ૧ લા જ્યોર્જ રાજાની દુવાઇ ફેરવી. એ રાજા હાનોવરનો ઇલેકટર હતો.

# ખંડ ૫ મો.

## રૂશિયાનો મોટો રાજા પીટર-સ્વીદનનો રાજા બારમો ચાર્લસ.

ફ્રાન્સના પાદશાહ ચૌદમા લુઈસના લોભથી યૂરોપના દક્ષિણ અને પશ્ચિમ ભાગમાં યુદ્ધો થયાં તેનું વર્ણન ગયા ખંડમાં કર્યું. એજ સમયમાં યૂરોપના ઉત્તર અને પશ્ચિમ ભાગમાં બે મહા પુરૂષો હરીફી કરતા હતા તેઓના નામ રૂશિયાનો મહાન રાજા પીતર અને સ્વીદનનો ૧૨ મો ચાર્લસ હતો. એમનો ઇતિહાસ લખ્યા પહેલાં રૂશિયાની ગાદીએ ઝાર આલેક્સિસ બેઠો અને સ્વીદનતું રાજ્યાસન ક્રિશ્ચિયાના રાણીએ તજ્યું ત્યાર પછીનો કેટલોક હેવાલ આપવો જોઇએ.

મુગલોના હુમલાથી અને માંહોમાંહેની વઢવાઢથી રૂશિઆ દેશ વગડાઉ અવસ્થામાં આવી પડ્યો હતો. આલેક્સિસના અમલમાં એ સ્થિતિમાંથી નીકળી તે સુધરવા લાગ્યો. તેણે કાયદા સુધાર્યા, વેપાર અને હુનરને ઉત્તેજન આપ્યું, પોલાંડના રાજાના કબજામાંથી સ્મોલેન્સ્કો શહેર પાછું લીધું અને કોસાક જાતના લોકપર તુર્ક લોકનો અમલ બેસવા દીધો નહિ. તેનો પુત્ર થીઓડોર શરીરે નબળો હતો પરંતુ તેજ રસ્તે વર્ત્યો. રૈયત તેનાપર બહુ રાજી હતી અને તે મૂઓ ત્યારે સર્વે રોયા. થીઓડોરની પછી તેનો ભાઈ જોન ગાદીએ બેઠો. તેની પછી તેની બેન સોફાયાએ કેટલાક વખત સુધી રાજ ચલાવ્યું. પીતર નામે તેને ભાઇ હતો તે નાની વયનો હોવાથી તેને બેનને તાબે રહેવું પડ્યું. ૧૭ વર્ષનો થયો ત્યારે લોકો સોફાયાથી નારાજી થએલા છે તે પરથી તે બાઇને તેણે સાધ્વીના મઠમાં ગોંધી અને તેના કારભારીઓને રાજમાંથી હાંકી કાઢ્યા.

ઇ. સ. ૧૬૬૧ માં દેન્માર્કના રાજમાં નવાઇ જેવો ફેરફાર થયો.

ત્યાંના તાલુકદારો એવા જૂલમી થઇ ગયા હતા કે લોકે તથા ધર્મગુરૂઓએ રક્ષણને માટે પોતાના બધા હક્ક રાજાને સોંપ્યા. એથી વગર મહેનતે ત્રીજો ફ્રેડિનાંદ રાજા કુલઅખતિઆરી થયો. તેનું મરણ ઇ. સ. ૧૬૭૦ માં થયું ત્યારે તેને ઠેકાણે ૫ મો ક્રિશ્ચિયન થયો. એણે સ્વીદનના ૧૧ મા ચાર્લસ રાજાપર સ્વારી કરી પણ ફતેહ પામ્યો નહિ. સ્વીદનના રાજાએ પણ દેન્માર્કના રાજાની માફક લોકથી સ્વતંત્ર થવાને ઇચ્છયું પરંતુ તેમ થતાં પહેલાં ઇ. સ. ૧૬૭૦ માં તે મરણ પામ્યો. તેની ગાદીએ તેનો કુંવર ૧૨ મો ચાર્લસ બેઠો. એને સિકંદરની ઉપમા આપવામાં આવેછે તે છેક ખોટી નથી.

રૂશિઆના પીતરરાજાએ તુર્કલોકને હરાવી એઝોફનું બંદર જીતી લીધું, એથી કાળાસમુદ્રનો વેપાર તેને હાથ આવ્યો. યૂરોપ અને એશિઆનો વેપાર રૂશિઆ વડે ચાલે એવી ધારણા એ મોટા મનના રાજાએ કરી. ડ્વિના, વોલ્ગા, અને ડોન નદીઓને નેહેરોવડે જોડી દેવી કે તેથી કાળો સમુદ્ર, કાસ્પીઅન સમુદ્ર, અને ઉત્તર તરફના દરિઆ જોડાઇ જાય. એ યોજનાને સંપૂર્ણ કરવાને બાલ્ટિક સમુદ્રપર તેણે એક શહેર બાંધવાનો ઠરાવ કર્યો, એ શહેર તેની રાજધાની અને ઉત્તર તરફના વેપારનું મોટું બંદર થયું. તે કેવો ડાહ્યો હતો અને પોતાની રૈયતને સુખી કરવાને કેવો આતુર હતો તે એક બીજી બીના ઉપરથી માલૂમ પડેછે. વધારે સુધરેલા દેશના સુધારા પોતાના દેશમાં આણવાને માટે તેણે પંડે યૂરોપમાં મુસાફરી કરી અને ઘણીક વાતથી વાકેફ થયો. ઇ. સ. ૧૬૯૮ માં પોતાની ગેરહાજરીમાં રાજકારભાર ચલાવવાની ગોઠવણ કરીને તે ખાનગી ગૃહસ્થને રૂપે યૂરોપમાં મુસાફરી કરવા નીકળ્યો. એ કાળે આમસ્ટર્ડામ વેપારનું મોટું બંદર ઘણી આબાદીમાં હતું ત્યાં તે રહ્યો અને ત્યાંની મુખ્ય ગોદીમાં તે સુથાર થઇ કામ કરવા લાગ્યો. બીજા સુથારોના જેવોજ તે રહેતો હતો. ત્યાંથી તે ઇંગ્લાંડમાં આવ્યો અને ત્યાંના મુખ્ય નૌકાસ્થળોની તેણે પરીક્ષા કરી. વિલ્યમ રાજાએ તેને એક સુંદર હોડી બક્ષી અને કેટલાક બુદ્ધિવાન કારીગરોને નોકરીમાં રહેવા દીધા. એક વર્ષ પરદેશમાં રહીને પીતર સ્વદેશ ગયો અને પોતાની રૈયતને શીખવી શકે એવા યોગ્ય માણસને જોડે લેતો ગયો.

બાલ્ટિક સમુદ્રના પૂર્વકાંઠા તરફનો મૂલક પોતાના તાબામાં લેવાને માટે તેણે સ્વીદન જોડે લઢાઇ આરંભી અને દેનમાર્ક તથા પોલાંડના રાજાઓને પોતાના પક્ષમાં લીધા (ઇ. સ. ૧૭૦૦). દેન રાજા હેલ્સ્તીનના ડ્યુકના મૂલકપર ચઢયો, એ ડ્યુક સ્વીદનના રાજાનો મિત્ર હતો. ત્યાં લઢાઇનું કામ હળવે હળવે ચાલતું હતું એટલામાં દેનમાર્કના રાજાને ખબર મળી કે તેની રાજધાનીપર સ્વીદનના રાજાએ ઘેરો નાખ્યો છે. સ્વીદનનાં વહાણો વચમાં આવ્યાથી સ્વીદનનો વેપાર દેશ જોડે તૂટી ગયો. એવા ભયથી પોતાના સાથી પોલાંદને છોડી દઇ તેણે સ્વીદન જોડે સલાહ કરી.

અહીંથી પરવાર્યો એટલે ૧૨ મો ચાર્લસ રૂશિઆની સામે ગયો. ૮૦૦૦૦ રૂશિઅનો નાર્વા શહેરને ઘેરો ઘાલી પડ્યા હતા. સ્વીદનના સાહસિક રાજાએ ફક્ત દશ હજાર માણસ સાથે તેની છાવણીપર હુમલો કર્યો. તેની તોપોએ રૂશિઆના મોરચાનો કાંઇક ભાગ તોડયો એટલે પોતાના માણસોને છાવણીપર ધસારો કરવાનો હુકમ આપ્યો. એ વખતે બરફનો વરસાદ રૂશિઅનોના મોંપર વરસતો હતો તેથી તથા સિપાઇઓમાં કવાયત નહિ હોવાથી તેઓ ગભરાટમાં પડ્યા. ત્રણ કલાકમાં સંગ્રામ પૂરો થયો, મૂઆ અને નાઠા મળીને ૧૮૦૦૦ થયા. ત્રીશ હજાર કેદ પકડાયા. તમામ તોપખાનું અને દારૂ ગોળા પણ ચાર્લસના હાથમાં આવ્યા. આ પરાજયથી પીતર હિંમત હાર્યો નહિ. કેમકે તે તેનું ખરૂં કારણ જાણતો હતો. પોતાની રૈયત અજ્ઞાન અને વગડાઉ હોવાથી એ બનાવ બન્યો એવું તે બોલ્યો. સ્વીદ લોક આપણને હરાવીને જીતતાં શીખવશે એ તેનાં વચન હતાં. ૪૦૦૦૦ માણસ તેની સાથે હતું તોપણ તે ચાર્લસની સામો થયો નહિ.

નાર્વામાં શિયાળો ગાળી ચાર્લસ રાજા પોલાંદ ઉપર ચઢયો. પોલાંદનું લશ્કર રીગાના પડોશમાં પડ્યું હતું ત્યાં જઇ તેણે સજ્જડ ફતેહ મેળવી. ફુલાંદ અને લુદિઆના પ્રાંતમાં તે પોતાની સાક્સની પ્રજાપર વધારે મહેરબાની રાખતો હતો. તેથી પોલ લોક નારાજી હતા. ચાર્લસે એ રાજાને પદભ્રષ્ટ કરવાનો વિચાર કર્યો. તેના કાવતરાથી લોકો રાજસભામાં તેની સામા થયા તેથી ઓગસ્ટસે સલાહ કરવાનું ધાર્યું. પરંતુ ચાર્લસે ઉત્તર આપ્યો કે પોલ લોક નવો રાજા ફરશે ત્યારે હું સલાહ કરીશ. ઓ-

ગસ્ટસે જોયું કે લઢાઇ કર્યા વગર ગાદી રહેવાની નથી તેથી રીસુ નામે મોટા મેદાનમાં લશ્કર લેઇ તે સ્વીદ રાજાની સામો ગયો (૧૭૦૨). તેની પાસે ૨૪૦૦૦ માણસ હતાં, સ્વીદનની ફોજની સંખ્યા તેથી અડધી હતી. પોલાંદનું લશ્કર હાર્યું. ઓગસ્ટસે પોતાની ફોજને પાછી વાળવાને ઘણી મહેનત કરી પણ તેનું કંઈ ચાલ્યું નહિ અને તેને પણ નાસવું પડ્યું. તોપ વગેરે અસ્બાબ શત્રુને હાથ ગયો. બીજે વર્ષે પણ પોલાંદના રાજાએ તેને હરાવ્યો તેથી ઓગસ્ટસના સામાવાળીઆએ જોરથી પકડી તેને પદભ્રષ્ટ કર્યો (ઇ. સ. ૧૭૦૪). અને તેની ગાદી સ્વીદનના રાજાની ભલામણ પ્રમાણે સ્તોનિસ્લૌસને આપી.

એ અરસામાં પીતર સુસ્તીમાં રહ્યો ન હતો. પોતાના મીત્ર ઓગસ્ટસને તો તે ઝાઝી મદદ આપી શક્યો ન હતો પરંતુ ઇંગ્રીઆ પ્રાંતમાં સ્વારી કરી અને નાર્વા શહેર જીતી લેઇને સ્વીદનનું લક્ષ ખેંચ્યું. એજ વખતે તેણે સેંતપીતર્સબર્ગ પોતાની નવી રાજધાની બાંધી અને સ્વીદનના લશ્કરથી બચવાના ઉપાય કર્યા. નવા જીતેલા પ્રાંતમાં નીવા નદીની વચમાં એક બેટ છે ત્યાં એ શહેર વસાવ્યું. ઓગસ્ટસની મદદે તેણે ૬૦૦૦૦ માણસ પોલાંદમાં મોકલ્યાં. ચાર્લસ તેથી જરાએ ડર્યો નહિ. રૂશિઆના લશ્કરની ટૂકડીને તેણે એક પછી એક હરાવી. અજબ જેવી ઝડપથી તે ઓંચીતો શત્રુપર જઈ પડતો હતો. રૂશ ફોજ તેનાથી બીને સ્વદેશ જતી રહી. સ્વીદનના લશ્કરના એક ભાગે સાકસન લશ્કરને હરાવ્યું, ત્યારપછી ચાર્લસ ૨૪૦૦૦ સિપાઇઓ સહીત સાકસનિમાં ગયો. લાજ લગાડે એવી શરતોએ ઓગસ્ટસ રાજાને સલાહ કરવી પડી. એ વર્ષના શિયાળામાં ચાર્લસ જર્મનિમાં રહ્યો તેથી ત્યાંના રાજાઓને ભય લાગ્યો. જર્મનિના રાજેંદ્રની પાસે તેણે માગ્યું કે સાઇલીસિઆના પ્રોટેસ્ટંટોને તેમનો ધર્મ પાળવાની છૂટ આપવી તથા જર્મનિમાં સ્વીદનના પ્રાંતો છે તે ભાગ સ્વીદનને આપવો પડે છે તે છોડી દેવો. શાહ જોસફ એ વખતે સ્પેનની ગાદી સંબંધીની લઢાઇમાં રોકાયલો હતો તેથી તેણે ચાર્લસની માગણી કબુલ કરી. સંપીલા રાજ્યોને ચાર્લસ તરફથી ધાસ્તી લાગી હતી તે મટી ગઇ કેમકે ચાર્લસ બીજી દિશામાં વળ્યો. સાકસનિમાંથી ચાર્લસ પોલાંદમાં ગયો. તેની સામું ન થતાં પીતર પાછો વળ્યો તોપણ તેની ફોજમાંનાં ૨૦૦૦૦ સિપાઇઓને ચાર્લસે હરાવ્યા. પીતરે સલાહના કહેણ

કેહાવ્યાં પરંતુ જયથી મદોન્મત્ત થયેલા ચાર્લસે સ્વીકાર્યું નહિ ને કહ્યું કે મોસ્કોમાં બેસી તારી જોડે સલાહ કરીશ. તે જુના શહેરનો નાશ કરવાને સ્વીદનનો રાજા રૂશિઆની સરહદમાં પેઠો. તેને માર્ગમાં હરકત કરવા માટે પીતરે દેશ ઉજ્જડ કર્યો અને રસ્તા તોડી નાખ્યા. ચાર્લસ ઘણું દુઃખ પામ્યો. કોસાક લોકના નાયક મોસાપાએ તેની જોડે મળી જવાનું કહ્યાથી તે યુક્રેન પ્રાંત તરફ ગયો. રૂશિઆના પાદશાહને એ વાતની ખબર પડ્યાથી તેણે સુઝપાનું જોર તોડી પાડ્યું હતું.

લેવોનિઆ પ્રાંતની વાટે સ્વીદનથી ખોરાકી તથા કુમક આવતી હતી તેને રૂશિઅન લોકે લઢાઇ કરી અટકાવી. શિયાળો આવ્યો તોપણ ચાર્લસે લઢવું જારી રાખ્યું. એક વખત તો ટાઢથી તેના બે હજાર માણસ મૂઆં. યુક્રેન પ્રાંતની સરહદ ઉપર પલ્ટવા શહેરને ચાર્લસે ઘેરો ઘાલ્યો; એમાં દારૂ ગોળા, તોપ અને લશ્કર પુષ્કળ હતું તેથી કિલ્લેદારો ખૂબ હઠીલાઇથી લઢી શક્યા. કિલ્લાની તપાસ કરતો હતો તેવામાં ચાર્લસની એડીએ ગોળી વાગી. ખાટલે પડ્યો હતો તેવામાં તેને ખબર મળી કે શાહ પીતર મોટું સૈન્ય લઈ લઢવા આવેછે. સાત હજાર માણસને ઘેરા પર મૂકી ચાર્લસ ડોળીમાં બેસીને તેની સામે ગયો (૮ જુલાઇ, ૧૭૦૯). સ્વીદ ઘોડેસ્વારના જુસ્સા ભરેલા હુમલાથી રૂશિઅન ફોજમાં ભંગાણ પડ્યું તથાપિ રૂશિઅન પાયદળે પાછી પાની કરી નહિ અને તેથી ઘોડેસ્વારોને ફરી લઢવા આવવાનો વખત મળ્યો. પીતરની તોપે ચાર્લસના લશ્કરના ઘણા માણસ માર્યાં. ઉતાવળે આવવાને માટે ચાર્લસે પોતાનું તોપખાનું પાછળ મૂક્યું હતું તેથી એને અહીં બહુ નુકશાન થયું. બે કલાક સુધી દારૂણ સંગ્રામ થયો અને સ્વીદનની ફોજનો નાશ થયો. ૮૦૦૦ કપાયલા સિપાઇ રણમાં પડ્યા, ૬૦૦૦ કેદ પકડાયા અને ૧૨૦૦૦ નાઠા તે નીપર નદીપર ગયા પણ ત્યાં તેમને હોડી નહિ મળવાથી તેમને શત્રુને શરણે જવું પડ્યું. ચાર્લસ આશરે ૩૦૦ સ્વારો સહિત તુર્કી રાજના બેસારાબીઆ પ્રાંતમાં બેંડમ નગર છે ત્યાં ગયો. તેનો સઘળો ખજાનો તથા પોલાંડ અને સાક્સનિમાં મળેલી લૂંટ પીતરને હાથ આવી.

પુલ્ટીવાની ફતેહથી મોટાં પરિણામ થયાં. નવ વર્ષ સુધી સંપાદન કરેલાં સઘળાં પરિણામ ચાર્લસે એક દહાડામાં ખોયાં. જે કપાયલી ફો-

જથી યૂરોપ ધ્રુજતું હતું તેનો કેવળ નાશ થયો. લઢાઇમાંથી જેઓ બ-ચ્યા હતા તેઓને રૂશિયનોએ બંધીવાન કર્યા અને લગભગ મોતના જેવી શિક્ષા પામ્યા. રૂશિયાના શાહે તેમને સાઇબિરિયાના જંગલોમાં વસવાને મોકલ્યા. સાક્સનિના રાજાએ પોલાંદમાં આવી સ્ટાનીસ્લૌઝને કાઢી મૂ-કયો. દેન્માર્ક અને પ્રુશિયાના રાજાઓએ સ્વીદનપર દાવા કર્યા અને વિ-જયી મહારાજા પીતરે લેવોનિઆ, ક્રિડલીઆ અને ફિન્લાંડપર સ્વારી ક-રી. જર્મનિનો શહેનશાહ તથા બીજા કેટલાક સમુદ્રકાંઠાપરના દેશના રાજાઓ વચમાં ન પડ્યા હોત તો સ્વીદનનું રાજ્ય આ વખતે તૂટી જાત.

પરદેશમાં નાઠેલા ચાર્લસે પીતરનો નાશ કરવાની નવી યુક્તિ કાઢી. તુર્કી સુલતાનને રૂશિયા જીતવાને ઉશ્કેર્યો અને પોતે મુસલમાન લશ્કર સહીત મોસ્કોમાં પેસવાની ઉમેદ કરી. પીતરે સુલતાનના કારભારીઓને પુ-ષ્કળ લાંચ આપી આ વિચાર કેટલાક વખત સુધી બંધ રખાવ્યો. વજી-ર રૂશ્વત લેતો હતો તે વાત સુલતાનને જણાવી એને કાઢી મૂકાવ્યો. ન-વો વજીર થયો તેને રૂશિયા જોડે લઢવાને ખુશી ન હતી પરંતુ બે મ-હિનામાં તેની નોકરી ગઇ. શિરિઆના પાદશાહ એટલે સુભાને તે જગા મળી કે તુરત રૂશિયાના એલચીઓને પકડી કેદ કર્યા.

પીતરે પોતાના બચાવને માટે જબરી તૈયારી કરી, (ઇ. સ. ૧૭૧૧). તુર્કી લશ્કર આદ્રીઆનોપલની પડોશમાં એકઠું થયું. મોલ્દેવીઆ પ્રાંતના હાકેમના બોલાવ્યાથી પીતર પોતાનું લશ્કર લઈ પ્રુથ નદીને કાંઠે યાસિ નામે રાજધાનીપર ગયો. હાકેમ પીતરની તરફ હતો ખરો પરંતુ મોલ્દેવી-આના લોકો તેની સામે હતાં અને તેમણે તેને ઘાસ દાણા વગેરેની હર-કત પાડી, તુર્કી લશ્કર લઇ વજીર પણ ત્યાં આવી પહોંચ્યો. રૂશિયન છાવણી જીતવાની ત્રણ કોશિષ પીતરે પાછી નિષ્ફળ કરી. પરંતુ ખોરાક-ની તંગી અને થાકથી તેમની હાર થાત. પીતરની જોડે તેની રાણી કા-થરૈન. આવી હતી. તેણે વજીરને ખાનગી સંદેશો મોકલી સલાહની વાત કાઢી. કેટલીક કઠણ શરતો પીતરને કબુલ કરવી પડી પણ હાલ તેની હાલત પ્રમાણે તે શરતો ઠીક હતી. રૂશ ફોજ સહીસલામત પાછી ફરી અને ચાર્લસ તુર્કી ફોજમાં આવ્યો ત્યારે સલાહની ખબર સાંભળી તેથી આશા ભંગ થઇ.

ઇસ્તામ્બુલના દરબારમાં વળી ખટપટ કરી એ વજીરને કઢાવી નવો વજીર ચાર્લ્સે રખાવ્યો. તે વજીર પણ સ્વીદનના રાજાની મરજી પ્રમાણે કરવાને રાજી ન હતો. તેણે એને તુર્કી રાજમાંથી ખશેડવાનો વિચાર કર્યો, (ઈ. સ. ૧૭૧૩). સુલતાને પંડે તેને પત્ર લખી જવાનું ફરમાવ્યું તો પણ તે ગયો નહિ. તેને પકડવાને લશ્કર મોકલ્યું તેની સામે પોતાના સાથીઓ સહીત લઢ્યો. અંતે તે પકડાયો. તેને પકડીને આદ્રીઆનોપલ લઇ જતા હતા તેવામાં તેણે સાંભળ્યું કે સ્તાસ્લૌઝ્રા પણ તુર્ક લોકના હાથમાં આવ્યો છે. તેને તેણે કહાવ્યું કે આગસ્ટસ જોડે કદી સલાહ કરવી નહિ. સુલતાને એ વખતે નવા દીવાન રાખ્યા તેથી ત્યાં વધારે વાર રહેવાને તે લલચાયો. એ વખતે જો તે સ્વદેશ ગયો હોત તો તે પોતાની આગલી મોટાઇ પામત. અંતે દેન્માર્ક અને સાક્સનિની એકઠી થયેલી ફોજોપર સ્વીદનના સેનાપતિ સ્ટીનબોકે મોટી ફતેહ મેળવી, પરંતુ આલ્ટોના શહેર બાળી નાખી તેણે પોતાની આબરૂને મોટો ડાઘ લગાડયો. એ અપરાધથી આખા યૂરોપને ગુસ્સો આવ્યો. રૂશિઆની ફોજ દેન અને સાક્સન જોડે ભળવાથી સ્વીદનનું કાંઇ ચાલ્યું નહિ. તેઓને હોલ્સ્ટીન પ્રાંતના એક કિલ્લામાં ભરાવવું પડ્યું. શત્રુની ફોજે આવીને કિલ્લો ઘેર્યો તેથી સ્વીદ સેનાને તાબે થવું પડ્યું.

એ દરમિયાન રૂશિયાનો શાહ ફિન્લાંડના પ્રાંતો જીતી લેવામાં લાગ્યો હતો. ૧૭૧૪ માં તેણે ઓઇલાંડ બેટ આગળ સ્વીદન નૌકાસેનાને હરાવી. ચાર્લ્સને આ બધી વાતની ખબર પડી પણ તેથી તે ગભરાયો નહિ. સ્વીદનની સેનેતે તેની બેનને રાજપ્રતિનિધી કરીને રૂશિયા અને દેન્માર્ક જોડે સલાહ કરવાનો વિચાર કરે છે, એવા વર્ત્તમાન મળવાથી ચાર્લ્સે સ્વદેશ જવાની ઇચ્છા દર્શાવી. સુલતાને તેને માન્ય સાથે રવાને કર્યો. જર્મનિમાં સઘળે ઠેકાણે યોગ્ય માન આપવાનો રાજેંદ્રે ઠરાવ કર્યો હતો તોપણ વેશ બદલીને તે મુસાફરી કરતો હતો. ઇ. સ. ૧૭૧૫ ની વસંત રૂતુમાં તે રણે ચઢ્યો ત્યારે તે દુશ્મનથી ઘેરાઇ ગયેલો હતો. સ્ટાઝલાંડ નગરમાં તે હતો. પ્રુશિયા, દેન્માર્ક અને સાક્સનિના લશ્કરોએ તે શહેરને ઘેરો ઘાલ્યો અને રૂશિયન ફોજ સ્વીદનમાં ઉતરશે એવી ધાસ્તી જણાઇ. સ્ટાઝલાંડનો બચાવ તેણે બહુ બહાદુરીથી કર્યો તોપણ તેને ત્યાંથી છાના-

માના જતાં રહેવું પડયું અને તે શહેર શત્રુને હાથ ગયું. હવે યૂરોપના બધા લોકે ધાર્યું કે સ્વીદનના રાજાનું હવે આવી બન્યું છે. પોતાના રાજ્યનો પણ તે હવે બચાવ કરી શકવાનો નથી એવું સર્વે માનતા હતા તેવામાં તેણે નોર્વેપર સ્વારી કરી સર્વેને આશ્ચર્ય પમાડયા. એ વખતે એનો માનીતો કારભારી ગોટ્સ નામે હતો, તેણે એવો પ્રપંચ રચ્યો કે પીતર અને ચાર્લસે એકઠાં થઇ યૂરોપનું ઉપરીપણું કરવું. ઇંગ્લાંડના રાજ્યાસનપરથી હાનોવરના ઇલેકટરને કાઢી મૂકી સ્ટુઅર્ટ કુળના કુંવરને ગાદીએ બેસાડવો એ પણ તેની ગોઠવણનો એક ભાગ હતો. એ પંચાત ચાલતી હતી તેવામાં ચાર્લસે ફરીને નોર્વેપર સ્વારી કરી. ત્યાંના એક કિલ્લાને ઘેરો ઘાલતો હતો તેવામાં તોપનો ગોળો વાગવાથી તે તત્કાળ મ-રણ પામ્યો, (ઇ. સ. ૧૭૧૮). આ શૂરા રાજાના મરણથી સ્વીદન સેનેત ઘણી દિલગીર થઇ નહિ. તેના મૂઆના સમાચાર આવતાંજ તેના માનીતા કારભારી ગોટ્સને પકડી તેનાપર રાજદ્રોહનું જૂઠું આળ ચઢાવી મારી નંખાવ્યો. મર્હુમ રાજાની બેનને ગાદીએ બેસાડી. તેણીએ થોડા વખત પછી પોતાના ધણીને તે અધિકાર સોંપ્યો. સેનેતે તે બેઉ પાસે કસમ ખ-વરાવ્યા કે સ્વેચ્છિક સત્તા સ્થાપવી નહિ. નવા રાજાએ રૂશિઆ શિવાય બધા રાજાઓ જોડે સલાહ કરી, (ઇ. સ. ૧૭૨૦). સ્વીદનની મદદે ઇં-ગ્લાંડનું સૈન્ય ગયું ત્યારે રૂશિયાના પાદશાહે સલાહ કરવાનું મન કર્યું. ઇં-ગ્રીઆ, લેવોનિઆ અને ફિન્લાંડનો ભાગ તેને આપી દેવાના કરારથી સં-ધિ કરી.

## અધ્યાય ૭ માનો ટુંક સાર.

### ઇ. સ. ૧૬૫૦ થી ૧૭૬૦ સુધી.

વેસ્ટફેલિઆના તહનામાથી ઉત્તર યૂરોપ અને જર્મનિમાં શાન્તિ થઇ પરંતુ ફ્રાન્સ અને સ્પેન વચ્ચે વિગ્રહ જારી રહ્યો. એજ વખતે ફ્રાન્સમાં માંહોમાંહે ટંટો ચાલ્યો. કાર્દિનલ માઝરિન પાસેથી પ્રધાનપણું લેવાને માટે કાર્દિનલ દિરિટ્સે આ ઝઘડો ઉત્પન્ન કર્યો હતો. રાજાને પદભ્રષ્ટ કર્યો અને ઓર્લીન્સનો ડ્યુક રાજ્યનો ઉપરી ઠરવ્યો. આ ફિતુરનો લાભ લેઈ સ્પેન પ્રજાએ કેટલાક કિલ્લા ફ્રાન્સ પાસેથી જીતી લીધા. પછીથી સલાહ થઇ અને સ્પેનની શાહજાદીને બાળ લુઇસ પરણ્યો તેથી કેટલોક મૂલક મળ્યો. જર્મનિમાં ઇ. સ. ૧૬૫૦ થી ૧૬૫૭ સુધી શાન્તિ રહી પરંતુ રાજ્યાસન ખાલી પડવાથી તેને માટે કજીઓ ઉત્પન્ન થયો. માજી પાદશાહના પુત્ર લિયોપોલ્ડને તે આપવામાં આવ્યું. ગસ્તેવસ એદોલ્ફસના મરણ પછી સ્વીદનની ગાદીએ તેની પુત્રી ક્રિશ્ચિઆના બેઠી હતી, ત્યારપછી ચાર્લસ ગસ્તેવસ દસમાનો ઇલકાબ ધારણ કરી ગાદીએ બેઠો હતો. આ વખતે પોલાંદમાં લાદિસલોસ રાજ્ય કરતો હતો, તે ઘણો હોશિયાર હતો, તેનું મરણ થવાથી જોન કાસિમીરને ગાદી મળી. ત્યારપછી તે રાજ્યના ઉપર સ્વીદ પ્રજાએ બહુ હુમલા કરી તેની સત્તા નબળી પાડી અને બીજી પ્રજાઓના વચ્ચે પડવાથીજ પોલાંદ બચ્યું. પહેલા ચાર્લસના ઘાત પછી ઇંગ્લાંડમાં પ્રજાસત્તાક રાજ્ય ક્રોમ્વેલના પ્રતિનિધિપણા નીચે સ્થપાયું હતું. તેણે ઇંગ્લાંડની પ્રતિષ્ઠા ઘણી વધારી. મરનાર પાદશાહનો વડો દીકરો બીજો ચાર્લસ આયર્લાંડ અને સ્કૉટલાંડમાં પોતાનું બળ અજમાવવા લાગ્યો પણ તેનું કંઇ વળ્યું નહીં. ઇ. સ. ૧૬૫૩ માં ક્રોમ્વેલ પ્રોટેક્ટર નીમાયો. પછી એણે સ્પેનની સાથે વિના કારણે કજીઓ ઉત્પન્ન કીધો અને દરિયામાં શ્રેષ્ઠતા મેળવી. ઇ. સ. ૧૬૫૮ માં ક્રોમ્વેલનું મરણ થયું, તેની પછી રિચાર્ડ પ્રોટેક્ટરે રાજીનામું આપ્યું તેથી

બીજો ચાર્લસ ગાદીએ બેઠો. બીજા ચાર્લસે સારી વર્તણુકને માટે વચન આપ્યું પરંતુ પ્રજાને નારાજ કરી. એણે ફ્રાન્સના લુઇસ સાથે સંબંધ રાખ્યો, પ્રજાની મરજી વિરૂદ્ધ હોલાંડ સામે લડાઇ કરી અને સ્કાટ્લાંડના લોકોને ધર્મને બહાને પીડ્યા. આ વખતે સ્પેનનો રાજા ફિલિપ મરણ પામ્યો તેથી લુઇસે પોતાની રાણીની તરફથી સ્પેનનો નેધર્લાંડ પ્રાંત લેવા ચઢાઇ કરી, પરંતુ હોલાંડ અને ઇંગ્લાંડના વચ્ચે પડવાથી લઢાઈ જલદીથી બંધ પડી ગઇ. આ વખતમાં જેઓ દરબારના પક્ષકારો હતા તેઓ ટોરી કહેવાવા લાગ્યા અને દરબારની સામેના પક્ષવાળા વિઘ કહેવાયા. ફ્રાન્સનો લુઇસ રાજા ચાર્લસને લાંચ આપી છાનો રાખતો હતો તેથી એના વખતમાં પરરાજ્યોમાં ઇંગ્લાંડની સત્તા મંદ પડી ગઇ હતી. યૂરોપનાં રાજ્યો લુઇસના લોભને લીધે તેના ઉપર દાઝે બળતાં હતાં, તેવામાં તેણે હુગ્વેનોટ ઉપર જૂલમ ગુજાર્યો તેથી તેઓ દેશ છોડી ઇંગ્લાંડ, હોલાંડ, અને જર્મનિમાં જઈ વસ્યા. જર્મનિના રાજાઓએ લુઇસ સામે લઢવાને એક્કો કર્યો. સ્પેન, હોલાંડ, સ્વીડન, ડેન્માર્ક, સેવોય અને ઈંગ્લાંડ તેમાં ભળ્યાં, એથી લુઇસની સત્તા નબળી પડી. ઈંગ્લાંડમાં બીજા ચાર્લસના મરણ પછી બીજો જેમ્સ ગાદીએ બેઠો, તેણે પોતાના ધર્માંધપણાથી પ્રજાને નારાજ કરી તેથી તેને ગાદી છોડવી પડી. તેણે પ્રજાના ઉપર ઘણોજ જૂલમ ગુજાર્યો અને કાથલિક પંથને ખુલ્લી રીતે ઉત્તેજન આપ્યું. તેથી વિલ્યમ જે જેમ્સની દીકરી સાથે પરણ્યો હતો તેને પ્રજાએ બોલાવ્યો અને ગાદી એકમતે સોંપી. સ્કાટ્લાંડ અને આયર્લાંડમાં કાથલિકોએ બંડ ઉઠાવ્યું તે વિલ્યમે થોડા વખતમાં સમાવી દીધું. વિલ્યમના વખતમાં મેગ્ડાનળ નામે ટોળીની ગેરવાજબી કતલ તેના રાજ્યને બટ્ટો લગાડે છે.

ઉપર કહેલા એક્કાએ લીઓપોલ્ડને પોતાનો ઉપરી નીમ્યો. ઇ. સ. ૧૬૮૮ માં લુઇસ તેની સામો થયો. પ્રથમ તો લુઇસ જય પામ્યો પણ દેશમાં દુકાળ પડ્યો તેથી તેને ભારે ધોકો પહોંચ્યો. પછીથી કરાર થયો તોપણ લાંબી વખત સુધી શાન્તિ રહી નહિ. જર્મનોને તુર્ક સુલતાન સાથે લઢવું પડતું હતું તેથી તેમને ઘણો ફાયદો થયો.

આ વખતે સ્પેનના રાજા બીજા ચાર્લસના મંદવાડથી યૂરોપના રા-

જ્યોનું લક્ષ તેની તરફ ખેંચાયું. તેને પુત્ર નહિ હોવાથી ગાદીનો દાવો ત્રણ રાજાઓ કરતા હતા. ચૌદમો લુઇસ, જર્મનિનો રાજેંદ્ર લીઓપોલ્ડ અને ત્રીજો બવેરિઆનો ઇલેક્ટર હતા. બવેરિઆના ઠાકોરને મળે તે યૂરોપના રાજ્યોને ફાવતું હતું. પરંતુ ચાર્લસે ગુસ્સે થઇને તેને વારસ નીમ્યો પણ પ્રજા ખુશી નહોતી તેથી ડોફિનના બીજા છોકરા ફિલિપને વારસ ઠરાવ્યો, ઇ. સ. ૧૭૦૧. ચાર્લસનું મૃત્યુ થયું તેથી મોટી લઢાઇ ચાલી, તેમાં ઇગ્લાંડ, હોલાંડ સામેલ થયાં અને અંતે લુઇસને ભારે નુકશાન પહોચ્યું, અને ૧૭૧૩ માં સલાહ થઇ તેથી સર્વેનું સમાધાન થયું. આજ યુગમાં રૂશિઆમાં પિટર અને સ્વિદનમાં ચાર્લસ બે મહાન પુરૂષો થઇ ગયા, તેમણે લોભથી એક બીજા સાથે વિગ્રહ ચલાવ્યો તેમાં અંતે પિટરનો જય થયો. સ્વીદનનો ચાર્લ્સ સને ૧૭૧૮ માં મરણ પામ્યો તેથી ત્યાંની સેનેટે તેની બહેનને ગાદીપર બેસાડી; તેના ધણીને થોડા વખત પછી રાજ્યાધિકાર સોંપ્યો. એ નવા રાજાએ રૂશિયાના પાદશાહ જોડે અને બીજાં રાજ્યું જોડે તુરત સલાહ કીધી.



# अध्याय ८ मो.

## યૂરોપનો તથા યૂરોપના પરદેશોનાં સંસ્થાનોનો ઇતિહાસ.

## खंड १ लो.

### ઇંગ્લાંડના રાજ્યાસનપર હાનોવર કુળની સ્થાપના.

ફ્રાન્સના પાદશાહ ૧૪ મા લુઇસની જોડે વિરોધ ચાલ્યો ત્યારે ઇંગ્લાંડની સરકારે વર્ષોવર્ષ વ્યાજ આપવું પણ મુદ્દલ નજરમાં આવે ત્યારે આપવું એવી શરતે દેવું કરવાની રીત કાઢી. ઇ. સ. ૧૬૯૪ માં નાશનલબેંક એટલે પ્રજાની પેઢીની સ્થાપના થઈ. એ પેઢીએ સરકારને બજાર કરતાં ઓછે ભાવે રૂપિયા ધીર્યા. પાર્લમેંટે વ્યાજ આપવાની બાંહેધરી આપીને મુદ્દલ આપવાનો ઠરાવ રાખ્યો નહિ. એ દેવાની ઉધાર ચીઠીઓનું વેચાણ થઇ શકે અથવા બીજાને આપી શકાય એવો ધારો કર્યો. પ્રજાની દોલતમાં હળવે હળવે વધારો થવાથી આ પદ્ધતિને ઉત્તેજન મળ્યું અને તેથી યૂરોપના રાજ્યોમાં ઇંગ્લાંડની સત્તાની વૃદ્ધિ થઇ. જોઇએ તે વખતે નાણા મેળવવાની યુક્તિ ઇંગ્રેજ સરકારના હાથમાં આવ્યાથી, બીજાં રાજ્યોને ધનની મદદ કરવાના કરારથી તેમની ફોજોને કામે લગાડવાની કૂંચી તેના હાથમાં આવી. એ નવી રીતથી દેશની અંદર પણ મોટો ફેરફાર થયો. જાગીરદારોના હાથમાં રાજસત્તા હતી તેમાંનો ઘણો ભાગ સરાફો, વેપારીઓ અને હુન્નરના મોટા કારખાનાવાળાઓને હાથ ગયો. ઉદ્યમથી થતા નફાનો સંગ્રહ કરવાનું એ નવી સરાફી રીતથી બહુ

સહેલું પડ્યું, અને તેથી કરીને હોશિયાર અને ધનવાન મધ્યમ વર્ગ
ત્પન્ન થયો. હાઉસ આવ કોમન્સનું બળ એ વર્ગના જોરથી વધ્યું.
ના કરારમાં પણ વેપારની શરતો દાખલ થઇ હતી. વેપાર કરવામં
રકત દૂર કરવાની શરતો સમુદ્રના રાજા જોડે કરી, અને હાથમાં
લો મૂલક રાખવામાં પણ રાજ્યબળના વધારા કરતાં વેપારના વધારાપ
ધારે નજર રાખવામાં આવી હતી. માર્લબરોની ફતેહોથી જેટલો ફ
ઈંગ્લાંડને મળી શકે તેટલો કારભારીઓની ભૂલથી મળ્યો નહોતો. એ
પ તેમને શીર લાગે ખરો, તેમ એ વાત પણ ખરી કે તેમના કરેલ
રારથી ઈંગ્લાંડના વેપારની શ્રેષ્ટતાનો પાયો નંખાયો. ૧૮ મા સૈકાના આ
ભમાં ઈંગ્લાંડ વેપારમાં યૂરોપના બધા દેશોથી ચઢીઆતુ હતું.

પહેલા જ્યોર્જ રાજાનો અમલ થતાં પહેલાં કારભારીઓની બદલી
ગઇ. ટોરિઓને કાઢી મૂકી વ્હિગોને રાજા એ બહ્વા યોહ્વાપર આવ્યા,
ને નવી પાર્લમેંટ મળી તેમાં લોકો તરફથી તેજ પક્ષના માણસો વ
આવ્યા. એ નવા મળેલા અધિકારનો ઉપયોગ તેમણે સામાવાળાઅ
છુંદવામાં કર્યો. માજી પ્રધાનોપર રાજદ્રોહના તહોમત આણી એટ
બધા વૈરભાવથી અને ઉતાવળથી કામ ચલાવ્યું કે લોર્ડ બોલિંગબ્રોક અ
આર્મંડ પરદેશમાં નાશી ગયા. દેશપાર કરેલા સ્ટુઅર્ટકૂળને પાછા આ
વાનો આ અનુકૂળ સમય જણાયો. પરંતુ ૧૪ મો લુઇસ ઘડપણ અ
પરાભવથી એટલો નરમ પડી ગયો હતો કે નવો વિરોધ ઉઠાવવાને
રાજી ન હતો. એ રાજાનો પાટવી કુંવર તથા પાટવી કુંવરનો વડો પુત્ર મ
રણ પામ્યા હતા તેથી એની પાછળ ગાદીએ બેસનાર પ્રપૌત્ર નાની વય
નો હતો. ઇ. સ. ૧૭૧૬ ના સપ્ટેંબરની ૧ લી તારીખે લુઇસનું મરણ થ
યું, તેથી સ્ટુઅર્ટ પક્ષકારોને ઘણી હરકત થઇ. ૧૫ મા લુઇસની બાલ્યા-
વસ્થામાં રાજ્યનો વહીવટ ઓર્લીન્સના ડ્યુકે કરવો એવો પારિસની પાર્લ
મેંટે ઠરાવ કર્યો, અને તે ડ્યુકે ઇંગ્રેજ સરકારની ઇચ્છા પ્રમાણે જાકોબાઈ
ટ એટલે સ્ટુઅર્ટ પક્ષકારોની મરજી પ્રમાણે થવા દીધું નહિ. હથિઆર
અને દારૂગોળાના વહાણો ફ્રાન્સના બંદરમાં તૈયાર કર્યા હતાં તે તેમણે જ-
પ્ત કર્યાં અને બીજાં ખરીદ કરવાની તે લોકમાં શક્તિ નહોતી, તોપણ
તેઓ મંડ્યા રહ્યા અને બ્રિટિશ રાજ્યમાં બંડ ઉઠાવવાની ગોઠવણ કરી.

મારના અર્લેબંડનો ઝુંડો સ્કાટ્લાંડમાં ઊભો કર્યો અને ત્રીજા જેમ્સ એ નામથી ગાદીના શાહજાદાની આણ ફેરવી. હાઇલાંડના લોકો અને સરદારો તેની જોડે સામિલ થયાથી ૯૦૦૦ માણસની ફોજ તેના હાથ નીચે થઇ. પર્થ કસ્બો કબજે કરી ફ્રિથ ઓફ ફોર્થ નામની ખાડીની ઉત્તર તરફના સઘળા ભાગમાં જેમ્સની સત્તા તેણે ચલાવી. જ્યોર્જ રાજાના કારભારીઓ એ સાંભળી જાગૃત થઇ ગયા. ઈંગ્લાંડના પશ્ચિમ ભાગમાં બંડ ઉઠાવવાનો તેમણે વિચાર કર્યો હતો તેમને પકડી કેદ કર્યા અને આર્ગાઇલના ડ્યુકને મારની સામે થવાને મોકલ્યો. ઈંગ્લાંડના ઉત્તર ભાગમાં બંડ કરવાની કેટલાક ઉમરાવોએ કોશિષ કરી પરંતુ તે નિષ્ફળ ગઇ, અને તેઓ માર્યા ગયા.

માર અને આર્ગાઇલની ફોજો લઢી તેમાં હાર જીત કોઇની થઇ નહિ પરંતુ તેથી જેમ્સના પક્ષમાં જવું કે કેમ એ બાબત જેના મનમાં સંદેહ હતો તેઓ જ્યોર્જના પક્ષમાં આવ્યા અને બંડખોર સરદારોમાંના કેટલાક તાબે થયા. એવામાં શાહજાદો જેમ્સ થોડીક ફોજ સહીત સ્કાટ્લાંડમાં આવ્યો પરંતુ ત્યાં કાંઇ વળે એવું દીઠું નહિ તેથી તે પાછો ફ્રાન્સ ગયો. જે બંડખોરોને માફી મળવાની આશા ન હતી તે તેની જોડે ગયા અને આખો દેશ આર્ગાઇલને તાબે થયો.

રૂશિઆના રાજા પીતરે સ્વીદન જોડે સલાહ કર્યા પછી રાજાધિરાજનો ઇલકાબ ધારણ કર્યો અને તે યૂરોપનાં રાજ્યોએ માન્યો. ઇરાનનું રાજ્ય કોઇ અફગાને લેઇ લીધું હતું તેથી ઇરાનના શાહે રૂશિયાની મદદ માગી, તે આપવાથી પીતરને કાસ્પીઅન સમુદ્રના દક્ષિણ અને પશ્ચિમ ભણીના કાંઠાનો મૂલક મળ્યો. પોતાના રાજ્યનો એ રીતે વિસ્તાર કરતો હતો એવામાં દેશનો સુધારો કરવાનું કામ તે ભૂલ્યો ન હતો. તેણે નહેરો ખોદાવી, રસ્તાઓ બંધાવ્યા અને હુન્નરનાં કારખાનાં સ્થાપ્યાં. પીતરના લક્ષણમાં હજી કાંઇક અસુધરેલપણું હતું. તેનો ટિલાટ કુંવર આલેક્સિસ નામે હતો તેના ઉપર તેણે બહુ જૂલમ કર્યો. કેટલાક ધર્મગુરૂઓએ એ શાહજાદા પાસે વચન લીધું હતું કે ગાદીએ બેઠા પછી તમામ સુધારો કાઢી નાખી અસલ પ્રમાણે કરીશ, એ માટે પીતરે તેને કેદ કર્યો અને ગા-

દીનું રાજીનામું બળાત્કારે લીધું. ત્યારપછી થોડીવારે તે કુમાર બંદીખાનામાં મરણ પામ્યો. પીતરનો બીજો છોકરો નાનપણમાં મુઓ હતો તેથી પોતાની પછી ગાદીએ બેસવાને પોતાની રાણીને ઠરાવી. ઇરાનની લડાઇમાંથી પાછા આવ્યા પછી તેને રાજ્યાભિષેક કરાવ્યો. ઇ. સ. ૧૭૨૫માં એ મહારાજાનો કાળ થવાથી એ બાઈ ગાદીએ બેઠી અને પોતાની રાજચતુરાઇથી પોતાના નામાંકિત ધણીનો ઠરાવ વાજબી હતો એવું સાબિત કરી આપ્યું.

ઈસ્તામ્બુલની ગાદીપર સુલતાન ત્રીજો અહમદ બેઠો, તે મોટો શૂરવીર હતો. તુર્ક લોકો પણ એ વખતે યુદ્ધપર ચઢવાને ઘણા આતુર હતા. સુલતાને વેનિસ જોડે લઢાઇના જાહેરનામાં કર્યાં અને મોરીઆ પ્રાંત જીતી લીધો, (ઈ. સ. ૧૭૧૫). મુસલમાનોને અટકાવવાને વાસ્તે પોપે જર્મનિના રાજેંદ્ર છઠ્ઠા ચાર્લસને વિનતિ કરી. ચાર્લસે સુલતાનને લઢાઇ બંધ કરવાનું કહાવ્યું પણ તેણે માન્યું નહિ, તે ઉપરથી બળવાન ફોજ એકઠી કરી લઢાઇનાં જાહેરનામાં કર્યાં, ઇ. સ. (૧૭૧૬). શાહાજાદા યુજીનની સરદારી નીચે એ ફોજે પીતરવેરાડિન નામે સ્થળ આગળ સુલતાનના વજીરના લશ્કરપર હુમલો કર્યો. તુર્ક ફોજનો કેવળ પરાજય થયો. બીજે વર્ષે શાહાજાદાએ બેલ્ગ્રેડને ઘેરો ઘાલ્યો. શહેરની મદદે તુર્કી ફોજ આવી તેને મારીને યુજીને તેને પાછી કાઢી અને શહેર જીતી લીધું. એમ હાર થવાથી સુલતાને સલાહ કરી, (ઇ. સ. ૧૭૧૮). રૂશિયા અને આસ્ત્રિઆને એથી મૂલક મળ્યો, પરંતુ વેનિસની મદદે તેઓ ગયા હતા તોપણ તેને ગ્રીસનો પ્રાંત પાછો મળ્યો નહિ.

એ ઝઘડાને દક્ષિણ યૂરોપની હાલત સાથે ઝાઝો સંબંધ નહતો. યુટ્રેચ નગરીમાં થયેલા કરાર ઉપર ત્યાંની સમાધાનીનો આધાર હતો. એ કરાર નહિ તોડવામાં કેટલાંક રાજ્યોનો સ્વાર્થ હતો. તે કરારની શરતોપર ઇંગ્લાંડના વેપારની આબાદી ઘણે દરજ્જે રહી હતી. ઇતાલિમાં જે પ્રાંતો આસ્ત્રિઆને મળ્યા હતા તે પણ એજ કરારથી મળ્યા હતા; અને હોલાંડ દેશની સરહદ ઉપર કિલ્લાઓમાં સિપાઇઓ રાખવાની શક્તિ અથવા ઇચ્છા ત્યાંની સરકારમાં નહિ હોવાથી સંધિ નહિ તૂટે એ-

માં તેને લાભ હતો. ફ્રાન્સના નાની વયના રાજા તરફથી કામ કરનાર પ્રતિનિધિના હાથમાં રાજ્યની લગામ એ કરાર જારી રહે તોજ રહે એવું તેણે ધાર્યું, કેમકે તે કરારમાં સ્પેનના રાજાએ ફ્રાન્સના તખ્ત ઉપરથી હાથ ઉઠાવ્યો હતો. માત્ર સ્પેનના દરબારમાં વિરોધ ઉઠાવવાનો વિચાર ચાલતો હતો. પાર્મા, પ્લાસેન્શીયા અને ટસ્કની પ્રાંતોની વારસ જે કુંવરી હતી તેની વેરે ફિલિપ રાજા પરણ્યો, તે પરથી તેને ઉમેદ થઇ કે તે પ્રાંતો સ્પેનના રાજ્ય સાથે જોડાશે; તેનો વજીર કાર્દિનલ આલ્બેરોનીએ એ આશા પાર પાડવાની ઉમેદ આપી અને દેશની ઉપજમાં વધારો કરવાનો પ્રયત્ન કર્યો. યૂરોપની રાજ્યાવસ્થામાં મોટો ફેરફાર કરવાની ધારણા એ વજીરના મનમાં હતી. સ્પેને સાર્દિનિઆ અને સિસિલી જીતી લેઇ લેવાં, રૂશિઆના શહેનશાહ અને સ્વીદનના રાજાની મદદથી ૩ જા જેમ્સને ઈંગ્લાંડના સિંહાસનપર બેસાડવો; જર્મનિનો રાજેંદ્ર વચમાં ન પડે માટે તુર્કી સુલતાનને શીખવી તેનાપર સ્વારી કરાવવી; પોપની ગાદીએ ૧૧ મો ક્લેમંટ નબળા મનનો અને બુદ્ધિહીન હતો તેથી આ યોજનાઓ તેના સમજવામાં આવી નહિ અને તેણે ૫ મા ફિલિપને મદદ કરવાની ના કહી. તે મહતાકાંક્ષી વજીર પોતાના મનસૂબા પાર પાડવાની વધારે ગોઠવણ કરી શકે ત્યાર પહેલાં તો તેનાં કાવતરાંથી ભય પામેલા રાજાઓએ સંપના કરાર (ક્વાડ્રુપલ એલાવન્સ) કર્યા અને તેને કારભાર ઉપરથી બરતરફ કરવાની ફિલિપ રાજાને જરૂર પાડી. સંપના કરારથી પોપને નુકશાન થયું. સ્પેનના રાજાને કરારમાં દાખલ કરવાને જે લાલચ આપવામાં આવી તેમાં પાર્મા અને પ્લાસેન્શીયાનું ઉપરીપણું હતું. તે ઉપર પોપનો દાવો હતો તેથી તેણે ફરિયાદ કરી પણ તે કોઇએ સાંભળી નહિ.

૧૧ મા ક્લેમંટનું મૃત્યુ થયું ત્યારે આલ્બેરોનીએ ખાલી પડેલી જગ્યા મેળવવાની ઉમેદ કરી, પણ તે પાર પડી નહિ. તે ઉદ્ધત પાદરી ફતેહ પામ્યો હોત તો રોમની ગાદીને નુકશાન થાત. ૧૩ મા ઇનોસંતને તે જગ્યા મળી. એની કારકીર્દીમાં ધર્મસમાજના ઉપરીઓએ ફ્રીમેસન મંડળીઓપર વહેમ આણવા માંડ્યો. એ વખતે જર્મનિ અને ઇતાલિમાં કેટલીક ગુપ્ત મંડળીઓ થઇ હતી તેઓ ધર્મ વિરૂદ્ધ મતનો પ્રસાર કરતી હતી. તેપરથી ફ્રીમેસન ટોળીપર પણ ધર્માચાર્ય ગુરૂઓ વહેમ આણવા લા-

ગયા. આલ્બેરોની નુકશાનકારી યોજના તોડવાને આસ્ટ્રિઆ, ફ્રાન્સ, ઇંગ્લાંડ અને હોલાંડ એકઠાં થયા હતાં, તોપણ તેણે પોતાનો પ્રપંચ જારી રાખ્યો, (ઇ. સ. ૧૭૧૬). તેથી ફ્રાન્સ અને ઇંગ્લાંડે સ્પેનની જોડે વિરોધનાં જાહેરનામાં કર્યાં.

છેલ્લા વિગ્રહથી સ્પેન નાકૌવતવાન થઇ ગયું હતું તેથી આ બળવાન રાજ્યોની સામા તે થઇ શક્યું નહિ; જર્મનિની એક ફોજે સ્પાનીઅર્ડોને સિસિલીમાંથી કાઢી મૂક્યા. બેરિકની સરદારી નીચે એક ફ્રેન્ચ લશ્કરે સ્પેનમાં જઇ કેટલાક કિલ્લા જીત્યા. સ્પેનના લશ્કરે ગ્રેટબ્રિટનમાં ઉતરવાની કોશિષ કરી તે વ્યર્થ ગઈ, અને બધી તરફથી નાઉમેદ થયો ત્યારે ફિલિપે આલ્બેરોનીને પ્રધાનવટાપરથી રજા આપી, (ઈ. સ. ૧૭૨૦), અને ક્વાડ્રુપલ એલાયન્સની શરતો સ્વીકારી.

આ વિરોધ ચાલતો હતો તેવામાં ઇંગ્લાંડ અને ફ્રાન્સમાં સટ્ટાથી ઘણી ખરાબી થઇ. ફ્રાન્સની સરકારને ઘણું દેવું થયું હતું તથા દેવાના વ્યાજનો બોજો સરકારી પેદાશપર ઘણો હતો. દેવું આપીને બોજો ટાળવાની એક યુક્તિ લૉ નામે પુરૂષે ફ્રાન્સના પ્રતિનિધીને જણાવી. મિસિસિપી નામે એક કંપની તેણે ઉઠાવી અને એ કંપનીને વેપારમાં ઘણોજ લાભ થવાનો છે એવી વાતો ચલાવી, અને તેની જામીનગીરી ઉપર લાખો રૂપિયાના કાગળના નાણાં ચલાવ્યાં. એ યુક્તિ એટલે સુધી ફતેહ પામેલી જણાઇ કે સને ૧૭૧૯ માં તે કાગળો કે નોટોની કિંમત દેશમાં ચાલતા બધા સિક્કા કરતાં એંસીગણી વધારે હતી. નાણા અને નોટની સંખ્યામાં એટલો બધો ફેર પડી જવાથી લોકના મનમાં અવિશ્વાસ ઉત્પન્ન થયો તેથી તેમણે નોટના નાણા કરવાનું ચહાયું, પણ તેટલાં નાણાં દેશમાં નહિ હોવાથી તે કંપનીએ દેવાળું કાઢ્યું, એથી ઘણા લોકની ખરાબી થઇ. સરકારે એ આપત્તિને અટકાવવાનો પ્રયત્ન કર્યો પણ તે અટાડાય તેવી ન હતી, હજારો માણસ પાયમાલ થઇ ગયા.

લૉના જેવીજ યોજના ઇંગ્લાંડમાં સર જોન બ્લાઉંટ નામે પુરૂષે ઉઠાવી. સાઉથ સી કંપની (દક્ષિણ સમુદ્રમાં વેપાર કરનારી કંપની) તે દેશમાં

ઉભી થયેલી હતી. યુટ્રેચના કરારથી વેપાર કરવાના મોટા હક્ક એ કંપનીને મળ્યા હતા, સરકારી તમામ દેવું એ કંપનીએ માથે લેવું, એવું સર જોને સૂચવ્યું અને તે કારભારીઓએ કબુલ રાખ્યું. સરકારી લોન (ઉધારચીઠી) ને બદલે સાઉથ સી કંપનીની બાંહેધરીની ચીઠી તેણે કાઢી. લોકો એટલા ભૂલાવામાં પડયા કે કંપનીની નોટોનો ભાવ તેની અસલની કિંમતથી દશ ગણો થયો. એ કંપનીની આબાદીઓ જોઇ બીજી કંપનીઓ ઊભી થઈ, અને તેનું કામ પણ એનીજ પેઠે ચાલ્યું. પછી લોકોના મનમાં વહેમ આવવાથી તેમણે તે નોટને વેચવાની ઇચ્છા કરી. વેચનાર ઘણા અને લેનાર કોઇ નહિ તેથી તેની કિંમત કંઇ ઉપજી નહિ. પાર્લમેંટ વચમાં પડી એ કપટ ઉત્પન્ન કરનારાઓને સજા કરી અને તેમની માલમિલ્કત જપ્ત કરી તેના વેચાણમાંથી જેમને કંઇક નુકશાન થયું તેમને અપાવ્યું.

આ સાઉથ સી કંપનીની યોજના ભંગ થવાથી જે ગભરાટ થયો તેનો લાભ લેઇ કોબેટ પક્ષે સ્ટુઅર્ટકુળને માટે ફરી પ્રયત્ન કર્યો, (ઇ. સ. ૧૭૨૨). એ પ્રયત્ન નિષ્ફળ ગયો. લેયર નામે એક ગહસ્થે સ્ટુઅર્ટ રાજાની પાછળ સિપાઇ મૂક્યા હતા તે પકડાયો અને દેહાંત દંડને પામ્યો; તથા રોચેસ્તરનો બિશપ દા. આટર્બરી એ પક્ષનો આગેવાન હતો તે દેશનિકાલ થયો.

યૂરોપના સુભાગ્યે એ વેળા ફ્રાન્સ ને ઇંગ્લાંડના મુખ્ય પ્રધાનો સલાહશાન્તિને ચહાનારા હતા. ઓર્લીન્સના મરણ પછી ફ્રાન્સમાં કાર્દિનલ ફ્લ્યુરિના હાથમાં રાજકારભાર આવ્યો હતો અને ઇંગ્લાંડનો વજીર સર રોબર્ટ વોલ્પોલ થયો. એ બે જણે મળીને લગભગ વીશ વર્ષ સુધી વિરોધ થવા દીધો નહિ. સ્પેનના પર ઇંગ્રેજી પ્રજાને બહુ ખાર હતો પરંતુ વોલ્પોલે તેને ખાળ્યો તેથી લોક તેનાપર નાખુશ થયા. જૂના ટોરિપક્ષના સત્તાવાન પુરૂષો તેને તોડવાને કોશિષ કરવા લાગ્યા, પરંતુ પાર્લમેંટના મેંબરોને પુષ્કળ લાંચ આપી તેનો પ્રયત્ન નિષ્ફળ કર્યો. ઇ. સ. ૧૭૨૭ માં ૧ લા જ્યોર્જ રાજાનું મરણ થયું. બીજા જ્યોર્જ રાજાએ વોલ્પોલને તેજ અધિકારપર જારી રાખ્યાથી કારભારીઓમાં કંઇ ફેરફાર થયો નહિ.

જર્મનિના રાજાધિરાજ ચાર્લસને પેટે માત્ર એક પુત્રી નામે આથેરિ-

સા હતી, તેને પોતાના વારસામાં મળેલા રાજ્યની વારસ કરવાની તેની ઇચ્છા હતી; એ અર્થે તેણે એક નવો ધારો કર્યો અને યૂરોપના મુખ્ય રાજાઓએ તે સ્વીકાર્યો. ફ્રાન્સે લઢાઇ કર્યા વગર એ કામમાં અનુમત આપ્યો નહિ. ફ્રાન્સના રાજાના સસરા સ્ટેનિસ્લોઝને પોલાંદના લોકે રાજા નીમ્યો હતો પણ જર્મનિના રાજાઓની સત્તાથી તે પદભ્રષ્ટ થયો હતો, (ઇ. સ. ૧૭૩૩). આ અપમાનનું વૈર લેવાને ફ્રેન્ચ પાદશાહે સ્પેન અને સાર્દિનીઆના રાજાઓ જોડે એક્કો કરી જર્મનિ જોડે લઢાઇ ઉઠાવી. એમાં વીએનાના દરબારને કેટલુંક નુકશાન કરી સલાહ કરવી પડી. રૂશિયાની ગાદીએ આન્ન નામે મહારાણી હતી, તેણીએ તુર્ક લોકને લઢાઇમાં હરાવ્યા તે જોઇ એ જર્મનિના મહારાજાએ તુર્કી સુલતાન જોડે વિગ્રહ કર્યો પણ તેથી તેને ઉલટું નુકશાન થયું. એ વિરોધ પૂરો થતાંજ ચાર્લ્સનું મરણ થયું, (ઇ. સ. ૧૭૪૦), અને તેથી યૂરોપમાં ગાદીની તકરારને માટે લઢાઇ સળગી.

સર રોબર્ટ વોલ્પોલે ઘણા વર્ષ સુધી ઇંગ્લાંડને લઢાઇમાં પડતું અટકાવ્યું હતું, પરંતુ મના કરેલો વેપાર કરનારા કેટલાક સ્વાર્થી વેપારીઓની ફરિયાદથી તેને સ્પેન જોડે ઝઘડો કરવો પડ્યો, (ઇ. સ. ૧૭૩૯). અમેરિકાની સંયોગીભૂમિપર આરટોબેલો નામે શહેર હતું તે સર આડમીરલ વર્નહામે જીત્યું. એ ફતેહથી વધારે મોટી ફોજો સ્પેનમાં મોકલવાનું મન પ્રધાનને થયું. આટ્લાંટિક કાંઠાપર સ્પેનના તાબાના અમેરિકાનાં સંસ્થાનોપર હુમલો કરવાને વર્નનના વહાણોની જોડે લોર્ડ કાથકાર્ટને મોટું સૈન્ય આપી મોકલ્યો, અને ચિલિ અને પિરૂ ઉજ્જડ કરવાને કોમોડોર આન્સન ગયો. કાથકાર્ટનું મરણ થવાથી એ ગોઠવણ પાર પડી નહિ. તેની જગ્યા જનરલ વેન્ટવર્થને મળી. એ સરદારને કંઇ અનુભવ ન હતો, અને વર્નનપર તે અદેખાઇ રાખતો હતો. કાર્થેજીના નગર ઉપર હુમલો કર્યો. પરંતુ એ બે નાયકોના કજીઆને લીધે તે પાર પડ્યો નહિ. બંનેને ઇંગ્લાંડથી કુમક મળી પરંતુ કંઇપણ અગત્યના કામ તેમનાથી થયાં નહિ, ને ૧૫૦૦૦ માણસ રોગથી મરણ પામ્યા પછી તેઓ આવ્યા. કેપહોર્ન આગળથી જતાં આન્સનના વહાણોને ભારે તોફાન લાગ્યું તેથી એક ડૂબી ગયું, અંતે બીજાને પાછાં સ્વદેશ જવું પડયું એટલું નુકશાન

થયા છતાં દક્ષિણ અમેરિકાના કાંઠાપર ગયો અને પિરૂનો પૈટા કસબો લૂંટ્યો. અંતે તેની પાસે માત્ર એકજ વહાણ રહ્યું, તે વડે પણ તેણે એક રૂપાથી ભરેલું સ્પેનનું વહાણ ઝાલ્યું. અંતે ફતેહ પામીને ઇંગ્લાંડ આવ્યો પણ કાર્થેજીનાની હારથી એટલી બધી અસર થઇ હતી કે ઇંગ્રેજ સરકારે ફરી બીજું લશ્કર મોકલવાની હિંમત કરી નહિ.

મેરાયાથેરિસા આસ્ત્રિઆની ગાદીએ બેઠી એટલે બવેરિઆના ઇલેકટરે બોહિમિઆના રાજપર હુમલો કર્યો. મિલાન પ્રાંતપર સાર્દિનીઆના રાજાએ હક્ક કર્યો અને પોલાંદ, સ્પેન અને ફ્રાન્સના રાજાઓએ આખા આસ્ત્રિઆના રાજપર દાવો કર્યો. એક અણધાર્યા દાવાદારે લઢાઇનો આરંભ પ્રથમ કર્યો. પ્રુશિઆની ગાદીએ ત્રીજો ફ્રેદરિક તેજ વખતે બેઠો હતો. પુષ્કળ ખજાનો અને સારૂં લશ્કર તેના પિતાથી તેને મળ્યાં હતાં. પોતાના હરીફના કરતાં પોતાનું લશ્કર વધારે સારૂં છે એવું માની સાઇલિશિયા પ્રાંતમાં પેઠો અને થોડીવારમાં આખો પ્રાંત વશ કર્યો, (ઇ. સ. ૧૭૪૧). એ પ્રાંત મને આપી દે તો તારા બધા શત્રુઓની સામા થવામાં મદદ કરૂં, એવું તેણે મેરાયાથેરિસાને કહાવ્યું. ફ્રાન્સ લઢાઇની તૈયારી કરતું હતું તથા જર્મનિમાં લોકો ઇલેકટરને રાજાધિરાજ નિમવાના હતા એવું જાણ્યા છતાં તેણે ફ્રેદરિકનું કહેણ સ્વીકાર્યું નહિ.

ફ્રેન્ચ સેનાએ જર્મનિમાં પ્રવેશ કર્યો અને બવેરિઆના લશ્કર જોડે મળીને કેટલાક શહેર જીતી લીધાં તથા વિએનાને ધાસ્તીમાં નાખ્યું. મેરાયાથેરિસા પ્રેસ્બર્ગ શહેરમાં ગઇ અને ત્યાં હંગરિના તાલુકદારોની સભા કરી. પોતાના ધાવણા કુમારને હાથમાં લેઇ તેમની આગળ ઊભી રહી એવું તો અસરકારક ભાષણ કર્યું કે સઘળા ઉમરાવોએ એક મતે તેની તરફથી લઢી મરવાનું હોંસથી કબુલ કર્યું. તેમનો આ આવેશ ક્ષણભંગુર ન હતો. રાણીના બચાવને માટે તેમણે એક બળવાન ફોજ તૈયાર કરી. ઇંગ્લાંડની પાર્લમેંટે તે બાઇને નાણાંની મદદ મોકલી. ઇંગ્રેજ લોકે તેનો પક્ષ એટલા જોરથી સ્વીકાર્યો કે શાન્તિના ચહાનાર વોલ્પોલને રાજીનામું આપવું પડ્યું અને નવા કારભારીઓ થયા.

તેમના તરફ પ્રજાની હોંશે કરીને નવા પ્રધાનોને અધિકાર મળ્યો હતો પરંતુ તેઓ પ્રજાએ ભરોસો રાખવાજોગ ન હતા એવું થોડીવારમાં

તેમણે દેખાડી આપ્યું. રાજપદ્ધતિના રક્ષણને અર્થે જે કામો કરવાની તેમણે જરૂરીઆત બતલાવી હતી તે કામો તેમણે તોડી પાડ્યાં, અને જે વાતમાં તેઓ માજી પ્રધાનોને ઘણો ઠપકો દેતા હતા તે તેમનાથી વધારે કરી. જાથુ ફોજ વધારી જર્મનિના રાજાઓને નાણાંની મદદ કરી અને યૂરોપના રાજકાજમાં હાથ ઘાલ્યો. એક ફોજ નેધર્લાંડમાં મોકલી. દેનમાર્ક, હેસી અને આસ્ત્રિઆના રાજાઓને નાણાંની કુમક કરી. રૂશિયાની મદદ મળવાની ફ્રાન્સને કંઇક આશા હતી. ત્યાંની ગાદીએ હમણાં ઇલિઝાબેથ મહારાણી હતી. તે બાઇએ પોતાના જર્મન સગાઓપર પક્ષપાત દર્શાવ્યાથી રૂશિયાના ઉમરાવો નારાજી થયા. લેસ્ટોક નામે એક ફ્રેન્ચ વૈદે યુક્તિથી એ બેદીલીમાં વધારો કર્યો તેથી બંડ થયું, અને તે બાઇના હાથમાંથી ગાદી ગઇ, અને મોટા પીતરની એજ નામની પુત્રી હતી તેને મળી. એ વખતે રૂશિયા અને સ્વીદન વચ્ચે વિરોધ થયો હતો. તેમાં રૂશિયાનો જય થયો અને તે મહારાણીના માનીતા લ્યૂબેકના બિશપને સ્વીદનની ગાદી મળી. ફ્રેન્ચના પ્રપંચથી તે બાઇને રાજ્યાસન મળ્યું હતું તોપણ તે આસ્ત્રિઆની મહારાણીને મદદ કરવા ઇચ્છતી હતી. પોતાની બધી ગોઠવણ પૂરી થતાં સુધી એ લઢાઇમાં હાથ ઘાલ્યો નહિ.

લઢાઇમાં સામેલ થવાની હોલાન્ડની સરકારની ખુશી ન હતી તેથી નેધર્લાંડમાં ગયેલી ઇંગ્રેજી ફોજને નકામા પડી રહેવું પડ્યું. જર્મનિમાં બવેરિયાના રાજાનો પરાજય થયો અને તેનું પોતાનું મૂળનું રાજ્ય પણ ગયું. રૂશિયાના રાજાને એક લઢાઇમાં મોટો જય મળવાથી સાઇલેશિયા પ્રાંત આપી દઇ મેરાયાથેરિસાએ સલાહ કરી. એથી ફ્રેન્ચ લશ્કર જર્મનિમાં એકલું પડી રહ્યું. તેનો સેનાપતિ ખબરદાર ન હોત તો ફોજની કેવળ ખરાબી થાત.

બોહીમિયાના મધ્ય ભાગથી આલેસસ સુધી લશ્કરને સહીસલામત આણી તે સરદારે (કાઉન્ટ ડી લેસ્લીએ) બહુ માન મેળવ્યું. ભૂમધ્ય સમુદ્રમાં નૌકાસેનાના બળને લીધે સ્પાનિઅર્દોથી ઇતાલિમાં કાંઇ થઇ શક્યું નહિ, એવું જોઇ વર્સેલ્સના દરબારે સલાહ કરવાની ઇચ્છા દર્શાવી. જયથી ફૂલાઇ જઇ મેરાયાથેરિસાએ ફ્રેન્ચ રાજાની દરખાસ્ત નાકબુલ કરી, (ઇ.

સ. ૧૭૪૩). તેની ફોજોએ ફ્રેન્ચ લશ્કરને હ્રાઇન સુધી હઠાવી મૂક્યું, અને બવેરિઆનો સરદાર ફ્રાંકફોર્ટમાં નાશી ગયો અને દરિદ્રાવસ્થામાં મરી ગયો. આસ્ત્રિઆ અને ઇંગ્લાંડની એકઠી થએલી સેનાએ ડેટિંજન નામે જગ્યા આગળ ફ્રેન્ચ લશ્કરને હરાવ્યું. ઇંગ્રેજી લશ્કરનું ઉપરીપણું બીજા જયોર્જ રાજાએ પોતાના હાથમાં લીધું હતું. તે દૃઢ મનનો નહિ હોવાથી આ ફતેહનો લાભ લઇ શકયો નહિ. મહારાણી મેરાયાથેરિસાના ગર્વ અને લોભથી યૂરોપના રાજાઓ અદેખાઇ કરવા લાગ્યા. ફ્રાન્સ અને સ્પેનના દરબારોએ એકેકના રાજ્યનું રક્ષણ કરવાનો કરાર કર્યો, તેનું નામ ફેમિલિ કોમ્પાકટ (કુટંબનો બંદોબસ્ત) પડ્યું. બંને રાજાઓ એક કૂળના હતા.

ઇંગ્લાંડપર સ્વારી કરી હાનોવરકુળને હાંકી કાંઢવાનો ઠરાવ એ એ દેશોના બુર્બોન રાજાએ કર્યો. જળ અને સ્થળના જબરા લશ્કરનો તેમણે જમાવ કર્યો, પરંતુ વાવાઝોડાના તોફાનથી ફ્રેન્ચ વહાણો વીખરાઇ ગયાં અને ઇંગ્રેજી સેના પાછળ લાગવાથી તેને બ્રેસ્ટ બંદરમાં સંતાઇ રહેવું પડ્યું, (ઈ. સ. ૧૭૪૪). ભૂમધ્ય સમુદ્રમાં ઇંગ્રેજી સેનાને એટલી ફતેહ મળી નહિ. ફ્રાન્સ અને સ્પેનનાં એકઠાં થયેલાં વહાણોપર મેથ્યુ અને લેસ્ટોક નામે સરદારોનાં હાથ નીચેનાં વહાણોએ હુમલો કર્યો. પરંતુ કેટલાક કમાનો બરાબર લઢ્યા નહિ તથા લેસ્ટોક પોતાના આખા વિભાગ સાથે દૂર ઊભો તેથી લઢાઇનું પરિણામ અનિશ્ચિત રહ્યું. રાજકાજમાં પક્ષકારોના બળથી ગેરઇન્સાફ થાયછે તેનો દાખલો આ વખતે ઇંગ્લાંડમાં બન્યો. માથ્યુ અને લેસ્ટોક યુદ્ધમાં યોગ્ય રીતે વરત્યા નહિ તેથી તેમનાપર તહોમત મૂકી તેમની તજવીજ કરી. માથ્યુ બહુ બહાદુરીથી લઢ્યો હતો તોપણ તેને ગુન્હેગાર ઠેરવ્યો અને લેસ્ટોક ગુન્હેગાર છતાં નિરઅપરાધી ઠર્યો, કેમકે તે પ્રબળ પક્ષમાંનો હતો. ઇતાલિમાં લઢાઇ જોરથી ચાલી પણ કાંઇ ફળ થયું નહિ. જર્મનિમાં પ્રુશિઆના રાજાએ ફરીને મેરાયાથેરિસા સામે વિરોધ શરૂ કર્યો. બોહિમીયા પર તેણે સ્વારી કરી પણ યુદ્ધમાં તેનો સખ્ત પરાજય થવાથી પાછાં જવું પડ્યું. બવેરિઆના ઇલેક્ટરનું મરણ થવાથી વિરોધ જારી રાખવાનું કારણ રહ્યું નહિ. તેના કુંવરે મેરાયાથેરિસા જોડે સંધિ કરી.

ઇંગ્રેજ અને ફ્રેન્ચ પ્રજાઓ વચ્ચે સખ્ત વૈરભાવ હોવાને લીધે તેઓએ સલાહ કરી નહિ, (ઇ. સ. ૧૭૪૫). ફ્રાન્સ અને સ્પેનના એકઠાં મળેલાં લશ્કરોએ ઇતાલિમાં આસ્ત્રિઆના લશ્કરનો કેવળ પરાભવ કર્યો. અને નેધર્લાંડમાં પણ બુર્બોન રાજા જય પામ્યો. માર્શલ સેક્સ નામે બુદ્ધિવાન ફ્રેન્ચ સેનાપતિ ફોજ સહિત ફોન્ટેનોય શહેરમાં મજબૂત છાવણી કરી રહ્યો હતો. ઇંગ્રેજ, ડચ અને જર્મન ફોજે અવિચારે તેનાપર હુમલો કર્યો. ઈંગ્રેજી પાયદલે એ યુદ્ધમાં બહુ બહાદુરી દેખાડી, પરંતુ વલંદા અને જર્મનોએ પલાયન કર્યું તેથી પાછા હઠવું પડ્યું. જર્મનિમાં મેરાયાથેરિસાના પતિ પહેલા ફ્રાંસિસને રાજાધિરાજની પદવી મળી. મેરાયાથેરિસા અને પ્રુશિઆના રાજા વચ્ચે સલાહ થઈ.

ફોન્ટેનોયના સંગ્રામમાં હાનિ થયાથી ઈંગ્રેજી પ્રજા નારાજી થઇ. એનો લાભ લેઇ બીજા જેમ્સના પૌત્રે રાજ્ય લેવાનો પ્રયત્ન કર્યો. થોડીક ફોજ સહિત તે સ્કાટલાંડમાં આવ્યો. હાઇલાંડના હોંશીલા જોદ્ધાઓ તેની જોડે ઉતાવળે મળી ગયા. એ ફોજ લેઇ તેણે એડિન્બરો શહેર સર કર્યું. જ્યોર્જ રાજાની તરફથી સર જોન કોપ લશ્કર ઊભું કરવાને ઉત્તર તરફ ગયો. જળમાર્ગે એડિન્બરોથી દન્બાર શહેરપર ગયો. બંડખોરોની મરજી સંગ્રામ કરવાની સાંભળી તેણે પ્રેસ્ટનપાન્સ આગળ મુકામ કર્યો. અહીંના જુવાન શહાજાદાએ તેનાપર અણચિંત્યો હુમલો કર્યો. ત્રણ હજાર કવાયતી સિપાઇઓ તેની સાથે હતા, તેમની પાસે પૂરાં હથિયારે નહોતાં અને તેમનામાં પૂરી કવાયતે ન હતી. સરકારી લશ્કર એકાએક ભય પામીને નાઠું અને તેની તોપો, દારૂગોળા, તંબુ વગેરે તમામ સામાન ફતૂરખોરોને હાથ ગયો. ઉત્તર અમેરિકામાં કેપબ્રિટનમાં ફ્રેન્ચ સંસ્થાન હતું તે જીતાયાની ખબર ઈંગ્લાંડમાં આવ્યાથી પ્રજામાં જાગૃતિ આવી. સ્ટુઅર્ટ શહાજાદાએ એડિન્બરોમાં જૂઠો ડોળ કરવામાં કેટલોક વખત ગુમાવ્યો, તેવામાં જ્યોર્જ રાજાએ મંગાવેલી પલટણ આવી પહોંચી; તેનાથી નહિ ડરતાં અને ફ્રાન્સથી કુમક આવવાની ઉમેદે શહાજાદાએ આગળ વધી કાર્લાઇલ શહેર લીધું. આડમિરલ વર્નનની જાગૃતિને લીધે ફ્રેન્ચ વહાણો પોતાના બંદર બહાર આવી શક્યાં નહિ. લાંકાશિયર પરગણામાં તેના લશ્કરમાં વધારો થયો નહિ તથા વેલ્સમાં પણ તે જઇ શક્યો નહિ તોપણ એકાએક ડર્બિ તરફ વળ્યાથી તેણે ઇંગ્રેજી ફોજોને હંફાવી. જો તે એકદમ આગળ વ-

ધી ગયો હોત તો લંડન એકદમ તેના હાથમાં આવત પરંતુ તે ડર્બિમાં ખોટી થયો તેથી એ સરકારી ફોજે તેને ઘેરી લીધો. પાછા જવાનો થોડો માર્ગ રહ્યો હતો તે વાટે તે સ્કાટલાંડ તરફ વળ્યો, એ વખતે હાઇલાંડરોએ બહુ હિંમત અને ઝડપ દર્શાવી.

આ પાછા ફરવાથી ફિતૂરી લોકો નાખુશ થશે એવું ધારવામાં આવ્યું હતું પણ તેમ થયું નહિ. સ્કાટલાંડમાં પાછા આવ્યા પછી રાજકુમારની ફોજમાં વધારો થયો. તેની ગેરહાજરીમાં એડિનબરો શહેરનો કિલ્લો પાદશાહી ફોજે શર કરી લીધો હતો તેથી તેણે સ્ટર્લિંગ ભણી કુચ કરી તે નગર જીતી લીધું, અને તેમાંના કિલ્લાને ઘેરો ઘાલ્યો. તે કિલ્લાની મદદે એક જબરા લશ્કર સહિત જનરલ હોલને મોકલવામાં આવ્યો હતો. એ કવાયતી હાઇલાંડરોની કવાયતશક્તિનો તિરસ્કાર કરી એ સરદાર ગફલતમાં રહ્યો તેથી ફાલકર્ક આગળ તેનો કેવળ પરાજય થયો, (ઇ. સ. ૧૭૪૬). આ વિજયનો લાભ ન લેતાં સ્ટુઅર્ટ શહાજાદો સ્ટર્લિંગગઢને ઘેરવાને પાછો ગયો. જ્યોર્જ રાજાની તરફથી બીજી ફોજો તેની સામે લઢવાને આવી. ઘેરો ઊઠાવી તેણે કલોડનમૂર નામે સ્થળમાં મુકામ કર્યો. અહિં પાદશાહી ફોજ સાથે યુદ્ધ થયું. જનરલ કોપ અને હાઉલેની ગફલતથી ચેતીને કંબરલાંડે હાઇલાંડરોના જુસ્સાભરેલા હુમલાની સામે થવાને વધારે સાવચેતી રાખી હતી. જેવા તેઓ ધસ્યા તેવાજ તેઓના ધસારાની જોડે કંબરલાંડે તેમના ઉપર બંદુક અને તોપનો સજડ મારો ચલાવ્યો. હાઇલાંડરોમાંનાં ઘણાં માણસ રણમાં પડ્યાં તેથી તેઓ થથર્યા અને વિખરાઇ ગયા. પાદશાહી ફોજે કોઇને જીવતદાન આપ્યું નહિ. હથિયાર મૂકી શરણે આવેલા માણસોને કતલ કર્યા એ સુધરેલાઓના યુદ્ધના કાયદાથી ઊલટું હતું. સ્ટુઅર્ટ શાહજાદો ઘણી મુશ્કેલીથી નાશી બચ્યો. તેના એક ઉદાર મિત્રે પાદશાહી સિપાઇને કહ્યું કે હું પાદશાહ છું તેથી તેઓ ભૂલ્યા અને તે માટે તેને નાશી છૂટવાનો વખત મળ્યો.

વિજય થયા પછી કંબરલાંડે એવી તો ક્રૂરતા કરી કે તેની અને પાદશાહી ફોજની આબરૂને મોટી હાનિ પહોંચી. ફિતૂરખોરોનાં પરગણાં તલવાર અને અગ્નિથી ઊજડ કર્યાં, જંગલના પશુઓનો શિકાર કરતો હોય તેમ માણસોના પ્રાણ લીધા. બળી ગયેલાં ઝુંપડાંમાંથી હાંકી કાઢેલાં

હજારો બૈરાં છોકરાં ઊજડ જંગલોમાં મરણ પામ્યાં. બંડની કાંઈપણ નિશાની રહી નહિ, અને વસ્તી છેક નાબૂદ થઈ જવા આવી, ત્યારે ડ્યુક લંડન તરફ પાછો વળ્યો; તોપણ જે હાઇલાંડરો નાશી ગયા હતા તેમને ખોળી કાઢવાને ફોજનો કેટલોક ભાગ પાછળ મૂકતો ગયો હતો. સ્ટુઅર્ટ શહાજાદાનું મસ્તક લાવે તેને ત્રણ લાખ રૂપિયાનું ઇનામ આપવાનાં જાહેરનામાં કર્યાં હતાં, તોપણ હાઇલાંડમાં તથા સ્કાટલાંડના પશ્ચિમ ભાગમાં તે સંતાઇ રહી શક્યો. તેની ભરાઇ બેસવાની જગાથી પચાસ માણસ વાકિફ હતાં પરંતુ તેમાંના કોઇએ વિશ્વાસઘાત કર્યો નહિ. અંતે એક ફ્રેન્ચ ચોરીયું વહાણુ તેને હાથ લાગ્યું તેમાં બેશી ઘણાં સંકટ ભોગવ્યાં છતાં તે સહીસલામત પહોંચ્યો. એ રીતે તે પંડે બચ્યો પરંતુ જેઓ તેની સાથે થયા હતા તેનાપર ઇંગ્રેજ સરકારે વેર લીધું. હાઇલાંડના સરદારોમાંના ઘણાને ગરદન માર્યાં. તે મરનારાઓ ઘણી હિંમતથી મુઆ પરંતુ ઇંગ્રેજોના મનમાં તેમનાપર કાંઇ દયા આવી નહિ.

એ દરમિયાન માર્શલ સેક્સ નામે ફ્રેન્ચ નાયકે નેધર્લાંડનો ભાગ જીતી લીધો. બ્રુસેલ્સ, આંટવર્પ, અને ન્યુઆર્ક શહેરો તેને હાથ ગયાં, અને સંપીલા રાજાઓની ફોજે હાર ખાધી. ઇતાલિમાં એથી ઊલટું પરિણામ થયું. આસ્ત્રિઆના લશ્કરે ફ્રેન્ચ અને સ્પાનિઅર્ડોને ફ્રાન્સ સુધી પાછા હઠાવ્યા. સ્પેનના પાદશાહ ફિલિપનું મરણ થયું અને તેની ગાદીએ તેનો કુમાર છઠ્ઠો ફર્દિનાંદ બેઠો. નવા રાજાએ ફ્રાન્સ જોડે થયેલા કરાર પ્રમાણે વર્તવાનો ઠરાવ કર્યો તેથી બુર્બોન પક્ષને ફરી હિંમત આવી. ફ્રેન્ચ માર્શલ ડી બેલેસ્લેની ચતુરાઇને લીધે આસ્ત્રિયનોને દક્ષિણ ફ્રાન્સમાંથી જતાં રહેવું પડ્યું. જીનોઆના ગઢમાં આસ્ત્રિઆનું લશ્કર હતું ને ત્યાંના નગરવાસીઓપર બહુ સખ્તાઇ કરતું હતું તેથી લોકે બંડ કરી તે શહેર પોતાને કબજે કર્યું અને આસ્ત્રિયન સિપાહીઓને કાઢી મૂક્યા. વેપારમાં પ્રતિસ્પર્ધીપણું હોવાથી ઇંગ્રેજો તથા ફ્રેન્ચો વચ્ચે અદેખાઇ વધી ગોડગોડનાં

રાખી, (ઇ. સ. ૧૭૪૭). હોલાંડની સરકારનું મન સ્થિર નહિ હોવાથી વલંદાઓ જોઇએ તેવી મદદ કરી શકતા નહિ: અંતે તે દેશમાં પ્રજાએ બંડ કરી ઑરેંજના શહાજાદાને સ્ટાટહૉલ્ડર નિમવાની જરૂર પાડી.

હોલાંડમાં થયેલી આ ઊથલપાથલથી સંપીલા રાજાઓનું કામ વધારે જાગૃતિથી ચાલ્યું, તોપણ લઢાઇનો ઘણોખરો બોજો ઇંગ્રેજોપર પડ્યો. વાલ નામે રણમાં મોટો સંગ્રામ થયો અને ઘણાં માણસ મુઆં. ઈંગ્રેજી ફોજ બહુ હિંમતથી લઢી પરંતુ વલંદા અને આસ્ટ્રિયનોની બીકણ અને સુસ્ત ચાલથી સંપીલી ફોજનો પરાજય થયો. એથી શેલ્ટ નદી પરનો એક જબરો કિલ્લો જીતી લીધાથી તે નદીનો બધો કાંઠો ફ્રેન્ચોના હાથમાં આવ્યો. ઇતાલિનું જીનોઆ શહેર લેવાને સંપીલી ફોજે પ્રયત્ન કર્યો તે નિષ્ફળ ગયો; પરંતુ તેઓ બીજે ઠેકાણે જશ પામ્યા. દરિયામાં ઇંગ્રેજી નૌકાફોજે કેટલીક મોટી ફતેહ મેળવી. કેપ ફિનિસ્ટર આગળ ફ્રેન્ચ વહાણો કિંમતી માલ ભરેલાં ઊભાં હતાં તેઓપર આડમિરલ આન્સન અને વારલનાં વહાણોએ હુમલો કર્યો, ફ્રેન્ચોને હરાવ્યા અને તેમનાં લઢાઇનાં કેટલાંક વહાણો પકડ્યાં. સાત અઠવાડિયાં પછી સેંટડોમિંગોથી માલ ભરીને આવતો વહાણનો કાફલો કમોડરફોક્સને હાથ આવ્યો. આડમિરલ હોકે પણ ફ્રેન્ચ નૌકાસેનાનાં છ વહાણો પકડ્યાં. આ નુકશાનથી તથા હિંદુસ્તાન ખાતે બ્રિટને જબરી નૌકાસેના મોકલી તેથી ડરીને વર્સેલ્સની સરકારે સલાહની વષ્ટિ ફરીને મોકલી.

ઇ. સ. ૧૭૪૮ માં એલાશાપેલ (એક્ષલા શાપેલ) શહેરમાં સલાહનો વિચાર કરવાને રાજ્યવકીલો ( એલચીઓ ) મળ્યા ત્યાં કરાર થયા. તેની મુખ્ય શરતો એ હતી કે લઢાઇમાં જીતેલા મૂલક, કિલ્લા વગેરે જેના હોય તેને પાછા આપવા અને યુદ્ધમાં પકડાયલા કેદીઓને વગર મૂલે છોડી દેવા. અમેરિકાના દરિયામાં વેપાર કરવા જવાને સ્પેન અને બ્રિટન વચ્ચે વાંધો હતો તેનો નીવેડો એથી થયો નહિ, તથા દરિયાપર વહાણનો ઝાડો લેવાના હક્કથી લઢાઈ ઊઠી હતી તે સબંધી એક શબ્દ પણ કરારનામામાં ન હતો; હાનોવર કુળનો રાજા ઈંગ્લાંડની ગાદીએ બેઠો હતો એ વાત સર્વ રાજાઓએ માન્ય રાખી અને સ્ટુઅર્ટ શાહજાદાને કોઇએ આશ્રય આપવો નહિ એવી કબુલાત થઇ. એ વિના ઈંગ્લાંડને કશો ફા-

હજારો બૈરાં છોકરાં ઉજડ જંગલોમાં મરણ પામ્યાં. બંડની કાંઈપણ નિશાની રહી નહિ, અને વસ્તી છેક નાબૂદ થઈ જવા આવી, ત્યારે ડ્યુક લંડન તરફ પાછો વળ્યો; તોપણ જે હાઇલાંડરો નાશી ગયા હતા તેમને ખોળી કાઢવાને ફોજનો કેટલોક ભાગ પાછળ મૂકતો ગયો હતો. સ્ટુઅર્ટ શહાજાદાનું મસ્તક લાવે તેને ત્રણ લાખ રૂપિયાનું ઇનામ આપવાનાં જાહેરનામાં કર્યાં હતાં, તોપણ હાઇલાંડમાં તથા સ્કાટલાંડના પશ્ચિમ ભાગમાં તે સંતાઇ રહી શક્યો. તેની ભરાઇ બેસવાની જગાથી પચાસ માણસ વાકિફ હતાં પરંતુ તેમાંના કોઇએ વિશ્વાસઘાત કર્યો નહિ. અંતે એક ફ્રેન્ચ ચોરીયું વહાણ તેને હાથ લાગ્યું તેમાં બેશી ઘણાં સંકટ ભોગવ્યાં છતાં તે સહીસલામત પહોંચ્યો. એ રીતે તે પંડે બચ્યો પરંતુ જેઓ તેની સાથે થયા હતા તેનાપર ઇંગ્રેજ સરકારે વેર લીધું. હાઇલાંડના સરદારોમાંના ઘણાને ગરદન માર્યાં. તે મરનારાઓ ઘણી હિંમતથી મુઆ પરંતુ ઇંગ્રેજોના મનમાં તેમનાપર કાંઇ દયા આવી નહિ.

એ દરમિયાન માર્શલ સેક્સ નામે ફ્રેન્ચ નાયકે નેધર્લાંડનો ભાગ જીતી લીધો. બ્રુસેલ્સ, આંટવર્પ, અને ન્યુઆર્ક શહેરો તેને હાથ ગયાં, અને સંપીલા રાજાઓની ફોજે હાર ખાધી. ઇતાલિમાં એથી ઉલટું પરિણામ થયું. આસ્ત્રિઆના લશ્કરે ફ્રેન્ચ અને સ્પાનિઅર્ડોને ફ્રાન્સ સુધી પાછા હઠાવ્યા. સ્પેનના પાદશાહ ફિલિપનું મરણ થયું અને તેની ગાદીએ તેનો કુમાર છઠ્ઠો ફર્દિનાંદ બેઠો. નવા રાજાએ ફ્રાન્સ જોડે થયેલા કરાર પ્રમાણે વર્તવાનો ઠરાવ કર્યો તેથી બુર્બોન પક્ષને ફરી હિંમત આવી. ફ્રેન્ચ માર્શલ ડી બેલેસ્લેની ચતુરાઇને લીધે આસ્ત્રિયનોને દક્ષિણ ફ્રાન્સમાંથી જતાં રહેવું પડયું. જીનોઆના ગઢમાં આસ્ત્રિઆનું લશ્કર હતું ને ત્યાંના નગરવાસીઓપર બહુ સખ્તાઇ કરતું હતું તેથી લોકે બંડ કરી તે શહેર પોતાને કબજે કર્યું અને આસ્ત્રિયન સિપાહીરોને કાઢી મૂકયા. વેપારમાં પ્રતિસ્પર્ધીપણું હોવાથી ઇંગ્રેજો તથા ફ્રેન્ચો વચ્ચે અદેખાઈ વધી. એકએકનાં પરદેશનાં સંસ્થાનોપર લશ્કરો મોકલવાનાં હતાં. એ સ્વારીઓથી કંઇ ખચિત પરિણામો થયાં નહિ. માણસોનો મરો અને પૈસાના ખરચથી બંને પક્ષ કંટાળી ગયા હતા તેથી બ્રેડા નગરમાં સલાહનો વિચાર કરવાને બેઉ તરફના વકીલો મળ્યા. ફ્રાંસિસ લોકની માગણી ઘણી ભારે હોવાથી સંપ કરેલા રાજાઓને પસંદ પડી નહિ, અને તેમણે લડાઇ જારી

રાખી, (ઇ. સ. ૧૭૪૭). હોલાંડની સરકારનું મન સ્થિર નહિ હોવાથી વલંદાઓ જોઇએ તેવી મદદ કરી શકતા નહિ. અંતે તે દેશમાં પ્રજાએ બંડ કરી ઓરેંજના શહાજાદાને સ્ટાટહોલ્ડર નિમવાની જરૂર પાડી.

હોલાંડમાં થયેલી આ ઊથલપાથલથી સંપીલા રાજાઓનું કામ વધારે જાગૃતિથી ચાલ્યું, તોપણ લઢાઇનો ઘણોખરો બોજો ઇંગ્રેજોપર પડ્યો. વાલ નામે રણમાં મોટો સંગ્રામ થયો અને ઘણાં માણસ મુઆં. ઈંગ્રેજી ફોજ બહુ હિંમતથી લઢી પરંતુ વલંદા અને આસ્ટ્રિયનોની બીકણ અને સુસ્ત ચાલથી સંપીલી ફોજનો પરાજય થયો. એથી શેલ્ટ નદી પરનો એક જબરો કિલ્લો જીતી લીધાથી તે નદીનો બધો કાંઠો ફ્રેન્ચોના હાથમાં આવ્યો. ઇતાલિનું જીનોઆ શહેર લેવાને સંપીલી ફોજે પ્રયત્ન કર્યો તે નિષ્ફળ ગયો; પરંતુ તેઓ બીજે ઠેકાણે જશ પામ્યા. દરિયામાં ઇંગ્રેજી નૌકાફોજે કેટલીક મોટી ફતેહ મેળવી. કેપ ફિનિસ્ટર આગળ ફ્રેન્ચ વહાણો કિંમતી માલ ભરેલાં ઊભાં હતાં તેઓપર આડમિરલ આન્સન અને વારલનાં વહાણોએ હુમલો કર્યો, ફ્રેન્ચોને હરાવ્યા અને તેમનાં લઢાઇનાં કેટલાંક વહાણો પકડ્યાં. સાત અઠવાડિયાં પછી સેંટડોમિંગોથી માલ ભરીને આવતો વહાણનો કાફલો કમોડરફોકસને હાથ આવ્યો. આડમિરલ હોકે પણ ફ્રેન્ચ નૌકાસેનાનાં છ વહાણો પકડ્યાં. આ નુકશાનથી તથા હિંદુસ્તાન ખાતે બ્રિટને જબરી નૌકાસેના મોકલી તેથી ડરીને વર્સેલ્સની સરકારે સલાહની વષ્ટિ ફરીને મોકલી.

ઇ. સ. ૧૭૪૮ માં એલાશાપેલ (એક્ષલા શાપેલ) શહેરમાં સલાહનો વિચાર કરવાને રાજ્યવકીલો ( એલચીઓ ) મળ્યા ત્યાં કરાર થયા. તેની મુખ્ય શરતો એ હતી કે લઢાઇમાં જીતેલા મૂલક, કિલ્લા વગેરે જેના હોય તેને પાછા આપવા અને યુદ્ધમાં પકડાયલા કેદીઓને વગર મૂલે છોડી દેવા. અમેરિકાના દરિયામાં વેપાર કરવા જવાને સ્પેન અને બ્રિટન વચ્ચે વાંધો હતો તેનો નીવેડો એથી થયો નહિ, તથા દરિયાપર વહાણનો ઝાડો લેવાના હક્કથી લઢાઈ ઊઠી હતી તે સબંધી એક શબ્દ પણ કરારનામામાં ન હતો; હાનોવર કુળનો રાજા ઈંગ્લાંડની ગાદીએ બેઠો હતો એ વાત સર્વે રાજાઓએ માન્ય રાખી અને સ્ટુઅર્ટ શાહજાદાને કોઇએ આશ્રય આપવો નહિ એવી કબુલાત થઇ. એ વિના ઈંગ્લાંડને કશો ફા-

ચદો થયો નહિ. એટલા ફાયદા માટે ખરચ તો એટલો બધો થઇ ગયો કે તેથી ઇંગ્રેજી પ્રજા નારાજી થઇ; એ પરિણામને માટે લઢાઇ ઊઠાવનારને માથે ઠપકો છે. સલાહ કરનારને શીર નહિ. આસ્ત્રિયાની ગાદીની તકરારમાં ઇંગ્લાંડને કાંઇ લેવું દેવું ન હતું; સર રાબર્ટ વોલ્પોલના કારભારમાં તેનો વિચાર લઢાઇ કરવાની વિરૂદ્ધ હોવાને લીધે દેશમાં શાન્તિ રહી હતી અને તેથી દેશમાં વેપાર તથા હુન્નરનાં કારખાનાંમાં ઉતાવળે વધારો થયો હતો. જુઠી યુદ્ધકીર્તિના લોભથી, યૂરોપનાં રાજ્યોમાં હાથ ઘાલવાના ખોટા મોહથી દેશની આબાદીને ભારે હાનિ પહોંચી અને સરકારી કરજમાં ઘણો વધારો થયો.



# खंड २ जो.

## યૂરોપના લોકે પરદેશોમાં વસાવેલાં સંસ્થાનોનો ઇતિહાસ.

સ્વદેશ છોડી પરદેશમાં જઇને વસવું અને ત્યાં નવા સંસ્થાન સ્થાપવા એ ચાલ પ્રાચીન કાળમાં હતો. અર્વાચીન કાળમાં એક મોટા નવા ખંડની શોધ થયાથી પરદેશોમાં જઇ વસવાની ઇચ્છાએ ઘણું જોર પકડ્યું, અને તેથી દુનિયાની તવારીખમાં કેટલાક અજબ જેવા બનાવ બન્યાછે. યૂરોપની પ્રજાઓએ અમેરિકામાં, તેમજ આફ્રિકા અને એશિયામાં સંસ્થાનો વસાવ્યાં. અમેરિકાની શોધ થયા પછી તુરત સ્પેનનું પહેલું સંસ્થાન હિસ્પાનોલિઆ અથવા સેંટડોમિંગોમાં વસ્યું. રાણી ઇસાબેલાએ હુકમ કર્યો હતો કે એ બેટના સ્વદેશીઓનું રક્ષણ કરવું અને તેમની પાસે વેઠ કરાવવી નહિ. અમેરિકાના દેશીઓને યૂરોપના લોકો ઇન્ડિયન કહેછે. ઇન્ડિયનોને મજૂરી કરવી ગમતી નથી તેથી પૈસા આપતાં પણ તેઓ કામ કરતા નહિ, તે દેશની હવા માફક નહિ આવ્યાથી ઘણા સ્પાનિઅર્ડો મરી ગયા અને તેથી ખાણ ખોદવાને તથા જમીન ખેડવાને મજૂરોની તંગી પડી. એ તંગીને લીધે સ્પાનિઅર્ડો ઇન્ડિયનોને પકડી વેઠે કામ કરાવવા લાગ્યા અને તે વેઠમાં વધારો કરીને ઇન્ડિયનોને ગુલામ કરી નાખ્યા. પહેલી માલૂમ પડી તે વખતે હિસ્પાનોલિઆની ખાણોમાં પુષ્કળ કિંમતી ધાતુઓ હતી. જે સાહસિક પુરૂષો ત્યાં ગયા હતા તેમને પુષ્કળ દોલત મળવાથી બીજાઓને આવવાનું મન થયું. ઇન્ડિયનોપર ભારે જૂલમ થવાથી તેમની સંખ્યા ઘટી ગઇ, અને મજૂર ઓછા થઈ જવાથી નફો પણ ઓછો થયો ત્યારે બીજે ઠેકાણે જવાનો મનસૂબો સ્પાનિઅર્ડોએ કર્યો. પોર્ટોરિકો બેટમાં જઇ સ્પાનિઅર્ડો વસ્યા અને ત્યાંના અભાગ્યા ઇન્ડિયનોની દુર્દશા કરી. ત્યારપછી ક્યુબા બેટ જીતી લીધો. એ બેટ ૭૦૦ મૈલ લાંબો છે અને તે વખતે ઇન્ડિયનોથી ભરપૂર હતો તોપણ તેઓ યુદ્ધમાં એવા નબળા હતા કે ફક્ત ૩૦૦ સ્પાનિઅર્ડોએ બધો બેટ તાબે કર્યો.

બાલ્બો નામે એક સાહસિક સ્પાનિઅર્ડે એથી વધારે અગત્યની શોધો કરી. તેણે દેરિયન સંયોગીભૂમિપર એક નાનું સરખું સંસ્થાન વસાવ્યું હતું. એક ઇન્ડિયન સરદારના કહેવાથી તેના જાણવામાં આવ્યું કે મહાસાગરના કાંઠાપર એક ઘણું દ્રવ્યવાન રાજ્ય છે. હિસ્પાનિલિઆમાંથી કુમક મંગાવી ત્યાં જવાને નીકળ્યો. સંયોગીભૂમિની ભયંકર ખીણો અને ડુંગરોમાં થઇને અજાણ્યા મૂલક તરફ ગયો. માર્ગમાં તે એક ઉંચા ડુંગરના શિખરપર ચઢ્યો. ત્યાંથી વિસ્તીર્ણ પાસિફીક મહાસાગર તેની નજરે પડ્યો. આ શોધથી તેનું મન ઘણું હરખાયું. તત્કાળ હાથ જોડી તેણે ઇશ્વરનો પાડ માન્યો કેમકે એથી તેને તથા તેના દેશને ઘણી આબરૂ મળી. જે દેશમાં પુષ્કળ સોનું છે ત્યાંના લોક ઘણા જોરાવર છે, એવા સમાચાર મળવાથી તેણે ત્યાં જવું માંડી વાળ્યું. તોપણ આસપાસના રાજાઓ પાસેથી તેને એટલું સોનું મળ્યું કે તેટલું અમેરિકા શોધાયા પછી કોઇ સ્પાનિઅર્ડને મળ્યું ન હતું.

ઇન્ડિયનોને ખ્રિસ્તિ ધર્મમાં આણવાને સ્પેનથી મિશનરિઓ ગયા હતા. બાપડા ઇન્ડિઅનોપર જે જૂલમ અને ક્રૂરતા સ્પાનિઅર્ડો કરતા હતા તે જોઇ તેમને ઘણી દયા આવી. તેમાંના એક નામે લાસ્કાસના ભાષણ અને લખાણથી સ્પેનના પાદશાહના મનપર અસર થઇ. ઇન્ડિયનોને દુઃખમાંથી છોડવવાની આતુરતામાં તેણે સૂચવ્યું કે ઇન્ડિયનોને બદલે કામ કરવાને સીધીઓને આણવા. આ સૂચનાથી ગુલામનો દુષ્ટ વેપારનો પાયો નંખાયો. એમ તે ભલા પાદરીએ એક પ્રજાનું સારૂં કરવામાં બીજી પ્રજાને ખરાબ કરવાનાં બીજ રોપ્યાં.

અમેરિકાનો મૂલક જીતવાને ક્યુબામાં એક ફોજ તૈયાર કરવામાં આવી. તેની સરદારી એક બુદ્ધિવાન અને બહાદુર કોર્ટેઝ નામના પુરૂષને આપી. એ પુરૂષ પોતાના સ્વદેશીઓ કરતાં વધારે લોભી ને નિર્દય હતો. ઇ. સ. ૧૫૧૯ ના એપ્રિલ માસની બીજી તારીખે આ સાહસિક જન યુકાટનના કાંઠાપર ઊતર્યો. આ વિનાશકારી પરોણાને ઉતરતો અટકાવવાને બદલે તેને આશ્રય આપ્યો. મેક્સિકન લોક કેટલેક દરજ્જે સુધરેલા હતા; તેઓમાં રાજનિયમ, કાયદા અને ગુરૂવર્ગ હતા. થઇ ગએલા બનાવ નોંધી રાખવાની તેઓમાં કંઇક રીત હતી. તેઓની ઇમારતો મ-

જબૂત અને સુંદર હતી. પંચાંગ બનાવી શકે એટલા તેઓ વિદ્યામાં વધ્યા હતા; અને ઉપયોગી તથા શોભા આપનાર હુન્નરોની તેઓને કેટલીક માહિતગારી હતી. એમ દ્વીપોમાં વસનારા લોકોના કરતાં વધારે સુધરેલા જોઇ કોર્ટેઝ તેમની જોડે જુદી રીતે વર્ત્યો. પોતાના દુષ્ટ વિચાર છૂપાવી તેણે એટલુંજ માગ્યું કે તમારા રાજાધિરાજ મોંટેઝુમાની મુલાકાત કરાવો.

જે પરદેશીઓ પાસે બંદુક અને તોપો જેવાં ભયંકર શસ્ત્ર હતાં તેમને દેશના માંહેના ભાગમાં લેઇ જવાને ઇન્ડિયન સરદારો રાજી ન હતા. મોંટેઝુમા નબળો અને કાયર સ્વભાવનો રાજા હતો તે પણ એને મળવાને નાખુશ હતો. કોર્ટેઝને વકીલો સાથે કિંમતી નજરાણો મોકલી મુલાકાત કરવાની ના કહાવી. એ મૂલ્યવાન ભેટોથી સ્પાનિઅર્ડોની તૃષ્ણામાં વધારો થયો. કોર્ટેઝ કાંઠાપરજ છાવણી કરીને અનુકૂળ બનાવની વાટ જોતો રહ્યો. એ જગ્યાએ આગળ વેરાક્રુઝ શહેર વસ્યું. ઘણો વખત નહિ ગયો એટલામાં મોંટેઝુમાના તાબાની એક નારાજી થયેલી ઝેંપોલન નામે પ્રજાએ કોર્ટેઝની છાવણીમાં વકીલો મોકલ્યા. તેણે તેઓની સાથે તુરત દોસ્તીના કરાર કર્યા. પોતાના અધિકારની મંજૂરી મંગાવવાને તેણે સ્પેન લખી મોકલ્યું, અને પોતાની સાથે આવેલા સિપાઇઓને ફતેહ સિવાય બચવાની બીજી કશી આશા રહે નહિ માટે વહાણોને ફૂંકી મૂક્યાં. ત્યારપછી ૫૦૦ પાયદલ, માત્ર ૧૫ ઘોડેસ્વાર અને ૭ તોપો લેઇ તેણે એ મોટું રાજ્ય જીતી લેવાને કુચ કરી. મેક્સિકોમાં ટલાસ્કલાન્સ નામે અતિ બહાદુર લોકો પ્રથમ તેની સામા થયા. મોંટેઝુમાના ઉપરીપણા નીચે તેઓમાં પ્રજાસત્તાક રાજ્ય હતું. પોતાની સ્વતંત્રતાને માટે તેઓ બહુ હિમતથી લઢયા પરંતુ સ્પાનિઅર્ડોના અગન્યસ્ત્ર આગળ તેઓનું કાંઇ ચાલ્યું નહિ. કેટલીક લઢાઇઓમાં હાર્યા પછી તેઓએ સ્પેનને તાબે થઇ કોર્ટેઝને મદદ કરવાને કબુલ કર્યું. એમાંના ૭ હજાર માણસની ફોજ સાથે લેઇને ચોલુલા નામે મોટા શહેર ઉપર કોર્ટેઝ ગયો. મોંટેઝુમાના હુકમથી અહીં તેને આવકાર મળ્યો. પરંતુ કોર્ટેઝના જાણવામાં આવ્યું કે એ સભ્યતા માત્ર નામની છે; અંદરખાને તેઓ ગુપ્ત રીતે સ્પાનિઅર્ડોનો નાશ કરવાની યુક્તિ કરેછે એ ખબર સાંભળતાંજ તેણે શહેરનાં ૭ હજાર માણસોના પ્રાણ લીધા. એથી બાકીનાઓ ડરીને પોતપોતાને ધંધે વળગ્યા, અને શહેર તાબે થયું.

કોર્ટેઝે સ્પેનના રાજાપર કાગળ લખ્યો તેમાં લખ્યું કે ટલાસ્કલા શહેર ગ્રાનાડા કરતાં મોટું છે; તેમાં ઘણાં સુંદર ઘરો તથા બજાર છે, અનાજ, વનસ્પતિ વગેરે ખાવાના અનેક પદાર્થો પુષ્કળ મળેછે; વેચવા અને ખરીદ કરવાને સારૂ દરરોજ ચૌટામાં ત્રીસ હજાર માણસોનું મળવું થાયછે; અનેક તરેહના સોના રૂપાના તથા રત્નજડીત શણગારો, ને ઘણી જાતનાં કપડાં, પગરખાં વગેરે પુષ્કળ મળેછે કુંભારો જે વાસણો બનાવે છે તે સ્પેનમાં મળેછે તેવાંજ છે, ઔષધિઓ, લાકડાં, કોયલા, મીઠાઇ વગેરે પુષ્કળ મળે છે; ધોબી, હજામો અને હમામખાનાં પણ શહેરમાં છે; વળી શહેરના બંદોબસ્તને માટે પોલીસ છે તે સારી હાલતમાં છે; લોકો ડાહ્યા, સ્વભાવે નરમ છે ચોલુલાના લોકના લૂગડાં ટલાસ્કલાના લોકના કરતા વધારે સારાં છે; તેઓ ઝભ્ભા પહેરે છે અને ઝભ્ભાની અંદર વળી બીજાં કપડાં પહેરે છે. એનો ઘાટ આફ્રિકાના લોકના ઝભ્ભા જેવો છે પણ તેને ગજવાં છે એટલું વધારે છે; લોકો તાબે થયા છે અને હવે પછી રહેશે એવું જણાય છે; આસપાસનો દેશ ફળદ્રુપ છે, અને સ્પેનના પ્રદેશ કરતાં વધારે સુંદર છે; શહેરના એક દેવળ ઉપર મેં ઊભા રહીને ૪૦૦ દેવળો અને ૪૦૦ મિનારા ગણ્યા છે; એ શહેર સ્પાનિઅર્ડ લોકોને વસવાને ઘણું અનુકૂળ પડશે, કેમકે ત્યાં ખેડવાને સારૂ જમીન સારી છે, ઢોરોને વાસ્તે પાણી છે, બીજાં એવાં ઠેકાણાં હોયછે કે જ્યાં ખેડવાને જમીન પણ મળતી નથી.

ચોલુલાથી કોર્ટેઝ મેક્સિકો શહેર ઉપર ગયો. લગભગ ઝાંપા સૂધી આવ્યો ત્યાં સૂધી દુર્બળ મોંટેઝુમાએ કેવી મુલાકાત કરવી તેનો વિચાર કર્યો નહોતો. અંતે દોસ્તી રાખવાનો ઠરાવ કરી તે કાર્ટેઝને તેડવા સામો ગયો પાદશાહની સ્વારીનો જંગલી ભભકો તે વખતે ઘણો હતો. સ્પાનિઅર્ડોને તેણે શહેરમાં ઉતારો આપ્યો. એ રીતે કાંઇ હરકત થઇ નહિ, તોપણ કાર્ટેઝે જોયું કે ભય આવી પડે તો નાશી છૂટવાનો રસ્તો નથી. શહેરની આસપાસ ચારે મેર પાણી હતું અને તે પરથી થઇને જવાના પૂલો હતા તે તોડી શકાય તેવા હતા. તે પૂલો ભાંગી નાખી તેને અને તેની નાની ફોજને ઘેરે તો પછી નાશ પામ્યા વગર રહે નહિ. આ ભયથી બચવાને વાસ્તે તેણે મોંટેઝુમાને એકદમ પરહેજ કર્યો, અને ના·

સવાની જરૂર વખતે કામ આવે માટે એ વહાણો શહેર બહાર તળાવમાં બાંધ્યાં, પાદશાહને પકડવાનું કારણ તેણે એવું બતાવ્યું કે તેના એક સરદારે આલ્મેરિઆ શહેરમાં કેટલાક સ્પાનિઅર્ડોને મારી નાંખ્યા હતા. ગુન્હેગાર સરદારને પકડી મંગાવી તેના નોકરો સહિત શહેરમાં જીવતો બાળ્યો. મરતી વખતે તેણે કહ્યું કે મોંટેઝુમાના કહ્યાથી સ્પાનિઅર્ડોને મેં માર્યા છે તે પરથી કોર્ટેઝે મોંટેઝુમાને બેડી પહેરાવી. કોર્ટેઝે અસલના મેક્સિકો શહેરનું વર્ણન કર્યું છે તે પરથી તે શહેર તવંગર અને મોટું હતું એવું જણાય છે. એ શહેરનો તેણે નાશ કર્યો.

આ મોટી લૂંટ કોર્ટેઝનાં હાથમાં આવી તેથી ક્યુબાનો સુબો અદેખાઇ કરવા લાગ્યો. નાર્વેઝ નામે નાયકની સરદારી નીચે, કોર્ટેઝે જીતી લીધેલો મૂલક લેઈ લેવાને તેણે ફોજ મોકલી. કોર્ટેઝે તેનો પરાજય કર્યો અને તેના સિપાઇઓને પોતાની ફોજમાં દાખલ કર્યા. સ્પાનિઅર્ડોના ઘાતકીપણાથી અને જૂલમથી મેક્સિકનો ત્રાહે ત્રાહે પોકારવા લાગ્યા, અને તેમણે હવે મરણીઆ થઇ બહુ જુસ્સાથી હૂમલો કર્યો. હજારો માણસ માર્યા ગયાં, પણ તેમની જગ્યાએ બીજાં હજારો આવી લઢવાને ઊભાં. એમનો ક્રોધ નરમ પાડવાને મોંટેઝુમાને કોર્ટેઝે આગળ કર્યો. પરંતુ તે અભાગ્યા પાદશાહને એક તીર વાગ્યાથી તે મરણ પામ્યો, અને કોર્ટેઝને તોપ, દારૂગોળા અને સામાન મૂકી શહેર છોડી નાસવું પડ્યું તેમનું સોનું રૂપુ પણ ઘણું લૂટાઇ ગયું. ટલાસ્કલાન લોકના મૂલકમાં જઇ કેટલીક કુમક એકઠી કરી, તથા પોતાના સિપાઇઓને હિમત આપી. કોર્ટેઝ ફરીતે મેક્સિકો તરફ ગયો. મેક્સિકન લોકે ગ્વાટિમોઝિન નામે નવો પાદશાહ કર્યો હતો. કોર્ટેઝે આસપાસનાં કેટલાંક શહેરો પોતાના કબજામાં લીધાં તથા હિસ્પાનોલિઆમાંથી કેટલીક કુમક મેળવી પાછો હુમલો કર્યો. પાદશાહે પહેલો હુમલો તો પાછો વાળ્યો, પરંતુ ઘેરો લાંબી મુદત રહ્યાથી તેની ધીરજ રહી નહિ. તે નાસતો હતો તેવોજ સ્પાનિઅર્ડોએ તેને પકડી લીધો; ત્યારપછી તેની તમામ રૈયત તાબે થઇ ગઈ. સંતાડેલો પૈસો મનાવવાને બિચારા પાદશાહને નિર્દય સ્પાનિઅર્ડોએ બહુ માર માર્યો અને પીડા કરી. આખી પ્રજાને આ લૂટારા સ્પાનિઅર્ડોએ ગુલામ કરી નાંખી. આ મોટા મૂલક જીત્યાને બદલે કોર્ટેઝને સ્પેનના પાદશાહ પાસેથી કાંઇ ઇનામ મળ્યું નહિ.

સ્પેન તથા પોર્ટુગાલની પ્રજાઓએ જ્યાં જ્યાં સંસ્થાનો સ્થાપ્યાં ત્યાંના લોકને તેમણે ખ્રિસ્તિ કર્યા. કોર્ટેઝે આરંભમાંજ વિચાર્યું કે મેક્સિકોના રહેવાશીઓને તાબામાં રાખવાનો સર્વોત્તમ ઉપાય એ છે કે તેમને ખ્રિસ્તિધર્મમાં લેવા. તેણે તથા તેના પછીના થનારા સૂબાઓએ મેક્સિકોનો ધર્મ નાશ કરવામાં ક્રૂરતા કરવામાં કાંઇ બાકી રાખી નહિ. મૂર્ત્તિઓને ભાગી નાંખી કે બાળી નાંખી, દેરાં તોડી પાડયાં અને બધા ધર્મગુરૂઓને મારી નાખ્યા. ત્યાંના લોકને ખ્રિસ્તિ કરવાને યૂરોપથી મિશનરીઓને તેડાવ્યા. ઇ. સ. ૧૫૨૨ થી ૧૫૪૫ સુધીમાં યૂરોપના અનેક દેશના સાધુઓ, મેક્સિકોના રહેવાશીઓને વટલાવવા આવ્યા. દેશના હરેક ભાગમાં તેઓ પેઠા, અને લશ્કરી થાણાંઓથી ઘણે દૂર ગયા; બીક્ષણ દેશીઓનાં મન, આ નવો ધર્મ સ્વિકારવાને તૈયાર થયેલાં તેમનાં જોવામાં આવ્યાં. દેશીઓએ ધાર્યું કે આપણા પોતાના દેવો નાશી ગયા છે કે બળહીન થઇ ગયાછે, માટે વિજય કરનારા લોકના દેવોને માનવા જોઇએ. ખ્રિસ્તિ મિશનરીઓ કપટ કરવાથી પણ ડરતા નહિ. મૂર્ખ દેશીઓને તેમણે સમજાવ્યા કે પ્રાચીન કાળમાં તમારા પૂર્વજોમાં ખ્રિસ્તિ ધર્મ ચાલતો હતો અને તેની કાંઇક નિશાનીઓ તમારા જૂના ધર્મમાં રહી છે. કાંઇ વાત અનાયાસે ખ્રિસ્તિધર્મને મળતી આવે તો તેને તેઓ વળગી પડતા, અને તેનું મહત્વ વધારતા હતા, તથા દેશીઓ રાજી થાય એવી કેટલીક નવી રીતો ધર્મમાં દાખલ કરી. ઇન્ડિયન લોકોને ફૂલનો શોખ ઘણો હતો તેથી કેટલાક તહેવારોએ ફૂલના હાર દેવળોમાં અર્પણ કરવાની તથા પહેરવાની રજા આપી. પ્રાર્થનાની વખતે નાચવા દીધા; તથા દેવળોમાં જે કૃત્યો ન થઇ શકે તેવાં કરવા દીધાં. આ છૂટની જોડે ખ્રિસ્તિ ધર્મ નહિ પાળે તેનો નાશ કરવા વિશે સખ્ત ઠરાવ કરવાથી દેશ જીત્યા પછી અર્ધા સૈકામાં લાખો ઇન્ડિયનો ખ્રિસ્તિ ધર્મમાં દાખલ થયા. એક ગ્રંથમાં લખ્યું છે કે ઇ. સ. ૧૫૨૪ થી તે ૧૫૪૦ સુધીમાં એકલા ફ્રાન્સિસકન ટોળીના સાધુઓએ સાઠ લાખ ઇન્ડિયનોને બાપ્તિઝ્મ આપ્યું. રાજા, ઉમરાવો, વેપારીઓ, હુન્નર કરનારા, ખેડૂતો વગેરે સર્વે લોકોએ સ્પેનનો ધર્મ કબૂલ કર્યો.

એ ધર્મ ફેલાવનારા સાધુઓના લાભમાં એટલું કહેવું જોઇએ કે તેમણે નિર્દય સ્પાનિઅર્ડોના ઘાતકીપણાથી બિચારા મેક્સિકનોનો બચાવ

કરવાનો પ્રયત્ન કર્યો. બાપડા દાસ થઇ ગયેલા ઇન્ડિયનોનું રક્ષણ કરવા ને માટે સાહલાન અને લાસકાસ નામે બે સાધુઓ વિશેષ પ્રખ્યાત છે. પોપના અને સ્પેનના પાદશાહના હુકમ મંગાવી, માણસ જાતના હક્ક મેક્સિકનોને અપાવવાની તેમણે કોશિષ કરી. તેઓનો આ દયાળુ હેતુ સંપૂર્ણ પાર પડયો નહિ, તોપણ સ્પેનના તાબાનાં બીજાં સંસ્થાનોના અભાગ્યા રહેવાશીઓની જે માઠી અવસ્થા થઈ તેવી માક્સિકનોની થઇ નહિ. એ ક્રૂરતાને લીધે બીજાં સંસ્થાનોની ઇન્ડિઅન લોકની વસ્તી નાશ પામી. ધર્મગુરૂઓ અને સાધુઓએ મેક્સિકનોનું એ રીતે રક્ષણ કર્યું. અને તેથી તેઓ ખ્રિસ્તિ ધર્મ ઉપર બહુજ પ્રેમ કરવા લાગ્યા, અને આજે તે દેશ સ્વતંત્ર છે તોપણ એ પ્રેમની નિશાની હજી જોવામાં આવેછે.

ઇન્ડિયન લોકોના હિતને અર્થે સ્પેનના મહારાજા તરફથી જે હુકમ આવતા તે પૂરા પાળવામાં આવતા નહિ, અને તેથી વસ્તીમાં ઉતાવળે ઘટારો થયો. વસ્તીનો છેક નાશ થતાં અટકાવવાને માટે સરકારે ઈન્ડિયનોને જમીનને લગતા દાસ ઠરાવ્યા. ત્યાં વસવા આવેલા સ્પાનિઅર્દોને જમીન વહેંચી આપી, અને જમીનને ખેડવાને માટે જોઇએ તેટલા ઇન્ડિયનોને જમીનના ધણીને સોંપ્યાં. એ ઇન્ડિયનોએ પોતાની અસલની રીત પ્રમાણે જમીન ખેડવી જારી રાખી; અને તેઓ જમીનની ઉપજ પોતાના ધણીને આપતા. મેક્સિકોના ઇન્ડિયનોનો નાશ થતો અટકાવવાનું એક બીજું પણ કારણ હતું. તે એ કે હિસ્પાનિઓલામાં તથા બીજા બેટોમાં સોના તથા રૂપાની ખાણો ખોદવાનું કામ ચાલતું હતું. અને તેથી હજારો ઇન્ડિયનો મરી ગયા. મેક્સિકોમાં વસેલા સ્પાનિઅર્દોએ માત્ર ખેતી ઉપર નજર રાખી તેથી ઇન્ડિયન ખેડૂતો જીવી શકયા. નદીની રેતી કે માટીમાંથી જેટલું સોનું રૂપું નીકળી શકે તેટલું કાઢવાપર તેમનું પ્રયત્ન હતું, પરંતુ તે કરવાની મહેનતથી ઇન્ડિયનો મરી જતા નહિ, મેક્સિકોમાંથી સોના રૂપાની ખાણો નીકળી તે પાછળના બખતમાં જાણવામાં આવી, અને એ ખાણો જેઓએ પહેલી શોધી કાઢી તેમને ઝાઝો નફો થયો નહિ, તેથી તે કામ ધીમું થયું અને હજારો લોકોના જીવ બચ્યા.

**પીરૂદેશ**—મેગેલન નામે વહાણવટી દક્ષિણ અમેરિકાના છેડા ઉપર

થઇ પાસિફિક મહાસાગરમાં ગયો, અને પનામાની સંયોગીભૂમિની શોધ થઇ, ત્યારપછી અમેરિકાના બીજા દેશો જીતવાની ઇચ્છા સ્પાનિઅર્ડોને થઇ. પિઝારો નામે એક મોટા સાહસિક પુરૂષે ઘણી મુસ્કેલીએ નાનો સરખો વહાણનો કાફલો એકઠો કર્યો, અને દક્ષિણ અમેરિકાના પીરૂ દેશમાં ઇ. સ. ૧૫૦૧ માં ઊતર્યો, અને ત્યાંની જમીન ઊજડ દેખાઇ, તોપણ એક જગ્યામાંથી તેને પુષ્કળ ખજાનો મળ્યો તેથી તેણે ધાર્યું કે એ દેશમાં બહુ ધન છે એ વાત જે ચાલે છે તે ખોટી નથી. સ્પાનિઅર્ડો જ્યારે પીરૂમાં ઉતર્યા ત્યારે ત્યાંના મરણ પામેલા રાજાના બે દીકરા ગાદીને માટે લઢતા હતા. મોટો પુત્ર હુઆસ્કા ગાદીએ બેઠો હતો તેને તેના નાના ભાઇ આટાહુઆલ્પાએ પદભ્રષ્ટ કરી કેદમાં રાખ્યો હતો. હુઆસ્કાના પક્ષકારો તેને પાછો ગાદીએ બેસાડવાની યોજના કરતા હતા. મધ્યસ્થ થઇ ટંટો પતાવવાને બ્હાને પિઝારો દેશમાં આગળ વધ્યો. પરંતુ તેની ખરી મતલબ આટાહુઆલ્પાને દગલબાજીથી પકડી લેવાની હતી. કોર્ટેઝે જેમ મોંટેઝુમાને છેતર્યો હતો તેજ પ્રમાણે કરવાનું પિઝારોએ પણ ધાર્યું. જાણે મોટું આબરૂનું અને સદ્ગુણનું કામ કરતો હોય તેમજ પ્રથમથી ખૂબ વિચાર કરીને, અને વિશ્વાસઘાતના પાપથી કાંઇપણ ડર્યા વગર કપટ કરવાની બધી ગોઠવણો તેણે કરી. સ્પાનિઅર્ડો રાજધાનીની પાસે આવ્યા ત્યારે તેઓ રાજાને મળવા ગયા. સ્પાનિઅર્ડો દગલબાજ છે એવું આટાહુઆલ્પાના જાણવામાં નહિ તેથી તેણે એ વાત સ્વીકારી. પોતાની દોલત અચ્છી રીતે દેખાડાય એવાં મોટાં આભૂષણો પહેરી તે પિઝારોને મળ્યો. એ ધન જોઇ સ્પાનિઅર્ડોને બહુ લોભ લાગ્યો. પિઝારોની જોડે વાલવર્ડ નામે પાદરી હતો તેણે ઇન્ડિયન રાજાને બોધ કરવા માંડ્યો, તેનું ભાષણ રાજાથી સમજાય એવું નહિ હતું. પાદરીએ સૃષ્ટિની ઉત્પત્તિ અને માણસ જાતના ઉદ્ધાર સબંધી ટૂંકી વાત કહ્યા પછી પોપનું સર્વોપરિપણું સમજાવ્યું. સ્પેનના રાજાને પોપ અલેકસાંડરે અમેરિકા ખંડ બક્ષીસ કર્યો હતો, માટે આટાહુઆલ્પાએ એકદમ ખ્રિસ્તિ ધર્મ સ્વીકારવો અને સ્પેનના પાદશાહને તાબે થવું, એમ પાદરીએ કહ્યું ત્યારે રાજાએ પૂછ્યું કે એ સર્વ તમે ક્યાં શીખ્યા. પાદરીએ, પોતાની પાસે એક ટૂંકી ધર્મપોથી હતી તે બતલાવીને કહ્યું કે આમાંથી. રાજાએ તે પુસ્તક હાથમાં લેઇ તેમાંનાં થોડાંક પાનાં ફેરવ્યાં, ત્યારપછી કાન આગળ ધરીને

બોલ્યો કે ' આ તો કાંઇ બોલતી નથી," એમ કહી તે પોથી જમીનપર ફેંકી દીધી. પાદરીએ તરત બૂમ પાડી કે એણે પરમેશ્વરનું અપમાન કર્યું, ધર્મનું અપમાન કર્યું. ખ્રિસ્તિભાઇઓ હથિયાર લો હથિયાર લો અને પરમેશ્વરના શાસ્ત્રનું અપમાન કરનારને સજા કરો.

આવો ફારસ કરવાનું પ્રથમથી ધારી રાખ્યું હોય એમ જણાય છે. પાદરીના શબ્દ સાંભળતાંજ રણશીંગુ વાગ્યું. સિપાઇઓએ તોપ અને બંદુકની ગોળીનો માર ચલાવ્યો, અને ઘોડેસ્વારો બાપડા પીરૂવિઅન ઉપર ધસ્યા. ઘોડા, તોપ કે બંદુક જેણે આગળ જોએલાં નહિ તેમને આ તો અતિ ચમત્કાર જેવું જણાયું. આટાહુઆલ્પાને પકડી પોતાની છાવણીમાં સ્પાનિઅર્ડો લેઇ ગયા. કેદમાંથી છૂટવાને રાજાએ પિઝારોને પુષ્કળ ધન આપવાનું કબૂલ કર્યું, તે પરથી પિઝારોએ તેને છોડી દેવાનું વચન આપ્યું. પરંતુ ઠેરવેલું ધન લીધા પછી ફરી ગયો. જૂઠાં બાનાંઓ કાઢી તેને બાળી મૂકવાનો હુકમ કર્યો. રાજાએ ભય પામી બાપટિઝમ લેવાનું કબૂલ કર્યું ત્યારે પિઝારાએ તેને બાળ્યા પહેલાં માત્ર ગુંગળાવી મારવાનો હુકમ કર્યો.

આ લૂંટ વહેંચી લેવાને વાસ્તે સ્પાનિઅર્ડો માંહોમાંહે લઢયા અને તેમનો કુસંપ જોઇ પિરૂવિઅન લોકે ભારે બંડ ઉઠાવ્યાં, અને નવો જીતાયલો દેશ હાથમાંથી જવાની તૈયારીમાં હતો. પિઝારોને એક સ્પાનિઅર્ડે મારી નાંખ્યો, તેથી મોટી અવ્યવસ્થા થઇ. પરંતુ સ્પેનથી ડી કાસ્ટ્રો નામે સૂબો આવી પહોંચ્યો, તેણે પિઝારોના મારનારને પકડયો, અને સામા થનારા સ્પાનિઅર્ડોને તાબે કર્યા. ત્યારપછી પણ સ્પેનના રાજાનો અધિકાર પચીસ વર્ષ સૂધી બરાબર સ્થાપન થયો નહિ.

સ્પાનિઅર્ડોએ પીરૂમાં જે રાજ્યરીતિ ચલાવી તે મેક્સિકોના કરતાં ઘણી વધારે દુષ્ટ અને જૂલમી હતી. દેશ જીત્યા પછી તેમણે ત્યાંની ખાણો ઉપર ઘણુંકરીને લક્ષ આપ્યું. ખાણો ખોદવાને માટે દેશીઓ ઉપર વેઠ કરવાનો ઘણો ક્રૂર કાયદો ચલાવ્યો. અઢાર વર્ષની ઉપર અને પચાસ વર્ષની અંદરના બધા ઇન્ડિયનોની સાત યાદો કરી, અને છ છ મહિનાનો દરેક ઇન્ડિયનનો તે યાદી પ્રમાણે વારો કર્યો, તેથી બિચારા ઇન્ડિયનોને સાડા ત્રણ વર્ષે છ છ મહિના લગી ખાણમાં સખ્ત મજૂરી

કરવી પડતી. એ વેઠ એટલી વિનાશકારી હતી કે દર વર્ષે પાંચમાંના સુમારે ચાર મરણ પામતાં. વેઠના બદલામાં જે પૈસા તેમને મળતા તે પણ તેમની પાસે પૂરા રહેતા નહિ, કેમકે અન્નાદિ માણસના પોષણની જરૂરની વસ્તુઓ વેચવાને ઇજારદાર ઠરાવેલા હતા. તે ઇજારદાર નિર્દય-પણે બાપડા ઇન્ડિયનોને જેમ લૂટાય તેમ લૂટતા. ગયા સૈકાના અંતને સુમારે દેશી પીરૂવિઅનોએ બે ભારે બંડ કર્યાં, અને તેથી સ્પાનિઅર્દો ભયભિત થઇ ગયા. એ બળવા બેસાડી દેવાને બહુ ખરચ થયો, અને ઘણાં માણસો મુઆં. ફિતૂરમાં સામેલ થયાનો શક જેટલાપર ગયો તેટલા બધાને મારી નાખ્યાથી દેશ ખાલી થઇ ગયો, અને નિર્બળ પડી ગયો. રાજ્યની ઉથલપાથલ થઇ ત્યાંસૂધી એ માઠી હાલત મટી નહોતી.

પીરૂની ખાણોથી બધા સ્પાનિઅર્દોનો લોભ સંતોષાય તેવું નહોતું, તે માટે સ્વદેશીઓ પાસેથી વધારે વધારે જમીન ખૂંચી લેતા. એ રીતે ચિલિ સ્પેનના તાબામાં આવ્યો.

કોર્ટેઝ અને પિઝારોની સ્વારીઓની પૂર્વે ફ્લોરિડા પ્રાંત જાણવામાં આવ્યો હતો, ત્યાં પણ એક સંસ્થાન સ્પાનિઅર્દોએ વસાવ્યું. અમેરિકાના બીજા લોકો કરતાં અહિંયાંના ઇન્ડિયનો વધારે શૂરા હતા, તેથી તેમણે એ વસનારાઓને ઘણાજ હેરાન કર્યાં. પિઝારોના સોટા નામે એક સાથીએ એ પ્રાંતના અંદરના ભાગમાં સ્વારી કરી, અને મિસીસિપિ નદી તેના જોવામાં ત્યાં આવી, તે નદીને કાંઠે તેનું મરણ થયું. તે બીના ઇન્ડિયનોથી છાની રાખવાને તેના સાથીઓએ તેનું મૂડદું નદીમાં ડૂબાડ્યું. ફ્રેન્ચ હ્યુજીઓનોટ લોકે ફ્લોરિડામાં જઇ વસવાની ધારણા કરી, અને રહેવાની જગ્યા ખોળવાને કેટલાંક માણસને ત્યાં મોકલ્યાં, પરંતુ સ્પેનના અધિકારીઓએ તેમને પકડીને મારી નાંખ્યાં.

ઈ. સ. ૧૫૦૧માં પોર્ટુગાલથી હિંદુસ્તાનમાં જનારા એક વહાણનો નાખુદા ઓચિંતો બ્રેઝિલને કાંઠે ગયો, પરંતુ તે બેટ છે કે ખંડનો ભાગ છે એનો તેણે નિશ્ચય કીધો નહિ, અને ઘણા વખત લગી એ વિશે સંદેહ રહ્યો. લગભગ પચાસ વર્ષ લગી એ પ્રાંતમાં વસ્તી કરવાની કોશિષ

થઇ નહિ. આખો અમેરિકા ખંડ, સ્પેનના રાજાને પોપે આપ્યો છે એવું માનવામાં આવ્યાથી પોર્ટુગાલનો રાજા વચમાં પડયો નહિ. પરંતુ અંતે સ્પાનિઅર્ડોને પુષ્કળ ધન મળતું જોઇને પોર્ટુગાલની સરકારે કેટલાક પોર્ટુગીસોને બ્રેઝિલમાં વસવા મોકલ્યા. તેમણે સેંટ સાલવાડોર નગર વસાવ્યું, (ઇ. સ. ૧૫૪૯). એ વસનારાઓએ રિપોર્ટ કર્યો કે મેક્સિકો અને પીરૂના ઇન્ડિયનો કરતાં બ્રેઝિલના ઇન્ડિયનો ઓછા સુધરેલા છે, તેઓમાં ઘણીક નાની નાની જાતો કે સંસ્થાનો છે, અને તેઓ હમેશ માંહોમાંહે વઢયા કરેછે. ત્યાં ગયેલા પોર્ટુગીસોની સંખ્યા નાની હતી, તોપણ ઇન્ડિયનોની જાતોને માંહોમાંહે વઢવાઢ કરાવી, અને તેમની વઢવાઢથી પોતાને લાભ થાય એવી યુક્તિ કરી તેઓને વશ કર્યા. દેશી બ્રેઝિલિયનો એટલા બહાદુર હતા કે પ્રપંચ કર્યા વગર તેઓને જીતાય નહિ એવું હતું. તેઓમાં કવાયત નહોતી, તથા જથાબંધ તેઓ લઢી શકતા નહિ, તોપણ રણમાં એક એક માણસ બહુ હિમતથી લઢતો હતો. તેઓ તીર મારવામાં, સોટા મારવામાં અથવા ઢાલથી પોતાનો બચાવ કરવામાં ચતુર હતા, અને નાની લઢાઇમાં તેઓ ઘણી વાર ફતેહ પામતા. પરંતુ યૂરોપિયન લોકની યુક્તિઓ અને પ્રપંચને તેઓ બર આવી શકયા નહિ, અને તેથી અંતે તેઓ જીતાયા. જીતાયા પછી તેઓ રાજી રહ્યા હોય એવું જણાય છે. આ મોટો રસાળ દેશ પોર્ટુગીસોએ સહેજમાં જીતી લીધો તે જોઇ યૂરોપની બીજી પ્રજાઓની દાઢ સળકી, અને સ્પેન, ફ્રાન્સ અને હોલાંડે એ દેશપર એક પછી એક હૂમલા કર્યા. એમાંના વલંદાઓને ફતેહ મળવાનો જોગ વધારે હતો. તેઓ સ્પેનના સ્વેચ્છિક રાજ્યથી હમણાંજ સ્વતંત્ર થયા હતા, અને પોર્ટુગીસો સ્પેનના જૂલમ નીચે રગદોળાતા હતા, તેથી તેઓના પક્ષ કરનારા દેશમાં હતા. નુકસાનકારી ઇજારાઓ સ્થાપી પોતાને મદદ કરનારાઓને નાખુશ કર્યા હોત તો બ્રેઝિલ તેમના હાથમાં નક્કી આવત. વલંદાઓને કાઢી મૂકીને પોર્ટુગીસોએ બ્રેઝિલ સબંધી સર્વે બીનાઓ ગુપ્ત રાખી, અને બ્રેઝિલ દેશ સ્વતંત્ર થયો ત્યાં સુધી એ વિશે યૂરોપમાં ઘણું થોડું જાણવામાં આવ્યું હતું. એ પ્રમાણે પૃથ્વીના એક અતિ વિશાળ અને સુંદર દેશ જોડે પોર્ટુગીસોએ બીજી પ્રજાઓને વહેપાર કરવા દીધો નહિ. પોર્ટુગીસ સિવાય બીજા કોઇને વેપાર કરવા અંદર જવા દેતા નહિ, અને કાંઠે ઉતરવાની પણ મના હતી. કોઇક વખતે પોર્ટુ-

ગાલના મિત્ર પ્રજાનાં વહાણોને ઉભાં રહેવા દેતા, પરંતુ તેમાંના કોઇપણ માણસને કાંઠે આવવું હોય તો સિપાઇના પહેરા વગર અવાતું નહિ.

ઈ. સ. ૧૮૦૮ ની પૂર્વે બ્રેઝિલનો મુખ્ય અધિકારી રાયો ડી જનેરોમાં રહેતો. એને સર્વેનો ઉપરી કહેતા, પરંતુ તે માત્ર કહેવાતું હતું. તેનો ખરેખરો અખતિયાર માત્ર રિયો પ્રાંતમાં હતો. બીજા પ્રાંતોના સૂબાને પોર્તુગાલની સરકાર નીમતી. દરેક પ્રાંતને માટે એક એક સૂબો હતો. માત્ર ત્રણ વર્ષ લગી તે અમલ કરી શકતો, અને તેના ઉપર લિસ્બોનની દરબાર તરફથી બારોબાર હુકમ આવતા, અને જે જે કામમાં મંજૂરી લેવી પડતી તે ત્યાંથી લેવાતી. તેઓના ઈલાકાની હદમાંની કોઇ સ્ત્રી જોડે પરણવાની તેમજ વેપાર કરવાની અને નજરાણા લેવાની પણ મના હતી. ઉપજે ખરચનું એટલે મુલ્કી કામ કરવાને જતાં ડી ફાઝેન્ડા નામે મંડળી હતી, અને સૂબો તે મંડળીનો પ્રમુખ હતો.

દીવાની ફોજદારી ફરિયાદો સાંભળવાને માટે ન્યાયાધીશો પરગણામાં ફરતા, અને તેમના ફેંસલા ઉપર અપીલ કરવાને એક અપીલકોર્ટ હતી. એ બધા જડજોને પોર્તુગાલનો રાજા મોકલતો. અપીલ કોર્ટ રિયોમાં બેસતી. એ કોર્ટના ઠરાવ ઉપર લિસ્બોનની મોટી કોર્ટમાં અપીલ થઇ શકતી. પરંતુ રાજાના દરબારમાં જેઓને વગ હોય, અથવા જેઓ પોતાના સામાવાળીઆ કરતાં વધારે લાંચ આપી શકે તેઓજ દાદને પહોંચતા. બ્રેઝિલના ન્યાયાધિશો, પોર્તુગાલના રાજાએ બ્રેઝિલને માટે ઠરાવેલા કાયદાને અનુસરીને અમલ કરતા. દીવાની ફોજદારી કામ એ ન્યાયાધીશોના ઠરાવ પ્રમાણે થતું; પરંતુ એમ કાયદાપૂર્વક થયેલા ફેંસલા અમલમાં નહિ આણવા દેવાનો અથવા રદ કરવાનો અધિકાર પ્રાંતોના સૂબાને હતો.

બ્રેઝિલની મ્યુનિસિપાલીટિઓ પોર્તુગાલની મ્યુનિસિપાલીટિના જેવીજ હતી. બધા લોકોના મુખત્યારો તેમાં બેસતા નહિ. પોર્તુગાલમાં એ મ્યુનિસિપાલીટિનો અધિકાર પહેલાં પુષ્કળ હતો. કોર્ટીઝ એટલે મુખ્ય રાજ્યસભામાં તેઓના મુખત્યારો જતા હતા. પાછળથી આ તથા બીજા અધિકારો બંધ પડ્યા.

બ્રેઝિલમાં પણ પ્રથમ તેમનો અધિકાર ઘણો હતો. મ્યુનિસિપાલી-

ટિએ બરતરફ કરેલા એવા દાખલા છે, અને તે ઠરાવ લિસ્બોનની દરબારે મંજૂર કરેલા પરંતુ ગયા સૈકાની આખરે એ મ્યુનિસિપાલીટિના હાથમાં રસ્તા સજ કરવાનું, પૂલો બાંધવાનું, બજારનો બંદોબસ્ત રાખવાનું તથા એવાં બીજાં હલકાં કામો રહ્યાં. તેઓના ઠરાવ અમલમાં લાવવાને તેઓ કાયદા પ્રમાણે અધિકારીઓ નીમતા, તેમને દંડ તથા કેદ કરવાનો અધિકાર હતો.

લશ્કરમાં સિપાઇઓ રાખવાનો તથા લશ્કરના ઉપરીપણાનું કામ કરવાનો અધિકાર સૂબાના હાથમાં હતો. ફોજના અમલદારોની નિમણુક લિસ્બોનની દરબાર તરફથી થતી. મિલિશિઆ નામે ઊતરતા દરજ્જાની હતી. એ ફોજનાં માણસને તથા અમલદારોને પગાર મળતો નહિ; તોપણ તેમને બહુ કઠણ કામ સોંપવામાં આવતું; અને મુખ્ય લશ્કરનો કાયદો તેમને લાગુ પડતો. એ ઉપરાંત વળી એક ત્રીજા દરજ્જાનું લશ્કર હતું. શરીરની ખોડ અથવા બીજા કારણથી જેઓ મિલિશિઆમાં દાખલ ન થઇ શકે તેઓને એમાં રાખવા એવો કાયદો હતો. જરૂર પડે ત્યારે દેશનું રક્ષણ કરવું એ તેમનું કામ હતું. પરંતુ એ કામ કોઇજવાર નીકળ્યાને લીધે એ માત્ર નામની નોકરી હતી, અને તેથી વગવાળાં માણસો મિલિશિયામાં દાખલ ન થવું પડે તેથી એમાં પોતાનું નામ દાખલ કરાવતા.

સાંટો ઇઆગો વગેરે નાઇટહૂડના ઇલિકાબો પોર્ટુગાલના રાજા તરફથી આપવામાં આવતા. પોપના હુકમથી દેવસ્થાનખાતાની ઉપજ પોર્ટુગાલના રાજા ખાતા, અને તે હુકમની જોડે ધર્મગુરૂઓનું પોષણ કરવાની શરત હતી તે પાળતા નહિ. ઘણાક ગુરૂઓને પોતાના કામને માટે ફી મળતી હતી તેનાપર આધાર રાખવો પડતો હતો. દેવસ્થાન અને ગુરૂઓનાં પાલણ માટે ખ્રિસ્તિ દેશોમાં ટાઇથ એટલે ઉપજનો દશાંશ ભાગ લેવામાં આવતો હતો, તે જો રાજાના ખજાનામાં જતો હોત તો ધર્મગુરૂઓની પેદાશ સારી હોત. બ્રેઝિલ દેશના મુખ્ય આચાર્યને સરકારથી સુમારે અઠ્ઠાવીસ હજાર રૂપિયાનું વર્ષાસન મળતું, અને તેજ પ્રમાણમાં તેના હાથ નીચેના આચાર્યોને હતાં. દેશની ઊપજનો જેટલો ભાગ ધર્મખાતાનો હતો, તેના પ્રમાણમાં આ ભાગ ઘણો ઓછો હતો. પોર્ટુગાલની દરબારની સત્તા ઓછી થઈ જશે એવી ધાસ્તી રાખી, બ્રેઝિલમાં કોઇનો

વધવા ન દેતા. મ્યુનિસિપાલીટિઓ, રાજ્યના અને ધર્મના અધિકારીઓને બહુ દબાણમાં રાખવામાં આવતા હતા, અને મોટા ધનવાન અને જાગીરદાર લોકનો પણ વધારો થાય નહિ એવી પણ કોશિષ કરતા. ખુદ રાજાની પરવાનગી વગર જમીનનો વારસો આપી શકાતો નહિ, અને ખાંડ બનાવવા શિવાય બીજા બધા હુન્નરો કરવાની સખ્ત મના હતી.

પારાગ્વે પ્રાંત ઉપર, સ્પેન તથા પોર્ટુગાલ બંનેના રાજાઓ દાવો કરતા. જેસ્યુઇટ સાધુઓએ પ્રથમ તે દેશ સ્પેનના તાબામાં આણ્યો; ત્યાંના બધા લોકને ખ્રિસ્તિધર્મમાં આણી તે સાધુઓએ તેમને ખેતી તથા હુન્નરો શીખવ્યા. તેથી લોકો જોડે ઘણી દોસ્તી થઇ ને તમામ દેશ તેમના કબજામાં આવ્યો. પોતાનો અમલ જાય નહિ, એટલા સારૂ પારાગ્વેમાં કોઈ પરદેશીને આવવા દેતા નહિ, અને ત્યાંના રહેવાશીઓના મનમાં ઘણી અદેખાઇ અને દ્વેષ ઉત્પન્ન કર્યાં, તે હજી લગી ગયાં નથી. ત્યાં સ્પેનની સત્તા માત્ર નામનીજ હતી.

કોલંબસની ફતેહથી આખા યૂરોપમાં નવા દેશો શોધવાનો ઉમંગ ખૂબ વધ્યો હતો. ઇંગ્લાંડના વહાણ–વટીઓ એ વાતમાં બીજાઓની પાછળ ન હતા. સાતમા હેન્રિની કારકીર્દિમાં સેબાસ્ટિઅન કાબટ નામે એક માણસે ન્યુફાઉન્ડલાંડ બેટ શોધી કાઢ્યો, અને આઠમા હેન્રિના વખતમાં તેણે દક્ષિણ ગોળાર્ધના સાગરમાં બે સફરો કરી. ઉત્તર સમુદ્રોને વાટે હિંદુસ્તાન ચીન જવાનો રસ્તો શોધવો એ ઇંગ્રેજ વહાણવટીઓનો મુખ્ય હેતુ હતો. સર હ્યુ વિલોબિ, અને રિચર્ડ ચાંસેલર એ કામની પાછળ મંડયા. એમાંનો પાછલો આરખેંજલ બંદરમાં જઇ પહોંચ્યો. પશ્ચિમ યૂરોપના લોકના જાણવામાં તે બંદર અત્યાર સુધી નહોતું. તે સફરથી હિંદુસ્તાન તથા ચીનનો માર્ગ તો જડયો નહિ, પરંતુ ગ્રેટબ્રિટન અને રૂશિયા વચ્ચે ભારે વેપારનો પાયો નંખાયો. આઠમા હેન્રિની કારકીર્દિમાં વેપારીની એક ટોળીએ પરદેશમાં વેપાર કરવાની સનંદ મેળવી, અને વહાણવટીઓને આશ્રય આપી વેપારના નવા માર્ગો શોધવા માંડયા. નોવાઝેમ્બ્લા અને ઓબિ નદી સૂધી એમનાં વહાણો ગયાં; અને તેમના આડતિયા કેટલાક વણજારો જોડે આસ્ટ્રાકાન અને કાસ્પિઅન સમુદ્રને માર્ગે ઇરાન ગયા. તેઓએ પાછા આવીને પોતાની મુસાફરીનો હેવાલ પ્રગટ કર્યો તે વડે પૂર્વના એશિઆના

દેશોનું જ્ઞાન બ્રિટિશ વેપારીઓને પહેલવહેલું થયું. આવાં પરાક્રમો ઈલિઝાબેથના અમલમાં ફરી કરવામાં આવ્યાં. ઇરાનના શાહ જોડે વેપાર સબંધી કરાર થયા અને હિંદુસ્તાનને લગતી કેટલીક ખબર મળી તેથી દરિયાને વાટે તે દેશમાં જવાની આતુરતા લોકમાં ઘણી વધી. ઉત્તર મહાસાગરમાં જઈ ત્યાંથી પશ્ચિમ કે પૂર્વમાં જવાનો માર્ગ મળી શક્યો નહિ, કેમકે હાલની પેઠે ત્યાંના દરિયા બરફથી બંધ થઇ ગયેલા હતા. આવા પરિણામથી ઈંગ્રેજોને નાઉમેદ થતા સર ફ્રાન્સિસ ડ્રેકની સફરે અટકાવ્યા. એ સહાસિક નાખુદાએ થોડાંક વહાણ સાથે જળમાર્ગે પૃથ્વી પ્રદક્ષિણા કરી; તથા પાસિફિક મહાસાગરમાં ઘણીક અગત્યની શોધો કરી. સ્પેનની જોડે વઢવાઢ ચાલતી હતી તેમાં આ ખબર બહુજ કામ આવી. સ્પેનનો બીજો ફિલિપ રાજા અમેરિકાના ધનવડે બળવાન થયો હતો, તેથી તેણી તરફ તેનાં સંસ્થાનો ઉપર હુમલો કરી ત્યાંની દોલત સ્પેનમાં જતી અટકાવવાનો ઈંગ્રેજોએ મનસૂબો કર્યો.

ઇ. સ. ૧૫૭૮ માં એક ઈંગ્રેજ ગૃહસ્થે અમેરિકામાં જઇને વસવાનો પ્રયત્ન કર્યો. એ વરસના જુન માસમાં તેણે ઇલિઝાબેથ પાસેથી પરવાનગી મેળવી. એ કુંવારી રાણીની નામનાને માટે જે પ્રમાણમાં વસ્યા તેનું નામ વરજીનિયા પાડ્યું. આ પ્રયત્ન પાર પડ્યો નહિ. નવા દેશમાં રહેવા ગયેલા લોક અન્ન વગર કેટલાક મરી ગયા અને બાકીનાને પાછા આવવું પડ્યું. પહેલા જેમ્સના રાજ્યમાં ત્યાં વસવાની કોશીષ ફરીને કરવામાં આવી. તિસાફિકનો અખાત વસવા ગયેલાના જાણવામાં આવ્યો. જેમ્સ નદીના મુખ ઉપર તેમણે રાજાને નામે શહેર વસાવ્યું, તે આજે જેમ્સટાઉન કહેવાયછે. ત્યાંના લોક ખેતી મૂકી દઇને સોનું ખોળવા લાગ્યા તેથી દુકાળ પડવાની ધાસ્તી પેદા થઇ, પરંતુ ઇંગ્લાંડથી ખોરાક આવી પહોંચવાથી તેઓ બચ્યા. ત્યારપછી તેમણે તમાકુ વાવવા માંડ્યો અને એ તમાકુ નાની ખાણો કરતાં વધારે લાભકારી થઇ પડ્યો. વલંદાનું એક વહાણ આફ્રિકાના સીધીઓને વેચવા લાવ્યું તેથી ગુલામોથી ખેતી કરવાનો રીવાજ પડ્યો. ઇંગ્લાંડની ધર્મસમાજથી કેટલાક નારાજી થયેલા પ્યુરિટન પંથના લોકો ઇ. સ. ૧૬૨૦ના સપ્ટેમ્બર મહિનામાં માસાચુસેતના અખાતમાં આવી વસ્યા. થોડા વખત પછી વધારે માણસો તેમને આવી મળ્યા. એ રીતે રોડ નામે બેટ કનેટીકટસ અને મેન નામે પ્રાંતો એક પછી એ-

ક વસ્યા. સ્વતંત્રપણે પોતાનો ધર્મ પાળવાને આવેલા માણસો એ વસ્તીમાં હતા. તેમ તેઓ સાહસ અને ઉદ્યમને માટે આવેલા હતા. એ દેશમાં અસલથી ઇંડિયનો રહેતા તેમની સાથે ઘણી લઢાઇઓ થઇ. બેઉ પક્ષમાં ઘણી કતલ ચાલી પણ અંતે ઇંગ્રેજોનો જય થયો.

ન્યુઓર્કનું સંસ્થાન પ્રથમ વલંદા લોકે વસાવવા માંડ્યું હતું. અહિં તેમણે ન્યુઓસ્ટ્રા નામે ગામ વસાવ્યું. ઇંગ્રેજોએ એ શહેર જીતી લઈ તે શહેરનું નામ ન્યુઓર્ક પાડ્યું. એના પછી ન્યુજર્સીના પ્રાંતમાં ઇંગ્રેજો વસ્યા.

કાનડા પ્રાંતમાં પ્રથમ ફ્રેંચ લોકની વસ્તી થઇ, ઇ. સ. ૧૬૦૮. તેમણે ક્વીબેક નામે શહેર વસાવ્યું અને માંટ્રિલ નગર સ્થાપ્યું. એ લોકને પણ ઇંડિયન લોક જોડે વઢવું પડ્યું.

મિસિસિપિના પાણીથી રસાળ થયેલા દેશને કબજે રાખવામાં ઇ. સ. ૧૬૮૬ના વર્ષમાં કેટલાક ફ્રાંસિસ લોક લુસિઆનામાં વસ્યા. એ પ્રાંતમાં સોનાની ખાણો છે તેથી ઇંગ્રેજો ને સ્પાનિઅર્ડો તે જીતી લેવાને ચાહતા હતા. ઇંગ્રેજી સંસ્થાનના ઉત્તર તરફને નાકે એક સંસ્થાન અને દક્ષિણ તરફને નાકે બીજું સંસ્થાન ફ્રેંચ લોકના હાથમાં આવવાથી તેમણે તે બેને કિલ્લાઓની હારથી જોડી દેવાની તૈયારી કરી, તેથી ઇંગ્રેજી વસ્તી ઘેરાઇ જશે એવું જોઇ ઇંગ્લાંડની સરકારે વાંધો લીધો તે ઉપરથી બેઉ પ્રજા વચ્ચે ટંટો થયો, તેમાં ઇંગ્રેજોનો જય થયો અને એ બંને સંસ્થાનો ઇંગ્રેજોના હાથમાં આવ્યાં.

ઇ. સ. ૧૬૨૩માં બાર્બેડોઝ બેટનો કબજો ઇંગ્રેજોએ લીધો, અને તેમાં વસ્તી કરી. કેટલાક વલંદાઓ તેમાં રહેવા આવી શેરડી વાવી તેની ખાંડ કરવા લાગ્યા. ત્યારથી એ બેટ ઘણો આબાદ થવા માંડ્યો. ઇ. સ. ૧૬૩૦માં સીધી ગુલામો એ બેટમાં દાખલ થયા અને તેમના ગોરા ધણીઓની વચ્ચે ઘણીવાર વઢવાઢ થતી; તેમાં ઇંગ્રેજોએ તેમને ઘણી ક્રૂરતાથી ઘણાકને મારી નાખ્યા.

સંતલુશિયામાં પહેલવહેલા ઇંગ્રેજો વસ્યા તેમને કારિબ જાતના ઇં-

ડિયનોએ મારી નાખ્યા. ત્યારપછી ફ્રેંચ લોકે તે બેટનો કબજો કર્યો. એ તથા બીજા ટાપુઓ બાબત ઇંગ્રેજ અને ફ્રેંચ ઘણીકવાર લડયા અંતે તેઓ ઇંગ્લાંડના હાથમાં રહ્યા. માર્તિનિકો અને ગ્વાલદો ફ્રેંચ લોકોના તાબામાં અદ્યાપિ છે. બીજા કારેબ્પિયન બેટોમાંના કેટલાક વલંદાના હાથમાં, કેટલાક ડેન લોકના, કેટલાક સ્વીડ લોકના, પણ ઘણાક ઇંગ્રેજોના હાથમાં છે. દક્ષિણ અમેરિકાને કાંઠે ટ્રીનિદાદ નામે મોટો રસાળ બેટ છે. તેમાં ડામર જેવા પદાર્થનું એક તળાવ છે, તે પ્રથમ સ્પાનિઅર્ડ હતો. ઈ. સ. ૧૭૯૭ માં ઇંગ્રેજોને તે હાથ આવ્યો. એ બેટમાં અસલ ઇંગ્રેજ લોકની વસ્તી રહી છે.

બહામા નામે દ્વીપ પ્રથમ કોલંબસે શોધી કાઢયો, પરંતુ સ્પાનિઅર્ડ લોકે તેપર કાંઈ લક્ષ આપ્યો નહિ. ઇ. ૧૬૬૭ માં એક ઇંગ્રેજ વહાણવટી ત્યાં જઇ પહોંચ્યો તેના વર્ણન કર્યા ઉપરથી કેટલાક ઇંગ્રેજો ત્યાં જઈ વસ્યા. પ્રથમ તેઓના ઉપર બહુ દુઃખ પડ્યાં પણ અંતે તેઓ આબાદ થયા. બર્મુડાસ દ્વીપોની શોધ પણ પ્રથમ સ્પાનિઅર્ડોએ કરેલી પણ તેમાં વસ્તી ઇંગ્રેજોએ કરી અને હાલ તેમની નૌકાસેનાનું મોટું થાણું છે.

જમેકા બેટ કોલંબસને જડયો. તેમાંના અસલ રહેવાસીઓને મારી નાખી સ્પાનિઅર્ડો વસ્યા. એ બેટમાં સોના રૂપાની ખાણો નહિ હોવાથી તેમણે એ બેટ ઉપર ઝાઝું લક્ષ આપ્યું નહિ. ક્રોમ્વેલના અમલમાં એ બેટ ઇંગ્રેજે જીતી લીધો. સ્પેનના સંસ્થાનો અને વહાણોને લૂંટવા સારૂ એ બેટમાં ચોરોની એક મોટી ટોળી બંધાઇ હતી. આગળ જતાં તેઓએ બધી પ્રજાના વહાણો લૂટવા માંડયા; તેઓ પકડાય નહિ માટે તે વહાણમાંના તમામ લોકોને મારી નાખતા હતા. જમેકામાં સીધી ગુલામો બહુવાર બંડ કરતા.

આમાઝોન નદીની ઉત્તરે અને દક્ષિણ અમેરિકાના કાંઠા ઉપર ગયના નામે મોટો પ્રદેશ છે તે પોર્ટુગીઝ, ફ્રેંચ, ડચ, અને ઇંગ્રેજો એઓના કબજામાં છે. એ પ્રાંત બહુ ફળવંત છે, પણ ત્યાંની હવા ઘણી રોગીષ્ટ છે. ગુન્હેગારને કાળે પાણી ચઢાવવાને કેટલાક રાજાઓએ એજ જગા

કરેલી છે. ઇસ્પાનોલિઆ અથવા સંથમોનિંગોને કબજે રાખવા સારૂ ફ્રેંચ સ્પાનિઅર્ડ અને ઇંગ્રેજો અનેકવાર લઢતા, હાલ તે સીધી લોકનું સ્વતંત્ર સંસ્થાન છે અને તેનું દેશી નામ હયાતીથી હાલ ઓળખાય છે.



# ખંડ ૩ જો.

કોલંબસની શોધ ઉપરથી વસેલાં સંસ્થાનોનું વર્ણન આપણે કર્યું: હવે વાસ્કોડીગામા કેપ આવ ગુડહોપને માર્ગે થઇ હિંદુસ્તાન ગયો તેથી શું બન્યું તે કહીએ છીએ: હિંદુસ્તાનનો રસ્તો હાથ લાગ્યા પછી પોર્ટુગીઝે પ્રથમ વેપાર કરવાપર લક્ષ આપ્યું. પરંતુ આલ્બુકર્ક નામે તેમના પ્રતાપી સરદારે એક દેશી રાજા પાસેથી જમીન મેળવી અને તે ઉપર મજબૂત કિલ્લો બાંધ્યો. અદ્યાપિ હિંદુસ્તાનનો વેપાર મુસલમાનોને હાથ હતો. તેમણે પોર્ટુગીઝોને કાઢી મૂકવાને એક્કો કર્યો. આરબો પાસેથી વેનિસના વેપારી હિંદુસ્તાનનો માલ લઇ યૂરોપમાં વેચતા, તેથી આરબોને તેમણે પણ મદદ કરી. પરંતુ તેમનો પ્રયત્ન નિષ્ફળ ગયો. આલ્બુકર્કે ગોવા બંદર જીતી લીધું, ત્યાં રાજધાની સ્થાપવામાં આવી અને પોપે ત્યાં એક આર્ચબિશપ રાખ્યો. હિંદુસ્તાનમાં યૂરોપિયન લોકના રાજ્યની શરૂઆત આ પ્રમાણે થઇ. વાસ્કોડીગામાનો અભિપ્રાય રાજ સ્થાપવાનો નહોતો અને પ્રજાઓના રાજ્યાધિકાર અને ન્યાય પ્રમાણે જોતાં એનો બચાવ કરવો અશક્ય પણ છે. હિંદુસ્તાનના રાજ્યનો કંઇ ભાગ કબજામાં આવ્યા વિના પોર્તુગાલનો વેપાર ટકવાનો નથી એવું વાસ્કોડીગામાનું કહેવું હતું. પરંતુ એ બાનું જૂઠું છે એ સ્પષ્ટ છે, મલાક્કા શહેર અને ઓર્મઝ બેટ પણ આલ્બુકર્કે જીતી લીધાં. આલ્બુકર્કના પછીના સરદારોએ એ મૂલકોનો બચાવ કર્યો અને તુર્ક લોકને ખાળ્યા. મિસર જીત્યા પછી મલબાર કાંઠાપર રાજ્ય સ્થાપવાને તુર્ક લોકોએ પ્રયત્ન કર્યો. જો તેઓ ફતેહ પામ્યા હોત તો હિંદુસ્તાનનો મૂલક ખ્રિસ્તિઓને હાથ કદી આવત નહિ. કેમકે હિંદુસ્તાનના રાજાઓ તરફથી તેમના સ્વધર્મીઓને આશ્રય મળત. શુમારે સાઠ વર્ષના અરસામાં પોર્તુગીઝ લોકની સત્તા અને તેમના રાજ્યનો વિસ્તાર અજબ જેવો મોટો થઇ ગયો. ઇરાની અખાતના તમામ કાંઠાપર તથા તેમાંના દ્વીપોમાં તેઓનો અધિકાર ચાલતો હતો; અર્બસ્તાનના કેટલાક રાજા તેમને ખંડણી આપતા હતા. કેટલાક તેમના મળતિયા હતા અને આખા અરબસ્તાનમાં તેમનો શત્રુ થવા-

ની કોઇ હિમત કરતું નહિ. રાતા સમુદ્રમાં તેમના વિના બીજા કોઇનો અખત્યાર નહોતો. આબિસીનિયાનો પાદશાહ અને પૂર્વ આફ્રિકાના રાજાઓ ઉપર તેઓની કાંઇક સત્તા હતી. કેપ કોમોરીથી કેપ કોપરીન સૂધી આખો મલબાર કાંઠો તેમને કબજે હતો; કોરોમાંદલ કીનારાના, બંગાળાના અખાતના મલાક્કા શહેર, કિલ્લો અને દ્વીપકલ્પના તેઓ ધણી હતા. સિંહલદ્વીપ, સુમાત્રા અને જાવાના દ્વીપો તરફથી તેમને ખંડણી મળતી. મલાક્કાના બેટો પણ તેમના હાથ નીચે હતા. ચીન દેશના મકાઉ બેટમાં તેઓનું રાજ્ય હતું અને જાપાન જોડે બીન હરકતે વેપાર કરવાની તેમને પરવાનગી મળી હતી.

ઈ. સ. ૧૫૮૦ માં સ્પેન અને પોર્તુગાલના રાજ્યો એકઠાં થઇ જવાથી એશિયા માંહેલા પોર્તુગીઝ રાજની ખરાબી થઇ. બીજા ફિલિપ રાજાએ વલંદા લોકને લીસ્બન બંદરમાં વેપારને અર્થે આવવા દીધા નહિ તેથી હિંદુસ્તાનમાં મસાલા વગેરે વેપારની જણસો લેવા આવવાની જરૂર પડી. એ વેળાના વલંદાઓ સાહસિક, મહેનતુ, સંપીલા અને વેપારી હતા. તેમને જે મળે તે તેમને ફાયદો હતો, નુકસાન થાય તેવું કંઇ નહોતું; એ વેળા પોર્તુગીઝોમાં કુસંપ અને દુર્ગુણ વ્યાપેલા હતા. દેશની રૈયત અને પડોશીઓ તેમનો દ્વેષ કરતા હતા. પ્રથમ વલંદાઓ કેટલાક દૂરના દેશોમાં જઇ વસ્યા. લઢાઇમાં ફત્તેહ પામવાથી અને પોર્તુગીઝોની ભૂલોથી થોડા વખતમાં તેમણે પોર્તુગીઝોનો ઘણોક મૂલક લેઇ લીધો.

એ વેળા ઓર્મઝ બેટ ઘણો પ્રખ્યાત હતો. તેની જમીન ખારી અને ઉજ્જડ છે. મીઠાં પાણી રહીત, સિવાય કે કોઈ વખતે વરસાદ પડે છે તે તળાવોમાં ભરાઇ રહે, પરંતુ તેનું બંદર વિશાળ અને યથાયોગ્ય છે તેથી હિંદુસ્તાન, આફ્રિકા, ઇજીપ્ત, આરેબિઆ વગેરે દેશોનાં વહાણો ત્યાં આવતાં તેથી તે મોટું વેપારનું બંદર હતું. ત્યાંથી ઇરાન થઇને વેપારીના કાફલાઓ એશિયાના મધ્ય ભાગમાં જતા, એ આબાદ અવસ્થામાં ઓરમઝ બેટની દોલત, વૈભવ અને મોટા વેપારીઓનો જમાવ વેપારની શક્તિ બતલાવી આપે છે. ત્યાં વેપારની મોસમ જાનેવારીથી માર્ચ સૂધી અને આગસ્ટથી નવેંબર સૂધી હતી. એ મોસમમાં આ ઉજ્જડ બેટનો વૈભવ અને મોટાઇ આશ્ચર્યકારક હતાં. રસ્તાની ખારી ધૂળ ચોખી સાદડીઓને

મૂલ્યવાન સેત્રંજીઓથી ઢાંકી દેવામાં આવતી; સામસામા ઘરને છાપરે ચં- દરવા બાંધી લઇ ઉનાળાના તડકાને દૂર રાખવામાં આવતો. ઘરોના રસ્તા- પર આવેલા ઓરડા હિંદુસ્તાન અને ચીનના સુંદર સામાનથી શણગારી ઉઘાડા મૂકવામાં આવતા. સુંદર કુંડાઓમાં વાવેલાં સુગંધીવાળાં નાનાં ઝા- ડો ઓટલા ઉપર મૂકાતાં. મીઠા પાણીની પખાલોથી લાદેલાં ઉંટો ચકલે ચકલે ઊભાં રહેતાં. ઇરાનના કિંમતી દારૂ અને એશિઆખંડના મહા મૂલ્ય- વાન અત્તરો તથા બીજા સુખ આપનાર પદાર્થો પુષ્કળ રાખવામાં આવતા. ધનના મદથી ફૂલી ગયેલા પોર્તુગીઝોએ તે વેળાના ઇરાનના મહા બળવાન શાહ આબાસ જોડે તથા હિંદુસ્તાનના સમુદ્રોમાં પ્રબળ થયેલા ઇંગ્રેજો જોડે વિરોધ આરંભ્યો. શાહ આબાસ અને ઇંગ્રેજો મળી ગયા. તેમના એકઠા મળેલા સૈન્યે એ બેટ જીતી લીધો. એ વખતે તેમને બે કરોડ રૂપિયા લૂટ મળી, (ઇ. સ. ૧૬૨૨). ત્યારથી ઓર્મેઝનો વેપાર ઉતાવળે તૂટી ગ- યો. ત્યાંના વેપારીઓ બીજા સ્થળોમાં ગયા અને ત્યાંની ઇમારતોના પ- થરા પણ વલંદાઓ પોતાના વહાણમાં નીરમને ઠેકાણે મૂકી લેઇ ગયા, અને થોડા કાળમાં તે હતો તેવો ઉજડ બેટ થઇ ગયો. ઇતિહાસના પુ- રાવાના કાંઇપણ ચિન્હો ભાગ્યે તેમાં જોવામાં આવે છે.

**સ્પાનિઅર્ડોનું રાજ.**—કોલંબસની ૧ લી મુસાફરી હિંદુસ્તાનનો મા- ર્ગ શોધવાની હતી. નવા ખંડની શોધ થયા પછી પણ સ્પેનના લોકો એ હેતુ ભૂલ્યા નહોતા. દક્ષિણ અમેરિકાને છેડે પાસિફિક મહાસાગરમાં જ- વાનો રસ્તો માગેલનને જડયો. ત્યારપછી મલાક્કાના બેટોમાંનો કેટલાક ભાગ લેવાની તેમણે તૈયારી કરી, પરંતુ તેમની અને પોર્તુગીઝોની વચ્ચે નવા શોધાયલા દેશોની વહેંચણ પોપે કરી હતી તે પ્રમાણે વર્તવાથી તેમનાથી તે બેટોમાં રહેવાયું નહિ. પરંતુ બીજા ફિલિપના અમલમાં પોર્તુગીઝ ને સ્પેનનાં રાજ્યો એકત્ર થઇ જવાથી મલાક્કા બેટમાંના કેટલાકને તેમણે જીતી લીધા અને તેમનું ફિલિપાઇન નામ પાડ્યું. મનીલા નગર અને કિલ્લો ત્વરાથી તેમણે બાંધ્યો. ચીના લોકોની શીખવણીથી તે બેટના દેશીઓએ લઢાઇ ઉઠાવી, તેમાં સ્પાનિઅર્ડો ફતેહ પામ્યા. પાછળથી વલંદા અને ઇંગ્રેજો તરફથી હૂમલા થયા તોપણ આજ સુધી ફિલિપાઇન બેટ સ્પેનને તાબે છે.

**વલંદાઓનો મૂલક**—સ્પેનના રાજના નહિ સહેવાય એવા જૂલમથી હોલાંડના લોકે બંડ કરી પ્રજાસત્તાક રાજ પોતાના દેશમાં સ્થાપ્યું હતું. બીજા ફિલિપના ટૂંકા વિચાર અને ક્રૂર સ્વભાવથી વલંદાઓની આબાદીનો પાયો નંખાયો. નેધર્લૅંડ દેશના લોકમાં સ્વતંત્રતાના વિચારો ફેલાયલા હતા તેને રોકવાને માટે આન્ટવર્પના વેપારનો સ્પાનિઅર્ડોએ નાશ કર્યો, માટે ત્યાંના વેપારીઓ આમ્સ્ટરડામમાં જઇ રહ્યા. પોર્તુગીઝોને હલકા પાડવાના હેતુથી ફિલિપના પ્રધાનોએ લિસ્બનના વેપારમાં ઘણી હરકત નાંખી. વલંદા લોકનો નિર્વાહ વેપારથી ચાલતો હતો. ફિલિપે તેમને લિસ્બન આવતા અટકાવ્યા ત્યારે તેમને હિંદુસ્તાનમાં આવવાની જરૂર પડી. ઈ. સ. ૧૫૯૫ માં તેમનાં કેટલાંક વહાણો હિંદુસ્તાન આવવાને નીકળ્યાં, તેમને અટકાવાને આવેલાં સ્પેનના વહાણોને હરાવીને આગળ ચાલ્યાં. વલંદાઓ ચાંચીયા છે એવા કાગળો સ્પેનના રાજા તરફથી પૂર્વ દેશના રાજાઓપર લખવામાં આવ્યા, પરંતુ વલંદાઓની સારી ચાલથી એ માઠા કાગળોથી કાંઇ અસર થઇ નહિ. હિંદીમહાસાગરમાં વેપાર કરવાને હોલાંડમાં એક કંપની સ્થાપન થઇ. એશિયામાં એ કંપની સિવાય બીજા કોઇ વેપાર કરવા આવે નહિ એવો ત્યાંના રાજ્ય તરફથી બંદોબસ્ત થયો. પ્રથમ તેમણે મલાક્કા (મસાલાના બેટ)નો કબજો કર્યો. અહીં સ્પાનિઅર્ડો જોડે કજીઓ થયો તેમાં વલંદાઓ જય પામ્યા. જાવા બેટ જીતવામાં ઇંગ્લાંડની ઇસ્ટઈંડિયા કંપનીએ તેમને હરકત કરી. પણ આખરે ઇંગ્રેજોનું કંઇ ન ચાલતાં વલંદાએ બતેવિઆ સંસ્થાન સ્થાપ્યું અને ઇંગ્રેજોની આમ્બોઇનામાં કતલ કરી. એ વખતથી તેમને હાથ મસાલાનો વેપાર આવ્યો. જાપાનના બંદરોમાંથી પોર્તુગીઝોને કાઢી તેમને ઠેકાણે પોતે વેપાર કરવા લાગ્યા. સિંહલદ્વીપમાંથી પોર્તુગીઝોને કાઢી મૂકી, તથા ત્યાંના દેશી રાજાઓને વશ કરી તે દ્વીપમાં તેઓ રાજ કરવા લાગ્યા. એથી તજનો વેપાર તેમને હાથ આવ્યો. અંતે ઇંગ્રેજોએ એ બેટ જીતી લીધો. ચીનના દરબારમાં જેસ્વિત સાધુઓનો વગ હોવાથી વલંદાઓને હાથ ત્યાંનો વેપાર આવ્યો નહિ પરંતુ ફાર્મોસા બેટમાં તેમણે વસ્તી કરી અને રાજ સ્થાપ્યું તેથી ચીનની પડોશની પ્રજાઓ જોડે તેમનો વેપાર ચાલ્યો. થોડાંક વર્ષ પછી એ બેટ ચીનાઓએ જીતી લીધો. પોર્તુગીઝ અને સ્પાનિઅર્ડો કરતાં પણ વલંદાઓ વધારે એકલપેટા હતા તેથી તથા તેઓ

જીતેલા દેશીઓ ઉપર બહુ જૂલમ કરતા તેથી તેમના રાજનો નાશ થયો.

**ડેનલોકોનો મૂલક**—ઇ. સ. ૧૬૧૨ માં હિંદી મહાસાગરના દેશો જોડે વેપાર કરવાને કોપનહેગનમાં એક કંપની ઉભી કરવામાં આવી. તેમનાં થોડાંક વહાણો કોરોમાંદલને કાંઠે તંજાવરના મૂલકમાં આવ્યાં. ત્યાંના રાજાએ તેમને ત્રાંક્વિબારમાં વસવા દીધા. ડચ લોકોની હરકતથી ડેન ઇસ્ટ ઇ. કંપનીનો વેપાર સારો ચાલ્યો નહિ. તેમના પાદરીઓએ દક્ષિણ હિંદુસ્તાનમાં ખ્રિસ્તિધર્મ ફેલાવવાની ઘણી મહેનત કરી.

**ફ્રાન્સનાં સંસ્થાન**—ઇ. સ. ૧૬૧૫ માં ફ્રેંચ ઇ. ઇ. કંપની બંધાઇ હિંદુસ્તાનનો વેપાર તેમને હાથ આવ્યો નહિ તેથી માદાગાસ્કર બેટમાં જઇ વસવાનો ઇરાદો કર્યો. ૧૭ મા સૈકાની આખરે વિસાપુરના રાજા પાસેથી ફ્રેંચ રાજાએ પોંદિશરી નગર વેચાતું લીધું. એ સંસ્થાન આબાદ થતું ચાલ્યું, તેઓએ વલંદાઓ પાસેથી મોરિશીયસ અને બુર્બોન બેટ વેચાતા લીધા તેથી સારો વેપાર ચલાવવાની તેમને આશા થઇ. દેશી રાજાઓના કજીઆમાં વચમાં પડવાથી રાજ્ય મેળવવાની યુક્તિ તેમને સૂઝી. પોંદિશરીનો ગવર્નર ડુપ્લી નામે હતો, તેણે દેશી સિપાઇઓને ફ્રેંચ કવાયત શાખવી અને રાજાઓને લઢાવી મારી પોતાનું કામ કાઢી લેવા માંડ્યું. તેમની દેખાદેખી ઇંગ્રેજો કરવા લાગ્યા, તેથી ફ્રેંચ અને ઇંગ્લીશ વચ્ચે હિંદુસ્તાનમાં ઝઘડા ઊઠ્યા. કલાઇવના બુદ્ધિબળે કરીને ઇંગ્રેજો ફતેહ પામ્યા અને ફ્રેંચોની સત્તા નહિ જેવી થઇ ગઇ.

# ખંડ ૪ થો.

## ઈંગ્રેજોનું હિંદુસ્તાનમાં રાજ્ય.

સવાસો વર્ષ ઉપર હિંદુસ્તાનમાં ઈંગ્રેજોની શક્તિ એટલી દુર્બળ હતી કે તેઓ ચાંચીયા લોક તથા ધાડ પાડનારા ચોરોથી પોતાનો બચાવ મુશ્કેલીથી કરતા, તો દેશી રાજાઓની સામે તો ક્યાંથીજ થઇ શકે. હમણા તેઓ આખા હિંદુસ્તાનના સ્વામી છે. વીસ કરોડ રૈયત ઉપર તેઓ અમલ ચલાવેછે. તેમની પેદાશ દરવર્ષે પંચાશી કરોડની છે. બે ત્રણ લાખ કેળવાયલા સિપાઇઓની ફોજ તેમના તાબામાં છે. રાજારાણાઓ તેમના સેવક થઇ તેમને નમે છે, ને કેટલાક તો તેમના આપેલા પેન્શનથી જીવે છે. કલકત્તા ઘણુંજ નાનું નિર્ધન ગામડું હતું તે હાલ હિંદુસ્તાનની રાજધાની થઇ છે. પૃથ્વીમાં મોટાં બંદરોમાં કોઇથી નહિ હઠે એવું મુંબઇ થયુંછે. મદ્રાસ પણ સમૃદ્ધિમાં કંઇ ઓછું નથી. દુનિયાના ઇતિહાસમાં બ્રિટિશ રાજ્ય અનુપમ છે. વધારે ટૂંકા વખતમાં વધારે વિસ્તીર્ણ રાજ્ય જીતી લેનારા મહાપુરૂષો થઇ ગયા છે પરંતુ તેમનો અમલ સ્થાયી રહ્યો નથી. દરિયાપર ચાલનારા વહાણની નિશાની પાણીપર રહેતી નથી તેમ તેઓના જયની નિશાનીઓ થોડા વખતમાં લય પામી છે. ઈ. સ. ૧૬૦૦ માં ઇલિઝાબેથ રાણીએ લંડનના વેપારીની કંપનીને ઇસ્ટઇંડીસ જોડે વેપાર કરવાની સનદ આપી. સો વર્ષ લગી એ કંપનીને કાંઇ હરકત થઇ નહિ. ઇ. સ. ૧૬૯૮ માં એક બીજી કંપની થઇ. એમ બે થવાથી નુકસાન થતું જોઇ તે વેળાના ત્રીજા વીલ્યમ રાજાની ભલામણથી એ બે કંપનીઓ મળી ગઈ. પ્રથમ જાવા બેટમાં કેટલાક ઈંગ્રેજ લોકો વસ્યા. ઇ. સ. ૧૬૫૯ માં કોરોમાંદલ કાંઠાપર મદ્રાસની પાસે જમીન મળવાથી એ કંપનીએ ફોર્ટસંતજ્યોર્જ નામનો એક મજબૂત ગઢ બાંધ્યો. ૨ જા ચાર્લસ રાજાને તેના સસરા પોર્તુગાલના રાજાએ મુંબાઇ બેટ આપ્યો હતો એ બેટ રાજાએ કંપનીને આપ્યો. ઇ. સ. ૧૬૯૮ માં ઈંગ્રેજો કલકત્તામાં વસ્યા, ચંદ્રનગરમાં ફ્રેંચ અને ચીન્સુરામાં વલંદા હતા. દિલ્લીના દરબારમાં નજરાણા સહિત વકીલો

મોકલવામાં આવ્યા, તેઓમાં એક હોશિયાર દાક્તર હેમિલ્ટન હતો. તે વેળા ફરોકશીર પાદશાહ હતો. તેની સેવા એ દાક્તરે બજાવી, માટે પાદશાહે ઇંગ્રેજી કંપનીને ફાયદા થાય એવા હક્ક આપ્યા. બંગાળાના સૂબેદાર સુરાજઉદ્દવલ્લાએ કલકત્તા જીતી લીધું અને ત્યાંથી પકડાયલા ૧૪૬ ઈંગ્રેજોને એક નાની અંધારી કોટડીમાં પૂર્યા. રાતમાં ૧૨૩ માણસ ગુંગળાઇને મરી ગયાં, (ઇ. સ. ૧૭૫૬). મદ્રાસ ઇલાકામાં પ્રખ્યાત થયેલો સરદાર ક્લાઇવ ફોજ લેઇ એ વેર વાળવાને આવ્યો. તેણે પાદશાહને પૂછ્યા વિના નવાબ ઉપર ચઢાઇ કરી તેનો પરાજય કર્યો. ઇ. સ. ૧૭૫૭ ની તા. ૨૩ મી જુને પ્લાસીનું યુદ્ધ થયું. સુરાજઉદવલાનો પરાજય થયો અને તેની ગાદી ક્લાઇવે મીરજાફરને આપી.

ક્લાઇવના ઈંગ્લાંડ ગયા પછી કલકત્તાના ઇંગ્રેજ અધિકારીઓએ વીસ લાખ રૂપિયાની લાંચ લેઇ મીરજાફરને ગાદીએથી કાઢી મૂકી મીરકાસમને આપી. કાસમ જોડે પણ ઇંગ્રેજોને બન્યું નહિ. કંપનીના માલ ઉપર જકાત લેવાતી નહિ તેથી દેશી વેપારીઓને ભારે ટોટો થતો. મીરકાસમે આ વિશે કલકત્તાની સરકાર જોડે વાંધો લીધો પણ જ્યારે એનાં વાજબી કારણો તેમણે માન્ય કર્યાં નહિ ત્યારે તેણે દેશી લોકોના માલ પરથી પણ જકાત લેવી બંધ કરી. આ વાજબી કામથી તે વેળાના ઇંગ્રેજો ગુસ્સે થયા અને એ હુકમો રદ કરવાને તેમણે નવાબ પાસે માગણી કરી. એ સબંધી વિચાર ચાલતો હતો તેવામાં પટણાનો કિલ્લો ત્યાંના ઇંગ્રેજો રેસીડંટે કપટથી કબજે કર્યો. મીરકાસમે આવી ઝટ એ કિલ્લો લેઇ લીધો. આવી દગલબાજીથી તે એટલો ગુસ્સે ભરાયો કે જે ઇંગ્રેજો તેના હાથમાં પકડાયા તેમના તત્કાળ પ્રાણ લીધા. એ સમાચાર સાંભળતાં વારને ઇંગ્રેજી ફોજ ધાઇ આવી કાસમને હરાવીને દેશમાંથી હાંકી કાઢ્યો અને મીરજાફરને શું આપવું પડ્યુ તે જણાયું નથી. થોડીવાર નવાબી ભોગવી તે મરણ પામ્યો. ક્લાઇવને ઉમરાવ પદવી ઇંગ્લાંડના પાદશાહે બક્ષી અને તેને ગવરનર જનરલ ઠેરવી કલકત્તે મોકલ્યો.

લોર્ડ ક્લાઇવ કલકત્તે આવ્યો ત્યારે રાજ ઘણીજ માઠી અવસ્થામાં તેણે દીઠું. અમલદારોના લોભ અને ગર્વને લીધે સિપાઇઓ બંડ કરવા-

ની તૈયારીમાં હતા. બંગાળાનો ફળવંત પ્રાંત લૂટારૂ હાકેમોને લીધે ઉજડ થવા આવ્યો હતો. ઈંગ્રેજોના જૂલમથી દેશી રાજાઓ કાયર થયા હતા. એ બધાની જોડે પોતાની નજરમાં આવે તેમ વર્ત્તવાને કલાઇવને અધિકાર નહોતો. આજ્ઞામાં નહિ રહે એવી એક કૌંસીલનો અભિપ્રાય લેવાની જરૂર હતી. સુધારો કરવામાં કલાઇવે ઘણાને શત્રુ કર્યા. એ શત્રુઓના મિત્ર કંપનીના ડાઇરેક્ટર હોવાથી તેમને કલાઇવની સામે થવામાં આશ્રય મળ્યો. લશ્કરના અમલદારો સામા ઉઠયા અને દીવાની ખાતાના સાહેબોએ તેમને નાણાની મદદ કરી. તે વેળાના સેનાપતિની સાંસણીથી એ બંડ ઉઠયું છે એવું જાણ્યાથી કલાઇવે તેને બરતરફ કર્યો. એજ સેનાપતિને પાછળથી મદ્રાસમાં સેનાપતિ કંપનીના ડાયરેકટોએ બનાવ્યો હતો. એજ પ્રમાણે બીજા ગુન્હેગારને કલાઈવે ઈંગ્લાંડ મોકલી દીધો હતો તેને બંગાળામાં દીવાની ખાતામાં ડાઇરેકટરોએ મોટી નોકરી આપી. કલાઇવની ખબરદારીથી કલકત્તામાં સારો બંદોબસ્ત થયો. ત્યારપછી નવાબનો અધિકાર ઈંગ્રેજોએ બધો લઇ લીધો એટલે નવાબના તાબાના મૂલકને ખાલસા કરી લીધો. એજ વખતે મદ્રાસનું રાજ હૈદરઅલીથી ધૂળ મળી જવાની તૈયારીમાં હતું. સાધારણ સિપાઇની હાલતમાંથી ચઢતે ચઢતે હૈદર સ્વતંત્ર રાજા થયો હતો. સર આયરકૂટે ઘણીક લઢાઇઓમાં ઇંગ્રેજોનો બચાવ કર્યો. ઇ. સ. ૧૭૮૨ માં હૈદરનું મરણ થવાથી તેની ગાદીએ તેનો પુત્ર ટીપુ સુલતાન બેઠો. ઈંગ્રેજ કંપનીને ફાયદો થાય એવા કરાર નવા પાદશાહ જોડે થયા.

# खंड ५ मो.

## પરદેશોમાં સંસ્થાન સબંધી ફ્રાન્સ અને ઈંગ્લાંડ વચ્ચે વિરોધ.

એલાશાપેલની સંધિ ઝાઝી વાર ટકી નહિ. સલાહમાં ભંગ થવાનાં બે મુખ્ય કારણ હતાં. પ્રુશિયાના રાજમાં ઘણો વધારો થયો હતો તેથી આસ્ત્રિયાને અદેખાઇ આવી હતી. સાઇલિશિયા પ્રાંત બળાત્કારે ઝુંટવી લીધો હતો તે વાત ભૂલાય તેવી ન હતી. જે તે વાતે તે પ્રાંત પાછો હસ્તગત કરવો એવી ઇચ્છા વિએનાના દરબારની હતી. પ્રુશિયાનો રાજા ફ્રેદરિક આસપાસના રાજાઓને અણગમતો હતો. નવા ઉઠેલા રાજ્યપર સર્વકોઇ ઇર્ષા કરેછે તેમાં વળી ફ્રેદરિકની ચાલ એવી સ્વાર્થી હતી કે ફાલકર્ક આગળ કરાર કરવામાં તે આંચકો ખાતો નહિ. રૂશિયા અને સાક્સનિના દરબાર જોડે તેને વૈર હતું તેથી તેઓ એની સામા થવામાં એકઠા થયા.

પરંતુ આ બે મિત્રો જોડે મળી જવામાં આસ્ત્રિયા રાજી નહોતું, કેમકે જો ફ્રાન્સ પ્રુશિયાની સામા થાય તો જય મળવાની આશા રહે નહિ, માટે પ્રથમ ફ્રાન્સને પોતાના પક્ષમાં લેવાને આસ્ત્રયાના દરબારે યુક્તિ કરી. અત્યાર સુધી આસ્ત્રિયાના રાજની શક્તિ તોડવી એ ફ્રાન્સનો પ્રયત્ન હતો. બસેં વર્ષ થયાં એ કોશીષ જારી હતી ને તેથી ફ્રાન્સને યૂરોપના દેશોમાં મોટાઇ મળી હતી. હવે આસ્ત્રિયાને મદદ આપવાથી ફ્રાન્સના રાજ્યને હાનિ પહોંચી.

ઇંગ્રેજ અને ફ્રેંચ વચ્ચે વેપાર સબંધી ઘણી ઇર્ષા ચાલતી હતી. એ ઇર્ષા લઢાઇ ફરી સળગવાનું બીજું કારણ હતું. ગયા વિગ્રહના સમયમાં ફ્રાન્સનું નૌકાસૈન્ય લગભગ નાશ પામ્યું હતું. એ સેના ફરીથી તૈયાર થઇ તે અંગ્રેજોથી ખમાયું નહિ. પરદેશોના સંસ્થાન સબંધીનો ઇગ્લાંડ તથા ફ્રાન્સ

વચ્ચેનો વાંધો એક્ષાશાપેલના કરારથી પત્યો ન હતો. ઈંગ્રેજોના નોવાસ્કોશિયાની સરહદ સબંધી, લુશિયાના જોડે કાનેડાને ઓહીઓ નદીમાં કિલ્લા બાંધી જોડી દેવાના હક સબંધી તથા કેટલાક નધણીઆતા બેટો વેસ્ટઇન્ડિસમાં ફ્રેંચ લોકોએ લીધા હતા તે બાબત અને હિંદુસ્તાનનાપર ઉપરીપણું મેળવવા સબંધી વઢવાડ જારી હતી. એ લઢાઇ સમુદ્રપર ચાલતી હતી ને તેને પ્રુશિયા તથા આસ્ટ્રિયાના ઝઘડા જોડે કંઇ સબંધ નહોતો; પરંતુ ફ્રાન્સના રાજાએ હાનોવરપર સ્વારી કરવાનો મનસુબો કર્યો ત્યારે બ્રિટિશ રાજયના ફાયદાપર નજર ન રાખતાં હાનોવરના રક્ષણને અર્થે બીજા જ્યોર્જ રાજાએ ફ્રેદરિક જોડે કોલકરાર કર્યા. એથી બે વિગ્રહ એક થઇ ગયા અને પાછળથી પાછા જૂદા પડી જૂદે જૂદે કરારે સલાહ થઇ.

બાબરના વંશજોએ હિંદુસ્તાનમાં જે મોટું રાજ્ય સ્થાપ્યું હતું તે ઔરંગજેબના અમલમાં પૂર્ણ કળાએ પોહ્મ્યું; ઔરંગજેબની પછી રાજ્યાસને બેસનારાઓ નબળા નીકળ્યા તેથી રાજ્યની પડતી દશા થઇ, અને ઇ. સ. ૧૭૩૮ માં નાદિરશાહે ઝપાટો માર્યો ત્યારથી તે નહિ જેવું થઇ ગયું. પ્રાંતના સૂબેદારો અને પરગણાના હાકેમો સ્વતંત્ર જેવા ગઇ ગયા. પાદશાહ માત્ર નામનો કહેવાતો, તેનો હુકમ કોઇ માનતું નહિ. ફ્રેંચ અને ઈંગ્લિશ ઇ. ઇ. કંપનીઓએ આ અવસ્થાનો લાભ લેઇ પોતપોતાની સત્તા અને રાજમાં વધારો કરવાની કોશીષ કરી. હિંદુસ્તાનના હાકેમાના ટંટામાં પડવાની દુપ્લેની ઇચ્છા ઘણા કાળથી હતી. દક્ષિણના સૂબેદાર અને કર્ણાટકના નવાબની ગાદીની તકરાર ઉઠી ત્યારે પોતાની મનકામના પૂર્ણ કરવાની સારી જોગવાઇ મળી. કર્ણાટકની ગાદી તેણે ચંદા સાહેબને અપાવી અને હૈદરાબાદની ગાદીએ મીરજાફરજંગને બેસાડ્યો. ઘણા વખત લગી એ હાકેમો અમલ કરી શક્યા નહિ તોપણ રાજાઓના ટંટામાં ફ્રેંચ પડી શકે એવો દસ્તુર પડ્યો, તેથી હરેક ઝઘડામાં તેઓની મદદ માગવામાં આવતી. એવી ફ્રેંચની ચઢતી જોઇને ઈંગ્રેજો જાગૃત થયા. સુભાગ્યે એ વેળા હિંદુસ્તાનમાં એક મહાન્ ઈંગ્રેજી શૂરવીર અને રાજ્યકીય પુરૂષ હતો. એ પુરૂષનું નામ ક્લાઇવ હતું. તે પ્રથમ વેપારના કામમાં ગુમાસ્તો થઇને આવ્યો હતો, પરંતુ લઢાઇ ઉઠતાં વારનેજ તેણે કલમ છોડી દઇ તલવાર ઝાલી. હિમત અને ચતુરાઇ તેણે આરંભમાં

એટલાં બધાં દર્શાવ્યાં કે તેના વડે મોટાં રાજ્ય મેળવવાની આશા ઇંગ્રેજોને થઇ. ફ્રેંચના આશરાગતોપર તેણે મોટી ફતેહ મેળવી, તેથી દક્ષિણમાં ઇંગ્રેજોનું જોર બહુ વધ્યું. ફ્રાન્સની ઇ. ઇ. કંપનીએ દુપ્લેને આશ્રય આપવાની નાખુશી દર્શાવી. લઢાઇ કરવામાં ખરચ બહુ થઇ જાયછે અને વેપારને નુકશાન પહોંચે છે એવું તેમને લાગ્યું. ઇંગ્લાંડની કંપનીમાં પણ કેટલેક દરજ્જે એવો વિચાર થયો તેથી દુપ્લેનો ભોગ આપી બેઉ કંપનીઓ દોસ્તી કરવાને તૈયાર થઇ. ફ્રાન્સના લાભને અર્થે ખાનગી દોલત પણ ખરચી નાખી હતી અને સ્વદેશને મોટાઇ મળે એવો તેનો પ્રયત્ન હતો તોપણ તેની હકીકત ન સાંભળતાં તેની ગેરઆબરૂ કરી.

દુપ્લેની જગાએ આવેલા ફ્રેંચ ગવર્નરે દુપ્લેનું કરેલું સઘળું રદ કર્યું. ઇંગ્રેજનો આશ્રિત મહમદઅલી કર્ણાટકનો નવાબ છે એવું ઠરાવ્યું અને ઉત્તરસીરકાર નામે પ્રાંત ઉપર ફ્રેંચનો દાવો હતો તે છોડી દીધો તથા એમાંના કોઇ પક્ષે દેશીઓના ટંટામાં પડવું નહિ એવો કરાર કર્યો. આ કરાર પળાય તેવો ન હતો એવું ઝટ જણાઇ આવ્યું. એલાશાપેલની સલાહ પછી નોવાસ્કોશિયા પ્રાંતના બચાવને માટે બ્રિટિશ રાજાના કારભારીઓ ચિંતાતુર હતા, કેમકે અમેરિકાના સંસ્થાનોની સરહદ પર તે આવ્યું હતું. કેટલાક સિપાઇઓ તથા ખારવાઓને ત્યાં તેણે વસાવ્યા. હાલીફાક્સ નગર વસાવ્યું. અને ત્યાંનું બંદર બાંધ્યું તેથી નોવાસ્કોશિયા ઉતાવળે આબાદ થયું, તેની સીમા સબંધી ફ્રેન્ચ લોક તકરાર ઉઠાવવા લાગ્યા અને તે તકરારનું પરિણામ સલાહ શાન્તિથી આવ્યું નહિ. અમેરિકાના અંદરના ભાગ સબંધી પણ એથી વધારે મોટો વાંધો પડ્યો હતો. ઉત્તરમાં કાનાડા અને દક્ષિણમાં લુશિયાના એ બે પ્રાંતોની વચ્ચે વેપાર ચાલે માટે વચલા ભાગમાં કિલ્લા બાંધવાની ફ્રેન્ચ સરકારની ઇચ્છા હતી. એ કરવા દે તો ઇંગ્રેજના આલીગંની પર્વતની પશ્ચિમ ભણીનો નાશ થાય. વળી ઇંડિયન લોક જોડે વેપાર કરવાને વરજીનિયા વગેરે જે થાણાં બાંધ્યા હતાં તે પણ ફ્રેન્ચને હાથ જાય. લઢાઇનાં જાહેરનામા કર્યા વિના બેઉ તરફના સંસ્થાનિકોએ યુદ્ધનો આરંભ કર્યો. વરજીનિયાના તાબાનું લોકટાઉન એક ફ્રેન્ચ ટૂકડીએ છાપો મારી લીધું અને તેમાંના બે માણસ શિવાય બાકીના બધાને નિર્દયપણે મારી

નાંખ્યા. ઇંગ્રેજી સંસ્થાનોપર હુમલો કરવાને ઇંડિયનોને ફ્રેન્ચ સરકારે ઉત્તેજન આપ્યું અને બંદુક, દારૂગોળા વગેરે પૂરા પાડયાં, (ઇ. સ. ૧૭૫૫). બ્રિટિશ કારભારીઓએ લશ્કર મોકલ્યું તેણે નોવાસ્કોશિયામાંના ફ્રેન્ચના સઘળાં થાણાં લેઇ લીધાં. ઓહીઓ નદીપર ફ્રેન્ચના કિલ્લા હતા તે જીતવાને જનરલ બ્રાડોક ગયો, પરંતુ તે અવિચારી હોવાથી જય પામ્યો નહિ. તે પ્રાંતના અનુભવી અમલદારોની સલાહ નહિ માનવાથી તે ફસી ગયો. યુદ્ધમાં તેનું મરણ થયું અને લાજ લાગે એવી રીતે તેના સિપાઇઓ નાશી ગયા. એ ફોજમાં સંસ્થાનિક ફોજનો નાયક મેજર વાશીંગ્ટન હતો, તેણે આ સમયે ઘણી બહાદુરી અને બુદ્ધિબળ દર્શાવ્યાં.

નાયેગરા અને કૌન પોઇંટપર ફોજો મોકલી હતી, તેમનો પ્રયાસ પણ નિષ્ફળ ગયો, પરંતુ સમુદ્ર ઉપર બ્રિટિશલોકનું બળ ખૂબ ફાવ્યું. ન્યુફૌંડલાંડ આગળ બે ફ્રેન્ચ મનવારોને તેમણે પકડી અને ફ્રેન્ચ વેપારીઓના ત્રણસે વહાણો લૂટયાં. હજી સૂધી લઢાઇના જાહેરનામા થયાં નહોતાં અને તે થતાં વારને સખ્ત લઢાઇ ચાલી. એ લઢાઇ વર્ણવ્યા પહેલાં હિંદુસ્તાનપર નજર કરવી જોઇએ. એ વેળા બંગાળામાં ઇંગ્રેજી સભા નાશ પામવાની તૈયારીમાં હતી, પણ તે ભયમાંથી બચીને તે સર્વોપરી થઇ.

દિલ્લીના પાદશાહે કલકત્તાના ઇંગ્રેજોને જે હક આપ્યો હતો તેથી બંગાળાનો સૂબેદાર મનમાં બહુ બળતો હતો. ઈંગ્રેજોએ તેને નજરાણા વગેરે આપી રાજી રાખ્યો હતો, પરંતુ સુરાજઉદવલા નામે સૂબેદાર ગાદીએ બેઠો ત્યારે એ દોસ્તી રહી નહિ. તેના હાથમાંથી નાશી આવેલા કેટલાક માણસોને કલકત્તામાં રક્ષણ મળવાથી તે બહુજ ખીજવાઇ ગયો, (ઇ. સ. ૧૭૫૬). નવાબ કલકત્તા ઉપર મોટી ફોજ લેઇને આવ્યો. કિલ્લામાંના ઈંગ્રેજો નામોશી ભરેલી રીતે ભયભીત થઈ રહ્યા. ત્યાંનો ગવરનર અને લશ્કરનો સરદાર હોડીમાં બેશી ગામ બહાર નાશી ગયા અને મી. હાવેલ, મી. પાર્કે વગેરે ૧૪૬ માણસ સૂબેદારને હાથ આવ્યાં તે બધાને બિસ્તારમાં વીસ ચોરસ ફીટ એવી અંધારી ઓરડી હતી તેમાં ઘોચી ઘાલ્યાં. અહીં તાપ અને ઝેરી હવાથી તેઓ મરી ગયા. માત્ર ૨૩ સવારના પહોરમાં હસહસતા રહ્યા હતા. એજ વખતે કર્નલ કલાઇવ અને આદમીરલ

વોટસન આગ્રિયા નામે મરાઠા ચાંચીયાનો પરાજય કરી મદ્રાસ આવ્યા હતા અને ફ્રેંચની સત્તાનો નાશ કરવાને ફોજનો જમાવ કરતા હતા. કલકત્તેથી ઉપલી માઠી ખબર આવતાંજ તેઓ ફોજ લેઇ ગયા. તેઓ આવ્યાની ખબર સાંભળતાંજ સુરાજઉદ્દવલ્લાએ કલકત્તા છોડી દીધું. જમીનપર ઉતરી કલાઇવે નવાબના ઘણાક કિલ્લા લીધા અને ગામો લૂટ્યાં. ત્યારપછી ચંદ્રનગર જીતી લીધું. સુરાજઉદ્દવલાના દરબારમાં તેને પદભ્રષ્ટ કરવાની દગલબાજી થઇ, તેમાં ઇંગ્રેજો સામીલ થયા. ઇંગ્રેજી ફોજ લેઇ કલાઇવ પ્લાસીના યુદ્ધમાં ઈ. સ. ૧૭૫૭ માં આવ્યો. નામરદ નવાબ બીને નાસી ગયો. કલાઇવે મીરજાફરખાંને તેની જગાએ નવાબ બનાવ્યો. નવા નવાબે ઇંગ્રેજોને બહુ લાંચ આપી. એ વખતથી ઇંગ્રેજી સત્તાનો પાયો ઉત્તર હિંદુસ્તાનમાં બંધાયો.

# खंड ६ ठो.

## સાત વર્ષનું યુદ્ધ.

હિંદુસ્તાનમાં અને અમેરિકામાં થયેલી બીનાની ખબર ફ્રેંચ સરકારને થતાંવારને તેમણે આખા રાજ્યમાં બંદોબસ્ત કરવાને વિરોધની તૈયારી કરવા માંડી અને ઇંગ્લાંડપર સ્વારી કરવાની ધાસ્તી બતાવી, (ઇ. સ. ૧૭૫૫). આ જૂઠી ધમકીથી ઇંગ્રેજો બીધા ને તેથી દેશને લાજ લાગી. રાજ્યનું રક્ષણ કરવાને ભાડૂતી જર્મન સિપાઇઓ બોલાવ્યા. તેઓએ પ્રજાની સ્વાધીનતાને જોખમકારી છે એવું વિચાર્યું. આ લઢાઇની તૈયારી થતી હતી તેવામાં ધરતીકંપથી લીસ્બન શહેરનો ઘણોખરો ભાગ નાશ પામ્યો. એ આપત્તિ દૂર કરવાને માટે પાર્લમેન્ટે ૧૦ લાખ રૂપિયા આપ્યા. એ ઉદારતાથી બ્રિટનને ઘણું માન ઘટે છે. ઇંગ્લાંડ ઉપર સ્વારી કરવાનો ડોળ બતાવવામાં ફ્રેંચ સરકારનો બીજો હેતુ એ હતો કે ઇંગ્રેજો સ્વદેશનું રક્ષણ કરવામાં પડશે એટલે મીનોરકા બેટ લઇ લેવામાં આવશે એવું તેમણે ધાર્યું તે બેટપર મોટી ફ્રોજ ઓચિંતી મોકલી. સેંટ ફીલિપ નામે કિલ્લાને એ ફ્રોજે ઘેરો ઘાલ્યો ભૂમધ્ય સમુદ્રમાં ઇંગ્રેજી નૌકાસેનાનો ઉપરી આડમીરલ બીંગ હતો તેને એ કિલ્લાની મદદે મોકલ્યો. જેટલાં વહાણ તેની પાસે હતાં તેટલાંજ વહાણનું સૈન્ય તેને માર્ગમાં મળ્યું. પરંતુ તેણે તેની જોડે યુદ્ધ કર્યું નહિ અને એક બીજો ઇંગ્રેજ સરદાર લઢતો હતો તેને આશ્રય પણ આપ્યો નહિ ને જીબ્રાલ્ટર જતો રહ્યો. ઇંગ્લાંડથી મદદ આવી પહોંચવાની આશા નહિ રહેવાથી કિલ્લેદારો શરણે આવ્યા કિલ્લેદારોનો ઉપરી જનરલ બ્લાકન હતો, તે પોતાથી બન્યું ત્યાં લગી હઠ અને શૂરથી વઢ્યો તેથી ઇંગ્રેજો તેનાપર બહુ ખૂશ થયા. બ્રિટિશ પાદશાહે તેને ઉમરાવ પદવી આપી ને લોક તરફથી તે ઘણું માન પામ્યો. મીનોરકા બેટ જવાથી ઇંગ્રેજો બહુ કોપ્યા અને તેનો ખાર અભાગ્યા બીંગ ઉપર

કાઢયો. અમેરિકામાં મોકલેલા લશ્કરના પરાજયની વાત સાંભળી લોકો વધારે નારાજી થયા. આસ્વેગો નામે કિલ્લામાં ઇંગ્રેજોની ટોપો અને લશ્કરી અસ્બાબ ભેગો કર્યો હતો તે ફ્રેન્ચ સરદાર મોંટકેમે જીતી લીધો.

ઇંગ્રેજોના મિત્ર પ્રુશિયાના રાજાને ખૂબ જશ મળ્યો વિએનાના દરબાર પાસેથી માગેલો ખુલાસો નહિ મળવાથી તેણે એકદમ બોહીમિયા દેશપર સ્વારી કરવાનો વિચાર કર્યો. સાકસનિના રાજા આસ્ત્રિયા જોડે મળી ગયાથી પ્રથમ ફ્રેદરિક ડ્રેસ્દનપર ગયો. સાકસનિનો ઇલેક્ટર પોલાંદનો રાજા પણ હતો. પિર્ના નામે સ્થળમાં તે મજબૂત છાવણી કરી રહ્યો હતો. અહીં ફ્રેદરિકે સાકસન ફોજને ઘેરી લીધી અને તેમની મદદે આવેલા આસ્ત્રિયનોને હાંકી કાઢયા તેથી સાકસનોને શરણે આવવું પડયું. તેઓનો રાજા પોલાંદમાં નાશી ગયો અને પ્રુશિયન ફોજે તેનો મૂલક લૂટયો.

પોતાના મિત્રની આ ફતેહ થયા છતાં ઇંગ્રેજી રૈયત પોતાના રાજકારભારીઓપર ખીજવાઇ. તેમને કાઢી મૂકી નવા પ્રધાન રાખવાની રાજાને ફરજ પડી. વીલ્યમ પીટ ( પાછળથી અર્લચાથમ ) મુખ્ય પ્રધાન થયો. નીરાશ થતા ઇંગ્રેજોને એણે જાગૃત કર્યા અને પાર્લમેંટે તેને લઢાઇ ચલાવવાને પુષ્કળ પૈસો આપ્યો. બિચારા બીંગનો ભોગ આપી તેણે લોકને રાજી કર્યા. લશ્કરી કાયદાની વિરૂદ્ધ વર્ત્યો એવું તહોમત શાબિત કરી તેને ગોળીથી મારી નાખ્યો તે કાયર નહોતો પણ તેની સરતચૂક થઇ હતી તેથી તેનો જીવ બચાવવાને કેટલાક સારા માણસોએ પ્રયત્ન કર્યો પણ વ્યર્થ ગયો, (ઇ. સ. ૧૭૫૭). ફ્રાન્સના દરબારનું લક્ષ એ વખતે એક ગાંડા આદમીના ઉપર લાગેલું હતું. ત્યાંનો રાજા ગાડીમાં બેસતો હતો તેવામાં તે ગાંડા માણસે કલમત્રાસે તેને ધા કર્યો. એ ધા જોખમકારી નહોતો, પરંતુ એ મારાને કોઈ સાથીઓ હશે એવું ધારી તેની પાસે મનાવવાને તેને બહુ પીડા કરી.

લુઇસ પાદશાહે જખમી થયા છતાં લઢાઇ ઘણા ઉમંગથી કરી. એ ફોજ તેણે જર્મનિમાં મોકલી તેમાંની એક હાનોવરપર ચાલી, અને બીજી પ્રુશિયાની સામા થએલી આસ્ત્રિયાની ફોજને સામા જઇ મળી. હા-

# ખંડ ૬ ઠ્ઠો.

## સાત વર્ષનું યુદ્ધ.

હિંદુસ્તાનમાં અને અમેરિકામાં થયેલી બીનાની ખબર ફ્રેંચ સરકારને થતાંવારને તેમણે આખા રાજ્યમાં બંદોબસ્ત કરવાને વિરોધની તૈયારી કરવા માંડી અને ઇંગ્લાંડપર સ્વારી કરવાની ધાસ્તી બતાવી, (ઇ. સ. ૧૭૫૫). આ જૂઠી ધમકીથી ઇંગ્રેજો બીધા ને તેથી દેશને લાજ લાગી. રાજ્યનું રક્ષણ કરવાને ભાડૂતી જર્મન સિપાઇઓ બોલાવ્યા. તેઓએ પ્રજાની સ્વાધીનતાને જોખમકારી છે એવું વિચાર્યું. આ લઢાઇની તૈયારી થતી હતી તેવામાં ધરતીકંપથી લીસ્બન શહેરનો ઘણોખરો ભાગ નાશ પામ્યો. એ આપત્તિ દૂર કરવાને માટે પાર્લમેન્ટે ૧૦ લાખ રૂપિયા આપ્યા. એ ઉદારતાથી બ્રિટનને ઘણું માન ઘટે છે. ઇંગ્લાંડ ઉપર સ્વારી કરવાનો ડોળ બતાવવામાં ફ્રેંચ સરકારનો બીજો હેતુ એ હતો કે ઇંગ્રેજો સ્વદેશનું રક્ષણ કરવામાં પડશે એટલે મીનોરકા બેટ લઇ લેવામાં આવશે એવું તેમણે ધાર્યું. તે બેટપર મોટી ફોજ ઓચિંતી મોકલી. સેંટ ફીલિપ નામે કિલ્લાને એ ફોજે ઘેરો ઘાલ્યો. ભૂમધ્ય સમુદ્રમાં ઇંગ્રેજી નૌકાસેનાનો ઉપરી આડમીરલ બીંગ હતો તેને એ કિલ્લાની મદદે મોકલ્યો. જેટલાં વહાણ તેની પાસે હતાં તેટલાંજ વહાણનું સૈન્ય તેને માર્ગમાં મળ્યું. પરંતુ તેણે તેની જોડે યુદ્ધ કર્યું નહિ અને એક બીજો ઇંગ્રેજ સરદાર લઢતો હતો તેને આશ્રય પણ આપ્યો નહિ ને જીબ્રાલ્ટર જતો રહ્યો. ઇંગ્લાંડથી મદદ આવી પહોંચવાની આશા નહિ રહેવાથી કિલ્લેદારો શરણે આવ્યા કિલ્લેદારોનો ઉપરી જનરલ બ્લાકન હતો, તે પોતાથી બન્યું ત્યાં લગી હઠ અને શૂરથી વઢ્યો તેથી ઇંગ્રેજો તેનાપર બહુ ખૂશ થયા. બ્રિટિશ પાદશાહે તેને ઉમરાવ પદવી આપી ને લોક તરફથી તે ઘણું માન પામ્યો. મીનોરકા બેટ જવાથી ઇંગ્રેજો બહુ કોપ્યા અને તેનો ખાર અભાગ્યા બીંગ ઉપર

કાઢયો. અમેરિકામાં મોકલેલા લશ્કરના પરાજયની વાત સાંભળી લોકો વધારે નારાજી થયા. આસ્વેગો નામે કિલ્લામાં ઈંગ્રેજોની ટોપો અને લશ્કરી અસબાબ ભેગો કર્યો હતો તે ફ્રેન્ચ સરદાર મોંટકોમે જીતી લીધો.

ઈંગ્રેજોના મિત્ર પ્રુશિયાના રાજાને ખૂબ જશ મળ્યો વિએનાના દરબાર પાસેથી માગેલો ખુલાસો નહિ મળવાથી તેણે એકદમ બોહીમિયા દેશપર સ્વારી કરવાનો વિચાર કર્યો. સાકસનિના રાજા આસ્ત્રિયા જોડે મળી ગયાથી પ્રથમ ફ્રેદરિક ડ્રેસ્દનપર ગયો. સાકસનિનો ઇલેકટર પોલાદનો રાજા પણ હતો. પિર્ના નામે સ્થળમાં તે મજબૂત છાવણી કરી રહ્યો હતો. અહીં ફ્રેદરિકે સાકસન ફોજને ઘેરી લીધી અને તેમની મદદે આવેલા આસ્ત્રિયનોને હાંકી કાઢ્યા તેથી સાકસનોને શરણે આવવું પડયું. તેઓનો રાજા પોલાંદમાં નાશી ગયો અને પ્રુશિયન ફોજે તેનો મૂલક લૂટયો.

પોતાના મિત્રની આ ફતેહ થયા છતાં ઈંગ્રેજી રૈયત પોતાના રાજકારભારીઓપર ખીજવાઇ. તેમને કાઢી મૂકી નવા પ્રધાન રાખવાની રાજાને ફરજ પડી. વીલ્યમ પીટ ( પાછળથી અર્લચાથમ ) મુખ્ય પ્રધાન થયો. નીરાશ થતા ઈંગ્રેજોને એણે જાગૃત કર્યા અને પાર્લમેંટે તેને લઢાઇ ચલાવવાને પુષ્કળ પૈસો આપ્યો. બિચારા બીંગનો ભોગ આપી તેણે લોકને રાજી કર્યા. લશ્કરી કાયદાની વિરૂદ્ધ વર્ત્યો એવું તહોમત શાબિત કરી તેને ગોળીથી મારી નાખ્યો તે કાયર નહોતો પણ તેની સરતચૂક થઇ હતી તેથી તેનો જીવ બચાવવાને કેટલાક સારા માણસોએ પ્રયત્ન કર્યો પણ વ્યર્થ ગયો, (ઇ. સ. ૧૭૫૭). ફ્રાન્સના દરબારનું લક્ષ એ વખતે એક ગાંડા આદમીના ઉપર લાગેલું હતું. ત્યાંનો રાજા ગાડીમાં બેસતો હતો તેવામાં તે ગાંડા માણસે કલમત્રાસે તેને ઘા કર્યો. એ ઘા જોખમકારી નહોતો, પરંતુ એ મારાને કોઈ સાથીઓ હશે એવું ધારી તેની પાસે મનાવવાને તેને બહુ પીડા કરી.

લુઇસ પાદશાહે જખમી થયા છતાં લઢાઇ ઘણા ઉમંગથી કરી. એ ફોજ તેણે જર્મનિમાં મોકલી તેમાંની એક હાનોવરપર ચાલી, અને બીજી પ્રુશિયાની સામા થયેલી આસ્ત્રિયાની ફોજને સામા જઇ મળી. હા-

નોવરના રક્ષણને માટે બીજા જ્યાર્જ રાજાની ઇચ્છા બ્રિટિશ ફોજ મોકલવાની હતી પરંતુ પીટ સાહેબે તેમ કરવાની ના કહ્યાથી તેને તથા તેની ટોળીને રજા આપી. પ્રજાના માનીતાને બરતરફ કરવાથી લોકનો કોપ એટલો થયો કે તેને વજીરાત પાછી આપવાની રાજાને જરૂર પડી.

લઢાઇના આરંભમાં પ્રુશિયાનો રાજા સંકટમાં હોય એમ જણાયું. લુંશિયાનાની વાટે રૂશ ફોજ તેની સામા આવતી હતી. પોમરાનિયાપર સ્વીડ હુમલો કરવાના હતા, જર્મન અને ફ્રેન્ચનું એકઠું થયેલું સૈન્ય જર્મનિમાં તેની વિરૂદ્ધ ચાલ્યું આવતું હતું અને મહારાણી મેરાયાથેરિસાએ પોતાની જન્મભૂમિના બચાવને માટે ૧૮૦૦૦૦ સિપાઇઓના ચાર ભાગ કરી ગોઠવ્યા હતા.

પ્રુશિયાનો ફ્રેદરિક લસ્કરીકામમાં મહા બુદ્ધિવાન હતો. કેટલીક યુક્તિઓથી આસ્ત્રિયન લશ્કરને ભયમાં નાખીને બોહીમિયામાં પેઠો. આસ્ત્રિયન ફોજની સામા મોકલેલા બે સરદારો તેને અહીં આવી મળ્યા. શત્રુની ફોજ પ્રેગ શહેર આગળ મજબૂત જગામાં મુકામ કરીને રહેલી હતી, (૬ ઠ્ઠી મે), તેમ છતાં તેણે તેનાપર જુસ્સાભેર હુમલો કર્યો. આસ્ત્રિયનો બહુ હઠથી લઢ્યા પરંતુ તેમના જમણા પડખાની ટુકડી ઉતાવળે આગળ વધી ગયાથી વચમાં માર્ગ પડ્યો, તેમાં ફ્રેદરિકે પોતાના સિપાઇઓને મોકલ્યા. આગળ વધેલી આસ્ત્રિયન શત્રુની ટોળીને પાછા હઠવું પડ્યું ત્યારે તેણે પોતાની બેઉ બાજુપર પ્રુશિયન દીઠા તેથી ગભરાઇને વીખરાઇ ગઇ. ત્યારપછી આસ્ત્રિયન ફોજની મધ્યના અને ડાબી તરફના ભાગના સિપાઇઓ રણભૂમિ મૂકી પ્રેગ શહેરમાં જઇ ભરાયા. પ્રેગના કિલ્લામાં લશ્કરની સંખ્યા ઘણી મોટી હોવાથી ફ્રેદરિકે તેને ઘેરો ઘાલ્યો, એથી આસ્ત્રિયનોને નવી ફોજ તૈયાર કરવાનો વખત મળ્યો. તેઓનો સરદાર કૌંટ ડૅાન પ્રુશિયનોપર આવ્યો તેની સામા થવાને ફ્રેદરિકે બવેરીના શાહજાદાને મોકલ્યો. રાજકુંવરની ફોજની સંખ્યા કરતાં ડૅાનની ફોજની સંખ્યા વિશેષ છતાં તે પાછો હઠ્યો. વધારે કુમક આવી મળવાથી તે ફરીને લઢવા આવ્યો. ફ્રેદરિકને શાહજાદાની મદદે જવું પડ્યું ૧૮ મી જુને તેણે આસ્ત્રિયન છાવણીપર હલ્લાં કર્યાં, પરંતુ હાર ખાઇને તેને પાછાં જવું પડ્યું.

આ પરાજયથી પ્રુશિયાના રાજાને પ્રેગનો ઘેરો ઉઠાવી બોહીમિયામાં થઇ નીકળી જવું પડ્યું. બીજા સ્થળોમાં પણ ફ્રેદરિકની અને તેના મિત્રોની ફોજોની માઠી હાલત થઇ. રૂશ લશ્કરે તેના એક સરદારને હરાવી જર્મનિમાં તેના રાજમાં પ્રવેશ કર્યો અને રૈયતને મહા પીડા કરી. ગામો બાળ્યાં અને શહેરો લૂટ્યાં. કંબર્લાંડના હાથ નીચે હાનોવરની તથા ઈંગ્લાંડની ૩૮૦૦૦ માણસની ફોજ હતી તેને ફ્રેન્ચ લશ્કરને શરણે જવું પડ્યું. ત્યારપછી આસ્ત્રિઆ અને ફ્રાન્સના લશ્કરો પ્રુશિયામાં પેઠાં અને આસ્ત્રિયાની એક ફોજ બર્લાન શહેરના દરવાજા સુધી ગઈ અને ખંડણી લઇ પાછી વળી.

ફ્રાન્સ દેશના રોકસફોર્ટ બંદર ઉપર ઇંગ્રેજી નૈકાસેનાએ સ્વારી કરી પણ તેનો હેતુ પાર પડ્યો નહિ. બ્રિટિશ અમેરિકામાં પણ ઇંગ્રેજોના કામની ખરાબી થઇ. વીલ્યમ હેન્રિ નામે કિલ્લો કાનેદાની મર્યાદાપર હતો તે પર મોંટકોમે ચઢાઇ કરી તેને જીતી લીધો. કિલ્લાની સમીપ એક ઇંગ્રેજી લશ્કર પડ્યું હતું તેણે ફ્રેન્ચોને કશી હરકત કરી નહિ. આ પરાજયોથી પ્રધાનોની ખરાબી થાત પરંતુ લોકના જાણવામાં હતું કે જે કાયર અથવા બુદ્ધિહીન લશ્કરી સરદારોના યોગે આવા પરાભવ થયા તેઓ માજી વજીરોના રાખેલા હતા, અને દરબારની મહેરબાનીને લીધે બરતરફ થઇ શક્યા નહોતા. પીટસાહેબને આથી ફાયદો થયો. વજીરોને પૂર્ણ અધિકાર આપવાની રાજાને જરૂર પડી અને દરબારી વગસગ થોડા વખત લગી બંધ પડ્યો. યૂરોપખંડમાં વરસની આખરે પ્રુશિયા અને બ્રિટનને લાભકારી બનાવો બન્યા. પોતાના મૂલકમાં શત્રુની ત્રણ ફોજો પેઠી છતાં હીમત હાર્યો નહોતો. શત્રુની ફોજની સંખ્યાથી અડધા સિપાઇઓ તેની પાસે માત્ર હતા તોપણ તેણે એકઠા કરેલા આસ્ત્રિયા અને ફ્રેન્ચના લશ્કરો જોડે યુદ્ધ કર્યું, (નવેંબર ૫ મી). ફ્રેદરિક જાણે સંગ્રામ કરવાને બીતો હોય એવો દેખાયો, તેથી આસ્ત્રિયન અને ફ્રેન્ચ લશ્કરો દોડ કરી તેનાપર ધસી આવ્યાં. રોઝબાગ આગળ તેનો મુકામ હતો. ઉતાવળથી બાવરા થયેલા તેઓ હતા તેથી ફ્રેદરિકે તેઓને ઝટ ગભરાટમાં નાંખ્યા. ૯૦૦૦ માણસની હાનિ પામી તેઓને પાછા જવું પડ્યું ફ્રેદરિકને માત્ર ૫૦૦ માણસનું નુકસાન થયું. આ ફતેહમંદ રાજા ત્યારપછી બીજી તરફ વળ્યો. લોરેનના ચાર્લસ રા-

જકુંવરના સરદારી નીચે આસ્ત્રિયન અને હંગેરિયનના સિપાઇઓ સાઇલી-શિયામાં આવ્યા હતા. તેમણે પ્રુશિયાના સરદાર બેવરીનને હરકત કરી તે પ્રાંતનો ઘણોખરો ભાગ જીતી લીધો. ફ્રેદરિક ઉતાવળે પોતાના પરાજય પામેલા લશ્કરની મદદે ગયો. લીસા આગળ આસ્ત્રિઆનો મુકામ હતો તેપર ૫ મી ડિસેંબરે હલ્લો કર્યો. આસ્ત્રિયન ફોજના જમણા પડખાપર હુમલો કરતો હોય એવું ડોળ બતાવી એકાએક ડાબી તરફના સિપાઇઓને હરાવ્યા. કુમક મોકલી નાસતા સિપાઇઓને ઉભા રાખવાને ચાર્લસે ઘણી મદદ કરી પણ પ્રુશિયનની તોપના ભારે માર આગળ તેમનું કંઇ ચાલ્યું નહિ. મરણ પામેલા અને ઘાયેલ થયેલાં પાંચ પાંચ માણસ આસ્ત્રિયન તથા પ્રુશિયનોના રણમાં પડ્યાં. પ્રુશિયનો ઉમંગથી આસ્ત્રિયનોની પાછળ પડ્યા તેથી એક અઠવાડિયામાં ૨૦૦૦૦ કેદી, ત્રણ હજાર ગાડાં અને ૨૦૦ તોપો તેમને હાથ આવી અને સૈલીશિયાનો ઘણોખરો ભાગ પ્રુશિયનોને હાથ ફરીને આવ્યો. રોઝબાગ અને લીસાની ફતેહોની અસર આખા યૂરોપપર જણાઇ. ઇંગ્લાંડના જ્યોર્જ રાજાએ પોતાની હાનોવરની ફોજનો ઉપરી બ્રન્સીકના રાજકુંવર ફર્દિનાંદને નીમ્યો. ઈંગ્લાંડના કારભારીઓએ કેટલુંક લશ્કર તેજ સરદારને સોંપ્યું. અને પાર્લમેંટે પોતાના જર્મન સરદારને નાણાની મદદ કરી ફર્દિનાંદે હાનોવર પ્રાંત હસ્તગત કર્યો અને ફ્રેન્ચોને હ્રાઇન પાર હાંકી કાઢ્યા. એ વરસમાં ફ્રેદરિકની કેટલીક હારજીત થઇ. એકાએક મોરેવિયા પ્રાંતમાં પેશી તેણે ત્યાંના લોક પાસેથી ધન લીધું અને વિએનાને ધાસ્તીમાં નાખ્યું. ઓલ્મટ્સ નામે કિલ્લાને ઘેરો ઘાલ્યો પણ તે નિષ્ફળ ગયો. પણ ત્યાંથી પાછા આવવામાં તેણે ઘણી ચતુરાઇ બતાવી. બ્રડનબર્ગમાં રૂશિયાની ફોજ કમકમાટ છૂટે એવું નિર્દયપણું આચરતી હતી ત્યાં જઇ તેમણે તેને હરાવી. અને ત્યાંથી પાધરો પોતાના ભાઇની મદદે સાકસનિમાં ગયો. ફ્રેદરિકની સામા થવાને યોગ્ય એવો અકલમંદ કૌંટ ડૌનની સરદારી નીચે આસ્ત્રિયાની ફોજે પ્રુશિયાના લશ્કરના એક ભાગને નસાડ્યુ, પરંતુ ફ્રેદરિકની [illegible]એ કરીને બાકીનો ભાગ બચી ગયો. આસ્ત્રિયામાંથી તેણે ફરીને સાઇલીશિયનોને કાઢી મૂકવા અને સાકસનિમાં આવી લીપ્સીકનો ઘેરો ઉઠાવવાની ફોજને જરૂર પાડી. તે સરદારને ત્યાંથી પાછા હઠી બોહીમિયામાં જવું પડ્યું.

દરબારની ગુહ્ય ખટપટોમાંથી છૂટા પડ્યા પછી ઈંગ્રેજના જળના અને સ્થળના લશ્કરોને પીટે જાગૃત કરી દીધા. દરિયા ઉપર ફરનારી કેટલીક ફ્રેંચ મનવારોને ઇંગ્રેજોએ પકડી અને નોર્થ અમેરિકા જવા નીકળેલી એક નૌકાસેનાનો સર એડવર્ડ હોકે પરાજય કર્યો. આ જયથી ફુલાઇને ઇંગ્રેજ સરકારે ફ્રાન્સ દેશમાં બે સ્વારીઓ મોકલી પણ તેથી કાંઈ અગત્યનું પરિણામ થયું નહિ. ઘણા માણસો મૂઆં અને ઘણું ધન ખરચાયું ત્યારે શેરબર્ગ બંદરનો નાશ કરી શક્યા. પરંતુ મોટી ફ્રેંચ ફોજ આવી પહોચી તેથી ઉતાવળે નાસવું પડ્યું અને નાસતાં નાસતાં અતિ ઉત્તમ સિપાઇઓનો નાશ થયો.

ઉત્તર અમેરિકામાં ઇંગ્રેજી સેનાનો ઉપરી લૌડનનો અર્લ હતો તેને દૂર કરી તેની જગાએ જનરલ આબરક્રોંબીને મોકલ્યો. એ નવા સરદારને કેટલીક ફતેહ મળી. જનરલ આમહર્સ્ટ અને બ્રીગેડિયર વુલ્ફ એ બેએ મળી લુઇસબર્ગ કિલ્લો જીતી લીધો કેપ બ્રિટન અને સેંટ લારેન્સના અખાતમાં બીજા ફ્રેંચથાણાં હતાં તે બધાં ઈંગ્રેજને હાથ આવ્યાં. ટીકનદર્ગો નામે કિલ્લાપર આબરક્રોંબી પોતે ગયો પણ ત્યાં તેનું કંઇ ફાવ્યું નહિ. આફ્રિકામાં ફ્રેન્ચ થાણાં હતાં તે સર્વે ઈંગ્રેજને કબજે થયાં, પરંતુ હિંદુસ્તાનમાં ફ્રેંચ સરદાર કૌંટ ડી લાલીએ સેંટડેવીડ અને કડલોરના કિલ્લા ઈંગ્રેજ પાસેથી જીતી લીધા, (ઇ. સ. ૧૭૫૮).

ઇ. સ. ૧૭૫૯ના આરંભમાં પ્રુશિયનોએ પોલાંડમાં જઇ રશિયનોની ખરાબી કરી. બોહીમિયામાંથી ધન ઉઘરાવ્યું અને આસ્ટ્રિયન ફોજોને છાવણીમાં પડી રહેવાની જરૂર પાડી. ફ્રેન્ચો તરફથી આસ્ટ્રિયાને કુમક ગઇ તે ફર્દિનાંદ અટકાવી શક્યો નહિ તોપણ મીંડનના રણમાં તેણે ફ્રેંચ લશ્કરને હરાવ્યું. તેના ઘોડેસ્વારનો સરદાર લાર્ડ જર્માન હતો તેના હુકમ પ્રમાણે નાસતાં ફ્રેંચોપર હુમલો કર્યો હોત તો આ જય મોટો થઈ પડત.

મીંડનની ફતેહનો બદલો આસ્ટ્રિયા અને રશિયાની ફોજોએ કુનરડોર્ફના રણમાં પ્રુશિયનોને હરાવીને વાળ્યો. તે ઉપરાંત બોહીમિયામાં પ્રુશિયન ફોજની એક મોટી ટુકડીને કૌંટડોને પકડી લીધી; એથી ડ્રેસ્દન

શહેર આસ્ત્રિયનોને હાથ આવ્યું. ફ્રેદરિકની ચપળતા અને ચતુરાઇને લીધે આ વિજયથી તેમને વધારે ફાયદો મળી શક્યો નહિ.

એ રીતે પોતાના સંગી પ્રુશિયાના રાજાનું કામ આ વરસમાં ઢીલું પડી ગયેલું જોઇ ઇંગ્રેજોની આતુરતા ઓછી થઇ ગઇ, અને ઉત્તર અમેરિકા તથા વેસ્ટઇંડિસમાં તેમને ફતેહ મળવાથી તે સંસ્થાનો તરફ તેમનું લક્ષ લાગ્યું. લુઇસબર્ગ કાનાદા પ્રાંતનું નાકું હતું, તે હાથમાં આવ્યા પછી ક્વીબેક નગરપર સ્વારી કરવામાં આવી. જીતાયલા ફ્રેન્ચ સંસ્થાનોમાંના રહેવાશીઓનું રક્ષણ કરવામાં આવ્યું હતું. તેથી કાનદાના ફ્રેન્ચ રહેવાશીઓ આ સ્વારીની સામા ઊઠ્યા થયા નહિ. જનરલ વુલ્ફ ક્વીબેક તરફ ચાલ્યો તે વખતે બીજા સરદારોએ બીજા કિલ્લા જીતી લીધા પરંતુ તેમાંનો એક જનરલ આમહર્સ્ત પ્રથમ ધારણા પ્રમાણે વુલ્ફની ભેગો થઇ શક્યો નહિ, તોપણ વુલ્ફે સાહસ કરવાનો નિશ્ચય કર્યો. ક્વીબેક આગળ લશ્કરને ઉતરવાનું ઘણુંજ મુશ્કેલ કામ હતું, તે વુલ્ફે પાર પાડ્યું. ત્યારપછી બંને પક્ષના લશ્કરો વચ્ચે દારૂણ યુદ્ધ થયું. જય થવાની તૈયારી હતી તેવામાં વુલ્ફને કારી ઘા વાગ્યો. એથી ભયભીત ન થતાં ઇંગ્રેજી પલટણોને વધારે જુસ્સો આવ્યો. તેમણે મોટા આવેશથી ફ્રેન્ચ ફોજપર હૂમલો કર્યો ને તેને નસાડી. ફ્રેન્ચ નાઠાની ખબર મરવા પડેલા વુલ્ફને થતાંજ તે બોલ્યો હું સુખે મરીશ. એવું બોલતાં તેના પ્રાણ ગયા, (૧૩ સપ્ટેંબર). ફ્રેન્ચ સરદાર મૌંટકોમ પણ તેજ રણમાં પડ્યો. તે યુદ્ધકુશળમાં અને શૌર્યમાં વુલ્ફથી જરાએ ઉતરતો નહોતો. યુદ્ધ પૂરૂં થયા પછી તેને એવું જણાવવામાં આવ્યું કે "તારા ઘા એવા કારી છે કે મારાથી જીવી શકાતું નથી." એ સાંભળી તે બોલ્યો "બહુ સારૂં." કેમકે ક્વીબેક નગરનું શત્રુને હાથ જવું મારા જોવામાં આવશે નહિ. પાંચમે દિવસે શહેરના કિલ્લેદારોએ શહેર ઇંગ્રેજોને હસ્તગત કર્યું અને ત્યારપછી થોડા કાળમાં આખો કાનાદા પ્રાંત જીતાયો તે અદ્યાપિ ઇંગ્રેજ સરકારને સ્વાધીન છે.

હિંદુસ્તાનમાં પણ ઇંગ્રેજનો જય અને ફ્રેન્ચનો પરાજય થયો. ફ્રેન્ચ સરદાર લાલીમાં બહાદુરી વિશેષ હતી, પરંતુ ડહાપણ કમ હતું; જે કામ

કરવા તેની પાસે સાધનો નહોતાં તે કામ કરવાનું તેણે માથે લીધું, તેથી ફ્રેન્ચરાજ્યની માઠી હાલત થઇ. તેનો પ્રતિસ્પર્ધી કર્નલ કૂટ નામે ઇંગ્રેજ સરદાર તેના કરતાં વધારે ખબરદાર હતો. વાંદેવાસ આગળ કૂટ અને લાલી વચ્ચે સંગ્રામ થયો તેમાં ફ્રેન્ચ ફોજની કેવળ હાર થઇ અને કર્ણાટક પ્રાંતમાંથી તેઓની સત્તા પરવારી, (૨૧ જુન ૧૭૬૦). એજ વરસમાં સીંહલદ્વીપની સમીપમાં ઇંગ્રેજી નૌકાસૈન્યે ફ્રેન્ચ નૌકાસૈન્યનો પરાજય કર્યો તેથી હિંદુસ્તાનના સમુદ્રોના સ્વામી ઇંગ્રેજ થયા. એક ડચ ફોજ બંગાળામાં આવી તેનો ઇંગ્રેજોએ પરાજય કર્યો.

ઇંગ્લાંડપર સ્વારી કરવાની ધમકી ફ્રેન્ચ સરકારે બતાવી પરંતુ ફ્રાન્સના બધા બંદરોને ઇંગ્રેજની મનવારે ઘેરી લીધાં હતાં. એ ઘેરામાંથી ફ્રેન્ચ નૌકાસેનાની કેટલીક ટોળીઓ નજર ચૂકાવીને કે બીજા કારણથી સમુદ્રમાં બહાર પડી હતી તે સર્વેનો ઇંગ્રેજોએ પરાજય કર્યો.

ઇ. સ. ૧૭૬૦માં ફ્રાન્સના ખજાનામાં નાણાની જબરી ખોટ પડી, પરંતુ માણસ આપવાની રાજાને ફ્રેંચ લોકોએ ખૂબ મદદ કરી તેથી વેસ્ટફેલિયામાં ફ્રાન્સની ફોજની સંખ્યા એક લાખ થઇ અને તેથી નાનું લશ્કર રહેનના કાંઠાપર તૈયાર થયું. પરંતુ એ વખતે ફ્રેંચસેનાપતિઓમાં સંપ નહિ હોવાથી આ જબરદસ્ત ફોજોનું રહેનને કિનારે કાંઇ ઝાઝું ફાવ્યું નહિ. સાક્સનિનો બચાવ કરવાનું કામ પ્રુશિયાના રાજા ફ્રેદરિકે માથે લીધું અને સૈલીશિયામાં રૂશિયા અને આસ્ત્રિયાની ફોજોની સામો તેનો ભાઇ ગયો. ફ્રેદરિકના એક સેનાપતિ નામે ફોકેટને ફ્રેન્ચ માર્શલ લોડોંએ હરાવ્યો. ફ્રેદરિકે ડ્રેસ્ડનપર સ્વારી કરી તે અફળ ગઇ. ફ્રેદરિકને આસ્ત્રિયન, રૂશિયન અને ફ્રેંચ ફોજો ઘેરી લેવાની તૈયારીમાં હતી પરંતુ ફ્રેન્ચ લશ્કરમાં ઓચીંતાં તૂટી પડી એ સંકટમાંથી તે બચી ગયો, તોપણ આસ્ત્રિયન અને રૂશિયન લશ્કરો બ્રેન્ડેનબર્ગ પ્રાંતમાં પેઠા અને બર્લીન જીતી લેઇ તેમણે ત્યાંના લોક પાસેથી પુષ્કળ નાણું ઉઘરાવ્યું. ત્યાંના પુષ્કળ દારૂગોળા, હથિયારો તથા સરકારી સામાનનો લશ્કરોએ નાશ કર્યો. સાક્સનિ જીતી લેવાની કોશિષ ફ્રેદરિકે ફરી કરી. કેમકે એ પ્રાંતમાંથી પોતાના લશ્કરને ખોરાકી મળતી હતી. આસ્ત્રિયન સેનાપતિ ડોનની નજરમાં

પણ એ પ્રાંત ઘણી અગત્યનો હતો તેથી તેના બચાવને માટે શીતેર હજારની ફોજ લેઇને મજબૂત છાવણીમાં રહ્યો હતો. ફ્રેદરિકે માત્ર પચાસ હજાર માણસના લશ્કર સાથે ડોનના લશ્કરપર હૂમલો કર્યો. આસ્ત્રિઅને બહુ બહાદુરીથી લઢ્યા તોપણ ડોનને ઘા વાગ્યા પછી તેઓને પાછા હઠવું પડ્યું. આ જયથી ડ્રેસ્ડન નગર સિવાય આખો સાક્સનિ પ્રાંત ફ્રેદરિકને હાથ આવ્યો, અને પ્રુશિયાના મૂલકમાંથી બધા શત્રુઓને જતા રહેવું પડ્યું.

કાનાદા હાથ આવ્યા પછી પણ અમેરિકામાં ફ્રેન્ચોનું જોરાવર લશ્કર હતું. ઈંગ્લાંડથી મદદ આવી પહોંચવાથી જનરલ આમહર્સ્તે મોંટ્રીલમાં રહેલી ફ્રેન્ચની છાવણીપર હલ્લાં કર્યાં, તેથી આખા ફ્રેન્ચ લશ્કરને શરણે આવવું પડ્યું ફ્રેન્ચના સમજાવ્યાથી બ્રિટિશ અમેરિકન ઇંડિયનો બ્રિટિશ સંસ્થાનોની સામે થયા હતા તેમને હવે ખૂબ સજા કરી. હિંદુસ્તાનમાં પણ ઇંગ્રેજોને એવાજ જશ મળ્યા. કર્નલ કુટે પોંડિશરી અને મહીના થાણાં ફ્રેન્ચો પાસેથી લેઇ લીધાં, તેથી હિંદુસ્તાનનો સઘળો વેપાર તેમને હાથ આવ્યો. આ જીતથી ઈંગ્રેજોના મન જર્મનિની વઢવાઢપરથી ઉતરી ગયાં. ઈંગ્રેજી નૌકાસેનાને કંઇ મોટી ફતેહ મળતી નહોતી તેથી તે નારાજી થયા. અડધું જર્મનિને મળે તેના કરતાં વેસ્ટઈંડિયાના ફ્રેન્ચ બેટો ઇંગ્રેજ સરખા વેપારી પ્રજાને વધારે કામના હતા, અને અનુપયોગી હાનોવરના સંસ્થાનને ખરચ અને હાનિ થતી હતી તેથી અડધે ખરચે અને અડધે નુકશાને તે ટાપો જીતી શકાય તેવું હતું આ વાંધો ચાલતો હતો તેવામાં બીજો જ્યોર્જ રાજા ૭૭ વર્ષની વયે મરણ પામ્યો, (૨૫ અકટોબર). પછી તેનો પૌત્ર ત્રીજો જ્યોર્જ તેની ગાદીએ બેઠો. એની ઉમર ત્રેવીસ વરસની હતી અને અત્યારસુધી તેણે રાજકાજમાં ઝાઝો હાથ ઘાલ્યો નહોતો.

જ્યોર્જના મરણથી યૂરોપના રાજકાજમાં કંઈ ફેરફાર થયો નહિ પરંતુ ઇ. સ. ૧૭૫૯ માં સ્પેનનો છઠ્ઠો ફર્દિનાંદ રાજા મુઓ તેથી મોટાં પરિણામ નીપજ્યાં. તેની પછી ગાદીએ બેસનાર ત્રીજો ચાર્લેસ રાજા સિસીલિના રાજનો અધિપતિ હતો. 'એલાશાપેલના કરારમાં એવો ઠરાવ

હતો કે તેને સ્પેનનું રાજ મળે ત્યારે પાર્મા અને પ્લાસેનશિયાના ડ્યુકને સિસીલિનું રાજ્ય આપી દેવું, અને પાર્મા અને પ્લાસેનશિયા જર્મનિના રાજાધિરાજને તાબે થાય. ફ્રાન્સના દરબારની ભલામણ ઉપરથી આસ્ટ્રિયાના શહેનશાહે ત્રીજા ચાર્લસના ત્રીજા છોકરાને સિસાલિ અને નેપલ્સનું રાજ્યાસન મળ્યું, અને ફિલિપને હાથ પાર્મા અને પ્લાસેન્સિયા રહ્યા. આ ફાયદો કરી આપ્યાને માટે ચાર્લસે ફ્રાન્સના રાજ્ય જોડે પરસ્પર મદદ કરવાનો કરાર કર્યો; અને ઇંગ્લાંડ જોડે વિરોધ કરવાની તૈયારી કરી. એ કરાર સહકુટુંબ એક્કો કહેવાય છે. કેમકે ફ્રાન્સ અને સ્પેન બેઉ બુર્બોન કુળના હતાં. માદ્રીદના દરબારમાં મોકલેલા વકીલથી વિરોધ કરવાની ઇચ્છાને સ્પેનમાં ઉત્તેજન મળ્યું.

જ્યોર્જનું સિંહાસન ઉપર આવવું થયું ત્યારપછી તુરત ફ્રાન્સ જોડે સલાહ કરવાની વિષ્ટિ ચાલી. પરંતુ એમ કરવાની બે પક્ષમાંની એકેની મરજી નહોતી, (ઈ. સ. ૧૭૬૧). બુર્બોન કુળને નમાવવાનો નિશ્ચય પીટ સાહેબે કર્યો હતો. સ્પેનની મદદની આશાથી ફ્રેન્ચ દરબારને ફાયદો થવાની ધારણા થઇ હતી. જર્મનિમાં લઢાઈ મંદ પડી ગઈ; હાનોવરનું રક્ષણ રાજકુંવર ફર્દિનાંદે કર્યું પરંતુ વેસ્ટફાલિઆ અને પૂર્વ ફ્રિઝલાંડમાં પેસી ફ્રેન્ચ લશ્કરે લૂટફાટ કરી. પ્રુશિયાનો રાજા વિજયી છતાં દ્રવ્ય અને સિપાઇઓની તંગીમાં હતો. તેના કેટલાક કિલ્લા રૂશિયન અને આસ્ટ્રિયનોએ જીતી લીધા. એ વરસનો શિયાળો રૂશ લશ્કરે પોમરેનિયામાં કાઢ્યો અને આસ્ટ્રિયનો સૈલીશિયામાં સમુદ્ર ઉપર બ્રિટિશ નૌકાસૈન્યને જીતનાર કોઇ મળ્યું નહિ. એવી અવસ્થામાં સર્વેને સંધિ કરવાની ઈચ્છા થઇ. ફ્રાન્સ અને સ્પેનના દરબારો વચ્ચે થયેલા કરારની ખબર ઇંગ્રેજી વજીર પીટ સાહેબને થતાં વારને તેણે અમેરિકાથી ખજાનો ભરી લઇ આવનારા સ્પેનના વહાણોને પકડવાનો મનસૂબો કર્યો. પરંતુ તેના મંત્રીઓએ તે વાત કબૂલ રાખી નહિ તેથી તેણે રાજીનામું આપ્યું. રાજાનો માનીતો બ્યુટનો અર્લ હતો. તેને રાજકારભારમાં દાખલ કરવાને માટે એ રાજીનામું તેણે સ્વીકાર્યું. એથી રાજકાજનો જબરો વાંધો પડ્યો અને તેની અસર આખા યૂરોપમાં જણાઇ. ફ્રેન્ચને ફાયદો થવાની ઉમેદ થઇ અને જર્મનોને નુકસાન થવાની ધાસ્તી લાગી. નવા પ્રધાનોએ દેશની આબાદીમાં

આતુરતા દેખાડી નહિ. સ્પેનની ચાલ પીટની ધારણા પ્રમાણે માલમ પડવાથી ઇંગ્રેજ કારભારીઓએ તેની જોડે લડાઇનાં જાહેરનામાં કર્યાં, (ઇ. સ. ૧૭૬૨). ફ્રાન્સ અને સ્પેનના નૌકાસૈન્યો એકત્ર થયાં પણ ઇંગ્રેજી સૈન્યને બર આવી શક્યાં નહિ. પોર્તુગાલનો રાજા બ્રિટનનો જુનો મિત્ર હતો માટે તેનાપર આફત આવી પડી. એ રાજ્ય હવણાં ઘણી માઠી અવસ્થામાં હતું. લીસ્બનનું દરબાર આળસુ અને મૂર્ખ થઇ ગયું હતું. દેશનું રક્ષણ ઇંગ્લાંડથી થશે એવી આશાએ બ્રીઝલથી આવતી દોલત બેઠા બેઠા ખાયા કરતા હતા. કિલ્લાઓની હાલત કેવી છે તેપર કોઇ લક્ષ આપતું નહિ. લશ્કર નિર્બળ થઇ ગયું હતું અને પ્રજામાં શૌરનો લય પામ્યો હતો. ધરતીકંપથી લીસ્બનનો નાશ થયા પછી જોસફ રાજાનો પ્રાણ લેવાની કેટલાકોએ મસલત કરી. ઘણાખરા પોર્તુગીઝ રાજા કરતાં એ રાજા ઓછો વહેમી હતો, તેથી તેણે દરબારમાંથી જેસ્વિતોને દૂર કર્યા અને ઉમરાવોને શહેમાં રાખ્યા. નારાજી થયલા કેટલાક જેસ્વિત અમીરોએ તેને મારી નાખવા કાવતરૂં કર્યું અને લીસ્બન જતાં રસ્તામાં તેને મારાઓએ જખમ કર્યાં. એ કાવતરાખોરોમાંના મુખીઓ પકડાયા અને ઘણી ક્રૂર શિક્ષા પામ્યા, અને રાજ્યમાંથી જેસ્વિતોને કાઢી મૂકવામાં આવ્યા, (ઇ. સ. ૧૭૫૯). તોપણ અમીરોમાં ધુંધવાટ જારી રહ્યો. પોપે અને પાદરીઓએ જેસ્વિતોનો પક્ષ સ્વીકાર્યો અને પોર્તુગાલની વહેમી રૈયત ધર્મગુરૂઓની સામે થનાર રાજાને પદભ્રષ્ટ કરવાને તૈયાર જણાઇ. જોસફ રાજા એવી સ્થિતિમાં હતો ત્યારે ફ્રાંસ અને સ્પેનનાં રાજ્યો તરફથી કહેણ આવ્યું કે ઇંગ્રેજનો સંગ એકદમ મૂકી દો અને ચાર દિવસમાં એમ કરવાનું કબૂલ નહિ કરશો તો લડાઇ કરીશું. આ અપમાન ભરેલી માગણી જોસફે હીમતથી નાકબૂલ કરી અને સ્પેનની ફોજે તેના રાજમાં પ્રવેશ કર્યો. ઇંગ્લાંડથી તેની કુમકે ૮૦૦૦ આદમીની જોડે પુષ્કળ લડાઇનો સરનજામ મોકલવામાં આવ્યો. જર્મનિમાં પ્રખ્યાત થયેલા લીપ્પેને સેનાપતિ નીમ્યો આ સરદારની ચતુરાઇ અને ઇંગ્રેજી નાયકોના શૌર્યથી સ્પાનિઅર્દોને લજ્જા અને હાનિ સહિત વર્ષ પૂરૂં થતાં પહેલાં સ્વદેશ નાશી જવું પડ્યું પોર્તુગાલની સ્વારીથી જર્મનિમાં લાભ થવાની આશા ફ્રેંચોને હતી પણ તે નિષ્ફળ ગઇ. પ્રુશિયાના રાજાને નહિ ધારેલો લાભ એકાએક મળ્યો...રશિયાની મહારાણી ઇલીઝાબેથ મ-

રણ પામી અને તેની ગાદીએ તેનો ભત્રીજો ત્રીજો પિટર બેઠો. પિટર ફ્રેદરિક પર મોહ પામ્યો હતો. તેણે આસ્ત્રિઆ અને ફ્રાન્સનો પક્ષ છોડી દીધો અને પોતાના લશ્કરોપર હુકમ મોકલ્યા કે તેમણે જઇ ફ્રેદરિકને મદદ કરવી. એ પછી સ્વીદને પ્રુશિયા જોડે સલાહ કરી, તેથી ફ્રેદરિકને સૈલીશિયા જીતી લેવાને ફાવ્યું.

પરંતુ રૂશિયામાં રૈયત પિટર પર નારાજી થઇ, અને તેને રાજ્યપરથી પદભ્રષ્ટ કરી રાજકારભાર પોતાના હાથમાં લીધો. થોડા દિવસ પછી પિટરનું મરણ થયું. મોતથી કે કમોતે તેનો નિશ્ચય થયો નથી. કાથેરાઇને પ્રુશિયાનો કે આસ્ત્રિયાનો બેમાંથી એકેનો પક્ષ સ્વીકાર્યો નહિ અને રૂશિયન લશ્કરને સ્વદેશ બોલાવી લીધું. ફ્રેદરિકના જયથી ભય પામી આસ્ત્રિયાના રાજાએ સૈલિશીયામાં અને સાકસનિ પ્રાંતમાં લઢાઇ નહિ કરવાનો કરાર કબૂલ કર્યો. આ મુર્ખાઇથી તેના બોહીમિયા પ્રાંતની ખરાબી થઇ, કેમકે ફ્રેદરિકને તેમાં ઘુસવાનો એકદમ લાગ મળ્યો. ફ્રાકોનિયા અને સ્વાબીશ સુધી પ્રુશિયન ફોજો જઇ પહોંચી. જર્મનીના ઉપરાજાઓએ લઢાઇથી અલગ રહેવાના કરાર કર્યા તેથી પ્રુશિયા સામે એકલા લઢવાનો દહાડો આસ્ત્રિયાને આવ્યો.

ઇંગ્રેજી નૈકાસેનાએ વેસ્ટ ઇંડીઝમાંના ફ્રેન્ચ તાબાના બેટો જીતી લીધા, તથા કયુબાની રાજધાની અને તેના બંદરમાંના સ્પેનનાં બધાં વહાણો જીતી લીધાં. મદ્રાસથી ગએલી એક ફોજે મનીલા શહેર હસ્તગત કર્યું તેથી બધા ફીલિપૈન બેટ ઇંગ્રેજોને હાથ આવ્યા. એમ સંસ્થાનોને નુકસાન થયું જોઇ સ્પેન અને ફ્રાન્સનાં દરબારો લઢાઇથી કંટાળ્યાં. સલાહ કરવાની ખરી ઇચ્છા હવે તેમને થઇ. બ્યુટનો અર્લ આ વખતે બ્રિટનનો મુખ્ય પ્રધાન હતો તે પણ વિગ્રહનો અંત આણવાને એટલોજ આતુર હતો. બ્યુટની આતુરતા તો એટલી બધી હતી કે બ્રિટને જીતી લીધેલાં સંસ્થાનોમાંનાં કેટલાંક પાછાં આપી દેવાને તે કબૂલ થયો, તોપણ લઢાઇથી બ્રિટિશ પ્રજાને ફાયદો થયો. આખો કાનાદા પ્રાંત, લુશિયાના પ્રાંતનો ભાગ, આફ્રિકાના પશ્ચિમકાંઠાનાં મુખ્ય સંસ્થાનો તેમને હાથ રહ્યાં, અને હિંદુસ્તાનમાં પણ તેઓનુંજ ચલણ થયું. જો વિરોધ એક વર્ષ જારી રહ્યો હોત અને બ્રિટનના કારભારીઓએ બ્રિટનના બાજબી હક્ક જાળવી

રાખ્યા હોત તો આથી ઘણો વધારે લાભ થાત, તોપણ પાર્લમેંટમાં બહુ મતથી બ્યુટનો અભિપ્રાય મંજૂર થવાથી સુલાહના કોલકરાર ઉપર ઇ. સ. ૧૭૬૩ ના ફેબ્રુઆરીની ૧૭ મી તારીખે સહીઓ થઇ. હવે પ્રુશિયા અને આસ્ત્રિયા એકલા પડી જવાથી ત્યાંના દરબારોએ પણ સલાહ કરી. એ સલાહનો કરાર એટલોજ હતો કે દરેકે જીતેલો મૂલક પાછો આપવો અને પાછલું વૈર ભૂલી જવું.

યૂરોપની આ લઢાઇનું પરિણામ એ થયું કે યૂરોપનાં રાજ્યોમાં પ્રુશિયા અને આસ્ત્રિયા મુખ્ય ગણાયાં, આસ્ત્રિયા જોડે દોસ્તી કરવાથી ફ્રાંસની શ્રેષ્ઠતા ગઇ અને યૂરોપનાં રાજ્યોમાંથી ઈંગ્લાંડની સત્તા જતી રહી. હવે પોર્તુગાલ અને હોલાંડ જોડે માત્ર એકાકી રહી. સમુદ્રોપર ઈંગ્લાંડનું ઉપરીપણું પૂર્ણ સ્થાપન થયું. ઉત્તર અમેરિકા અને હિંદુસ્તાનનો બધો વેપાર તેને હાથ આવ્યો અને વેસ્ટઈંડિયાના વેપારમાં પણ તેની ચઢતી થઇ આ સાત વર્ષના વિગ્રહમાં એક નવો સવાલ ઉઠયો. પોતાના સંસ્થાન જોડે વેપાર જારી રાખવાનું ફ્રાન્સથી બન્યું નહિ તેથી લઢાઇથી અલગ રહેલાં સંસ્થાનોને ત્યાં વેપાર કરવાની રજા આપી; ઈંગ્લાંડે જાહેર કર્યું કે એ પ્રમાણે કરવું કાયદા વિરૂદ્ધ છે માટે થાય નહિ અને પોતાના સમુદ્રોપરના બળે કરીને શત્રુના બંદરમાં જવા નીકળેલાં વહાણો અને માલ તેણે જપ્ત કર્યો. એથી તે રાજ્યો જોડે તકરાર ચાલી. લઢાઇ પુરી થયા પછી એ તકરાર બંધ પડી પરંતુ ત્યારપછી જ્યારે જ્યારે વિગ્રહ થતો ત્યારે એ વાંધો ઉઠતો. રૈયત પાસેથી નાણા ઉછીતાં લેવાં અને નાણા આપતાં સુધી વ્યાજ આપ્યા કરવું એ રીતથી ઈંગ્લાંડની પ્રજાની હાલત આ ટંટાના સમયમાં ઉતાવળે સુધરી, કેમકે સરકારને ઘણું દેવું કરવું પડ્યું, તેથી રાજા પ્રજાનો સંબંધ વધારે ઘાડો થયો. ઘણુંખરૂં નાણું રૈયતે ધીર્યું હતું તેથી જેમ જેમ સરકારી દેવામાં વધારો થતો ગયો તેમ તેમ રાજા પ્રજા વચ્ચે વધારે એકત્રપણું થતું ગયું. આ પરિણામ ઉપર તે વેળા ઘણું લક્ષ ગયું નહોતું તોપણ યૂરોપનાં રાજ્યાસનોનો નાશ કરવાને જે મોટો ઉભાળો થોડા વર્ષ પછી થયો ત્યારે ઈંગ્લાંડનું સિંહાસન ડોલ્યું નહિ તેનું મુખ્ય કારણ એ હતું.

## ૮ મા અધ્યાયનો ટુંકસાર.

ફ્રાન્સના ૧૪ મા લુઇસની જોડે વિગ્રહ ચાલ્યો તેથી ઇંગ્લાંડની સરકારને કરજ ઘણું થયું, એથી ત્યાં નેશનલ બેંકની સ્થાપના થઇ, અને સરકારના હાથમાં જોઇએ તેટલાં નાણાં મેળવવાની યુક્તિ હાથ આવી. ઈંગ્લાંડની સત્તા જામી. આ સૈકાના આરંભમાં ઈંગ્લાંડ વેપારમાં યૂરોપના બધા દેશોથી ચઢીઆતું થયું. આન્ન રાણીનું મરણ થવાથી ઇંગ્લાંડની ગાદીપર હાનોવર કુળનો ૧ લો જ્યોર્જ રાજા બેઠો. ફ્રાન્સનો લુઇસ રાજા મરણ પામ્યો, અને તેથી સ્ટૂઅર્ટ પક્ષને ઘણી હરકત થઇ. રૂશિયામાં પીટર રાજાધિરાજ થયો, અને તેણે પોતાના રાજ્યનો વિસ્તાર અને સુધારો કર્યો. તેનો કાળ થવાથી તેની રાણી રૂશિયાની ગાદીપર બેઠી. ઇસ્તામ્બુલની ગાદીએ સુલતાન ૩ જો અહમદ બેઠો, તે મોટો શૂરવીર હતો. તેની સામા યૂરોપના કેટલાક રાજાઓ થયા, તેમણે તુર્ક લોકોને પોતાના રાજ્યનો વધારો કરતા ખાળ્યા. સ્પેનના વજીર કાર્દિનલ આલ્બેરોનીએ યૂરોપમાં મોટો ઝઘડો ઉઠાવવાની ગોઠવણ કરી, પણ બીજાં રાજાઓએ સંપ કરી તેને વજીરની પદવીપરથી ખસેડાવ્યો પોપ ૧૧ મા ક્લેમેન્ટનું મરણ થવાથી તેની જગા ૧૩ મા ઇનોસંતને મળી. તેના વખતમાં ફ્રિમેસન મંડળી ઉપર વહેમ ઉત્પન્ન થયો. દરમ્યાન ફ્રાન્સ અને ઈંગ્લાંડે સ્પેન જોડે લઢાઇ જાહેર કરી. તે અરસામાં ઇંગ્લાંડ અને ફ્રાન્સમાં સટ્ટાથી ઘણી ખરાબી થઇ. ઇંગ્લાંડમાં સર રોબર્ટ વોલ્પેલે સારો રાજ્યકારભાર ચલાવ્યો. તેણે ઇ. સ. ૧૭૩૯ માં મના કરેલો વેપાર કરનારા કેટલાક સ્વાર્થી વેપારીઓની ફરીઆદથી સ્પેન જોડે લઢાઇ આરંભી જર્મનીના પાદશાહના મરણ કેડે તેના વારસા બાબત મોટો ઝઘડો ઉત્પન્ન થયો. તેની દીકરી મેરાયા થેરિસાએ ઘણા જય મેળવ્યા, અને તેનો લોભ અને ગર્વ જોઇ બીજા રાજાઓ અદેખાઇ કરવા લાગ્યા. આખરે એલાશાપેલના તહ થયા તેથી યૂરોપમાં શાન્તિ થઇ.

યૂરોપની પ્રજાઓએ પરદેશોમાં જઇ સંસ્થાનો વસાવ્યાં. અમેરિકાની શોધ થયા પછી સ્પેનનું પહેલું સંસ્થાન સેંટડોમિંગોમાં વસ્યું. સ્પાનિઅર્ડોએ ત્યાંના ઇંડિયનોને ગુલામ કર્યા. ત્યાંથી આગળ જઈ સ્પાનિઅર્ડોએ પોર્ટોરિકો બેટમાં સંસ્થાન કર્યું, પાછળથી ક્યુબા બેટમાં જઇ વસ્યા. આ-

લ્થોએ ડેરિયન સંયોગીભૂમિપર નાનું સંસ્થાન કર્યું. ઇંડિયનોને બદલે કામ કરવાને સીધીઓને અમેરિકામાં આણવા એવું કેટલાક સંસ્થાનીઓએ ઠ-રાવ્યું તેથી ગુલામના વેપારનો પાયો નંખાયો. ત્યારકેડે સ્પાનિઅર્ડોએ મેક્સિકો પ્રાંત જીતી લીધો. ઇ. સ. ૧૫૦૧ માં એક સ્પાનિઅર્ડ પીરૂના કાંઠાપર ઉતર્યો અને અંદરના ભાગમાં ગયો. તેણે તે મૂલક જીતી લીધો. સ્પેનની ફતેહ જોઇ પોર્તુગાલના રાજાએ કેટલાંક માણસો મોકલી બ્રાઝિલ દેશ જીતી લીધો. સ્પેન અને પોર્ટુગાલનું અનુકરણ કરી ઇંગ્લાંડના વહાણવટીઓ દરીઓ ખેડવા લાગ્યા. સેબાસ્ટિઅન કાબેટે ન્યુફાઉન્ડલાંડ બેટ શોધી કાઢ્યો. ફ્રાન્સિસ ડ્રેકે પૃથ્વીની પ્રદક્ષિણા કરી અને કેટલાક ઇંગ્રેજોએ વર્જીનિયા વસાવ્યું. જેમ્સ રાજાના વખતમાં કેટલાક પ્યુરિટન લોકો અ-મેરિકામાં જઇ વસ્યા. ન્યુયોર્કનું સંસ્થાન વલંદા લોકે વસાવ્યું તે ઇંગ્રેજો-એ જીતી લીધું અને ન્યુજર્સિ પ્રાંત વસાવ્યો. ફ્રેંચ લોકે કવીબેક નગર વસાવ્યું અને માંટ્રિલ શહેર સ્થાપ્યું. કેટલાક ફ્રાન્સિસ લોકો લુસિઆનામાં પણ જઇ વસ્યા. એ ઉપરાંત અમેરિકાના કેટલાક બેટોમાં અને ખંડના કેટલાક ભાગોમાં યૂરોપની પ્રજાઓએ વસ્તી કરી.

વાસ્કોડીગામા નામે એક પોર્તુગીઝ વહાણવટીએ હિંદુસ્તાન જવાનો માર્ગ શોધી કાઢ્યો. તેની પછી આલ્બુકર્ક નામે બીજો સરદાર ગયો, તેણે હિંદુસ્તાનમાં પોર્તુગાલની સત્તા સ્થાપી. ત્યારપછી ત્યાં વલંદાઓ ગયા. વ-લંદાઓએ સ્પેન અને પોર્તુગાલનાં એશિયાખંડ માંહેલાં કેટલાંક સંસ્થાનો પડાવી લીધાં. તેઓ દેશીઓ ઉપર ઘણો જૂલમ કરતા તેથી તેમની સ-ત્તાનો નાશ થયો. વલંદાની પાછળ ડેન લોકો હિંદુસ્તાનમાં આવ્યા, પણ સંસ્થાન કરી રહી શક્યા નહિ. ત્યારપછી ફ્રેંચ લોકો આવ્યા તેમણે પો-ન્દિશેરી નગર વસાવ્યુ. ફ્રેંચ સરદાર ડુપ્લીએ દેશી સિપાઇઓને કવાયત શીખવી અને દેશી રાજાઓને એક પછી એક મદદ કરી ફ્રેંચ સત્તા વ-ધારી. તેની અદેખાઇ ઇંગ્રેજોને થઇ તેથી ફ્રેંચ અને ઇંગ્લિશ વચ્ચે હિંદ-માં લડાઇ ઉઠી. ક્લાઇવ નામે એક ઇંગ્રેજ સરદારે ફ્રેંચોનું જોર તોડ્યું અને ઇંગ્રેજી રાજ્યનો પાયો નાંખ્યો.

ઇ. સ. ૧૬૦૦ માં ઇલિઝાબેથ રાણીએ એક વેપારી કંપનીને હિં-દુસ્તાનનો વેપાર કરવાની સનદ કરી આપી. સો વર્ષ લગી એ કંપનીને

હરકત થઈ નહિ. ઇ. સ. ૧૫૯૮ માં એક બીજી કંપની સ્થપાઇ તેથી બેઉ કંપનીને નુકસાન થવા લાગ્યું. આખરે તે બેઉ જોડાઇ ગઈ. એ કંપનીએ કલકત્તા ને મદ્રાસ શહેર વસાવ્યાં, અને પાછળથી મુંબાઇ બેટ મેળવ્યો. ક્લાઇવે બંગાળાના નવાબને પ્લાસીના યુદ્ધમાં હરાવી ઇંગ્રેજી રારાજ્યનો પાયો નાંખ્યો, અને દક્ષિણમાં ઇંગ્રેજોને કર્ણાટક પ્રાંત મળ્યો. ત્યાર પછી ઇંગ્રેજોને મ્હૈસૂરના હૈદરઅલ્લી અને ટીપુ સુલતાન જોડે વિગ્રહો કરવા પડયા.

યૂરોપમાં એલાશાપેલની સંધિ ઝાઝીવાર ટકી નહિ. ત્યાં પ્રુશિયા અને આસ્ત્રિયા વચ્ચે લડાઇ સળગી, તેમાં ઇંગ્લાંડ અને ફ્રાન્સ ભળ્યાં. એ વિગ્રહ ઇતિહાસમાં સાત વર્ષનો વિગ્રહ એ નામે પ્રસિદ્ધ છે. ઇંગ્રેજો હિંદુસ્તાનમાં ને કાનાદામાં ફ્રેંચ લોકો સાથે વઢયા ને જય મેળવ્યો. પ્રુશિયન રાજા ફ્રેડરિકે લડાઇના આરંભમાં આસ્ત્રિયા ઉપર ઘણા જય મેળવ્યા. આસ્ત્રિયાને ફ્રાન્સ અને રૂશિયાના રાજાઓએ મદદ દીધી, તેથી ફ્રેડરિક રાજા ગભરાયો, પરંતુ તેણે લડાઇ જારી રાખી, અને ઘણી બહાદુરી બતાવી. અંતે તેને નાણાં ને સિપાઇઓની તંગી પડી, અને રૂશિઆમાં ત્રીજો પીતર ગાદીપર બેઠો તેણે આસ્ત્રિયા ને ફ્રાન્સનો પક્ષ છોડી દીધો. ઇંગ્લાંડ ને ફ્રાન્સ વચ્ચે સલાહ થઇ અને બીજાં નાનાં મોટાં રાજ્યોએ પ્રુશિયા ને આસ્ત્રિયાનો પક્ષ ન કરવાના કરાર કર્યા તેથી તે બે પ્રજા વચ્ચે પણ સલાહ થઇ. ઇ. સ. ૧૭૬૩. રૈયત પાસેથી નાણું ઉછીતું લેવું અને તે પાછું આપતાં સૂધી વ્યાજ આપ્યા કરવું એ રીતથી ઇંગ્લાંડની પ્રજાની હાલત આ ટંટાના સમયમાં ઉતાવળે સુધરી. કારણ એ કે સરકારને દેવું કરવું પડયું તેથી રાજા પ્રજાનો સંબંધ વધારે ઘાડો થયો. અને એજ કારણથી થોડાં વર્ષ પછી યૂરોપમાં રાજ્યાસન ઉંધું વાળવાનો જે મોટો ઉભાળો થયો ત્યારે ઇંગ્લાંડનું તખ્ત ડોલ્યું ન હતું.

# अध्याय ९ मो.

## ઈ. સ. ૧૭૬૦ થી ઈ. સ. ૧૮૦૦ સુધી.

## खंड १ लो.

### હિંદુસ્તાનનો ઇતિહાસ.

ઔરંગજેબનું મરણ થવાથી પાદશાહી તખ્તને માટે તેના શાહજાદાઓ લડવા લાગ્યા, તેનો વડો કુંવર શાહઆલમ ભલો માણસ હતો. પોતાના ભાઇઓના મન મનાવવાને તેમને મોટા પ્રાંતોના સૂબા વગેરે ઠેરવવાનું તેણે કહાવ્યું, પરંતુ તેમણે તેનું કહેવું માન્યું નહિ. લઢાઇમાં એક મરણ પામ્યો અને બીજાઓએ આપઘાત કર્યો. આ પાદશાહની ઇચ્છા રૈયતમાં સુખશાંતિ પાછી આણવાની હતી. રજપૂતોની માગણી કબુલ કરી તેઓને રાજી કર્યા. જે જે પ્રાંતોમાં મરેઠાઓ લૂંટવા પેઠા હતા તે તે પ્રાંતોની ઉપજની ચોથ આપો તો લૂંટ ન કરીએ એવું તેઓ માગતા હતા. આ અપમાન ભરેલી માગણી સ્વીકારવી દુરસ્ત છે એવું શાહઆલમને લાગ્યું, કેમકે તે પ્રાંતોનો બચાવ કરવાનું કૌવત તેનામાં હવે રહ્યું નહોતું. યુદ્ધ ચતુરાઇ અને પરાક્રમના કંઇક અંશ આ પાદશાહમાં હતા તે તેણે યોગ્ય વખતે દર્શાવ્યા.

બાબરના વખતમાં નાનક નામે સાધુએ એક નવા પંથની સ્થાપના કરી. એ સાધુ જ્ઞાની અને સ્વભાવે બહુ માયાળુ હતો. મુસલમાન અને હિંદુઓ વચ્ચે ધર્મ સંબંધી કલેશ ચાલતો હતો તેથી તેના દયાળુ મનને સંતાપ થયો. એ કલેશ બંધ પડે એવા ઉપાય કરવાનો તેણે મનસુબો કર્યો. બેઉ ધર્મમાંની કેટલીક ક્રિયાઓ તથા બંનેમાંનાં કેટલાંક મોટાં સામાન્ય મૂળતત્વો ગ્રહણ કરી એક ગ્રંથ બનાવ્યો, એમાં પરમેશ્વરનું

નિયંતાપણું અને મુઆ પછી કર્મનું ફળ આપવાની તેની સત્તા સ્વીકારી છે. નાનક પંથની સંખ્યા દિવસે દિવસે વધતી ગઇ. તેઓ રાજ્યમાં કશી હરકત કરતા નહોતા અને જ્ઞાની પાદશાહ અકબરથી તે શાહજહાં સુધી સરકાર તરફથી તેમને કાંઇ હરકત થઇ નહિ. ધર્માંધ ઔરંગજેબના જુલમથી તેઓ મિત્ર ટળી શત્રુ થયા. ટિંગબહાદર નામે તે વેળા તેમનો મુખ્ય ગુરૂ હતો તેને પકડી આણી ગ્વાલિયરમાં મારી નંખાવ્યો. આ ક્રૂર કર્મથી નાનક પંથના લોકનાં લક્ષણમાં મોટો ફેરફાર થઈ ગયો. સદાચરણ અને પરોપકાર કરનાર સાધુઓ મટી તેઓ લઢાઈ કરનારા યોદ્ધા થયા. બહાદર પછી તેની જગાએ તેનો પુત્ર ગુરૂગોવિંદ થયો તેણે વૈર લેવાના કામપર પોતાનો આખો ભવ ગાળ્યો. પંથના સઘળા માણસોમાં તેણે સિપાઇગીરીનો આવેશ જાગૃત કરી તેમને લઢવૈયા કર્યા. એ ભીખ માગનારા ફકીરો હથિયાર બાંધી ઘોડેસ્વાર થઇ પાદશાહી રાજમાં લૂંટફાટ કરવા લાગ્યા. પરંતુ એ સ્વારો ઔરંગજેબના સ્વારોની બરાબરી કરી શકે એવા નહોતા તેના બે છોકરાઓ પકડાયાથી ઔરંગજેબે તેને મારી નાખ્યા, તેના સ્વારોને વીખેરી નાખ્યા અને ગુરૂ પંડે પરદેશમાં નાશી ગયો, અને દિવાનો થઇ મરણ પામ્યો. ગુરૂગોવિંદ મરણ પામ્યો પરંતુ તેનો જુસ્સો અને તેના વિચાર તેના પંથના માણસોના મનમાં દૃઢ થયા હતા. પાદશાહ તરફથી જુલમ વધતો ગયો તેમ તેઓ વધારે હઠીલા અને મરણીઆ થતા ગયા. તોપણ ઔરંગજેબ જીવ્યો ત્યાં સુધી તેમને વિકટ અરણ્યોમાં સંતાઇ રહેવું પડ્યું. બંધુ નામે ગુરૂની સરદારી નીચે તેઓ ફરીને લૂંટફાટ કરી લોકમાં ત્રાસ ઉપજાવવા લાગ્યા. સરહીંદનો કબજો બંધુને હાથ આવ્યો ત્યારે પાદશાહ તેની પર ચઢી આવ્યો. બંધુને ત્યાંથી નાશી હિમાલયના ડુંગરોમાં જવું પડ્યું. શાહઆલમે તેની પાછળ દોડ કરી પરંતુ તેઓ હાથ લાગ્યા નહિ. ઈ. સ. ૧૭૧૨ માં શાહઆલમનું મરણ બહાર નગરમાં થયું. તેની પાછળ ચાર શાહજાદાઓ ગાદીને માટે લઢવા લાગ્યા. ઝુલ્ફીકારખાં નામે બળવાન ઉમરાવની સાહ્યતાથી વડો શાહજાદો મોહીઉદ્દીન રાજ્યાસને બેઠો અને બાકીના ત્રણ ભાઇને મારી નાખી શક્યો. નવા પાદશાહે પોતાનું જહાંદારશાહ નામ ધારણ કર્યું. આ મોટી પદવીને તે કોઇ પણ રીતે લાયક નહોતો. રાજકારભારમાં લક્ષ ન આપતાં તે દુરાચરણમાં છેક નિમગ્ન થઇ ગયો. એની એવી દુર્દશા અને

નબળાઈ જોઇને અબ્દુલ્લા અને હુસેન નામે બે સૈયદ ભાઇ હતા, તેમણે બંડ ઉઠાવી માજી રાજાના એક પૌત્ર નામે ફરોકશીરને ગાદીએ બેસાડયો, અને ઝુલ્ફકીકારખાં અને જહાંદારશાહ એ બેઉને મારી નાખ્યા એ ઉથલપાથલ કરવામાં આ બે સૈયદોની મતલબ એ હતી કે પાદશાહ માત્ર નામનો રહે અને રાજ્યમાં કુલ અખત્યાર પોતે ભોગવે, તેમણે ઉમંગથી કારભાર કરવા માંડયો. સીંધુ નદીના કાંઠાના પ્રાંતમાં શીખ લોકો બંધુની સરદારી નીચે ફરીને આવ્યા હતા તેમને હરાવ્યા, અને બંધુને રીબી રીબીને ક્રૂરતાથી મારી નાખ્યો. રાજના ઉમરાવોને આ બે ભાઇઓનું ઉપરીપણું પસંદ પડયું નહિ અને પાદશાહ તેઓની જોડે મળી ગયો. પરંતુ સૈયદોની આગળ કોઇનું ચાલ્યું નહિ. સાત વરસ રાજ કર્યા પછી ફરોકશીર સૈયદને હાથે માર્યો ગયો. ત્યારપછી ઔરંગઝેબનો અકબર નામે જે પુત્ર થઇ ગયો હતો તેના દીકરાના દીકરાને સૈયદોએ ગાદીએ બેસાડયો. પાંચ મહીનામાં એ પાદશાહ થઇ રોગથી મરણ પામ્યો ત્યારે તેના ભાઇને ગાદી બક્ષી. પરંતુ માત્ર ત્રણ મહીના તે રાજ કરી મરી ગયો. એ વખતે સૈયદોએ શાહઆલમના પૌત્ર મહમદશાહને ગાદીએ બેસાડયો.

થોડા વખત લગી મહમદશાહ સૈયદોના કબ્જામાં રહ્યો, પરંતુ તેને પણ સ્વતંત્ર થવાની ઇચ્છા થઇ, તેથી સૈયદોને મારી નાખવાની મસલતમાં તે સામીલ થયો (ઈ. સ. ૧૭૨૦). માળવાના સૂબેદાર નીઝામઉલ્મુલ્કે સૈયદોનો હુકમ માન્યો નહિ તેપરથી પાદશાહને જોડે લેઇ હુસેને તેનાપર સ્વારી કરી. પ્રથમથી મસલત કર્યા પ્રમાણે એક મારાએ સૈયદને ખંજર મારી પ્રાણ લીધો. મહમદશાહે દિલ્હીમાં આવી બીજા સૈયદને પણ કેદ કર્યો, પરંતુ સ્વતંત્ર થતાંવારનેજ જણાઇ આવ્યું કે મુગલ વંશના બીજા પાદશાહોની પેઠે તે પણ બુદ્ધિહીન અને રાજ્ય પદવીને અયોગ્ય છે. બે વિશ્વાસુ અને હોશિયાર કારભારીઓ નામે નીઝામઉલ્મુલ્ક અને સાદતખાં તેની મદદે હતા, પરંતુ તેમની સોબત તેને ગમી નહિ અને દુરાચરણી જુવાનીઆના વિચાર પ્રમાણે તે ચાલવા લાગ્યો. એથી કંટાળીને તે બેઉ સરદારોએ પોતાનો સ્વતંત્ર અધિકાર કોઇ ઠેકાણે સ્થાપવાનો વિચાર કર્યો. દક્ષિણમાં હૈદ્રાબાદમાં નીઝામ રાજ કરેછે તે નીઝામઉલ્મુલ્કનો વંશજ છે, અને લખનોરના નવાબ સાદતખાંના કુટુંબની એક શાખા હતી.

આવી અવસ્થામાં પાદશાહી અમલ આવી ગયેલો જોઈ તેઓ રાજના ધણી થવાની ધારણા કરવા લાગ્યા. માળવા અને ગૂજરાતનો ઘણોખરો ભાગ લૂટી લેઇ તેઓ આગ્રાની ભાગોળ સૂધી ગયા અને પાદશાહના તખ્તને ડોલાવ્યું. રાજની આવી અવદશા જોઇ સાદતખાંને ઘણું માઠું લાગ્યું તેથી તે પાદશાહની કુમકે આવ્યો. મરાઠાઓને તેણે હરાવ્યા, તેઓની પાછળ પડી તેઓનો કેવળ નાશ કરવાની તેની ઇચ્છા હતી, પરંતુ નબળા પાદશાહે તેમ કરવા દીધું નહિ. સાદતખાં નાખુશ થઇ પાછો જતો રહ્યો. મરાઠાઓએ બીજી સ્વારી કરી અને દિલ્લીના પરાં સૂધી લૂટ કરી અને બીન હરકતે પાછો લૂટેલો માલ લઇને માળવામાં ગયા.

શિવાજીના મરણ પછી ઔરંગઝેબે તેના પુત્ર સંભાજીને પકડીને મારી નાખ્યો અને સંભાજીની રાણીને તથા બાળક શાહુને નજરકેદ રાખ્યાં. આથી મરેઠા રાજ્યનું જોર થોડીવાર તે પાદશાહ ખાળી શક્યો પણ તોડી શક્યો નહિ. ઔરંગઝેબનો કાળ થયા કેડે તેની પાછળ તખ્તનશીન થવાની ઉમેદથી પોતાના ભાઇની સામા થવામાં મરેઠાની મદદ લેવાને માટે આઝીમશાહે રાજા શાહુને છોડી દીધો, (ઇ. સ. ૧૭૦૮). કેટલોક વખત એના પીતરાઇ ભાઇ જોડે વઢવામાં ગયો. મહાન્ શિવાજીને બે કુમાર હતા, સંભાજી અને રાજારામ. સંભાજીના મરણથી અને તેના કુંવરનું પાદશાહને હાથ જવા પછી રાજારામે મરાઠી રાજ્યનું ઉપરીપણું કર્યું અને તેના મરણ પછી શાહુ રાજાનો છૂટકારો થયા છતાં તેના કુંવરો ગાદીનો દાવો કરવા લાગ્યા તેથી મરેઠી પ્રજામાં બે પક્ષ થયા. આ કુસંપથી તેઓ કેટલાક વખત લગી નબળા જણાયા, પરંતુ મુગલાઇ રાજ્ય માઠી અવસ્થામાં હતું તેથી મરેઠાઓ બચી ગયા. અંતે રાજારામના વંશજની ગાદી કોલાપુરમાં સ્થપાઇ, અને તેઓને હાથ થોડો મૂલક રહ્યો પરંતુ સતારાની ગાદી અને મરાઠી રાજ્યનું ઉપરીપણું રાજા શાહુને પ્રાપ્ત થયું. પોતાના ઘરમાં થયેલી ફૂટફાટમાં રોકાયેલા મરેઠા લોક નિવૃત્તિ પામ્યા પછી પાછા બહાર પડ્યા.

ફરોખશીર પાદશાહે સૈયદહુસેન અલીખાનને દક્ષિણ દેશનો સૂબો ઠરાવી મોકલ્યો હતો, પણ જ્યારે પાદશાહ આડો ચાલવા લાગ્યો ત્યારે હુસેન પોતાના તાબાનું સૈન્ય લઇને દિલ્લી ગયો. એ વેળા શાહુ રાજાની

મદદ એ સૈયદે માગી તે પરથી તેની હારે પેશ્વા બાલાજી વિશ્વનાથ અને બીજા મરાઠી સરદારો લશ્કર સહિત તેની જોડે દિલ્લી ગયા. મરાઠી રાજ્યને એથી ઘણો લાભ થયો. મુગલાઇ રાજ્યના કેટલાક પ્રાંતમાંથી ચોથ વગેરે વેરા લેવાના હકની સનંદો પાદશાહ કનેથી તેમને મળી.

પાદશાહનો હુકમ નબળો પડી ગયો, અને તેના સૂબેદારો માંહોમાંહે યુદ્ધ કરવા લાગ્યા. તેઓની મદદે જઇ પ્રથમ મરેઠા સરદારોએ દેશ મેળવવા માંડ્યો, અને પછી આખા પ્રાંતો જીતી લીધા. એમ ખાનદેશ ગૂજરાત, માળવા વગેરે પ્રાંતો તેઓને હાથ આવ્યા. પેશ્વા બાલાજી વિશ્વનાથનો પુત્ર બાજીરાવ મહા પરાક્રમી અને શૂરો નીકળ્યો. ગૂજરાતનો મરાઠી સરદાર ડાભાડે તેની સામો થયો, તેને રણમાં જીત્યો ત્યારથી તે મરાઠી રાજ્યનો મુખ્ય કારભારી થયો. મરાઠી સ્વારોના ઘોડાએ સિંધુ નદીનાં પાણી પીધાં તેને દક્ષિણમાં મુગલાઇ સૂબા નિઝામઉલમુલ્ક તરફથી ઘણી હરકત થઇ. દક્ષિણનો તમામ મૂલક રાજા શાહુ અને નિઝામ વચ્ચે વહેંચાઇ ગયો. દિલ્લીના પાદશાહનો અધિકાર માત્ર નામનો રહ્યો. ગૂજરાતમાં ગાયકવાડ, માળવામાં સિંધિયા, હોલ્કર, વરાડમાં ભોંસલે, એ ચોતરફ મરાઠા સરદારો રાજ્ય સ્થાપવા લાગ્યા. એમ હિંદુ લોકને હાથ રાજ્યસત્તા આવી, પણ દિલગીરીની વાત છે કે તેનો રાજ્ય કરનારાએ સારો ઉપયોગ કર્યો નહિ. મરેઠાઓને રાજ્ય કરનારા કહેવા એ અયોગ્ય છે, કેમકે તેઓ માત્ર લૂટારા હતા. ફક્ત ધન મેળવવું એજ તેમનો મુખ્ય હેતુ હતો. મુસલમાનોને હાથથી છોડાવીને તેમણે હિંદુઓનું રક્ષણ કર્યું કે તેમને સુખી કર્યા એમ કહી શકાતું નથી. પેશ્વાનો અધિકાર બાજીરાવના કુળમાં વંશપરંપરા થયો, અને શાહુ રાજાના મરણ પછી વાસ્તવિક રાજ્યધાની પુનામાં થઇ; બિચારા નામના રાજાઓને સતારામાં નજરકેદ રાખવામાં આવતા; રાજ્યનો તમામ અધિકાર પેશ્વા ભોગવતા.

એવી દુર્દશામાં દેશ હતો તેવામાં એક ભયંકર પરદેશી શત્રુ ઉભો થયો. નાદિરશાહ નામે ઇરાનના રાજાએ સ્વારી કરી મરવા પડેલી મુગલાઇ પાદશાહીને ધૂળધાણી કરી નાખી. ઇરાની રાજ્યમાં મારામારી અને ઉથલપાથલ થતી જોઇને અફ્ગાનિસ્તાનના લઢવૈયા લોકે તે ઉપર ચઢાઇ

કરી. ઇરાનના સોફી કુળના શાહો પ્રથમ ઘણા જોરાવર હતા પરંતુ આગળ જતાં નાકૌવત થતા ગયા, અને આ સમયે છેક દુર્બળ થઇ ગયા હતા. અફગાનોએ તેમના લશ્કરને હરાવ્યું, અને શાહ હુસેનને તેની રાજધાની ઇસ્પહાનમાં ઘેર્યો. એ નગર જીતી લઇ બિચારા શાહના તથા તેના એક કુમાર સિવાય આખા કુટુંબના ક્રૂર અફગાનોએ પ્રાણ લીધા, તેથી કુલ રાજ્યસત્તા તેઓના સરદાર મીર મહમુદને હાથ આવી.

સોફી વંશમાં સૌથી મહાન્ રાજા શાહ અબ્બાસ હતો, (ઇ. સ. ૧૫૮૭ થી ૧૬૨૯ સુધી). તેણે ઘણા મૂલક જીત્યા હતા. આર્મિનિયા, ઇરાક, અરબી, મેસોપોતામિયા પ્રાંતો, તથા તૌરિસ, બગદાદ અને બસરા શહેરો તુર્કી સુલતાન કનેથી ખૂંચવી લીધા. ઉસ્બેક લોક પાસેથી ખોરાસાન; પોર્તુગીઝ કનેથી ઓરમઝ બેટ લીધા અને હિંદુસ્તાનના મુગલ પાદશાહ પાસેથી કન્દહાર શહેર પડાવ્યું; તથા જ્યાર્જીઆ રાજ્ય ઉપર ખંડણી બેસાડી. ઇરાનમાં સ્વેચ્છિક રાજ્ય સ્થાપી રાજ્યધાની ઇસ્પહાનમાં કરી તથા ઇરાનીઓને મક્કાની જાત્રા કરવા જતા અટકાવવાને મેશ્હિદની જાત્રા ઠરાવી. એની પછી શાહ સફી અને અબ્બાસ બીજો અનુક્રમે રાજ્યાસને બેઠા, (ઇ. સ. ૧૬૨૯ થી ૧૬૬૬ સુધી). તુર્કસ્તાનના સુલતાન અને હિંદુસ્તાનના પાદશાહ જોડે બગદાદ અને કન્દહાર શહેરો બાબત લઢાઇ થઇ હતી.

ઇ. સ. ૧૬૬૬ થી ૧૬૯૪ સુધી શાહ સુલેમાને અમલ કર્યો. એ વખતમાં રાજ્યની પડતી થઇ, અને સુલેમાનનો કુમાર શાહ હુસેન ગાદીએ હતો ત્યારે ઉપર કહ્યું તેમ અફગાનોએ રાજ્યને તોડી પાડ્યું. ઇ. સ. ૧૭૦૯ માં મીર વંશની સરદારી નીચે કન્દહારના લોકે બળવો ઉઠાવ્યો અને તેના કુંવર મીર મહમુદે ઇ. સ. ૧૭૨૨ માં આખું ઇરાની રાજ્યને વિજય કર્યું. ત્યારપછી કેટલીક ગરબડ ચાલી, કેમકે મહમદ દીવાનો થયો. તેને સને ૧૭૨૫ માં અશરફે પદભ્રષ્ટ કર્યો. એના વખતમાં ઇરાની લોકે નાદિર નામે યોદ્ધાની આગેવાની નીચે બંડ કર્યું, અને સોફી ઓલાદનો તમાસ્પ નામે શાહજાદો (હુસેનનો પુત્ર) અફગાનોની કતલથી બચી ગયો હતો તેને રૂશ અને તુર્ક રાજાઓની મદદ વડે ગાદીએ સાડયો.

મદદ એ સૈયદે માગી તે પરથી તેની હારે પેશ્વા બાલાજી વિશ્વનાથ અને બીજા મરાઠી સરદારો લશ્કર સહિત તેની જોડે દિલ્લી ગયા. મરાઠી રાજ્યને એથી ઘણો લાભ થયો. મુગલાઇ રાજ્યના કેટલાક પ્રાંતમાંથી ચોથ વગેરે વેરા લેવાના હકની સનંદો પાદશાહ કનેથી તેમને મળી.

પાદશાહનો હુકમ નબળો પડી ગયો, અને તેના સૂબેદારો માંહોમાંહે યુદ્ધ કરવા લાગ્યા. તેઓની મદદે જઇ પ્રથમ મરેઠા સરદારોએ દેશ મેળવવા માંડ્યો, અને પછી આખા પ્રાંતો જીતી લીધા. એમ ખાનદેશ ગૂજરાત, માળવા વગેરે પ્રાંતો તેઓને હાથ આવ્યા. પેશ્વા બાલાજી વિશ્વનાથનો પુત્ર બાજીરાવ મહા પરાક્રમી અને શૂરો નીકળ્યો. ગૂજરાતનો મરાઠી સરદાર ડાભાડે તેની સામો થયો, તેને રણમાં જીત્યો ત્યારથી તે મરાઠી રાજ્યનો મુખ્ય કારભારી થયો. મરાઠી સ્વારોના ઘોડાએ સિંધુ નદીનાં પાણી પીધાં તેને દક્ષિણમાં મુગલાઇ સૂબા નિઝામઉલ્લમુલ્ક તરફથી ઘણી હરકત થઇ. દક્ષિણનો તમામ મૂલક રાજા શાહુ અને નિઝામ વચ્ચે વહેંચાઇ ગયો. દિલ્લીના પાદશાહનો અધિકાર માત્ર નામનો રહ્યો. ગૂજરાતમાં ગાયકવાડ, માળવામાં સિંધિયા, હોલ્કર, વરાડમાં ભોંસલે, એ ચોતરફ મરાઠા સરદારો રાજ્ય સ્થાપવા લાગ્યા. એમ હિંદુ લોકને હાથ રાજ્યસત્તા આવી, પણ દિલગીરીની વાત છે કે તેનો રાજ્ય કરનારાએ સારો ઉપયોગ કર્યો નહિં. મરેઠાઓને રાજ્ય કરનારા કહેવા એ અયોગ્ય છે, કેમકે તેઓ માત્ર લૂટારા હતા. ફક્ત ધન મેળવવું એજ તેમનો મુખ્ય હેતુ હતો. મુસલમાનોને હાથથી છોડાવીને તેમણે હિંદુઓનું રક્ષણ કર્યું કે તેમને સુખી કર્યા એમ કહી શકાતું નથી. પેશ્વાનો અધિકાર બાજીરાવના કુળમાં વંશપરંપરા થયો, અને શાહુ રાજાના મરણ પછી વાસ્તવિક રાજ્યધાની પુનામાં થઇ; બિચારા નામના રાજાઓને સતારામાં નજરકેદ રાખવામાં આવતા; રાજ્યનો તમામ અધિકાર પેશ્વા ભોગવતા.

એવી દુર્દશામાં દેશ હતો તેવામાં એક ભયંકર પરદેશી શત્રુ ઉભો થયો. નાદિરશાહ નામે ઇરાનના રાજાએ સ્વારી કરી મરવા પડેલી મુગલાઇ પાદશાહીને ધૂળધાણી કરી નાખી. ઇરાની રાજ્યમાં મારામારી અને ઉથલપાથલ થતી જોઇને અફ્ગાનિસ્તાનના લઢવૈયા લોકે તે ઉપર ચઢાઇ

નાદીરશાહ વર્ત્યો તેથી બે દિવસ સૂધી તેની ફોજમાં બરાબર બંદોબસ્ત રહ્યો. બીજા દિવસની રાત્રે તેનું મરણ થયાની ગપ શહેરમાં ચાલી. એથી ઉન્મત્ત થઈ નગરવાસીઓએ તેની ફોજના માણસો ઉપર હુમલો કરી કતલ ચલાવી. એ સમાચારથી તે વિક્રાળ જોદ્ધાને એટલો કોપ ચઢયો કે તેણે તત્કાળ આજ્ઞા કરી કે જે જે મહોલ્લામાં ઇરાની મૂડદુ માલમ પડે તે મહોલ્લાના તમામ રહેનારાને વાઢી નાખવા. બે પ્રહર સૂધી દિલ્લીના રસ્તાઓમાં લોહીના વહેળા વહ્યા; એ પછી શાંત થઇ તેણે પોતાના વગડાઉ અનુચરોને તલવાર મિયાન કરવાનો હુકમ આપ્યો. હુકમ થતાંવારને તે અમલમાં આવ્યો. ત્યારપછી પાદશાહી જામદારખાનું ઉઘાડયું. મહાન્ અકબરના વખતથી એમાં ઢગલાબંધ દોલત એકઠી થઇ હતી. સોના રૂપાનું સિક્કાનાણું, હીરા, પાના, માણેક, મોતી વગેરે અપાર ધનનો સંગ્રહ મુગલાઇ ખજાનામાં હતો, તે બધો નાદીરે હરણ કીધો. મયૂરાસન પણ તે લઇ ગયો. એ વખતે બે સુમાર ધન ઇરાનીઓને હાથ આવ્યું.

હિંદુસ્તાનનું રાજ્ય પોતાના કબજામાં રાખવાની ઇચ્છા નાદીરશાહે કરી નહિ. કાબુલ, કંદહાર તથા સિંધુ નદીની પશ્ચિમનો સઘળો મૂલક રાખી બાકીનો તમામ દેશ મહમદશાહને સોંપ્યો, અને તેનો હુકમ માનવાનેજ હિંદુસ્તાનના રાજા રજવાડાને પત્રવડે ફરમાવી તે સ્વદેશ ગયો. તોપણ ડૂબતું દિલ્લીનું તખ્ત આ આફતથી છેક નિરમાલ થઇ ગયું, (ઇ. સ. ૧૭૩૯).

હિંદુસ્તાનમાંથી પાછા ફર્યા કેડે આઠ વરસ પછી નાદીરનો લશ્કરી નોકર એક અપ્ધાન સરદાર અફગાનિસ્તાનનો માલિક થઇ પડયો. સને ૧૭૪૭ માં એણે પંજાબ ઉપર સ્વારી કરી કેટલોક મૂલક લૂટયો. એ બનાવ પછી થોડા વખતમાં મહમદશાહનો કાળ થયો અને તેનો પુત્ર અહમદશાહ દિલ્લીની ગાદીએ બેઠો. એનો અમલ થોડા વરસ રહ્યો તેટલામાં તેને બહુ દુઃખ સોસવાં પડયાં. પોતાના વજીરના જૂલમથી બેજાર થઇ તેનાથી ડરી તેણે ધાઝી–ઉદ–દીન નામે સરદારની મદદ માગી. ત્યારપછી ધાઝી–ઉદ–દીન જોડે બન્યું નહિ તેથી તેનો ઘાટ ઘડવાની યુક્તિ કરવા માંડી પણ મલ્હારરાવ હોલ્કરની મદદથી ધાઝી–ઉદ–દીને તેને કેદ કરી, તેની આંખો ફોડી નાખી, અને જહાંદારશાહના એક પુત્રને બીજા આલમગીર નામથી પાદશાહ કર્યો, (સને ૧૭૫૪).

શાહ તેમાસ્પ જ્યાર્જીયા અને આર્મીનિયા પ્રાંતો તુર્કી સુલતાનને આપ્યા તે પરથી નારાજ થઇ નાદીર કુલીખાને તેને પદભ્રષ્ટ કર્યો, અને તેના બાળક કુંવર શાહ અબ્બાસને તખ્ત ઉપર બેસાડ્યો. ઉપલા પ્રાંતો નાદીરે પાછા હસ્તગત કર્યા, અને ૩ જા અબ્બાસનો ઇ. સ. ૧૭૩૬ માં કાળ થવાથી તે પોતે શાહ થયો. યુદ્ધોમાં જય મેળવીને તથા રાજ્યનો બંદોબસ્ત ઠીક રાખીને તેણે ઇરાનનો મહિમા આગળ હતો તેટલો કર્યો.

અફ્ગાનિસ્તાન ઉપર સ્વારી કરી તેણે કાબુલ, કંદહાર જીતી લીધાં અને ત્યાંથી હિંદુસ્તાનની સરહદ ઉપર આવ્યો. તવારીખ લખનારા કહે છે કે તેની મરજી આ દેશમાં પ્રવેશ કરવાની નહતી પરંતુ તેનાથી નાસી આવેલા કેટલાક આદમી હિંદુસ્તાનમાં આવી ભરાયા હતા. એમને આપી દેવાનું કહેવાને તેણે વકીલ મોકલ્યો. જલાલાબાદના લોકે એ વકીલ અને તેના નોકરોને કતલ કર્યા. આ અપમાન અને ગુન્હાને માટે નાદીરશાહને સંતોષવો જોઇએ તેમ ન કરતાં દિલ્લીપતિ મહમદશાહે તેના ગર્વિષ્ટ અને નાદાન મંત્રીઓની સલાહથી અયોગ્ય ઉત્તર મોકલ્યો. એથી ઇરાની શાહ ક્રોધાયમાન થઇ પેશાવર અને લાહોરને માર્ગે ધસી આવ્યો. પાયતખ્તથી ચાર મજલને છેટે તે જઇ પહોંચ્યો ત્યાર સૂધી તો સુસ્ત પાદશાહને તેના આવ્યાની ખબર પડી નહિ. જેમ બને તેમ ફોજ એકઠી કરી મહમદ શત્રુની સામે ગયો. પણ મોજશોખથી ઢીલા થઇ ગયલા હિંદુસ્તાની મુગલો કુશળ સેનાપતિ નાદીર અને તેના કસાયલા સિપાઇઓને કેમ જીતી શકે ! પાદશાહી લશ્કરનો કેવળ પરાજય થયો અને તેનો નાયક સાદતખાન પકડાયો. એ સાદતની વિદ્યમાન સલાહ કરવાનો વિચાર ચાલ્યો, અને તેમાં કાંઇ દગલબાજી થઇ કહેવાય છે, પણ તે વિષે નક્કી ખબર નથી. બે કરોડ રૂપિઆ લેઇ નાદીરશાહે પાછા જવું એવું કહેણ દિલ્લીના પાદશાહ તરફથી આવ્યું તે ઇરાની શાહને બહુ ગમ્યું. એવું તેના મીઠા વચન વડે ભાસ્યાથી મહમદે અને નિઝામ–ઉલ–મુલ્કે મોટી બેવકુફાઇનું કામ કર્યું ને મળવાને તેઓ પંડે તેની છાવણીમાં ગયા. નાદીરે તેમને તુરત કબજે કર્યા અને રાજ્યધાની ભણી હીંડ્યો.

દિલ્લીના રહેવાસીઓનું રક્ષણ કરવાનો ઇરાદો હોય તેવી રીતે પ્રથમ

નાદીરશાહ વર્ત્યો તેથી બે દિવસ સૂધી તેની ફોજમાં બરાબર બંદોબસ્ત રહ્યો. બીજા દિવસની રાત્રે તેનું મરણ થયાની ગપ શહેરમાં ચાલી. એથી ઉન્મત્ત થઈ નગરવાસીઓએ તેની ફોજના માણસો ઉપર હુમલો કરી કતલ ચલાવી. એ સમાચારથી તે વિકાળ જોદ્ધાને એટલો કોપ ચઢ્યો કે તેણે તત્કાળ આજ્ઞા કરી કે જે જે મહોલ્લામાં ઇરાની મૂડદુ માલમ પડે તે મહોલ્લાના તમામ રહેનારાને વાઢી નાખવા. બે પ્રહર સૂધી દિલ્લીના રસ્તાઓમાં લોહીના વહેળા વહ્યા; એ પછી શાંત થઇ તેણે પોતાના વગડાઉ અનુચરોને તલવાર મિયાન કરવાનો હુકમ આપ્યો. હુકમ થતાંવારને તે અમલમાં આવ્યો. ત્યારપછી પાદશાહી જામદારખાનું ઉઘાડ્યું. મહાન્ અકબરના વખતથી એમાં ઢગલાબંધ દોલત એકઠી થઇ હતી. સોના રૂપાનું સિક્કાનાણું, હીરા, પાના, માણેક, મોતી વગેરે અપાર ધનનો સંગ્રહ મુગલાઇ ખજાનામાં હતો, તે બધો નાદીરે હરણ કીધો. મયૂરાસન પણ તે લઇ ગયો. એ વખતે બે સુમાર ધન ઇરાનીઓને હાથ આવ્યું.

હિંદુસ્તાનનું રાજ્ય પોતાના કબજામાં રાખવાની ઇચ્છા નાદીરશાહે કરી નહિ. કાબુલ, કંદહાર તથા સિંધુ નદીની પશ્ચિમનો સઘળો મૂલક રાખી બાકીનો તમામ દેશ મહમદશાહને સોંપ્યો, અને તેનો હુકમ માનવાનેજ હિંદુસ્તાનના રાજા રજવાડાને પત્રવડે ફરમાવી તે સ્વદેશ ગયો. તોપણ ડૂબતું દિલ્હીનું તખ્ત આ આફતથી છેક નિરમાલ થઇ ગયું, (ઇ. સ. ૧૭૩૯).

હિંદુસ્તાનમાંથી પાછા ફર્યા કેડે આઠ વરસ પછી નાદીરનો લશ્કરી નોકર એક અબ્દાલી સરદાર અફગાનિસ્તાનનો માલિક થઇ પડ્યો. સને ૧૭૪૭ માં એણે પંજાબ ઉપર સ્વારી કરી કેટલોક મૂલક લૂટ્યો. એ બનાવ પછી થોડા વખતમાં મહમદશાહનો કાળ થયો અને તેનો પુત્ર અહમદશાહ દિલ્હીની ગાદીએ બેઠો. એનો અમલ થોડા વરસ રહ્યો તેટલામાં તેને બહુ દુ:ખ સોસવાં પડ્યાં. પોતાના વજીરના જૂલમથી બેજાર થઇ તેનાથી ડરી તેણે ઘાઝી-ઉદ-દીન નામે સરદારની મદદ માગી. ત્યારપછી ઘાઝી-ઉદ-દીન જોડે બન્યું નહિ તેથી તેનો ઘાટ ઘડવાની યુક્તિ કરવા માંડી પણ મલ્હારરાવ હોલ્કરની મદદથી ઘાઝી-ઉદ-દીને તેને કેદ કરી, તેની આંખો ફોડી નાખી, અને જહાંદારશાહના એક પુત્રને બીજા આલમગીર નામથી પાદશાહ કર્યો, (સને ૧૭૫૪).

રાજ્ય હવે છેક દુર્દશામાં હતું; લાહોર અને મુલતાન પ્રાંતો અફ્ગાન રાજાએ કબજે કર્યા હતા; પંજાબમાં શીખ લોકની સંખ્યામાં અને બળમાં વધારો થતો હતો; જાટ કરીને રજપૂતો અને રોહીલા જાતના પઠાણો લૂટફાટ કરતા હતા; મરાઠી ફોજે જમના નદી ઓળંગી રોહીલ ખંડનો કેટલોક ભાગ જીતી લીધો. અફ્ઘાન પાદશાહ અહમદ અબ્દલ્લીની તરફથી લાહોર શહેરમાં એક બીબી રાજકારભાર ચલાવતી હતી તેની પુત્રી વેરે લગ્ન કરવાને મસે તેને વજીર સમસુદ્દીને પકડી દિલ્લી આણી. એ ઉન્નતાઇની વાત સાંભળી અફ્ગાની શાહ રીસે ભરાયો અને પાયતખ્ત ઉપર ચઢી આવ્યો. નાદીરની પેઠે તેણે દિલ્લી શહેરની ખરાબી કરી. અહીં એક અપૂર્વ બનાવ બન્યો. બાદશાહ આલમગીરે અહમદને અરજ કરી કે મારો વજીર મારા રાજ્યનો ધણી હોય તેમ વર્ત્તે છે, મને ગાદીએ બેસાડી નામનો પાદશાહ કર્યો છે, પણ મૂર્તિ હોય તેમ ગણી કુલ અધિકાર પોતે ભોગવે છે, માટે મને નિરાધાર મેલી જશો નહિ. તે વિનતિ સ્વીકારી અફ્ગાની શાહે કોઈ રોહિલા સરદારને તેનું રક્ષણ કરવાનું કામ સોંપ્યું; પણ તેના ગયા કેડે તેના સરદારનું કાંઇ ચાલ્યું નહિ, અને મરેઠાની મદદથી વજીરે દિલ્લી કબજે કરી. પાદશાહ અને વજીર વચ્ચે સલાહ થઇ હોય તેવું જણાયું, પણ સામા પક્ષ જોડે મસલત કરે છે એવું જણાયાથી વજીરે તેનો ઘાત કરાવી તેના મૂડદાંને જમના નદીમાં ફેંકી દેવડાવ્યું. થોડા વખતમાં વજીરને નાશી જવું પડ્યું. હવે મોગલ પાદશાહી કહેવા માત્ર હતી, માટે તે વિષે વધારે લખવાની જરૂર નથી. આ વેળા હિંદુસ્તાનના ધણી થવાને બે હરિફો આગળ પડ્યા હતા. મરેઠા અને અફ્ગાન. એ બે વચ્ચે ઝઘડા થવા માંડ્યા માટે તેના કુટુંબનું વર્ણન કરીએ છીએ.

આ સમે મરેઠી રાજ્ય પૂર્ણ કળાએ પહોચ્યું હતું. છત્રપતિ શાહુની પછી રાજ્યાસને બેસાડેલા રામરાજાને સતારામાં કેદી જેવો રાખ્યો અને રાજ્યનો કુલ અધિકાર પુના શહેરમાં રહી પેશ્વા ચલાવતા હતા. નાગપુરમાં ભોંસલે, ગૂજરાતમાં ગાયકવાડ, માળવામાં સિંધીયા અને હોલ્કર એ મુખ્ય સરદારો હતા. એથી અધિકારવાળા સેંકડો મરાઠી સરદારો પેશ્વાની સેવા બજાવતા હતા. પેશ્વાના ભાઇ રઘુનાથરાવે સને ૧૭૫૮ ના મે માસમાં પંજાબમાં જઇને અબ્દલ્લીના તાબાના મુલતાન, અને લાહોર પ્રાં·

તો જીતી લીધા. કન્યાકુમારીથી અટક સૂધી મરાઠા લોકનું નામ સાંભળી હિંદુઓ અને મુસલમાનો ધ્રુજતા હતા. કાબુલના મહમદ અબ્દલ્લીએ તેમની પડતી દશા કરી. ભરતખંડનો કોઇપણ પ્રાંત મરેઠાઓના ત્રાસથી બચ્યો નહતો. મુસલમાનો તો તેમના ઉપર નારાજ હોય એ સ્વભાવિકજ છે; હિંદુઓ પણ તેમના જુલમ અને જંગલીપણાથી બહુ પીડા પામ્યા હતા. એવા લૂટારાઓની પડતી થાય તેમાં શી નવાઇ !

પંજાબમાંથી મરાઠાઓને હાંકી કાઢવાને અહમદશાહ અબદલ્લી મોટી ફોજ લઇને આવ્યો. લાહોરમાં રહેલી મરેઠી સેનાને પાછા હઠવું પડ્યું, અને તેની પાછળ પડી અફ્ઘાન લશ્કર જમનાને તીરે આવ્યું, અને કેટલીક મરાઠી ટુકડીઓને હરાવી કાપી નાખી. એ સમાચાર દક્ષિણમાં પહોંચતાંવારને સદાશિવરાવ ભાઉની સરદારી નીચે મોટી મરાઠી ફોજ પેશ્વાએ હિંદુસ્તાનમાં મોકલી. નામનો ઉપરી પેશ્વાનો પુત્ર વિશ્વાસરાવ હતો, પણ તે તેના પીતરાઇ કાકા સદાશિવ ભાઉના કહ્યા પ્રમાણે કરતો. દક્ષિણથી નીકળી તેવારે એ ફોજમાં વીસ હજાર વીણી કાઢેલા સવાર તથા ઇબ્રાહીમ ગાર્દિના હાથ હેઠે દશ હજાર કવાયતી પ્યાદલ તથા તોપખાનું હતું. મોગલાઇ ભભકાથી એ લશ્કરે કુચ કરવા માંડી, અને પેશ્વાએ મોકલેલા હુકમો પ્રમાણે માર્ગમાં બીજા મરેઠી સરદારો આવી મળ્યા. મલ્હારરાવ હોલ્કર, જંકોજી સિંધીઆ, દામાજી ગાયકવાડ, જસવંતરાવ પવાર વગેરે ઘણા પોતપોતાના લશ્કરો સાથે સામીલ થયા. ઘણાક રજપૂત રાજાની તરફથી પણ સવારો આવ્યા, અને પીંઢારાના ટોળેટોળાં દાખલ થયા. ભરતપોરનો જાટ રાજા સુરજમલ મોટી સેના લઇ કુમકે આવ્યો. લૂટનારા છે તોપણ સ્વજાતી અને સ્વધર્મી છે, એમ જાણી હિંદુ રાજાઓ મુસલમાનોની સામા થવામાં મરેઠાને મદદ કરવા આવ્યા. એથી ભાઉનું લશ્કર બહુ મોટું થયું.

પ્રથમ એ ફોજે જઇ દિલ્લીમાં મુકામ કર્યો. એના અગણિત સિપાઇઓ અને છાવણીના માણસો આસપાસના મૂલકમાંનું તમામ અન્ન ખાઇ ગયા અને તેથી અનાજ વગેરે વેચાતું મંગાવવાની જરૂર પડી. એ માટે ભાઉ સાહેબે જોડે બે કરોડ રૂપિઆ આણ્યા હતા, હોલ્કર, સિંધિઆ વગેરે કેટલાક મરાઠી સરદારોએ અને રજપૂત રાજાઓએ મ-

ળી ત્રણ કરોડ બીજા આપ્યા. પાદશાહી મહેલના દીવાનખાનામાં તથા તખ્તમાં સોના રૂપાનું કારીગરીનું કામ હતું તે તોડી ફોડીને તેના ૧૭ લાખ રૂપિઆ ઉપજાવ્યા. એ વેળા વિશ્વાસરાવને પાદશાહની ગાદીએ બેસાડવાનો મનસૂબો ભાઉસાહેબે કર્યો, પણ તે અમલમાં આવ્યો નહિ. પાદશાહી મહેલ વગેરે લૂટવાની વાત તથા પાયદળ અને ભારે તોપો સહીત સામા યુદ્ધ કરવા જવાનું સુરજમલને ગમ્યું નહિ તેથી તે અને બીજા રજપૂતો રીસાઇ ગયા. મલ્હારરાવ હોલ્કરનો અભિપ્રાય પણ જાટ રાજા સુરજમલને મળતો હતો. તેમની સલાહ એ હતી કે જુની મરેઠી રીતે વર્ત્તવું, એટલે રણમાં સામા ઉભા રહી મોટું યુદ્ધ ન કરતાં પ્યાદળ અને તોપોને કોઇ મજબૂત કિલ્લામાં મૂકી શત્રુની ફોજની આસપાસ ભમવું, તેના ખોરાકને લૂટવો, તેની જોડે મળેલા મુસલમાન નવાબો, સૂબાઓ, વગેરેના મૂલકમાં ધુસી ખરાબી કરવી તેથી તેઓને અપ્રધાન પક્ષ છોડી દેવાની જરૂર પડશે અને અહમદશાહને પાછા ફરવું પડશે. આ મત ખરો હતો, પણ વિનાશ કાળે વિપરીત બુદ્ધિ થાય છે તેમ આ વખતે મરાઠાઓને થયું. ભાઉસાહેબને એ અભિપ્રાય ગમ્યો નહિ અને ઇબ્રાહીમ ગાર્દીના વિચાર પ્રમાણે તેણે મેદાન પડી પાણીપતના ક્ષેત્રમાં છાવણી કરી. ફોજના રક્ષણને અર્થે આસપાસ પચાસ ફુટ પહોળી અને બાર ફૂટ ઉંડી ખાઈ ખોદી અને મોરચા બનાવી તે ઉપર તોપો ગોઠવી. હિંદુસ્તાનના મુસલમાનો અહમદશાહને જઇ મળ્યા હતા, તેઓને સાથે લઇ એજ રણમાં તેણે પણ મુકામ કર્યો અને પોતાની છાવણીની આસપાસ કાપેલાં ઝાડોનો કોટ કર્યો.

મુસલમાન ફોજમાં એકતાળીસ હજાર આઠસેં વિણી કાઢેલા સવાર અને ૩૮ હજાર પ્યાદલ એટલા કસાએલા જોદ્ધા હતા. એ ઉપરાંત બીજા જેવાતેવાની સંખ્યા પણ એટલીજ થાય; એમની કને ૭૦ તોપો હતી. મરેઠી સેનામાં બસે તોપો, ૫૬ હજાર સ્વાર અને પંદર હજાર પ્યાદલ હતું, એ પીંઢારા અને બીજા જેવાતેવાની સંખ્યા તો આશરે બે લાખની થાય. કેટલા દિવસ લગી ખોરાક શોધવા નીકળેલા માણસો વચ્ચે છૂટા ઝઘડા થયા કર્યા, અને સલાહના સંદેશા ચાલ્યા. બંને છાવણીમાં ખાવાનું ખૂટ્યું; પણ મુસલમાન છાવણી કરતાં મરેઠી છાવણી-

માં વધારે તંગી હતી. ભાઉના કરતાં અહમદશાહ યુદ્ધકળામાં ઘણો ચઢી-આતો હતો, તેણે એ બીનાનો લાભ લીધો. ઉતાવળે મેદાન ન પડતાં મરેઠાને ભૂખથી પીડાવવા દીધા.

મરાઠી છાવણીમાં કેવળ દુકાળ પડ્યો તેથી સિપાઇઓ જોરથી કહેવા લાગ્યા કે ભૂખે મરવા કરતાં રણસંગ્રામમાં મરવું વધારે સારૂં છે, માટે લઢવા ચાલો. યુદ્ધ કરવાની ઇચ્છા નહિ છતાં તેમ કરવાની ભાઉસાહેબને એ કારણથી જરૂર પડી. ૬ ઠ્ઠી જાનેવારી સને ૧૭૬૧ ને દિવસે દરબાર ભરી ભાઉએ સરદારોના અભિપ્રાય પૂછ્યા, તે વેળા યુદ્ધ કરવાની સલાહ આપી, તે ઉપરથી તેણે આજ્ઞા આપી. બીજે દિવસે એટલે તા. ૭ મીએ પાછલી રાત્રે મેદાન પડી સંગ્રામ કરવો. એ પ્રમાણે ઠેરવેલે વખતે તેઓ છાવણીમાંથી બહાર આવ્યા. મોખરે તોપખાનું અને તેની પાછળ ઇબ્રાહિમખાન ગાર્દિની પલટણો ચાલી; તેની પછી દામાજી ગાયકવાડ વગેરેના સ્વારો આવ્યા, અને જે અનુક્રમે તેઓ નીકળ્યા તેજ ક્રમે શત્રુની છાવણી ભણી હળવે હળવે ગયા. તેઓ મરણીઆ થઇને નીકળ્યા હતા; દૃઢતા અને જીતવાની આશા તેમના મુખ ઉપર જણાતી નહતી. પાઘડીના છેડા છૂટા મૂકયા હતા, હાથ અને મોઢાં કેસરીયાં કર્યાં હતાં.

અહમદશાહ એ સમાચાર મળ્યા તેવોજ ઘોડા ઉપર સ્વાર થઇ જોવા નીકળ્યો, ને એક મૈલ આગળ ગયો. પ્રથમ તેને એ ખબર સાચી ભાસી નહિ, પણ તોપના બાર સાંભળ્યા એટલે પછી સંદેહ રહ્યો નહિ. મરાઠા લશ્કરને ડાબે પડખે ઇબ્રાહિમ ગાર્દિ હતો. અને જમણે પડખે જંકોજી સિંધિઆ, અને બાકીના સરદારો મધ્યે હતા; તોપખાનું સર્વેની આગળ હતું. અહમદશાહે પોતાની ફોજને બહાર આણી. તોપોને અગાડી ગોઠવી, તેની પાછળ બાકીનું લશ્કર રાખ્યું, તેમાં મધ્યે તેનો વજીર અફ્ઘાનોને લઇ ઉભો, અને તેને બંને હાથે હિંદુસ્તાની મુસલમાનો હતા.

ઇબ્રાહિમ અને દામાજી આગળ વધ્યા અને દુશ્મનના જમણા પડખામાં રોહીલાનું લશ્કર હતું તે ઉપર પડ્યા ને જય પામ્યા. સદાશિવભાઉ, વિશ્વાસરાવ, અને જસવંતરાવ પવાર વજીરની સામે ગયા. મોટા

ભગવો ઝુંડો રણમાં મોખરે રાખ્યો હતો અને જરીપટકાના ઝુંડા જોડે ચાલતા હતા. અહમદશાહ પોતાની ફોજની પાછળ કેટલેક છેટે હતો. હર ! હર ! મહાદેવ ! કરતાં મરેઠા ધસી આવ્યા એટલે વજીરના દશહજાર અફ્ઘાન સવારો નાઠા. ઇબ્રાહિમ ઘાયલ થયો અને તેના અર્ધોઅર્ધ સિપાઇ રણમાં પડ્યા, તોપણ તેની ફતેહ થઇ અને તેની સામા થનારા રોહીલાઓમાંના આઠ હજાર મુઆ કે જખમાયા. સંગ્રામની આવી સ્થિતિ બપોરે હતી તે જોઇ અહમદશાહે સેનાપતિની મોટી કુશળતા દર્શાવી. જેઓ નાસી આવેલા હતા તેઓને પાછા રણમાં કાઢયા. જમણા પડખાને કુમક મોકલી, અને મરેઠા લશ્કરના મધ્ય ભાગપર હલ્લાં કરવાને વજીરને દશહજાર સ્વારો સાથે મોકલ્યો. શાહ પુસંદખાં અને નજીબ–ઉદ્–દૌલાએ તેજ ક્ષણે પડખા ઉપર ધસારા કર્યા. એ હુમલાને પાછા વાળી મરાઠા ટકી રહ્યા, તે આ ભયાનક દિવસે તેઓ ઘણા શૂરથી વઢ્યા; અને મલ્હારરાવ હોલ્કરને બાદ કરતાં બાકીના સર્વે સરદારોએ લઢવામાં કસર રાખી નહિ. પરંતુ આ જંગ ઝાઝીવાર ચાલ્યો તેથી મુકાબલે નબળા શરીરવાળા મરાઠા થાકી ગયા અને અંગે વધારે બળિયા અફ્ઘાનોની ચઢતી થવા લાગી. બાર ઉપર બે વાગ્યા કેડે પાટવી કુમાર વિશ્વાસરાવને કારી ઘા લાગ્યો; એ જોઇ ભાઉસાહેબ હાથી ઉપરથી ઉતરી ઘોડેસ્વાર થયા, ને હોલ્કરને કહેણ મોકલ્યું કે કહ્યા પ્રમાણે કરજો. આ કહેણ સંબંધી હોલ્કર વિના કોઇને ખબર નથી તેથી એ વિશે શક રહે છે. ત્યારપછી ભાઉસાહેબનું શું થયું તે બરાબર જણાયું નથી. હોલ્કરે રણ છોડ્યું, અને તેની પાછળ દામાજીએ પણ પાછી પાની કરી એટલે મરાઠી સેનામાં ભંગાણ પડ્યું, અને નાસાનાસમાં હજારો માણસને અફ્ઘાનોએ કાપી નાંખ્યા.

પાણીપત ગામમાં મરેઠી બાઇઓ, છોકરાં, કારકુનો, નોકરો વગેરેની ભીડાભીડ થઇ. રાત પડી ગયાના સબબથી શત્રુએ તેમને ઘેરી રાખ્યાં. અહીં અતિ ક્રૂર જંગલીઓને પણ કાંઇક દયા આવે એવો દેખાવ હતો, પણ અફ્ઘાનોની પથ્થરની છાતીમાં કરૂણાનો કાંઇ અંશ નહતો. સવાર થતાં તેમણે ટોળે પેટે પોતાના બંધીવાનોને ગામની બહાર આણ્યા, અને પોતાની છાવણીમાં લઇ જઇ વહેંચી લીધા. સ્ત્રીઓ અને છોકરાંને ગુલામ કર્યાં,

અને ભાયડાને હારબંધ ઉભા રાખ્યા અને તેઓના શિરચ્છેદ કર્યા. એ વખતે તેઓ ગમત કરતા હોય તેવા જણાયા. અરે નિર્દય રાક્ષસો ! ધિક્કાર છે તમને. હથીઆર વગરના અને શરણે આવેલા ઉપર આવું જંગલીપણું કરવાથી તમને સદાકાળનું લાંછન લાગ્યું છે. એમ વાઢી નાખેલા માથાના ઢગલા એ જંગલીઓએ પોતાના તંબુને આંગણે પોતાનો જય દેખાડવાને કર્યા.

વિશ્વાસરાવનું મૂડદું હાથ લાગ્યું, તેને સૂકવીને કાબુલ લઇ જવાની ઇચ્છા અફઘાનોને હતી, પરંતુ સુજા-ઉદ-દૌલા અને રોહીલાની ભલામણપરથી તેને હિંદુઓને બાળવા આપ્યું. જંકોજી સિંધિઆ અને ઇબ્રાહિમગાર્દી જખમી થયલા પકડાયા તેઓને મારી નાંખ્યા. એક માથા વગરનું ધડ જડયું તેને સદાશિવરાવનું ધાર્યું. એ ભાઉસાહેબ રણમાં પડ્યા, પણ તેની શી ગત થઇ તે વિશે ખરેખરી હકીકત મળી નથી. જોદ્ધાઓમાંના સુમારે ચતુર્થાંશ અને નોકર ચાકરો દુકાનદારો વગેરેમાંની પણ એટલીજ સંખ્યા બચીને ઘેર પાછી આવી ધરાઇ છે. તો એ હિસાબે લગભગ બે લાખ મરાઠા એ વિરોધમાં માર્યા ગયા. જેઓ નાઠા તેઓમાંના ઘણાને ખીજવાઇ રહેલા ખેડુતોએ હણ્યા. સુરજમલના મૂલકમાં જેઓ ગયા તેઓને તેણે આસરો આપી બરદાશ કરી.

ભાઉસાહેબની છાવણીના દુકાળની ખબર જાણી પેશ્વા બાલાજી હિંદુસ્તાન ભણી આવવા નીકળ્યો હતો. જાનેવારી મહીનાને મધ્ય ભાગે પેશ્વા નર્મદા નદી પાર ફરતો હતો ત્યારે પાણીપતના માઠા સમાચાર તેને મળ્યા. એ વખતથી તે ઉદાશ થઇ ગયો ત્યાંથી પાછો ફરી પુને આવ્યો અને જુન માસમાં મરણ પામ્યો.

એ વખતથી મરેઠી રાજ્યનો સુરજ પશ્ચિમ ભણી વળ્યો. છૂટક મરાઠા સરદારોએ પોતાના રાજ્યોમાં વધારા કર્યા પણ આખો ભરતખંડ એક મરેઠી રાજ્ય એક હકુમત નીચે થવાનો સંભવ ગયો. અહમદશાહની આ થપડથી પેશ્વાની પડતી દશા થવા માંડી; દિવસે દિવસે તેના ક્રમમાં કુસંપ, મૂર્ખાઇ અને અનીતિનો વધારો થયો, પરાક્રમ ઘટ્યું અને અંતે રાજ્ય લય પામ્યું.

# ખંડ ૨ જો.

## યૂરોપનાં રાજ્યો—પોલાંડના રાજ્યનું તૂટવું.

છેલ્લા વિગ્રહથી ફ્રાન્સને ઘણું નુકસાન થયું. ઉપજ ખરચ સંબંધી રાજ્યની માઠી અવસ્થા થઇ ગઇ. દરબારમાં અનીતિ અને ઉડાઉપણું ધ- મધોકાર ચાલવાથી આપત્તિમાં આવી પડેલી પ્રજાના કોપમાં વધારો થ- યો. ૧૫ મો લુઇસ પાદશાહ બુદ્ધિવાન છતાં વિષયાશક્ત હતો; પોતાની રાંડો અને નાલાયક માનીતાઓના કહ્યા પ્રમાણે વર્ત્યાથી રાજ્યમાં અંધેર અને જુલમ થવા દીધો. લઢાઈના ખરચને માટે ભારે વેરા નાખ્યા હતા તેની સામા લોક થવા લાગ્યા. મોટા શહેરમાં પાર્લમેંટો હતી તેઓનું એક કા- મ એ હતું કે રાજ્ય કરની અને ધારાની નોંધ કરવી. એ નોંધ થાય ત્યારે તેઓ અમલમાં આવે. આ વેળા કેટલીક પાર્લમેંટો સામી થઇ. સને ૧૭૬૨ માં જેસ્યુઇતોનો સંપ્રદાય રદ કરવા દઇને તથા પાદરીઓ- ના જુલમને અટકાવવા દઇને રાજાએ પાર્લમેંટોને સ્વાધીનતાનો સ્વાદ ચ- ખાડયો હતો. એ પાર્લમેંટો મુખ્ય અદાલતો હતી.

સ્પેનમાં મુખ્ય પ્રધાને રાજકાજમાં સુધારો કરવા માંડયો હતો તે- થી રૈયત એટલી નારાજ થઇ કે તેને કારભારપરથી દૂર કરવાની ત્રીજા ચાર્લસ રાજાને જરૂર પડી. પોર્તુગાલમાં રાજ્યકારભારી ઉપર રૈયત ના- રાજ હતી. સામા થનારાને તેણે જીત્યા તથાપિ તેના કરેલા સુધારાએ જડમૂળ ઘાલ્યાં નહિ, ને તેના હાથમાંથી રાજ્યની દોરી ગઇ ત્યારે તે- ઓ નાશ પામ્યા.

ઇસ્વીસને ૧૮૬૭ માં સ્પેનના રાજાએ પોતાના રાજ્યમાંથી જેસ્યુ- ઇતોને હાંકી કાઢયા. મેક્સિકો અને પુરૂમાં પણ તેમની તેજ અવસ્થા થઇ. પારાગુએમાં તેમણે પોતાનું રાજ્ય સ્થાપ્યું હતું તે ખૂંચવી લીધું. સ્પેનના દરબારના દેખાદેખી નેપલ્સના શાહે અને પાર્માના ડયુકે પણ એ કામ કર્યું, અને પોપે વાંધો લીધો તે ગણકાર્યો નહિ. પોપના અધિકારને

એ સઘળા રાજ્યોમાં કમી કરવામાં આવ્યો. પોપ સામો થયો પણ તેનું કાંઇ ચાલ્યું નહિ.

જીનોઆ નગરના તાબામાં કાર્સિકા બેટ હતો ત્યાંના રહેવાસીઓને પૂછ્યાગાછ્યા વિના જીનોઆના અધિકારીઓએ તે બેટ ફ્રાન્સને સ્વાધીન કર્યો તેથી કાર્સિકનો લઢવાને ઉઠ્યા પણ બીજા રાજ્યની મદદ મળી નહિ માટે એકલે હાથે ફ્રાન્સના બળને જીતી શક્યા નહિ. તેઓનો નાયક પાંઓલી ઘણી બહાદુરીથી વઢ્યો પછી પરદેશ જતો રહ્યો અને આખો દ્વીપ ફ્રેન્ચ સરકારને તાબે થયો, (૧૭૬૯).

ફ્રાન્સના રાજાનો વડો પુત્ર એક કુમાર મૂકી મરણ પામ્યો હતો. એ યુવરાજ લુઇસના લગ્ન તેના દાદા ૧૫ મા લુઇસે, આસ્ત્રિઆની શાહજાદી મેરી આન્તોઇને વેરે કર્યાં. ફ્રાન્સનો ભારબોજ યૂરોપમાં આ રાજાના અમલમાં ઘણો થયો.

ફ્રાન્સની પડતી દશા થઇ તેવારે રૂશિઆની ચઢતી થઇ. એ વેળા રૂશ રાજ્યાસને મહારાણી કાથેરૈન હતી. તેણીએ પોતાના એક માનીતા નામે સ્તાનિસ લાઉસ આગસ્તસને પોલાંદના રાજ્યની ગાદી અપાવી, (૧૭૬૫). લઢાઇથી થયેલી ખરાબીને દૂર કરવાના કામમાં પ્રુશિઆના મહારાજા ફ્રેદરિકનું મન રોકાયલું હતું તેણે આ બાબતમાં હાથ ઘાલ્યો. વેપાર સંબંધી કેટલાક લાભકારી કરાર કરી લોભી રાણીએ તેનો પક્ષ લીધો. પોલાંદમાં જે અંધાધુંધી અને ગરબડ ચાલતી હતી તે તેના નવા રાજાથી અટકાવી શકાઇ નહિ. તાલુકદારો અમરિયાદ થઇ ગયા હતા અને લોકો મહેલ રૂપી અંધકારમાં ડૂબેલા હતા. ત્યાં ધર્મ સંબંધી ત્રણ મોટા પક્ષ હતા એક કાથોલિક, બીજો ગ્રીક અને ત્રીજો લુથેરીઅન કે પ્રોતેસ્ટંટ. કાથોલિક પક્ષનું જોર વધારે હોવાથી તે બીજા બે ઉપર જુલમ ગુજારતો હતો. પોતાના રાજાથી દાદ નહિ મળવાથી તે બે પક્ષોએ પરદેશી રાજાની સહાય માગી. ગ્રીક પંથે કાથેરૈનનો આશ્રય માગ્યો, અને લુથરીઅને દેન્માર્ક અને પ્રુશિઆના રાજ્યનો સાધ્યો. કાથેરૈને ઝટ એક ફોજ પોલાંદમાં રવાને કરી. રાજા સ્તાનિસ લાઉસે એ બાબત વાંધો લીધો પણ તે ઉપર રૂશ રાણીએ કાંઇ લક્ષ દીધું નહિ, અને પ્રો-

લાંડ જાણે પોતાના રાજ્યનો પ્રાંત હોય તેમ ગણી બંદોબસ્ત કરવાને લશ્કર મોકલ્યું. ક્રાકો નગરમાં પોલાંડના કાથોલિક તાલુકદારો સેના સહિત વઢવા ઉભા પણ તેમનો પરાજય થયાથી તેઓને તુર્કી રાજ્યમાં નાસવું પડ્યું. રૂશ લશ્કરે તેમની પાછળ પડી કેટલાંક તુર્કી પરગણાં ઉજ્જડ કર્યાં.

ઇસ્તામ્બુલના સુલ્તાન મુસ્તાફાને એથી વધારે ગુસ્સો આવ્યો; પોલાંડમાં રૂશની સત્તા વધવાથી તેના રાજ્યથી ઉત્તર પ્રાંતોને જોખમ થાય; વળી ફ્રેંચ દરબાર તરફથી તેને ગુપ્ત મસલત યુદ્ધે ચઢવાની મળી. પ્રુશિઆના સુલતાનને તેમ નહિ કરવાનું કહ્યું, પણ તેની શીખામણ નહિ ગણતાં તેણે પોતાનું કટક દળ રૂશિઆના દક્ષિણ ભાગમાં મોકલ્યું, (૧૭૬૯). દેશ લૂટતા હતા તેવામાં રૂશ ફોજે આવી તેમને હરાવ્યા. બાલ્ટિક સમુદ્રમાંથી એક રૂશ નૌકાસેનાએ ભૂમધ્ય સમુદ્રમાં આવી તુર્કી મનવારોનો પરાજય કર્યો, તથા ગ્રીસના દક્ષિણના ભાગમાં બંડ કરાવી બળવાખોરોને આશરો આપ્યો. એ બંડખોરો પ્રથમ ફતેહ પામ્યા, પણ પાછળથી તેઓની હાર થયાથી રૂશિઅનો તેમને તજી જતા રહ્યા, તેથી તુર્કોએ તેમને નિર્દય સજા કરી, (૧૭૭૦). પ્રુથ આગળ રૂશ અને તુર્ક વચ્ચે બીજું યુદ્ધ થયું તેમાં તુર્કનો પરાભવ થયો તેથી બેદર, અક્ર્માન ઇશમેલ નગરો તથા આખા બેસ્સારાબિયા પ્રાંતનો કબજો રૂશને હાથ આવ્યો.

પોલાંડની સ્વતંત્રતા બચે એ આ વિગ્રહ કરવાનો હેતુ તુર્કી સુલતાનનો હતો, તેમ છતાં બિચારા સ્તાનિસલૌસને તેની સામા થવાની કાયરૈને જરૂર પાડી, જર્મનિના રાજ્યાસને મેરાયાથેરિસાનો કુમાર જોસફ સને ૧૭૬૫ માં બેઠો તેને પણ રૂશ રાજ્યનું બળ ધાસ્તી ભરેલું લાગ્યું માટે તેને ખાળવાને પ્રુશિઆના મહારાજા ફ્રેદરિકની જોડે એક્કો કરવાની ઇચ્છા આસ્ત્રિઆની દરબારે દર્શાવી. દેન્માર્ક અને સ્વિદનનો સ્વાર્થ પણ એજ હતો કે રૂશિઆની શક્તિ હદમાં રાખવી, પરંતુ એ દેશો આ સમે સ્વસ્થ અવસ્થામાં નહતા તેથી પરરાજ્ય સંબંધી કામકાજમાં માથું ઘાલી શક્યા નહિ.

યોગ્ય રાજા પાંચમા ફ્રેદરિકની પછી દેન્માર્કની ગાદીએ કમઅકલ અને કુકર્મી પાંચમો ખ્રિસ્તિઅન બેઠો, (૧૭૬૬). ઈંગ્લાંડના પાદશાહની બેહેન કારોલૈન માતિલ્દા વેરે લગ્ન થયા. રાણીની કૃપાથી સ્ત્રુએંઝી નામે

કોઇ પરદેશી મુખ્ય વજીર થયો હતો. એ કારભાર ઠીક કરતો હતો પણ તે મગરૂર ઘણો હોવાથી અમીર ઉમરાવો જોડે તેને બન્યું નહિ. રાજાની ઓરમાન મા વગેરેએ મળી નબળા રાજા કને તેને પકડવાનું વારંટ બળાત્કારે લીધું, અને મધરાતે પકડી ઇન્સાફનું ડોળ કરી તેને મારી નાખ્યો. રાણીને એ કિલ્લામાં પરહેજ કરી. બ્રિટિશ સરકારના ડરથી તે એટલું થતાં બચી. તેને હાનોવર જવાની પરવાનગી મળ્યાથી તેણીએ પોતાનો બાકીનો જન્મારો ત્યાં કાઢયો. રાજમાતાના હાથમાં રાજની લગામ આવ્યા પછી હરેક બાબતમાં કોપનહેગનનું દરબાર રૂશ દરબારને અનુકૂળ રહ્યું.

ઇ. સને ૧૭૭૧ માં ૩ જો ગસ્તાવસ સ્વિદનનો રાજા થયો. એ બુદ્ધિવાન અને ઉમંગી હતો. ૧૨ મા ચાર્લસના મરણ પછી રાજાનો અખ્તિઆર ઓછો થઇ જઇ સેનેટ નામે ઉમરાવોની રાજસભાના હાથમાં ઘણો અધિકાર ગયો હતો. સેનેટના જુલમથી રાજા તથા પ્રજા બેજાર થયાં હતાં. એ પીડામાંથી છૂટા થવાનો મનસૂબો જુવાન રાજાએ કર્યો. સેનેટ સભાને હથિઆરબંધ માણસોથી ઓચીંતી ઘેરી લીધાથી રાજાના કહ્યા પ્રમાણે નવો કાયદો તેણે મંજૂર કર્યો એથી રાજા પૂર્ણ અધિકારી કે સ્વેચ્છિક થયો. ઉમરાવો ઉથલો મારે નહિ તે માટે તથા દુકાળના દુઃખમાંથી લોકનું રક્ષણ કરવાના કામમાં પડયાથી ગસ્તાવસ પોલાંદને મદદ કરી શકયો નહિ.

પોલાંદની હાલત સુધારવાને, સારો રાજ્યબંદોબસ્ત કરવાને, તથા પ્રજામાં સુખશાંતિ આણવાને સ્તાનિસલૌસ અંતઃકરણથી ચહાતો હતો; પરંતુ પોલાંદના ઉમરાવો મોટા જુલમી અને અન્યાયી હતા; તેઓના વિનાશકારી અધિકારો જારી રહે માટે તેઓ એ સારા રાજાની સામે થયા, અને તેને પરહેજ કરવાનું કર્યું. એવી અવસ્થા જોઇને કાથેરૈને પોલાંદમાં રૂશ ફોજ મોકલી, અને રૂશિઆ, આસ્ત્રિઆ, પ્રુશિઆ એ ત્રણે મળી એ દેશ જીતી વેહેંચી લેવાનું તહનામું કર્યું. એ રાજ્યોના લશ્કરોએ જઇ પોતપોતાના ભાગનો મૂલક કબજે કર્યો. દેશનો થોડોક ભાગ સ્તાનિસલૌસને માટે રાખ્યો તેથી હજી પોલાંદનુ રાજ્ય એ નામ તો રહ્યું, (૧૭૭૩). પણ વાસ્તવિક જોતાં તે માત્ર નામનું રાજ્ય હતું, અને તે પણ થોડા કાળમાં ક્ષય પામવાનું છે.

પ્રુશિઆના વચમાં પડ્યાથી રૂશિઆ અને તુર્કીએ સલાહ કરી. એ સલાહ મહારાણી કાથેરૈનને લાભકારી હતી; એથી તેને કેટલાક મોટા ધઢ, તથા કેટલોક મૂલક અને કાળા સમુદ્રમાં તેની રૈયતને પોતાના વહાણુ વડે સફર કરવાની રજા મળી.

એશઆરામમાં છેક નિમગ્ન થઇ ગયા છતાં પોલાંદના તૂટવાની ખબર સાંભળી ત્યારે ફ્રાન્સના રાજાને માઠું લાગ્યું, કેમકે ફ્રાન્સની સત્તા ઘણી દુબળી થઇ ગઇ હતી તેનો એ પુરાવો હતો. મંત્રીમંડળમાં એ વાત નીકળી ત્યારે મુખ્ય પ્રધાને નીચું જોયું. લોકને રાજી કરવાને તેણે જેસ્યુઇત ટોળી ઉપર હુમલો કર્યો. તેને તથા બીજા કાથોલિક પંથના રાજ્યોને સંતોષ કરવાને એ વખતના પોપ ૧૪ માં ક્લેમંતે જેસ્યુઇત મઠ તોડી નાખવાની આજ્ઞા આપી, (૧૭૭૩).

ઇંગ્લાંડ—જર્મનિથી જૂદાં પડી ફ્રાન્સ જોડે ન્યારૂ તહનામુ ઇંગ્લાંડે કર્યું તેથી નાણાંનો બચાવ થયો, તેમ યૂરોપનાં રાજકાજમાં સત્તા ઘટી. તોપણ પરદેશમાં વસેલાં મોટાં સંસ્થાન, ઉતાવળે બોહોળો થતો વેપાર અને દેશના કીસબ કારીગરીઓમાં સુધારો થવા લાગ્યો તેથી એ હાનિ જણાઇ નહિ; દેશની આબાદાનીમાં ખલેલ પહોંચાડનાર આ વેળા રાજ્યદ્વારી કુસંપ હતો. વિધ અને ટોરી એ બે મોટા પક્ષ હતા, તેઓ બ્રન્સ્વિક કુળના રાજાને એકસરખા અનુકુળ ન હતા. ટોરી જુના કાયદા કાનુન, દસ્તુર અને હકોને વળગી રહેનારા હતા તેથી તેઓ પદભ્રષ્ટ થયલા સ્ટુઅર્ટ રાજ્યવંશને અનુકુળ અને બ્રન્સ્વિક કુળને પ્રતિકુળ હોય તેમાં નવાઇ નહિ, અને તેથી બ્રન્સ્વિક રાજાને વિધ પક્ષનો આશ્રય લેવો પડતો, અને પક્ષના આગેવાનોને હાથ રાજકારભાર સોંપવાની ફરજ પડતી; પણ જ્યારે સ્ટુઅર્ટ કુળના વારસના તરફની બીક રહી નહિ ત્યારે સુધારો કરનાર વિધ પક્ષથી અસલની વાતને વળગી રહેનારો, અને રાજાના હક અધિકારને કાયમ રાખી ટેકો આપનારો ટોરી પક્ષ વધારે ગમે એ સ્વભાવિક છે. ત્રીજા જ્યાર્જે રાજાએ પોતાના માનીતા અર્લબ્યુટને વજીરાત સોંપી. એ ટોરીપક્ષનો સ્કાટલાંડનો રહેવાસી હતો એમ વિધના હાથમાંથી રાજકારભાર ગયાથી તેઓ એના કારભારમાં ભૂલો કાઢવા લાગ્યા. પ્રજા વિધ પક્ષની તરફ થયલી જોઇને બ્યુટે રાજીનામું આપ્યું, પરંતુ રાજા તેના ક-

હાથમાં છે માટે નવા પ્રધાનો તેની મરજી પ્રમાણે વર્ત્તે છે એવી વાત ચાલ્યાથી પ્રજાનો અસંતોષ જારી રહ્યો. વર્ત્તમાનપત્રો વગેરેમાં સરકાર ઉપર જબરા હુમલા થતા.

નાર્થ બ્રિટન કરીને પત્રમાં પાર્લેમેંટમાં કરેલા રાજાના ભાષણ ઉપર વિલ્કસ નામે સભાસદે સખત હુમલો કર્યો, તેથી ખિજવાઇ જઇ કારભારીઓએ તેની ઉપર ફોજદારી ચલાવી. અદાલતમાં પંચે તેને નિરપરાધી ઠરાવ્યાથી તે છૂટી ગયો. વજીરોએ તેની ઉપર બીજીવાર ફરિયાદ માંડી ત્યારે ફ્રાન્સમાં નાસી ગયાથી તેને કાયદાના રક્ષણ બહાર કર્યો. આ બનાવોથી પ્રજાનું મન ઘણું ઉશ્કેરાયું.

ફ્રેંચ સત્તાનો અમેરિકામાંથી નાશ થયો અને ઇંડિઅનોને પાછળનાં જંગલોમાં નાસી જવું પડ્યું ત્યારથી ઉત્તર અમેરિકામાંના ઇંગ્રેજી સંસ્થાનોના લોક ઉતાવળે ધનવાન થવા લાગ્યા કેમકે વેપાર રોજગાર અને ખેતીની વૃદ્ધિ સપાટાબંધ થવા લાગી. એમની કનેથી સરકારના ખરચને માટે કાંઇ કર લેવાનો મનસૂબો પ્રધાન ગ્રેનેવિલ્લ સાહેબે કર્યો. ફ્રેંચ જોડેનો છેલ્લો વિગ્રહ તેમના લાભને અર્થે માથે લીધો હતો, અને તેનો જસપૂર્વક અંત આવ્યો. ઘણો ફાયદો તેમને થયો હતો માટે તે લઢાઇમાં થયેલા ખરચને પેટે કાંઇ વેરો તેમના ઉપર નાખવો ગેરસુનાસબ કહેવાય નહિ. તથાપિ અમેરિકનોના મુખત્યારો પાર્લામેંટમાં નહતા તેથી પાર્લામેંટથી અમેરિકા ઉપર કાયદાસર કર નંખાય નહિ એવું અમેરિકનો કહેવા લાગ્યા. એમ છતાં સન ૧૭૬૫ માં પ્રધાનની ભલામણ ઉપરથી બ્રિટિશ પાર્લામેંટે અમેરિકાનાં સંસ્થાનો ઉપર કેટલાક કર ઘાલ્યા. એ વેરા આપવાની અમેરિકનોએ ચોખી ના પાડી. ફિલાદેલ્ફીઆમાં બધા સંસ્થાનોના મુખત્યારોએ મળી એ બાબતમાં સરકાર વિરૂદ્ધ ઠરાવ કર્યા. એમાં ન્યુ ઇંગ્લાંદના (ઉત્તર ભાગના) લોક આગેવાન હતા. એ લોકો જૂલમના વખતમાં સ્વાધીનતાના રક્ષણને અર્થે નાસી આવેલા પ્યુરીટનોના વંશજ હતા, અને પોતાના હક્કને માટે જીવ આપે તેવા આગ્રહી તથા હીમતવાળા હતા. કારભારીઓ બદલાવાથી આ કજીઓ થોડા વરસ મુલતવી રહ્યો. રાજાનો અભિપ્રાય બળાત્કારે વેરો લેવાનો હતો તેમ છતાં નવા વજીર માર્કિવસ રાકિંગહામે તે છોડી દીધો; તોપણ એ કર રદ્દ કરવાની જોડે એવો

ઠરાવ થયો કે સંસ્થાનોને માટે કાયદા કરવાનો તથા તેઓ ઉપર વેરો નાંખવાનો પૂર્ણ અધિકાર ઇંગ્લાંડના મહારાજાને અને પાર્લમેંટને છે. આ નિયમ સંસ્થાનિકોએ કબુલ રાખ્યો નહિ.

લાર્ડ રોકિંગહામનો કારભાર થોડા વખતમાં તૂટ્યો અને તેને ઠેકાણે અર્લ ચાથમને હાથ મુખ્ય પ્રધાનપદું આવ્યું. આગળ મિસ્તર પિટ્ટને નામે જ્યારે એણે કારભાર કર્યો હતો તે વારે જેવો જસ એને મળ્યો તેવો આ વેળા મળ્યો નહિ, અને તેને નોકરી છોડવી પડી. એની પછી લાર્ડ નાર્થે રાજ્યની લગામ હાથમાં લીધી, (૧૭૬૭). એ ઉત્તરઅમેરિકાના સંસ્થાનિકોની તથા લોકપ્રિય વિલ્કસની વિરૂદ્ધ હતો. મિદ્દલસેક્સ પરગણાના લોકે વિલ્કસને પોતાની તરફનો પાર્લમેંટમાં મુખત્યાર નીમ્યો. સ્વદેશમાં પાછા આવી અદાલતમાં હાજર થવાથી આગળના તહોમતને માટે તેને કેદની સજા થઇ તે ભોગવ્યા કેડે કામન્સની સભામાં મુખત્યારના ઓદ્દે બેસવાની તેણે ઇચ્છા કરી છે, આવી વાત ચાલવાથી તેને સભામાં તેડી જવાને લોકનો જમાવ રસ્તામાં થયો તેથી હુલ્લડ મચ્યું. બંદોબસ્ત રાખવાને સરકારે લશ્કરને હુકમ આપ્યો; લોક સામા થયા અને કેટલાક માર્યા ગયા. સરકારની આ ચાલને માટે વિલ્કસે અતિ સખ્ત અને અમરિયાદ વચનોથી ઠપકો પ્રગટ કર્યો; સરકારની આ બીજી વખત કરેલી નાલેસીને સારૂ તેને પ્રધાનોએ કામન્સની સભામાંથી કાઢી મુકાવ્યો પણ મિદ્દલસેક્સના હક્કદાર રહેવાસીઓએ તેને તુરત ફરીને તે જગાએ નીમ્યો. કામન્સે ઠરાવ કર્યો કે કાઢી મૂકેલા મુખત્યારને તેની તેજ પાર્લમેંટમાં પાછો નીમાય નહિ માટે બીજાને ઠરાવવો જોઇએ. લોકે તેને વળી પાછો નીમ્યો અને કામન્સે તેમની નિમનુક રદ્દ કરાવી. ફરીને નિમનુક થઇ તેમાં વિલ્કસની તરફ વધારે લોક હતા અને કર્નલ લત્રેલની તરફ ઓછા મત પડ્યા તોપણ કામન્સે એ પાછલાને ખરો મુખત્યાર ગણ્યો. કામન્સમાં આ ઠરાવો પ્રધાનોના પક્ષકાર વધારે હોવાથી થયા.

એમ એ અયોગ્ય માણસને છુંદવાના પ્રયત્નમાં આખા દેશના હક્કદાર લોક જોડે કારભારીઓને વાંધો પડ્યો. સરકાર અને રૈયત વચ્ચે અણબનાવ થયાથી અમેરિકાના સંસ્થાનિકોને ઉત્તેજન મળ્યું. અમેરિ-

કનોને રાજી રાખવાનો અભિપ્રાય.પ્રધાન ટોળીમાંના ગ્રાફ્ટનના ડ્યુકનો હતો. તેણે રાજીનામું આપ્યું, અને મિડ્લસેક્સના લોકની સામા ન થવું એવું મત અર્લ કેમ્પડનનું હતું. તેણે ચાકરી છોડી તેથી હવે લાર્ડ નાર્થ મુખ્ય વજીર થયો, (૧૭૭૦). અમેરિકાના સંસ્થાનોનાં બંદરોમાં જે માલ ઉતરે તે ઉપર જકાત ઠરાવ્યાથી ત્યાંનો ટંટો જારી રહ્યો, અને ફાકલાંડ દ્વીપો સંબંધી સ્પેન જોડે કાંઇ વાંધો હતો તેનો નિવેડો સ્પેનના લાભમાં થવા દીધો; તેથી લાર્ડ નાર્થના સામાવાળીઆને તેના ઉપર હુમલો કરવાને લાગ ફાવ્યો.

ઈંગ્લાંડમાં નવાઇ જેવું એ હતું કે આટલી બધી પ્રજાની સ્વાધીનતા છતાં પાર્લીમેન્ટમાં જે થાય તે ગુપ્ત રાખવામાં આવતું. લોકના હકોનું જેઓ રક્ષણ કરનારા હતા તેઓજ તેમને અંધારામાં રાખવાનો પ્રયત્ન કરતા હતા. પાર્લામેંટમાં ભાષણો અને વાદવિવાદ થતા તે કોઇની તાકાત નહિ કે છાપી પ્રગટ કરે. આ જૂલમની સામે થવાની વખાણવા જોગ હામ કેટલાક સ્વદેશાભિમાની છાપખાનાંવાળાઓએ કરી, અને લંડન શહેરમાં હિમ્મતવાન માજીસ્ત્રેટોએ તેને ટેકો આપ્યો. કામન્સની સભામાંનો હેવાલ છપાઇ પ્રસિદ્ધ થયાથી તે છાપનાર અને પ્રસિદ્ધ કરનારને પરહેજ કરવાનો તે સભાએ હુકમ કર્યો. ક્રાસ્બી, ઓલિવર અને વિલ્કસ એ ત્રણ જણ લંડનના માજીસ્ટ્રેટ (લોકના ઠરાવેલા) હતા. તેમણે એ હુકમને અમલમાં આવવા દીધો નહિ તેથી એમને કામન્સે પોતાની હજુરમાં બોલાવ્યાથી વિલ્કસે હાજર થવાની ના પાડી પણ બાકીના સભાની રૂબરૂ આવ્યાથી તેમને પકડી ટાવરઘઢમાં કેદ કર્યા. વિલ્કસે જવાબ આપ્યો કે મુખત્યાર દાખલ મને સભામાં બેસવા દો તો હાજર થાઉં. તેને હાજર થવાનો જે દહાડો ઠરાવ્યો હતો તે દિવસે સભાનું મળવું મુલતવી રાખી કામન્સે આંખ આડા કાન કરી પોતાની હઠ છોડી દીધી. એ દિવસથી એ સભાનો તમામ હેવાલ વર્તમાનપત્રોમાં પ્રગટ થાયછે.

# ખંડ ૬ ઠ્ઠો.

## ઉત્તર અમેરિકાના ઈંગ્રેજી સંસ્થાનો, તેમનો બળવો અને તેઓનું સ્વતંત્ર થવું.

ચાહા ભરીને કેટલાંક ઝાઝ બોસ્ટન બંદરમાં ગયાં. જકાતનો દર અને માલનો ભાવ હલકો હતો તે ઉપરથી લાર્ડ નાર્થે ધાર્યું કે અમેરિકનો વાંધો ઉઠાવશે નહિ; પણ વહાણો બંદરમાં આવી ઉભાં ત્યારે શહેરના માણસો રાત્રે તેઓ ઉપર ચઢી ગયાં, અને બધો માલ દરિઆમાં નાખી દીધો. આ અને બીજાં એવાં બંડના કર્મોના સમાચાર ઈંગ્લાંડમાં આવ્યાથી પ્રજાને ગુસ્સો ચઢયો. બોસ્ટનનું બંદર બંધ કરવાનો તથા માસ્સાચુસેત સંસ્થાનની સ્વાધિનતા રદ્દ કરવાના ઠરાવ પાર્લામેંટે કર્યા. એવું ધારવામાં આવ્યું હતું કે આ સજાથી બીજાં સંસ્થાનો ડરશે, પણ તેમ થયું નહિ. તે સઘળાએ એક્ય કર્યો. જે દિવસથી એ ઠરાવ અમલમાંઆવવાનો હતો તે દિવસ (તા. ૧ લી જુન ૧૭૭૪) અપવાસ અને ઈશ્વર પ્રાર્થના કરવાનો બંદોબસ્ત સંસ્થાનોમાં થયો, અને પાર્લામેંટના ઠરાવના કાગળોને કાળી પટીના હાંસીઆ ચોઢી ગામેગામ ફેરવ્યા. એમ બધા દેશમાં હોહા અને જાગરૂતી થઈ. પોતાના મુખત્યાર પાર્લામેંટમાં હોય તોજ પાર્લામેંટ સંસ્થાનો ઉપર વેરો નાંખી શકે અને એ વાત કબૂલ ન કરે તો યુદ્ધ કરવાનો દૃઢ નિશ્ચય તેમણે કર્યો, તોપણ લઢયા વિના સ્વાધીનતા રહે તો સારૂ એવી તેમની મરજી હતી. ઈંગ્લાંડની સરકારને અને ઈંગ્લાંડના લોકને તેમણે યોગ્ય નમનતાઇ પૂર્વક અરજીઓ કરી. પણ ઈંગ્રેજી રાજા, પ્રધાનો, અને લોકના વધારે ભાગનો અભિપ્રાય એવો હતો કે સંસ્થાનિકોની તકરાર જુઠી છે, તેઓ ઈંગ્લાંડનું વગર કારણે અપમાન કરેછે અને સજાને પાત્ર છે, તેથી સલાહ સંપથી પત્યું નહિ. ઈંગ્રેજો કહેવા લાગ્યા કે રાજ્યથી જે રક્ષણ વગેરે લાભ થાયછે તે સઘળા લાભ સંસ્થાનિકો ભોગવે છે માટે તેમણે રાજ્યના ખરચમાં પણ હિસ્સો આપવો જોઇએ. આ દલીલ વાજબી હતી, પરંતુ તેનો ઉત્તર અમેરિકનોએ આપ્યો તે ગેરવાજબી ન હતો. છોકરાં બાળક હોય ત્યાં સુધી તેઓને સ્વતંત્રતા હોય નહિ પણ જ્યારે તેઓ ઉમરે પહોચે અને પોતાનું કામ ચલાવી શકે ત્યારે તેમને સ્વા-

ધીનતા મળવી જોઇએ. અમેરિકનો પોતાનું કામ ચલાવી શકે તો તેઓ ઈંગ્લાંડના દાસત્વમાં શા માટે રહે? હાલ હિંદુસ્તાનનાં બાળક છોકરાં જેવાં હોઇ પોતાના દેશનું રાજકાજ કરી શકતાં નથી તો ઇંગ્રેજ સરકારને તાબે રહે એ ઠીક છે, પણ અમેરિકનો ઈંગ્લાંડના ઇંગ્રેજો જેવા એ કામમાં યોગ્ય હતા માટે તેમના જેટલા હક્ક માગતા હતા.

સને ૧૭૭૫ માં નવી પાર્લામેંટ મળી તેણે અમેરિકનોની માગણી સ્વિકારી નહિ. તેમની તરફથી લાર્ડ ચાથમ વગેરેએ સમાધાનીની દરખાસ્ત કરી તે મંજૂર રાખી નહિ તેથી શાંતિના મિત્રોની આશા ભંગ થઇ. લંડન શહેરના વેપારીઓને એ ઝઘડાથી નુકસાન હતું તેથી શહેરના મહાજને વિગ્રહ નહિ કરવાની અરજ કરી પણ તે સરકારે માની નહિ. વિધ પક્ષ પણ એ વિરોધની વિરૂદ્ધ હતો. પરંતુ આ સમે કુલ રાજકારભાર ટોરી પક્ષને હાથ હતો અને પાર્લામેંટમાં ટોરીનું જોર જાસ્તી હતું, તેથી હવે યુદ્ધની તૈયારી બંને દેશોમાં થવા લાગી.

સને ૧૭૭૫ માં કેટલાંક સંસ્થાનોએ યુનાઇટેડ કાલોનીસ (એકત્ર થયેલાં સંસ્થાનો) એવું નામ ધારણ કર્યું, અને બધાનું કામ ચલાવવાને દરેક નીમેલા મુખત્યારોની "કાંગ્રેસ" નામે સભા ઠરાવી. દરેક સંસ્થાને પોતપોતાનાં લશ્કર તૈયાર કરવા માંડયાં. ફિલાડેલ્ફિઆમાં અને વર્જીનિયામાં દારૂગોળી, બંદુકો, તોપો અને હથિયારો બનાવવાનાં કારખાનાં કાઢયાં. દ્રવ્યની તંગી ન પડે માટે સર્વેના મતથી કાગળના નાણાનું ચલણ કર્યું.

માસ્સાચુસેત અખાતના કાંઠાના પ્રાંતોના ગવર્નરને નામે જનરલ ગેજે પાદશાહી અધિકારને ઝટ આધાર આપ્યો. લેકિસંગટન કસબાના લોકની ફોજને વિખરાઇ જવાનો હુકમ આપ્યો. તે માનવામાં નહિ આવ્યાથી તેણે સરકારથી તેના ઉપર હુમલો કર્યો. એમ આ પ્રકૃતિક્ષોભનો આરંભ થયો, અને બાપ દીકરાની પહેલી લઢાઇ એ ઠેકાણે થઈ. લોહી વહ્યું; બંડખોર સંસ્થાનિકોના લશ્કરી સામાનનો કેટલોક સંગ્રહ કાંકોર્ડ નામે સ્થળમાં છે એવા સમાચાર મળવાથી તે ગવર્નરે તેનો નાશ કરવાને ફોજ મોકલી. એ ફોજ પોતાનું કામ બજાવી પાછી બોસ્તન આવતી હતી તે-

વામાં બળવાખોરોએ તેના ઉપર ધસારો કરી તેમાંના ૨૩૭ સિપાઇઓને મારી પાડ્યા. બંડખોરોમાંના માત્ર ૫૦ મુવા અને ૩૮ જખમી થયા. આ ફતેહ મેળવ્યા પછી ટિકોંડરાગો અને ક્રાઉન પોઈંટ નામે બે કિલ્લાઓ ઉપર ઓચિંતો છાપો માર્યો. એ ધઢોમાંથી તેમને ૧૦૦ તોપો તથા બીજી યુદ્ધની સામગ્રી મળી. તેઓની કોંગ્રેસે ૨૦૦૦૦ જોદ્ધાની સેના ભેગી કરી જ્યોર્જ વાશિંગ્ટન નામે બુદ્ધિવાન સ્વદેશ હિતેચ્છુને તેની સરદારી સોંપી. એ સેનાએ બોસ્તન નગરને ઘેર્યું. આ વર્તમાન ઇંગ્લાંડમાં પહોંચ્યાથી, પ્રધાનોએ કુમક મોકલી, પણ તેથી બંડખોરો જરાએ ડર્યા નહિ.

જય મળ્યા છતાં હજી અમેરિકનોએ પરાધિનપણામાંથી છૂટી સ્વતંત્ર થવાનો ઠરાવ કર્યો ન હતો. કોંગ્રેસ સભાએ નમનતાઈ ભરેલી અરજી ત્રીજા જ્યોર્જ રાજાને કરી. તેમાં બીજા ઇંગ્રેજોના જેવા હક માત્ર માગ્યા, રાજ્યથી જુદા પડી જવાનો વિચાર જણાવ્યો નથી. એ અરજીમાં કજીઓ માંડી વાળવાને આતુરતાથી વિનંતી કરી હતી. એ અરજી લઇ આવનાર સભાના વકીલે કારભારીઓને સાફ કહ્યું કે અમારી વિનતી સ્વિકારશો નહિ તો પરરાજ્યો જોડે મદદના કરાર કરીશું, ને તે કર્યા કેડે રદ્દ કરવા મુસ્કેલ પડશે, બહુ તાણશો તો આપણો સંબંધ તૂટી જશે અને ફરી સંધાશે નહિ. ઇંગ્લાંડમાં રાજા પ્રજા બેહુ મમતે ચઢ્યા હતા તેથી અરજ કબૂલ ન કરતાં બંડખોર સંસ્થાનો જોડે વેપાર કરવાની બંધી કરી, અને તેઓના વહાણોને શત્રુના વહાણ ગણવાનો ઠરાવ કર્યો.

ભાઇબાપાથી પતવાનો સંભવ રહ્યો નહિ અને કેવળ યુદ્ધના પરિણામ ઉપર આધાર રહ્યો. એમ નિશ્ચય જણાવાથી જે સંસ્થાનો એ બંડમાં સામિલ નહોતાં થયાં તે જીતવાને કોંગ્રેસે લશ્કર મોકલ્યું. કાનડા પ્રાંત રાજાને તાબે રહ્યો હતો, તેને વશ કરવાને મોંટગોમરી અને આર્નોલ્ડ એ બે નાયકોને મોકલ્યા. એમણે જઇ કવેબેક નગરને ઘેરો ઘાલ્યો પણ જય પામ્યા નહિ. પહેલો રણમાં પડ્યો, અને બીજાને પાછા વળવું પડ્યું. વર્જીનિયા અને કારોલેના પ્રાંતના બ્રિટિશ ગવર્નરોને ઇંગ્લાંદ નાસી જવું પડ્યું. જનરલ પેજને નોકરી પરથી દૂર કરી તેની જગાએ જનરલ હાઉવને નિમ્યો. એને બોસ્ટન બંદરમાંથી નીકળી નોવાસ્કોશિયાના હાલી-

ફ્રાકસ શહેરમાં જવું પડયું, તેથી બોસ્ટન બંદર જનરલ વોશિંગટનને હાથ આવ્યું. પરદેશી ઇજીનિઅરોની સાહ્યતાથી તેણે એ શહેરના કોટ કિલ્લા મજબૂત કરી તેને નિર્ભય કર્યું. બંડ ઉઠાવનારા લોકને વશ કરવાને ઇંગ્લાંદની સરકારે જર્મન પલટણો ભાડે મંગાવી ત્યારે કોંગ્રેસે જાહેરનામાં કર્યાં કે આજથી એકત્ર થયેલાં તેર સંસ્થાનો બ્રિટિશ રાજ્યથી જુદા પડી સ્વતંત્ર થયાં છે. તારીખ ૪ થી જુલાઇ ૧૭૭૬.

આ નામાંકિત, આ પ્રતાપી જાહેરનામું પ્રસિદ્ધ કર્યું તેવારે કોંગ્રેસનું કૌવત ઇંગ્રેજના બળને મુકાબલે થોડુંજ હતું. એના લશ્કરના સિપાઇ અને નાયકો હજી શીખાઉ હતા; એની કને નાણાં અને નૌકાસેના નહોતી, અને કુમક કરવાને બીજા રાજા ઉભા થયા નહોતા. ઇંગ્રેજો એ વેળા ઘણા દમપર હતા અને ન્યુયોર્ક જીતવાની તૈયારી કરતા હતા. હમણાં તો કાંગ્રેસનો આધાર એ સંસ્થાનોના લોકની હીમત અને જુસ્સા ઉપર તથા તેઓનો સંપ, સ્વતંત્રનો પ્રેમ અને મોટા થવાને માટે હાલ તુરત દુઃખ સહન કરવાની શક્તિ અને લઢવાની દૃઢ મરજી ઉપર હતો. પરાધિન રહેવા કરતાં મરવું સારૂં, જીતવું કે મરવું એવો તેઓનો દૃઢ નિશ્ચય હતો. પોતાનાં બઇરાં છોકરાંનું જે થનાર હોય તે થાય એવું વિચારી દેશના ઘણાખરા માણસો પરાક્રમ કરવાને આગળ પડયા. મુકાબલે થોડા આદમી રાજાની તરફ હતા પણ તેઓની તેમણે દરકાર કરી નહિ. ઇંગ્લાંદની સમૃદ્ધિ, વેપાર અને કીર્ત્તિથી યૂરોપની કેટલીક પ્રજાઓ દાઝે બળતી હતી, તેઓની મદદની આશા અમેરિકનોને હતી; પણ તે તો અમેરિકનોમાં પાણી જોય ત્યારપછી વારે ચઢે, હાલ એકદમ આસરો આપે નહિ.

ઇંગ્રેજોનો જય ઉપરાચાપરી થવા લાગ્યો. અમેરિકન સરદારનો વાનજર્સી પ્રાંત ઇંગ્રેજી ફોજને કબજે થયો, અને કાંગ્રેસને મેરિલાંદમાં નાસી જવું પડયું. આ વિજયો ઇંગ્રેજી સરદાર હાઉવે કર્યા. એથી તે ફુલાઇ જઇ ગફલતમાં પડયો, અને તે શત્રુને તુચ્છ ગણવા લાગ્યો. અમેરિકનો હારથી નાઉમેદ થતા નહિ અને ગભરાતા નહિ. એક ઠેકાણેથી જવું પડે તો, બીજે ઠેકાણે જઇ હીમતથી ઉભા રહે; એક ફોજ હારે તો

બીજી તૈયાર કરે; ઇંગ્રેજી નાયકો કરતાં તેમના નાયકોને દેશની ભૂગોળનું જ્ઞાન વધારે હતું; જનરલ હાઉવના લક્ષમાં અમેરિકન સેનાપતિ વાશિંગ્ટનની બુદ્ધિ ચતુરાઇ અને જાગરૂતી આવ્યા નહતા તેથી તેને ભારે ખુવારી થોડા વખતમાં થઇ. ફતેહ ઉપર ફતેહ કર્યા પછી શિયાળો બેસતાં તેણે પોતાના લશ્કરને જુદી જુદી છાવણીઓમાં મુકામ કરવાની આજ્ઞા આપી. આ છાવણીઓ એકએકથી ઘણી વેગળી હોવાથી તેમાંની એકેએક ઉપર તૂટી પડવાનો વાશિંગ્ટનને સારો લાગ ફાવ્યો. ઇંગ્રેજી ફોજ ઘણી વિખરાતી રાખવામાંથી માઠાં ફળ થશે એમ હાઉવના ધ્યાનમાં આવ્યું નહતું. ટ્રેન્ટનની છાવણી ઉપર તેણે ઓચિંતો હુમલો કર્યો અને યશ પામ્યો, તેમજ પ્રીન્સટાઉનમાંથી ઇંગ્રેજી ફોજ હાંકી કાઢી ન્યુજર્સીનો કબજો કર્યો.

હાઉવ સાહેબની આરંભની ફતેહોની ખબર થયાથી ઈંગ્લાંદની સરકારને ઘણો હરખ થયો. તેમણે જનરલ બર્ગોઇનની સરદારી નીચે બીજું લશ્કર કાનડાની વાટે ઉત્તર સંસ્થાનોમાં મોકલ્યું અને હુકમ કર્યો કે હાઉવ દક્ષિણમાંથી જીત કરતો ઉત્તર ભણી આવે અને બર્ગોઇન તેને જઇ મળે એટલે બધાં બંડખોર સંસ્થાનો જીતાશે, (સને ૧૭૭૭). આ યોજના પાર પડે એવું આરંભમાં જણાયું; સર વિલિઅમ હાઉવ અને વાશિંગ્ટન વચ્ચે બ્રાન્ડિવૈન આગળ સંગ્રામ થયો, તેમાં વાશિંગ્ટન પરાજય પામ્યો અને ફિલાડેલ્ફીઆ નગર હાઉવને તાબે થયું. જ્યાર્જટાઉન જીતવાની અમેરિકન સેનાએ કોશિપ કરી તે અફળ ગઇ. પેલી તરફ બર્ગોઇન ટિકોન્ડરગો ઘડ જીતીને દક્ષિણ ભણી કુચ કરવા માંડી. તેને વાટમાં અણધારી અડચણો નડી, મૂલક વિકટ હતો અને દુશ્મન જાગરૂત હતા તેથી ડગલે ડગલે હરકત થઇ. વળી તેની મદદે જે આવવાના હતા તેઓ દેશ લૂટવામાં અને ઉજાડ કરવામાં પડયાથી વેળાસર આવી પહોંચ્યા નહિ, સારાગોટા આગળ તે આવ્યા એટલે ગેટ્સ અને આર્નોલ્ડ નામે બે અમેરિકન સરદારના લશ્કરોએ તેને ઘેરી લીધો. પોતાની છાવણીની આસપાસ મોરચા કરી બર્ગોઇને પોતાની ફોજનું રક્ષણ કરવાનો પ્રયત્ન કર્યો. તેણે અને તેની ફોજે દક્ષિણ તરફના લશ્કરની વાટ જોઇ બહાદુરીથી યુદ્ધ કર્યું, ઇસોપસ નામે કસબો બાળી નાંખવામાં તેના મિત્રો રોકાયા હતા, તેવામાં તેને અમેરિકનોએ છાવણીમાંથી ધકેલીને બહાર કાઢયો અને

૫૭૫૨ સિપાઇની આખી ફોજ સાથે શરણે આવવાની જરૂર પાડી.

એમ એ વરસનો (૧૭૭૮)નો આરંભ વિજયથી થયો છતાં તેને અંતે એવી દુર્દશા થઇ તોપણ બ્રિટિશ સરકાર અને પ્રજાની છેવટે જય થવાની આશા કમી થઇ નહિ. તોપણ અમેરિકનોને રાજી કરવાના ધારા પાર્લમેંટે મંજૂર કર્યા. એ સમાચાર અમેરિકામાં ગયાની પૂર્વે ફ્રાંસના દરબારે બળવાખોરોની સ્વતંત્રતા સ્વીકારી અને તેઓની જોડે દોસ્તીના કોલકરાર કર્યા. પ્રધાન ટોળીના સામાવાળીઆ કહેવા લાગ્યા કે બંડખોર સંસ્થાનોનું સ્વતંત્રપણું માનવું એજ સલાહ કરવાનો ઇલાજ છે. તેમ નહિ કરવાના મતના સભાસદોની સંખ્યા પાર્લામેંટમાં વધારી હતી. લાર્ડ ચાથમે મરતાં મરતાં યુદ્ધ જારી રાખી રાજ્યની આબરૂ રાખવાનો અભિપ્રાય આપ્યો, અને ફ્રાંસની ચાલથી બંને પક્ષોને અને સઘળા લોકને એટલું ખોટું લાગ્યું કે તેની જોડે વિરોધ કરવાના જાહેરનામાં તુરત કરવામાં આવ્યાં. ફ્રાંસ અને ઇંગ્લાંડનાં નૌકાસેનો એ બે દેશોની વચ્ચેના દરિઆમાં વઢયાં પણ તેથી કોઇની હારજીત થઇ નહિ.

હાઉવની જગાએ સર હેન્રિ ક્લિન્ટનને મોકલ્યો, તેણે બ્રિટિશ ફોજને સહિસલામત ન્યુયોર્કમાં પાછી આણીને અમેરિકનો તેની પાછળ પડ્યા હતા તેઓને મારી હઠાવ્યા. અમેરિકનોના બીજા પ્રયત્નોમાં પણ તેઓ ફાવ્યા નહિ તેથી સલાહ કરવાનાં કહેણ ઇંગ્લાંડે મોકલ્યાં. તેમનું સ્વતંત્રપણું કબુલ કરવું એ તહનામાની પહેલી કલમ હોય તોજ સંધિ કરવાની વાત કરવી એવી અમેરિકનોની હઠ જણાયાથી એ સલાહ કરવાના વિચાર હાલ બંધ રહ્યા, અને ઝઘડો ધમધોકાર ચાલુ રહ્યો. અમેરિકનોને ફ્રેંચની મદદથી ખૂબ ટેકો મળ્યો. પોતાનું રાજકાજ ચલાવવામાં તેઓ ખબરદાર નીકળ્યા; લશ્કરો રાખી લઢાઇનો વહીવટ કરી શકયા; એથી યૂરોપના રાજદરબારોમાં તેમના એલચીઓને માન મળ્યું, અને તેઓ સ્વતંત્ર થવાને યોગ્ય છે એવું સ્પષ્ટ જણાયું. નવું રાજ્ય ઉભું કરવાને અને તે ચલાવવાને જે ગુણો જોઇએ તે તેઓમાં પૂરા માલમ પડ્યા. તેઓના નવા રાજ્યનો પાયો પાકો થયો. આ નવાઇનો ઝઘડો જોઇ યૂરોપના લોક અચંબો પામતા હતા.

આ વેળા આસ્ત્રિઆના મહારાજા જોસફે બવેરિયાનો કબજો લે- વાની કોશીશ કરી તેથી યૂરોપમાં લડાઇ જાગવાનો સંભવ થયો, પણ પ્રુશિઆનો રાજા મોટા સૈન્ય સહિત વચમાં પડયો. રૂશિઆની મહારાણી કાથેરૈને વાંધો લીધો અને ફ્રાન્સે સહાય કરવાની ના કહી તેથી શીકાર છોડી દેવાની જોસફને ફરજ પડી, (૧૭૭૯).

સ્પેનના રાજાએ પણ અમેરિકાનો પક્ષ કર્યો. વાશિંગટને શત્રુ ઉપર હલ્લાં કરવાનું બંધ રાખી તેઓના હુમલાથી સ્વદેશનું રક્ષણ કરવાની એ- વી યુક્તિ કરી અને સાવચેતી રાખી કે રણસંગ્રામમાં પરાભવ થયાથી નુકસાન થાય તે કરતાં એની તદબીરથી ઇંગ્રેજોને વધારે હાનિ થઇ. જ્યોર્જિઆ પ્રાંત ઇંગ્રેજને હાથ આવ્યો અને કારોલૈનામાં પણ તેઓ ઘુ- સ્યા; તથાપિ વૈસ્તઇંડિસના કેટલાક ઇંગ્રેજના ટાપુઓ ફ્રેંચે જીત્યા, અને સ્પેનની નૈકાસેનાએ પ્લિમથ બંદરનું અપમાન કરી ઇંગ્રેજનું કેટલાક વ- ખત સુધી માન ભંગ કર્યું.

બહાર એવી માઠી અવસ્થા થઇ તેની જોડે લંડન શહેરમાં મોટો બખેડો ઉઠયો. કાથોલિક પંથવાળાની વિરૂદ્ધ કેટલાક ગેરવાજબી અને જુલમી કાયદા હતા તે પાર્લામેંટે રદ્દ કર્યા તે માટે કોઇ મૂર્ખ પ્રોટેસ્ટંટોએ નીચ વર્ગના લોકોને ઉશ્કેરી ફીતુર મચાવ્યું, નવા ધારા રદ્દ કરી જુના બહાલ કરાવવાને પચાસ હજાર મસ્તીખોર લોકનું ટોળું પાર્લામેંટને બારણે આવ્યું. તેમણે કેટલાક કાથોલિક દેવળો તોડયાં અને બાળ્યાં, દુકાનો વગેરેમાં જ્યાં લાગ ફાવ્યો ત્યાં લૂટફાટ કરી, કેદખાના તોડી નાંખી બંધીવાનોને છૂટા કર્યા. એમ થોડાક દિવસ ચાલ્યું. ત્યાર પછી લસ્કરે આવી બંદુકો ચલાવી તેમને નસાડયા અને તેઓના આગેવાનોને સરકારે ફાંસીની સજા કરી. સિપાઇઓની ગોળીઓથી પણ સૈંકડોનાં મરણ થયાં અને ઘણાક ઘા- યલ થયા.

અમેરિકામાં ચાર્લેસ્ટન શહેર ઇંગ્રેજી જનરલ કિલન્ટને જીત્યું, અને તેની ફોજની ત્રણ ટૂકડીએ કારોલૈના પ્રાંતમાં કુચ કરી. એમાંની એકે કેમ્પ્ડન આગળ અમેરિકન ફોજને હરાવી. અમેરિકનોને માથે એક બીજું ચક્ર આવી પડયું પણ તેના સપાટામાંથી તેઓ બચી ગયા. તેમનો વિ-

ખાસુ સરદાર આર્નોલ્ડ ફૂટયો. તેના તાબાની ફોજ અને કિલ્લા ઇંગ્રેજને આપી દેવાનો બંદોબસ્ત ચાલતો હતો તેવામાં તેની વાત પકડાઇ ગઈ, અને તે મુશ્કેલીથી નાસી છૂટયો. તેની જોડે મસલત કરવા આવેલા ઇંગ્રેજ અમલદારને અમેરિકનોએ ફાંસી દીધી.

એડમિરલ જયાર્જ રોડનીએ દરિઆ ઉપર કેટલીક ફતેહ મેળવી ને ઈંગ્લાંદની આબરૂ રાખી. રૂશિઆ, સ્વીદન, દેન્માર્કના રાજ્યોએ ઠરાવ કર્યો કે બંડખોર અમેરિકનોના જે બંદરોને ઇંગ્રેજી નૌકાસેને ખરેખરાં ઘેર્યાં ન હોય તેમાં વેપાર કરવાને તે દેશના વેપારીઓને છૂટ આપવી, માત્ર શસ્ત્રો તથા દારૂ ગોળા વગેરે યુદ્ધની સામગ્રી નહિ લઇ જવી. હોલાંડ દેશ એ ઠરાવમાં સામિલ થયો, અને ત્યારપછી વિયેના, બર્લીન, નેપલ્સ, વેનિસ અને પોર્તુગાલના રાજ્યોએ પણ તેમ કર્યું.

વલંદાની સરકારે પણ અમેરિકનોને કુમક કરવાના કરાર કર્યા એવી ખચીત ખબર પડતાં ઈંગ્લાંદની સરકારે તેની જોડે યુદ્ધનો ઢંઢેરો ફેરવ્યો. દક્ષિણ અમેરિકામાં વલંદા લોકોનાં કેટલાંક સંસ્થાન ઇંગ્રેજી લશ્કરે જીતી લીધાં, એ ઉપરાંત વળી એક બીજી આફત બંડખોરો ઉપર આ વેળા પડી. ફ્રાન્સના હુમલાથી હોલાંડનો બચાવ કરવાને નેધર્લૉડની સરહદ ઉપર કેટલાંક શહેરો અને કિલ્લા કોટ કર્યા હતા તે આ વખતે જર્મનિના શહેનશાહે તોડી નંખાવ્યા, (ઇ. સ. ૧૭૮૧). વલંદાના એક નૌકાસૈન્યે ઇંગ્રેજી નૌકાસૈન્યને હરાવ્યું. અમેરિકાના કાઉંટ ડી ગ્રાસ્પ નામે નૌકાધિપતિનું બળ વિશેષ હોવાથી તેની સામે મોકલેલાં ઇંગ્રેજી નૌકાસૈન્યને બેસી રહેવું પડયું. ફ્રેંચ સરદારે સંગ્રામ ન કરતાં જનરલ વાસિંગ્ટનની મદદે જવાનું વધારે પસંદ કર્યું. લોર્ડ કાર્નવાલિસના લશ્કરે વર્જીનિયા અને કારોલાનિયામાં ફતેહ મેળવી તેથી ઈંગ્લાંડના લોકોને હીમત આવી. અમેરિકનો થોડાક ઉદાસ થયા. ન્યુયાર્કપર જવાનો ઇરાદો કરેછે એવા ભૂલાવામાં ઇંગ્રેજોને નાખી વાસિંગ્ટને ફ્રેંચ નૌકાસેનાની મદદથી દક્ષિણમાં રહેલાં ઇંગ્રેજી લશ્કરપર સ્વારી કરી. ન્યુયાર્કનો બચાવ કરવાની આતુરતાને લીધે સર હેન્રિ ક્લિન્ટને અર્લ કાર્નવાલિસને કુમક મોકલી નહિ તેથી અમેરિકન અને ફ્રેંચની ભેગી થએલી ફોજની સામે કાર્નવાલિસથી થવાયું નહિ. તે ઉમરાવે બન્યો તેટલો બચાવ કર્યો તોપણ શરણે આવવાની જરૂર પડી. એ પ્રમાણે

અત્યાર સુધીમાં બે ઇંગ્રેજી સેનાને તાબે થવું પડ્યું. એ સમાચાર ઈંગ્લાંદમાં પહોંચ્યાથી લોકો નાઉમેદ થયા, અને વિચારવા લાગ્યા કે વિરોધ જારી રાખવાથી કંઈ ફળ થવાનું નથી (ઇ. સ ૧૭૮૨). રાજાના વજીરોની ઇચ્છા તો વિગ્રહ જારી રાખવાની હતી, પરંતુ પાર્લામેંટમાં તેમની તરફમાં એ બાબતમાં બહુ મત પડ્યા નહિ તેથી તેમણે રાજીનામાં આપ્યાં. માર્કિવસ રાકિંગ્હામ અને મી. ફાક્સ નવા પ્રધાન થયા અને તેમણે સલાહ કરવાની તજવીજ કરી તોપણ લઢાઇનું કામ ધીમું પાડ્યું નહિ. એમની ટોળી ઝાઝીવાર કારભારપર રહી નહિ. રાકિંગ્હામનું મરણ થવાથી મુખ્ય પ્રધાનની જગ્યા અર્લસેલ્બર્નને હાથ આવી. એ નવા પ્રધાનના હાથમાં કારભાર આવ્યાની અગાઉ આડમીરલ રોડનેના નૈકાસૈન્યે કાઉંટ ડી ગ્રાસ્પની નૈકાસૈન્યનો પરાભવ કર્યો. જીબ્રાલ્ટર જીતી લેવાને ફ્રાંસ અને સ્પેનનાં જબરાં લશ્કરો મંડ્યાં હતાં, તેઓનો ઇલિયટે પરાજય કર્યો. હિંદુસ્તાનમાં સર આયરકુટના લશ્કરે હૈદરઅલી અને ફ્રેંચનાં લશ્કરોને હરાવ્યાં. વલંદાના સઘળાં સંસ્થાનો ઇંગ્રેજોને હાથ આવ્યાં. ટીપુ સાહેબ અને ફ્રેંચના એક લશ્કરને એક ઇંગ્રેજી લશ્કરે હરાવ્યું. હિંદુસ્તાનના સમુદ્રોમાં ફ્રેંચ અને ઇંગ્રેજનું જોર લગભગ સમતોલ હતું. ટીપુએ આ વખત ઇંગ્રેજોને નમાવ્યા તેથી તેમની કીર્ત્તિ એશિઆમાં ઓછી થઇ.

પાર્લામેંટમાં અર્લસેલ્બર્નની તરફ વધારે માણસ નહિ હોવાથી રાજકારભાર લોર્ડ નોર્થ અને ફોક્સ સાહેબને હાથ આવ્યો. એ પુરૂષો સામસામા પક્ષના હતા તોપણ આ વખતે મળી ગયા. અમેરિકાનાં સંસ્થાનોનું સ્વતંત્રપણું સ્વીકાર્યું તેથી સલાહ થવામાં ઝાઝી હરકત રહી નહિ, (૩૦ નવેમ્બર, ૧૭૮૨). તહનામું વર્સેલ્સમાં થયું. ફ્રાંસ અને સ્પેન જોડે પણ સલાહ થઇ અને થોડાક વખત પછી હોલાંડ જોડેનો ટંટો પણ પત્યો.

આ વિગ્રહથી ઉત્તર અમેરિકામાંના કેટલાંક ઇંગ્રેજી સંસ્થાનો એકત્ર થઇ ઈંગ્લાંડના રાજ્યથી સ્વતંત્ર થયાં. હાલ તેઓ યુનાઇટેડ સ્ટેટ્સ કહેવાય છે. એમનો બહોળો વેપાર અને યૂરોપના રાજ્યોને લશ્કર વગેરે કેટલોક હમેશનો ખરચ થાયછે તે એ નવા રાજ્યોમાં નહિ પડવાથી ત્યાંનાં લોક ઉતાવળે ઘણા આબાદ થયા. થોડા વખતમાં તેઓ ઘણા ધનવાન

અને બળવાન થઇ પડ્યા. વસ્તી વગરની પુષ્કળ રસાળ જમીન એમના કબજામાં આવ્યાથી યૂરોપના અનેક દેશોથી ઘણાક માણસો ત્યાં જઇને વસ્યા, આરંભમાં અમેરિકનો પાસે વેપારનું ભંડોળ જોઇએ તેટલું નહિ હોવાથી ત્યાંના વેપારીઓને ઉછીના નાણા લેવાની અથવા ઉધાર ધંધો કરવાની જરૂર પડી. એ મદદ તેમને બીજા દેશો કરતાં ઇંગ્લાંડથી વધારે મળી માટે બીજા દેશો કરતાં તેમની અને ઇંગ્લાંડની વચ્ચે વધારે વેપાર ચાલ્યો. બંડ થયાથી એ સંસ્થાનો તાબામાંથી જતાં રહ્યાં. તેથી જે નુકસાન થયું તે કરતાં એ વેપારથી ઈંગ્લાંડની પ્રજાને વધારે નફો થયો. હોલાંડનો વેપાર આ વખતે પડી ભાંગ્યો ને ઇંગ્રેજોને હાથ આવ્યો. કાનેદા અને નોવાસ્કોશીઆ એ બે સંસ્થાનો ઈંગ્લાંદને હસ્તે રહ્યાં. અમેરિકાનાં બીજાં સ્વતંત્ર સંસ્થાનોને વેપારથી જે લાભ થયો તે તેમને પણ થયો. વેસ્ટઇંડીયાદ્વીપોને વેપાર સંબંધી જે અઘટીત બંધનો હતાં તે તોડી નાખવાથી તેઓમાં પણ ઘણો સુધારો થયો. દરિઆનાં તોફાન આ વખતે કેટલાંક થયાં તેથી એ બેટોમાં રાખેલા હબસી ગુલામોએ ફીતુર કર્યાં તેથી ત્યાંના વેપારમાં કેટલાક વખત સૂધી ખલેલ પહોંચી.

# ખંડ ૪ થો.

## હિંદુસ્તાનમાં બ્રિટિશ રાજ્ય.

દિલ્લીના મુગલાઇ રાજનું તૂટવું અને મરાઠાઓનું પ્રબળ થવું વર્ણ-વવામાં આવ્યું છે. પાણીપતના યુદ્ધમાં મરાઠાઓનો અહમદ દુરાનીએ પરાજય કર્યો, પરંતુ તે અફગાન પાદશાહ હિંદુસ્તાનના રાજ ઉપર દૃષ્ટિ ન રાખતાં પાછો સ્વદેશ ગયો, અને મરાઠાએ પોતાના રાજમાં ફરીને વધારો કરવા માંડયો. યૂરોપની કેટલીક પ્રજાઓ હિંદુસ્તાનમાં વેપાર કરવા આવેલી તેમણે રાજકાજમાં હાથ ઘાલ્યો હતો. દિલ્લીના પાદશાહથી સ્વતંત્ર થઇ ગયેલા મુસલમાન અમલદારોના કજીઆમાં પડી રાજ મેળવવાની કોશીષ પ્રથમ ફ્રેંચ લોકે કરી. કર્ણાટકમાં અને કારોમાંદલ કાંઠા ઉપર તેઓ પ્રબળ થયા હતા પરંતુ યૂરોપમાં સાત વરસની લઢાઇ ચાલી ત્યારે ઇંગ્લાંડનું જોર સાગર ઉપર વિશેષ હોવાથી ફ્રાન્સથી કુમક આવી શકી નહિ, માટે ઇંગ્રેજો તેમનાં સઘળાં થાણાં જીતી શકયા. ઇંગ્રેજના જાણવામાં આવ્યું કે કારોમાંદલ કાંઠાનો મૂલક ઘણો કિંમતી નથી. ખરચ કરતાં તેની ઉપજ ઓછી હતી અને ગંગા નદીની આસપાસના દેશો ઘણા રસાળ, ધનવાન અને જીતી લેવા જોગ છે. બંગાળા, બહાર અને ઓરિસા એ ત્રણ પ્રાંતોના સૂબેદાર સુરાજઉદવલાને કાઢી મૂકી તેને ઠેકાણે મીરજાફરને ઇંગ્રેજોએ નવાબ કર્યો હતો. ઇંગ્રેજોને જોઇએ તેટલા પૈસા નહિ આપી શકવાથી તેમણે તેને પણ ગાદીએથી ઉઠાડયો. અને તેની જગાએ મીરકાસમને બેસાડયો. મીરકાસમ ઇંગ્રેજોના ધાર્યા કરતાં વધારે હોશિયાર, ઉદ્યોગી અને સ્વદેશહિતકારી નીકળ્યો. એ વખતે કલકત્તાના ઇંગ્રેજી અમલદારો સ્વાર્થી, નીચ બુદ્ધિના અને અન્યાયી હતા. પોતાની રૈયત ઉપર તેમની તરફથી જે જૂલમ થતો હતો તે અટકાવ કરવાનો પ્રયત્ન મીરકાસમે કર્યો, તેથી ઇંગ્રેજોએ તેનું રાજ લેઇ લીધું અને મીરજાફરને ફરીથી નવાબ કર્યો. મીરજાફરના મરણ પછી તેના તાબાનો તમામ મૂલક ખાલસા કરી નાખ્યો, અને પોતાનો હક્ક હિંદુસ્તાનના કાયદા પ્રમાણે છે એવું દેખાડીને દિલ્લીના પાદશાહને દર વર્ષે ૧૨ લાખ રૂપિઆ આપવાનું કબુલ કરી ઇંગ્રેજોએ પ્રાંતો મેળવ્યાની સનંદ કરાવી લીધી. ઇંગ્રેજોએ હિંદુસ્તાનનો પશ્ચિમ તરફનો મૂલક જીતી લીધો હતો

તેની પણ સનંદ કરાવી લીધી એ રીતે મોટો અને ધનવાન મૂલક કંપનીને હાથ આવ્યો તે વખતથી એ કંપનીના ડાયરેક્ટરો અને હિંદુસ્તાનમાંના નોકરો વચ્ચે અણબનાવ થયો. મૂલકની પેદાશમાંથી ખરચ જતાં નફો રહે તે પોતે વહેંચી લેવો એવી મરજી કંપનીના ભાગીદારોની હતી, પણ હિંદુસ્તાનમાંના તેમના નોકરો તે નફો પોતે ખાવા માગતા હતા. ઇંગ્લાંડથી કંપનીના હુકમો આવતા તે એ નોકરો માનતા નહિ. મુખ્ય વેપારના ઇજારા કરી તે ઇજારાને પોતાની ખાનગી પેદાશ કરવા લાગ્યા. રૈયતની જમીનની દરજબાબંદીને નજરમાં આવે તેમ ફેરફાર કરવા લાગ્યા તેથી લોકનો ભરોંસો ઉઠી ગયો. ઇન્સાફ કરવામાં તેઓ લાંચ લેવા લાગ્યા તેથી ઇંગ્રેજના નામને એબ લાગી. દેશી રાજાઓ ઉપર તેઓ જૂલમ કરવા લાગ્યા તેથી મહીસૂરના સુલતાન હૈદરઅલી જેવા શત્રુ તે ઇંગ્રેજી રાજનો નાશ કરવા ઊભા થયા. એ સુલતાનને યૂરોપથી આશ્રય મળી શકે તેટલો મળ્યો હોત તો કંપનીનું રાજ હિંદુસ્તાનમાંથી કેવળ લય પામત. એ વખતે હિંદુસ્તાનમાં ઇંગ્રેજી રાજ્યના ત્રણ વિભાગ હતા, મુંબાઇ ઇલાકો, મદ્રાસ ઇલાકો અને બંગાળા ઇલાકો ઇ. સ. ૧૭૭૪ માં ત્રણે ઉપર પાર્લામેંટે ગવર્નર જનરલને મુખ્ય ઠેરવ્યો. વારન હેસ્તિંગ્સ પહેલો ગવર્નર જનરલ થયો. એણે કેટલાંક જૂલમી કર્મો કર્યાં તેથી હૈદરઅલી તથા મરાઠાઓ જોડે તેને યુદ્ધ કરવું પડ્યું. એ ઝઘડામાં ઇંગ્રેજોનો અંતે જય થયો, તોપણ કંપની સરકારને ઉપજ કરતાં ખરચ વધારે થઇ ગયો તેથી તેના વહીવટમાં કંઇ ફેરફાર કરવાની જરૂર જણાઈ. વેપાર કરનારી મંડળી ઇંગ્લાંદના રાજમાં રહી પરમૂલકમાં રાજ ચલાવે એ નવાઇ જેવું અને હરકત ભરેલું જણાયું.

રાકિંગહામના અમલમાં ફોકસ સાહેબે આયર્લાંડના રાજકારભારની ગોઠવણ કરી હતી. છેલ્લી યૂરોપની લઢાઇમાં આયર્લાંડનું રક્ષણ ઇંગ્લાંડથી થઇ શક્યું નહોતું. શત્રુ તરફથી તે ઉપર હુમલો થવાની ધાસ્તી જણાઇ ત્યારે સૌ સૌનું રક્ષણ કરવાને પોતાની મેળે યુદ્ધકળા શીખ્યા. તેમના હાથમાં હથિયાર હતાં તે છોડી દેવા અગાઉ આયર્લાંડમાં સ્વતંત્ર પાર્લામેંટ કરવાનું તેમણે માગ્યું. તેમના સરદારો ડાહ્યા હોવાથી ઉતાવળે પ્રકૃતિક્ષોભ થયો નહિ અને રાજાના કારભારીઓએ તેમની ઇચ્છા માન્ય કરી

(ઇ. સ. ૧૭૮૨ ). એમ આયર્લાંડનું કામ પાર પાડવાથી હિંદુસ્તાનના કામમાં હાથ ઘાલવાની ફાક્સ સાહેબને હીમત આવી. તે અને લાર્ડ નાર્થ એ બે મળી કારભાર કરતા હતા ત્યારે તેણે હિંદુસ્તાનના રાજવહીવટ સંબંધી એક ખરડો કરી પાર્લામેંટને રજુ કર્યો, તેનો સાર એવો હતો કે ચાર વરસ લગી પાર્લામેંટે પસંદ કરેલા પોતાના માંહેના નવ સભાસદો હિંદુસ્તાનનો કુલ દીવાની અને લશ્કરી કારભાર કરે. પાર્લામેંટના માગ્યા વગર રાજા તેમને બરતરફ કરી શકે નહિ. એ બિલ કામન્સની સભામાં મંજુર થયું પણ રાજા તેની વિરૂદ્ધ હતો. કેમકે એ નવ સભાસદો રાજાથી સ્વતંત્ર થઇ જતા હતા. પોતાનો વિચાર ઉમરાવોને જણાવ્યાથી તેમણે એ ખરડો મંજુર કર્યો નહિ અને તે માટે લાર્ડ નાર્થ અને ફાકસે કારભાર છોડી દીધો. લાર્ડ ચાથમનો બીજો પુત્ર મી. પીટ હવે મુખ્ય વજીર થયો. પાર્લામેંટમાં બાજી કારભારીઓનું બળ વધારે હતું તેથી એ પાર્લામેંટને બરખાસ કરી નવી બોલાવવાની જરૂર પડી. મી. ફાકસ અને લાર્ડ નાર્થ બને સામસામા પક્ષના છતાં સ્વાર્થે કરીને એકઠા થઇ ગયા હતા તેથી ઇંગ્લાંડની પ્રજા નારાજ થઈ હતી એવું નવી પાર્લામેંટ બોલાવી તે વારે જણાયું. ઘણી ખરી જગ્યાના લોકોએ તેમને પોતાના મુખત્યાર નીમ્યા નહિ. એથી કામન્સમાં પીટનો પક્ષ કરનારાની સંખ્યા વધી. તેણે હિંદુસ્તાનના રાજકારભારને માટે નવું બિલ તૈયાર કર્યું. ફાકસે પાર્લામેંટના નવા સભાસદોને જે અધિકાર આપવો ધાર્યો હતો તે પીટે રાજાને સોંપ્યો. કંપનીના ડાયરેકટરોને હાથ રાજ્ય કરવાના અખત્યારમાં થોડોક હિસ્સો અને વેપાર કરવાની કુલ પરવાનગી સોંપી. ચીનથી ચા લાવવાનો વેપાર કંપનીના હાથમાં હતો. ચાની જકાત ઓછી કરવાથી એ વેપારમાં દાણ ચોરી થતી હતી તે બંધ પડી.

હિંદુસ્તાનનો પહેલો ગવર્નર જનરલ વારનહેસ્ટીંગ્સ પોતાનો અધિકાર છોડી જ્યારે સ્વદેશ ગયો, ત્યારે હિંદુસ્તાનમાં જુલમ કરવા વગેરેના તહોમત તેનાપર મુકવામાં આવ્યાં. પાર્લામેંટમાં એ તહોમતની તજવીજ ઘણાં વર્ષ લગી ચાલી, આખરે તેને તહોમતથી મોકળો કર્યો પરંતુ ખરચ અને ચિંતાથી તન મન અને ધન એ ત્રણેની તેને હાનિ પહોંચી. એની પછી હિંદુસ્તાનનો કારભાર ઘણા ગવર્નર જનરલોએ ચલાવ્યો તેથી હિંદુ-

સ્તાનમાંના બ્રિટિશ રાજની અવસ્થા ઘણી સુધરી. લાર્ડ કાર્નવાલીસે દેશીઓને ઘણો ફાયદો કર્યો તોપણ ઘણા કાળથી જે બિગાડ થયેલો હતો તે બધો થોડા વખતમાં મટી શકે તેવો ન હતો.

બ્રિટિશ લોકનાં સંસ્થાનોનો પર મૂલકોમાં ઘણો વિસ્તાર થવાથી મહાસાગરોમાં સફરો કરી શોધો કરવાની ઉલટ દેશમાં ઘણી વધી. જેટલે સુધી જઇ શકાય તેટલે સુધી ઈંગ્લિશ વહાણવટીઓ ગયા. બરફ હોવાથી આગળ નહિ જવાય ત્યાંજ તેઓ અટકયા. કપતાન કુકે ત્રણ સફરો પૃથ્વીની આસપાસ કરી તેથી લગભગ કોલમ્બસની શોધના જેટલું ઉત્તેજન પરાક્રમને મળ્યું. ભૂમધ્ય સમુદ્રના દ્વીપોથી જેવા તેઓ વાકેફગાર હતા તેવાંજ તેઓ પાસિફિક મહાસાગરના ટાપુઓથી જાણીતા થયા. તે બેટોની જોડે વેપાર ધમધોકાર ચાલ્યો. ન્યુહોલાંડને કાંઠે સંસ્થાન વસાવવાની સૂચના કપતાન કુકે કરી; પચાસ વર્ષ નહિ થયાં એટલામાં ખેતીના કામકાજમાં એ સંસ્થાન ઘણું અગત્યનું થઇ પડયું. દિવસે દિવસે એ આસ્ત્રેલિઆના સંસ્થાનની વૃદ્ધિ થતી જાય છે. થોડા કાળમાં તે ધનવાન દેશ અને બળવાન રાજ્ય થશે એવો સંભવ છે. પીટ સાહેબને હાથ રાજકારભાર આવ્યો ત્યારથી તે ફ્રાંસના રાજમાં મોટી ઉથલપાથલ થઇ ત્યાં સુધી ઈંગ્લાંડમાં કંઇ મોટા બનાવ બન્યા નહિ. વીગ અને ટોરી પક્ષોનો ઝઘડો માત્ર થયા કરતો હતો. ઇ. સ. ૧૭૮૭ માં પાદશાહ માંદો થયો તે વખતે ઇંગ્લાંડની અને આયર્લાંડની પાર્લામેંટના રાજા જુદા જુદા હોવાથી એ બે દેશોના રાજ સંબંધમાં કોઇ કાળે ખસેલ પહોંચવાનો સંભવ જણાયો, કેમકે બ્રિટિશ પાર્લામેંટે યુવરાજને અમુક અધિકારથી કામ ચલાવવાને નીમ્યો, અને આઇરિશ પાર્લામેંટે તેને રાજાનો કુલ અખત્યાર આપી દીધો. રાજાને ઝટ આરામ થવાથી આ ભેદનાં માઠાં ફળ નીપજ્યાં નહિ પરંતુ ત્યારથી પીટ સાહેબે પોતાના મનમાં ઠરાવ કર્યો કે એ બે પાર્લામેંટોને એકત્ર કરી દેવી. પાર્લામેંટમાં એ બાબતપર મોટા ઝઘડા થયા. ડીસેન્ટરોને રાજકાજ સંબંધી કેટલીક હરકતો કાયદાથી હતી તે દૂર કરવી તથા ગુલામનો ક્રૂર વેપાર બંધ કરવો એ વિષે બહુ તકરાર ચાલી, પરંતુ તેનો નીવેડો આ વખતે થયો નહિ.

# ખંડ ૫ મો.

## યૂરોપનો ઇતિહાસ—અમેરિકાના વિગ્રહના અંતથી તે ફ્રાંસના રાજની ઉથલ પાથલની શરૂઆત સૂધી.

અમેરિકાનો વિગ્રહ ચાલતો હતો તે દરમિયાન યૂરોપનાં રાજ્યોમાં રાજકીય પ્રકરણમાં ધીમે ધીમે સુધારો થતો દેખાયો. જર્મનિના ઘણાક રાજાઓ સ્વેચ્છિકપણે જુલમ કરતા હતા તે કરતાં ઓછો કરવા લાગ્યા, ખરચખૂટણુ તથા લશ્કરી ખાતાઓમાં ફેરફાર કરતા ગયા તથા સુધારાની હાલતને અનુકુળ નવા કાયદા સ્વીકારતા ગયા. સુધારો કરનારા રાજાઓમાં જોસફ્ શહેનશાહ ઘણોજ સાહસિક હતો. ધર્મસમાજની વ્યવસ્થા કરવાના ઉપાયોને લીધે તેને છઠ્ઠા પાયસ જોડે ટંટો થયો. એ પોપ નવી ચાલને ત્રાસથી ધિક્કારતો તથા રોમિશ સીના જૂના ઢોંગોને હઠથી વળગી રહેતો. જોસફ્નો ફેરફાર કરવાનો વિચાર ભાંગી પડવાને રૂબરૂ મળવાની સત્તા બસ છે એવું સમજી તે પોપ મોટો ખરચ કરી વિએના ગયો, ત્યાં શહેનશાહે તેને પુષ્કળ સન્માન આપ્યું પણ પોતાના ઠરાવને આગ્રહથી વળગી રહ્યો. એ પ્રમાણે તેની મુસાફરીની મહેનત વ્યર્થ જવાથી અને વળી રૂશિઆ અને પ્રુશિઆના દરબારમાં પણ તેની માગણી સ્વીકારવામાં આવી નહિ તેથી ધર્માધિપતિની લોકમાં હાંસી થઇ. ટર્કીના વિભાગ કરી માંહોમાંહે વહેંચી લેવામાં કાથરૈન રાણી જોડે સામીલ થવા જોસફ્ રાજા ખુશી હતો. તેણે ક્રીમિઆ હસ્તગત કરવાની તે રાણીને પરવાનગી આપી, પરંતુ આસ્ત્રિઆના પ્રાબલ્યથી પશ્ચિમ તરફના મુખ્ય બળો ત્રાસ પામતા હતા અને તેઓએ એની સામા થવાને સંપ કર્યો તેથી તુર્કી રાજનો બચાવ થયો. જોસફ્ શહેનશાહ પરરાજ્યમાં પગપેસારો કરતો હતો તેનો અટકાવ કરવામાં પ્રુશિઆનો રાજા અગ્રેસર હતો. આસ્ત્રિઅન નેધર્લાંડનાં વહાણોને શેલ્ટ નદીમાં સ્વતંત્રપણે હં-

કારવા નહિ દેવા તેણે વલંદા લોકોને છૂપી રીતે ઉશ્કેર્યા અને જર્મનિનાં રાજ્યોમાંનું કોઇ ખંડિત ન થાય એવો બંદોબસ્ત રાખવાને તે રાજ્યોનો એકો કર્યો. વિજયો મેળવી ફ્રેદરિક રાજાએ જે રાજ્યનો વિસ્તારમાં લગભગ બમણું વધારી દીધું હતું તેને મજબૂત પાયાપર લાવવાનું કામ પૂરૂં થયું એટલામાં તેનું મૃત્યુ થયું, (ઇ. સ. ૧૭૮૬). તેની પછી તેનો ભત્રિજો ફ્રેદરિક વિલ્યમ ગાદીએ બેઠો. એ નવા રાજાનું લક્ષ હોલાંડના રાજકાજો તરફ જલદી ખેંચાયું.

પ્રજાસત્તાક રાજ સ્થાપવામાં અમેરિકનો વિજયી થયા તેથી વલંદા લોકોને પોતાના અસલના પ્રજાસત્તાક રાજની પુનઃ સ્થાપના કરવાની તથા તેમના મુખ્ય અધિકારીની સત્તા કમી કરવાની કે તદ્દન ખૂંચી લેવાની લાલચ લાગી. એ અધિકારી સઘળી વાતે રાજા સરખો હતો, માત્ર નામે રાજા કહેવાતો નહોતો. ઓરેંજનો રાજા એ વખતે એ પદવીપર હતો, તેના દુશ્મનોને ફ્રેંચ લોકોએ ઉત્તેજન આપ્યું. એવી આશાથી કે પ્રજાસત્તાક પક્ષના હાથમાં અધિકાર આવ્યાથી હિંદુસ્તાનમાં વલંદાસંસ્થાનો હતાં તે ફ્રેંચોને મળે અથવા એશિઆ માંહેલી બ્રિટિશોની ચઢતી થઇ હતી તેને શેહ આપવામાં બેઉ દેશો એકઠા મળે. પરંતુ પ્રુશિઆના નવા રાજાની બેનનું લગ્ન એ અધિકારી જોડે થયું હતું માટે તેણે ફેરફાર નહિ કરવા દેવાનો નિશ્ચય કર્યો, અને ઇંગ્રેજી એલચીએ ફ્રેંચ લોકોના કાવતરાં નિષ્ફળ જાય તે માટે ઘણો શ્રમ લીધો. ઓરેંજની રાણી (પ્રુશિઆના રાજાની બેન)નું અપમાન થયું તેથી તકરારનો અંત આણવાનો લાગ આવ્યો. પોતાની બેનનું અપમાન થયું તેનું વેર વાળવા ફ્રેદરિક વિલ્યમે તત્કાળ લશ્કર મોકલ્યું. ફ્રાંસે મદદગારોને વાખાતા મૂકયા તેથી તેઓ તે લશ્કરની સામા થઇ શકયા નહિ અને ઓરેંજના ઠાકોરને પોતાની સઘળી સત્તા પાછી મળી.

લુઇસના પ્રધાનો તેમની વારે ચઢયા નહિ તેનું કારણ ફ્રાન્સની વસુલાતની અવ્યવસ્થિત હાલત હતી. ઇંગ્લાંડપર તેમને ઇર્ષા હતી તેને લીધેજ તેઓ અમેરિકાના વિગ્રહમાં સામીલ થયા હતા, અને આગલા રાજના વખતમાં પૈસો બહુ ઉડાવ્યો હતો તેથી તીજોરી ખાલી થઇ હતી, તેના કરતાં વધારે માઠી અવસ્થામાં આવી પડી. એ સંકટમાંથી રાજને

છોડવવા માટે કેટલાક પ્રધાને પ્રયત્ન કર્યા. પરંતુ રાણી મેરી એંટોઇનેટની બેવકુફી ભરેલી તરફદારીને લીધે કલોન પ્રધાનની પદવીએ ચઢ્યો હતો તેણે વગર વિચારે કેટલાક ઉપાય યોજી તથા તેને હઠથી પકડી રહી અવ્યવસ્થામાં વધારો કર્યો. પાર્લામેંટો વિરૂદ્ધ હોવાથી કલોને જાગીરદારો (હક્કદારો) અથવા જમીનદારો અને પાદરીઓની સભા બોલાવવાની રાજાને ભલામણ કરી. (ઇ. સ. ૧૭૮૭). પરંતુ જેટલો કર આપવો યોગ્ય હતો તેના કરતાં પણ ઓછો આ લોકો અત્યાર સૂધી આપતા હતા અને કર લેવાની વાજબી રીત તેઓ પસંદ કરશે એવી આશા રાખી શકાતી નહોતી. નેકર નામે સ્વીસ શરાફ થોડા કાળ સૂધી વસુલાતખાતાનો પ્રધાન હતો તેણે કલોનનો પ્રતિપક્ષ પકડ્યો. સરકારની ધીરજ ઘટી હતી તે વધારવાને એ ઉપાય અયોગ્ય હતા એવું તેણે બતાવી આપ્યું. લુઇસે કલોનને રજા આપી પરંતુ નેકરને દીવાન કરી લોકને રાજી કરવાની રાજાની ઇચ્છા પ્રમાણે કરવાને એ અમીરોએ ના કહી તેથી તેણે તે સભાને રજા આપી. અમેરિકાની રાઢમાં ફ્રેંચ દરબારે હાથ ઘાલ્યો તેથી તેના ઉપજ ખરચમાં અવ્યવસ્થા થઇ તે ઉપરાંત સ્વાધીનતાની રાજનીતિ ચહાનારા ફ્રેંચ લસ્કરના સરદારો અને સિપાઇઓ પોતાના દેશની સ્વેચ્છિક રાજરીતિથી નારાજી થયા. ઈંગ્લાંડના જેવા સ્વાધીનતાના કાયદાની રાજરીતિ સ્થાપવાની સઘળી પ્રજામાં આકાંક્ષા થઇ, તેમાં વળી વધારે ઉત્સાહી લોકો પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાના વિચાર કરવા લાગ્યા. આસ્ત્રિઆ સાથે દરબારનો સંબંધ હોવાથી લોકોમાં અતિ છૂપો અસંતોષ ઉપજ્યો હતો. ફ્રાન્સના બળ તથા સત્તાની પડતી દશાનું મૂળ સાત વર્ષના વિગ્રહની દરમિયાન વિએનાના દરબાર સાથે એક્કો થયો હતો તે હતું. આ અપ્રિય એક્કાને અમર રાખવાનું તે રાણીનું સ્વાભાવિક વલણ હોવાથી લોકોને તેનાપર વહેમ આવ્યો તથા અપ્રીતિ થઇ. એ યૂરોપના રાજ્યોને પોતપોતાની મર્યાદામાં રાખવાની સત્તા ફ્રાન્સને હાથ રહી નહોતી તેથી ફ્રેંચલોક સમતુલ્યતામાં રહી ખેદ પામતા હતા. તે લોભી કાથરૈન રાણીના હુમલા તુર્કસ્તાનને બચાવી શક્યા નહિ તથા હોલાંડમાંના પ્રજાસત્તાક પક્ષે તેની સેવા બજાવવા માટે જે કૃત્યો કરેલાં તેને કાજે તેમને શિક્ષા ભોગવવી પડી પણ ફ્રાન્સથી મદદ થઇ શકી નહિ તેથી ફ્રેંચ લોકને માઠું લાગ્યું.

આ રીતે ફ્રાન્સમાં ગરબડાટ ચાલતો હતો ત્યારે બીજાં રાજ્યોમાં સુધારો ધમધોકાર વધતો જતો. વેપારના રક્ષણને અર્થે નવા ધારા બાંધી તથા પાદરીઓ હદ ઉપરાંત સત્તા વાપરતા તેનો અટકાવ કરી સ્પેન તથા પોર્તુગાલના રાજાઓએ પોતાનાં રાજ્યો સુધારી દીધાં. તે બેઉએ મળીને ભૂમધ્ય સમુદ્રમાંના ચાંચીયા લોકોને શાસન કરવાને તે બેઉએ એક્કો કર્યો પરંતુ આલ્જિરીઆની રાજધાની ઉપર તેમનો હુમલો વ્યર્થ ગયાથી તેમની મતલબ પાર પડી નહિ. શહેનશાહ જોસફ તથા તેનો ભાઇ ટસ્કનીનો મહાન્ ડ્યુક લીઓપોલ્ડ નવા અને હિતકારક ધારા બાંધી પ્રસિદ્ધિ પામ્યા. શરીરને પીડા કરી ગુન્હા મનાવવાનો રિવાજ તેમણે બંધ કર્યો અને મોતની શિક્ષાને પાત્ર થાય એવા ગુન્હાની સંખ્યા ઘણીજ ઓછી કરી નાખી. તેમનું જોઇ રાણી કાથરૈને પણ તેમ કર્યું. એ રાણીના કાયદાથી રૂશિયાની પ્રજા ઘણીજ સુખી થઈ. એજ રીતે સુલતાને પણ તુર્કસ્તાનના કાયદા સુધારવાની આકાંક્ષા દર્શાવી.

પરંતુ ફ્રાન્સમાં જે બનાવો બન્યા તેથી યૂરોપનાં રાજ્યમાં સુધારાના નામથી લોકો ત્રાસ પામ્યા. અમીરોની સભાને બરખાસ્ત કર્યા પછી ટુલુસનો આર્ચ બિશપ બ્રીયેન દીવાન થયો હતો તેણે હીસાબ રજુ કરવાની ના પાડી પાર્લામેંટો જોડે કજીયો કર્યો. નવા કરો ઉઘરાવવાના હુકમ નોંધ્યા પહેલાં એ હીસાબ તપાસવાની તેમણે હઠ લીધી હતી. જમીનદારો તથા પાદરીઓના હક્ક જાળવવાનો એ પાર્લામેંટનો મુખ્ય હેતુ હતો. એ દીવાને ઓછો પક્ષપાત કરવાની ભલામણ કરી તે વારે તેના સામાવાળીઆએ ગુસ્સાના આવેશમાં આખી પ્રજાની સભા બોલાવવાની માગણી કરી. એ માગણીની મંજૂરીની આશા રાખ્યા સિવાય દરબારને માત્ર ઉપદ્રવ કરવા અમીરો તથા પાદરીઓ સામીલ થયા. એમ છતાં લોકોએ આતુરતાથી એ વાત ઉપાડી લઇ તે અમલમાં અણાવવાનો નિશ્ચય કર્યો. એ પ્રતિરોધ દૂર કરવા માટે તે આર્ચબિશપે વિવિધ યુક્તિઓ રચી પરંતુ પાર્લામેંટોના મમતને લીધે તે સઘળી વ્યર્થ ગઇ. દરેક યુક્તિ અફળ જવાથી રાજાએ નેકરને ફરી બોલાવવાની કબુલાત આપી, (ઇ. સ. ૧૭૮૮). એજ સમયે આખી પ્રજાની સભા તત્કાળ બોલાવવાનું વચન પણ તેણે આપ્યું. એ સભા ઇ. સ. ૧૭૧૪ પછી કોઇ દિવસ મળી નહિ હતી.

આ કાયદા બાંધનારી સભા બોલાવ્યાની પૂર્વે અમીરો, પાદરીઓ તથા લોકો એ ત્રણ જણે કેટલા કેટલા વકીલો મોકલવા તેનો નિશ્ચય કરવો અવશ્ય હતો. દરેક જણે સરખા વકીલો મોકલવા એવો જમીદારોનો મત હતો, પરંતુ પાછળથી એવો ઠરાવ થયો કે લોકોના વકીલોની સંખ્યા અમીરો તથા પાદરીઓના વકીલોની એકઠી કરેલી સંખ્યાની બરોબર જોઈએ રાજાએ કહ્યું કે એ ત્રણ જણે જુદા જુદા ખંડમાં બેસવું, પરંતુ પછીથી વિશેષ તકરાર ન પડે એવો આ અગત્યની બાબત વિષે ચોકસ નિશ્ચય થયો હતો. ઇ. સ. ૧૭૮૯ ના મે માસની ૫ મી તારીખે આખી પ્રજાની સભા વર્સેલ્સમાં મળી. લોકના મુખત્યારોએ પોતાના બળનો વિશ્વાસ રાખી માગણી કરી કે એ ત્રણ જણે એક ઠેકાણે બેસી સાથે મત આપવો જોઇએ. થોડીક તકરાર થયા પછી આ અગત્યની બાબત કબુલ કરવાની દરબારને જરૂર પડી અને એકઠા મળેલા લોકોએ નાશનલ એસેમ્બલી (લોકની સભા) નામ ધારણ કર્યું.

પારિસમાં હુલડ થયું તેનું કંઇક કારણ દુકાળ હતો. તરકટી અને લોભી મનુષ્યોએ લોકને ઉશ્કેરી હુલડમાં વધારો કરી રાજા તથા તેના કુટુંબપર તેમને ગુસ્સે કર્યા. ઇન્વલીડની હાસ્પીટલ નામે સરકારી મકાનમાં હથિયારો હતાં તે તેમણે લૂંટી લીધાં, અને ફિતુરખોરો બાસ્તીલ નામે કિલ્લાપર હુમલો કરવા તત્કાળ આગળ ગયા. રાજ સંબંધી જેઓ ગુન્હા કરે અથવા જેનાપર ઇતરાજી થાય તેમને કેદ કરવાનું એ બંધીખાનું હતું. થોડીક વાર સામે થયા પછી જોઇએ તેટલું લશ્કર નહિ હોવાથી ગવર્નર કોલકરાર કરી શરણ થયો, પરંતુ એ શરતો ક્રોધાંધ લોકોએ ગણકારી નહિ. ગવર્નરના શરીરના કડકે કડકા કર્યા અને ઘણા સિપાઇઓનો નિર્દયપણે ઘાત કર્યો. અતિ ભય પામીને લુઇસે પ્રજાનું સાંત્વન કરવાના ઉપાય કર્યા; તેણે પારિસ અને વર્સેલ્સમાં સરકારી લશ્કર હતું તેને ત્યાંથી ખસેડ્યું, અને લોકની ફોજને શહેરનું રક્ષણ સોંપ્યું. આ નવા લશ્કરનો ઉપરી માર્કિવસ લાફેટને બનાવ્યો. એ સરદારે અમેરિકાના વિગ્રહના સમયમાં સ્વતંત્રતાને અર્થે ઉદારતાના વિચારો બતાવી તથા સેવા બજાવી લોકોની પ્રીતિ મેળવી હતી. પરંતુ લોકને રાજી કરવાનો રાજાએ પ્રયત્ન કર્યો તે મિથ્યા ગયો. પારિસવાસીઓ તરફથી આશ્રય મળશે એવા ભરોસા-

થી લોકસત્તા સ્થાપન કરનાર પક્ષના આગેવાનોએ ધારા બાંધનારી સભાને વર્સૈલ્સથી પારિસમાં લાવવાનો નિશ્ચય કરી એ માગણી કરવાને લોકોને છૂપી રીતે ઉશ્કેર્યા. નાશનલ ગાર્ડોમાંના કેટલાક ભાગની જોડે નીચા વર્ણનું ટોળું વર્સૈલ્સ ગયું, તેણે રાજમહેલમાં પેશીને કેટલાક રક્ષકોને ઠેર કર્યા, અને પારિસ પ્રત્યે તેમની જોડે તુરત જવાની રાજાને ફરજ પાડી. એ રાજાને બંદીવાન જેવો કરી શહેરમાં લાવ્યા. માર્ગમાં બીભિત્સ વચનો બોલતા તથા તેનું અપમાન કરતા.

આ વિપરિત કર્મથી ફ્રાન્સના રાજ્યપરિવર્ત્તન (ફ્રેંચ રેવોલ્યુશન)ની શરૂઆત થઇ. ત્યારપછી રાજાની સત્તા માત્ર નામનીજ રહી અને રાજ્યના અસલના ધારા સુઇ ગયા. લહેરી લોકો નવીજ રાજ્યવ્યવસ્થા સ્થાપવાની કલ્પના કરવા લાગ્યા, આતુર સ્વદેશાભિમાનીઓ દુનિયામાં કોઇ દિવસ થયું નહિ હોય એવું અન્યૂન રાજ સ્થાપવાની આશા રાખતા, પરંતુ નીચ તથા દુષ્ટ પુરૂષો લોકોના હુલડ ફિતુરને ઉશ્કેરી પોતાનો સ્વાર્થ સાધવા યત્ન કરતા; તેમાં છેલ્લા વર્ગના લોકોનીજ અભિલાષા માત્ર પરિપૂર્ણ થઇ.

# ખંડ ૬ ઠ્ઠો.

## ફ્રાન્સનું રાજ્યપરિવર્ત્તન.

૧૬ મા લુઇસને પારિસમાં કેદ પકડી આણ્યો તે વખતથી ફ્રાન્સની અસલની રાજરીતિ લય પામી. રાજાનો અમલ માત્ર નામનોજ રહ્યો; ફ્યુડલ હકો રદ થયા, વંશપરંપરાના ખીતાબ કાઢી નાખ્યા તથા દેવસ્થાન ખાતાની જાગીરો હતી તેને સરકારી કરી નાંખી તેથી અસલની રાજરચનાનો નાશ થઈ અધિકારની સ્થાપના થઇ. કેટલાક જર્મનિના રાજાઓના આલ્સેસમાં સંસ્થાનો હતાં તેઓ આ ફેરફાર કરનારાઓની સામે થયા, પરંતુ પ્રજાના આગેવાનોએ સમાધાન કરવાના ઠરાવપર લક્ષ દીધું નહિ, અને એ રીતે રાજ્યપરિવર્ત્તનના આગેવાનોને પોતાના કાર્યક્રમના આરંભમાંજ જર્મન અધિરાજ સાથે બિગાડ થયો. જાકોબિન સભા નામે એક મંડળી પ્રજાના મુખ્ય આગેવાનોએ સ્થાપી. મંડળીનું જાકોબિન નામ તેના મળવાના સ્થાનપરથી પડ્યું. જેઓ રાજાના પક્ષકારો હતા તેમની આ લોકો નિંદા કરતા હતા. જાકોબિન લોકોના પ્રપંચથી લોકો દરબારપર કોપ કરવા લાગ્યા અને ફ્રાન્સના ઘણા ભાગમાં હુલડ થયાં. રાજ્યની ઉથલ પાથલથી નારાજ થઇ અમીરો પરદેશોમાં નાશી ગયા, એ યૂરોપની શાંતિને ઘણું નુકસાનકારક હતું. સ્વદેશમાં રહી કાયદા પ્રમાણે પ્રતિરોધ કરવાની તજવીજ ન કરતાં જૂની રાજરીતિની તેની બધી ખોડખાંપણ સહીત પારકા દેશના રાજાઓની મદદથી પુનઃ સ્થાપના કરવાનો તેણે નિશ્ચય કર્યો. જર્મનિનો શહેનશાહ, પ્રુશિઆનો રાજા અને સાક્સનિનો ઇલેક્ટર એ ત્રણ જણની પિલનિટ્ઝ નગરમાં મુલાકાત થઇ વાતચીત થઇ. ફ્રાન્સના રાજાનો ભાઇ અને પરદેશ નાશી ગયેલા ઉમરાવોનો મુખી આર્ટોઇસનો ઠાકોર વગર તેડે ત્યાં ગયો અને તેણે રાજાઓના હક્ક વિષે મોઘમ જાહેરનામું તેમની પાસે કરાવ્યું. જાકોબિન લોકના જૂલમથી તથા પારિસના હુલ્લડખોરોની ઉન્મત્તાઇથી અને તેની આશા નિત્ય ભંગ થતી તેથી કંટાળી

જઇ બંદીખાનામાંથી નાશી જવાનો તથા સરહદ ઉપર આશ્રય લેવાનો લુઇસે નિશ્ચય કર્યો. રાણી અને છોકરાં સહિત તે પારિસમાંથી નાશી ગયો પરંતુ દુર્દૈવે વારેનિસમાં ઓળખાયો તેથી તેને પકડ્યો અને કેદ કરી ફરીને શહેરમાં આણ્યો. આ રીતે લુઇસનો પ્રયત્ન નિષ્ફળ ગયો તેથી તેના કુટુંબપર લોકને શક આવ્યો તેનો લાભ જાકોબિનોએ લીધો. પરંતુ મધ્યમ ફેરફાર કરનાર સ્વદેશાભિમાનીઓનું એટલું સામર્થ્ય હતું કે તેમણે જાકોબિનોને શહેરમાં રાખ્યા. ઘણીવાર સૂધી વિચાર કર્યા બાદ નવી રાજ્યવ્યવસ્થાનો કાયદો તૈયાર કરી મંજૂરી માટે તેમણે રાજા આગળ મૂક્યો. એ કાયદો લુઇસે ઝટ મંજૂર કર્યો તેથી, તથા એ ગોઠવણથી હું સંતોષ પામ્યોછું એવું તેણે યૂરોપના દરબારોમાંના પોતાના વકીલોને કહાવી મોકલાવ્યું તેથી થોડીવાર સૂધી લોકોની તેનાપર પ્રીતિ થઇ. લીઓપોલ્ડ શહેનશાહે બીજાં રાજ્યોને ખબર કરી કે વિગ્રહ થવાનો ભય જતો રહ્યો અને ફ્રાન્સની અંદર તથા પરદેશોમાં શાંતિ રહેશે.

પરંતુ એ રીતે સ્થાપેલો કાયદો અચળ રહી શક્યો નહિ, એમાં કેટલીક ખામીઓ હતી. ફેરફાર કરવાની આકાંક્ષાથી ઉશ્કેરાઇ રાજ્યની મુકરર રીતિથી સંતોષ પામી ફ્રેંચ લોકો બેશી રહ્યા નહિ. જે મંડળીએ એ કાયદો બાંધ્યો હતો તેને બરખાસ્ત કરી. નવી રીતિ મુજબ બીજી સભા બોલાવી. આગલી સભા કરતાં આ સભામાં પ્રજાસત્તાક રાજ્યના તોફાની પક્ષકારોનું જાસ્તી બળ થવાથી બીજા રાજ સાથે લઢાઇ ચલાવવી એવો રાજ્યપરિવર્ત્તન પક્ષનો હેતુ હતો. પરદેશ નાશી જનારાઓની શંકાભરેલી વર્ત્તણુકને લીધે, જર્મનિના દરબારોમાં તેમનાં કાવતરાંને લીધે તથા આલ્સેસમાં જર્મન રાજાઓના ફ્યુડલ હકો જાળવવાના શહેનશાહના ઠરાવને લીધે લઢાઇ શરૂ કરવાના બહાનાં તેમને જડી આવ્યાં. લિઓપોલ્ડ શહેનશાહના મરણથી ટંટો થવાનો સંભવ વધ્યો. તેની ગાદીએ બેસનાર બીજા ફ્રાન્સીસે લશ્કરની તૈયારી કરવા માંડી. એમ કરવાના કારણનો સંતોષકારક ખુલાસો કરવાની તેણે ના કહ્યાથી લુઇસે તેની સામે લઢાઇ કરી, (ઇ. સ. ૧૭૯૨). પરંતુ રાજાના મંત્રીમંડળમાં સંપ નહોતો, નાશનલ સભામાં કુસંપ હતો તેથી રાજકર્ત્તાઓના વિચારમાં એટલો બધો ગભરાટ થયો કે સંખ્યામાં વધારે છતાં તેના લશ્કરનો પરાજય થયો. આ

દુર્ભાગ્યનું ખરૂં કારણ જાકોબીન લોકનાં કાવતરાં હતાં. તેમ છતાં તેમણે રાજાના પક્ષને માથે દગલબાજીનો દોષ મૂક્યો અને રાણીના સગા આસ્ટ્રિઆના દરબારના કહ્યા પ્રમાણે ફ્રાન્સના દરબારની વર્ત્તણુક છે એવું કહેવા લાગ્યા. આ દ્વેષભરેલી નિંદા ખંત કરીને ફેલાવ્યાથી તથા ઘણાક લોકોના માનવામાં આવ્યાથી પારિસના લોકો જૂલમ અને અવ્યવસ્થા કરવા ઉશ્કેરાયા. લાફેટે અને સમર્યાદ સ્વતંત્રતાના ચહાનારાઓએ એની સાથે મિથ્યા બાખરી બાંધી.

એક નવો બનાવ બનવાથી જાકોબિન પક્ષને જોર મળ્યું. ફ્રાન્સમાં રાજાની સત્તા ફરી સ્થાપવાના કામમાં ફ્રાન્સિસ શહેનશાહને પ્રુશિઆનો રાજા ફ્રેડરિક વિલિયમ સહાય થયો. તેમનાં એકત્ર કરેલાં લશ્કરોનો સરદાર બ્રન્સિકના ડ્યુકને બનાવ્યો. આ રાજાએ નિષ્ઠુર અને અપમાનકારી પ્રસિદ્ધિપત્ર કાઢ્યું તેથી નુકશાન એ થયું કે સ્વદેશના રક્ષણને અર્થે ફ્રાન્સના સર્વ પક્ષો એકત્ર થઇ ગયાં. લુઇસના પરદેશ નાશી ગયેલા ભાઇઓ અને સગાઓએ ત્યારપછી તુરત રાજ્યપરિવર્ત્તનના જાહેરનામા કાઢી દોષીત કર્યું તે દુર્ભાગ્ય રાજાને અતિ નુકસાનકારક થઈ પડ્યું. આ જાહેરનામાની ખબર પારિસમાં પહોંચતાં વારનેજ ક્રોધાંધ લોકોના એક ટોળાએ મહેલપર હુમલો કરી સ્વિસ પહેરેગીરોનો નિર્દયપણે ઘાત કર્યો, અને લુઇસને પોતાના કુટુંબ સહિત પ્રજાની સભાના મળવાના દિવાનખાનામાં ભરાઇ જવાની જરૂર પાડી. સભાસદોએ તેના પંડનું રક્ષણ કર્યું. પરંતુ રાજા તરીકે તેનો ધર્મ બંધ કરી ટેમ્પલ નામે મકાનમાં તેને કેદ કરી રાખ્યો. એ મકાન ટેમ્પલ વર્ગના નાઇટોનો મઠ હતો.

જાકોબિન લોકોને આ ઉત્પાત કરતા જોઇ લાફેટ વિસ્મિત થઇ ક્રોધાયમાન થયો. લશ્કરને રાજભક્તિમાં દૃઢ રાખવાના તેણે પ્રયત્ન કર્યા. આવા સમયે જોઇએ તેટલું બળ કે ઉત્સાહ નહિ હોવાથી તેનો પ્રયત્ન નિષ્ફળ ગયો તેથી તે નેધર્લાંડ નાશી ગયો; પૂર્વે તે રાજાની સત્તાની વિરૂદ્ધ થયો હતો માટે ત્યાં આસ્ટ્રિયનોએ પકડી તેને કેદ કર્યો. એની પછી લશ્કરનો સરદાર ડુમોરીએઝને બનાવ્યો. તેણે હુલ્લડખોરો સામે બાથ ભીડવા વધારે ઉત્સાહથી તૈયારી કરી. પોતાના બળનો વિશ્વાસ રાખી એકત્ર થએલું લશ્કર મોટી મોટી આશાઓ રાખી ફ્રાન્સમાં પેઠું અને આરંભમાં સત્વર આગળ વધ્યું તેથી નિ-

ર્ણય પરિણામ થવાનો સંભવ દેખાયો. રાજ્યપરિવર્ત્તનની સામે થનારાઓની સંખ્યા ઓછી કરવા માટે રોબસ્પીયરે, મારાએ તથા જાકોબિન લોકોના બીજા સરદારોએ શકને માટે પારિસનાં બંધીખાનાઓમાં જે લોકોને પૂરેલા તેમનો ઘાત કરવાની યુકિત કરી: આ દારૂણ પ્રપંચ ઉન્મત્ત નગરવાસીઓએ સિદ્ધ કરી આપ્યો. ફ્રાન્સના બીજા ભાગોમાં પણ એવાંજ દુષ્ટ કર્મો થયાં. લોકોમાં ભય પેઠાથી આ ત્રાસદાયક કર્મની સામે વાંધા ઉઠાવવાની કોઇ માણસની હીમત ચાલી નહિ. એવામાં હુલ્લડખોરોને નહિ ધારેલી આફતો આવી પડી: રાજ્યપરિવર્ત્તન થોડાજ તોફાની લોકોનું કામ છે તથા રાજાનો અમલ સ્થાપવાની ઘણુંકરીને સર્વ લોકોની ઇચ્છા છે એ પરદેશ નાશી જનારાઓનું કહેવું હતું તેપર ભરોસો રાખીને અન્નાદિક સાધનો જોઇએ તેટલાં લીધા વગર સંપીલું લશ્કર આગળ વધ્યું; અને વાલ્મી આગળ તેમને શકે મળવાથી તેમની છાવણીમાં દુકાળ પડયો અને રોગ જાગ્યો. સહીસલામત પાછા જવાને જીતેલા કિલ્લા પાછા આપવાની તેમને જરૂર પડી. ડુમોરીયકે નેધરલાંડમાં આસ્ત્રિયનોની પાછળ પડી સજજડ વિજય મેળવ્યો. એથી બેલ્જીયનોને રાજ્યની ધુંસરી નાખી દેવાનું ઉત્તેજન મળ્યું. ફ્લાંડર્સ અને બ્રબાંટ વિજયીઓને હાથ આવ્યાં. લુક્સેમ્બર્ગ જીતી લેવામાં પણ તેઓ કેટલેક દરજ્જે પાર પડયા. નાશનલ એસેમ્બલીનું નામ આ વખતે કન્વેન્શન પડયું: એ સભાએ પોતાના દેશમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપી પરરાજ્યોમાં ઉત્પાત ફેલાવવાનો નિશ્ચય કર્યો. જે જે પ્રજા એ સ્વાધીનતા મેળવવા ઇચ્છતી હોય તેને સહાયતા કરવાના જાહેરનામા કર્યાં તથા ફ્રેંચ લશ્કરે જીતેલા સર્વે દેશોની જૂની રાજ્યરીતિ રદ કરવાનો હુકમ કર્યો. પ્રજાસત્તાક રાજ્યપક્ષે સેવોય જીતી લીધું હતું તથા જર્મન પ્રાંતો ઉતાવળે તેમના હાથમાં આવતા હતા. એ જાહેરનામું યૂરોપના રાજાઓની સામે વિગ્રહનું કહેણ ગણાય.

તેમના સામાવાળિયા અનિશ્ચિત તથા બીકણ હોવાથી અને પારિસના હલકી વર્ણના હુલ્લડખોરોની સહાય મળવાથી જાકોબિન લોકો હવે કન્વેન્શનમાં કરતાહર્ત્તા થઇ પડયા. પોતાની સત્તાનો પ્રથમ ઉપયોગ તેમણે એ કર્યો કે સ્વાધીનતાનો નાશ કરવાના પ્રપંચમાં લુઇસ સામીલ હતો એવું તહોમત મૂકી તેની તપાસ તેમણે કરી. ઘણાજ જુસ્સા તથા ઉત્સાહથી

લુઇસે પોતાનું રક્ષણ કરવા પ્રયત્ન કર્યો પરંતુ ન્યાયાધિશોએ તેને ગુન્હેગાર ઠેરવવા પહેલેથીજ નિશ્ચય કર્યો હતો. ૬૮૩ પ્રજાના મુખત્યારોએ તેનાપર રાજદ્રોહનો આરોપ મૂકી ગુન્હેગાર ઠેરવ્યો; માત્ર ૩૭ જણ તેની તરફેણમાં હતા. લોકોને અપીલ કરવાને કહ્યું તે કોઇએ સ્વીકાર્યું નહિ પણ મુખત્યારોમાં મોતની શિક્ષા કરવા સંબંધી બે મત પડ્યા; તેમાં ના કહેનારાની સંખ્યા કરતાં હા કહેનારાની સંખ્યા ઝાઝી નહોતી તેથી એ સજા ઉતાવળે અમલમાં લાવવાનો વિચાર જાકોબિનપક્ષે કર્યો.

ઇ. સ. ૧૭૯૩ ના જાન્યુઆરિ માસની ૨૧ મી તારીખે અભાગિયા લુઇસને રાજધાનીમાં ગરદન માર્યો. મારતી વખતે રાજાનું અપમાન પણ કર્યું.

આ ખૂનથી આખા યૂરોપમાં લોકો કોપાયમાન થયા. ફ્રેંચ એલચી નામે શોએલિનને બ્રિટિશ કોરટમાંથી કાઢી મૂક્યો, અને ઇંગ્લાંદમાં ઘણાક લોકો અંદ્યાપિ ફ્રેંચોના પ્રયત્નના વખાણ કરતા હતા તેઓ હવે રાજ્યપરિવર્ત્તનના મૂળતત્વોની વિરૂદ્ધ થયા. હોલાંડમાં પણ એવોજ પરિણામ થયો. નેધર્લાંડમાં ફ્રેંચોએ મૂલક જીતવા માંડ્યો તેથી ત્યાંની સરકાર ભયભીત થઇ.

હુમલો થતાં સૂધી કન્વેન્શન સભા બેશી રહી નહિ. ઇંગ્લાંદના રાજા અને હોલાંડના હાકેમ જોડે પ્રજાસત્તાક રાજ્યને વિગ્રહ થયોછે એવો એ સભાએ ઠરાવ કર્યો. આ ઠરાવનો હેતુ બંને દેશના રાજા પ્રજા વચ્ચે ભેદ દેખાડવાનો હતો એટલે ફ્રેંચ લોકે ઇંગ્લાંડના કે હોલાંડના લોક જોડે લડાઇ કરી નથી પણ તેમના રાજ કરનારા જોડે કરી છે. ફ્રાન્સના પ્રતિપક્ષીઓ જોડે સ્પેન ભળી ગયું. તેથી નવાં પ્રજાસત્તાક રાજ્યને યૂરોપના એકત્ર થયેલાં મુખ્ય રાજ્યો જોડે લઢવાનું પ્રાપ્ત થયું. રાણી કાથરૈને જેટલી ધમકીની બૂમ પાડી તેટલી એ એકત્ર થયેલાં રાજ્યોમાંના કોઇએ પાડી નહિ. તુર્કસ્તાન સામે વિગ્રહમાં વિજય મેળવી તેનો તેણીએ અંત આણ્યો. એ વિગ્રહમાં તેણીના સેનાપતિ, સવારોએ બીજો ઘણો મૂલક જીત્યો હતો અને કાળા સમુદ્રમાં રૂશિઆની સત્તા તેણીને હાથ આવી. સ્વીદનના રાજાનો પણ તેણીએ પરાજય કર્યો હતો. એ ફતેહનું કારણ સ્વીદનના લશ્કરની બેદીલી હતી. સર્વે વાતે પોલાંડ રૂશિઆને તાબે હતું. માત્ર

નામનુંજ હતું. તે દેશના નામનો નાશ કરવો એવો એ રાણી ગુપ્ત રીતે વિચાર કરતી હતી. ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યની સામે વિગ્રહ કરવાને એક્કો થયો હતો તે રાજાઓના હકના રક્ષણાર્થે થયો હતો એમ ગણાતું હતું તેથી એકત્ર થયેલી સેનાનો સરદાર રાજા થવો જોઇએ એવો વિચાર થયો. સ્વીડનની પ્રજાની સ્વાધીનતાનો ગસ્તેવસે નાશ કર્યો હતો તેણે એ કામ માથે લેવાનું કહ્યું. પરંતુ સ્વારી કરવાની તે તૈયારી કરતો હતો તેવામાં તેનાથી કંટાળી ગયેલા અમીરોએ તેની સામે તરકટ ઉભું કરી અકર્સ્ટ્રોમ નામના અમલદારે તેને મારી નાંખ્યો, (ઇ. સ. ૧૭૯૨).

ગસ્તેવસના મરણ પછી કાથરૈનનું કપટ વધારે સ્પષ્ટ થયું. તેણે એ ફ્રેંચો સામે સખ્ત ભાષામાં લઢાઇનાં જાહેરનામાં કર્યાં, પરંતુ લઢાઈ કરી નહિ. (તે માટે) યૂરોપનાં રાજ્યોને લઢાવી મારવાં એવો એ રાણીનો મુખ્ય હેતુ હતો. રૂશિયાની વૃદ્ધિપર દ્વેષની નજર તેઓ કરે નહિ તે માટે હોલાંડનું રક્ષણ કરવું અતિ અગત્યનું છે એવું ધારી ઇંગ્રેજો અને પ્રુશિયનો ડુમોરીયઝની ફતેહ અટકાવવા માટે એકત્ર થયા. એણે પ્રતિરોધ વગર વલંદા તાબેના બ્રબાન્ટપર સત્તા બેસાડી હતી, (ઇ. સ. ૧૭૯૩). જર્મનિ તરફ આસ્ત્રિયનો વધતા જતા હતા તેથી ફ્રેંચોને વિજય મેળવવાના કામમાં વિક્ષેપ પડયો. લુવેનનું રક્ષણ કરવા ડુમોરીયઝ હોલાંડ છોડી ગયો. નીરવીન્ડન આગળ તેની હાર થઇ તેથી તેના સિપાઇઓ એટલા નાહીમત થયા કે ઘણા તેને તજી જતા રહ્યા. પ્રજાસત્તાક રાજ્યના ઉભય પક્ષોને તેનાપર વહેમ આવ્યો છે એવું માલૂમ પડવાથી ફ્રેંચ રાજ્યની અવ્યવસ્થિત હાલતથી કંટાળી જઇ ડુમોરીયઝે એકત્ર થયેલા લશ્કરોના સરદારો જોડે મળી જવાની ભાંજગડ માંડી અને તેની હીલચાલ તપાસવા કન્વેન્શને મોકલેલા પ્રજાના મુખત્યારોને કેદ પકડયા. પરંતુ સ્વરાજ્યની સામા થવામાં ફ્રેંચ લશ્કરની સંમતિ ન હોવાથી ડુમોરીયઝને આસ્ત્રિયાના લશ્કરની છાવણીમાં નાશી જવું પડ્યું.

ડુમોરીયઝ પછી કસ્તૈન થયો તે એકત્ર થયેલાં સૈન્યને રોકી નહિ શકવાથી યાર્કના ડ્યુકની સરદારી નીચે બ્રિટિશ ફોજ મદદે આવવાથી તેમણે વાલેન્સીનેસનો મોટો કિલ્લો લઇ લીધો. તેણે કરીને પારિસમાં જવાનો માર્ગ

ઉતરડ્યો. એકત્ર થયેલા લશ્કરનો અટકાવ કરવામાં કસ્તૈન ફત્તેહ પામ્યો નહિ તેથી ફ્રાન્સની સરકારે તેનો શિરચ્છેદ કર્યો, અને સ્વદેશાભિમાનને મરણના ભય વડે ઉશ્કેર્યું. પ્રજાના રક્ષણને અર્થે થયેલી સભાને ફ્રાન્સમાં શ્રેષ્ટ સત્તા સોંપી હતી તેની ક્રૂરતા કરતાં એકત્ર થયેલાં લશ્કરનો વિયોગ કન્વેન્શનના હેતુને વધારે ઉપયોગી હતો. આસ્ત્રિયા, પ્રુશિયા અને ઈંગ્લાંદને જુદા જુદા સ્વાર્થ હતા. પોતપોતાનો સ્વાર્થ પાર પાડવામાં એ રીતે સામાન્ય હેતુ ભૂલી જવામાં આવ્યો. લીકવેસ્તોઇનને આસ્ત્રિયનોએ ઘેરો ઘાલ્યો તેવામાં ઈંગ્રેજો અને વલંદાઓ ડંકર્કને ઘેરો ઘાલવા ગયા. યાર્કના ડયુકે ઘણાજ જુસ્સાથી ડંકર્કપર હુમલો કર્યો પરંતુ સમુદ્રમાર્ગે જે મદદ મળવાની તેને આશા હતી તે નહિ મળવાથી તથા હાનોવરના લશ્કરને રક્ષણ કરવા મૂક્યું હતું તેનો હુશાડે પરાજય કર્યાથી ઘેરો ઉઠાવવાની તથા તોપખાનું અને લશ્કરી સરસામાન છોડી દેવાની તેને જરૂર પડી. થોડાક કાળ સુધી આસ્ત્રિયનોને વિજય મળ્યો, પરંતુ હોશ નામે સરદાર ડંકર્કનું રક્ષણ કરતો હતો તેને પ્રજાસત્તાક રાજ્યના લશ્કરનો સેનાપતિ ઠરાવ્યો, ત્યારે આલ્સેસમાંના જીતેલા ભાગમાંથી નસાડી મૂકયાથી તેમને જર્મનિની સરહદમાં ભરાઇ રહેવું પડ્યું. ઈતાલિમાં ફ્રેંચ લોકો સેવોયનો કબજો રાખી શક્યા, પરંતુ સ્પેનની સરહદપર તેમને સખ્ત વિપત્તિ પડી.

રાજ્યપરિવર્તનની અસર આટ્લાંટિક મહાસાગરની પેલી મેરના પ્રદેશોમાં પણ થઇ સેન્ટડોમિંગોના ફ્રેંચ તાબેના વિભાગમાંના કાળા લોકોએ ગોરા લોકો તેમને સરખા હકો આપે તે માટે બંડ કર્યું. તે સંસ્થાનના કામકાજોની વ્યવસ્થા રાખવા માટે કન્વેન્શને મોકલેલા પ્રજાના ત્રણ મુખત્યારોએ તેમના દાવાને પુષ્ટી આપી, સ્વાધીનતા મળવાની આશાથી સીધીઓ તેમના ધણીઓની સામે હુલ્લડ કરવા લલચાયા અને વેસ્ટઇંડીઝમાંનો ઘણોજ આબાદ ટાપુ સેંટડોમિંગો ગોરા અને કાળા પક્ષના વિગ્રહથી ઉજ્જડ થયો. લઢાઇમાં વિના કારણે ઘણાં માણસના જીવ લેવામાં આવ્યા.

યૂરોપના પશ્ચિમ તથા દક્ષિણ ભાગોમાં વિગ્રહ થયા તેથી રૂશિયાની રાણી કાથરૈનને પોલાંડના વિભાગ કરી વહેંચી લેવાનો પ્રિય હેતુ પાર પાડવાની તક મળી. લૂટમાં ભાગ લેવા માટે આસ્ત્રિયા અને પ્રુશિયા આ

અન્યાયી યોજનામાં સામીલ થયાં, પરંતુ સ્વાધીનતા જાળવવા પોલાંડ"ના લોકો બહાદુરીથી લઢયા. અમેરિકામાં વાશિંગટનના હાથ નીચે કોસ્યસ્કોએ નોકરી બજાવી હતી તે સ્વદેશાભિમાનીઓનો આગેવાન હતો, અને તેની બહાદુરીના પ્રયત્નોને લીધે વિગ્રહ લંબાયો. એ વિગ્રહમાં પ્રથમથીજ પોલાંડના લોકને જયની આશા નહોતી. કોસ્યસ્કો ઘાયલ થઇ દુશ્મનોને હાથ પકડાયો, ઘાતકી સવારોએ વાર્સોપર હલ્લો કર્યો અને પોલાંડના રાજ્યના નામનો નાશ કરી ત્રણે એક સંપી રાજાઓએ માંહોમાંહે વહેંચી લીધું, (ઇ. સ. ૧૭૯૫). ફ્રાન્સની સામેના એક્યના હેતુને ટેકો આપવા કરતાં નવાં મેળવેલાં સંસ્થાનો જાળવવા પ્રુશિઆનો રાજા વધારે આતુર હોઇને ફ્રેંચ લોક જોડે તેણે સલાહ કરી અને પ્રજાસત્તાક રાજ્ય અને આસ્ટ્રિઆ વચ્ચે સલાહ કરાવી આપવાને વચમાં પડવાનું કહાવ્યું. ફ્રાન્સમાંથી આસ્ટ્રિયનોને હાંકી કાઢયા. એવામાં તે દેશમાં પ્રકૃતિક્ષોભ ઉઠયો, (ઇ. સ. ૧૭૯૩). પારિસના ફિતુરખોરોની મદદથી કન્વેન્શનમાં પ્રતિપક્ષીઓની સામે થવામાં ફતેહ પામ્યાથી જાકોબિનોએ પોતાના સામાવાળીઆ રાજદ્રોહી છે એમ જાહેર કરી જેવી તેવી તપાસ કર્યા પછી તેમનો શિરચ્છેદ કર્યો. ફ્રાન્સની રાણી મેરી આંટોઇનેટનો પણ એ રીતે શિરચ્છેદ કર્યો. એનો ઘાત થવાથી તે દુઃખમાંથી છૂટી. જાકોબિનોના જુલમથી ફ્રાન્સની દક્ષિણે ઘણાંજ જબરાં હુલ્લડ જાગ્યાં એથી ધર્મસમાજ અને રાજાના અર્થે હુલ્લડ કરવાને લાવેન્ડીના આસ્ટ્રિયનોને ઉત્તેજન મળ્યું. આ હુલ્લડની જાકોબિનોને ખબર થઇ ત્યારે તેઓ બહુજ કોપ્યા. જે શહેરોએ તેમની સત્તા ઉથાપી હતી તેમની સામે સખ્ત ઠરાવ કર્યા. લાયન્સ શહેરમાં ચાર માસ થયાં હુલ્લડ જાગ્યું હતું તેથી તે શહેરે જેટલી સજા ભોગવી તેટલી બીજા સ્થાનને ભોગવવી નહિ પડી. છરાવાળા ગોળાનો માર ખમ્યા પછી તેને શરણે આવવું પડયું. કોલોટ અને ફુશેને મુખ્ય ઠરાવી તેમના હાથ નીચે બીજા ત્રણ મુખત્યારો આપી લશ્કરી કાયદાથી લાયન્સના હુલ્લડખોરોને શિક્ષા કરવા મોકલ્યા. આ ક્રૂર પંચે જેવી તેવી તપાસ કરી આશરે ચાર હજાર મનુષ્યોનો શિરચ્છેદ કર્યો. પરંતુ આવા કસાઇના કામની જોડે જાકોબિન લોકો સ્વદેશના રક્ષણાર્થે લશ્કરની તજવીજ રાખવામાં ચૂક્યા નહિ. સર્વ ફ્રેંચ લોકો સિપાઇ છે એવો કન્વેન્શન સભાએ કાયદો કર્યો તથા બધા લોકોને લશ્કરમાં દાખલ થવાની

આજ્ઞા કરી. આ મોટા સૈન્યના ખરચને માટે ખાનગી માલ જપ્ત કરી તેની કિંમતને પેટે એસાઇનટ્સ નામે નોટો આપી. એ નોટોની કિંમત ઝટ ઘટી જવાથી ફ્રાન્સની સરકારની શાખ ઘટી ગઇ.

ટુલોનમાં હુલ્લડ થવાથી સ્પેનની તથા નીઓપોલીટન ટૂકડીઓની મદદ વડે ઇંગ્રેજી લશ્કરે તે બંદ કબજે કર્યું. કન્વેન્શનના લશ્કરે તેને ઘેરો ઘાલ્યો. નેપોલીયન બોનાપાર્ટ નામે જુવાન કાર્સીકને ઘેરો ઘાલનારાઓની તરફથી તોપોનો માર ચલાવ્યો. એ જુવાન માણસ હલકા દરજ્જાથી પોતાના ગુણને લીધે મોટી પાયરીએ ચઢયો હતો. એના શ્રમે કરીને ઇંગ્રેજો તે શહેરનો બચાવ કરી શકયા નહિ. તોપખાનાનો તથા શત્રુના વાહાણોનો નાશ કરી ટુલોન છોડી તેઓ જતા રહ્યા. બિચારા શહેરના રહેવાશીઓને તેઓ તજી જતા રહ્યા તેથી જય પામેલા ફ્રેંચ સરકારના અમલદારોએ અપરાધી તથા નિરપરાધી સર્વેને ભારે સજા કરી સખ્ત શિક્ષા કરી.

નેધર્લાંડ તથા જર્મનિમાં પિશેગ્રુ જોર્ડનની સરદારી નીચે ફ્રેંચ લોકે આસ્ત્રિયનો અને તેમના સહાયકારીઓપર અગત્યના વિજયો મેળવ્યા. ઘણી લઢાઇ થઇ તોપણ સ્વારીની શરૂઆતમાં કંઇ પરિણામ નીપજ્યું નહિ, (ઇ. સ. ૧૭૯૪). ફ્રાન્સના ઉત્તમ લોકોનો જે પક્ષે ક્રૂરપણે ઘાત કર્યો હતો તેમની પડતી થઇ એ અગત્યનો બનાવ બન્યો. રોબેસ્પીયરના ઘણાંજ કંપારી છૂટે એવાં અઘોર કર્મ જાકોબિન પક્ષના ઘણાકોથી સહન થઇ શકયાં નહિ. તેનો નાશ કરવા છાની મસલત કરવામાં આવી કન્વેન્શને પોતાની જે સત્તા તેને સોંપી હતી તે તેની પાસેથી લઇ લીધી, તથા તેને કેદ કરી તેની તથા તેના સાથીઓની જે કચેરી તેમણેજ સ્થાપી હતી તેણે તપાસ કરી તેમનો શિરચ્છેદ કર્યો. આ ફેરફારથી લાભકારી પરિણામ થવાની આશા હતી તે નિષ્ફળ ગઇ. રોબેસ્પીયર પછીના સરદારો તેના કરતાં કિંચિતજ સારા હતા. તેમની નૌકાનો પરાભવ થવાથી બ્રિટનપર તેમનો દ્વેષ દઢ થયો. લોર્ડ હાઉ નામે ઇંગ્રેજનો નૌકાધિપતિ આગલા બે વિગ્રહોમાં પ્રખ્યાત થયો હતો તેણે એક જબરી ફ્રેંચ નૌકાને હરાવી (૧ જુન) અને દુશ્મનોની હાર તોડી લઢાઇના છ વહાણ પકડી લીધાં તથા બે ડૂબાવ્યાં. હોલાંડમાંના વિગ્રહમાં હાર થવાથી ના હીમત થયેલી ઇંગ્રેજી પ્રજાને આ

વિજયથી હીમત આવી. ઈંગ્લાંડના રાજ સાથે કોર્સીકાને જોડી દીધું. પરંતુ સ્પેનની સરહદપર ફ્રેંચો વિજયી થયા અને હોલાંડને પિશેગ્રુ તથા મોરોએ તાબે કર્યું. ઓરેંજનો યુવરાજ તથા ઇંગ્રેજી લશ્કર સમુદ્રમાર્ગે નાશી ગયાં. વલંદા લોકે સ્ટાડ હોલ્ડરની જગ્યા કાઢી નાખી અને ફ્રાન્સના પ્રજાસત્તાક રાજની પેઠે રાજ ચલાવવાની નવી પદ્ધતિ દાખલ કરી. આ રાજ્યપરિવર્ત્તનથી લાભ પ્રાપ્ત થવાની હોલાંડમાં જેમને આશા હતી તેઓ નિરાશ થયા. ફ્રેંચ લોકે પોતાના નવા મિત્રોનો તિરસ્કાર કર્યો અને તેમને જીતેલી પ્રજા પ્રમાણે ગણ્યા અને ઇંગ્રેજોએ પરદેશમાંના સંસ્થાનોનો કબજો કર્યો અને ખરેખરી નહિ કરી શકે એવો જે વલંદા લોકોનો વેપાર તેનો નાશ કર્યો.

ફ્રાન્સના રાજપરિવર્ત્તનથી ઈંગ્લાંડમાં ગભરાટ થયો, તેણે કરીને પાર્લમેંટમાં સુધારો કરવાને જેઓ ઘણા આતુર હતા તેઓમાંના કેટલાકપર રાજદ્રોહનો ઇંગ્રેજ સરકારે આરોપ મૂક્યો. અદાલતમાં ત્રણ જણનો ઇનસાફ થયો. એ ત્રણેને પંચે છોડી દીધા તેથી સરકારે બીજા ઉપર કામ ચલાવવું બંધ રાખ્યું. સ્થાપેલા ધારાઓમાં ફેરફાર કરવા દેશના થોડાજ લોકો આતુર હતા. ફ્રેંચ જાકોબિનોની મુર્ખાઇથી તથા ગુન્હાને લીધે સુધારો લોકોને અપ્રિય થયો. ઘણા લોકો દરબારની વિરૂદ્ધ પડ્યા અને તેઓ પ્રધાનને સહાય થયા. જેઓના વિચાર એ રીતે ફરી ગયા તેમાં મુખ્ય વાક્ચતુર બર્ક સાહેબ હતો. એણે ફ્રેંચ રાજ્યપરિવર્ત્તનની વિરૂદ્ધ ભાષણો કર્યાં તેથી લોકોના મનપર જબરી અસર થઈ.

પોલાંડના રાજ્યનો નાશ થયો તેથી તથા ફ્રાન્સની સામે થએલા રાજાઓના પક્ષમાંથી પ્રુશિઆનો રાજા નીકળી ગયો તેથી બ્રિટિશ પાર્લામેંટને ઘણી નાખુશી થઇ. પ્રુશિઆના બેઇમાન રાજાની ચાલ ઉપર ઇંગ્લાંડમાં ઘણી ટીકા થવા લાગી. ફ્રાન્સની સામા લઢવાને માટે ઇંગ્લાંડની સરકારે તેને પુષ્કળ ધન આપ્યું હતું. ફ્રેન્ચ લોકની સામા લઢવામાં એ ધનનો ઉપયોગ નહિ કરતાં પોલાંડને લૂંટું કરવામાં તે પૈસો તે લુચ્ચા રાજાએ કામે લગાડ્યો. પ્રુશિઆનો રાજા ફરી ગયો તેથી ઇંગ્રેજો અને આસ્ત્રિયનો હીમત હારી ગયા નહિ, ફ્રાન્સનું રાજ અવ્યવસ્થામાં હતું તેથી વિરોધ જારી રાખવાની તેમણે હામ કરી. જાકોબીનની ધુંસરીથી કન્વેન્શન સભા કેટલેક દરજ્જે છૂટી થઇ પરંતુ જાકોબીનોના કાવતરાં

અને પારિસના તોફાની લોકના ફિતુરોથી પારિસ શહેરની ખરાબી વારે વારે થતી હતી. લાવેન્ડીમાં રાજાના પક્ષકારોએ વિરોધ જારી રાખ્યો અને ફ્રાન્સના દક્ષિણ ભાગના લોક પ્રજાસત્તાક રાજ્યરીતિથી નારાજ રહ્યા. તોપણ આ કુસંપથી ફ્રાન્સના શત્રુઓને કંઇ લાભ થયો નહિ. સ્પેનના લશ્કરોનો કેવળ પરાભવ થવાથી ત્યાંના રાજાને પ્રજાસત્તાક રાજ્ય જોડે સલાહ કરવાની જરૂર પડી. ઇતાલિમાં ફ્રેંચની સામા ઓસ્ત્રિયનો મુશ્કેલીથી ટકી શકયા અને જર્મનિમાં પણ ફ્રેંચ લશ્કરોનો પરાજય થયો નહિ. સમુદ્રમાં ગ્રેટબ્રિટનની ચઢતી રહી. લાર્ડ કાર્નવાલીસના નૌકા સૈન્યે તેનાથી વધારે બળવાન ફ્રેંચ નૌકાને પાછી હઠાવી અને દશ મનવારો વડે લાર્ડ બ્રિડપોર્ટે દુશ્મનના વહાણોપર હુમલો કર્યો અને તેમાંના ત્રણને શરણે આવવાની જરૂર પાડી. માર્ટીનીક, ગ્વાડાલૂપ અને સેંટલ્યુસી નામે વેસ્ટ ઇંડિયાના બેટો ફ્રાન્સને કબજે હતા તે ઇંગ્રેજે જીતી લીધા અને કેપઆવગુડ હોપ તથા સિલોનમાં વલંદાના સ્થાનો હતાં તે પણ ઇંગ્રેજને હાથ આવ્યાં.

પોતાનો અધિકાર હમેશ ચાલે એવો પ્રયત્ન કન્વેન્શને કર્યો તેથી પારિસમાં ભારે બંડ થયું; એ બંડ બેસાડી દેવાના કામમાં બોનાપાર્ટ સામીલ હતો. બે હજારથી જાદે ફીતુરખોરો માર્યા ગયા. ત્યાર પછી ફ્રાન્સમાં નવી રાજ્યવ્યવસ્થા સ્થાપવામાં આવી. કાયદા બાંધનારી એક સભા ઠરાવી તેની ઉપર વૃદ્ધ પુરૂષોની સભા નામે મંડળ ઠરાવી અને કાયદા અમલમાં લાવવાને અને રાજ્યનો વહીવટ કરવાને પાંચ ડાઇરેક્ટરો (વહીવટદારો) ઠરાવ્યા. એ વહીવટદારોએ કાયદા કરનારી સભાનો અધિકાર ઓછો કરવા માગ્યો અને તેથી રાજ્યવ્યવસ્થાનો હેતુ રદ ગયો. તોપણ રાજ્યવહીવટ કાંઇક નિયમસર થવા લાગ્યો અને પરરાજ્યો જોડે ચાલતા વિગ્રહ ઉપર વહીવટદારોએ ખૂબ લક્ષ આપ્યું, (ઇ. સ. ૧૭૯૬). માર્શલ જોર્ડન અને મોરો મોટા લશ્કરો સહીત જર્મનિમાં ઘુસ્યા અને જય કરતા આગળ વધ્યા. આર્ચ ડ્યુક ચાર્લસે આસ્ત્રિયનોની સામા આવી તેમને અટકાવ્યા. કોર્નાક નામે રણમાં જોર્ડનને તેણે હરાવ્યો અને ત્યાર પછી ઝડપથી તે મોરોની સામો ગયો. હાર થવા જેવું થઇ ગયા છતાં મોરોએ પોતાના લશ્કરને સહીસલામત પાછું સ્વદેશ આણ્યું તેથી તેની

ધણી નામના થઇ. કાલુંવન નામે જંગલની વાટે તે પાછો ફર્યો માગમાં ઠેકાણે ઠેકાણે તેને યુદ્ધ કરવું પડયું. તે પાછો હઠતો હતો પરંતુ ગભરાટમાં પડતો નહિ. પોતાના તમામ લશ્કરનો બચાવ કરતો તે રાહીન સુધી આવ્યો અને તોપખાનું તથા સામાન સરંજામ સહીત તેણે તે નદી ઓળંગી.

ઇતાલિમાં ફ્રેંન્ચ ફોજનો સેનાપતિ નેપોલ્યન બોનાપાર્ટ હતો. તેણે સાર્દીનિયાના રાજાનો કેવળ પરાજય કર્યો. આસ્ત્રિયન ફોજથી તેને છૂટો પાડી નાખ્યો અને મોટા અગત્યના કિલ્લાઓ આપી દઇ પ્રજાસત્તાક રાજ્ય જોડે ગેરઆબરૂ ભરેલી સંધિ કરવાની તેને જરૂર પડી. ત્યારપછી નેપોલ્યન આસ્ત્રિયન લશ્કર ને ફોજની સામે ગયો. ભારે હાનિ થયા છતાં લૉડી નામે પુલના થડમાં ઉભેલા અસ્ત્રિયન લશ્કરને હરાવ્યું અને મિલાન તથા લામ્બાર્ડીના મુખ્ય શહેરો જીતી લીધાં. ત્યાંના લોકપર તેણે સખ્તાઇ ઘણી કરી; લેગ હોર્નના બંદરમાંથી ઇંગ્રેજોને કાઢી મૂકવાની ટસ્કનિના ડ્યુકને જરૂર પાડી. બોલોના પ્રાંત તથા કેટલાંક નગરો પોપની પાસેથી પડાવ્યાં, નાણાની મોટી રકમ લીધી અને ઘણાજ કિંમતી ૩૦૦ હસ્તલેખ, ગ્રંથો તથા છબીઓ તેની પાસેથી લુંટાવી લેઇ પારિસ મોકલી દીધી. મેદીના અને પાર્માના ડ્યુકોને પણ એજ પ્રમાણે આપવું પડયું. પોતાની સરહદ ઉપર આવી પહોચવા પહેલાં નેપલ્સના રાજાએ ડહાપણથી ફ્રેંચ જોડે સલાહ કરી હતી તેથી તે આ વેળા બચી ગયો. ઇતાલિમાં હવે માંચુઆનો કિલ્લો આસ્ત્રિયનોના હાથમાં રહ્યો હતો. નેપોલ્યને તે પર સખ્ત ઘેરો નાખ્યો. વિયેનાના દરબારે તે શહેરના રક્ષણને માટે ઉમંગથી મોટી તૈયારી કરી. માર્શલ વમ્સરની સરદારી નીચે મોટી આસ્ત્રિયન ફોજ આવી તેને નેપોલ્યને બે વાર ભારે શકે પહોંચાડી પાછી હઠાવી. વમ્સરે લશ્કરના વગર વિચારે વિભાગ કર્યા હતા તેથી તેનો પરાજય થતો હતો. આસ્ત્રિયાના શહેનશાહે તેને બરતરફ કરી તેની જગાએ આલ્વાનસીને મોકલ્યો. એ સરદારે પણ તેવીજ ભૂલ કરી તેથી તેને નાસવું પડયું; પરંતુ માંચુઆના કિલ્લેદારોએ હઠથી શહેરનું રક્ષણ કર્યું.

ઇંગ્રેજના રાજ્યથી નારાજ થઇ કાર્સીકાના લોકે બળવો કર્યો અને ઇંગ્રેજોને પોતાના બેટમાંથી નસાડ્યા અને ફ્રાન્સને તાબે થયા. આ

ચલૈંડમાં ફ્રેંચોની ચઢાઇ થશે એવી ધાસ્તી જણાઇ. એક જબરૂં નૌકાસૈન્ય મોટા જમીનના લશ્કર સહીત બાંટ્રેના અખત્યારમાં આવ્યું. એ સ્વારીનો ઉપરી લાવેન્ડોના બંડખોરોનો પરાજય કરનાર હુશે હતો. જો તે બંદરમાં ઉતરી શકયો હોત તો બ્રિટિશ રાજને હાનિ પહોચત, પરંતુ સખ્ત વાવાઝોડું થવાથી તેનાં વહાણો વીખરાઇ ગયાં, અને છૂટક છૂટક ઇગ્રેજોને હાથ પાછળથી નાશ પામ્યાં અથવા પકડાયાં. રૂશિયાની મહારાણી કાથરૈનનું મરણ થવાથી ઇંગ્લાડના પ્રધાનને રૂશિયાની સારી કુમક મળવાની આશા થઇ; પરંતુ તેની પાછળ રાજ્યાસને બેસનાર રાજાધિરાજ પોલે લંડન અને વિયેનાના દરબારોની વિનતી ઉપર કંઈ ધ્યાન આપ્યું નહિ. ઈંગ્લાંડની સામા એક બીજો શત્રુ જાગ્યો; ઈંગ્લાંડના દરિઆબળ ઉપર સ્પેનનું દરબાર હમેશ અદેખાઇ કરતું હતું તેથી, તથા ફ્રેંચ સરકારના ત્રાસે કરીને તેણે પ્રજાસત્તાક રાજ જોડે સંપ કરી નૌકાસેનામાં વધારો કર્યો. (ઇ. સ. ૧૭૯૭). આ વખતે ઈંગ્લાંડનો આધાર વહાણના લશ્કર ઉપર હતો. તેવામાં સ્પીટ હેડમાં રહેલાં નૌકાસેનાના માણસોએ જબરદસ્ત બળવો કર્યો. સરકારે બંડખોર લશ્કરના અમલદારને બરતરફ કર્યા. પરંતુ ખારવાઓ ડર્યા નહિ. ટેમ્સ નદીના મૂળ ઉપર ઘેરો ઘાલી તેઓ લૂટ કરવા મંડયા. દેશને સુભાગ્યે કરીને ફિતુરખોરોના મનમાં થોડા વખતમાં ભય ઉત્પન્ન થયું અને તેથી તેઓ પુનઃ રાજાને તાબે થયા, તેમાં આગેવાનોને ફાંસી દીધી, પરંતુ બંડખોરોના મોટા ભાગને માફી બક્ષી તેઓનાં મન મનાવ્યાં.

રિવાજ પ્રમાણે શિયાળામાં પણ ઇતાલિમાં વિગ્રહ બંધ પડયો નહિ. પોતાની હારનું વેર વાળવાને આલ્વાન્સીએ સખ્ત કોશીશ કરી, તથાપિ તેની હાર થઈ; અને માંચુઆનો કિલ્લો નેપોલ્યનને તાબે થયો. આસ્ત્રિયાના ખંડણી આપનારાં ઇતાલિનાં રાજ્યોને વશ કર્યા પછી ખુદ આસ્ત્રિયાના મુલકપર નેપોલ્યન ચઢયો. ફ્રીઉલી પ્રાંતને ઉતાવળે તાબે કર્યો અને ટિરલ પ્રાંતમાં ફ્રેંચ લશ્કર પેઠું. આર્ચ ડયુક ચાર્લસે બહાદુરીથી દેશનો બચાવ કર્યો તોપણ હુશે અને મોરો જર્મનિમાં ધસ્યા આવતા હતા તેથી ભયભીત થઇ રાજેંદ્ર ફ્રાન્સીસે પોતાના ઇંગ્રેજ મિત્રોની તકરારપર લક્ષ ન આપતાં સલાહના કહેણ કહાવ્યાં, તહનામું થતું હતું તેવામાં નેપોલ્યને જીનોઆ અને વેનિસની જૂની રાજ્યવ્યવસ્થા બદલી ત્યાં પ્રજા-

સત્તાક પદ્ધતિ સ્થાપી અને તેઓને ફ્રાન્સના આશ્રિત કર્યા.

ઉદ્ધતાઇથી માંડેલા વિગ્રહથી સ્પેનને ઘણી હાની થઇ. કેપ સેન્ટ-વીન્સેટ આગળ તેમની મોટી નૌકાસેનાને આડ્મીરલ જર્વીસે હરાવી, એમાં ચાર સ્પેનના વહાણ પકડાયાં. ઇંગ્રેજોનો મોટો નાયક આ યુદ્ધમાં સામીલ હતો, તેના બુદ્ધિબળે કરીને આ ફતેહ મળી હતી. ત્રિનિદાદનો બેટ સ્પાનિયર્દો પાસેથી ઇંગ્રેજોએ લીધો પરંતુ ટેનેરીફપર બ્રિટિશ ફોજે હાથ કર્યો તે ખાલી ગયો. કેપ આવ ગુડહોપ જીતી લેવાને વલંદાઓએ પ્રયત્ન કર્યો પણ તે નિષ્ફળ ગયો અને ઉલટાં તેમના સાત વહાણો ઇંગ્રેજને હાથ આવ્યાં. હોલાંડના કાંઠાનું રક્ષણ કરવા રહેલી વલંદાની નૌકાસેનાને આડ્મીરલ ડંકને હરાવી અને તેઓની પંદર મનવારો હતી તેમાંની અગીઆરને પકડી, એમાંની બેને દરિયાની કેટલીક હરકતને લીધે છોડી દીધી.

ફ્રાન્સના રાજ્યમાં નવી ઉથલપાથલ થવાથી ડાયરેક્ટરોને હાથ મુખ્ય અધિકાર આવ્યો અને તેઓના પ્રતિપક્ષીઓને કાળે પાણીએ મોકલ્યા. સંધિ કરવાના કહેણ ચાલ્યાં, તેમાં ફ્રાન્સના એલચીઓની માગણી એટલી મોટી હતી કે ઇંગ્લાંડે તે ના કબુલ કરી. આસ્ટ્રિયાએ તે સ્વીકારી, માંટુઆને બદલે તેને વિનિસ આપ્યું અને ફ્રાન્સની સરહદ રાહીન નદી સૂધી પહોંચી.

હવે ફ્રાન્સને એક શત્રુ હતો. ગ્રેટબ્રિટન વિના તેની સામે બાથ ભીડવા ટકી રહ્યું નહિ. ડાયરેક્ટરોએ એ બેટ ઉપર સ્વારી કરવાને મોટું સૈન્ય તૈયાર કર્યું. એ સમાચારથી ગ્રેટબ્રિટનમાં સ્વદેશાભિમાનનો જુસ્સો પુષ્કળ જાગ્યો. દેશના લોકો પોતાની ખુશીથી લઢવાને તૈયાર થયા. વાલન્ટીયર લશ્કરોએ કવાયત શીખવા માંડી અને દેશમાંના દરેક માણસે હથિયાર ઝાલ્યાં પણ જ્યાં સૂધી ચાનલમાં બ્રિટિશ નૌકાસૈના પ્રબળ છે ત્યાં સુધી છે એ ધમકી મિથ્યા છે એવું ફ્રાન્સના જાણવામાં હતું, અને પોતાના કોઇ બીજા મનસૂબાને પડદામાં રાખવાને બોનાપાર્ટે એ યુક્તિ ઊભી કરી હતી. પોતાની ખુશી પ્રમાણે ઇતાલિ સ્વિતઝર્લાંડ અને હોલાંડની રાજ્યવ્યવસ્થા કરવામાં ફ્રેંચ સરકાર રોકાયલી હતી તેવામાં

મિસર દેશપર સ્વારી કરવાની યોજના નેપોલ્યને કરી. પશ્ચિમ યૂરોપમાં ફ્રાન્સિસ લોક જેમ બળિષ્ટ હતા તેમ આફ્રિકા અને એશિયામાં તેમને કરવા એવો વિચાર તે યોદ્ધાનો હતો, (ઇ. સ. ૧૭૯૮). આડ્મીરલ બ્રુયેસના ઝાઝોમાં સ્વાર થઇ પ્રથમ માલ્ટે ગયો. ત્યાંના ફ્રેંચ નાઇટોએ તે બેટ એને સ્વાધીન કર્યો. એમાંના કિલ્લાઓનું રક્ષણ કરવાને જોઇએ તેટલી ફોજ મૂકી અને ભૂમધ્ય સમુદ્રની ઇંગ્લિશ નૌકાસેનાની નજર ચૂકાવી તે મિસરમાં જઇ પહોંચ્યું. પ્રથમ આલેક્ષાંદ્રિયા શહેર ઉપર હલ્લાં કરી લીધું. મામલુક નામે તુર્ક લોકના હાથમાં તે દેશ એ વેળા હતો. એમના તેજી ઘોડેસ્વારોએ બહુ હીમતથી લઢાઇ કરી પરંતુ ફ્રેંચ પાયદલ આગળ તેમનું કાંઇ ચાલ્યું નહિ. ચોરસ આકારમાં ફ્રેંચ સિપાઇઓ એવી દૃઢતાથી લડતા હતા કે મામલૂક સ્વારોથી તેમને ભેદાતું નહિ. આમ્બાબાના યુદ્ધમાં ઘણા ખરા મામલૂક માર્યા ગયા.

ફ્રેંચ નૌકાસેનાનો નાશ થવાથી આ ફતેહની ખુશીમાં ખલેલ પહોંચી. ઇંગ્રેજનો સરદાર આડ્મીરલ નેલ્સન ફ્રેંચ વહાણોને ખોળતો ખખલતો કરતા અખાતમાં આવ્યો. અહીં આડ્મીરલ બ્રુયેસના વહાણ ઉભાં હતાં તેમના ઉપર તેમણે ધસારો કર્યો. ઇંગ્રેજી ફોજનો થોડો ભાગ લઇને ફ્રેંચ નૌકાઓ અને કાંઠો એ બેની વચ્ચે તેણે ઘુસાવ્યું અને બાકીનો ભાગ લશ્કરની બીજી બાજુપર રાખ્યો તેથી બે તરફથી તોપનો માર ફ્રેંચોને ખમવો પડયો. દારૂણ યુદ્ધ થયું અને અંતે ઇંગ્રેજોનો પૂર્ણ જય થયો. ફ્રેંચની નવ મનવારો તેમણે પકડી. લાઓરીયન્ટ નામે એક અસાધારણ કદનું ઝાઝ તેમાંના ઘણાખરા બહાદુર માણસો સાથે દારૂથી ઉંચે ઉડી ફાટયું, બીજા બે વહાણ ઇંગ્રેજોને હાથ આવતા અટકાવવાને માટે ફ્રેંચ સરદારે સળગાવી મૂકયાં.

બીજી સ્વારીઓમાં ગ્રેટબ્રિટનને જય મળ્યો નહિ. બેલજીયમને કાંઠે વહાણોનું લશ્કર મોકલ્યું હતું તે હાર ખાઇ પાછું આવ્યું અને સેંટડોમીંગોનો બેટ ઇંગ્રેજોને છોડી દેવો પડયો. આયર્લાંડમાં ફીતુર થયું, ફ્રેંચ રાજરીતિના વખાણ કરનારા કેટલાક આતુર પુરૂષોની ઉશ્કેરણીથી મૂર્ખ ગામડીયાઓ સરકારની સામે ઝઘડો કરવા ઉઠયા હતા. ફીતુરખોરોએ ઘણાક ઘાતકી કર્મો કર્યાં, પણ તેમના સરદારોથી તે વરાઇ શકયા નહિ.

રાજાના લશ્કર તરફથી પણ બહુ નિર્દય કર્મો થયાં. અને બંડ શમ્યું; પરંતુ તેવામાં એકતાની ફ્રેંચ ફોજ કનાંટ પ્રગણામાં ઉતરી તેમની જોડે લઢવાને મોકલેલી ઇંગ્લિશ ટૂકડીના કાયરપણાથી ફ્રાન્સીસ સિપાઇઓ દેશના મધ્ય ભાગ સુધી આવી પહોચ્યા. આયર્લાંડના સૂબાની જગાએ લાર્ડ કાર્નવાલિસની નિંમનુક એ વખતે થઇ હતી. તે સરદારે ફ્રાન્સીસોને શરણે આવવાની જરૂર પાડી. સખ્તાઇ અને દયાનો ઘટતા મિશે ઉપયોગ કરી એ સૂબાએ નારાજ થયેલા લોકને શાંત કર્યા. ફ્રેંચ નૈકાસેનાના ઘણાક વહાણોને સર જોન વારને પકડ્યા તેથી હવે પછી એવી સ્વારીની ધાસ્તી રહી નહિ.

નેલ નદીના મુખ આગળ જે મોટો જય નેલ્સનને પ્રાપ્ત થયો તેની અસર યૂરોપમાં જબરી થઇ. ઇસ્તામ્બુલના સુલતાને પોતાના રાજનું રક્ષણ કરવાને ઉમંગથી તૈયારી કરવા માંડી. ભૂમધ્ય સમુદ્રમાં રૂશિયા તરફથી એક નૈકાસેના આવી તેણે ફ્રેંચે જીતી લીધેલા આયોનિયન બેટો ખૂચવી લીધા. પોપ પાસેથી ઝૂટવી લીધેલો મૂલક લેઇ લેવા નેપલ્સનો રાજા યુદ્ધે ચઢયો અને ઇંગ્લાંડના મુખ્ય પ્રધાન પીટ સાહેબની અસલાહથી આસ્ટ્રિયાના મહારાજાએ ફરીને વિગ્રહ આરંભ્યો.

આ બળવાન એકાથી ફ્રેંચ લોક ડર્યા નહિ. નેપલ્સના રાજાને તેમણે સહજ પાછો હઠાવ્યો, પરંતુ રૂશિઆએ તેમને હંફાવ્યા. સવારોફની સરદારી નીચે રૂશ ફોજ ઇતાલિમાં દાખલ થઇ, અને આસ્ત્રિયનોને મળી જઇ કેટલાક જય મેળવ્યા. માર્શલ મોરો અને મેગ્ડોનલનું તેમની આગળ ફાવ્યું નહિ. આ ફતેહ મેળવવામાં રૂશિઆ અને આસ્ત્રિયાના એટલાં બધાં માણસો માર્યાં ગયાં કે લઢાઇ ચલાવવાની બીજી યોજના કરવી તેમને ઠીક માલમ પડી. સ્વીત્ઝર્લાંડમાંથી ફ્રાન્સીસ ફોજને હાંકી કાઢવાનું કામ સવારોફે માથે લીધું અને ઇતાલિમાં આસ્ત્રિયા અને પિડમોંટના લશ્કરોનું ઉપરીપણું મેલાસ અને ક્રેને સોંપ્યું. જર્મનિના માંડળિક રાજાઓની ફોજો વડે તે દેશનું રક્ષણ કરવાનું કામ ચાર્લસને હાથ આવ્યું. સ્વીત્ઝર્લાંડમાં ફતેહ કરતો સવારોફ આગળ વધ્યો અને જર્મનિમાં કેટલાક નાના ઝઘડામાં ફ્રેંચને પાછાં હઠવું પડયું. એ દરમિયાન નેપોલ્યને સિરિયા ઉપર ચઢાઇ કરી હતી. એકરગઢ આગળ તેને અટકવું પડયું. સર સીડની સ્મીથ

નામે એક શૂરવીર ઇંગ્રેજ સરદાર તુર્ક લોકની મદદે ત્યાંના કિલ્લામાં દાખલ થયો હતો તેના પ્રયત્નથી ફ્રેંચ લશ્કરની મહેનત વ્યર્થ ગઇ. નેપોલ્યન પાછો ફરી ઇજીપ્ત ગયો અને તે દેશના રક્ષણનો બંદોબસ્ત કરી છાનોમાનો ફ્રાન્સ જવા નીકળ્યો. ભૂમધ્ય સમુદ્રમાં ફરનારી ઇંગ્રેજી મનવારોથી ન પકડાતાં તે ફ્રાન્સ પહોંચ્યો. ઇંગ્રેજની અને રૂશિઆની ફોજોએ હોલાંડપર ચઢાઇ કરી હતી, એવું કહેવાતું હતું કે ફ્રાન્સની ધુંસરીમાંથી છૂટવાને વલંદા આતુર હતા પણ તે વાત ખોટી પડી. ઇંગ્રેજી ફોજનો ઉપરી યોર્કનો ડયુક હતો તેને પાછા હઠવું કઠણ પડયું. આઠ હજાર ફ્રેંચ સિપાઇઓ કેદી પકડ્યા હતા તેઓને મફત છોડી દેવાનું કબુલ કરવાથી ફ્રેંચ ફોજે તેને સહીસલામત જવા દીધો. આ ખુશીના સમાચાર ફ્રાન્સની સરકારને મળ્યા હતા તેવામાં નેપોલ્યન જઇ પહોચ્યો.

નેપોલ્યનના જોવામાં આવ્યું કે ડાયરેકટરોના અમલથી ફ્રેંચ લોક કંટાળ્યા હતા. ફોજનો માનીતો હોવાથી તેણે રાજક્રિયામાં ફેરફાર કર્યો. કાયદા બાંધનારી સભાને સિપાઇઓની મદદથી કાઢી મૂકી અને નવી વ્યવસ્થા કરી તેમાં પાંચ ડાયરેકટરોને ઠેકાણે ત્રણ કાન્સિલરો નીમ્યા. એ ત્રણમાં પ્રમુખ તે પંડે થયો. નામ વિના કુલ રાજા જેટલો અધિકાર તેને હાથ આવ્યો. પરરાજ્યો જોડે દોસ્તી કરવાનો પ્રયત્ન તેણે આરંભ્યો. ઇંગ્લાંડના રાજ્યકારભારીઓ જોડે તેનું કહેણ કંઇક અસભ્ય રીતે પાછું વળ્યું અને સ્વારી કરવાની તૈયારી કરી.

ઇ. સ. ૧૮૦૦ માં બ્રિટિશ રાજ્યવ્યવસ્થામાં એક મોટો અને જરૂરનો ફેરફાર કરવામાં આવ્યો. કાયદા બાંધવાને માટે ઇંગ્લાંડમાં અને આયર્લાંડમાં બે સ્વતંત્ર પાર્લામેંટ સભાઓ હતી. રાજાના મંદવાડને વખતે રાજપ્રતિનીધિ ઠરાવવા સંબંધી બંને પાર્લામેંટે જુદા પ્રકારના ઠરાવ કર્યા હતા, અને કોઇ પ્રસંગ એવો પણ આવે કે તેમના વિરૂદ્ધ ઠરાવોથી રાજ્યના બે ભાગ થઇ જાય. આ માઠો બનાવ બને નહિ માટે બે પાર્લામેંટો ભેળી દેવાનો મનસૂબો કરવામાં આવ્યો. એકત્ર થઇ જવાની સરતો વિષે બેઉ દેશોમાં જુસ્સાથી ચરચા ચાલી. આયર્લાંડના લોકને એ વાત ગમતી નહોતી અને ત્યાંની પાર્લામેંટે પ્રથમ એ દરખાસ્ત નામંજુર કરી. પરંતુ ત્યાર પછી રાજ્યકારભારીઓએ વધારે સભાસદોને પોતાના

મતમાં લીધાથી એ પાર્લામેંટને એકઠી કરવાનો કાયદો બહુ મતથી ત્રીજા વરસની બેઠકમાં મંજુર થયો.

એવું ધારવામાં આવ્યું હતું કે ફ્રાન્સનો મુખ્ય અધિકારી ઇંગ્લાંડ અથવા આયર્લાંડપર સ્વારી કરશે, પરંતુ સમુદ્ર ઉપરનું ફ્રાન્સનું બળ કેટલું નબળું છે તેથી પૂર્ણ માહિતગાર છતાં આ જોખમકારી સાહસ કામ માથે લે એવો કાચો નેપોલ્યન નહોતો. ઇતાલિમાં વઢવાની એક સાહસિક યુક્તિની ધારણા કરીને હેનિબાલની પેઠે આલ્પ્સ પર્વતોની વાટે ફોજને લેઇ ગયો. વાદળમાંથી સૈન્ય ઉતરતું જોઇ જેમ અચંબો પામે તેમ બર્નાર્ડના ડુંગરમાંથી ફ્રેંચ પલટણોને આવતી દેખી આસ્ત્રિયનો ચમકયા, તોપણ જીનોવા જીતવાથી તેઓને હીમત આવી હતી તેથી ગભરાયા વિના પ્રતિરોધ કરવાની ઉત્સાહથી તૈયારી કરી. મોંટેબેલોના રણમાં પહેલો હાથ તે બેઉની વચ્ચે થયો તેમાં ફ્રેંચની ચઢતી થઇ. ત્યારપછી મેરાંગો નામે સ્થળમાં મોટું યુદ્ધ થયું. આસ્ત્રિયનોએ લઢાઈ શરૂ કરી. એટલા જોરથી તેઓએ ધસારો કર્યો કે ફ્રેંચ લશ્કરના બંને પડખા પાછા હઠયા. મધ્યનો ભાગ પણ ગભરાટમાં પડયો, પરંતુ તેવામાં કુમકે તાજું લશ્કર આવી પહોચવાથી ફેલાઇ ગયેલી આસ્ત્રિયન ફોજની વચમાં ધુસી નેપોલ્યને તેનાં બે ભાગ કરી નાંખ્યા અને મુરાદની સરદારી નીચે એવો તો જુસ્સાથી છાપો માર્યો કે આસ્ત્રિયનો ઊભી પૂંછડીએ નાઠા. જનરલ મેલાસે છેક નાહીમત થઇ જઇ જીનોવા તથા પીડ્મોંટ અને લામ્બાર્ડિના મુખ્ય ગઢો આપી દઇ થોડા વખત લગી લઢાઇ બંધ રાખવાનું કબુલ કરાવ્યું.

તોપણ બ્રિટિશ દરબારની ઉશ્કેરણીને લીધે અને જર્મનિમાં સહજ ફતેહ મળવાથી મહારાજા ફ્રાન્સિસે વિગ્રહ ફરીને જારી કર્યો. હોયેન લીંડન નામે રણમાં તેના લશ્કરનો પરાજય મોરોની સરદારી નીચે ફ્રેંચ અને બવેરીયન લશ્કરોએ કર્યો, ત્યારે તે નિરાશ થયો. પોતાના ખાલસા મૂલકમાં શત્રુઓનો પગ પેસશે એવી ધાસ્તી લાગવાથી તેણે લઢાઇ બંધ રાખવાની વિનતિ કરી. લ્યુનવીલ નગરમાં તહનામું થયું, તે વડે ઇતાલિપરથી આસ્ત્રિયાનો અધિકાર ઉઠી ગયો. એમ ગ્રેટબ્રિટને એક મિત્ર ખોયો, તેવામાં બીજો શત્રુ જાગ્યો. ઇંગ્રેજોએ માલ્ટાબેટ જીતી લીધો હતો તે તેના અસલ માલિકો જે નાઇટ હતા તેમનો ઉપરી રૂશિઆનો રાજાધિરાજ

પોલ થયો હતો તેણે પોતાના આશ્રિતોને માટે તે બેટ પાછો માગ્યો પરંતુ બ્રિટિશ સરકારે તે માગણી કબુલ રાખી નહિ. ત્યારે રૂશિઆના શાહે તેના બંદરોમાં આવેલાં ઇંગ્રેજી વહાણોને પરેહેજ કર્યાં, સ્વીદન અને દેન્માર્કને પોતાના પક્ષમાં લઈ હથિઆરબંધ મધ્ય પક્ષમાં રહેવાના જાહેરનામાં કર્યાં. એ દરમિયાન ગ્રેટબ્રિટનના મુખ્ય વજીર પીટ સાહેબે પોતાનો અધિકાર છોડી દીધો. આયર્લાંડની પાર્લામેંટને ઇંગ્લાંડની પાર્લામેંટ જોડે મેળવી દેવાનો પ્રયત્ન કરતી વખતે તેણે આયર્લાંડના કાથલિકોને વચન આપ્યું હતું જે કાથલિક ધર્મ માનનારાઓને પાર્લામેંટમાં તથા સરકારી ચાકરીમાં દાખલ નહિ કરવાના કાયદા છે તે રદ કરીશું, પરંતુ રાજાને એ કામપર એટલો અણગમો હતો કે તેણે પીટની સલાહ માની નહિ અને તેથી પીટે રાજ્યકારભારપરથી હાથ ઉઠાવ્યો. તેની જગાએ એડીંગ્ટન નામે ગૃહસ્થ નિમાયો. એવામાં બાલ્ટીક સમુદ્રમાં બ્રિટિશ નૌકાફોજે મોટી ફતેહ મેળવ્યાના ખુશકારી વર્તમાન આવ્યા. રૂશિયાના શહેનશાહના ઠરાવની ખબર આવતાંજ પીટ સાહેબે ઉત્તર તરફના દરિઆમાં સર હૈદરપાર્કર અને નેલ્સનને મોકલ્યા હતા. નેલ્સને બાર મોટાં લશ્કરી ઓઝ અને કેટલાંક નાનાં વહાણો સહીત કોપનહેગનના થડમાં સારે ઠેકાણે ઉભી રહેલી દેન્માર્કની નૌકા સેનાપર જબરદસ્ત હલ્લો કર્યો અને દેન્માર્કની લઢાઇમાં સામીલ થનારા દરેક વહાણને જીત્યું અથવા તેનો નાશ કર્યો. આ હાનિથી દેન્માર્ક નરમ થઇ ગયું અને પોલ પાદશાહના મરણની ખબર આવ્યાથી થોડી ઘણી રહેલી હીમત પણ જતી રહી. પોલનાં માઠાં કૃત્યોથી રૂશિઆના ઉમરાવો અને લોકોનો તેનાપર કોપ થયો. કેટલાક માણસોએ છાની મસલત કરી તેનો ઘાત કરાવ્યો અને તેના પુત્ર આલેક્ષાંદરને રાજ્યાસને બેસાડયો. આ જુવાન પાદશાહે વ્યાજબી સરતો પ્રમાણે બ્રિટન જોડે સલાહ કરી અને તેની દેખાદેખી સ્વીદન અને દેન્માર્કે પણ તેમ કર્યું.

મિસર દેશમાંથી ફ્રાન્સિસ ફોજને કાઢી મૂકવાને સર રાલ્ફ આબરક્રોમ્બીને એક લશ્કર આપી ઇંગ્રેજ સરકારે મોકલ્યો. તે બહાદુર નાયક રણમાં પડયો, પરંતુ સ્વારીનો હેતુ પાર પડયો. સમુદ્રના લશ્કરે કરેલી કેટલીક સ્વારીઓ નિષ્ફળ ગઇ. હમણા ફ્રાન્સમાં સરકારનું કામ સ્થિરપણે

ચાલતુ હતું તે જોઇ ઇગ્લાંડના પ્રધાને લઢાઈ માંડી વાળવાના કહેણ સ્વીકાર્યાં. તહનામાની શરતો એ હતી કે જર્મનિ અને નેધલૉડમાં ફ્રાન્સે જે મૂલક જીતી લીધો હતો તે તેના કબજામાં રહે. હોલાંડ, સ્વિત્ઝર્લૉડ, અને ઇતાલિનો સર્વોપરી અધિકાર તેમને હાથ રહે. માલ્તાબેટ તેમના અસલ માલિકોને ઈંગ્રેજે આપવો, આયોનિયન બેટમાં એક સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ સ્થાપવું, અને સિંહલદ્વીપ તથા ત્રિનિદાદ વિના બાકીના સઘળાં સંસ્થાન જેના તેમને પાછાં આપવાં. એમીઅન્સ નગરમાં તહનામાપર મતાં થયા અને શાંતિ રહેવાની જુઠી આશાથી યૂરોપ થોડી વાર ઠગાયો.

પરદેશો જોડે વેપાર કરવામાં અને સાગર ઉપરની સત્તામાં શ્રેષ્ટપણું ઇગ્લાંડને આ વિગ્રહમાં પૂરૂં મળ્યું, તથા હિંદુસ્તાનમાં તેનું રાજ વિસ્તાર પામ્યું અને દૃઢ થયું. ફ્રાન્સિસ ફોજે મિસરપર ચઢાઇ કરી ત્યારે મહીસુરના સુલતાન ટીપુ સાહેબે હિંદુસ્તાનમાં કંપનીના રાજ્યોપર સ્વારી કરવાનો મનસૂબો કર્યો; તેના બાપ હૈદરઅલ્લીની પેઠે ટીપુ પણ ઈંગ્રેજોનો કટ્ટો શત્રુ હતો. આ વેળા હિંદુસ્તાનના ગવર્નર જનરલના હોદ્દા ઉપર અર્લમોર્નિંગટન હતો. ટીપુના હુમલાની વાટ ન જોતાં તે સાહેબે મહીસૂર ઉપર સ્વારી મોકલી સુલતાનની રાજધાની શેરીંગા (પટમ) શહેર હતું તે ઈંગ્રેજી ફોજે હલ્લાં કરી જીતી લીધું. શહેરનો બચાવ કરતાં એ બહાદુર સુલતાન રણમાં પડચો. આ જયથી ઇંગ્રેજની સત્તા દક્ષિણ હિંદુસ્તાનમાં સર્વોપરી થઇ. અને આખા હિંદુસ્તાનના દ્વીપકલ્પપર કંપનીનું રાજ ચક્રવર્ત્તિ થયું અને તેનો રસ્તો એથી પડચો.

યૂરોપમાં ફ્રાન્સને ઘણો મૂલક મળ્યો પરંતુ જે સ્વાધીનતાના રક્ષણાર્થે તે લઢવા ઉઠચું હતું તે કાંઇ રહી નહિ. જે રાજપરિવર્ત્તન ભારે ક્રૂરતા, ગુન્હા અને દુઃખથી સ્થાપન થયું હતું તેનો અંત આવ્યો અને રાજસત્તા પ્રજાના હાથમાં ન રહેતાં લશ્કરના હાથમાં ગઇ. જુની ફ્યુદલ પદ્ધતિ પ્રમાણે રાજ કરનારાઓ કરતાં આ લશ્કરી હકુમત વધારે સ્વેચ્છિક અને જૂલમી હતી; પરંતુ રાજકારભારમાં ઘણા ફેરફાર થઇ ગયા હતા તેથી થાકીને ફ્રેંચ પ્રજાએ આ વિકાર સહન કર્યો, કેમકે તે સ્થિર રહે તેવો જણાયો. સ્વાધીનતાને બદલે પરદેશો જીતવાની મોટાઇ અને વિજયોના મહિમાના તુરંગવડે તેઓએ સંતોષ માન્યો.

## અધ્યાય ૯ માનો ટુંક સાર.

ઔરંગઝેબના મરણ પછી તેનો વડો કુંવર શાહઆલમ ભલો તથા શૂરવીર હતો, છતાં મુગલો માંહોમાંહેના કુસંપથી ઘણા નબળા પડી ગયા, ને મરાઠાઓનું બળ વધતું ગયું. એ પ્રસંગે નાનકપંથી મુગલોના સખત જુલમ છતાં ઘણા હઠીલા અને મરણીયા થતા હતા. આવી દુર્દશામાં આવી પડેલા મુગલો વારંવાર પોતાના બળવાન સરદારોને સ્વાધીન થતા ગયા. એ વખતે સૈયદ નામના બે ભાઇઓજ માત્ર મુગલાઇ સત્તાના માલિક થઇ પડ્યા હતા. એમના જુલમમાંથી જોરાવટીએ શાહઆલમનો પૌત્ર મહમદશાહ નિજામ ઉલમુલ્કની મદદથી મુક્ત થયો, તોપણ તે મૂર્ખ હોવાથી પોતાની સત્તા સાચવી શક્યો નહિ, કેમકે મરાઠાઓની લૂંટો વધતી વધતી છેક દિલ્લીનાં પરાં સુધી આવી પહોંચી હતી.

શિવાજીના મરણ પછી મરાઠી રાજ્યના બે વિભાગ થયા. શિવાજીના પુત્ર રાજારામના વંશજની ગાદી કોલ્હાપુરમાં હતી અને શિવાજીના પૌત્ર શાહુરાજાની ગાદી સતારામાં સ્થપાઇ. એ વખતે મરાઠા લોકો નબળા પડી ગયલા મુગલોને માંહોમાંહે લઢાવી મારીને તેમના પ્રાંતો જીતી લેતા. દક્ષિણનો મૂલક શાહુની વતી પેશ્વા અને નિજામ વચ્ચે તમામ વહેંચાઇ ગયો હતો. આથી દિલ્લીના પાદશાહનો અધિકાર માત્ર નામનોજ રહ્યો હતો, અને એક બાજુએ પેશ્વા દક્ષિણમાં અને બીજા મરાઠા સરદારો, ગુજરાતમાં ગાયકવાડ, માળવામાં સિંધિયા અને હોલ્કર તથા તથા વરાડમાં ભોંસલે, એક પછી એક પ્રાંત જીતી લઇ પોતાની સત્તા વધારતા ચાલ્યા. પેશ્વાનો અધિકાર બાજીરાવના વંશમાં કુળપરંપરા થયો આથી શાહુના વંશજો માત્ર નામના રાજા રહ્યા.

આવી દુર્દશામાં દેશ હતો તેવામાં નાદિરશાહ નામના ઇરાનના પાદશાહે સ્વારી કરી મરવા પડેલી મુગલાઇ પાદશાહીને ધૂળધાણી કરી નાંખી. નાદિરે મહમદશાહને કેદ પકડ્યો, અને દિલ્લીમાં પ્રવેશ કર્યો. દૈવયોગે દિલ્લીવાસીઓએ નાદિરનું મરણ થયું એવી ખોટી અફવા ફેલાવી. આ-

થી વિકાળ થયલા ઇરાનીઓએ ભારે કતલ ચલાવી. બે પ્રહર સુધી દિલ્લીના મહોલ્લાઓમાં લોહીના વહેળા વહ્યા. મુગલાઇ જામદારખાનામાંનો અપાર ખજાનો તથા મયૂરાસન નાદિર ઇરાન લઇ ગયો. અને દિલ્લીનું ડુબતું તખ્ત વધારે ઝોલાં ખાવા લાગ્યું, (સન ૧૭૩૯).

મહમદશાહના પછી તેનો દીકરો અહમદશાહ પણ મૂર્ખ હતો. એના વજીર સમસુદ્દીનની, પોતાના પાદશાહને પરણાવવા માટે અફઘાન પાદશાહ અહમદશાહ અબ્દલ્લીની વતી લાહોરમાં રાજ્ય ચલાવતી બીબીની છોકરીને જોર જૂલમથી લઇ આવવાની ઉદ્ધતાઇથી અફઘાન શાહ ક્રોધે ભરાયો; અને તેણે પણ દિલ્લીની ખરાબી કરી. આથી મુગલાઇ માત્ર નામની રહી. અને હિંદુસ્તાનની હકુમત મેળવવાને માત્ર હવે મરાઠા તથા અફઘાન એ બેજ હરીફો રહ્યા.

આ સમયે મરેઠીરાજ્ય પૂર્ણ કળાએ પહોંચ્યું હતું. છત્રપતિ શાહુની પછી ગાદીએ બેઠેલો રામરાજા સતારામાં કેદી જેવો હતો, અને કુલ અધિકાર પેશ્વા ચલાવતા હતા. તેમજ બીજા મરેઠી સરદારો પણ પેશ્વાની સેવા બજાવતા હતા. આવે પ્રસંગે પેશ્વાના ભાઇ રઘુનાથરાવે ઇ. સ. ૧૭૫૮ ના મે માસમાં પંજાબમાં જઇને અબદલ્લીના તાબાના મુલતાન અને લાહોર પ્રાંતો જીતી લીધા. આથી ગુસ્સે થયલો અફઘાન શાહ પંજાબમાંથી મરાઠાઓને હાંકી કાઢવાને મોટી ફોજ લઇ આવ્યો. લાહોરમાં રહેલું મરેઠી સૈન્ય પાછું હઠયું; પણ તેની પાછળ પડીને અફઘાન લશ્કરે કેટલીક મરાઠી ટુકડીઓને કાપી નાંખી. આ સમાચાર દક્ષિણમાં પહોંચતાં વારનેજ મોટી મરાઠી ફોજને પેશ્વાએ સદાશિવરાવની સરદારી હેઠળ હિંદુસ્તાનમાં મોકલી. આ સેનામાં બીજા સબળા મરાઠા સરદારો પણ ભળ્યા, તેમજ જાટ રાજા સુરજમલ પણ સ્વધર્મીની કુમકે ચઢયો. મોટી સેનાએ દિલ્લીમાં જઇ મુકામ કર્યો. પણ કમનસીબે મહાન્ સરદારોને મસલત કરતાં પોતાની છાપ મારવાની ઉત્તમ રીત પસંદ પડી નહિ. વિલંબ થતાં છાવણીમાં અનાજ ઘટવા લાગ્યું, અને મરાઠી લશ્કર ભૂખમરાના ત્રાસમાં સપડાયું. આખરે કંટાળીને તા. ૭ મી જાનેવારી ૧૭૬૧ ને દીને પાણીપતની રણભૂમિમાં મરાઠી લશ્કર મરણિયું થઇને નીકળી પડયું. મરા-

ઠાઓ ઘણા શૂરાતનથી લઢયા પરંતુ ઝંગ વધારે વખત ચાલ્યો એટલે મુકાબલે નબળા શરીરવાળા મરાઠાઓ થાકી ગયા, અને અંગે વધારે બળવાળી અફઘાનોની જીત થવા લાગી.

વિશ્વાસરાવને કારી ઘા લાગ્યો. ભાઉસાહેબનો તો પત્તો મળે નહિ. હોલ્કરે રણ છોડયું અને તેજ પ્રમાણે મરાઠી સેનામાં સઘળે ભંગાણ પડયું; નાસાનાસમાં મરાઠાઓનો કચ્ચરઘાણ વળી ગયો. સુમારે બે લાખ મરાઠાઓ આ વિરોધમાં માર્યા ગયા, અને સ્ત્રી તથા છોકરાંઓની પણ તેટલીજ સંખ્યા. ખાટકી કરતાં પણ વધારે દુષ્ટ હૃદયના અફઘાનોને હાથે વેચાઇ અને તેટલાજ મરદો કતલ થયા. નર્મદા કિનારે ફરતા બાલાજીરાવ પેશ્વાને આ કારી ઘા ઘણો સખત લાગ્યો. એ ખબર તેને જાનેવારીમાં થઇ હતી ત્યારથી ઉદાસ થઇને સંતાપમાં ને સંતાપમાં જુન માસમાં મરણ પામ્યો.

મુગલાઇ તો અસ્ત પામી હતી, તેની સાથે મરેઠી રાજ્યનો સૂર્ય પણ ક્ષિતિજ તરફ વળવા માંડયો. છવાયા મરાઠી સરદારોએ જો કે પોતાના રાજ્યો વધાર્યા તોપણ મરાઠી રાજ્ય એક હકુમત તળે આવવાના દહાડા તો સ્વપ્નવત થઇ ગયા. પેશ્વાની પડતી થવા લાગી. તેમનામાં દિવસે દિવસે કુસંપ, મૂર્ખાઇ અને અનીતિ વધતાં ગયાં. પરાક્રમ ઘટયું અને અંતે રાજ્ય લય પામ્યું.

અમેરિકામાં ઇંગ્લાંડ તથા ફ્રાન્સ વચ્ચે વિગ્રહ થયો તેથી ફ્રાન્સના રાજ્યને ઘણું નુકસાન થયું. ઉપજ ખરજ સંબંધી રાજ્યની ઘણી માઠી અવસ્થા થઈ. ૧૫મો લૂઇરાજા નબળો નીકળ્યો, તેથી અંધેર વર્ત્યું.

સ્પેનમાં મુખ્ય પ્રધાને રાજ્યમાં સુધારો કરવા માંડયો હતો, તેથી રૈયત ઘણી નારાજ થઈ. તેજ પ્રમાણે પોર્તુગાલમાં પણ થયું. સ્પેનમાં પોપની સત્તા કમી થવા માંડી. જીનોઆ પાસે ફ્રાન્સને કોર્સિકાબેટ મળ્યો. ફ્રાન્સના યુવરાજના લગ્ન આસ્ટ્રિયાની મેરી આન્તોઇન વેરે થયાં, તેથી ફ્રાન્સનો ભારબોજ યુરોપમાં વધ્યો. એ દરમ્યાન રૂશિઆની ચડતી થતી હતી. ત્યાંની ગાદીપર કાથેરૈન નામે મહારાણી હતી, તેણે પોલાંદની ગાદી પોતાના એક માનીતાને અપાવી, (સને ૧૭૬૫). પો-

લાંડમાં ત્રણ ધર્મપંથ હતા તેમની વચ્ચે ઝઘડો ઉઠ્યો, તેમાં એક પક્ષને અર્થેરૈનની મદદ મળી. રૂશિયન લશ્કરે પોલાંડ જતાં તુર્કી પરગણાં ઉજાડ કર્યાં તેથી રૂશિયા અને તુર્કી વચ્ચે ટંટો ઉભો થયો, ને વિગ્રહ ચાલ્યો તેમાં તુર્કી લોકોનો પરાભવ થયો. તુર્કી સુલતાન પોલાંડની સ્વતંત્રતા જાળવી શક્યો નહિ. પરિણામે એ રાજ્યનાં ત્રણ વિભાગ પાડી રૂશિયા, ઑસ્ટ્રિયા અને પ્રુશિયાએ વહેંચી લીધા.

ઇંગ્લાંડમાં વ્હિગ અને ટોરી પક્ષ વચ્ચે સ્પર્ધા ચાલતી હતી. ટોરી પક્ષ રાજાને અનુકૂળ ન જણાયાથી તેણે વ્હિગ પક્ષનો આશ્રય લીધો, પણ સ્ટુઅર્ટ કૂળનો કોઇ વારસ રહ્યો નહિ એટલે રાજાએ ટોરી પક્ષ તરફ વળગણ બતાવી, એથી લોકોમાં અસંતોષ ફેલાયો. ત્યારબાદ અમેરિકાનાં સંસ્થાનો અને ઇંગ્લાંડ વચ્ચે મોટો ઝઘડો શરૂ થયો તેને અંતે સંસ્થાનો ઇંગ્લાંડથી સ્વતંત્ર બન્યાં.

કરતા ગયા, અને સુધારાને અનુકૂળ નવા કાયદા સ્વીકારતા ગયા. યૂરોપના રાજ્યોમાં પોપનું માન ઘટ્યું. ટર્કીના વિભાગ કરી લેવાને ઓસ્ટ્રિયા અને રુશિયાએ એકો કર્યો, પણ તેમને બીજાં રાજ્યો તરફથી અટકાવ થયો. હોલાંદમાં લોકોએ પોતાના મુખ્ય અધિકારીની સત્તા ખૂંચી લેવાની કોશિશ કરી, પણ પ્રુશિયાના રાજાએ તે અધિકારીને લશ્કરની મદદ કરવાથી લોકોનો પ્રયત્ન નિષ્ફળ થયો.

અમેરિકાની રાઢમાં ફ્રેન્ચ દરબારે હાથ ઘાલ્યો તેથી તેના ઉપજ ખરચમાં અવ્યવસ્થા થઇ, ને લોકોના મનમાં સ્વતંત્રતા મેળવવાની આતુરતા પેદા થઇ. ફ્રેન્ચ પારલામેન્ટમાં જુદા જુદા પક્ષો વચ્ચે રસાકસી ભરેલી તકરારો ચાલવા માંડી. બેવકૂફ પાદરીઓ અને અમીરો દરબારને ઉપદ્રવ કરવા લાગ્યા. રાજાએ આખી પ્રજાની સભા સંને ૧૭૮૯ માં બોલાવી. પારીસના લોકોએ હુલ્લડ કીધું, વર્સેલ્સ ગયા અને રાજા રાણીને કેદ પકડ્યા. આથી ફ્રાન્સના રાજ્યની મોટી ઉથલપાથલની શરૂઆત થઇ. રાજાની સત્તા માત્ર નામનીજ રહી. રાજ્યના અસલના ધારા સુઇ ગયા, ફ્યુડલ હક્કો રદ થયા ને અસલની બધી રાજ્યરચનાનો નાશ થયો. દેશમાં ઠામ ઠામ હુલ્લડ થવા લાગ્યાં. પ્રજાના આગેવાનોએ જાકોબિના નામે એક સભા સ્થાપી. તેણે નવો કાયદો બાંધી રાજાની તે ઉપર મંજૂરી લીધી. પણ એ કાયદામાં ખામીઓ હતી. બીજાં રાજ્યોએ નાશી ગયલા ફ્રેન્ચ લોકોને આશ્રય આપ્યો હતો, તેથી તેમની સાથે લડવાને ફ્રેન્ચ લોકો તૈયાર થયા. આસ્ટ્રિયા ને પ્રુશિયાના રાજાઓએ સૈન્ય તૈયાર કરી ફ્રાન્સની ચઢાઇએ મોકલ્યાં. એથી સ્વદેશના રક્ષણઅર્થે ફ્રાન્સમાંનાં બધા પક્ષો એકત્ર થઇ ગયા. પારીસમાં રાજ્યની ઉથલપાથલની સામે થનારા લોકોની કાપકુપ ચાલી. એકસંપી લશ્કરને ફ્રેન્ચ સેનાએ હાર આપી કેટલાક મૂલકો જીતી લીધા અને ત્યાંની રાજ્યરીતિ રદ કરવાનો હુકમ કર્યો. લુઇસ રાજાના ઉપર જેકોબીન લોકોએ સ્વાધીનતા નાશ કરવાનું તોહમત મૂકી તેને ઠાર કર્યો, અને ફ્રાન્સની કોન્વેન્શન સભાએ ઇંગ્લાંડ અને હોલાંડ જોડે વિગ્રહ જાહેર કર્યો. યુરોપનાં મુખ્ય રાજ્યોએ ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યની સામે એકો કર્યો. પાછળથી પ્રુશિયાના રાજાએ ફ્રેન્ચ લોકો જોડે સલાહ કીધી. દરમ્યાન ફ્રાન્સમાં પ્રતિક્ષોભ ઉભો થયો. જા·

કોબિન લોકોએ પોતાના સામાવાળિયાને રાજદ્રોહી ઠરાવી તેમને ઠાર માર્યા. રાણી આન્ટોઇનેટનો પણ શિરચ્છેદ કર્યો. જાકોબિનના હુલ્લડથી ફ્રાન્સની દક્ષિણે ઘણાંજ જબરાં તોફાનો થયાં. ફ્રેન્ચ લશ્કરે પરદેશમાં વિજયો મેળવ્યા.

ફ્રાન્સની ઉથલપાથલથી ઈંગ્લાંડમાં ઘણો ગભરાટ થયો. છતાં ઈંગ્લાંડે ફ્રાન્સની સાથે લડાઇ જાહેર કરી તેનાં કેટલાંક સંસ્થાનો લેઇ લીધાં. દરમ્યાનમાં પારિસમાં હુલ્લડ થયું તેને બેસાડી દેવાના કામમાં નેપોલિયન બહાર આવ્યો. એ નેપોલિયનને પાછળથી ફ્રેન્ચ સેનાની સરદારી લેઇ ઇતાલિમાં ઘણી ફતેહો મેળવી, ફ્રાન્સમાં કન્વેન્શન મટી ડીરેકટરીની સ્થાપના થઈ. સને ૧૭૯૭ ની અંતે ફ્રાન્સની સામા ઈંગ્લાંડ સિવાય બીજું કોઇ રાજ્ય રહ્યું ન હતું. ઈંગ્લાંડના કાફલાએ ફ્રાન્સના અરમારનો નાઇલ નદીના સંગ્રામમાં નાશ કર્યો, સને ૧૭૯૯. નેપોલિયન પાછો ફ્રાન્સ આવ્યો અને તેણે ડીરેકટરનો કારભાર રદ કરી કૌન્સલનો કારભાર સ્થાપન કર્યો.

સને ૧૮૦૦ માં ઈંગ્લાંડ અને આર્યલાંડની પાર્લામેંટો એક થઇ.

નેપોલિયન હેનિબાલની પેઠે આલ્પ્સ ઓળંગી મોટી ફોજ ઇતાલિમાં લેઇ ગયો. આસ્ટ્રિયનો ચમકયા, મોંટબેલો અને પછી મેરાંગોની લઢાઇમાં તેઓ હાર્યા. વળી મહારાજા ફ્રાન્સિસના લશ્કરનો હોયેન લીંડનની લડાઇમાં પરાજય તેથી તેણે સલાહ કરવાની માગણી કીધી. તે ઉપરથી લ્યુનવીલનું તહનામું થયું. માલ્ટાબેટ બાબત ઇંગ્રેજ અને રૂશિયાને વિરોધ થયો, તેમાં રૂશિયાને નમવું પડ્યું ઈંગ્લાન્ડે કોપહેગનના નૌકાયુદ્ધમાં જય મેળવ્યો ત્યાર કેડે નેપોલિયન જોડે સંધિ કીધી. તેની જોડેના વિગ્રહથી ઈંગ્લાન્ડને સાગર ઉપરની શ્રેષ્ઠતા મળી. હિન્દુસ્તાનમાં હૈદર અને ટીપુ સુલતાનને હરાવી ઇંગ્રેજોએ પોતાનું રાજ્ય વધારી મજબુત કર્યું.

ફ્રાન્સમાં રાજસત્તા પ્રજાના હાથમાં ન રહેતાં લશ્કરના હાથમાં ગઈ. ત્યાંના લોકે સ્વાધીનતાને બદલે પરદેશો જીતવાની અને વિજયોના મહિમાના તુરંગ વડે સંતોષ માન્યો

# अध्याय १० मो.

## નેપોલ્યનનો દિગ્વિજય, અને ફ્રાન્સનું ચક્રવર્તિ રાજ્ય.

## खंड १ लो.

### ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે ઝઘડો.

સર્વ દેશો જોડે સલાહ થયાથી પોતાને મળેલી સત્તાનો પાયો દૃઢ કરવામાં નેપોલ્યને પોતાનું સર્વ બુદ્ધિબળ કામે લગાડ્યું. રાજ્યપરિવર્તન કરનારાઓના જૂલમથી જેઓને પરદેશ નાશી જવું પડ્યું હતું તેઓને અમુક શરતોએ ફ્રાન્સમાં પાછા આવવાની રજા આપી, ઉત્પાતના વખતમાં ખ્રીસ્તિ ધર્મને રદ કર્યો હતો તેને તેણે પુનઃ સ્થાપ્યો, અને ધર્મસમાજના વહીવટ સંબંધી પોપની જોડે નવી ગોઠવણ કરી. રાજસભાએ ઠરાવ કર્યો કે મુખ્ય કૌન્સલનો અધિકાર જીવતાં સુધી નેપોલ્યન ભોગવે. તેને મદદ કરવાને અને કાયદા બનાવવાને માટે પ્રજા તરફના મુખત્યારોની સભા રાખી, પરંતુ લોકની સ્વાધીનતા હવે નામની રહી. જેવું ડહાપણ ફ્રાન્સનો બંદોબસ્ત કરવામાં નેપોલ્યને દર્શાવ્યું, તેવું પરરાજ્યોના વહેવારમાં નહિ દર્શાવ્યું. તેઓ ઉપર જૂલમ કરી પોતાના નામને એબ લગાડી. ઇતાલિનાં રાજ્યોની વ્યવસ્થા પોતાની ઇચ્છા પ્રમાણે કરી. સ્વિતઝર્લાંડના લોક એની ગોઠવણીની સામા થયા માટે માર્શલ ને નામે સરદારને મોટું લસ્કર આપી તેઓને સજા કરવાને મોકલ્યો. ઇંગ્લાંડના રાજકારભારીઓએ આ કામમાં વાંધો ઉઠાવ્યો, પરંતુ સ્વિતઝર્લાંડ, જર્મનિ, અને ઇતાલિમાં ફ્રેંચ સત્તાનો વધારો થતો હતો તે તેઓ અટકાવી શકયા નહિ. હિસ્પાન્યોલો અથવા સેંટડોમીંગોનો બેટ પાછો જીતી લેવાના પ્રયત્નમાં તેને યશ મળ્યો નહિ. તે બેટ જીતવાને ગયેલી ફ્રેંચ ફોજે બંડખોર સિધીઓને

બહુ ક્રૂરતા અને કપટથી માર્યા તોપણ તેઓ હિમત હાર્યા નહિ. આ ટંટામાં ગ્રેટબ્રિટને હાથ ઘાલ્યો નહિ. ગુલામો બંડ કરી સ્વતંત્રતામાં ફતેહ પામે તો ઇંગ્લાંડના તાબામાં જે વેસ્ટઇંડિયા બેટ હતા તેની ખરાબી થાય માટે સેંટડોમીંગોમાં ફ્રેંચનો જય થાય એવું ઇંગ્રેજ સરકાર ઇચ્છતી હતી.

ફ્રાન્સના પડોશીઓનો મૂલક જીતવાપર નેપોલ્યનની દૃષ્ટિ હતી અને માલ્ટાબેટ પાછો આપવો નહિ એવો ઇંગ્લાંડે નિશ્ચય કર્યો હતો તેથી તકરાર ઉઠી, અને તેથી ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે ફરીથી લડાઇ શરૂ થઇ, (ઈ. સ. ૧૮૦૩).

ફ્રાન્સીસ વહાણોને લૂટવા અને પકડવાનો હુકમ ઇંગ્લિશ સરકારે કર્યો; તેના બદલામાં ફ્રાન્સમાં આવેલા ઇંગ્રેજોને પરહેજ કરવાની આજ્ઞા નેપોલ્યને કરી. ઇંગ્લાંડપર સ્વારી કરવાની તૈયારી કરી, પરંતુ ઇંગ્રેજોનું જોર સ્વદેશાભિમાનમાં એટલું જાગૃત હતું કે તે ધમકીથી ઇંગ્લાંડના દરબારને કશી ધાસ્તી લાગી નહિ. રસલ અને એમેંટ નામે બે માણસોએ આયર્લાંડમાં નિરર્થક બંડ ઉઠાવ્યું. ઇંગ્રેજી ફોજે તરત તેને બેસાડી દીધું અને ફીતુરખોરોના થોડાક આગેવાનોને સરકારે ફાંસી દીધી. ફ્રેંચ લશ્કરે હાનોવર પ્રાંતનો કબજો કર્યો અને વલંદાના પ્રજાસત્તાક રાજ્યે ઇંગ્લાંડ જોડે લઢાઇ આરંભી. ફ્રાન્સના તાબાના સેંટલ્યુસી અને ટોબાકો નામે દ્વીપો, અને વલંદાના તાબાના ડીમીરાશ અને ઇસીકુબા નામે સંસ્થાનો ઇંગ્રેજે જીતી લીધાં. હિંદુસ્તાનમાં મરાઠાઓ કંપનીનું રાજ જીતી લેવાને તૈયાર થયા હતા. અર્લ મોર્નિંગ્ટન જેને હવણા માર્ક્વિસ વેલ્સલીનો ઇલકાબ મળ્યો હતો તેણે એટલી ઉત્સાહ અને ઝડપથી લડાઇ ચલાવી કે મરાઠાઓની યોજના ઝટ વ્યર્થ ગઇ. બળવાન સિંધીઆને પોતાના મૂલકનો ઘણો ભાગ આપી દઇ સલાહ કરવાની અરજ કરવી પડી. સિંહલદ્વીપમાં કાન્ડીના રાજાએ બ્રિટિશ સંસ્થાનોપર સ્વારી કરી, તેને ત્યાંના ઇંગ્રેજ અધિકારીએ જીત્યો. ઇંગ્રેજના રાજ્યની એશિઆમાં વૃદ્ધિ થઇ. સમુદ્ર પાર રહેલાં ફ્રેંચ સંસ્થાનોમાંનાં ઘણાંખરાં ઇંગ્રેજે જીતી લીધાં. સેંટડોમીંગોમાં ફીતુરખોર સિંધીઓ જય પામ્યા તેથી તે બેટ સ્વતંત્ર થયો. એ બેટનું અસલનું નામ હૈટી હતું તે તેમણે રાખ્યું. વહાણના લશ્કર વિના સમુદ્રો ઉપર ફ્રાન્સથી ટકાયું નહિ તેથી આવું પરિણામ થયું.

ફ્રાન્સ જોડે સંધિ થતાં પહેલાં ઇંગ્લાંડની વજીરાત પીટ સાહેબે છોડી દીધી હતી. લઢાઇ ફરી ઉઠવાથી રાજકારભાર તેને હાથ આવે એવું તેના મિત્રો ઇચ્છવા લાગ્યા. એડીંગ્ટન સાહેબને એમની સત્તાના જોરને લીધે કારભાર છોડવો પડ્યો, (ઇ. સ. ૧૮૦૪). પ્રધાન ટોળી ઉભી કરવામાં પીટને અડચણ ઘણી નડી અને પાર્લામેંટમાં પણ એના પ્રતિપક્ષીઓનું બળ ઘણું હતું, એ અડચણો દૂર કરવામાં પીટ સાહેબ લાગ્યા હતા. તેવામાં ફ્રાન્સમાં પોતાના અધિકારને સજડ કરવાના કામમાં નેપોલ્યન પડ્યો હતો. પોતાના બરોબરીઆ મોરો અને બીજા રાજાઓ જ્યાર્જીસ જોડે મળી જઇ પોતાને (નેપોલ્યનનો) નાશ કરવાનું કાવતરૂં કરે છે એવું આળ તેઓનાપર ચઢાવ્યું, અને ઇંગ્લાંડના કારભારીઓએ તેનો ઘાત કરવાને માટે મારા રાખ્યા છે એવું તહોમત તેણે પ્રસિદ્ધ કર્યું. ડ્યુક દેંગ્હેં નામે ઘણો નમ્ર અને માયાળુ સ્વભાવનો બુર્બોન શાહજાદો હતો તે બેદનના રાજમાં રહેતો હતો. તે રાજ જોડે ફ્રાન્સને વિરોધ નહિ છતાં નેપોલ્યનના હુકમથી ફ્રેંચ સિપાઇઓએ તેમાં ઘુશી તેને પકડ્યો અને ફ્રાન્સના એક કિલ્લામાં આણી વગર કાયદે અને વગર તજવીજે જૂઠો ઇન્સાફ કરી તેને મારી નાખ્યો. આ ખૂન કરવાથી નેપોલ્યનના નામને ઘણી હાનિ પહોંચી. ફ્રાન્સની તાબેદાર રાજસભાએ મહારાજાધિરાજ ચક્રવર્ત્તિ રાજાની પદવી નેપોલ્યનને આપી અને એ ઇલક.બથી ફ્રાન્સની ગાદી તેના વંશજો હમેશ ભોગવે એવો કાયદો મંજૂર કર્યો. ઇંગ્લાંડ સિવાય યૂરોપનાં સઘળાં મુખ્ય દરબારોએ એ વાત માન્ય રાખી.

નેપોલ્યનની વર્ત્તણુકથી રૂશીઆનો રાજા રાજી નહોતો, પરંતુ બીજા કોઇ રાજા તેની જોડે યુદ્ધે ચઢવાને કબૂલ થયા નહિ તેથી તેને છાના રહેવું પડ્યું. ઇંગ્લાંડને કોઇ મિત્ર યૂરોપખંડમાં નહિ મળવાથી સમુદ્રના કાંઠા ઉપર થોડા ઘણા હલ્લા કરવા સિવાય બીજો કંઇ લાગ ફાવ્યો નહિ. નેપોલ્યને સલાહ કરવાની ખુશી બતલાવી પરંતુ રૂશીઆ લઢાઇમાં સામેલ થશે, એવી આશાપર બ્રિટિશ વજીરે તે વાત કબૂલ કરી નહિ, (ઇ. સ. ૧૮૦૫). સ્પેનની જોડે લઢાઇના જાહેરનામા કર્યા વિના અમેરિકાથી ખજાનો લઇ આવનારા સ્પેનના વહાણોને ઇંગ્રેજી નૌકાસેનાએ લૂંટ્યાં તે યૂરોપના કાયદાથી ઉલટું હતું. પાર્લામેંટમાં એ વાતની ચરચા થ-

વાથી મુખ્ય વજીરે પોતાના બચાવમાં કહ્યું કે પારિસ અને માડ્રિડના દરબારોએ સંપ કર્યો છે માટે લઢાઇના જાહેરનામાની વાટ જોયા વગર એમ કરવાની જરૂર પડી. સ્વાર્થી ઇંગ્રેજોએ એ બહાનું મંજુર રાખ્યું. પીટસાહેબનો મિત્ર લાર્ડ મેલ્વીલ હતો તેના ઉપર કામન્સની સભામાં કેટલાંક તહોમત મુકવામાં આવ્યાં તેનું રક્ષણ પીટથી થઇ શક્યું નહિ. ફ્રાન્સના લોકને અટકાવવાને તેણે રૂશીઆ જોડે સંપ કર્યો તેમાં આસ્ત્રિઆનો રાજા સામિલ થયો કેમકે ઇતાલિમાં નેપોલ્યને બહુ સત્તા મેળવી હતી.

ઇતાલિના પ્રજાસત્તાક રાજ્યના અધિકારીઓની વિનતિપરથી નેપોલ્યને ઇતાલિના રાજાની પદવી ધારણ કરી, અને મીલાન શહેરના મોટા દેવળમાં આગલા લામ્બર્ડ રાજાઓનો લોહ મુગટ પહેર્યો, લિગુરિયન રાજનો મૂલક ફ્રેંચ અધિરાજમાં ભેળી દીધો. આસ્ત્રિઆના પાદશાહે વાંધો ઉઠાવ્યો તેપર ફ્રાન્સના અધિપતિએ કંઇ લક્ષ આપ્યું નહિ ત્યારે રૂશીઆનો આશ્રો મળશે એવું ધારી તેણે ફ્રાન્સ જોડે લઢાઇનાં જાહેરનામા કર્યાં. જુલમ અને ગેરઇનસાફ કરવાનાં તહોમતો આસ્ટ્રિયાનો પાદશાહ ફ્રાન્સીસ મૂકતો હતો તોપણ તેવુંજ કર્મ કરવામાં પંડે ચૂક્યો નહિ. બવેરિઆના ઇલેક્ટરનો કુમાર પારિસમાં હતો તેથી તે ઇલેક્ટરે તેમાંના એક પક્ષ જોડે સામિલ થવાની ના કહી માટે આસ્ત્રિઆની ફોજે તેનો મુલક કબજે કર્યો અને નિરપરાધી ઇલેક્ટરને નાશી જવું પડયું આ લાગ જોઇ નેપોલ્યને લઢાઇ ઉભી કરવાનો દોષ પોતાના શત્રુપર મૂક્યો અને યૂરોપના રાજાઓની સ્વતંત્રતાનું રક્ષણ કરવાનું માથે લીધું.

સમુદ્ર ઉપર ઇંગ્રેજી લશ્કરોએ બહુ નામના કરી. ફ્રાન્સ અને સ્પેનની નૌકાસેનાઓ એકઠી થઇ વેસ્ટ ઇંડીઝ તરફ જવા નીકળી. લાર્ડ નેલ્સન તેની પૂઠે ધાયો એથી ભય પામી તેઓ યૂરોપ ભણી પાછી ફરી. માર્ગમાં સર રાબર્ટ કાર્લની સરદારી નીચે એક નાનું ઇંગ્રેજી સૈન્ય મળ્યું. જુદ્ધ થયું તેમાં ઇંગ્રેજોએ તેમનાં બે વહાણ પકડયા અને બાકીનાં નાશી છૂટી કેદિઝના અખાતમાં ભરાયાં. અહિં તેમને પુષ્કળ કુમક મળી. નેલ્સન મોટી સત્તાવીશ મનવારો લઇ સ્પેનને કાંઠે આવી પહોંચ્યો. પોતાની ફોજમાં મનવારોની સંખ્યા ઘણી વધારે છે એ જોઇ ફ્રેંચ આડમિરલ વીલેન્યુવને

મેદાનમાં પડી સંગ્રામ કરવું દુરસ્ત લાગ્યું. તેની પાસે મોટાં તેત્રીસ ઝાઝ હતાં અને તે ઉપરાંત કેટલાંક નાનાં પણ હતાં, તે સહિત કેપટ્રફાલ્ગર આગળ આવી લઢાઇ કરવા ઊભો. ઇંગ્રેજી નૌકાસેનાના નેલ્સને બે ભાગ કર્યા અને તે બંને વડે એકદમ હલ્લાં કર્યાં. પૂરા જુસ્સામાં યુદ્ધ ચાલતું હતું તેવામાં નેલ્સનને કારી જખમ લાગ્યો, તોપણ ફતેહ થવાની ખબર થતાં સુધી તે જીવ્યો. શત્રુનાં બાર વહાણ ઇંગ્રેજને શરણે આવ્યાં, લઢાઇને અંતે મોટું ભયંકર તોફાન ઊઠયાથી ઝાલેલાં વહાણ બધાં ઇંગ્રેજને હાથ રહ્યાં નહિ. તેમાંનાં માત્ર ચારને જિબ્રાલ્ટરના બારામાં લઇ જઇ શકયા. ફ્રાન્સ અને સ્પેનનાં પંદર વહાણો નાશ પામ્યાં અથવા ડૂબી ગયાં; ચૌદ નાઠાં, તેમાંના છ કાંઠાના ખડકો જોડે અથડાઈ ભાગ્યાં અને કેટલાક વખત પછી તેમાંના ચાર ઇંગ્રેજે પકડયાં. આ મોટા જયની ખબરથી ઇંગ્લાંડમાં બહુ આનંદ ઉત્પન્ન થયો, પરંતુ મહા શૂરવીર નેલ્સનના રણમાં પડવાથી એ હરખમાં ખલેલ પહોંચી. તે સરદારના શબને ઇંગ્લાંડમાં આણ્યું અને સરકારી ખરચે ઘણી આબરૂ સહીત દાટયું. પાડ માનનારી પ્રજાએ તેનું નામ રાખવા માટે મોટાં શહેરોમાં તેના આરસના પુતળાં બનાવી જાહેર જગ્યામાં મૂકયાં.

જળ ઉપર આ હાનિઓ થઇ તેનો બદલો સ્થળ ઉપર મળવાની આશા વડે નેપોલ્યને પોતાના મનને દીલાસો આપ્યો. રૂશીઅનો આવી મળે ત્યાર પહેલાં આસ્ત્રિઅનોને ઝાલવા એવા વિચારથી તેણે ઉતાવળે જર્મનિમાં કુચ કરી. સ્વીદનના ગસ્તેવસ રાજાએ લઢાઇ જોડવાની ધમકી બતાવી તે તેણે ગણકારી નહિ. પ્રુશીઆના રાજા જોડે સલાહ છતાં રહીન ઓળંગી ફ્રેંચ ફોજ તેના મૂલકની વાટે ગઈ, અને દાન્યુબ નદી પાર કરી આસ્ટ્રિયની ફોજના પાછલા ભાગપર હુમલો કરવા માંડયો. આર્ચ ડ્યુક ચાર્લસના મન ઉપરાંત થઇ વિએનાના દરબારે જનરલ માકને આસ્ટ્રિયાના લશ્કરનો મુખ્ય નાયક બનાવ્યો હતો. એ સરદારમાં જોઇએ તેટલી બુદ્ધિ અને પ્રમાણિકપણું નહોતાં. અલમગઢ આગળ તેને ફ્રેંચ ફોજે ઘેરી લીધો. તે કિલ્લાનું રક્ષણ કરવા માટે તેની પાસે પુષ્કળ સાધન હતાં. વીસ હજાર શૂરા સિપાઇઓ સહીત તે લાંબી મુદત સુધી કિલ્લાનો બચાવ કરી શકત પરંતુ કાયરપણે કિંવા બુદ્ધિહીન હોવાથી તે શત્રુને શરણે ગયો. અહિંયાં

ટ્રફાલ્ગરના યુદ્ધની ખબર નેપોલ્યનને મળી. રૂશીઅન ફોજ એ વખતે આ-વી પહોંચવાથી ફ્રાન્સિસ પાદશાહને હિંમત આવી. ફ્રેંચ ફોજે વિએના શ-હેર કબજે કર્યું. રૂશીઆનો શહેનશાહ પોતાના લશ્કરની જોડે આવ્યો હતો તેની હિમતથી તેના અને આસ્ત્રિઆના એકઠાં મળેલાં લશ્કરે મેદાનમાં ઉ-ભાં રહી નેપોલ્યન જોડે સંગ્રામ કરવાનો ઠરાવ કર્યો. ડિસેંબર મહિનાની શરૂઆતમાં આસ્ટર્લીટ્ઝ નામે ગામની પાસેના મેદાનમાં આલેક્ષાંદર અને ફ્રાન્સિસ પાદશાહની ફોજો નેપોલ્યનના લશ્કરની સામે આવી ઉભી રહી. ફ્રેંચને ઘેરી લેવાના હેતુથી રૂશીઆ અને આસ્ત્રિઆની ફોજના સરદાર કુટુસાફે પોતાના લશ્કરને ઘણીજ લાંબી હારોમાં ગોઠવ્યું હતું. આ ભૂલ નેપોલ્યનના જોવામાં ઝટ આવી. ડાબા અને જમણા હાથપરના વિભા-ગોથી શત્રુના મધ્યના ભાગને જુદો પાડી વચગાળે પોતાની ફોજને ઘુ-સાવી દુશ્મનને ગભરાટમાં નાખ્યા. પેહેલી એક બાજુને હરાવી અને ત્યાર-પછી બીજીને પકડી રૂશીઅનો મરણિયા થઇ ખૂબ જુસ્સાથી લઢયા પ-રંતુ અંતે તેમને ભાગવું પડયું. એક ઠરી ગયેલા તળાવપર થઇને તે-ઓની મોટી ટૂકડી નાસતી હતી તેના ઉપર પાસેની એક ડુંગરી ઉપરથી ફ્રાન્સિસ લોકે તોપનો માર ચલાવ્યો તેથી બરફ વીખરી ગયું અને તેમના વેરીમાંના ઘણા પાણીમાં ડૂબી મુઆ. રાજેંદ્ર ફ્રાન્સિસ આ હારથી છેક નરમ થઈ ગયો. નેપોલ્યને માગેલી સરત બધી તેણે કબૂલ રાખીને સ-લાહ કરી પરંતુ રૂશીઆનો મહારાજ એ સંધિમાં સામીલ ન થતાં સ્વ-દેશ જતો રહ્યો.

આ ઝઘડો ચાલતો હતો તેવામાં પ્રુશીઆના રાજાની સ્વાર્થી ચા-લથી તેના મિત્રોને ઘણું નુકસાન થયું અને અંતે તેના પંડની પણ ખ-રાબી થઇ. તેના તાબાના ફ્રાંકોનીઆ પ્રાંતમાં થઇ ફ્રેંચ ફોજે કુચ કરી હતી તે વાસ્તે ગ્રેટબ્રીટન અને રૂશીઆ જોડે મળી જઇ તેણે યુદ્ધ-નો આરંભ કર્યો હતો. એમ ત્રીજા રાજની સેના એકદમ ધશી આવે તો પોતાની યોજનાઓ રદ જાય એવું વિચારી આસ્ત્રિઆ અને પ્રુશીઆ વચ્ચે-ના જુના વૈરને જગાડવાનો તેણે પ્રયત્ન કર્યો, અને આખરે હાનોવર પ્રાં-ત પ્રુશીઆને આપવાનું કરી ત્યાંના રાજાને ખુશી કર્યો. લૂંટમાંથી ભાગ મળે તે લઇ યૂરોપને લૂંટવામાં તે ફ્રાન્સને અનુકૂળ થયો.

આસ્ટર્લીડઝના પરાજયે પીટ સાહેબના મન ઉપર કારી ઘા કર્યો. એ સઘળી ઉઠાવણી કરવામાં તે આગેવાન હતો અને ફતેહ થવાની તે હિમતથી અને પૂરા ભરોસાથી આશા આપતો હતો અને રાજકાજમાં તેના સામાવાળા હતા તેઓનો તિરસ્કાર કરતો હતો. પોતાના મિત્રોના મોટા પરાજયની ખબર આવ્યાથી તેની આશા ભંગ થઇ. અતિ નિરાશ થવાથી નબળા પડી ગયેલા શરીરને એટલી હાનિ પહોંચી કે ઇ. સ. ૧૮૦૬ ના વરસમાં પાર્લેમેંટ સભા ભરાવવાની શરૂઆતમાં તે મરી ગયો. તેના મુડદાને મોટા ભભકાથી સરકારી ખરચે વેસ્ટમીન્સ્ટરમાં દાટચું. ત્યાં તેની યાદગીરીને માટે મિનારો ચણાવ્યો અને તેનું ખાનગી દેવુ સરકારી ખજાનામાંથી આપ્યું.



# ખંડ ૨ જો.

## નેપોલ્યનની સત્તાનો વધારો.

યૂરોપખંડનાં રાજ્યો ઉપર નેપોલ્યન પોતાનો અધિકાર સ્થાપતો હતો તેવામાં મરાઠાઓને નરમ કરી હિંદુસ્તાનમાં બ્રિટિશ રાજ્યનો વધારો માર્કિવેસ વેલ્સ્લી કરતો હતો. જસવંતરાવ હોલ્કર બહુ જુસ્સાથી લઢ્યો પરંતુ કંપનીની કવાયત શીખેલી ફોજ આગળ આખરે તેનું કાંઇ ફાવ્યું નહિ, અને સલાહ કરવાની અરજ કરવી પડી. એ વખતે માર્કિવેસ વેલ્સલીને ઠેકાણે માર્કિવેસ કાર્નવાલીસ આવ્યો હતો તેથી હોલ્કરને ધારવા કરતાં વધારે ફાયદાકારી શરતોએ રાજ્ય પાછું મળ્યું. કોર્ટ આવ્ ડાયરેક્ટરોને માલૂમ પડ્યું હતું કે બહુ મૂલક જીતવાથી ખરચ ઘણો થાયછે તેથી લઢાઇ બંધ પાડી હિંદુસ્તાનના રાજાઓ જોડે સલાહ કરવાની આજ્ઞા લોર્ડ કાર્નવાલીસને આપી હતી તે માટે એણે ઓછી સખ્તાઇથી સલાહ કરી. એ સમે હિંદુસ્તાનના કામમાં ઇંગ્રેજો ઝાઝું મન ઘાલતા નહિ; મી. પીટના મરણથી રાજકારભારીઓમાં ફેરફાર થવાનો હતો તેમાં તેઓનું મન લાગેલું હતું. પ્રજાની ઇચ્છા હતી કે એ વેળા વિઘ અને ટોરીપક્ષો ઉપર નજર ન રાખતાં બંનેમાં વિશેષ બુદ્ધિમાન પુરૂષો હોય તેઓને રાજકારભાર સોંપવો. પીટનો સામાવાળીઓ ફાકસ નામે પુરૂષ મહા બુદ્ધિમાન હતો પરંતુ તેનું મોં રાજાને ગમતું નહિ, તેમ છતાં નવા વજીર લાર્ડ ગ્રાન્વીલે રાજાને સમજાવી ફાકસને રાજ્યના એક મુખ્ય સેક્રેટરીની જગા અપાવી. ઉપજ ખરચમાં એટલી ગરબડ ચાલી હતી કે કપટ કરી સરકારી નાણાં ખાઇ જવાને સહેલું પડતું હતું. આ ગરબડાટ કાઢી નાખી ચોખો હિસાબ રાખવાની રીત દાખલ કરવાથી નવા કારભારીઓ ઉપર લોક રાજી થયા, ફાકસ સાહેબે ગુલામનો ધંધો બંધ કરવાનો ઠરાવ પાર્લામેંટમાં કરાવ્યો. લાર્ડ મેલ્વીલ ઉપર જે તહોમત મૂકવામાં આવ્યું હતું તેમાંથી ઉમરાવોએ તેને મોકળો કર્યો તે વાત પ્રજાને ગમી નહિ, પરંતુ સરકારી કામમાં ગલફત સંબંધી તેનાપર આરોપ હતો તેથી એ બાબતમાં કારભારીઓ વચમાં પડ્યા નહોતા.

લઢાઇનું કામ જોરથી ચાલતું હતું. કેપ આવ્ ગુડહોપનું વલંદાનું સંસ્થાન તથા દક્ષિણ અમેરિકાનું બ્યુનોસ એરીઝ શહેર ઈંગ્રેજે જીતી લીધાં. ઈંગ્રેજની મદદથી સ્વાધીનતા અને સ્વતંત્રતા મળવાની ઉમેદે કરીને બ્યુનોસ એરીઝના લોક ઝટ તાબે થયા હતા પરંતુ તેમની ધારણા પાર નહિ પડવાથી તેઓએ ઈંગ્રેજી લશ્કરને હાંકી કાઢ્યું.

પ્રુશીઆના રાજાએ હાનોવર પ્રાંતનો કબજો કર્યો, અને તેના બદલામાં કલીવ્સ અને બીજાં કેટલાક પરગણાં ફ્રેંચને આપી દીધાં. સ્વીડનના રાજાએ ઈંગ્રેજોની તરફથી પ્રુશીઆ જોડે એ બાબત તકરાર કરી પરંતુ તે રાજાનું મન સ્થિર નહિ હોવાથી તેનું કાંઇ વજન પડ્યું નહિ. એ વેળા બ્રિટનનો પક્ષ કરનાર એક રાજાને નેપોલ્યને ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો. આસ્ટ્રિયાના યુદ્ધના સમયમાં પોતાના રાજમાંથી ફ્રેંચ સૈન્યના જવાથી તથા પોતાની રાણી આસ્ટ્રિયાની શાહજાદીની ઉશ્કેરણીથી નેપલ્સના રાજાએ રાજધાનીના શહેરમાં રૂશીઅન તથા ઈંગ્રેજી ફોજ દાખલ કરી. આ અણધાર્યો વિરોધ ઉઠવાથી કોપાયમાન થઇ નેપલ્સમાં રાજ ચલાવવાની બુર્બોન કુળને નેપોલ્યને મના કરી અને રૂશીઅન તથા ઈંગ્રેજી સૈન્ય નેપલ્સમાંથી ગયું તેજ વખતે પોતાનો હુકમ અમલમાં લાવવાને ફોજ મોકલી, કાલાબ્રિઆમાં કેટલાક ખેડૂતોએ પ્રતિરોધ કર્યો તે સિવાય બીજે ઠેકાણે તેમની સામે કોઇ લઢી શક્યું નહિ. નેપલ્સનો રાજા સિસિલિ નાશી જવાથી ખાલી પડેલી ગાદી નેપોલ્યને પોતાના ભાઇ જોસફ બોનાપાર્ટને આપી. સિસિલિની પાસે રહેલા ઈંગ્રેજી નૌકાસૈન્યના સરદાર સર સીડની સ્મિથની સહાયતાથી કાલાબ્રિઆમાંના ખેડૂતોએ તથા આબ્રુઝીઓએ ફ્રેંચોપર હલ્લા કર્યા. સિસિલિમાંની ઈંગ્રેજી ફોજના સરદાર સર જાન સ્ટુઅર્ટને પોતાનું લશ્કર કાલાબ્રિઆમાં મોકલી દેવા નેપલ્સની રાણીએ તથા સ્મિથે સમજાવ્યું, ત્યાંના રહેવાશીઓ હુમલો કરનારાઓની સાથે જોઇએ તેવા સંખ્યાબંધ સામીલ થયા નહિ અને રેગ્નીયર નામે ફ્રેંચ સરદારની ફોજ સામે લઢવાનો તક ન મળ્યો હોત તો તેઓ એ કદમ પાછા ફરત. મેઇદા આગળ યુદ્ધ થયું તેમાં ફ્રેંચ લશ્કરની ઘણી સંખ્યા છતાં તેમણે જબરી હાર ખાધી. સૈન્યની કેટલાક કાળ સુધી આબરૂ ઘટી ગઇ હતી તે વધી, તે સિવાય બીજું કંઇ પરિણામ આ વિજય-

થી થયું નહિ. કાલાબ્રિઆમાં મોટું લશ્કર મોકલી ઇતાલિની દક્ષિણના તમામ ભાગમાં ફ્રેંચોએ પોતાની સત્તા સ્થાપી.

પોતાના ભાઇ જોસફને નેપલ્સની ગાદી આપી બીજા ભાઇ લુઇસને હોલાંડની ગાદીએ બેસાડવાનો નેપોલ્યને નિશ્ચય કર્યો. એ પ્રમાણે પોતાનો દેશ ફ્રાન્સના તાબાનો એક ભાગ થઇ ગયો તેમ છતાં તકરાર કર્યા વિના વલંદા લોકે એ વાત કબૂલ કરી. નવા રાજાનો અસીલ સ્વભાવ જોઇ તેમણે મન વાળ્યું. તે રાજા પોતાની પ્રજાને સુખી કરવા ખરેખરો આતુર હતો. એને નેપોલ્યન પોતાના કબ્જામાં રાખતો. આખા યૂરોપનો હાકેમ થવાનો તથા સર્વને ફ્રાન્સની લશ્કરી સત્તાને આધીન કરવાનો લોભ નેપોલ્યનને હતો. સંધિને ચહાઉં છું એવું ડોળ એ શહેનશાહ દેખાડતો અને લઢાઇના કહેણ મિ. ફાક્સને મોકલ્યાં. એ શહેનશાહ તેને ઘણુંજ સન્માન આપતો. તહનામામાં રૂશીઅનોને દાખલ કરવાની ફ્રેંચોએ ના પાડ્યાથી તથા યૂરોપનાં બીજાં રાજ્યોની સ્વતંત્રતાને નુકસાન થાય તેવો અખત્યાર પોતાના હાથમાં રાખવાની નેપોલ્યને હઠ કરી તેથી સંધિનો કરાર થયો નહિ. આ બાબત ચરચા ચાલતી હતી તેવામાં મિ. ફાક્સનું મરણ થયું, અને તેની જગાએ અર્લ ગ્રે થયો. એ બાબત ચરચા ચાલ્યાં કરી પરંતુ ફ્રાન્સના એલચી ટાલી રાન્ડે સૂચવ્યું કે બ્રિટિશ કાબિનેટમાં ફેરફારને લીધે યૂરોપમાં શાંતિ થવાની આશા ભંગ થઇ.

આ સંધિની વાત પડી ભાગવાથી એક નવો વિગ્રહ ઉઠ્યો. ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે દોસ્તી થવાનો વિચાર ચાલતો હતો તેવામાં નેપોલ્યનના એલચીઓ કહેતા હતા કે હાનોવર પાછું આપવામાં હરકત નહિ થાય; એ વાતની પ્રુશીઆના રાજાને ખબર થવાથી તેને રીસ ચઢી. કપટ, નહિ તો તાબેદારીના ઇનામ તરીકે હાનોવરનું રાજ્ય મળ્યું હતું. પરંતુ તેનો કબજો હમેશ રહેશે એ અનિશ્ચિત છે એવું એ પરથી જણાયું. પ્રુશીઆના રાજાને નાખુશ થવાનું એક બીજું વધારે વાજબી કારણ પણ હતું. રાહીન નદીના પ્રદેશનાં રાજ્યોના સમૂદાયનું ઉપરીપણું નેપોલ્યને પોતાના હાથમાં લીધું હતું તેથી જર્મનીના ઉપરીપણાનો અધિકાર આસ્ત્રિયાના પાદશાહના હાથમાં હતો તે ફ્રેંચ રાજેંદ્રને મળ્યો. રાહીનના રાજસમુદાયની સત્તાને શહેમાં રાખવાને પ્રુશિઆના રાજાએ જર્મનિના બીજા રાજ્યો જોડે એકો

કરવાની તજવીજ કરી તે કામમાં નેપોલ્યન સામો થયો. વળી એવું પણ જાણવામાં આવ્યું કે પ્રુશીઆને નુકસાન કરી રૂશીઆના મહારાજ જોડે દોસ્તી કરવાને નેપોલ્યન પ્રયત્ન કરતો હતો. રૂશીઆના રાજા ફ્રેદરિક વિ-લ્યમને તેની રાણીએ તથા રૈયતે નેપોલ્યનની સામે બાથ ભીડવા ઉશ્કે-ર્યો. ફ્રેંચ લશ્કરના જુલમથી જર્મનો નારાજી થયા હતા. નેપોલ્યનની નિંદા-ના ગ્રંથો પ્રગટ કરનારા એ જર્મન ગ્રંથ વેચનારાને લશ્કરી હુકમથી ગોળા મારી મારી નાખવામાં આવ્યા હતા તેથી આખો જર્મન દેશ ખળભળ્યો હતો.

હરકોઇ માણસને અને પ્રજાને ક્રોધની શીખામણ નુકસાનકારી છે; ગુસ્સાના આવેશમાં આવી પૂરી તૈયારી કર્યા વિના અને મિત્રો તરફથી જોઇએ એટલી કુમક આવ્યા પહેલાં પ્રુશીઆનો રાજા યુદ્ધે ચઢયો. સેના-પતિનું કામ બ્રન્સીકના ડયુકને સોંપ્યું. એ સરદારમાં શૂરાતન હતું પરંતુ સેનાપતિના કામને માટે જોઇએ તેટલી અક્કલ અને ડહાપણ નહોતાં. શાહજાદા લુઇસ વેગથી ફ્રેંચ લશ્કર ભણી ગયો અને પોતાનાથી વધારે ફોજની સામા પરાજય પામ્યો અને માર્યો ગયો. એ માઠા બનાવથી પ્રુ-શીઅન સેના નાહિંમત થઇ. એના પછી જેના નામે સ્થળમાં મોટો સંગ્રા-મ થયો. લઢાઇના મેદાનમાં પ્રુશીઅન ફોજની ગોઠવણ યોગ્ય નહોતી અ-ને તેના સરદારો લાયક નહોતા. નેપોલિયને તેને હરાવી અને વિખેરી ના-ખી. રણમાં ઘણા પ્રુશીઅનો મરણ પામ્યા. એ કમનસીબની જોડે પ્રુશી-અનો અને સાકસનોની વચ્ચે અણબનાવ થયો. સાકસનો પ્રુશીઅનોને છોડી દ-ઇ તેના શત્રુ જોડે મળી ગયા. વિજયી મહારાજ નેપોલ્યન બર્લિન નગરમાં ગયો. પ્રુશીઅન ફોજની એક ટૂકડી માર્શલ બ્લુકરના હાથ નીચે હતી. તેણે અદ્યાપિ બહુ બહાદુરીથી પોતાનો બચાવ કર્યો હતો તેને પણ હવે શરણે આવવા-ની જરૂર પડી. પ્રુશીઅન રાજાને નાસવું પડયું, પરંતુ રૂશીઆની કુમક આવવાની આશા રાખી તેણે હિમત છોડી નહિ. નેપોલ્યઅનની સેના પો-લાંદ દેશપર ગઇ. એ દેશના ઘણા રહેવાશીઓ તેને મળી ગયા. તેઓ-ને આશા હતી કે ફ્રેંચ અધિપતિ પોલાંદને સ્વતંત્ર કરશે પરંતુ નેપોલ્ય-નનું મન ઉદાર નહોતું તેથી બાપડા પોલ લોક નિરાશ થયા. આ ભલું કામકરવાની જોગવાઈ ખોઇ અને પોતાના સ્વાર્થપર માત્ર નજર રાખી એ વા-તનો પાછળથી નેપોલ્યનને પસ્તાવો થયો. રૂશ લશ્કરે પુલતુરતના રણમાં

ફ્રેંચને પાછા હઠાવ્યા પરંતુ તેનો લાભ તેઓ લઇ શકયા નહિ અને તેમને સ્વદેશ જવું પડ્યું. આ ઝપાટાબંધ મળેલી ફતેહથી મદોન્મત્ત થઈ ગ્રેટબ્રિટનના વેપારનો નાશ કરી તેની આબાદી તોડવાનો નિશ્ચય નેપોલ્યને કર્યો. બાર્લિન મુકામેથી યૂરોપના રાજાઓપર તેણે હુકમ મોકલ્યો કે બ્રિટિશ બેટ ઘેરામાં છે એવું સમજવું અને કોઈપણ બંદરમાં બ્રિટિશ માલને ઉતરવા દેવો નહિ. જે રાજાઓ આ આજ્ઞા નહિ પાળે તેઓપર સ્વારી કરવાની ધમકી દેખાડી. પોર્તુગાલ અને ઇંગ્લાંડ વચ્ચે ઘણા કાળની મિત્રાચારી હતી માટે એ હુકમ માનવો ત્યાંના રાજાને પાલવ્યો નહિ, તેથી પહેલી ખરાબી તેની થઇ, (ઇ. સ. ૧૮૦૭). આ હુકમની વાત બ્રિટિનમાં જણાયાથી ઇંગ્રેજોને બહુ કોપ ચઢ્યો. ધારવા જેટલો ફાયદો એથી નેપોલ્યનને થયો નહિ અને આખરે તેનેજ નુકસાન થયું. અનેક રીતે યૂરોપના બંદરોમાં બ્રિટિશ માલ ચોરીથી દાખલ કરવામાં આવતો અને નેપોલ્યનને આંખ આડા કાન કરવા પડયા. નેપોલ્યનની ધમકીથી ઇંગ્લાંડના લોક બહુ ઉશ્કેરાયા. રાજાના કારભારીઓ ઉલટથી યુદ્ધ ચલાવતા નહોતા અને લશ્કરના સરદારો જય મેળવતા નહોતા તે વિષે લોકો ફરીઆદ કરવા લાગ્યા. જનરલ વાઇટ લોકની સરદારી નીચે બ્યુનોસ એરીઝપર બીજી સ્વારી મોકલી પણ કાંઇ વળ્યું નહિ. દક્ષિણ અમેરિકામાં સ્પેનના લોકોની વસ્તી હતી. તેઓની અને ઇંગ્રેજોની વચ્ચે રાજ સંબંધી વૈર હતું તેથી તેઓના મૂલકમાં ઇંગ્રેજોને જય મળવો કઠણ હતો. તુર્કસ્તાન અને રૂશીઆની વચ્ચે કંઇક અણબનાવ થયો હતો. તે પરથી રૂશીઆની તરફદારી કરી એક ઇંગ્રેજી નૌકાસેનાને કોન્સ્તાન્તીનોપલ (ઇસ્તામ્બુલ) ભણી મોકલી તે હાર ખાઇને પાછી આવી. મીસર દેશનો કબજો કરવાને ફોજ મોકલી હતી તેની પણ તેવીજ દુર્દશા થઇ. એથી રાજાના કારભારીઓપર લોકોનો ઘણો અભાવ થયો. વળી રાજા અને તેઓની વચ્ચે પણ અણબનાવ થયો. ગ્રેટબ્રિટનમાં રોમન કાથોલિકધર્મ પાળનારાઓને જળ અને સ્થળના લશ્કરોમાં અમલદારોની જગ્યા આપતા નહિ. પ્રધાનોની ઇચ્છા એ ધારો રદ કરવાની હતી પરંતુ વહેમી રાજાને તે ગમ્યું નહિ. તેણે પ્રધાનની જોડે શરત માગી કે એ વાત તમારે હાલ છોડી દેવી એટલુંજ નહિ પણ તમારે કોઈ દહાડો કાઢવી નહિ. એવી શરત કાયદા વિરૂદ્ધ છે એવું કહી તેમણે કારભાર છોડી દીધો.

પોર્ટલાંડનો ડ્યુક અને મી. પર્સીલના ઉપરીપણા નીચે નવા કારભારીઓ રાખ્યા. રાજા અને માજી પ્રધાનો વચ્ચે અણબનાવ થયાનું કારણ દેશમાં જાહેર કરી નવી પાર્લમેંટ બોલાવી. લોકને રાજાનો વિચાર ઠીક લાગવાથી તેના મતને આશ્રય આપે એવા સુખત્યારો તેમણે મોકલ્યા.

તુર્ક લોકની સામે વઢવાઢ ચાલતી હતી તેમાં રૂશીઅનોને ફતેહ મળી. એથી ખીજવાઇને તેમણે પોતાના સુલતાન સેલિમને પદભ્રષ્ટ કર્યો. એ સુલતાન યૂરોપના સુધારા દાખલ કરવાની કોશીશ કરતો હતો તેથી મુસલમાનો નારાજી થયા. તેમણે તેના પિત્રાઇ મુસીફાને ગાદીએ બેસાડ્યો, પણ તેથી રૂશીઅનોને કંઇ વધારે હરકત થઇ નહિ. ટેનેડોસના બેટની પાસે તુર્કી અને રૂશની નૌકાસેનાઓ વચ્ચે ઝગડો થયો તેમાં તુર્કોની સજડ હાર થઇ રૂશીઅન પાદશાહ આલેક્ષાંદરે એજ વખતે ફ્રાન્સના લોકને શહેમાં રાખવાને ખૂબ મહેનત કરી. શિયાળામાં પણ મારામારી જારી રહી. ઇરાદ નામે રણમાં મોટો સંગ્રામ થયો તેમાં દરેક પક્ષના વીસ હજારથી વધારે માણસોને હાનિ પહોંચી પરંતુ તેથી કોઇને ફાયદો થયો નહિ. કેટલીક નાની લઢાઇઓમાં રૂશીઅનો ફતેહ પામ્યા પરંતુ ડાન્ટઝીક શહેર નેપોલ્યનને શરણે આવ્યું તેથી તે ફાયદો રદ ગયો. ડાન્ટઝીક જીત્યા પછી લઢાઇનો છેડો આણવાને નેપોલ્યન ફ્રીડલાંડના રણમાં ગયો. અહીં રૂશીઅનો બહુ બહાદુરીથી વઢ્યા પરંતુ તેમના લશ્કરી નાયકો ફ્રેંચ સરદારોથી ઓછા બુદ્ધિવાન અને ઓછા માહીતગાર હોવાથી રૂશીઅન લશ્કરનો કેવળ પરાજય થયો. આ વિજય થયા કેડે કોનિકસબર્ગ શહેર ફ્રેંચને હાથ આવ્યું અને પ્રુશીઆનું રાજ્ય કાયમ રહે કે નહિ તેનો આધાર નેપોલ્યનની ઇચ્છા ઉપર આવી રહ્યો. સલાહ કરવાને માટે થોડા વખત લગી લઢાઇ મોકુફ રાખવાનો બંદોબસ્ત કરી ફ્રાન્સ અને રૂશીઆના રાજેંદ્રો એક એકને મળ્યા. એ મુલાકાત મેન નદીની વચ્ચે એક તરાપા ઉપર થઇ. આ અને પછીની મુલાકાતોમાં બોનાપાર્ટે આલેક્ષાંદરને એશીઆના દેશો જીતવાનો લોભ બતાવી તથા મદદ કરવાનાં વચન આપી પોતાના પક્ષમાં લીધો. તિલ્સિત નામે સ્થળમાં તહનામુ થયું. પ્રુશીઆના રાજાને એથી બહુ નુકસાન થયું. રૂશીઆનો રાજા પણ તેને લૂંટવા લાગ્યો. જ્યારે બિચારા ફ્રેદરિકે વિનતિ કરી કે એમ મારા રાજને વહેંચી લેવું

ઠીક નથી ત્યારે તિરસ્કાર પૂર્વક તેને જણાવવામાં આવ્યું કે નેપોલ્યનની આલેક્ષાંદર જોડે દોસ્તી થઇ છે તેથી તેનું માન રાખવાને એટલો ભાગ તેને પાછો આપવામાં આવે છે. સ્વીદનના ગાંડીઆ રાજાએ આ તહનામું કબુલ રાખ્યું નહિ. તેથી સ્ટ્રાઝલાંડ અને રૂગેનબેટનો કબજો ફ્રેન્ચ લોકે કર્યો. રૂશીઆ અને તુર્કસ્તાને પણ સલાહ કરી, પરંતુ સંધિના કરારમાં બધી બાબતોનો ફડચો થયો નહોતો તેથી લઢાઈ થોડા વખત પછી ફરી સળગશે એ ખુલ્લું હતું. ઈંગ્લાંડના રાજ્યના હરકોઇ ભાગનો માલ પોતાના રાજમાં દાખલ કરવાના હુકમ પ્રુશીઆના રાજાને કબૂલ કરવા પડયા તથા તેના મોટા મોટા કિલ્લાઓ ફ્રેંચ લશ્કરને કબજે કરવા પડયા. એ ઉદ્ધત અને નિર્દય સિપાઇઓએ બાપડા જર્મનોને બહુ પીડા કરી. નેપોલ્યનનો અધિકાર હવે લગભગ પૂર્ણ કળાએ પહોંચ્યો હતો. એથી રાજી રહ્યો હોત તો હમેશ તેટલો ભોગવત પરંતુ લોભને થોભ નથી એ કહેવત બરોબર તેને લાગુ પડેછે. તેના લોભે તેને અનીતિના ઝઘડામાં નાખ્યો અને તેથી આખરે તેણે સર્વસ્વ ખોયું.

# ખંડ ૩ જો.

## સ્પેન ઉપર નેપોલ્યનની સ્વારી અને આસ્ટ્રિઆ જોડે લઢાઈ.

તિલ્સીતનું તહનામું થયા પછી એવું માનવામાં આવ્યું હતું કે સાઉન્ડની સામુદ્રધુનીમાં બ્રિટિશ વહાણોને પેસવાની મના નેપોલ્યન અમલમાં લાવશે અને દેન્માર્કની નૌકાસેના વડે ઈંગ્લાંડ ઉપર સ્વારી કરવાનો હેતુ પાર પાડશે. એવું થતું અટકાવવા માટે મોટું બળવાન દરિઆઈ લશ્કર ઈંગ્લાંડની સરકારે કોપનહેગન ઉપર મોકલ્યું. તે ફોજે ત્યાં જઈને દેન્માર્કના રાજાને હુકમ કર્યો કે સમુદ્ર ઉપરનું તમારૂં તમામ નૌકાસૈન્ય તથા તેને લગતો સામાનસરંજામ ઈંગ્લાંડને હસ્તગત કરો; લઢાઈ પૂરી થતાં સુધી તે ઈંગ્રેજના કબજામાં રાખવામાં આવશે. આ ગેરવાજબી અને સુધરેલી પ્રજાઓના ધારા વિરૂદ્ધની આજ્ઞા દેન સરકારે સ્વીકારી નહિ. એ વખત સુધી દેન્માર્કનો રાજા લઢાઈમાં કોઈની તરફ થયેલો નહોતો તેથી ઈંગ્રેજોને આવી માગણી કરવાનો કશો હક નહોતો, પણ સ્વાર્થીઓ ન્યાય અન્યાય જોતા નથી; તેમનામાં શક્તિ હોય તો પોતાને ફાવતું કરેછે, તેવું આ વખતે ઈંગ્રેજે કર્યું. ચાર દિવસ સુધી કોપનહેગન શહેર અને તેના બંદરમાં રહેલાં દેનિશ વહાણો ઉપર ઈંગ્રેજી નૌકાસેનાએ જબરદસ્ત હુમલો કર્યો. દેન લોકો બહાદુરીથી લઢયા પરંતુ ઈંગ્રેજી તોપોના ઝપાટા આગળ તેમનું કાંઇ ચાલ્યું નહિ માટે તેમણે પોતાનું નૌકાસૈન્ય ઈંગ્રેજોને સ્વાધીન કર્યું. અપમાન પામેલી પ્રજાને એથી બહુ ગુસ્સો ચઢયો, પરંતુ કમજોર તેથી લાચાર હતા.

ગ્રેટબ્રિટન જોડે વહેવાર નહિ રાખવાના વચન રૂશીઆના પાદશાહે નેપોલ્યનને તિલ્સીતને મુકામે આપ્યાં હતાં તે પાળવાને તેને એ બહાનું જડયું. જેઓ લઢાઈમાં સામીલ નહિ થયા હોય તેવાં રાજ્યોના હક ઉપર

ઈંગ્લાંડ તરફથી લક્ષ રાખવામાં આવતું નહિ તથા પોતાના સમુદ્ર ઉપરના બળનો ઉપયોગ વાજબી ગેરવાજબી જોયા વગર ઇંગ્રેજો કરતા એ ઘણું ખોટું છે એવી ફરીઆદ રૂશીઆના રાજાએ કરી અને દરીઆ કાંઠાનાં બીજાં સંસ્થાનો તેની જોડે સામીલ થયાં. દેન્માર્ક ઉપર વિના કારણ હુકમ કર્યો તેથી રૂશીઆ અને ઇંગ્લાંડ વચ્ચે તૂટ પડી.

પોર્તુગાલમાં બ્રગાન્ઝા કુળનો રાજા રાજ કરતો હતો તેને પદભ્રષ્ટ કરી પોર્તુગાલનો કબજો નેપોલ્યને કર્યો. બ્રિટિશ સરકારની શીખવણીથી પોર્તુગાલના દરબારે પોતાના તમામ લશ્કરી વહાણો સહીત રાયોજનેરોમાં જઇ મુકામ કર્યો.

ઇંગ્રેજો વેપાર બંધ પાડવાને અર્થે બર્લિન મુકામથી કરેલા નેપોલ્યનના હુકમનું વૈર વાળવાને બ્રિટિશ સરકારે આજ્ઞા કરી કે રાજાઓ લઢાઇમાં કોઇની તરફ સામીલ થયા નથી, તેમણે પોતાની પ્રજાને હુકમ કરવો કે ફ્રાન્સ અને ફ્રાન્સના બળતિયા દેશો જોડે વેપાર કરવો નહિ. ઉત્તર અમેરિકાના યુનૈટેડ સ્ટેટસના રાજકર્ત્તાએ એ બાબત વાંધો ઉઠાવ્યો તેની અને ઇંગ્લાંડના કારભારીઓની વચ્ચેનો વાદ એટલે સુધી વધી પડ્યો કે બેની વચ્ચે દોસ્તી રહે તેવું રહ્યું નહિ. અમેરિકાના એક લશ્કરી વહાણે તેનાથી ઉતરતા બળના ઇંગ્રેજી વહાણના અધિકારીને પોતાના વહાણનો ઝાડો લેવા દીધો નહિ, તે પરથી ઇંગ્રેજી નાખુદાએ તેના ઉપર તોપોનો માર ચલાવ્યો તેથી અમેરિકાના રાજનું અપમાન થયું એમ ગણી ત્યાંની સરકારે ઈંગ્લાંડના હથિયારબંધ ઝાઝોને પોતાના તાબાના બંદર અને દરીઆમાંથી કાઢી મૂક્યાં અને વેપારને અર્થે આવેલાં વહાણ તથા માલને જપ્ત કર્યાં.

બ્રિટિશ પાર્લામેંટમાં એ બાબત તથા મધ્યસ્થ થઇ ટંટો પતાવી આપવાનું કહેણ આસ્ટ્રિયાનું આવ્યું. તે વિશે ચરચા ચાલતી હતી તેવામાં સ્પેનમાં જે બન્યું તેથી વિગ્રહનું રૂપ કેવળ બદલાઇ ગયું.

સ્પેનનું દરબાર આ વખતે અતિ માઠી હાલતમાં હતું. દુર્બળ રાજા ચાર્લેસ તેની અપતિવ્રતા રાણી તથા દુર્ગુણી વજીરના કહ્યામાં હતો. હલકી સ્થિતિમાંથી રાણીની મહેરબાની વડે એ નાલાયક માનીતો પ્રધાન સર્વો-

કૃષ્ટ પદવીએ ચઢયો હતો. એનામાં રાજકારભાર કરવાની શક્તિ નહોતી. યુવરાજ ફર્દિનાંદને હાથ રાજનો અધિકાર તેણે રહેવા દીધો નહિ તેથી લોભીઓ પણ રાજ કરવાને અયોગ્ય શાહજાદો ક્રોધે ભરાયો. ફર્દિનાંદના આઠા ગુણથી સ્પેનની પ્રજા અદ્યાપિ વાકેફ નહોતી તેથી જ્યારે તેને ખબર કરવાની મતલબથી પેલા નઠારા પ્રધાને તેનાપર રાજદ્રોહનો આરોપ મૂકી તેને કેદ કરાવ્યો, ત્યારે પ્રજા એટલી બધી નાખુશ થઇ કે તેને છોડી દેવાની રાજાને જરૂર પડી. એ બેઇમાન તથા નાલાયક પ્રધાનનું નામ ગોડોય હતું. નેપોલ્યને તેને લાલચમાં નાખીને ફોડયો. સ્પેનના બે ભાગ કરી એકનો ગોડોય સ્વતંત્ર રાજા થાય અને બીજાનો માલિક નેપોલ્યન થાય એવો ખાનગી બંદોબસ્ત કરી તે અમલમાં લાવવાને સ્પેનના મુખ્ય કિલ્લાઓ ફ્રેંચ લશ્કરને સ્વાધીન કરાવ્યા. નિર્બળ ચાર્લસ એથી ભય પામી સ્પાનીશ અમેરિકામાં નાશી જવાનો મનસૂબો કરવા લાગ્યો પણ ગાદીપરથી ઉઠી ફર્દિનાંદને તેપર બેસાડયો. એવો ઠરાવ તેણે અંતે કર્યો (ઇ. સ. ૧૮૦૮). હવે નેપોલ્યને કાવતરૂં કરી બાપ દીકરી વચ્ચે વઢવાઢ કરાવી. એક તરફથી રાજીનામું રદ કરવાને ચાર્લસને સમજાવ્યો અને બીજી તરફથી ફર્દિનાંદને સ્પેનનો રાજા ગણવો એવી આશા આપી. આવા પ્રપંચથી છેતરાઇને ફર્દિનાંદ બાયોન શહેરમાં નેપોલ્યનને મળવા આવ્યો ત્યાં તેને જણાવવામાં આવ્યું કે હવે સ્પેનનું રાજ બુર્બોન કુળના હાથમાંથી ગયું છે. ઇટુરિયાના પ્રાંત ઉપર તેનો હક હતો તે છોડી દેવાની તેણે ના કહી ત્યારે તેને પરેહજ કર્યો. રાજકુટુંબને ફ્રાન્સમાં લેઇ જવાની તૈયારી માડ્રીદમાં થતી જોઇને રાજધાનીના લોકે હુલડ કર્યું. ફ્રેન્ચ લશ્કરના ઉપરી મુરાએ હુલ્લડખોરોપર હુમલો કરી વગર હથિયારના ટોળેટોળાં વાઢી નાખ્યાં. ત્યારપછી ચાર્લસ રાજા અને તેની રાણી બાયોન નગરમાં આવ્યા. રાજાએ સ્પેનનું રાજ નેપોલ્યનને હસ્તગત કર્યું. માડ્રીદમાં થયેલી કતલના સમાચારથી ભય પામી શાહજાદા ફર્દિનાંદે પણ પોતાના હક ઉપરથી હાથ ઉઠાવ્યો; અને નેપલ્સમાં રાજ કરનાર પોતાના ભાઇ જોસફને નેપોલ્યને સ્પેનના રાજ્યાસને બેસાડયો. મુરાએ નેપોલ્યનનો બનેવી તથા ઘણોજ ઉપયોગી સરદાર હતો તેને તેણે નેપલ્સનો રાજા બનાવ્યો. સ્પેનના ઘણાક ઉમરાવોએ આ ગોઠવણ કબુલ રાખી; પ-

રંતુ પ્રજામાંના મોટા ભાગે આ ગોલઇયા રાજાને સ્વીકાર્યો નહિ. સ્પેનના મુખ્ય પ્રાંતોમાં દેશના સ્વતંત્રપણાનું રક્ષણ કરવાની તૈયારી થવા માંડી. આન્દે લુશિયા પ્રાંતે આગેવાની કરી ૭ મા ફર્દિનાંદ રાજાની દુવાઇ ફેરવી નેપોલ્યન જોડે વિગ્રહના જાહેરનામા ત્યાંના લોકે કર્યા તથા રાજકારભાર ચલાવવાને એક મંડળી ઠરાવી. કાર્દિઝના અખાતમાં ફ્રેન્ચ નૌકાસેનાની એક ટોળી હતી તેને ત્યાંની સ્પાનિશ સેનાએ શરણે આવવાની જરૂર પાડી. બ્રિટિશ દરિયાઇ લશ્કરની મદદ મળી તેથી એવું બની શક્યું. જ્યાં જ્યાં ફ્રેન્ચ લશ્કર નહોતું તેવા હરેક પ્રાતમાં કારભાર કરવાને લોકોએ મંડળી સ્થાપી. એ મંડળીઓને જૅંટાસ નામે કહેતા. પુખ્ત ઉમરના સર્વ પુરૂષોએ યુદ્ધે ચઢવાનું કબૂલ કર્યું અને એ મંડળીઓનો હુકમ તેઓ માનવા લાગ્યા. ઇંગ્રેજ સરકારે દારૂગોળા અને હથિયારો પુષ્કળ લાવી આપ્યા તથા સ્પેનના જે સિપાઇઓ તથા અમલદારો તેમના કબજામાં હતા તેમને મોકળા કરી સ્પેન મોકલ્યા. આરંભમાં સ્પાનિયર્ડ લોકને જય થયો. વાલેન્શીઆમાં ફ્રેન્ચ ફોજને જવું પડ્યું અને આઠ હજાર માણસના લશ્કરને એક સ્પાનિશ સરદારે શરણે આવવાની જરૂર પાડી, (૨૦ મી જુલાઇ). એજ તારીખે જોસફ બોનાપાર્ટે માડ્રીડમાં ભારે દબદબાથી પ્રવેશ કર્યો. એ રાજા તેના ભાઇ નેપોલ્યન જેવો દૃઢ કે હિમ્મતવાન નહોતો. આઠ હજાર સિપાઇઓ શત્રુને શરણે ગયા એ વર્તમાન સાંભળીને તે ગભરાયો. માડ્રીડના સરકારી ખજાનામાં તથા રાજમહેલોમાંનું સર્વ દ્રવ્ય હરણ કરીને બર્ગોસના કિલ્લામાં નાશી ગયો.

સ્પેનના લોકની બહાદુરીના વખાણ યૂરોપમાં થવા લાગ્યા. આરાગોન પ્રાંતનો સરસૂબો ભરોંસો રાખવા જોગ નથી એવું જણાયાથી સારાગાસા શહેરના રહેવાસીઓએ તેને પદભ્રષ્ટ કર્યો અને તેને ઠેકાણે પાલફાકસ નામે બહાદુર ઉમરાવને નીમ્યો. શહેરનો બચાવ કરવાને કિલ્લામાં બહુ થોડા સિપાઇ હતા અને તોપો બંદુકો પણ જોઇએ તેટલી નહોતી તેમ છતાં તેમણે શહેરના દરવાજા બંધ કરી ફ્રેંચ ફોજની સામે લઢવાને તૈયાર થયા. સ્વદેશાભિમાનના જુસ્સાથી સર્વે ઉશ્કેરાયા હતા. સાધુઓ દારૂ ગોળાઓ તૈયાર કરવા લાગ્યા. બૈરાંઓ કોટ ચણવાના કામમાં સામીલ થયાં, અને પોતાથી બની શકે તેવાં કામ કરવાને છોકરાઓ પણ

દાખલ થયા. શહેરની વસ્તીની આવી બહાદુરી આગળ ફ્રેંચ સિપાઇઓનું કાંઇ ચાલ્યું નહિ. તેમના ગોળાઓથી તેમણે શહેરના ઘરોનો નાશ કર્યો, અને ઘણા માણસોના જીવ લીધા પરંતુ જીત્યા વગર પાછા જવું પડ્યું. સ્પેનના લોકોનું દેખાદેખી પોર્તુગીઝ લોકો પણ કરવા લાગ્યા. ઓપોર્ટોનિ લોકે બંડ કર્યું. જે ફ્રેંચ હાથમાં આવ્યા તેમને કેદ કર્યા અને ત્યાંના ધર્મોચારી બીશપના હાથ નીચે રાજસભા ઠરાવી. આ લોકને હિમ્મત આપવાને તથા તેઓનું રક્ષણ કરવાને સર આર્થર વેલ્સલીના હાથ નીચે એક ઇંગ્રેજી ફોજ આવી, તેણે તથા પોર્તુગીઝોએ મળીને રોલીયા નામે છાવણીમાં ફ્રેંચ લશ્કર હતું તેને હરાવીને નસાડ્યું તેથી પોર્તુગાલનો ઉત્તર ભાગ ફ્રેંચના હાથમાંથી છૂટયો. માર્શલ જુનો પોર્તુગાલમાંના ફ્રેંચ લશ્કરનો સેનાધિપતિ હતો તેણે પોતાના તમામ લશ્કરને ભેગું કરી ઇંગ્રેજી ફોજપર હલ્લાં કર્યાં, ( ૨૧ મી આગસ્ટ ). ઇંગ્રેજનો જય થયો અને ફ્રેંચને લિસ્બોન ભણી નાસવું પડ્યું. સર આર્થરની જગ્યાએ સર હ્યુડાલ રીમ્પલ થયો તેની જોડે કરાર કરી જુનો પોર્તુગાલ છોડી જતો રહ્યો.

એ વખતે રૂશિયા અને સ્વીદન વચ્ચે વિરોધ થયો. સ્વીદનની મદદે ઇંગ્રેજી ફોજ ગઇ પણ ત્યાંના ગાંડીયા રાજા ગસ્ટેવસ જોડે નહિ બનવાથી પાછી આવી. સ્વીદ લોક ઘણી હિમ્મતથી વઢ્યા પરંતુ રૂશિયાના ભારે બળ આગળ તેમનું કાંઇ ચાલ્યું નહિ. સ્વીદન લશ્કરના અમલદારોએ ગસ્ટેવસ રાજાને પકડી પદભ્રષ્ટ કર્યો અને સુદર્મોનિયાના ડ્યુકને ૧૩ મા ચાર્લસના ઇલકાબથી ગાદીએ બેસાડ્યો, ( ઇ. સ. ૧૮૦૯ ). ફિન્લાંડ પ્રાંત આપી તથા સ્વીદનના બંદરોમાં બ્રિટિશ વહાણોને નહિ પેસવા દેવાનું કબૂલ કરી એ નવા રાજાને રૂશિયા જોડે સંધિ કરવી પડી.

સ્પેનના લોકને માલુમ પડ્યું કે જુદા જુદા પ્રાંતોમાં અને શહેરોમાં તે બધાને માથે એક રાજ સભા જોઇએ, તેમ એક હુકમ અને સંપ વગર ફતેહ થાય નહિ. સર્વે સભાઓએ મુખત્યારો નીમી તેઓની એક સર્વોપરી સભા ઠરાવી. હોલ્સ્ટીનમાં ફ્રેંચે મોકલેલું સ્પેનનું લશ્કર હતું તે ઇંગ્રેજો જોડે મળી જઇ સ્વદેશ આવ્યું, તોપણ સ્પેનના લશ્કરી સરદારોમાં સંપ નહોતો, અને સિપાઇઓમાં કવાયત એટલે બંદોબસ્તમાં રહી

હુકમ માનવાની ટેવ નહોતી તેથી હવે ફ્રેંચની ચઢતી થઇ. ડુરાન્ગો, રાઇનોસા અને તુદેલા એ ત્રણ સ્થળોમાં યુદ્ધ થયાં અને ત્રણેમાં ફ્રાન્સિસ લશ્કરો જીત્યા. ત્યારપછી દોઢ લાખ અનુભવી સિપાઇઓનું લશ્કર લેઈ નેપોલ્યન જાતે સ્પેનમાં આવ્યો, (ઇ. સ. ૧૮૦૮).

સ્પેનના લોકની શક્તિ વિશે ભૂલભરેલા વિચારો ઇંગ્લાંડમાં ચાલ્યા હતા. તેઓ કેટલી મદદ કરી શકશે તે વિશે ખરી ખબર ઇંગ્લાંડના કારભારીઓને નહોતી. તેમની કુમકની આશાએ સર જોન મુરને પોર્તુગાલમાંની બ્રિટિશ ફોજ લઇ સ્પેનમાં જવાની તેમણે આજ્ઞા કરી. જ્યારે સરજોન મુર સ્પેનમાં પેઠો ત્યારે તેને માલુમ પડ્યું કે સ્વદેશનું રક્ષણ કરવાને પોતાની મેળે લડવાને બહાર પડેલા લોકની ફોજો હારી હતી અને ફ્રેંચ લશ્કરો સર્વ ઠેકાણે પ્રબળ થયાં હતાં. આશા ભંગ થયેલા લોકો પાસેથી જોઇએ તેવી મદદ મળવાનો સંભવ નહિ દીઠાથી તથા ફ્રેંચ ફોજ તેને ઘેરી લેશે એવી ધાસ્તી જણાયાથી તે ઉતાવળે ગાલેશિયા પ્રાંત ભણી પાછો હઠ્યો. માર્ગમાં જ્યાં જ્યાં વઢવાનો પ્રસંગ મળતો ત્યાં ઇંગ્રેજ સિપાઇઓનું શૂર પુષ્કળ જોવામાં આવતું પરંતુ બીજી વાતમાં તેઓ ઉન્મત્તપણે વર્ત્તિ પોતાને એબ લગાડતા. કોરોના બંદર આગળ આવી સરજોન મુરે મુકામ કર્યો તેની ફોજને લઇ જવાને વહાણો આવી પહોચ્યાં ત્યાર પહેલાં ફ્રેંચ લશ્કરે આવી તેમનાપર હલ્લાં કર્યાં. ઇંગ્રેજી ફોજ અવ્યવસ્થામાં છતાં બહુ બહાદુરીથી લઢી અને ફ્રેંચને પાછા હઠવું પડ્યું. સરજોન મુર રણમાં પડ્યો તોપણ એ જયને લીધે વહાણમાં ચઢવામાં ઇંગ્રેજોને ઓછી હરકત પડી તથા ઇંગ્રેજની હિમ્મત તથા સખુરાઈ વિશે તેમના શત્રુના મનમાં જે ખોટા વિચાર હતા તે દૂર થયા.

ઇ. સ. ૧૮૦૯ ના આરંભમાં સ્પેનનું રાજ નેપોલ્યનને હાથ નક્કી રહેશે એવું જણાયું, પરંતુ ત્યાંથી તેને આખરે હાંકી કાઢવાની આશા સ્પાનિયર્ડ અને બ્રિટિશ બેઉને હતી. સ્પેન અને પોર્તુગાલના બચાવને માટે જોઇએ તેટલા નાણાં બ્રિટિશ પાર્લામેંટે ઝટ આપ્યા અને ત્યાં વધારે ફોજ મોકલવામાં આવી. ઇંગ્રેજી લશ્કરનો સેનાપતિ શાહજાદો યાર્કનો ડ્યુક હતો, તેનાપર લશ્કરના સંબંધમાં કેટલાંક તહોમત મૂકવામાં આવ્યાં

હતાં પરંતુ કામન્સની સભાએ બહુ મતે તેને નિરપરાધી ઠરાવ્યો. ત્યારપછી તેણે પોતાના ઓદ્ધાનું રાજીનામું આપ્યું અને તે જગ્યાએ સર ડેવીડ ડન્ડાસ નિમાયો.

નેપોલ્યનની ધમકી અને કઠોર ચાલથી ચીઢાઇને આસ્ટ્રિયાના પાદશાહ ફ્રાન્સિસે પાકો વિચાર કર્યા વિના યુદ્ધનો આરંભ કર્યો. ફ્રાન્સનું મોટું લશ્કર સ્પેનમાં હતું તેનો લાભ લેઇ આર્ચ ડયુક ચાર્લ્સે બવેરિયાપર સ્વારી કરી મ્યુનિક શહેર લીધું. બવેરિયાનો રાજા ફ્રાન્સનો મિત્ર હતો તેથી પહેલો હાથ તેનાપર કર્યો. નેપોલ્યને ઝપાટાબંધ એવી યુક્તિઓ કરી કે તેથી આસ્ટ્રિયાની સઘળી ધારણા વ્યર્થ ગઇ. ત્વરાથી મોટું લશ્કર એકઠું કરી તેણે જર્મનિપર કુચ કરી. એકમહોના રણમાં આર્ચ ડયુકને સખ્ત શિક્ષા કરી અને તેને ડાન્યુબની પેલે પાર નસાડયો. ત્યાંથી ઉઠી નેપોલ્યને વિએના શહેરમાં પ્રવેશ કર્યો. આર્ચ ડયુક સાવધ થઇને વળી પાછો તેની સામે આવ્યો. આસ્પર્ન અને એસ્લિંગ નામે સ્થળોમાં ફ્રેંચનો મુકામ હતો ત્યાં આવી તેણે હલ્લાં કર્યાં, લઢાઇ ઘણી સખ્ત થઇ અને તેમાં આસ્ટ્રિયનને કંઇક લાભ થયો, તોપણ તેની ફોજને એટલી બધી હાનિ પહોંચી કે એ જયનો તે ઉપયોગ લઇ શક્યો નહિ. આર્ચ ડયુક જોનના હાથ નીચે બીજી આસ્ટ્રિયાની ફોજ ઇતાલિમાં હતી ત્યાં તેને ફ્રેંચોએ હરાવી તેથી આસ્ટ્રિયનોને આસ્પર્નની ફતેહથી ફાયદો થયો તેના કરતાં નુકસાન વધારે થયું અને તા. ૫ મી જુલાઇએ વાગ્રામના મોટા યુદ્ધમાં તેઓનો પરાજય થયો તેનું મુખ્ય કારણ પણ તેજ હતું. આ દારૂણ યુદ્ધનું વર્ણન ટુંકામાં થઇ શકે તેવું નથી. આસ્ટ્રિયનો બહુ હઠથી વઢ્યા પરંતુ હરેક ઠેકાણેથી તેમને પાછા હઠવું પડ્યું અને અંતે મોટા ગભરાટમાં પડી નાઠા. તેમણે લઢાઇ બંધ રાખવાની અરજ કરી તે નેપોલ્યને સ્વીકારી નહિ હોત તો તેમના લશ્કરનો કેવળ નાશ થાત.

પ્રેસબર્ગના તહનામાની રૂએ તિરલ અને વોરાલબર્ગના પ્રાંતો આસ્ટ્રિયાના શહેનશાહે બવેરિયાના રાજાને આપ્યા હતા. એ તહનામામાં એક શરત એવી હતી કે એ પ્રાંતોના રહેવાશીઓના સઘળા હક મંજુર રાખવા; પરંતુ બવેરિયાનો રાજા જોસફ પોતાના સ્વામિ નેપોલ્યનના જેવો ક્ર-

રાર પાળવામાં બેઇમાન હતો. તિરોલીઝ લોકના હક તેણે તોડયા. ભારે વેરા ઉઘરાવી ખેડુતોને છૂંધા અને જેઓ સામા થયા તેને ફીસાદખોર ગણી સજા કરી. આસ્ત્રિયાના રાજાએ વિગ્રહ આરંભ્યો તે વારે તે લોકે પણ બંડ કર્યું. શરૂઆતમાં તેમને જશ મળ્યો. મુખ્ય શહેરોમાંથી બવેરિયનોને તેમણે કાઢી મૂકયા એ જોઇ એક ફ્રેંચ લશ્કર તેમના દેશમાં આવ્યું અને તરવાર અને અગ્નિવડે પ્રાંતને ઉજાડ કર્યો. હોફર નામે એક શૂરવીર ખેડૂતે પોતાના દેશીઓને એકઠા કરી લઢાઇ કરી તેમાં તે પાર પડયો પરંતુ એ જયનું ફળ ઝાઝીવાર તેઓ ભોગવી શકયા નહિ. વાગ્રામના પરાભવ પછી ફ્રાન્સિસ પાદશાહ નેપોલ્યનને શરણે ગયો અને તેના વિજયી શત્રુએ જે જે શરત કરી તેને તેણે કબૂલ કરી. આસ્ટ્રિયામાંથી પરવારેલી ફ્રેંચ સેના તિરલ પ્રાંતમાં પેઠી. ત્યાંના રહેવાશીઓએ દારૂણ યુદ્ધ કર્યું પરંતુ તેમના દુશ્મનની સંખ્યા એટલી બધી વધારે હતી કે તેમનું કશું ચાલ્યું નહિ. ફ્રેંચ અને બવેરિયન સિપાઇઓએ તેમના પહાડી મૂલકમાં દરેક કોતર અને ખૂણે ખોચરે ફરી વળી દેશ જીતી લીધો અને ઉજાડ કર્યો. હોફરને પકડી ગરદન માર્યો. નેયર નામે બીજો બહાદુર નાયક હતો તેની પણ એજ ગતિ થઇ. ત્યાર કેડે જુલમી બવેરિયનો ફરીને ત્યાં રાજ કરવા લાગ્યા.

જર્મેનિમાંથી ફ્રેંચને કાઢી મૂકવાના કેટલાક શૂરવીરોએ પ્રયત્ન કર્યા. પ્રુશિયાના લશ્કરમાં એક શીલ નામે સરદાર હતો તેણે કેટલીક ફોજ એકઠી કરી સાકસનિ અને વેસ્ટ ફેલીયામાં ફ્રેંચ ફોજની ટૂકડીઓ હતી તેને પીડા કરી. પરંતુ હોલાંડ અને દેન્માર્કના લશ્કરે સ્ટ્રાસ્લાંડ આગળ તેનો અને તેના લશ્કરનો નાશ કર્યો. આર્ચ ડયુક ફર્દિનાંદે સાકસનિપર સ્વારી કરી, કેમકે સાકસનિનો રાજા ફ્રાન્સનો પક્ષકાર હતો. નેપોલ્યને જર્મેનિના કેટલાક રાજાઓના મૂલક ખૂંચવી લેઇ વેસ્ટફેલિયા નામે નવું રાજ ઉત્પન્ન કર્યું હતું અને ત્યાંની ગાદીએ પોતાના ભાઇ જેરોમને બેસાડયો હતો. જનરલ ડીનમેયરે જેરોમના રાજપર હુમલો કર્યો અને ત્યાંના તખ્તને ડોલાવ્યું. એ સ્વદેશહીતકારીઓને ઇંગ્લાંડથી કુમક મળી નહિ, તથા ફ્રાન્સના રાજાધિરાજનો આસ્ટ્રિયામાં જય થયો, તેણે કરીને એ સર્વ પ્રયત્નો મિથ્યા ગયા.

હોલાંડને કાંઠે વોલ્શેરન નામે એક બેટ છે તે ઉપર બ્રિટિશ કા-

રભારીઓએ મોટી ફોજ મોકલી. સાડત્રીસ યુદ્ધનાં મોટાં ઝાઝ, ઓગણત્રીસ તેથી નાનાં, અને તે સિવાય કેટલાક બતેલા અને ૪૦૦૦૦ જમીનની ફોજ ત્યાં મોકલવામાં આવી. એ બેટમાં ફ્લશિંગ નામે ગઢ મોટો હતો તેને ઘેરો ઘાલી જીતી લીધો. આન્ટવર્પ શહેરપર હુમલો કરવા માટે એ કામ કર્યું હતું પરંતુ ફ્લશિંગ ગઢ જીતી લેવામાં વખત વધારે જવાથી આન્ટવર્પના કિલ્લેદારને તે શહેરનું રક્ષણ કરવાની સર્વ તૈયારી કરવાનો વખત મળ્યો અને ઇંગ્રેજી ફોજની મહેનત વ્યર્થ ગઇ. વોલ્શર્ન બેટની રોગી હવાથી સ્થળ અને જળના બ્રિટિશ લશ્કરમાં રોગ ફેલાયો. તેમાંના મોટા ભાગને સ્વદેશ પાછા આવવું પડ્યું અને બાકી રહેલાઓ પણ ઘણા આજારી થયા તેથી તેમને પાછા બોલાવી લેવા પડ્યા. આ સ્વારીનો ખરચ ઘણો થયો હતો અને ફ્લશીંગનો કિલ્લો નાશ કર્યો એજ માત્ર તેથી ફળ થયું. સમુદ્ર ઉપર બ્રિટિશ લોકને જય મળ્યો તેથી આ હારની ના ઉમેદીને દૂર કરી, બાસ્કની ખાડીમાં ફ્રાન્સનું એક નૌકાસૈન્ય હતું તેમાંના ચાર વહાણનો લાર્ડ કોક્રનેએ નાશ કર્યો તથા બીજા કેટલાકને ભારે નુકસાન કર્યું. ભૂમધ્ય સમુદ્રમાં પણ તે સરદારની ફતેહ થઇ. વેસ્ટ ઈંડીઝમાં હવે ફ્રેંચને હાથ એકે સંસ્થાન રહ્યું નહિ. આયોનીયન બેટ તથા બીજા કેટલાક યૂરોપના સમુદ્રના ટાપુઓ બ્રિટિશ નૌકાસેનાએ જીતી લીધા. આયોનીયન બેટનો કબજો લીધો તેથી તુર્કી રાજના સુલતાન બીજા મહમદને માઠું લાગ્યું. તેના પિત્રાઇ સેલીમ અને ઓરમાઇ ભાઇ મુસ્તફાની તેને સુલતાની મળી હતી. રૂશિયા અને તુર્કી રાજ વચ્ચે વિરોધ ચાલતો હતો તેમાં રૂશ લશ્કરની ફતેહ થતી હતી માટે તુર્કી સુલતાનને ઈંગ્લાંડ જોડે દોસ્તી કરવી પડી. રૂશિયાના ભયથી ઇરાનના શાહને પણ તેમ કરવું પડ્યું.

આસ્ટ્રિયાની જોડે વઢવાડમાં રૂશ શહેનશાહ નેપોલ્યનની જોડે સામીલ થયો નહોતો તથાપિ જે પ્રાંતો સલાહ કરવાને માટે ફ્રાન્સિસને આપી દેવા પડ્યા તેમાંથી તેને હિસ્સો મળ્યો. આસ્ટ્રિયાના બાદશાહને મોટાં અને દુઃખકારક નુકસાન ખમવાં પડ્યાં, પરંતુ ધાર્યા કરતાં તે ઓછાં હતાં તેથી ફતેહનો ઉપયોગ નેપોલ્યને દયાથી કર્યો એવી શાબાશી તેને મળી. આ ઉદારતાનું ગુપ્ત કારણ પાછળથી જણાયું. યૂરોપપર પોતાની સત્તાનો પ-

યો મજબૂત કરવો એ મતલબ તેની હતી. કોરન્નામાંથી બ્રિટિશ ફોજના જવા પછી સ્પેનમાં ફ્રેંચનો અધિકાર સજડ થયો એમ દેખાયું. કોઇ કોઇ ઠેકાણે હજી સ્પાનિઅર્ડો વઢતા હતા પરંતુ તેમને ફતેહ મળતી નહિ. સારાગોસા શહેરના બહાદુર રહેવાશીઓ બહુ વઢ્યા તથાપિ તે નગર ફ્રાન્સિસ ફોજે જીતી લીધું. માર્સલ શુલ્ટે પોર્તુગાલપર સ્વારી કરી ઓપોર્ટો બંદર જીત્યું. એક બીજો સેનાપતિ નામે વિકટર પણ પોર્તુગાલ ભણી ચાલ્યો. એસ્ટ્રામડુરીઆમાં સ્પાનિશ લશ્કર હતું તેનો તેણે પરાજય કર્યો. સર આર્થર વેલ્સ્લીની સરદારી નીચે બ્રિટિશ લશ્કરે આવી ઓપોર્ટોબંદર પાછું લીધું અને આલ્બિયાની લડાઇમાં ફ્રેંચ લશ્કરના મોટા ભાગને જવું પડ્યું તેથી સ્પેનના લોક પાછા જાગૃત થયા. સ્પેનમાં રહેલી ફ્રેંચ સેનાને કુમક આવી મળે ત્યાર પહેલાં તેના પર હુમલો કરવાનો મનસૂબો કરી વેલેસ્લી તેમની ભણી ગયો. ટાલવેરા આગળ ૨૮ મી જુલાઇએ જુનો જોન વિકટર અને સબાસ્લીયાની એ ત્રણ ફ્રેંચ સરદારોની ફોજો તેના પર તૂટી પડી. નામના રાજા જોસફ બોનાપાર્ટની તરફથી એ સરદારો કામ ચલાવતા હતા. બ્રિટિશ લશ્કરે એ યુદ્ધમાં ઘણી બહાદુરી બતાવી. હરેક સ્થળમાંથી ફ્રેંચને પાછા હઠવું પડ્યું. સ્પાનિઅર્ડોએ એમના જેટલી હિમત અને હોંસ દેખાડી હોત તો તેમના શત્રુને નાસવું પડત. સ્પાનિઅર્ડોની બદચાલને લીધે એ જયનો લાભ ઇંગ્રેજો લઇ શક્યા નહિ. પોર્તુગાલ ભણી તેઓને પાછા હઠી જવું પડ્યું. બીજાઠેકાણાઓમાં પણ સ્પાનિઅર્ડોનો પરભાવ થયો તેમ છતાં તેમની રાજસભાએ પ્રજાને ઉશ્કેરી લઢાઇના જાહેરનામા પ્રસિદ્ધ કર્યા અને પ્રજાને હાથ કાયદા કરવાનું રહે એવી વ્યવસ્થા કરવાને રૈયતના મુખત્યારોની સભા બોલાવી.

પોર્ટલાંડના ડ્યુકનું મરણ થવાથી તથા કારભારીમંડળમાં વાંધો પડવાથી તેઓમાં કેટલોક ફેરફાર થયો. મી. પર્સિવલને મુખ્ય પ્રધાનની જગ્યા મળી. કારભારીઓની ચાલ વિશે પાર્લેમેંટમાં મસ ઝઘડો થયો. પરંતુ તેમણે ભૂલ કરી છે એવો ઠરાવ ઘણા મતથી થઇ શક્યો નહિ; સર ફ્રાન્સિસ બર્ડેટ નામે એક સભાસદે સભા વિરૂદ્ધ ઘણાં ભાષણો કર્યાં તેથી ટાવરમાં તેને કેદ કરવાનો હુકમ સભાએ કર્યો. એ હુકમ તેણે માન્યો નહિ અને લંડનના લોક તેની તરફ હતા તેથી તેને પકડવા માટે લશ્કર

મોકલવું પડયું હતું. લોકે સિપાઇપર હલ્લાં કર્યાં તેથી મારામારી થઈ અને કેટલાકના જીવ ગયા. દરવર્ષે પાર્લામેંટની સભા બરખાસ્ત થાયછે તે પ્રમાણે એ વરસમાં થયું, ત્યારે ધારા પ્રમાણે સર ફ્રાન્સિસનો છૂટકારો થયો. કાયદા વિરૂદ્ધ પરહેજ કરવાની ફરિયાદ તેણે કામન્સની સભાના પ્રમુખ તથા જમાદાર ઉપર અદાલતમાં માંડી. પરંતુ ન્યાયાધિશોએ તેનો દાવો ખોટો ઠરાવ્યો.

આ તકરારોથી કારભારીઓને પોતાનું કામ કરવામાં હરકત પડી નહિ, તોપણ ઇંગ્લાંડના દુશ્મનોએ એમ ધાર્યું કે ત્યાં મોટો બખેડો થશે. ફ્રાન્સ હમણાં શાંતિમાં જણાયું. વિએનાના દરબાર જોડે નેપોલ્યને નરમાશ દેખાડી હતી તેનું કારણ હવે પ્રસિદ્ધ થયું, તેની પ્રતિવ્રતા રાણી જોસફીન વાંઝણી હતી તેથી તેને તલાક આપી આસ્ત્રિયાના રાજેંદ્ર ફ્રાન્સિસની કુમારી આર્ચડચેસ મેરિઆ લુઇસયાની વેરે તે પરણ્યો, (ઇ. સ. ૧૮૧૦). પોતાની શક્તિ હમેશ ટકે એવા હેતુથી આ લગ્ન કર્યું હતું પરંતુ તે તેના નાશનું મુખ્ય કારણ થઇ પડયું. આસ્ત્રિયાની જોડે સંબંધ અને દોસ્તી કરી નેપોલ્યન આખા યૂરોપનો સ્વેચ્છિક સ્વામી થશે એવો ભય રૂશિયા તથા ઉત્તર તરફના બીજા રાજાઓના મનમાં ઉત્પન્ન થયો. હોલાંડના રાજ વિશે તેની ચાલથી આ વહેમ સાચો ઠર્યો. લુઇસ બોનાપોર્ટ નામે તેના એક ભાઇને તેણે રાજા ઠરાવ્યો. હતો. પોતાની (હોલાંડની) રૈયતને હાનિ પહોંચે કે ઇજા થાય એવા હુકમ નેપોલ્યન કરતો, તે માનવાની તેની ખુશી નહોતી, માટે બે ભાઇઓ વચ્ચે અણબનાવ થયો. નેપોલ્યને તેની પાસેથી હોલાંડ દેશ લેઇ લીધો અને ફ્રાન્સ જોડે મેળવી દીધો.

લઢાઇમાં એકે પક્ષ જોડે સામીલ નહિ થયેલી પ્રજાના વેપાર સંબંધી અધિકારો વિશે ઇંગ્લાંડ અને અમેરિકા વચ્ચે વાંધો ઉઠયો હતો તે એટલો બધો વધી પડયો કે વિગ્રહ થવાની ધાસ્તી લાગી. સર આર્થર વેલેસ્લીને ઇંગ્લાંડના પાદશાહે લાર્ડ વેલિંગ્ટનનો ઇલકાબ આપ્યો. એ સરદારે ઇંગ્રેજી ફોજની આબરૂનો સારો બચાવ કર્યો. મેસીના નામે ફ્રેન્ચ સરદાર મોટું લશ્કર લેઇ તેની સામે આવ્યો; કેટલાક કિલ્લા તેણે જીતી લીધા. તેમની ફોજની સંખ્યા વધારે હોવાને લીધે વેલિંગ્ટન હળવે હળવે પાછો

હઠતો ચાલ્યો અને લીસ્બોન લેઇ શકાશે એવું મેસીનાને લાગ્યું. બુસાકોના રણમાં યુદ્ધ થયું તેમાં ફ્રેન્ચને બહુ નુકસાન થયું. તોરેસ વેદ્રાસ નામે મજબૂત સ્થળમાં ઇંગ્રેજી લશ્કરે મુકામ કર્યો, ત્યારે ફ્રેન્ચો કેવળ નાઉમેદ થયા. એ સ્થળ ઉપર હુમલો કરી શકાય તેવું નહોતું અને પાછા ફરતાં લાજ લાગતી હતી તેથી પોતાના સાવધ વેરીની હીલચાલ જોવાને મેસીનાને મહીના ઉપરાંત બેસી રહેવું પડ્યું. એ મુદતમાં તેના ઘણા માણસ રોગથી મુઆં અને ઘણા નાશી ગયા. અંતે તેણે મુકામ ઉઠાવી સાંતારા આગળ પાછો ગયો. તેને મદદ આવી મળી તોપણ તે વઢવા આવ્યો નહિ.

સ્પેનમાં છૂટક છૂટક લઢાઇ ચાલ્યા કરી. સ્વદેશહિતકારી સ્પાનિઅર્ડો રણમાં ઉભા રહી સંગ્રામ કરતા તેમાં પરાજય પામતા. પરંતુ દુશ્મનના નાનાં થાણાઓ ઉપર તથા ખોરાકી વગેરે લઇ જનારા માણસો ઉપર ઓચિંના તૂટી પડી ઘણા હેરાન કરતા. કેદિઝ બંદરમાં સ્પાનિઅર્ડોના રાજકારભારીઓ તથા રાજસભાનો મુકામ હતો. ફ્રેન્ચ લશ્કરે તે શહેરને ઘેરો ઘાલ્યો પરંતુ તેના કોટ કિલ્લા મજબૂત હતા, અને સમુદ્રથી ઇંગ્રેજો જોઇએ તેટલી મદદ આપી શકતા હતા, તેથી ફ્રેન્ચની ફતેહ થઇ નહિ. કોર્ટિઝ સભાએ લોકને રાજકાજમાં કંઇક અધિકાર મળે એવા કાયદા રચ્યા પરંતુ ઉમરાવ ને ગુરૂવર્ગમાં ઘણા તેની વિરૂદ્ધ હતા.

હિંદુસ્તાનનો ગવર્નર જનરલ એ વખતે લાર્ડ મિન્ટો હતો. વલંદા અને ફ્રેન્ચનાં સંસ્થાનો તે દેશમાં હતાં તે તેણે જીતી લીધાં અને બીજી રીતે પણ રાજ્યનો વધારો કર્યો, કંપનીના લશ્કરના અમલદારોને ભથ્થુ મળતું હતું તે કમી કરવાથી મદ્રાસ ઇલાકામાં લશ્કરે ફીસાદ કર્યો પરંતુ ગવર્નર જનરલે બંડખોરોને જીત્યા.

ઉત્તર યૂરોપમાં લઢાઇ સબંધી મોટા બનાવ એ વેળા કંઇ બન્યા નહિ. દેન અને રૂશના લશ્કરી વહાણોએ ઇંગ્રેજી ઝાઝોપર સહજ હુમલા કર્યા, પણ તે કંઇ અગત્યના નહોતા. સ્વીદનમાં અજબ જેવી મોટી ઉથલપાથલ થઇ અને તેથી થોડા વખત સુધી ઇંગ્લાંડના શત્રુઓમાં વધારો થયો. સ્વીદનનો યુવરાજ એકાએક મરી ગયો. ઝેરનો વહેમ પણ કેટલાકને છે. સ્વીદનની સેનેટ એટલે રાજસભાએ તેની જગા ચાર્લસ જાન

બર્નેડોટને આપી. એ સખસ નેપોલ્યનના હાથ નીચે મોટો પ્રખ્યાત સેનાપતિ હતો. ઉત્તર જર્મનિમાં કેટલાંક વરસપર પોતાના કામમાં ઘણું ડહાપણ તથા લોક ઉપર ઘણી દયા દર્શાવ્યાં હતાં તેથી તેને પસંદ કર્યો હતો. બર્નેડોટે એ અધિકાર સ્વીકાર્યો. નેપોલ્યન મનમાં એથી નાખુશ થયો, કેમકે એ સરદારની લશ્કરી કીર્ત્તિ, અને તેના સ્વતંત્ર સ્વભાવને લીધે તે તેને ગમતો નહિ પરંતુ એ કામમાં તે તેની સામો થયો નહિ.

આ સમે યૂરોપની સઘળી સુધરેલી પ્રજાઓ ઈંગ્લાંડની સામે થઇ હતી એવું કહી શકાય, પરંતુ ઈંગ્રેજો એથી ગભરાયા નહિ. ઈંગ્લાંડના રાજાની વહાલી દીકરીનાં મૃત્યુના ખેદે કરીને તે રાજાનું આગલુ ગાંડપણ પાછું આવ્યું, (ઇ. સ. ૧૮૧૧). વેલ્સના શાહજાદાને રાજપ્રતિનિધિ ઠરાવવામાં આવ્યો. તેણે પોતાના બાપની રાજરીતિ જારી રાખી.

પોર્તુગાલના રક્ષણને માટે જે ડાહી ગોઠવણો લાર્ડ વેલિંગ્ટને કરી હતી તેનો ફાયદો તેને મળ્યો. મેસીનાને સાંતારા છોડી પાછા જવું પડ્યું. જતાં જતાં ઉન્મત્ત અને નિર્દયપણે દેશને ઉજડ કર્યો અને સુંદર ઇમારતો નકામી તોડી પાડી. પોર્તુગાલની મદદ માટે બ્રિટિશ પાર્લામેંટે દશ લાખ રુપિઆ આપ્યા અને લોકોએ માંહોમાંહે ઉઘરાણું કરી તેમાં ઘણો વધારો કર્યો. આલ્મૌદા નામે કિલ્લો ફ્રેંચને હાથ રહ્યો હતો તે પણ વેલિંગ્ટને જીતી લીધો, તેથી હવે પોર્તુગાલમાં ફ્રેંચને હાથ એકે જગ્યા રહી નહિ.

સ્પેનનો છૂટકારો કરવાનું કામ વધારે ભારે હતું. બાદાજોઝનો કિલ્લો સ્પાનિઅર્ડોના હાથમાં હતો તે સુલ્ટે જીતી લીધો. ત્યાંથી ફ્રેંચને કાઢી મૂકવાને લૉર્ડ વેલિંગ્ટને સર વિલ્યમ બેરેસ્ફોર્ડને મોકલ્યો, પરંતુ સેવીલ પ્રાંતમાંથી ફ્રેંચ લશ્કર કિલ્લેદારોની મદદે આવ્યું તે વારે ઈંગ્રેજી લશ્કરને પાછા ફરવું પડ્યું. માર્ગમાં આલ્બરા આગળ બેઉ લશ્કરોની ભેટ થઇ તેમાં ફ્રેંચ હાર્યા અને ઇંગ્રેજોએ ફરીને બાદાઝોઝ શહેરને ઘેર્યું. સુલ્ટ અને માર્મોન્ટ એ બે સરદારો બે બાજુએથી ઇંગ્રેજોની સામે આવ્યા તેથી લાર્ડ વેલિંગ્ટનને ટેગસ ઉતરી પેલે પાર જતા રહેવું પડ્યું. બાદાજોઝનો બચાવ કરવાને અર્થે કેદિઝ આગળ પડેલા લશ્કરમાં કમી કરવી પડી હ-

તી તે જોઇ સ્પાનિઅર્ડોએ આંડાલુશિયાપર સ્વારી કરી. જનરલ લાપેનાની મદદે આહામ નામે બ્રિટિશ સેનાપતિ ગયો. બારોસા આગળ આહામે ફ્રેંચ સરદાર વિકટરને જીત્યો પરંતુ એ જયનો લાભ સ્પાનિઅર્ડોએ લીધો નહિ. બીજા પ્રાંતોમાં સ્પાનિશ ફોજોની ખરાબી થઇ. બુદ્ધિ અને હિમ્મત બેઉ સ્પાનિશ સરદારોમાં નહોતાં એ સ્પષ્ટ હતું. કોર્ટેઝ સભાથી પણ ધારેલા ફાયદા થયા નહિ. તેમણે રાજવ્યવસ્થાનો કાયદો રચ્યો તે સ્પેનના લોકને અનુકુળ પડે તેવો નહોતો. દક્ષિણ અમેરિકાનાં સંસ્થાનો જોડે વેપાર કરવામાં આગળ જે હરકતો હતી તે તેમણે જારી રાખી, તેથી સંસ્થાનિકોએ સ્વતંત્ર થવાની ગોઠવણ કરી.

વલંદા પાસેથી જાવા બેટ ઇંગ્રેજે લેઇ લીધો. ઇતાલિના સમુદ્રોમાં કેટલાંક શત્રુનાં વહાણોનો નાશ કર્યો. બાલ્તિક સમુદ્રમાં હાનાર બેટ પાછો લેવાની દેન લશ્કરે કોશીશ કરી તે વ્યર્થ ગઇ. સ્વીદન ઇંગ્લાંડ જોડે વઢતું હતું એવું ભાગ્યે કહી શકાય. ફ્રાન્સના કહેવામાં રહાથી પોતાના નવા દેશને નુકસાન છે એવું બર્નેડોટના જોવામાં ઝટ આવ્યું. ફ્રાન્સથી સ્વતંત્ર થવાનો વિચાર રૂશિયાના રાજા જોડે તેણે છાનો કરવા માંડ્યો. પછી રૂશ શાહ આલેક્ષાંદર પોતાના કુળની વહાલી યોજના પાર પાડવામાં એટલો લાગેલો હતો કે તેણે બર્નેડોટની શીખામણપર આ વખત લક્ષ આપ્યું નહિ. કાળા સમુદ્રના બંને કાંઠાપર તુર્ક અને ઇરાની પાદશાહોના મુલક જીતી લેવાના કામમાં તે રોકાયેલો હતો. ઉમેદ પ્રમાણે તેને ફતેહ મળી નહિ. એશિયાના તુર્કસ્તાન ઉપર સ્વારી કરનાર રૂશ લશ્કરને કોકેસસ પર્વતના વગડાઉ લોકે બહુ હેરાન કર્યું. યૂરોપની બાજુએ રૂશસરદાર કુટુસોફને યશ મળ્યો પરંતુ તે માણસ અને નાણાંની હાનિના પ્રમાણમાં નહોતો. તુર્ક રાજ્યમાં અવ્યવસ્થા થઇ રહી હતી તેથી સુલતાન પોતાના મુલકનો જોઇએ તેટલો બચાવ કરી શક્યો નહિ; ઘણાક પ્રાંતો લશ્કરી સરદારો બથાવી પડ્યા હતા. મિસરમાં મામલુકએ સ્વતંત્ર થઇ ગયા હતા. સુલતાનની તરફનો સુબેદાર મહમદઅલી નામે હતો, તેનો હુકમ એ લોક માનતા નહોતા માટે તેમને કપટથી મારવાનો મનસૂબો તેણે કર્યો. તેમના સરદારોને જમવા બોલાવી ઓચિંતા વાઢી નાખ્યા. આ હમલથાબીના સુલતાને વખાણ્યુ

કર્યાં પણ તેમાં તેની ભુલ હતી. કતલ થયેલા સરદારો કરતાં મહમદઅલી વધારે ભયંકર થઇ પડ્યો.

ઈ. સ. ૧૮૧૨ માં ઈંગ્લાંડના મુખ્ય વજીર પર્સીવલ સાહેબને એક બેરિંગહામ નામે વેપારીએ ગોળીથી માર્યો તેથી કારભારી ટોળીમાં ફેરફાર થયો. વેલ્સનો શાહજાદો પહેલાં વિધ પક્ષમાં હતો તેથી તે પક્ષને હાથ કારભાર જશે એવો સંભવ જણાયો પણ તે ખરો પડ્યો નહિ. યુવરાજને ટોરી પ્રધાનો જોડે દોસ્તી થઇ હતી તેથી લિવર્પુલના અર્લને મુખ્ય પ્રધાનની જગ્યાએ રાખ્યો. વિધ પક્ષના આગેવાન લાર્ડ ગ્રે અને ગ્રાન્વીલ હતા તેમનું કાંઇ વળ્યું નહિ. સિસિલિમાં બ્રિટિશ સરકારનો એલચી લાર્ડ વિલ્યમ બેન્ટીક હતો તેણે ત્યાંના રાજકાજમાં સુધારો કર્યો. રાજામાં કંઇ માલ નહોતો અને રાણી જુલમી હતી તેથી વિધનો રાજકારભાર માઠી હાલતમાં હતો. બેન્ટીકે ઇંગ્લાંડના જેવી રાજરીતિ ત્યાં દાખલ કરી તેથી સેંકડો વર્ષનાં દુઃખ ટળી શાન્તિ અને સમૃદ્ધિ ભોગવવા લાગ્યા.

સ્પેનના રાજકાયદાઓમાં પણ ફેરફાર કરવામાં આવ્યો. નવો રાજપ્રતિનીધિ ઠરાવ્યો અને કારભારમાં સુધારો કર્યો તેથી સ્પાનિઅર્ડોને પાછી હિમ્મત આવી અને જીતવાની આશા થઇ. લાર્ડ વેલીંગ્ટને સ્વીડર્ડ રોદ્રીગો નામે કિલ્લાને તથા બાદાજોઝને લીધાં. બંને ઠેકાણે બ્રિટિશ લશ્કરને ઘણી હાનિ પહોચી. આ ફતેહના ઇનામમાં વેલિંગ્ટનને અર્લનો ઇલકાબ મળ્યો. સાલામાન્કા નામે મોટું શહેર તેણે જીત્યું અને માર્શલ મોર્મોન્ટની ફોજપર ચઢાઇ કરી. મોર્મોન્ટને પુષ્કળ મદદ આવી પહોચવાથી તેણે ઇગ્રેજોને હરાવી નાસતા અટકાવવાનો મનસૂબો કર્યો એ કારણ માટે પોતાની ફોજને તેણે જોઇએ તેટલી લાંબી ઓળોમાં ગોઠવી. આ મુર્ખાઈ જોઇ નબળા પડી ગયેલા ભાગો ઉપર વેલિંગ્ટને પોતાની તમામ ફોજ સહીત હલ્લાં કર્યાં અને દુશ્મનનો સંપૂર્ણ પરાભવ કર્યો. આ વિજય એટલો મોટો હતો કે સ્પાનિશ લશ્કરમાં બ્રિટિશ લશ્કરના જેટલો ઉમંગ અને ઉત્સાહ હોત તો માર્મોન્ટની આખી ફોજનો નાશ થાત, તોપણ સાલામાન્કાના સંગ્રામથી મોટા ફાયદા થયા. રાજા જોસફને માદ્રિદમાંથી જવું પડ્યું અને કેદિઝનો ઘેરો ઉઠાવવો પડ્યો. સેવીલ નગર ઇંગ્રેજોને હાથ આવ્યું.

બ્રિટિશ ફોજે બર્ગોસ શહેરને ઘેરો ઘાલ્યો ત્યાં તેમની હાર થઇ. સ્પાનિશ રાજકર્ત્તાઓ અને સરદારોમાં સંપ નહોતો તથા ફ્રેંચ લશ્કરને કુમક આવી મળી તેથી આ જયનો લાભ વેલિંગ્ટનને છોડી દેવો પડયો. તે પાછો ફરી હળવે હળવે પોર્તુગાલની સરહદ તરફ ગયો અને બીજી જોગવાઇની રાહ જોવા લાગ્યો. બીજા દેશોમાં હવે જે બનાવ બન્યા તેથી સ્પેનને બહુ લાભ થયો. દક્ષિણ અમેરિકામાં ધરતીકંપ થયો તેથી તેના વહેમી લોકપર એવી અસર થઇ કે તેઓ સ્પેનને પાછા તાબે થયા. સ્વતંત્ર થયાથી ઇશ્વર કોપ્યો છે તેની એ નિશાની તેમણે ગણી નેપોલ્યન જોડે બાથ ભીડવાને રૂશિયાનો રાજેંદ્ર તૈયાર થયો.



# ખંડ ૪ થો.

## ફ્રાન્સ અને રૂશિયા વચ્ચે લઢાઈ.

તિલ્સિતમાં તહનામું થયા પછી રૂશિયાના પાદશાહ આલેક્ષાંદરને તહનામા વિશે કેટલોક વહેમ ઉત્પન્ન થયો. એની બધી શરતો તેને લાભકારક નથી એવી શંકા તેના મનમાં આવી ફ્રાન્સનો પાદશાહ આસ્ત્રિયાની શાહજાદી વેરે પરણ્યો તેથી તેને ધાસ્તી લાગી. આસ્ત્રિયાના શાહનું હેત પોતાના નવા જમાઇપર ખરા દીલનું નહતું. નેપોલ્યનની નવી રાણીએ કુંવર જણ્યો તેને રોમનો રાજા એવો કિતાબ તેણે તેને આપ્યો તે પરથી જણાયું કે ઇતાલિનો કબજો છોડવાની તેની ઇચ્છા નથી. ગ્રેટબ્રિટન જોડે વેપાર કરવાની મનાથી રૂશિયાના લોકને ઘણું નુકસાન થયું તે જોઇ બર્લિનના ઠરાવમાં કંઇક ફેરફાર કરવાની ભલામણ નેપોલ્યનને આલેક્ષાંદરે કરી પણ નેપોલ્યને તેમ કરવાની ના કહી તેથી સેન્ટપીટર્સબર્ગ અને પારિસના દરબારો વચ્ચે ખાટાં મન થયાં. તથાપિ દોસ્તી રાખવાની આતુરતા બેઉ દેખાડતા અને નેપોલ્યને બ્રિટિશ સરકાર જોડે સલાહ કરવાનું કહેણુ મોકલ્યું. સ્પેનનું રાજ અસલ માલિકને પાછું આપવાની તથા પ્રુશિયામાંથી ફ્રેંચ ફોજને બોલાવી લેવાની તેણે ના કહી તેથી સંધિ થઇ નહિ અને રૂશિયા અને ફ્રાન્સ વચ્ચે વિગ્રહ થયો.

આલેક્ષાંદરે સ્વીદન અને ઇંગ્લાંડ જોડે સંપ કર્યો. નેપોલ્યનની મદદે પશ્ચિમ અને દક્ષિણ યૂરોપના રાજાઓનાં લશ્કર આવ્યાં. સ્વાર્થને લીધે નેપોલ્યને આરંભમાં એક મૂર્ખાઇનું કામ કર્યું તેથી જય મળવાનું એક મોટું સાધન તેના હાથમાંથી જતું રહ્યું. પોલાંડના લોકને આ વખતે સ્વતંત્રપણું આપ્યું હોત તો તેઓ એના ખરા મિત્ર થાત. આગળ વધવામાં એ શૂરા અને હોંસીલા જબરી ને સારી મદદ કરત તથા ફોજને પાછું ફરવું પડત તો તેનું રક્ષણ તેઓ સંપૂર્ણ રીતે કરી શકત આસ્ત્રિયાની મરજી રાખવાને આ મોટું ઉદાર કામ કરવાની ફ્રેંચ શહેનશાહે ના

કહી અને એ લાભ ખોયો. પોતાના મોટા વિજયી સૈન્યની ભારે સંખ્યા પર ભરોસો રાખી નેપોલ્યન રૂમીન નદી ઉતરી રૂશિયાની રાજધાની તરફ ચાલ્યો. કાઉનો નામે રણમાં રૂશિયાના કોસાક્સ નામે સ્વારોની એક ટૂકડીને હરાવી. દેશ ઉજાડ કરતી રૂશિયાની ફોજ જાણીજોઇને પાછી હઠતી ગઇ. કેટલાંક યુદ્ધો વાટમાં થયાં તે કંઇ અગત્યનાં નહોતાં. તુર્કીસુલતાન જોડે સલાહ થવાથી રૂશિયનોને જીતવાની આશા થઇ કેમકે હવે રાજાનું બધું બળ આ મોટા શત્રુની સામે તેઓ લાવી શક્યા. નેપોલ્યનની ફોજનો મોટો ભાગ મોસ્કો તરફ ચાલ્યો અને બાકીનો સેન્ટ-પીટસબર્ગ ભણી ગયો. એ બીજાને રૂશ લસ્કરે પાછો હઠાવ્યો. પરંતુ મોસ્કો તરફ જે ફોજ જતી હતી તે સ્મોલેન્સકોનગર પહોચી. એ શેહેર મોસ્કોની કુંચી જેવું હતું. સ્મોલેન્સ્કોના કોટ આગળ અતિ દારૂણ સંગ્રામ થયો. ફ્રેંચ જીત્યા ખરા પણ તેઓના બહુ માણસ માર્યા ગયાં અને રૂશ સિપાઇઓ નિયમપૂર્વક પાછા જઇ શક્યા.

રૂશિયન ફોજોના સેનાપતિનું કામ હમણા કુતુસોફને સોંપવામાં આવ્યું. મોસ્કોના રક્ષણને સારૂ એક બીજી લઢાઇ લઢવાનો તેણે ઠરાવ કર્યો. બારોદિનો નામે ગામ આગળ મુકામ કરી ફ્રેંચની વાટ જોતો ધૈર્યતાથી બેઠો. અહિં ભારે યુદ્ધ થયું. બેઉ તરફ મળી લગભગ ૭૦,૦૦૦ યોદ્ધા રણમાં પડયા પરંતુ એકને જય મળ્યો નહિ. રૂશ લશ્કર પોતાને મુકામે રહ્યું, પરંતુ નવી પલટણો ફ્રેંચ રાજેંદ્રને આવી મળવાથી કુતુસોફને પાછાં પગલાં કરવાં પડયાં તેથી મોસ્કોનો માર્ગ ખુલ્લો થયો. રૂશિયાની જુની રાજધાની એ શહેર છે અને રૂશપ્રજાને તે ઘણું વહાલું છે. તેઓ એને માસ્કોમાના કહેછે અને પવિત્ર સ્થળ ગણેછે. ફ્રેંચ ફોજ શહેરની નજીક આવી ત્યારે તેના હાથમાં સહીસલામત ના જાય માટે તેને બાળી નાખવાને તેમાં આગ લગાડી. નગરમાં શાહ નેપોલ્યન દાખલ થયો અને પાદશાહી મહેલ નામે ક્રિમ્લીનમાં મુકામ કર્યો. પોતાના અમલદારો જોડે વિચાર કરવામાં તે બેઠો હતો તેવામાં શહેરના અનેક ભાગોમાં આગ લાગી. લગાડનારાઓમાંના ઘણાકને ગોળીથી માર્યા, પરંતુ લાહે ઓલવાઇ નહિ.

શહેરનો ઘણો ભાગ, અને તેમાં ધરતું અન્નાદિક બળી જવાથી ત-

થા બીજી જગાએથી તે નહિ મળવાથી નેપોલ્યનને પીડા થઇ પડી. ઘણીજ નાખુશીથી તેણે પાછા ફરવાની રજા આપી. પાછા ફરવામાં તેના લશ્કરે એટલી ઉતાવળ કરી કે તેઓ મોસ્કોનો નાશ કરી શક્યા નહિ. જેમ ઉતાવળે જવાય તેમ તેઓ નાસવા લાગ્યા તોપણ ઘણા ગાઉ નહિ કાપ્યા તેટલામાં રૂશિયાનો ભયંકર શિઆળો આવી પહોંચ્યો. ટાઢ અને ભૂખથી હજારો માણસ મરી ગયા. રૂશિયન સ્વારોને એથી હિંમત આવી. તેઓ નાસતા શત્રુને ડગલે ડગલે પીડવા લાગ્યા. સ્મોલેન્સ્કો આગળ યુદ્ધ કરવાની ઇચ્છા નેપોલ્યનને હતી, પરંતુ તેની ફોજમાં ભારે હાનિ થયેલી હતી. પલટણો અવ્યવસ્થામાં પડી હતી અને ખોરાકની તંગી દિવસે દિવસે વધતી જતી હતી, તેથી એ કરવું અશક્ય હતું. સ્મોલેન્સ્કોમાં રહી નહિ શકાયું તેથી સિપાઇઓ અતિ દુઃખ પામ્યા. માર્ગમાં જે તેમનાપર દુઃખ પડ્યું તેનું વર્ણન નહિ થઇ શકે તેવું છે. શિયાળો એ વર્ષમાં બહુજ સખ્ત હતો. તેની જોડે ખાવાને અન્ન નહિ, પહેરવાને વસ્ત્ર નહિ, અને રાત્રે સુવાને કોઇપણ જાતનું રક્ષણ નહિ. તેની જોડે પાછળ પડેલા ખીજવાયલા શત્રુઓનો સખ્ત માર હતો. દિવસે દિવસે સંતાપ વધતો ગયો. કવાયતનો નાશ થયો અને ઢોરની પેઠે માણસો નાસવા લાગ્યાં. બારોદિનો નદી ઉતરવાનું આવ્યું ત્યારે ભયંકર બનાવ બન્યો. બાજુપરની ઉંચી ટેકરીઓપર રૂશિયાની તોપો ગોઠવી હતી તેના ગોળા પૂલ ઉપર આબાદ આવતા હતા. નદી પાર ઉતરી જવાને પૂલ ઉપર એટલી ભીડ થઇ કે ચાલવાનો માર્ગ મળે નહિ. આઠ હજાર ગોળાથી અને પાણીમાં ડૂબવાથી ઘણા મરણ પામ્યાં. બધા સિપાઈ ઉતરી રહ્યા પહેલાં નેપોલ્યને પૂલને સળગાવી દેવાનો હુકમ આપ્યો, તેથી બાર હજાર માણસ તેના ચીડાયલા દુશ્મનોને હાથ પકડાયા. પોતાની પંડનો બચાવ કરવાનો વિચાર હવે નેપોલ્યનના મનમાં આવ્યો તથા પારિસમાં ફિતુર થવાની ધાસ્તી જણાયાથી તે ફોજને મૂકીને એકલો નાઠો. એની જોડે ગયેલાં પાંચ લાખ માણસમાંથી થોડા હજાર માણસ પાછા પોલાંડમાં આવ્યાં. એ દરમિયાન ગ્રેટબ્રિટન અને યુનૈટેડ સ્ટેટ્સ વચ્ચે મારામારી ચાલી. કાનડા ઉપર બેવાર યુનૈટેડ સ્ટેટ્સની ફોજે ચઢાઇ કરી અને બંને વાર તેને ઇંગ્રેજી લશ્કરે હરાવી. સમુદ્ર ઉપર અમેરિકન વહાણોને જય મળ્યો ખરો. યૂરોપના મોટા ઝઘડામાં સર્વ લોકોના મન એટલાં પરોવાયાં હતાં કે તેથી આ વિરોધ ઉપર ઘણું લક્ષ આપ્યું નહિ.

ઈંગ્લાંડના દરબારમાં કેટલાક બનાવ બન્યા પણ તેથી નેપોલ્યન જોડેના ઝઘડાપરથી લક્ષ ઓછું થયું નહિ. રાજપ્રતિનિધિ યુવરાજ અને તેની સ્ત્રી વચ્ચે અણબનાવ હતો. તેને જાહેરમાં લાવવાથી ઘણી ચરચા થઇ. કાથલિકોને જુના જૂલમમાં કાયદાથી છૂટા કરવાનો પ્રયત્ન નિષ્ફળ ગયો અને ઇસ્ટઈંડિયા કંપનીને વીસ વર્ષ પર્યંત નવો પટો મળ્યો.

રૂશિયામાં ખરાબી થયા છતાં ફ્રેંચ પ્રજાનો ભરોંસો હજુ નેપોલ્યન ઉપર હતો. બીજું લસ્કર તૈયાર કરવાને તેણે ફ્રાન્સના ગામેગામથી માણસ બોલાવ્યાં અને દેશના રાજકારભારનો બંદોબસ્ત કરી યૂરોપની ઉત્તર દિશાએ નવો શત્રુ જાગ્યો હતો તેને મળવાને નેપોલ્યન ગયો. નેપોલ્યનની જોડે રૂશિયાપર ચઢાઇ કરવાને પ્રુશિયામાંના રાજાએ લશ્કર મોકલ્યું હતું. પ્રુશીઅન અમલદારો અને સિપાઇઓ ફ્રેંચની પક્ષમાં લઢવાને રાજી નહોતા. મોસ્કોથી પાછા ફર્યા પછી એક પ્રુશિયન ટુકડી ફ્રેંચ લશ્કરથી જુદી પડી, તે રૂશિયા જોડે દોસ્તી કરીને રહી; અને રૂશિયનો જેમ પાસે આવતા ગયા તેમ પ્રુશિયાના પાદશાહે સ્વતંત્ર થવાની હિંમત ધરી અને આલેક્ષાંદર જોડે એકો કર્યો. રૂશિયામાં લઇ ગયેલી ફોજનો નાશ થયેલો હતો તેમ છતાં શત્રુઓ કરતાં સંખ્યામાં વધારે મોટી સેના નેપોલ્યને આણી હતી પણ તેના સિપાઇઓ અનુભવી નહોતા. ત્રણ મોટાં સંગ્રામ થયાં તેમાં ફ્રેંચની ચડતી થઇ પરંતુ તેમને મોટો લાભ કદી આપે એવો જય થયો નહિ. પોતાના ઘણાં માણસો મરી ગયાં તથા ઘાયલ થયાં અને શત્રુ બહુ હઠથી લઢે છે એ જોઇ થોડા વખત લગી મારામારી બંધ રાખવાનું નેપોલ્યને કબુલ કર્યું. એ વખતમાં ઈંગ્રેજ સરકારે નેપોલ્યનના દુશ્મનોને પૈસાની મોટી રકમ મોકલી હિમ્મત આપી, અને નાણાવડે તથા નાર્વે જીતવામાં મદદ કરવાનું વચન આપી સ્વીદનને ઈંગ્રેજ પક્ષમાં લીધું. વળી એથી વધારે મોટો બનાવ એ બન્યો કે આસ્ત્રિયાના પાદશાહે પોતાના જમાઇનો પક્ષ છોડી દીધો અને ફ્રાન્સના રાજને મર્યાદામાં રાખવાના કામમાં સામીલ થયો.

ડેસ્દન શહેરમાં પોતાનો મુકામ રાખી નેપોલ્યને તેના અનેક શત્રુઓ ઉપર વેગથી હુમલા કર્યા. આરંભમાં તેને જય મળ્યો, પણ થોડા વખત પછી તેની પડતી થઇ. તેની ફોજની કેટલીક ટૂકડી-

ઓનો પરાજય થયો. બવેરિઆનું લશ્કર તેના દુશ્મનને જઇ મળ્યું. અને આખરે ફ્રેંચ પાદશાહને લીપ્સીક જવું પડયું. ૧૮ મી અકટોબરે એ પુરાતન શહેરની થડમાં સંગ્રામ થયો, તેણે યૂરોપને ફ્રેંચના જુલમથી છોડાવ્યું. યુદ્ધ ચાલતું હતું તેવામાં સાક્સન ફોજે ફ્રેંચ પક્ષે શત્રુની છાવણી તરફ કુચ કરી, અને એમની ખાલી પડેલી જગાએ સ્વીદનના લશ્કરે આવી મુકામ કર્યો. હરેક સ્થળેથી નેપોલ્યનના સિપાઇઓને પાછા ફરી લીપ્સિક નગરમાં ભરાવવું પડયું. એ શહેરનું રક્ષણ થઇ શકે તેવું નહોતું માટે તેમાંથી નીકળી પાછા હઠવું પડયું. ફ્રેંચ પાદશાહે તે પ્રમાણે કરવાને હુકમ કર્યો, પણ તે હુકમ અમલમાં આવતાં સુધી પંદે તે ત્યાં રહ્યો નહિ. શહેરમાંથી ફ્રેંચ ફોજના નીકળી જવા પહેલાં તેમના સામાવાળિયા અંદર પેઠા. શહેરના રસ્તામાં મારામારી થઇ તેમાં ફ્રાન્સિસ ફોજની ઘણી હાનિ થઇ. શહેરની પાસેની નદી ઓળંગી જવાને એક સાંકડો પુલ હતો તે પર થઇને જતાં ઘણાંક સિપાઇઓ નદીમાં પડી ડૂબી મુઆં. બધી સેના પાર ઉતર્યાં પહેલાં પુલને દારૂથી ઉડાવી દીધો તેણે કરીને ફ્રેંચ લશ્કરને વધારે હાનિ થઇ.

લિપ્સિકની લઢાઇથી જર્મનિનો છૂટકો થયો. નેપોલ્યન સ્વદેશ ગયો અને તેની પાછળ જનારી તેની ફોજને માર્ગમાં જતાં બહુ હરકત પડી. હાનો આગળ તેમને આંતરવાને બવેરિઅન લશ્કરે જબરો પ્રયત્ન કર્યો; ફ્રાન્સ ભણી જતાં વાટમાં ફ્રેંચ લશ્કરને અનેક દુઃખ પડ્યાં અને તેમના ટોળેટોળાંને શત્રુએ પકડ્યાં. બર્નેડોટની ઇચ્છા ખુદ ફ્રાન્સ સાથે સામીલ થવાની નહોતી, પરંતુ સાકસનિના કેટલાક કિલ્લાઓ હજી ફ્રેંચને હાથ હતા તે જીતી લેવાનું તેણે માથે લીધું. તે પાસે આવ્યો ત્યારે હાનોવરના લોકોએ ફ્રેંચથી સ્વતંત્ર થવાનો પ્રયત્ન કર્યો અને ફતેહ પામ્યા. હોલાંડના લોકને પણ તેજ પ્રમાણે કરવાની ઇચ્છા થઇ. ત્યાંના મુખ્ય શહેરના લોકોએ બંડ કર્યાં અને ઓરેંજનો શાહજાદો ઇંગ્લાંડ પોતાનો અધિકાર પાછો લેવાને આવ્યો ત્યારે આખા દેશે તેને આવકાર દીધો અને રાજપદવી આપવાની આતુરતા દર્શાવી.

એકસંપી રાજાઓ જર્મનિમાં એ રીતે ફતેહ કરતા હતા તેવામાં

સ્પેનનો છૂટકારો કરવામાં વેલીંગ્ટનને પણ ઘણો જય મળ્યો. વસંતઋતુની શરૂઆતમાં સ્વીદાદ રોડ્રીગો આગળ પોતાની તમામ ફોજ એકઠી કરી અને કેટલીક સ્વારી કરી ડૂરો અને ઇબ્રો નદીની પેલે પાર ફ્રેંચોને હાંકી કાઢ્યા. જોસફ ત્યાં નામનો રાજા હતો. માર્શલ જુર્ડોનના હાથમાં તમામ રાજ્યાધિકાર હતો. એ સરદારે ફ્રેંચ સત્તાનું રક્ષણ કરવાને જબરી મહેનત કરી. વિટોરિઆ નામે મજબુત સ્થળમાં સંગ્રામ કરવાનો તેણે નિશ્ચય કર્યો. વેલિંગટન તેની સામે આતુરતાથી ગયો. ફ્રેંચ છાવણીનું રક્ષણ કરનારી ટેકરીઓને તેના સિપાઇઓએ જીતી લીધી અને ફ્રેંચો એટલા ગભરાટમાં પાછા હઠયા કે તોપખાનું, ખજાનો અને સામાન જોડે લઇ જઇ શકયા નહિ. સ્પેનના પૂર્વ ભાગમાં ફ્રેંચનો જય થયો. ટારાગોના નગરને સરજાન મુર નામે ઇંગ્રેજ સરદારે ઘેર્યું હતું તે નગરની મદદે ફ્રેંચ માર્શલ શુચેન આવ્યો એટલે નકામી ઉતાવળ કરી સરજાન મુર ત્યાંથી નાઠો. આ ફત્તેહનો પૂરો લાભ લેવામાં લાર્ડ વિલ્યમ એન્ટીકના આવવાથી ફ્રેંચને હરકત પડી.

વિટોરિઆના પરાજયની ખબર નેપોલ્યનને પડી, ત્યારે તેણે જર્મનિમાંથી માર્શલ શુલ્ટને સ્પેનના લશ્કરનો સેનાધિપતિ થવાને મોકલ્યો. પાંપાલુના અને સેંટ્સ બાસ્તિઅન નગરોને નેપોલ્યને ઘેરા ઘાલ્યા. એ સરદારને હમણા માર્કિવસની પદવી મળી હતી. શુલ્ટે આવી જબરા હુમલા કર્યા પણ તે ફતેહ પામ્યો નહિ અને તેના લશ્કરને એટલો માર પડયો કે તેને સ્વદેશ જતા રહેવું પડ્યું. સબાસ્તિયનનો કિલ્લો છાપો મારીને ઇંગ્રેજ લોકે લીધો. એ ફતેહ મેળવવામાં ઇંગ્રેજ પક્ષનાં ઘણાં માણસો મુઆં અને ઘાયલ થયાં.

બિડાસોઆ ઓળંગી ઇંગ્રેજો અને તેના મિત્રો હળવે હળવે બરેલી તરફ ચાલ્યા. એમની સામા થવામાં માર્શલ શુલ્ટે ઘણી હિમ્મત અને ચતુરાઈ દર્શાવી. પરંતુ બ્રિટિશ ફોજે વધારે બહાદુરી બતાવી તેની કોશિશો નિષ્ફળ કરી. વલંદા અને જર્મનિની બે પલટણો ફ્રેંચ ફોજમાંથી નીકળી ઇંગ્રેજને આવી મળી. હવે સ્પેનમાં ફ્રેંચને હાથ એકે જગ્યા રહી નહિ. ત્યાંની રાજસભા કોર્ટેઝમાં કેટલાક સભાસદો જ્ઞાની અને સુધરેલા વિચા-

રના હતા. ભવિષ્યમાં દેશનું કલ્યાણ થાય એવા કાયદા રચવાની તેણે મહેનત કરી. લોકની સંમતિ પ્રમાણે રાજકારભાર ચાલે એ તેમનો હેતુ હતો, પરંતુ સ્વાર્થી પાદરીઓ અને મૂર્ખ લોકો આગળ તેમનું કાંઇ ચાલ્યું નહિ.

ગ્રેટબ્રિટન અને યુનૈટેડ સ્ટેટ્સ વચ્ચે વિગ્રહ ઉઠયો હતો તે હજુ હઠીલાઇથી જારી હતો. પરંતુ તેમાં કાંઇ મોટું પરિણામ હજુ લગી થયું નહોતું. કાનેડાપર સ્વારીઓ કરવામાં અમેરિકનો હાર્યા પરંતુ સરોવરોમાં તેમનાં વહાણોને જય મળ્યો.

ઇ. સ. ૧૮૧૪માં ફ્રાન્સની પૂર્વ સીમાપર થઇને રૂશિયા, પ્રુશિયા અને આસ્ત્રિઆના લશ્કરો ફ્રાન્સમાં પેઠા અને પશ્ચિમ બાજુએથી વેલિંગ્ટન આવતો હતો. આ અવદશામાં નેપોલ્યને જેવું મહા બુદ્ધિબળ, વેગ અને ઉમંગ દર્શાવ્યાં તેવાં તેની પૂર્ણ ચઢતી કળાના સમયમાં દર્શાવ્યાં નહોતાં; પણ શત્રુઓને હરાવી હરાવીને તેણે જીતતાં શીખવ્યું હતું. આ વખતે પણ તેને થોડો જય મળ્યો, તથાપિ એ જયે એને ફાયદા કરતાં નુકસાન વધારે કર્યું. કેમકે તેથી વધારે જીત મળવાની ઉમેદ થયાની સલાહ કબુલ કરવાની તેણે ના કહી. કેટલાક દારૂણ યુદ્ધ થયાં પણ તેમાં એકે પક્ષનો જય થયો નહિ. સંપ કરીને આ વેળા રાજાઓના લશ્કરો એક એકથી એટલાં વેગળાં રહેતાં કે તેઓ એક એકને સહાય કરી શકતાં નહિ. આ ભૂલને લીધે તેમણે ઘણો માર ખાધો અને અંતે એક વિચાર કરી આગળ ચાલવાની તેમને જરૂર પડી. જ્યાં નેપોલ્યન જાતે હતો ત્યાં શત્રુને હરકત કરી શકતો પરંતુ તેનાથી દૂર રહેલા તેના સરદારો ટકી શકયા નહિ. ઉત્તર જર્મનિનાં બધાં સ્થળોમાંથી બર્નૅડટે ફ્રેંચની દોસ્તી છોડવાની તથા નાર્વે આપવાની જરૂર પાડી. ત્યારપછી તે નેધર્લાંડમાં આવ્યો. ઇંગ્રેજ સરદાર જનરલ ગ્રાહામ તથા બીજા મિત્રો જોડે ત્યાંથી પણ ફ્રેંચને કાઢયા.

ફ્રાન્સના નૈઋર્ત્યમાં વેલિંગ્ટન જય કરતો હતો તેથી નેપોલ્યનને વધારે ધાસ્તી લાગી. ફ્રેંચ લશ્કરને પાછું હઠાવી ઇંગ્રેજી લશ્કરે અબુન નદી ઓળંગી અને બયોન શહેરને ઘેરો ઘાલ્યો. તે જેમ આગળ આવતો ગયો તેમ આગલા બુર્બોન કુળના પક્ષકારોને હિમ્મત આવતી ગઇ. બોર્ડોમાં તે રાજાનું ધોળું નિશાન ઉડયું. નેપલ્સનો રાજા મોરે હતો, તેણે

પોતાની સત્તાનો બચાવ કરવાને માટે નેપોલ્યનને છોડી દઇ આસ્ત્રિયા જોડે દોસ્તી કરી અને ઇતાલિમાંથી ફ્રેંચને કાઢી મુકવાના કામમાં કુમક આપી.

પણ એ અરસામાં ફ્રાન્સમાં જે બનાવ બન્યો તેથી સર્વ ઠેકાણે વિગ્રહનો અંત આવ્યો. પારિસનો માર્ગ સાચવવાને માર્મોન્ટ અને મોર્ટીયર નામે સરદારોને કેટલુંક લશ્કર આપી નેપોલ્યન પંડે મોટું સૈન્ય લેઇ પૂર્વ ભણી ગયો. દુશ્મનોની પાછળ પડી આંતરી લેવાની ધાસ્તી બતલાવવી એમ કરવાની તેની ધારણા હતી. એ વાતનો ભય મનમાં ન લાવતાં શત્રુની ફોજે પારિસ તરફ કુચ કરી. મોર્મોંટ અને મોર્ટીયરને માર્ગમાં હરાવ્યા અને પારિસના રક્ષણને અર્થે જે કિલ્લા હતા તે જીતી લીધા. શહેરના રહેવાશીઓ ભય પામી શરણે આવ્યા. પ્રુશિયા અને આસ્ત્રિયાના પાદશાહો શહેરમાં પેઠા અને તેમને ત્યાંના જૂઠા લોકોએ પોતાને મુક્ત કરનાર કહી માન્ય આપ્યું.

આસ્ત્રિયા અને પ્રુશિયાની ફોજો એકઠી થયેલી નેપોલ્યનને ખબર પડી તેવોજ તે પોતાની રાજધાનીનું રક્ષણ કરવાને પાછો ફર્યો પણ તેના ફોન્ટેનબ્લુ પહોચતાં પહેલાં તો તેને મૂકી દઇ પારિસ દુશ્મનને તાબે થયું હતું. બીજી એપ્રિલે તેને પદભ્રષ્ટ કર્યો અને છઠ્ઠી એપ્રિલે ૧૮ મા લુઇસને ફ્રાન્સના રાજ્યાસને બીરાજવા બોલાવ્યો. ફ્રેંચ લોકની સ્વાધીનતાનો બચાવ કરવાને કાયદો ઠરાવ્યો અને નેપોલ્યનને એલ્બા બેટનું રાજ્ય આપ્યું તથા પેન્સન બાંધી આપ્યું. ફ્રાન્સની દક્ષિણમાં આ વર્ત્તમાન જઇ પહોંચ્યા, ત્યાર પહેલાં જુલુસ આગળ સુલ્ટ અને વેલિંગ્ટનની વચ્ચે સખ્ત ઝઘડો થયો અને તેમાં સુલ્ટનો કેવળ પરાભવ થયો. આ યુદ્ધ કેવળ નકામું હતું. તેમાં જે માણસો મુઆં તેને માટે બ્રિટિશ સેનાપતિ બહુ દિલગીર થયો.

લાંબી મુદત સુધી દેશનિકાલ રહ્યાથી ૧૮ મો લુઇસ રાજા ત્રીજી મેએ કાલેસ બંદરમાં ઉતર્યો. સલાહના સાધારણ કોલકરારપર પારિસમાં સહી થઈ અને યૂરોપના રાજાઓના રાજના સીમાડાઓ તથા હકોનો વિગતવાર ઠરાવ કરવાને વિએનામાં તેમના કારભારીઓને મળવાનો બંદોબસ્ત થયો.

# ખંડ ૫ મો.

નેપોલ્યનના પરભ્રષ્ટ થયા પછી વિએનાના કરાર સુધીનો યૂરોપનો ઇતિહાસ—નેપોલ્યનના હાથમાંથી રાજસત્તાના ગયા પહેલાં તેણે ફર્દિનાંદ રાજાને કેદમાંથી મુક્ત કર્યો હતો. એવા રાજાથી ફ્રેંચને ખુશી થવાનું થોડુંજ કારણ મળશે એવું તે જાણતો હતો. ફર્દિનાંદે સ્વદેશ આવી કોર્ટેઝના કરેલા તમામ કાયદા રદ કર્યા અને જુની સ્વેચ્છિક અને જૂલમી રાજરીતિ પુનઃ સ્થાપી. હત્યા કરનારી ઇન્કવીઝીશન કાર્ટ પણ તેણે પાછી જારી કરી. ફ્રેંચની સામા થવામાં જેઓ બહુ આગળ પડ્યા હતા તેઓમાંના કેટલાકને કેદ કર્યા. લોકના કાંઇક હક રહેવા જોઇએ એવી તેમની ઇચ્છા હતી એજ તેમનો ગુન્હો છે એમ ઠેરવ્યું અને તેથી તેમણે પોતાના દેશની જે સેવા બજાવેલી હતી તે રદ ગઇ. ફર્દિનાંદના જુલમ, કપટ વગેરે દોષોને માટે ઇંગ્રેજ અને બીજા સંપીલા રાજાઓને દોષ દેવાય નહિ પરંતુ લોકની મરજીની વિરૂદ્ધ થઇ બળાત્કારે નાર્વેને સ્વીદન જોડે સામીલ કર્યું એમાં તેમનો વાંક ખરો. હોલાંડ અને બેલ્જીયમ ધર્મે અને વેપાર સંબંધી એકએકથી ઉલટા છતાં તેમને એકઠાં કરી દીધાં એ પણ ડહાપણનું કામ નહોતું.

અમેરિકાની લઢાઇ હજી જારી હતી. કાનેડામાં યુદ્ધ થયું પણ તેમાં એકે પક્ષને જય મળ્યો નહિ. યુનૈટેડસ્ટેટ્સની રાજધાની વાસિંગટન નગરને ઇંગ્રેજી લશ્કરે કબજે કર્યું અને તેમાંની સરકારી ઇમારતોનો નાશ કર્યો. બાલ્તિમોર અને ન્યુઓર્લીન્સની પણ એવી હાલત કરવાને પ્રયત્ન કર્યો પણ ત્યાં તેમનો હાથ ખાલી ગયો. અંતે ઘેન્ટનગરમાં તહનામું થયાથી સલાહ થઇ. રૂશિયાનો પાદશાહ આલેક્ષાંદર અને પ્રુશિયાનો ફ્રેદરિક પોતાના પ્રખ્યાત માર્શલો એટલે સેનાપતિઓ અને પ્રધાનોને જોડે લઇ ઈંગ્લાંડના રાજાની મુલાકાત કરવાને આવ્યા. ઈંગ્લાંડમાં તેમને ઘણું આદરમાન મળ્યું. બધા દેશમાં જયકાર વર્ત્તી રહ્યો હતો તેવામાં ઘણાક વેપારીઓએ અને શરાફોએ દેવાળાં કાઢયાં તેથી એ ખુશીમાં ખલેલ પહોંચી. વિગ્રહ એકાએક બંધ પડી જવાથી વેપાર ઝટ અટકી પડયો તેથી આ બનાવ બન્યો.

ગાદીએ બેઠા પછી ૧૮ મા લુઇસની ચાલ થોડા વખત સુધી ફ્રેંચ લોકને રાજી કરવા જેવી હતી. પણ તે રીતે વળગી રહેતાં વર્ત્તમાનપત્રોની છૂટ કરી તથા પાદરીઓનો ગયેલો અધિકાર તેમને પાછો આપવામાં તથા ઉથલપાથલના વખતમાં રાજાના જે પક્ષકારો દેશ છોડી ગયા હતા અને અત્યાર સુધી દુઃખ વેઠતા હતા તેઓને બદલો આપવામાં ઘણી આતુરતા થયાથી ફ્રેંચ લોકને તેણે નાખુશ કર્યા અને નેપોલ્યનના મિત્રોને હિંમત આવી. પદભ્રષ્ટ થયેલા રાજેંદ્રને પાછો બોલાવવાની ગુપ્ત મસલત થવા લાગી. એ વાત તેના શત્રુઓના જાણવામાં આવશે તો પોતાનું કામ થઇ શકશે નહિ એવી ધાસ્તીને લીધે રાજ્યાસન લેવાનો પ્રયત્ન કરવાનો નેપોલ્યને એકદમ ઠરાવ કર્યો. ફક્ત ૧૧૦૦ સિપાઇઓની જોડે તે ફ્રાન્સને કાંઠે ઉતર્યો, (૧લી માર્ચ ૧૮૧૫). અને દેશના મધ્ય ભાગ ભણી ચાલ્યો. બેનોબલ આગળ આવતાં સુધી તેને આશ્રય મળ્યો નહિ. એ ગઢના કિલ્લેદારો તેની જોડે મળી ગયા. લશ્કરના બીજા ભાગો તરફથી મદદ થવાના ગુપ્ત સમાચાર તેને મળ્યા તે પરથી તે લીઓન નગરમાં આવ્યો, લુઇસે ફ્રેંચ લોકને પોતાના પક્ષમાં લેવાને જાહેરનામાં કર્યાં પણ માર્શલ ને નેપોલ્યનની તરફ થયો એટલે બધાં લશ્કરે તેને માન્યો અને લુઇસને સ્વદેશ છોડી ઘેન્ટ શહેરમાં નાશી જવું પડ્યું.

એકત્ર થયેલા રાજાઓએ બરાબર ચોકશી નહિ રાખેલી તેથી આ બનાવ બન્યો. પરંતુ એ વાતના સમાચાર તેમને મળતાંજ વિએનામાં મળેલા તેમના કારભારીઓએ નેપોલ્યનની સત્તાનો નાશ કરવાનો ઠરાવ કર્યો. આખા યૂરોપનો તે દુશ્મન છે અને રાજકાજ તથા સંસાર સંબંધનો વહેવાર ચલાવવાને અયોગ્ય છે, એવાં જાહેરનામાં બધા રાજાઓની તરફથી વિએનામાં તેમણે કર્યાં. રુશિયા, પ્રુશિયા, આસ્ટ્રિયા અને ઇંગ્લાંડ એ ચાર રાજ્યોએ કરાર કર્યો કે યૂરોપને હરકત નહિ કરી શકે એવી અવસ્થામાં નેપોલ્યનને આણતાં સુધી દોઢ લાખ સિપાઇઓની ફોજ સહિત દરેકે તેની સામા યુદ્ધ કરવું. ફ્રાન્સના ઉત્તર સીમાડા ઉપર પ્રુશિયાની તથા ઇંગ્લાંડની ફોજો એકઠી થવા માગી.

નેપોલ્યને સલાહ કરવાના કહેણ મોકલ્યાં તે કોઇએ સ્વીકાર્યાં નહિ

ત્યારે તેણે હિમતથી પોતાના શત્રુઓ જોડે બાથ ભીડવાની તૈયારી કરી. પારિસના લોકને રાજી કરવાને રાજવ્યવસ્થાનો નવો કાયદો તેણે રચ્યો અને કાઉંટ ડી માર્સ નામે પારિસની પાસે મોટા સ્થળમાં રેવ્યુ ભરી મોટો તમાસો કર્યો અને ત્યાં તે જાહેર કર્યો. ઘણીજ ત્વરાથી લશ્કરો અને લશ્કરી સામાન તૈયાર કર્યો. ધારવા કરતાં ઘણા ટૂંકા વખતમાં યુદ્ધ કરવાને તે સરહદપર આવ્યો. પ્રથમ હલ્લો તેણે પ્રુશિયન લશ્કરપર કર્યો. બ્લુખર સરદાર લીની નામે સ્થળમાં હતો ત્યાં તેને પાછા હઠવાની જરૂર પાડી, (૧૩ મી જુન). વેલિંગ્ટન ઇંગ્રેજી ફોજ સહિત કવેટર બ્રાસ નામે સ્થળમાં હતો. ફ્રેંચે એ સ્થળપર હુમલો કર્યો તેમાં તે જય પામ્યા નહિ. પરંતુ પ્રુશિયન ફોજ પાછી હઠી માટે વેલિંગ્ટનને પણ તેમ કરવું પડયું. તેણે વાટર્લુ નામે રણમાં જઇ મુકામ કર્યો. પ્રુશિયાની ફોજ ફરીને લઢાઇમાં ઉભી રહે એવી થઇ હતી. ૧૮ મી જુને નેપોલ્યને ઇંગ્રેજી લશ્કર જોડે સંગ્રામ કર્યો. બ્રિટિશ લશ્કરના જમણા પડખાનું રક્ષણ કરવાને હુગુ મોન્ટ નામે જગ્યાપર જે પલટણો ઉભી હતી તેમનાપર પ્રથમ ધાડ આવી. બંને તરફ બહુ માણસોનાં મૃત્યું થયાં પણ ઇંગ્રેજોએ તે જગા છોડી નહિ. ત્યારપછી પાદશાહે ઇંગ્રેજની ડાબી બાજુપર હલ્લાં કર્યાં, પ્રુશિયન ફોજને ઇંગ્રેજની મદદે આવતી આંતરવાની મતલબ એ પ્રયત્નની હતી. તેનો એ પ્રયત્ન પણ નિષ્ફળ ગયો. તેણી તરફનો ભાગ સર ટોમસ પિકટનની સરદારી નીચે હતો. તે સરદાર રણમાં પડયો, પરંતુ તેના લશ્કરે ફ્રેંચ પાયદળને પાછું હઠાવ્યું.

કિવરાસિયર નામે ફ્રેંચ ઘોડેસ્વારો પોતાને અજિત કહેતા હતા, તેઓને પણ ઇંગ્રેજી સ્વારોએ નસાડયા. ઇંગ્રેજી લશ્કરના મધ્ય ભાગ ઉપર ત્રીજો હલ્લો થયો તેમાં ફ્રેંચ સેનાને પ્રથમ ફતેહ મળી. લાહેસેન્ટ નામે ખેતરમાં ઉભેલા લશ્કરને મારી કાઢી પુષ્કળ પાયદળ અને ઘોડેસ્વાર ધસ્યા આવ્યા. વેલિંગ્ટને પોતાના પાયદળને ચોખૂણાકારમાં ઉભી રાખી તેથી તથા બ્રિટિશ સિપાઇઓની ધૈર્યતાને લીધે દુશ્મનનું કાંઇ ચાલ્યું નહિ. એ વખતે ફ્રેંચની-જમણી બાજુએ પ્રુશિયન લશ્કરે આવી પહોંચી હલ્લો કરવા માંડયો. હવે નેપોલ્યને પોતાની હજૂરી પલટણોને છેલ્લો હુમલો કરવાને મોકલી, પણ પંડે તેની જોડે ગયો નહિ. એ વેળા બ્રિટિશ ફોજ હળવે હળવે આગળ વધી આવતી હતી, તેણે તોપ અને બંદુકનો વરસાદ તે પલટણો પ-

ર વરસાવ્યો. ફ્રેંચ પલટણોએ લાંબી હારમાં ગોઠવાવા માડયું પણ તેંમ કરતાં ગભરાટમાં પડી. એ જોઇ વેલિંગ્ટને તેઓપર તુરત ધસારો કરવાનો હુકમ આપ્યો. તેજ ક્ષણે ફ્રેંચ સિપાઇઓ નાઠા અને બ્રિટિશ જોદ્ધા તેમની પાછળ ધાયા. આખો દહાડો વઢતાં થાકી જવાથી ફ્રેંચની પાછળ દોડ કરવાનું કામ પ્રુશિયન સેનાને સોંપવામાં આવ્યું. વેંર લેવાને ટાંપી રહેલા પ્રુશિયનોએ એ કામ ખૂબ જુસ્સાથી કર્યું. ફ્રેંચ ફોજ એટલી તો વીખરાઇ ગઇ કે બીજે મુકામે ભાગ્યે ૪૦૦૦ માણસ એકઠું થઇ શક્યું.

ઉદાસ થઇ ગયેલો નેપોલિયન પારિસ તરફ નાઠો. રાજધાનીમાં પહોચતાં તેને માલૂમ પડયું કે મારો અમલ ઉતરી ચુકયો છે. તેણે પોતાના ઓદ્ધાનું રાજીનામું આપ્યું અને પોતાના કુંવર બીજા નેપોલ્યનને ગાદીપર બેસાડવાનું રાજસભાને ફરમાવ્યું. રાજસભાએ રાજીનામું સ્વીકાર્યું પણ શાહજાદાની દુવાઈ ફેરવી નહિ. તે આશામાં ને આશામાં એટલા બધા વખત લગી રાજધાનીમાં પડી રહ્યો કે તેને નાશી જવાનો લાગ રહ્યો નહિ, અને એક ઇંગ્રેજી મનવારને તાબે થવું પડયું તેને કયે ઠેકાણે પરહેજ રાખવો એ વિશે કેટલોક વિચાર કર્યા પછી સેન્ટહેલીના બેટમાં જીવતા સુધી રાખવાનો ઠરાવ થયો. આટ્લાંટિક મહાસાગરમાં એ નાનો બેટ છે ત્યાં થોડા નોકરો સહીત તેને મોકલ્યો.

નેપલ્સના રાજા જુરાહાની અવસ્થા એથી વધારે માઠી થઇ. ફ્રાન્સમાં નેપોલ્યન પાછો ગયોછે એ ખબર સાંભળતાં વારને તેણે આસ્ટ્રિયનોની સામા થવાની તૈયારી કરી. તેની કોશીશ બ્યર્થ ગઇ. તેનું ઇતાલિયન લશ્કર શૂર વગરતું હોવાથી રણમાં ટકી શક્યું નહિ અને તેને રાજ છોડીને નાશી જવું પડયું. હજી લોભ ગયો નહોતો. માત્ર ત્રીસ માણસો સહીત રાજ પાછું લેવાને તે આવ્યો. પરંતુ તેના શત્રુઓએ તેને પકડી ગોળીથી મારી નાખ્યો.

વાટર્લુના રણમાં જય થયા પછી બ્રિટિશ પ્રુશિયન ફોજો બિન હરકતે પારિસ ગઇ. ૧૮ મા લુઇસ રાજાને વગર સરતે પાછો ગાદીપર બેસાડવાની ફ્રેંચ રાજસભાની ઇચ્છા નહોતી. પરંતુ ફ્રેંચલોક સભાની તરફ થયા નહિ. અને શત્રુની ફોજ નજીક આવી પહોંચી ત્યારે લુઇસને

પાછું રાજપદ આપ્યું. નેપોલ્યનને મદદ કરવામાં જેઓ ઘણા આગેવાન હતા તેમાંના થોડાને દેહાંત દંડ કર્યો પણ બાકીના બધાને માફી બક્ષી.

યૂરોપમાં હવે પછી શાંતિ રહે તેવી ગોઠવણ વિએનામાં મળેલી સર્વે રાજાઓના પ્રધાનોની સભા કરી શક્ત પરંતુ તે મંડળીએ લોકની ઇચ્છા અને લોકના કલ્યાણપર નજર ન રાખતાં માત્ર રાજાઓને અનુકૂળ પડતા ઠરાવ કર્યા. વેનિસ અને જીનોઆમાં પ્રાચીનકાળથી પ્રજાસત્તાક રાજ્ય હતાં તેમ છતાં વેનિસનો કબજો આસ્ટ્રિયાને સોંપ્યો અને જીનોઆને સાર્ડીનિયાના રાજમાં ભેળી દીધું. પોલાંડ દેશને રુશિયાના રાજમાં સામીલ કર્યો અને સાક્સનિના રાજનો કેટલોક ભાગ પ્રુશિયાને આપ્યો. આ બંદોબસ્ત થયા પછી આસ્ટ્રિઆ, પ્રુશિયા અને રુશિયાના રાજાઓએ એકો કર્યો અને તેનું નામ પવિત્ર એકો પાડ્યું. સર્વે દેશોમાં ઇશ્વરી નિયમ પ્રમાણે શાંતિ અને આબાદી રહે એવા ઉપાય કરવાનો તેમનો ઠરાવ હતો, પરંતુ ઇશ્વરી નિયમ પ્રમાણે રાજાઓને સ્વેચ્છિક અધિકાર છે એવું તેઓ માનતા. પ્રજાની ઇચ્છા પ્રમાણે અથવા પ્રજાનો અભિપ્રાય પૂછ્યા વિના કુલ અખત્યારથી રાજા પોતાની નજરમાં આવે તેમ કરી શકે અને તે કરવામાં જેઓ હરકત કરે તેઓને સજા કરવી એવો તેમનો કરાર હતો તેથી કેટલીક પ્રજાઓએ સ્વાધીનતાના કેટલાક હકો મેળવવાનો પાછળથી પ્રયત્ન કર્યો તે એ કરારની રુએ તેમણે અટકાવ્યો. એથી ફાયદો કરવાને બદલે તેમણે લોકોને ગેરફાયદો કર્યો.

# અધ્યાય ૧૦ માનો ટુંક સાર.

નેપોલિયને સર્વ દેશો જોડે સલાહ કરી તેથી તેને પોતાની સત્તાનો પાયો દ્રઢ કરવાનો વખત મળ્યો. રાજ્યના ભયને લીધે ફ્રાન્સમાંથી નાશી ગયલા લોકોને અમુક શરતે ત્યાં પાછા આવવાની રજા આપી. ખ્રીસ્તિ ધર્મ ફરી સ્થાપન કર્યો, અને ધર્મસમાજના વહીવટ સંબંધી પોપ જોડે નવી ગોઠવણ કરી. રાજ્યસભાએ ઠરાવ કરી તેને મુખ્ય કૌન્સલનો અધિકાર આપ્યો. ત્યારબાદ તેણે બીજા મૂલકો જીતવાની કોશીષ કરવા માંડી. માલ્ટા બેટ લેવાની તૈયારી કરવા માંડી. પણ તે પાછો નહિ આપવાનો ઇંગ્લાંડે નિશ્ચય કર્યો, તેથી ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે લડાઇ શરૂ થઇ, ઇ. સ. ૧૮૦૩.

આ લડાઇમાં ફ્રેન્ચ સંસ્થાનોમાનાં ઘણાંખરાં ઇંગ્લાંડે જીતી લીધાં. નેપોલિયને ઇંગ્લાંડપર સ્વારી લેઇ જવાની ધમકી આપી. ફ્રાન્સમાં પોતાની સત્તા દૃઢ કરવાને નેપોલિયને બુર્બોન કુળના એક શાહજાદાનો વધ કરાવી પોતાના નામને કલંક લગાડયું. રાજસભાએ તેને મહારાજાધિરાજની પદવી આપી, અને ફ્રાન્સની ગાદી તેના વંશજો હમેશ ભોગવે એવો કાયદો મંજૂર કર્યો. નેપોલિયને ઇટાલિના રાજાની પદવી ધારણ કરી અને મીલાન શહેરમાં લોમ્બર્ડ રાજાઓનો લોહમુગટ પહેર્યો. લિગુરિયાનો પ્રદેશ ફ્રેન્ચ લોકોએ પોતાના રાજ્યમાં ભેળી દીધો તેની સામે આસ્ત્રિયાના પાદશાહે વાંધો લીધો તેથી ફ્રાન્સ ને આસ્ત્રિયા વચ્ચે ઝઘડો ઉભો થયો. સ્પેન અને ફ્રાન્સ વચ્ચે એક્કો થયો છે એવું જણાવી ઇંગ્રેજોએ સ્પેન જોડે લડાઇ શરૂ કરી. તે બે દેશનો એકત્ર કાફલો ઇંગ્લાંડ ઉપર લેઇ જવાનો બેત નેપોલિયને કર્યો. એ ઉપરથી નેલ્સનની સરદારી નીચે ઇંગ્રેજી કાફલો દુશ્મનના કાફલાની પાછળ પડયો અને ટ્રફાલગરના યુદ્ધમાં તેનો પરાજય કર્યો, ઇ. સ. ૧૮૦૫. પરંતુ એ લડાઇમાં નેલ્સનનો પ્રાણ ગયો.

જોકે જળ ઉપર ફ્રાન્સનો પરાજય થયો તોપણ સ્થળ ઉપર તેણે મોટા વિજયો મેળવ્યા. નેપોલિયને આસ્ત્રિયન ફોજને અલ્મના યુદ્ધમાં હ-

રાવી તે કિલ્લાનો કબજો લીધો, અને પછી વિએના શહેર લીધું. આસ્ત્રિયાને રૂશિયાની મદદ મળવાથી બેઉના એકત્ર લશ્કરે નેપોલિયન જોડે સંગ્રામ કરવાનો ઠરાવ કર્યો. આસ્ટ્રૂલિટ્ઝ આગળ ભારે સંગ્રામ થયો તેમાં એ બેઉ લશ્કરનો છેક પરાજય થયો, અને તેથી આસ્ત્રિયાના પાદશાહે નેપોલિયને માગેલી બધી શરત કબૂલ રાખી તેની જોડે સલાહ કરી. આસ્ટ્રૂલિટ્ઝના પરાજયની આખરે ઈંગ્લાંડના વડા પ્રધાન પીટના મન ઉપર કારી ઘા કર્યો, અને તેથી સને ૧૮૦૬ માં તે મરણ પામ્યો.

યૂરોપખંડના રાજ્ય ઉપર નેપોલિયન પોતાની સત્તા સ્થાપતો હતો તે દરમ્યાન હિંદુસ્તાનમાં મરેઠાઓને નરમ કરી માર્કિવસ વેલેસ્લી ઈંગ્રેજી રાજ્યનો વધારો કરતો હતો. ઈંગ્લાંડમાં પીટ સાહેબના મરણને લીધે પ્રધાનપદે લોર્ડ ગ્રેન્વિલ આવ્યો, તેની કારકીર્દીમાં ફોક્સ સાહેબે ગુલામનો ધંધો બંધ કરાવવાનો ઠરાવ પાર્લામેન્ટમાં કરાવ્યો.

નેપલ્સન રાજાએ રૂશિયન અને ઈંગ્રેજ ફોજ પોતાની રાજ્યધાનીમાં દાખલી કરી હતી તે ઉપરથી નેપોલિયને તેને ગાદીપરથી ઉઠાડી મૂકી પોતાના ભાઈને તે ગાદી આપી. તેણે પ્રુશિયાના રાજાને હાનોવર આપ્યું હતું, પરન્તુ હવે તેના એલચીઓ કહેવા લાગ્યા કે તે રાજ્ય પાછું ઈંગ્લાંડને સ્વાધીન કરવું જોઈએ. એ ઉપરથી પ્રુશિયાનો રાજા કોપ્યો ને તેથી ફ્રાન્સ અને પ્રુશિયા વચ્ચે વિગ્રહ શરૂ થયો. જે નાના યુદ્ધમાં પ્રુશિયન ફોજનો પરાજય કરી ફ્રેન્ચ લશ્કર બાર્લીનમાં પેઠું. અહિં નેપાલિયને ઇંગ્લાન્ડની વિરૂદ્ધ જાહેરનામું કાઢી તેની સાથે વેપાર કરવાની મના સર્વે રાજ્યોને કરી. ત્યારપછી નેપોલિયને ઇરાદના રણમાં રૂશિયનોને હરાવી ડાન્ટઝીક શહેર કબજે લીધું. સલાહ કરવાના હેતુથી નેપોલિયન અને રૂશિયન શહેનશાહ એકએકને મળ્યા, અને તીલ્સીટ મુકામે એ બે વચ્ચે તહનામું થયું. પ્રુશિયા ને સ્વીદનના રાજાઓએ એ તહ કબુલ કર્યો નહિ, તેથી થોડા વખત પછી પાછી લડાઈ થશે એવો સંભવ જણાયો.

તિલ્સીટના તહનામા પછી ઇંગ્લાંડને એવું ભય ઉત્પન્ન થયું કે નેપોલિયન ડેન કાફલો પોતાને કબજે લેઇ સ્વારી લાવશે, તેથી ઈંગ્રેજી કાફલાએ ડેન કાફલાનો નાશ કર્યો.

સ્પેનના દરબારમાં ખટપટ ઉભી કરી નેપોલિયને ત્યાંની ગાદીપર પોતાના ભાઇને બેસાડ્યો. તેણે વળી પોર્તુગાલના રાજાને પદભ્રષ્ટ કર્યો. એ ઉપરથી ઇંગ્રેજોએ તેની સામા સ્પેનમાં લડાઇ શરૂ કરી. કેટલાક પ્રખ્યાત યુદ્ધોમાં ઇંગ્રેજી ફોજે આર્થર વેલેસ્લીની સરદારી નીચે ફ્રેન્ચ લશ્કરોનો પરાભવ કર્યો. આસ્ત્રિયાના પાદશાહે વગર વિચારે નેપોલિયન જોડે પાછી લડાઈ જારી કરી, તેમાં વાગ્રામના સંગ્રામમાં તેનો છેક પરાજય થયો, તેથી નેપોલિયનને શરણે આવ્યો. જર્મનિમાં કેટલાક શૂરવીર પુરૂષોએ ત્યાંથી ફ્રેન્ચ ફોજને હાંકી મૂકવાનો ઠરાવ કર્યો તેમાં તેઓ નિષ્ફળ ગયા અને કેટલાક રાજાઓનો મૂલક ખૂંચવી લેઈ નેપોલિયને વેસ્ટફાલિયાનું નવું રાજ્ય બનાવી તેની ગાદીપર તેના ભાઇ જેરોમને બેસાડ્યો. ઇંગ્લાન્ડે એક મોટો કાફલો તૈયાર કરી વાલશેરન બેટ ઉપર ચઢાઇ કીધી. ત્યાંના હવા પાણી નબળાં હોવાથી એ મોટી ફોજની ભારે ખુવારી થઇ. હિન્દુસ્તાનમાં ગવનર જનરલ લોર્ડ મિન્ટોએ વલંદા અને ફ્રેન્ચનાં સંસ્થાનો તે દેશમાં હતાં તે જીતી લીધાં, હોલાંડની ગાદી નેપોલિયને પોતાના ભાઇ લુઇસ બોનોપાર્ટને આપી. એ બે ભાઇ વચ્ચે પાછળથી ટંટો થયો તેથી હોલાંડનું રાજ્ય તેની પાસેથી ખૂંચવી લેઇ ફ્રાન્સ જોડે મેળવી દીધું. રૂશિયાના પાદશાહને ભય ઉત્પન્ન થયું કે નેપોલિયન સઘળા દેશો જીતી લેઇ પોતાને કબજે લેશે તેથી તેણે ઇંગ્લાંડ ને સ્વીદન જોડે એક્કો કર્યો.

નેપોલ્યન મોટાં લશ્કર સહિત રૂશિયાપર ચઢી ગયો. આ વેળા તેણે એક ભૂલ કીધી, તેથી તેને ઘણું નુકસાન થયું. પોલાંદના લોકોને સ્વતંત્ર થવાના કામમાં તેણે મદદ દીધી નહિ, તેથી આસ્ત્રિયાનો પાદશાહ અને પોલાંદના લોકો તેની વિરૂદ્ધ થયા. નેપોલ્યન જેમ જેમ રૂશિયાના અંદરના ભાગમાં આગળ ધસતો ગયો, તેમ તેમ રૂશ લશ્કર મૂલક વેરાન કરતું પાછું હઠતું ગયું. વાટમાં મોટાં યુદ્ધ થયાં, તેમાં બેઉ બાજુએ ભારે ખુવારી થઇ. અંતે ફ્રેંચ લશ્કર મોસ્કો રાજધાનીમાં પેઠું. એ નગરને રૂશિયનોએ આગ લગાડી તેથી તેનો ઘણો ભાગ બળી ગયો. ત્યાં ખોરાક મળી શક્યો નહિ તેથી તેને ત્યાંથી પાછા ફરવાની જરૂર પડી. રસ્તામાં શિયાળાની સખ્ત ટાઢને લીધે, તેમજ પાછળ લાગેલા દુશ્મનના મારને લીધે ફ્રેંચ લશ્કરની ભારે ખુવારી થઇ. માર્ગમાં તેમના ઉપર જે

દુઃખ પડચું તેનું વર્ણન થઇ શકે એમ નથી. અંતે લશ્કરને પાછળ છોડી નેપોલ્યન પારિસ તરફ કૂચ કરી ગયો. પાંચ લાખ માણસની ફોજમાંથી માત્ર થોડાં હજાર માણસ પોલાંદ પહોંચી શકયા.

ફ્રાન્સમાં આવી રાજ્યનો બંદોબસ્ત કરી નેપોલ્યને નવું લશ્કર ઉભું કીધું, ને પ્રુશિયાના બાદશાહની ઉપર ચઢી ગયો. ત્રણ મોટાં સંગ્રામ થયા તેમાં તેની ફતેહ થઇ, પાછળથી લિપ્સીકના યુદ્ધમાં તેનો પરાજય થયો. દરમ્યાનમાં સ્પેનમાં વિટોરિયાની મોટી લડાઇમાં ફ્રેંચ લોકોનો પરાજય કર્યો, અને ધીમે ધીમે તેમને માર મારી સ્પેનમાં હાંકી કાઢયા.

ઇ. સ. ૧૮૧૪ માં રૂશિયા, પ્રુશિયા ને આસ્ત્રિયાનાં લશ્કરો ફ્રાન્સમાં પેઠા, અને પ્રુશિયા તથા આસ્ત્રિયાના પાદશાહો પારિસમાં દાખલ થયા, તેથી તે નગર તેમને તાબે થયું. તેમણે નેપોલ્યનને પદભ્રષ્ટ કરી ૧૮ મા લુઇસને ગાદીપર બેસાડચો. નેપોલ્યનને એલ્બાબેટનું રાજ્ય આપ્યું ને પેન્શન બાંધી આપ્યું. વિએનામાં બધાં રાજ્યોની હદ મુકરર કરવાને કારભારીઓની સભા મળવવાનો ઠરાવ કરી પરદેશી લશ્કરો ફ્રાન્સમાંથી નીકળી ગયાં.

આરકેડે લગભગ એક વરસ પછી નેપોલ્યન એલ્બામાંથી નાઠો. અને ફ્રાન્સમાં પાછો આવ્યો. પારિસ જઇ તેણે લુઇસને નાશી જવાની જરૂર પાડી. એકત્ર થયલા રાજાઓએ બરાબર ચોકશી ન રાખી તેથી આ બનાવ બન્યો. ઈંગ્લાંડ ને જર્મનીએ મોટાં લશ્કર તૈયાર કરી ફ્રાન્સની ચઢાઇપર મોકલ્યાં. નેપોલ્યને પણ એક મોટી ફોજ તૈયાર કરી અને તેમની સામા ધસ્યો. બેલ્જીયમમાં વોટરલુના રણસંગ્રામમાં ઇંગ્રેજી અને ફ્રેંચ લશ્કર સામસામાં થયાં. ઈંગ્રેજી સરદાર વેલિંગ્ટને ભારે યુદ્ધ કર્યું, પણ હારવાની તૈયારી થઇ એટલામાં જર્મન સરદાર બ્લુચર મોટી ફોજ લેઇ આવી ચઢયો. એ ઉપરથી ફ્રેન્ચ લશ્કરમાં ધભરાટ થયો, પણ નેપોલ્યને એ ત્રણ હુમલા ઉપરાઉપરી કર્યા છતાં તેનું કંઇ વળ્યું નહિ, ફ્રેંન્ચ લશ્કરમાં ભંગાણ પડચું અને નેપોલ્યન થોડાં માણસ લેઇ પારિસ તરફ નાઠો. વિજયી સેના તેની પાછળ પારિસ ગઇ, એટલે નેપોલ્યને પોતાના એ વ્હાલું રાજન

આપ્યું. છેવટ તેને ઇંગ્રેજને સ્વાધીન થવું પડ્યું. તેમણે તેને સેન્ટહેલિના બેટમાં લઈ જઈ કેદ રાખ્યો, ત્યાં તે ઇ. સ. ૧૮૨૦ માં મરણ પામ્યો.

વિએનાની સભાએ લોકોના હિતપર નજર ન રાખતાં રાજાઓનો સ્વાર્થ જોયો તેથી ફાયદો કરવાને બદલે લોકોને ગેરફાયદો કર્યો.



# અધ્યાય ૧૧ મો.

## ખંડ ૧ લો.

### વિગ્રહને અંતે યૂરોપની અવસ્થા.

ફ્રાન્સમાં રાજ્યપરિવર્ત્તન થવાથી જે મોટા ઝઘડા ઉઠ્યા તેની સમાપ્તિ થઇ ત્યારે યૂરોપની પ્રજાઓ થાક અને ખરચથી નિર્બળ થઇ જઈ નિવૃત્તિને પામી. વિગ્રહ મટી જઇ શાંતિ થવાથી વેપાર રોજગારને હાનિ પહોંચી, શાહુકારો અને વેપારીઓની શાખ ઘટી ગઇ, અને હજારો માણસ નિરૂદ્યમી થયાં, કેમકે ઉદ્યોગનાં કારખાનાં બંધ પડયાં. બીજા દેશો કરતાં આ માઠું પરિણામ ઇંગ્લાંડમાં વિશેષ જણાયું. કેમકે લશ્કરના આવજાવ અને મારામારીથી યૂરોપખંડના બીજા દેશોની ખરાબી થતી હતી, તે વારે સમુદ્રથી ચોતરફ઼ ઘેરાયેલો બ્રિટન દેશ પોતાના નૌકાબળે કરીને શત્રુઓને પોતાથી દૂર રાખી શકયો અને તેથી દેશની અંદર સમાધાની રહી. હુનરનાં કારખાનામાં અને ખેતરોમાં જે માલ નીપજતો હતો તે બીજા દેશોમાં વેચાવાથી ત્યાંની પ્રજાને બહુ લાભ થયો. સમાધાની થવાથી આ વેપાર બંધ પડ્યો, કેમકે યૂરોપના દેશોને માંહોમાંહે વેપાર કરવાની હરકત રહી નહિ. ઇંગ્લાંડના વેપારવણજ અને હુનરનાં કારખાનાઓની આબાદી જોઇ યૂરોપના રાજાઓએ પોતપોતાની પ્રજાને એવા ઉદ્યોગ કરવાને ઉત્તેજન આપ્યું. એથી બ્રિટિશ માલની ખપત એકાએક ઓછી થઇ ગઇ, અને આવક ઓછી થવાથી રૈયત દુઃખી થઇ. પરગણાઓમાં ખેતી કરનાર લોકોએ હુલ્લડ કર્યાં, તેથી વધારે ભયંકર તોફ઼ાન લંડનમાં થશે એવી ધાસ્તી જણાઇ. રાજ્યવ્યવસ્થામાં સુધારો કરવાને બહાને હજારો માણસો ટોળે મળી ચરચા કરવા લાગ્યા અને તેથી રાજ્યપરિવર્ત્તન થવાની ધાસ્તી ઉત્પન્ન થઇ. આ માઠા પરિણામ થવા ન પામે માટે પાર્લામેંટે કેટલાક સખ્તાઇના કાયદા કર્યા અને સરકારે તેઓને વેગથી અમલમાં આણ્યા. તોપણ વેપાર રોજગાર પાછો ઠેકાણે આવતા સુધી દેશમાં સ્વથતા થઇ નહિ.

આ ઉદાસીના સમયમાં પણ કેટલાક લાભકારી બનાવ બન્યા. આ-લ્જીયર્સ પ્રાંતના હાકેમો સમુદ્રમાં લૂટફાટ કરતા હતા, તેઓને સજા કરવાને ઇંગ્રેજ અને વલંદાનું એકત્ર થયેલું નૌકાસૈન્ય આલ્જીયર્સ ઉપર ચઢયું. ત્યાંના કોટ કિલ્લાને તોડી પાડી ઇ. સ. ૧૮૧૬ માં ત્યાંના રાજાને કરાર કરવાની જરૂર પાડી. લૂંટફાટ નહિ કરવી અને ખ્રિસ્તી ધર્મ પાળનારને ગુલામ કરવા નહિ એવી કબૂલાત તેની પાસેથી લખાવી લીધી.

૧૮ મા લુઇસ રાજાએ પ્રજાને રાજી રાખીને રાજ્ય ચલાવ્યું તેથી ફ્રાન્સમાં શાંતિ રહી. રાજ્યપરિવર્ત્તન અને તેને લીધે થયેલા વિગ્રહથી દેશની સ્થાવર મિલ્કતનો મુખ્ય ભાગ મધ્યમ વર્ગના લોકને હાથ આવ્યો હતો, અને તેથી રાજસત્તાનો આધાર તેમના હાથમાં ઘણે દરજ્જે આવ્યો. દેશમાં સમાધાની રહે એમાં તેમને લાભ હતો, માટે રાજાના મિત્ર થઇ તેમણે સરકારને ટેકો આપ્યો.

બેલજિયમ અને હોલાંડના એકત્ર કરેલા રાજ્યને નેધર્લાંડ કહેતા હતા. અહીં ઉપરથી શાંતિ જણાતી હતી, પરંતુ એ બે પ્રાંતોના લોકો વચ્ચે દ્વેષ હોવાથી રાજ્યનો પાયો લૂલો થયો હતો. આસ્ટ્રિયા, પ્રુશિયા અને રૂશિયાએ કરેલા એકા અથવા પવિત્ર બંધમાં રાજા સામીલ થયો હતો તેથી તેની રૈયત નાખૂશ થઇ; તેમાં વિશેષે કરીને ફ્લાંદર્સના લોકને તે વાત ગમી નહિ, કેમકે ત્યાંના શહેરોના લોક ઘણા કાળથી પ્રજાસત્તાક રાજ્યને ચહાનારા હતા.

ફ્રાન્સની સામે થવામાં જર્મનીના લોકે પોતપોતાના રાજાઓને મદદ આપી હતી, તેના બદલામાં હવે તે રાજાઓ લોકની સ્વાધીનતા વધે એવી રાજ્યવ્યવસ્થા કરશે એવી ઉમેદ હતી, પરંતુ તેમની આશા પાર પડી નહિ. રાજ્યવ્યવસ્થામાં ફેરફાર કરવાથી ફ્રાન્સમાં જે મોટા બનાવ બન્યા હતા તેથી ભય પામી આસ્ટ્રિયાના, પ્રુશિયાના અને બીજાં સંસ્થાનોના રાજાઓએ રાજ્યરીતિમાં ફેરફાર થવા દીધો નહિ, તથાપિ જુલમ આકરો કરી કેટલોક સુધારો કરવાનો પ્રયત્ન તેમણે કર્યો.

સ્પેનનો રાજા ફર્દિનાંદ બુદ્ધિહીન અને નબળા મનનો હોવાથી

મૂર્ખ કારભારી અને વહેમી ધર્મગુરૂઓના કહ્યા પ્રમાણે ચાલતો હતો, તેથી પ્રજાની દુર્દશા થઇ. જૂના વખતમાં જૂલમી અને વહેમી કાયદા ચાલુ કરી રાજ્યપ્રકરણમાં કે ધર્મ સબંધી જેઓ સુધરેલા વિચાર જણાવે તેઓને તેણે નિર્દયપણે સજા કરી. આ દરબારના જુલમ શિવાય બીજી આપત્તિઓ પણ સ્પેન ઉપર આવી પડી. દક્ષિણ અમેરિકાના સંસ્થાનો વડે સ્પેનમાં થોડો ઘણો વેપાર ચાલતો હતો તે હવે બંધ પડયો, કેમકે તે સંસ્થાનોએ સ્વતંત્ર થવાને બંડ કર્યાં. ફિતૂરી સંસ્થાનો જીતવાનો થોડોક પ્રયત્ન રાજાએ કર્યો, પણ પ્રજા તરફથી આશ્રય મળ્યો નહિ અને લશ્કરે વહાણપર ચઢવાની ના કહી, તેથી તેની મહેનત વ્યર્થ ગઇ. લશ્કરનો ઘણોક ભાગ સુધારાવાળાઓ જોડે મળી જવાથી રાજ્યરીતિમાં ફેરફાર કરવાની રાજાને જરૂર પડી. નવા ધારાથી રાજાનો ઘણોખરો અખતિયાર પ્રજાના મુખતિઆરોને મળ્યો, (ઇ. સ. ૧૮૨૦). એવીજ ઉથલપાથલો પીડમોંટ, નેપલ્સ અને પોર્તુગાલમાં થઈ. એથી યૂરોપના રાજાઓ બીધા અને છાનામાના રૈયતોની સામા થવાની ગોઠવણ કરવા લાગ્યા. સ્પેનની રાજ્યવ્યવસ્થાના નવા ધારા તે દેશના ઘણા ભાગને જોઇએ તેવા નહોતા. સુધારાવાળાની સંખ્યા થોડી હતી, તેથી પ્રજાનો આશરો તેમને મળ્યો નહિ. સ્પેનની દેખાદેખી ફ્રાન્સમાં થવાની ધાસ્તી જણાયાથી ૧૮ મા લુઇસે સ્પેનના રાજાની મદદે ફોજ મોકલી. સ્પાનીઅર્ડો એ લશ્કરની સામા થયા નહિ. કાર્ટેઝે એ રાજસભાને કેદિઝ બંદરમાં નાશી જવું પડર્યું, ફ્રેંચ ફોજ ત્યાં આવી પહોંચી ત્યારે તે સભાએ રાજાને તેનો પૂર્વનો અધિકાર પાછો આપ્યો, ( ઇ. સ. ૧૮૨૩ ). નેપલ્સ અને પીડમોંટના રાજ્યપરિવર્તનની પણ એવીજ અવસ્થા થઇ. આસ્ત્રિયાનું લશ્કર આવતાંવારને સુધારાવાળાઓએ હથિયાર છોડી દીધાં અને ત્યાંના રાજાઓને સ્વેચ્છિક અધિકાર પાછો મળ્યો.

સ્વીદનના રાજાનું મૃત્યુ થવાથી બર્નેડોટ ગાદીએ બેઠો, પરંતુ રાજ્યપ્રકરણમાં તેથી કાંઇ ફેરફાર થયો નહિ. વિએનામાં મળેલા રાજાના મુખતિઆરોએ તેને કબુલ રાખ્યો હતો, અને તેની ચાલથી સ્વીદનની પ્રજા રાજી હતી. નાર્વેનું સ્વતંત્રપણું જતું રહ્યું હતું, પરંતુ આ રાજાની ભલી રાજરીતિથી તેઓને મન વાળવાનું કારણ મળ્યું.

ગ્રેટબ્રિટન અને યુનૈટેડ સ્ટેટ વચ્ચે સમાધાની થયા પછી જુનો મિત્રભાવ પાછો આવ્યો, બંને દેશના રાજકારભારીઓએ અદાવત નાશ કરી દોસ્તી કરવાની ઇચ્છા દર્શાવી. દક્ષિણ અમેરિકાના બંડખોર સંસ્થાનોને સ્પેનનો રાજા જીતી શક્યો નહિ તેથી તેઓ સ્વતંત્ર થઇ ગયાં.

આ ટૂંકા વર્ણન ઉપરથી જોવામાં આવશે કે સુધરેલી દુનિઆના ઘણાખરા ભાગોમાં રાજસત્તા અને લોકસત્તાની વચ્ચે ઝઘડો ચાલ્યો. ઈંગ્લાંડમાં પ્રજાને છૂટ ઘણી હતી તોપણ ત્યાંના લોકો છાના રહ્યા નહોતા. એશિયા અને આફ્રિકાની પ્રજાઓમાં એ જાતના વિચાર જોવામાં આવતા નથી. પ્રજા એટલે રૈયતના મત પ્રમાણે રાજકારભાર ચાલવો જોઇએ એવું તેઓ સમજતા નથી અને તેના ફાયદાથી તેઓ અણવાકેફગાર છે.

# ખંડ ૨ જો.

## ચોથા જ્યૉર્જ રાજાની કારકીર્દિ દરમિયાન યૂરોપનો ઇતિહાસ.

ત્રીજા જ્યૉર્જ રાજાનું મૃત્યુ થવાથી તેને નામે રાજ કરનાર યુવરાજ ગાદીપતિ થયો. એનું નામ ૪ થો જ્યૉર્જ. ત્યાર પછી એક મહીને થોડાક અપ્રસિદ્ધ અને નિર્ધન માણસોએ રાજાના બધા કારભારીઓને એકદમ મારી નાખી રાજપરિવર્તન કરવાની છાની મસલત કરી. તેઓમાંનો એક માણસ ફૂટેલો હતો તે તેમના સઘળાં કાવતરાંની છાની ખબર કરતો. પોતાની ધારણા પાર પાડવાની તૈયારીમાં હતા તેવામાં તે બધાને પોલીસે પકડી લીધાં. એ માણસો ગાંડીઆ જેવા જણાયાથી તેઓમાંના થોડાક મુખ્યને સજા કરી બાકીનાઓને છોડી દીધા. એ દયાથી દેશમાં સારી અસર થઇ અને દેશની સામા થનાર લોકો શાંત થયા.

રાજાને રાજ્યાભિષેક કરવાની તૈયારી થતી હતી તેવામાં તેની રાણી કારોલાઇન ઇંગ્લાંડમાંઆવી. ધણી જોડે અણબનાવ થયાથી તે પરદેશમાં રહેતી હતી. તેની કુચાલ વિષે લોકમાં વાત ચાલવાથી સરકારે તજવીજ કરી અને કેટલોક પુરાવો મેળવ્યો. જ્યૉર્જ રાજા ગાદીપર બેઠો ત્યાર પહેલાં આ બનાવ બન્યો હતો. તેને રાજ્યાસન મળ્યા પછી સરકારી દેવળોમાં રાજા રાણીને માટે આશીરવાદ ભણવામાં આવતા, તેમાંથી રાણીનું નામ કાઢી નાખ્યું, એથી કારોલાઇનને રીસ ચઢવાથી તે ઇંગ્લાંડ આવી. પરદેશમાં રહી રાજાના કહેવા પ્રમાણે વર્તે તો પાંચલાખ રૂપિઆનું સાલીઆણું બાંધી આપવાનું કહાવ્યું. પણ તેણે તે વાત કબૂલ કરી નહિ. ઇંગ્લાંડમાં આવશે તો તેની કુચાલ વિશે ફોજદારી કામ ચાલશે એવી ધમકી આપી, તે પણ તેણે ગણકારી નહિ. ઇંગ્લાંડમાં આવતાંવારને પ્રધાનોએ પાર્લામેંટમાં તેના ઉપર કામ ચલાવા માંડ્યું. ૪૫ દહાડા સુધી કામ ચાલ્યા પછી તજવીજ બંધ પાડવાની જરૂર પડી, કેમકે તેથી લોકમાં

ખળભળાટ થઇ ગયો. આખી પ્રજા રાણીની તરફ હોય તેવું જણાયું, તેણીને માટે દિલગીરી બતલાવાને અને તેને માન આપવાને લોકોએ પ્રયત્ન કર્યો, એ જોઇ તેનું કામ માંડી વાળવાને રાજકારભારીઓએ દુરસ્ત ધાર્યું. દેશમાં એથી શાંતિ થઇ. એ દરમિયાન રાજ્યાભિષેક કરવાની તૈયારી બંધ પાડી હતી તે હવે પુનઃ જારી કરી. એ ક્રિયામાં સામેલ થવાને એ રાણી ગઇ, પણ પહેરા આગળના પહેરેગીરોએ દેવળમાં પેસવા દીધી નહિ. આ બાબતમાં લોક તરફથી તેને સાહ્યતા મળી નહિ. તેથી તેની નાઉમેદીએ કરીને તેના શરીરમાં વ્યાધી ઉત્પન્ન થયો. તેણે તેના જીવતરનો અંત આણ્યો. જે રસ્તે થઈ તેના શબને લઈ જવાનું સરકારે ધાર્યું હતું તે લોકને નહિ પસંદ પડ્યું તેથી ફિસાદ થયો. શહેરમાં ન પેસતાં બારોબાર લઇ જવાનો હુકમ સવારોને આપ્યો હતો પરંતુ તે હુકમ અમલમાં લાવી શકાયો નહિ. લોકની મરજી પ્રમાણે શહેરમાં થઇ મુડદાને લઇ ગયા.

એ ગરબડાટ મટ્યા પછી રાજાએ આયર્લાંડ, સ્કોટલાંડ અને હાનોવરમાં મુસાફરી કરી. સર્વ ઠેકાણે લોકોએ પુષ્કળ તેને માન આપ્યું, તોપણ એ મુસાફરીથી ધારેલાં સારાં ફળ થયાં નહિ. આયર્લાંડના બે પક્ષો વચ્ચે ઝઘડો જારી રહ્યો. ખેડુતની કમાઇ ઓછી થઇ જવાથી તેઓને ગણોતના નાણા આપવા મુશ્કેલ પડ્યા, એથી કરીને હુલ્લડ થયાં, અને સરકારને સખ્તાઇ કરવી પડી. ગરીબ લોકોને અંતે નહિ મળવાથી તેઓ બહુ દુખી થયા. ઇંગ્લાંડના ઉદાર લોકોએ તેમને મદદ કરવાને પુષ્કળ નાણું ઉઘરાણું કરી મોકલ્યું. છેલ્લી મોટી લડાઇમાં જે ભારે ખરચ થયો હતો તેથી સરકારને નાણા સબંધી ભારે અડચણ પડી. કર એટલો બધો વધી પડ્યો હતો કે તેને ઓછો કરવા સબંધી વિચાર કરવાની જરૂર પડી. એ સઘળી હરકતોનો મૂળ કર્ત્તા નેપોલ્યન બોનાપાર્ટ આ સમે સેંટહેલીના બેટમાં મરણ પામ્યો.. રાજાના પરદેશ ખાતાના વજીર લોર્ડ લન્ડન્ડરીએ આપઘાત કર્યો તેથી તેની જગા કાર્નિંગ સાહેબને મળી. માજી પ્રધાન કરતા એના વિચાર ઉદાર હતા.

યૂરોપનું લક્ષ આ વખતે સ્પેનની અવસ્થા તરફ લાગ્યુ. ત્યાંની કોર્ટેજ નામે રાજસભા આગળ ફર્ડીનાંદ રાજાનું કાંઇ ચાલ્યુ નહિ. લોકના હાથમાં પુષ્કળ અધિકાર રહે એવા કાયદા તેને મંજૂર કરવાની જરૂર

પડી. એ રાજસભાએ પસંદ કરેલા કારભારીઓ ડહાપણથી રાજકાજ ચલાવી શકયા નહિ, અને સભાની ચાલ પણ અયોગ્ય હતી તેથી કુલ અખત્યાર રાજાને પાછો સોંપવાને એક મોટો પક્ષ ઉભો થયો. સાધુના મઠોની અને દેવસ્થાનોની મિલકત સુધારાવાળાઓ જપ્ત કરશે એવી ધાસ્તી લાગવાથી ધર્મગુરૂઓ અને સાધુઓએ મળી બંડ ઉભું કર્યું. તેમની ફોજમાં નીચલા વર્ગના ગરીબ લોકના માણસો સામેલ થયા. આ તોફાન સમાવાને યૂરોપના મુખ્ય રાજાઓના કારભારીઓની સભા વેરોના શહેરમાં ભરાઇ; ત્યાં એવું ઠર્યું કે લોકને અધિકાર આપવા ને ઠરાવેલા કાયદા રદ કરવા, રાજાને પૂર્ણ અધિકાર પાછો અપાવવો. ઇંગ્લાંડની સરકારની તરફથી વેલિંગ્ટનના ડયુકે આ ઠરાવ નામંજુર કર્યો, પરંતુ બીજા રાજાઓની સંમતિ મળવાથી એ ઠરાવને અમલમાં લાવવાનું કામ ફ્રાન્સ રાજાને સોંપ્યું. લોકસત્તાનો વધારો કરવાનો વિચાર સ્પેનમાંથી ફ્રાન્સમાં આવે તો પોતાની ગાદીને જોખમમાં નાંખે એવું હતું, માટે એ કામ માથે લેવાને ફ્રાન્સનો રાજા આતુર હતો. ઇ. ૧૮૨૩ ના આરંભમાં ફ્રાન્સની એક મોટી સેના સ્પેનમાં ગઇ. નવા કાયદાના પક્ષકારોનું એ લશ્કરની આગળ કાંઇ ચાલ્યું નહિ, અને સ્પેનના રાજાને નિરંકુશ અધિકાર ફરીને પ્રાપ્ત થયો. ફર્દીનાંદે તેનો ખોટો ઉપયોગ કર્યો. કાયદાના પક્ષકારો ઉપર પુષ્કળ જુલમ કરી આગલા વખતના નઠારા ધારા ચાલુ કર્યા. ઇંગ્લાંડની સરકારે આ કજીઆમાં હાથ ઘાલ્યો નહિ, તથાપિ ફ્રાન્સની સરકારે ઠપકો આપ્યો અને સ્પેનના તાબામાંથી નીકળી ગયેલા દક્ષિણ અમેરિકાના પ્રજાસત્તાક રાજ્યોની સ્વતંત્રતા માન્ય રાખી.

આ સ્પેનની ભાંજગડ ઉપર યૂરોપના લોકે થોડુંજ લક્ષ આપ્યું. પરંતુ એ વખતે ગ્રીસના લોકે તુર્કસ્તાનના સુલતાનની ધુંસરીમાંથી છૂટવાને મોટુ બંડ ઉઠાવ્યું હતું, તે ઉપર સર્વેનું ધ્યાન ગયું. એ બળવો રાજાના અધિકારની વિરૂદ્ધ હતો, તેથી રાજકારભારીઓમાંના ઘણાને અંદરથી પસંદ નહોતો, પરંતુ યૂરોપના હોંશીલા જુવાનીઆની નજરમાં હુલ્લડ વ્યાજબી જણાયું. મુસલમાનોના જૂલમથી છૂટી ગ્રીસ દેશ તેની પ્રાચીન મોટાઇને પામે એવી તેમની ઇચ્છા હતી. બંડખોરોને મદદ કરવાને ઘણાક મનુષ્યો ગયા હતા, તેમાં ઇંગ્લાંડનો પ્રખ્યાત કવી લાર્ડ બાઇરન

હતો. ઝાઝી મદદ કરી શકે એ પહેલા તાવથી મિસોલોંગી શહેરમાં મરણ પામ્યો.

ઈંગ્લાંડમાં આ વેળા કેટલાક બનાવ બન્યા. સત્તા કરવા ઉપર લોકનાં મન દોડયાં, નવા નવા રોજગાર કરવાને પુષ્કળ કંપનીઓ ઉભી થઇ, લાખો રૂપૈઆ એકદમ મળશે એવું સર્વેને લાગ્યું; તથાપિ થોડા વખતમાં ભરમ ભાગ્યો. નાણાની તાણ પડી, કંપનીઓએ દેવાળાં કાઢયાં અને હજારો માણસની ખરાબી થઇ, એ પીડા ઝાઝી વાર ટકી નહિ. થોડા વખતમાં સર્વ ઠેકાણે આવ્યું. દેશને યોગ્ય ખરા વેપાર કીયા છે તે લોકના જોવામાં આવ્યું, એટલો ફાયદો થયો તેમ પણ કહેવાય. રાજકાજ સંબંધી ભારે ગરબડ ચાલી હતી. પાર્લમેંટમાં કાથલિક પંથને સભાસદ થવા દેતા ન હતા તથા સરકારી અધિકાર તેમને મળતા નહિ, એ સબંધી જૂલમી કાયદા તોડવાને આયર્લાંડના કાથલિક લોકે મોટી મંડળી જમાવી હતી એથી દેશમાં હુલ્લડ થવાની બીક હતી, માટે એ મંડળી તોડવાને પાર્લામેંટે કાયદો કર્યો ત્યારે તે કાયદો ચૂકવવાને એ મંડળીના આગેવાનોએ યુક્તિ લગાડી.

ઈંગ્લાંડના રાજની લગામ કાનિંગ સાહેબના હાથમાં આવ્યા પછી એક બનાવ બન્યો તે વડે જણાઇ આવ્યું કે ઈંગ્લાંડ રૈયતના હકને તોડનારના પક્ષમાં નથી પણ તેને પુષ્ટી આપનારના પક્ષમાં આગેવાન છે. ઇ. સ. ૧૮૨૬ ના માર્ચ મહિનાની ૧૦ મી તારીખે પોર્તુગાલનો રાજા ૬ જોન મરી ગયો. તેનો વડો પુત્ર ડોન પેડ્રો બ્રેઝિલમાં પાદશાહ હતો. બ્રેઝિલનું રાજ રાખવું કે પોર્તુગાલનું રાખવું એ વિષે તેની ઇચ્છા પૂછવામાં આવી. તે પરથી તેણે બ્રાઝિલમાં રહેવું પસંદ કર્યું અને પોર્તુગાલની ગાદી પોતાની કુંવરી ડોનામરિયાને આપી. તેની જોડે લોકને રાજમાં અધિકાર આપવાની સનંદ મોકલી. પેડ્રોનો ભાઇ ડોન મિગ્યુઅલ, મરનાર રાજાની વિધવા રાણી, તથા પાદરીઓમાં જેઓ ઘણા ધર્માંધ હતા તેઓ આ ગોઠવણની સામા થયા અને તેમની ખટપટને ફ્રાન્સ અને સ્પેનના દરબાર તરફથી ઉત્તેજન મળ્યું. પોર્તુગીઝની કેટલીક પલટણોએ સ્પેનની સરહદ ઉપર જઇને બંડનો ઝુંડો ઉઠાવ્યો તથા ડોન મિગ્યુઅલ કુલ અખત્યારી

રાજા છે એવો ઢંઢેરો ફેરવ્યો. એ બંડખોરોને સ્પેનના રાજ તરફથી હથીઆર વગેરે લશ્કરી સામાન સરંજામ છચોક મળ્યો, તે ઉપરથી પોર્તુગાલના પ્રધાને ઇંગ્રેજ સરકારની મદદ માગી. ઇંગ્લાંડના વજીરે તે વાત પાર્લમેંટને જાહેર કીધી, અને પોર્તુગાલની સ્વતંત્રતા જાળવવાને તેની વારે ચઢવું જોઇ કામન્સની સભામાં મિસ્તર કાનિંગે ભાષણ કર્યું, તેમાં જણાવ્યું કે જે બે મત વચ્ચે યૂરોપમાં ઝઘડો ચાલેછે તે પતાવાને મધ્યસ્થ થવું એ ઇંગ્લાંડનું કામ છે. પોર્તુગાલમાં લોકની પ્રજાનીસત્તાનો નાશ થતો અટકાવવો એ ઇંગ્રેજનો ધર્મ છે માટે આ સમેએકદમ કુમક મોકલવી જોઇએ. એનું ભાષણ એવું સરસ હતું કે તેથી ઘણા સભાસદોના મનમાં તેની વાત ઉતરી. પોર્તુગાલની મદદે ચઢવાની અરજ રાજાને કરવાનો ઠરાવ થયો, તેની સામા માત્ર ચાર સભાસદ હતા. ઇંગ્રેજી નૌકાસેનાની એક ટૂકડીને ટેગસ નદીમાં મોકલતાંવારને દુશ્મનો ડરી ગયા. ફ્રેન્ચ સરકારે પોતાના વકીલને સ્વદેશ બોલાવી લીધો અને સ્પેનના રાજાએ પોર્તુગાલના રાજકાજ સંબંધી પ્રપંચ કરવાનું કામ છોડી દીધું તેથી પોર્તુગાલમાં શાંતિ થઇ.

મોતે અને રોગે ઇંગ્લાંડના રાજકારભારીઓમાં અગત્યનો ફેરફાર કીધો. યાર્કના ડ્યુકે જાહેર કીધું હતું કે કાથલિક પંથના લોકના ફાયદાને માટે જે કાયદો કરવાની ધારણા થાયછે તેની હું વિરૂદ્ધ છું. એ શાહજાદો ઇ. સ. ૧૮૨૭ નું વર્ષ બેસતાં મરણ પામ્યો. સેનાપતિનો ઓદ્ધો પાછો મળ્યા પછી એણે લશ્કરમાં કેટલોક સુધારો કર્યો હતો, માટે એના મરણથી પ્રજા દિલગીર થઇ, રાજાના કારભારીઓમાં કાથલિક લોકના હક સબંધી બે પક્ષ હતા. એક પક્ષ તેમને પ્રતિકુળ હતો અને એક અનુકુળ હતો. મુખ્ય વજીર લીવરપુલનો અરલ હતો, તેણે ભાઇબાપા કરી સમજાવીને બેઉ પક્ષને એકઠા રાખ્યા હતા. એ વજીર એકાએક મસ માંદો પડી જવાથી કારભાર કરી શક્યો નહિ, ને કેટલાક મહિના પછી મરણ પામ્યો. કાથલિક પક્ષોનો મોટો પક્ષકાર કાર્નિંગ સાહેબ તેની જગાએ મુખ્ય પધાન થયો. કામનો થાક, અને ચિંતાથી તેની તબીયત નબળી પડી ગઇ અને થોડા વખતમાં તે મરણ પામ્યો તેની જગાએ મિ. રોબિનસન થયો. રાજાએ તેને લોર્ડ ગોડરિચ નામે ઉમરાવપદવી આપી.

ગ્રીસ દેશમાં વઢવાડ ચાલતી હતી, તેમાં બેઉ પક્ષથી બહુ ક્રૂરતા કરવામાં આવતી. તોપણ યૂરોપના ખ્રીસ્તિ લોકોનું વલણ ગ્રીક લોક તરફ વધતું ગયું. રૂશિયાનો પાદશાહ ગ્રીસની વારે ચઢશે એવું ધારવામાં આવ્યું હતું પરંતુ તે રાજા આ વખતે એકાએક મરી ગયો. સુલતાનથી પોતાના બળે કરીને બંડ શમાવવામાં આવ્યું નહિ, માટે આ વેળા તેણે તેના તાબાનો ખંડીઓ રાજા મહમદઅલી ઇજીપ્તનો સૂબો હતો તેની મદદ માગી. મહમદઅલીએ પોતાના દત્તપુત્ર ઇબ્રાહિમ પાદશાહને બળવાન ફોજ આપી મોરીઆ પ્રાંતમાં મોકલ્યો તુર્કી અને મિસરની ફોજોએ એટલી તો નિર્દયતા કરી કે યૂરોપના બીજા રાજાઓને વચમાં પડવાની જરૂર પડી. આ લાંબા ઝગડાથી એ ભાગના વેપારને પણ ઘણી હરકત થતી હતી તે પણ દૂર કરવાની જરૂર હતી. રૂશિયા, ફ્રાન્સ અને ઇંગ્લાંડના રાજાઓ વચ્ચે લંડન શહેરમાં કરાર થયો, તેમાં ઠરાવ્યું કે તુર્કી સુલતાનના ઉપરીપણા નીચે ગ્રીસનું કેટલે દરજ્જે સ્વતંત્ર રાજ સ્થાપવું અને એ વાત સુલતાન નાકબૂલ કરે તો બળાત્કારે તેની પાસે કબૂલ કરાવવી.

આ કરારનામામાં સામેલ થવાની આસ્ત્રિયાના રાજાએ ના કહી. તેનો જૂલમ ઇતાલિ દેશમાં કાંઈ ઓછો નહોતો. ઇતાલિના લોકો બંડ કરે તો તેમને પણ પોતાના પૂર્વજોને નામે યૂરોપની સહાયતા માગવાનો ગ્રીક લોકના જેટલો હક હતો, માટે કોઇ રીતે પણ બળવાખોરોને મદદની સામા થવું એવો વિએના દરબારનો ઠરાવ હતો. કરારની સામે ન થતાં આસ્ત્રિઆના પાદશાહે સુલતાનને ગુપ્ત મસલત આપી કે સંપીલા રાજાઓનું કહેણ કબૂલ રાખવું નહિ. ગ્રીક લોકનો સમૂળગો ઉછેદ કરવો એવો તુર્કી રાજાનો વિચાર હતો તેને આથી પુષ્ટિ મળી. ઈંગ્લાંડને ફ્રાન્સે નૌકાસેનાઓને ઉપલો કરાર કબૂલ કરવાને મોકલી હતી. સુલતાને કરારની શરતો કબલ નહિ કરી ત્યારે તે લશ્કરોએ તુર્કી તથા મિસરની નૌકાસેનાઓને નવારીનો નામે બંદરમાં ઘેરી. સંપીલા રાજાઓની નૌકાસેનાઓનો ઉપરી સર એડવર કાંડ્રીકટન હતો. યુદ્ધમાં જે હરકતો થાય છે તેઓને કમી કરવાને સારૂ ઇબ્રાહિમ પાદશાહ જોડે કેટલાક કરાર કર્યા, પરંતુ તે પાદશાહે પાછળથી પાળ્યા નહિ, તેથી સંપીલી ફોજો નવારીનો બંદરમાં પેઠી. એક તુર્કી વહાણે ઇંગ્રેજી નાવડા ઉપર ગોળી મારી તે પરથી સંગ્રામ

કરવાનું બાનું જડયું. મુસલમાની નૈકાસેનાનો કેવળ નાશ થયો. તેથી ગ્રીક દેશ સ્વતંત્ર થયો. ફ્રાન્સથી કેટલુંએક જમીનનું લશ્કર આવ્યું. તેણે મોરીઆ પ્રાંતમાંથી તુર્કી ફોજને હાંકી કાઢી.

નવારીનોની ફતેહથી રૂશિયા અને ફ્રાન્સના દરબારોમાં આનંદ થયો, પરંતુ ઇંગ્લાંડના કારભારીઓનો ગભરાટ વધ્યો. લોડ ગાડ્રીચની પ્રધાનટોળીમાં સંપ નહતો તેથી આ ફતેહનો શો ઉપયોગ કરવો તે તેને સૂઝયું નહિ. પાર્લામેંટ મળે ત્યારે એ સંગ્રામ વિષે શું કહેવું તેનો એકે મતે નિ ય થઇ શકયો નહિ. વાસ્તે તેમણે કારભાર છોડી દીધો. રાજાએ વેલિંગ્ટનના ડ્યુકને રાજકારભાર સોંપ્યો.

નવારીનોની હારથી ઇસ્તાંબુલનો સુલતાન બીધો નહિ. તેની હઠીલાઇ ઓછી ન થતાં ઉલટી વધી. ફ્રાન્સ, ઇંગ્લાંડ અને રૂશિઆના વકીલોએ ઘણીક રીતે તેને સમજાવ્યો પરંતુ તેમનું કહેણુ તેણે માન્યું નહિ, ત્યારે તેઓએ પોતપોતાને દેશ જવાની રજા લીધી, એ લઢાઇના જાહેરનામા જેવું ગણાયછે. એ ત્રણે રાજનો સંપ આગળ જેવો રહ્યો નહિ. રૂશિઆ પોતાનું કામ કરી લેવાનું ઇચ્છે છે, એવો ઇંગ્લાંડ અને ફ્રાન્સના કારભારીઓના મનમાં વહેમ આવ્યો. મોરીઆનું રક્ષણ કરવું એટલું ફ્રાન્સે માથે લીધું અને નવારોની ફતેહ લાભકરી નથી એવું ઇંગ્લાંડની સરકારે જાહેર કીધું. આ વચનથી એવું ધારવામા આવ્યું કે યૂરોપ તુર્કીને અનુકુળ છે, ઇંગ્લાંડની સરકારની આ ભૂલ હતી, જે બનવાની કોઇને ઇચ્છા નહોતી તે બન્યું. એટલે રૂશીઆ અને તુર્કસ્તાન વચ્ચે વિગ્રહ થયો. વળી લઢાઇના પહેલા વરસમાં જે બનાવ બન્યા તે પરથી યૂરોપના રાજવાળાઓએ એવું ધાર્યું કે તુર્કીરાજ વગર મદતે પોતાનું રાજ બચાવાને શક્તિમાન છે. નવારીનો શહેરના હાકેમે બેઇમાની કરી તે શહેર રૂશિયનોને સ્વાધીન કર્યું, તથાપિ શુમલા નગરને રૂશીઆની ફોજે ઘેર્યું હતું, ત્યાંથી તેમને જતાં રહેવું પડયું એશિઆમાં રૂશિયનોનો જય થયો. જુનો આર્મિનીઆ પ્રાંતનો ઘણો ભાગ તથા વાટમાં આવેલા કિલ્લા જીતી લીધા.

બીજે વર્ષે સીઝોપોલી શહેર ઓચિંતા આવી લઇ લીધું અને સિલિસ્ટ્રીઆને ઘેરો ઘાલ્યો. સુલતાનના વજીરે આવી યુદ્ધ કર્યું તેમાં તેનો

પરાજય થયો, પરંતુ તુર્કી સિપાઇઓ એટલી હિમતથી લઢયા કે જય મળવા-ની આશા રૂશિઅનોને છેક ઓછી થઇ ગઇ અને તેમણે સલાહ કરવાને વષ્ટિ મોકલી, તે તુર્કી સુલતાને માન્યું નહિ. શુમલાના મજબૂત સ્થળમાં વજીર છાવણી કરી રહ્યો. જુન મહિનાની છેલ્લી તારીખે સિલિસ્ટ્રિયાનો કિલ્લો રૂશીઅન ફોજને હાથ આવ્યો. જુલાઇ મહિનાના મધ્ય ભાગે પોતાની તમામ સેના લઇને રૂશીઅન સરદારે મોટું પરાક્રમ કર્યું. શુમલામાં પડેલી શત્રુની ફોજને છેતરવાને એક વિભાગ તેની સામે મોકલી બાકીના લશ્કરને બાલ્કન પર્વતને માર્ગે લઇ જઇ હાઇડ્રોસ નામે કિલ્લા ઉપર હુમલો કર્યો. આ અણધાર્યો બનાવની ખબર સાંભળી વજીર ચમકયો. શુમલામાંથી નીકળી શલામનો ભણી ગયો. માર્ગમાં રૂશિઆના સેનાપતિએ તેનો કેવળ પરાજય કર્યો. જે સિપાઇઓ થોડા વખતપર સત્તર કલાક સુધી લઢયા હતા તેઓ સત્તર મિનિટ પણ લઢવા ઉભા રહ્યા નહિ. લઢાઇ શરૂ થતાંજ હથિઆર ફેંકી દેઇ તોપ અને સામાન છોડી દઈ નાશી ગયા. તુર્કીરાજમાં બીજા નંબરનું શહેર આડ્રિઆનોપલ છે, તે વગર લઢાઇએ રૂશિઆના હાથમાં આવ્યું, અને વિજયી શત્રુની માગેલી સઘળી શરતો કબુલ કરી. સુલતાને સલાહ કરી ન હોત તો ઇસ્તાંબુલ પણ બચત નહિ. ૧૪ સપ્ટેંબરે કરારનામાપર તેણે સહી કરી તેમાં ગ્રીસનું સ્વતંત્રપણું સ્વીકાર્યું અને રૂશિઆને લઢાઇનો ખરચ આપવાને બાંહ્યધરી આપી, અને બીજો કેટલોક પણ ફાયદો કરી આપ્યો. ગ્રીસના નવા રાજનો બંદોબસ્ત કરવાને યૂરોપના મુખ્ય રાજકારભારીઓના વકીલો ઇંગ્લાંડમાં મળ્યા તેમણે બવેરીઆના રાજાના પુત્ર ઓથોને ગ્રીસની ગાદીએ બેસાડ્યો.

પોર્તુગાલમાં જુદીજ જાતની ઉથલપાથલ થઇ. જ્યારે ડાનપેડ્રોએ પોર્તુગાલની ગાદી પોતાની પુત્રીને આપી ત્યારે તેણે પોતાના ભાઇ ડાનમિગ્યુએલને રાજપ્રતિનિધી ઠરાવ્યો હતો અને આશા રાખી હતી કે એ ગોઠવવણથી તો કુંવરીના હકનું તથા લોકના અધિકાર સબંધી જે સારા કાયદા ઠરાવ્યા હતા તેથી તેનું રક્ષણ થશે. પોતાનો અધિકાર લેવાને તેનો ભાઇ વિએનાથી નીકળ્યો ત્યાર પહેલા તેણે સોગન ખાધા હતા કે એ કાયદા હું પાળીશ. ત્યારપછી તે ઇંગ્લાંડમાં આવ્યો ત્યાં પણ તેણે એ કાયદાનું તથા ભત્રીજીનું સંરક્ષણ કરવાની પ્રતિજ્ઞા કરી તે ઉપરથી ઇંગ્લાંડના

રાજકારભારીઓએ ઇંગ્રેજી લશ્કરને લીઝબોનમાંથી બોલાવી લીધું. સ્વદેશ ગયા પછી ડોનમિગ્યુએલ રાજમાતાના કહ્યા પ્રમાણે ચાલ્યો. એ નારી વહેમી અને અનીતિવાન હતી. તે માનતી કે ધર્મને અંગે અપરાધ કરવામાં કાંઈ પણ દોષ નથી. તેના શીખવ્યાથી કાવતરાખોર ધર્મોપદેશકોની મારફતે હલકા લોકોને ઉશ્કેર્યા અને પોતાને રાજાધિરાજ કહેવરાવ્યો તથા લોકની સ્વાધીનતાના કાયદા રોમન કાથલિક ધર્મને બીગાડનાર ઠરાવ્યા. એની સામા થવાને કાયદાના પક્ષકારોએ ઓપોર્ટો શહેરમાં તથા મદિરીયા બેટમાં ગોઠવણ કરી તે નિષ્ફળ ગઇ કેમકે પ્રજા તરફથી તેમને આશરો મળ્યો નહિ. એ સુધારાની કેડે પડી મિગ્યુએલે તેમને ખૂબ પીડા કરી. આ દગલબાજી અને જુલમથી નાખુશ થઇ યૂરોપના મોટા રાજવાળાઓએ પોતાના એલચીઓને લીઝબોનથી બોલાવી લીધા.

ફ્રાન્સમાં રાજકાજ સબંધી આ સમયે ઘણી ઘોળાઘોળ ચાલતી હતી. ત્યાંનો પાદશાહ દશમો ચાર્લ્સ રાજરીતિના સુધારાની વિરૂદ્ધ હતો. ધર્મોધ ગુરૂઓએ તેને બોધ કર્યો કે અજ્ઞાન કાળમાં ધર્મસમાજને હાથ જેટલો અધિકાર હતો તેટલોજ સઘળો પાછો અપાવવો એજ તેની ફરજ છે. એ શીખામણ તેણે ખરી માની તેથી ફ્રાન્સીસ લોકના મનમાં ભય ઉત્પન્ન થયો કે જે અધિકારો લાંબી મુદત સુધી ઝઘડો કરવાથી મળ્યા હતા તે જતા રહેશે. એથી રાજા અને પ્રજા વચ્ચે અણરાગ થયો. રાજમાં ઉથલપાથલ થાય તો પોતાને લાભ થાય એવું ધારી કેટલાક ઉધમાતીઆ માણસો વિરોધમાં વધારો કરવા પ્રયત્ન કરવા લાગ્યા. પ્રજાના પક્ષકારોએ જૂના પ્રધાનોને કાઢી નાંખી નવા રાખવાની જરૂર પાડી. એ નવા કારભારીઓની ઇચ્છા વચલે રસ્તે જવાની હતી, એટલે રાજાને અને પ્રજાના અધિકારોને મર્યાદામાં રાખવાનું તેમણે ધાર્યું, તથાપિ એ કરવાને જોઇએ તેટલી બુદ્ધિ તથા રાજસભામાં વગ નહોતો. લોકના મુખત્યારો આગળ તેમનું ચાલ્યું નહિ. ગ્રીક લોકની મદદે લશ્કર મોકલ્યું, સ્પેનમાંથી ફ્રેંચસેનાને બોલાવી લીધી, દક્ષિણ અમેરિકામાં નવા પ્રજાસત્તાક રાજ્યોની સ્વતંત્રતા કબૂલ રાખી તોપણ પ્રજાના પક્ષકારોએ તેમને આશરો આપ્યો નહિ અને રાજાના પક્ષકારો તેમના દુશ્મન થયા. રાજાએ તેમને એકાએક બરતરફ કર્યા અને ખુલ્લી રીતે પોતાની પ્રજા સાથે

બાથ ભીડવાના ઇરાદાથી દશમા ચાર્લસે શાહજાદા પોલીન્નાકને મુખ્ય વ-
જીર કર્યો.

ઇગ્લાંડમાં પણ આ વેળા રાજવહિવટના કાયદા સંબંધી ભારે ઝ-
ઘડો ચાલતો હતો. એ કાયદામાં એક પક્ષને સુધારો કરવાની ઇચ્છા હતી
અને કંઇપણ નવાઇ ન કરવી એવો બીજા પક્ષનો દૃઢ નિશ્ચય હતો. ઉ-
મરાવ વર્ગના જેઓ એ પાછલા પક્ષમાં હતા તેઓના વગથી વેલિંગ્ટનના
ડ્યુકને હાથ રાજકારભારની લગામ આવી હતી. સરકારી ધર્મસમાજને
નહિ માનનારા પ્રોટેસ્ટંટ પંથવાળાઓને રાજકાજમાં નહિ દાખલ કરવા
બાબતના કેટલાએક જુલમી ધારા હતા, એ કાયદા રદ કરવાને સુધારા-
વાળા માગતા હતા. પાર્લમેંટમાં દરખાસ્ત કરવામાં આવી કે એ ધારા રદ
કરવા. રાજાના કારભારીઓ એ દરખાસ્તની સામા થયા પરંતુ તેમને ટેકો
આપવાને જૂના માણસો એટલા થોડા નીકળ્યા કે કેવળ તેમનો પરાજય
થયો. એ પરથી પ્રજાની ઇચ્છા એ ધારા રદ કરવાની છે એવી ચેતવ-
ણી લઇ તેમણે પંડેજ તે ધારા રદ કરવાની દરખાસ્ત કરી અને એમાં
પાર પડ્યા.

સુધારાવાળાઓની આ ફતેહથી આયર્લંડના કાથલિક લોકો વધારે
જાગૃત થઇ રોમન કાથલિક પંથની વિરૂદ્ધ જે કાયદા હતા તેઓને રદ
કરવાને ઉભા થયા. ઇસ્વી સન ૧૮૨૮ માં એ દરખાસ્ત રદ જવાથી નાહિં-
મત ન થતાં તેઓ વધારે જોરપર આવ્યા.

આયર્લંડના પ્રોટેસ્ટંટ લોકોએ તેમની સામા થવાને ટોળીઓ બાંધી
મહેનત કરી. બેઉ તરફેનવાળાઓ એક એકની સામા ધામધુમ કરી રહ્યા હતા
તેવામાં એક ઓચિંતો બનાવ બનવાથી ટંટો વધી પડ્યો. કલેર પરગણા-
ના મુખત્યારને મોટા કામદારની નોકરી મળવાથી ધારા પ્રમાણે તેને ત્યાંના
લોકે ફરીને મુખત્યાર ઠરવો જોઇએ. તે પ્રગણાના લોકે તેમ ન કરતાં તે-
ની જગાએ ઓકોનેલ નામે કાથલિકને તે જગાએ નીમ્યો. આ નિમણુક
કાયદા વિરૂદ્ધ હતી માટે એનાથી પાર્લામેંટમાં બેસાય કે નહિ એવો વાંધો ઉઠ્યો.

પ્રધાનોએ જોયું કે આવી સ્થિતિ જારી રહે એ ઠીક નહિ. કાથ-

લિક પંથની વિરૂદ્ધ જે કાયદા હતા તેઓને વધારે સખત કરવાનું આ કાળમાં બની શકે તેવું નહોતું માટે તે બધાને રદ કરી બધા ધર્મના લોકને સરખા ગણવાનો વિચાર કર્યો. પાદશાહ તે વિચારની સામો હતો તેને કેટલીક મહેનતે તેમણે સમજાવ્યો અને પાર્લામેંટની બેઠક શરૂ થતાં રાજાના ભાષણમાં સૂચના કરાવી કે એવા કાયદા રાખવા ન જોઇએ. એ બાબતનું બીલ કારભારીઓ તરફથી મૂકવામાં આવ્યું. ભારે તકરાર ચાલ્યા પછી આમ અને ઉમરાવ બેઉની સભામાં મંજુર થયું અને સને ૧૮૨૯ ના અપ્રેલ મહિનાની ૧૩ મી તારીખે તેને સ્વીકાર્યું. ઘણા વર્ષ થયાં અસંતોષ અને ઘોળાઘોળ ચાલતી હતી તે આથી બંધ પડી અને દેશમાં શાંતિ થઇ. ૧૮૩૦ નું વર્ષ બેસતાં રાજાનો મંદવાડ વધી પડ્યો. ૨૬ જુને ૪ થા જ્યાર્જ રાજાનું મૃત્યુ થયું.



# ખંડ ૩ જો.

## ચોથા વિલ્યમની કારકીર્દિના સમયમાં યૂરોપનો ઇતિહાસ.

ઇંગ્લાંડની ગાદીએ બેસનાર નવો રાજા ચોથો વિલ્યમ લોકને ઘણો વહાલો હતો. નૌકાસેનાના કામમાં તે પ્રવીણ થયેલો હતો. બ્રિટિશ લોકને ફોજનો એ ભાગ ઘણો ગમતો છે. દરીઆ ઉપરની લઢવાની કળાથી વાકેફગાર રાજા ગાદીએ બેઠો તેથી લોક રાજી થયા. વળી એ રાજા સદાચરણી હતો. દરબારની નીતિની અસર પ્રજામાં ગુણકારી છે તેથી સદ્‌ગુણી રાજાથી લોકો રાજી થાયછે. એ રાજા પૈસા ઉડાવતો નહોતો અને સ્વભાવે મળતાવડો હતો, લોકના તમાસા અને મોજમજાથી તે પ્રજાપ્રિય થયો. ગયા એ રાજાના અમલમાં ટોરીને હાથ રાજકારભાર હતો. વિલ્યમ રાજાના પક્ષકાર જોડે કેટલાકને મિત્રાચારી હતી તેથી એવું ધારવામાં આવ્યું કે એ પક્ષ કારભારમાં સામેલ થશે, એ ધારણા ખરી પડી. પાર્લમેંટમાં કારભારીઓનો પક્ષ નબળો પડી ગયો હતો, તેથી તેઓ ટકી શકે તેવું નહોતું.

ફ્રાન્સ દેશમાં રાજા અને પ્રજા વચ્ચે અણબનાવ ચાલતો હતો, તે હમણા ઘણો વધી પડચો. નવા પ્રધાનો ઉપર ત્યાંના લોકનો અને તેમના મુખતીઆરોનો ઘણો ગુસ્સો હતો. મુખ્ય વજીર શાહજાદો પોલીગ્નાક લોકના અધિકાર ભંગ કરવા ઇચ્છે છે એવો વહેમ સર્વેના મનમાં હતો તે કાંઈ ખોટો નહોતો. કેટલાક વખત સુધી એ કારભારીએ પ્રજાને રાજી રાખવાનો પ્રયત્ન કર્યો પણ તેના પ્રતિપક્ષીઓ કાંઇ નરમ પડચા નહિ. તેઓ તેના ઉપર જૂઠા આળ ચઢાવવામાં ચૂકયા નહિ. પ્રજાને અણગમતો આ પ્રધાન રાજાને વહાલો હતો ને પ્રધાન ઉપર રૈયત નાખુશી હતી તેમ રાજા ઉપર પણ હતી. બુર્બોન કુળ અને તેની રાજરીતિ લોકપ્રીય નહોતી. તેની જોડે એ રાજાએ જેસ્યુટ તથા બીજા પંથના સાધુઓને આશ્રો આપ્યો. દરબારમાંથી મોજમજાને દૂર કરી અને પ્રથમના મોટા રાજના ઉથલ-

પાથલના સમયમાં તથા પાદશાહ નેપોલ્યનના હાથ નીચે જેઓ મોટાઇ અને પ્રખ્યાતી પામ્યા હતા તેઓ ઉપર ખુલ્લો અભાવ દેખાડયાથી લોક નારાજી થયા હતા.

પોલીન્યાકે એ કશાની દરકાર કરી નહિ તથા ક્રોધે ભરાઇ ડહાપણ અને સાવચેતીની મર્યાદા મૂકી એવાં કામ કર્યાં કે તેના સામાવાળીઆઓને વાંધો ઉઠાવાને મજબૂત કારણ હાથ લાગ્યાં. લોકના મુખતીઆરોની રાજસભા મળી ત્યારે રાજાએ રાજરીતિ બદલવાની ધમકી બતાવી. તેથી લોકના હક ડૂબી જાય એ સ્પષ્ટ હતું, માટે રાજાને ઝાંઝ ચઢે એવો જવાબ મુખત્યારોએ આપ્યો. હવે કારભારીઓ બદલવા અથવા મુખત્યારોની સભા વિસરજન કરી નવા મુખત્યારો નીમવાનું પ્રજાને ફરમાવવું, એ બે વિના ત્રીજો રસ્તો ન હતો. રાજાએ એમાંનું બીજું કામ પસંદ કર્યું. તેણે ધાર્યું કે કોઇ બનાવ બનવાથી લોકનું હેત પાછું પ્રાપ્ત થશે, પોતાને આશરો આપે એવા મુખત્યારો મોકલશે.

ફ્રેંચ લોકને લશ્કરી ફતેહ બહુ વહાલી છે તેથી કોઇ જોડે લઢાઇ ઉઠાવી જય મેળવ્યાથી સઘળી અડચણો જતી રહેશે એવું વિચારી આફ્રિકાને ઉત્તરકાંઠે આલ્જીઅર્સ ઉપર સ્વારી મોકલી. ત્યાંના મુસલમાન હાકેમે ફ્રાન્સનું અપમાન કર્યું હતું માટે તેને સજા કરવી એ બહાને લઢાઇ ઉઠાવી. ફ્રેંચ લશ્કરને ધારેલી ફતેહ મળી. આલ્જીઅર્સના હાકેમને કેદ કરી ઇતાલિ મોકલ્યો ને તેનો ખજાનો વિજયી પ્રજાને હાથ આવ્યો. દરીઆકાંઠાના રાજ્યો ઉત્તર આફ્રિકામાં ફ્રેંચ સત્તા સ્થપાવાથી દાઝી બળે માટે ફ્રાન્સના દરબાર તરફથી એવાં વચન આપવામાં આવ્યાં કે આલ્જીઅર્સ શહેરનો કબજો હમેશ રાખવામાં નહિ આવે પણ એ વચન એમણે પાળ્યું નહિ. દર વર્ષે માણસ અને દ્રવ્યનો નાશ થતાં ફ્રાન્સ કે આફ્રિકા એ બેને એ રાજ્યથી કશો ફાયદો થતો નથી.

આ ફતેહ ઉપર આધાર રાખી પ્રધાને રાજસભા બરખાસ્ત કરી અને નવી બોલવાનો હુકમ લખ્યો. પ્રધાન ટોળીમાં બે માણસો લોકપક્ષના હતા તેમને રજા આપી અને તેમની જગાએ રૈયતને અણગમતા માણસોને રાખ્યા. આથી આલ્જીઅર્સના જીતવાની અસર ફોગટ ગઇ. નવા મુખ્યત્યારોમાં રાજાના પક્ષના માણસો ઘણાં થોડાં હતાં.

જમીદાર અને વેપારી વર્ગમાંનો મોટો ભાગ પ્રકૃતિક્ષોભની વિરૂદ્ધ હતો. પ્રજાસત્તાક રાજ સ્થાપવાની ઇચ્છા રાખનાર માણસોનો જથ્થો ઘણો મોટો નહોતો, તથાપિ તેઓ ચંચળ અને ખટપટીઆ હતા. જો એ પક્ષનો જય થાય તો દેશની અવસ્થા માઠી થાય. રાજા પ્રજા વચ્ચે ટંટાનું પરિણામ એવું થવું સંભવિત છે, પરંતુ રાજા અને તેના કારભારીઓ લોકનો અધિકાર રદ્દ કરી સ્વેચ્છાથી રાજ કરવાને ઇચ્છે છે એ તેમને બીલકુલ ગમતું નહોતું. કાયદા પ્રમાણે લોકના મુખ્યત્યારોના મત પ્રમાણે રાજકારભાર ચલાવાનો ૧૦ મા ચાર્લ્સ રાજાએ જણાવ્યું હોત અને પ્રજાના અપ્રિય કારભારીઓને બરતરફ કરી મુખત્યારો જોડે ભાઇબંધી કરી રાજ ચલાવનારા પ્રધાનો રાખ્યા હોત તો દંગો થાત નહિ. રાજાએ એ વાત પસંદ કરી નહિ અને તેના પ્રધાનોએ લોકના વિચાર પ્રમાણે રાજ ચલાવાના ટંટાનો અંત આણવાનો વિચાર કર્યો.

૨૬ મી જુલાઇની સવારે પ્રધાનોએ રાજાને નામે ત્રણ જાહેરનામા પ્રગટ કર્યાં. તેઓની મતલબ પ્રજાની સ્વાધીનતા રદ્દ કરવાની હતી. નવા બોલાવેલા મુખત્યારોની સભા મળ્યા પહેલાંજ તેને પહેલાં જાહેરનામાથી વિસરજન કરી બીજાં જાહેરનામાથી મુખત્યારો નીમવાના ધારામાં ફેરફાર કરી નમનારાઓનો એ મોટો ભાગ છીનવી લીધો. ત્રીજા જાહેરનામાંથી નવા અને સખ્ત બંધોથી બાંધી લીધા, તેથી તેઓની સ્વતંત્રતા બિલકુલ જતી રહી.

પારિસના લોકને આ સમાચાર મળતાં તે દિવસ વહી ગયો. પ્રથમ તે ખબરથી લોકને ગુસ્સા કરતાં અચંબો વધારે લાગ્યો. શહેરમાં શાંતિ જોઇ પ્રધાનોએ તે દિવસ પોતપોતાને મુકામે હરખમાં ગાળ્યો, પરંતુ તેમની સામાવાળીઆ ઉદ્યોગમાં હતા. થોડા વખતમાં આવી શકે તેવા પોતાના પક્ષના મુખત્યારોને બોલાવાને ખેપીયા મોકલ્યા અને જેઓ પારિસમાં આવી પહોંચ્યા હતા તેઓ ભેગા મળી સરકારને સામા થવાની ગોઠવણ કરવા લાગ્યા. મુખ્ય વર્તમાન પત્રોના અધિપતિઓએ વધારે વેગથી કામ કર્યું. છાપખાના વિરૂદ્ધ જે જાહેરનામું હતું તે ઉપર સખત ટીકા કરી તે બેમુનાસબ છે એવું તેમણે પ્રસિદ્ધ કર્યું. એ લખાણ એવું કરડું હતું કે રાજાનો જય થયો હોત તો તે લખનારા રાજદ્રોહી શિક્ષાને પાત્ર ગણાત.

૨૭ મી તારીખની સવારે થોડાંજ વર્ત્તમાનપત્રો પ્રગટ થયાં, કેમકે જેઓને પ્રસિદ્ધ કરવાની પરવાનગી સરકારે આપી નહોતી તેઓને પોલીસે પ્રગટ થવા દીધાં નહિ. એથી છાપખાનાના નોકરો બેરોજગારી થવાથી હુલડ કરવાને બહાર પડ્યા. પારિસના પરાઓમાંના કેટલાએક કારખાનાં બંધ થવાથી ત્યાંના કારીગરો અને મજુરો તેમાં સામેલ થયા. બે વર્ત્તમાન પત્રોના માલીકોએ સરકારની મનાઇ છતાં પોતાનાં પત્રો પ્રગટ કર્યાં. એ બે છાપખાનાઓના બંધ કરેલાં બારણાં તોડીને પોલીસના સિપાઇઓ અંદર પેઠા અને બીબાં તથા યંત્રો ભાગી નાખી નિરૂપયોગી કર્યાં, તેથી હુલડનો આરંભ થયો. દરબારમાં કોઇની ધારણામાં નહોતું કે એ જાહેરનામાઓથી મોટું બંડ થશે. ચાર્લ્સ અને તેનો પાટવી કુંવર શીકારે ગયા અને રાજધાનીના લશ્કરમાં વધારો કરવાનું વજીરોને સુઝ્યું નહિ. ૨૭ મીની સવારે માર્મોંટ નામે લશ્કરી સરદારને પારિસ શહેરનો ગવરનર ઠરાવ્યો અને પાછલા પહોરના છેક ચાર વાગે સ્વારોને હથીઆરબંધ રહેવાનો હુકમ આપ્યો.

સાંજના છ અને સાત કલાકની વચ્ચે પોલીસની મદદે કેટલીક સિપાઇઓની ટૂકડીઓ મોકલી. હવે પૂરવાસીઓ અને સિપાઇઓ વચ્ચે મારામારી શરૂ થઇ, તેમાં સિપાઇઓ ઘણુંકરીને જય પામ્યા. તે પરથી માર્મોંટે પાદશાહને મુબારકબાદીનો પત્ર લખ્યો અને પ્રધાનોએ જાહેરનામું કર્યું કે પારિસને ઘેરામાં સમજવું. એ પછી બીજો હુકમ કરવા પામ્યા નહિ. રાત પડ્યા પછી પુરીજનોએ શહેરનાં બધાં ફાનસ ભાગી નાખ્યા તેથી પ્રાતઃકાળે યુદ્ધ કરવાને માટે અંધારામાં ઠીક પડ્યું.

૨૮ મી તારીખની સવારે હુલ્લડ સમી ગયેલુ ધાર્યું હતું તેમ ન હોતાં વધીને મોટું બંડ થઇ ગયેલું જોઇ માર્મોંટ ચમક્યો. યુદ્ધ કરવાની ગોઠવણ પુરીજનો કરી ચૂક્યા હતા. હથીઆરો અને દારૂગોળાનો સરકારી ભંડાર તેમના કબજામાં આવ્યો હતો, બંદુક વેચનારાની દુકાનેથી તથા પોલીસની ચોકીઓમાંથી તેઓને બંદુકો મળી હતી. ધોરી રસ્તાઓમાં ગાડાં વગેરે આડા નાંખી અટકાવ કર્યાં હતા, અને લડાઇમાં આજ્ઞા આપવાને નાયકો નીમ્યા હતા. આવી હાલતમાં શું કરવું તેનો વિચાર માર્શલ

મોંટ કરવા લગ્યો. છેક બપોર થયા ત્યારે તેણે ઠરાવ કર્યો કે ફોજના બળવી ને રસ્તાઓમાંથી હાંકી કાઢવા પોતાના તાબાની ફોજના ચાર ભાગ કર્યાં. તેમાના દરેકને જુદી જુદી દિશાએ મોકલ્યા, આ તેની ભૂલ હતી. કેમકે તેઓ એકએકની મદદ કરી શકયા નહિ. લશ્કર જ્યાં જ્યાં ગયું ત્યાં ત્યાં ભારે લઢાઇ થઇ. રાતમાં બતાવેલા રોકાણની પાછળ ઉભા રહી પુરીજનોએ બંદુકોની ગોળીઓ સિપાઇઓ ઉપર છોડી. ઘરની બારીઓમાંથી અને છાપરાઓ ઉપરથી તથા ગલીઓમાંથી તેમના ઉપર ગોળીઓનો માર ચાલ્યો. ઘોડેસ્વારો ધસ્યા ત્યારે તેમના ઉપર પણ પથરા, ઘરમાંની અનેક તતરેહની વસ્તુઓ તેમના માથામાં ધડાધડ વાગવા લાગી. બાંધેલા રસ્તાના પથરા ઉખેડી નાખ્યા હતા તેથી તેઓના ઘોડા ઠોકર ખાવા લાગ્યા હતા. રસ્તામાં નાખેલા રોકાણથી દોડી શકતા નહોતા. પુરીજનો તો ઘરમાંથી બંદુકો ઝડપથી છોડયા જતા હતા અને સવારોની ગોળીઓ તેમને લાગતી નહિ તેથી તેઓ નાહિમત થઇ ગયા. પાદશાહ હજુરની પલટણો તો મન દેઇને લઢી પણ બાકીના લશ્કરે પુરીજનોને મારવાનો આંચકો ખાધો. તેથી કેટલાંએક અગત્યના સ્થળો થોડી મહેનતથી લોકના હાથમાં આવ્યાં. સંધ્યાકાળ થયો ત્યારે સેના હરેક ઠેકાણે પરાજય પામી પાછી વળી. સિપાઇઓ થાકયા. ભૂખ્યા અને નાહિમત થયેલા મુકામે ગયા, ત્યાં ખાવાપીવાને વાસ્તે કાંઇ તૈયાર રાખેલું નહોતું, એ ભૂલથી તેઓ વધારે દુખી થયા. શહેરના દરેક કુટુંબે બંડખોરોને જે જોઇએ તે ઘણી હોંશથી પૂરૂ પાડયું.

મારમોંટની આંખ હવે ઉઘડી, તેણે દીવાના રાજાને ચેતાવાને પત્ર લખી પારિસની ભયંકર આપત્તિથી વાકેફગાર કર્યો. હવે પછી શું કરવું તે વિષે આજ્ઞા માગી. જવાબમાં તેને હુકમ મળ્યો કે લઢાઇ જારી રાખો અને ફોજના વિભાગ ન કરી નાખતાં સિપાઇઓનો મોટો જથો કરી લઢો.

ત્રીજે દિવસે વહાણેવાયે યુદ્ધનો આરંભ ફરીને થયો. સિપાઇ નબળાઇથી લઢવા લાગ્યા અને પુરી ફતેહ મળવાની પુરી આશાથી ઉશકેરાઇ જુસ્સાભેર લઢયા. લઢાઈનું પરિણામ નકી થયું નહોતું, તેવામાં સરકારી લશ્કરની બે પલટણો લોકને જઇ મળી. આ કુમક મળવાથી પુ-

રીજનોએ ધસાવડો કરી લુઝ નામે મહેલને છાપો મારી જીતી લીધો. અને જે પલટણો હજી રાજાને પક્ષે લઢતી હતી તેઓને હથીઆર છોડી દેવાને કિંવા પારિસમાંથી જતા રહેવાની જરૂર પાડી. ત્યારપછી તુરત કામચલાઉ સરકાર નીમી રાજ ઉથલપાથલ કરવાનું કામ પૂરૂં કર્યું. પ્રજાના મુખત્યારોની સભા ઝટ બોલાવાની ગોઠવણ કરી. ત્યારપછી થોડા કલાકમાં પારિસ નગરમાં હમેશ જેવી શાંતિ દીસવા લાગી.

રાજા ચાર્લ્સ અને તેના પ્રધાનોની ધારણા એવી હતી કે, પારિસનું દેખાદેખી બીજાં શહેરોના અને પ્રગણાઓના લોકો કરશે નહિ; પણ તેઓની એ ભૂલ ઝટ ભાગી. શાહના દરબારીઓ અને હજુરના નોકરોએ પણ તેને તજ્યો. નવી રાજમંડળીએ તિરસ્કારપૂર્વક દેશમાંથી જતા રહેવાનો હુકમ કર્યો, ત્યાં સુધી તે બાપડો એક વાડીમાં પડી રહ્યો, તેના પ્રધાનો વેશ બદલીને નાસવા લાગ્યા. પરંતુ તેમાંના ઘણાખરા પકડાઇ ગયા. પદભ્રષ્ટ થયેલા રાજાના પિત્રાઇ હાર્લિઝના ડ્યુકને દેશની હકુમત સોંપી અને રાજસભા મળી ત્યારે તેને પ્રજાના મુખત્યારોએ રાજ્યાસને બેસાડ્યો. એ રાજાનું નામ લુઇશ ફિલિપ હતું.

ફ્રાન્સના રાજમાં આ ઉથલપાથલ થઇ તેથી આખા યૂરોપમાં બહુ ધોળાધોળ થઇ રહી. ઈંગ્લાંડના લોકનાં મન ઘણા ઉશ્કેરાયાં હતાં, પરંતુ તેઓનો પ્રેમ રાજા ઉપર હતો; તથા કારભારીઓ સાવચેતીથી વર્ત્યા, તેથી તોફાન ઉઠ્યું નહિ. પાર્લામેંટ સભા મળી ત્યારે મુખ્ય વજીરે જાહેર કર્યું કે લોક તરફથી મુખત્યાર નીમવાના ધારામાં ફેરફાર કરવાની વિરૂદ્ધમાં હું છું; પ્રજાની ધારણાથી આ વચનો ઉલટાં હતાં તે માટે કારભારીઓથી લોક નારાજી થયા. વળી એક સહેજ બનાવ બન્યો તેનાં ભારે પરિણામ થયાં અને પ્રધાન ટોળીને તેથી હાનિ પહોંચી. ૯ મી નવેંબરે લંડનના મેઅરે રાજાને મીજબાની આપી. શાહની જોડે તેના વજીરો પણ આવવાના હતા. જાફતની સર્વ તૈયારી થઇ તેઓમાં એક માજીસ્ત્રેટના સાંભળવામાં આવ્યું કે મુખ્ય પ્રધાન વેલિંગ્ટનનું માર્ગમાં અપમાન કરવાનો કેટલાક માણસોએ વિચાર કર્યોછે, તે પરથી તેણે તેમને ચીઠી લખી ભલામણ કરી કે રસ્તામાં રક્ષણ કરવાને સવાર લેતા આવજો. પારિસ

શહેરમાં સહેજ હુલ્લડ ઉપરથી હવણાંજ રાજ ઉંધા વળ્યાં હતાં તે યાદ રાખી તેમણે રાજાને ઉજાણીમાં નહિ જવાની સલાહ આપી.

મહારાજાએ જમવા આવવાની ના કહેવરાવી છે, એ સમાચાર પ્રસ્તાવારને પુરીજનો ભયભીત થઇ ગયા. ધંધો રોજગાર બંધ પડી ગયો, થોડા કલાકમાં સરકારી લોનનો ભાવ ૪ ટકા ઉતરી ગયો. મહા ભયંકર બળવો થયાની તૈયારી છે એવી ધારતીથી શહેરના લોક ચિંતાતુર થઇ ગયા; આ ગભરાટ માત્ર એક દિવસ રહ્યો. બીજે દિવસે લોકની ખાત્રી થઇ કે બીક રાખવાનું ખરૂં કારણ બિલકુલ નથી ને સરકારે તેમને નકામા બીવરાવી માર્યા એવું સૌ લોક કહેવા લાગ્યા. પ્રધાનોની હાંસી અને ફજેતી બધા વર્તમાન પત્રોમાં થઇ, તોપણ રાત્રે તોફાન થવાનો સંભવ તેમણે બંધ પાડ્યો, એ બેશક ઠીક કર્યું હતું. આ નવાઇ જેવા બનાવથી પ્રધાનોની બદલી થઇ ગઇ. કામન્સની સભામાં એક મુખત્યારે દરખાસ્ત કરી કે આ સભાનો ભરોસો પ્રધાન ટોળી ઉપરથી ઉઠી ગયો છે એવો ઠરાવ કરવો. એ દરખાસ્ત બહુ મતથી મંજૂર રહી, તેથી વેલિંગ્ટન અને તેમના સાથીઓએ રાજીનામાં આપ્યાં. રાજાએ તેમના સામાવાળીઆને કારભાર સોંપ્યો. નવા મુખ્ય પ્રધાન નામે અરલ ગ્રેએ સભામાં જણાવ્યું કે રાજરીતિમાં સુધારો કરવો, ખરચમાં ઘટાડો કરવો અને સર્વ દેશો જોડે શાંતિ રાખવી; એ ત્રણ પાયા ઉપર અમારા કારભારનો આધાર રહેશે.

યૂરોપના બીજા દેશોમાં શાંતિ રાખવાનું સહેલું કામ નહોતું. જે દેશોમાં રૈયત ઉપર રાજાનો જુલમ હતો તે તે દેશોના લોકોના મન ફ્રાન્સમાં થયેલા બનાવોથી બહુ ઉશ્કેરાયા. લોકની ચઢતી દશા જોઇ યૂરોપના રાજાને બહુ ઇર્ષ્યા આવી, રૂશિઆના શહેનશાહે તો ફ્રાન્સના નવા રાજાનો અધિકાર માન્યો નહિ અને પાછળથી યૂરોપનાં બીજાં રાજ્યોની દેખાદેખી તથા તેઓના સમજાવ્યાથી લોકના નીમેલા પાદશાહને સ્વીકાર્યો, ત્યારે તેમ કરવાને એટલી નાખુશી દેખાડી કે તેથી ફ્રેંચ પ્રજાનું મન દુખાયું. ફ્રાન્સના બંડની અસર બેલ્જીઅમ ઉપર ભારે થઇ. હાલાંડને તે દેશ જોડે જોડી દીધો હતો. હાલાંડ અને બેલ્જીઅમના લોકની ભાષા અને રીતભાત જુ-

દી હતી. એ બે પ્રજાઓ વચ્ચે જુના વખતથી શત્રુવટ ચાલતી હતી અને વેપારમાં એક એકના સામાવાળીઆ હતા. રાજા હાલાંડમાં રહેતો હતો અને તેના કારભારીઓ વલંદા હતા. બેલ્જીઅમના વેપારમાં હરકત પડે તેવા ધારા ઠરાવાથી લોકો ખીજવાઇ ગયા. ૨૫ મી અગસ્ટે બ્રુસેલ્સ નગરમાં મોટું હુલ્લડ થયું. સરકારના અમલદારો અને સિપાઇઓ બંદોબસ્ત રાખી શક્યા નહિ તેમ લઢી પણ શક્યા નહિ. લોકે તેમને ગામ બહાર કાઢી મૂક્યા અને લોકે કામચલાઉ સરકાર નીમી. એ બળવાખોરોને ભાઇબાપા કરીને સમજાવવા, કે ફોજના બળથી જીતવા તેનો વિચાર હાલાંડનો રાજા કરવા લાગ્યો. વચલે રસ્તે ચાલવાનું ઠરાવી તેણે પોતાના કુંવરોને રૈયતની દાદ સાંભળવાને મોકલ્યા અને રાજાના હુકમને માન આપવાને ફોજ પણ મોકલી. વળી તેજ વખતે પ્રજાના મુખત્યારોની સભા પણ ભેગી કરી. બ્રુસેલ્સમાં શાહજાદાઓને માન મળ્યું નહિ તેથી તેઓ લશ્કરની છાવણીમાં જઇ રહ્યા. તેમના જાણવામાં આવ્યું કે લોકના આગેવાનોમાં સંપ નથી તે પરથી શહેર ભણી ફોજ લઇને આવ્યા. ત્યાં તેમણે એક માફીપત્ર જાહેર કર્યું પણ એ માફીમાંથી એટલા બધા માણસોને બાતલ કર્યા હતા કે તેથી ઉલટી ખોટી અસર થઇ. ચાર દિવસ સુધી પુરીજનો અને સિપાઇઓ વચ્ચે સંગ્રામ ચાલ્યો તેમાં બહાદુરી કે ચતુરાઇ કોઇની તરફ નહોતાં. પરંતુ લોક વધારે ઉમંગથી લઢ્યા અંતે સરકારી લશ્કરનો પરાજય થયો. આરેંજના શાહજાદાએ વચ્ચે પડી સલાહ કરવાની દરખાસ્ત કરી, પરંતુ તે તેના પિતાએ તથા રૈયતે માની નહિ તેથી તેણે જે થયું તે જોયા કર્યું. બેલ્જીઅમના લોકે સેકસકોબર્ગના શાહજાદા નામે લીઓપોલ્ડને રાજ્યાસને બેસાડ્યો. એ ઈંગ્લાંડના રાજકુટુંબનો સગો હતો. પોતાની નવી રૈયતને રાજી કરવાને તથા રાજને આશરો મેળવવા માટે ફ્રાન્સના નવા રાજાની કુંવરીને તે પરણ્યો. જર્મનીમાં પણ લોકે ગરબડ કરી. નેપોલ્યનની સામા થવામાં મદદ કર્યાને માટે જર્મન સંસ્થાનના અધિપતિઓએ ઈ. સ. ૧૮૧૩ માં લોકને રાજકારભારમાં અધિકાર આપવાના વચન આપ્યાં હતાં એ વચન તેમણે પાળ્યાં નહોતાં. ફ્રાન્સ અને બેલ્જીઅમનું દેખાદેખી કરવાને નારાજી થયેલા માણસો ઘણા આતુર હતા, પરંતુ મુખ્ય સંસ્થાનના રાજા પંડે માયાળુ, સદ્‌ગુણી હોવાથી તેઓ લોકને વહાલા હતા તેથી ત્યાં બંડ થયાં નહિ. કેટલાએક નાનાં સંસ્થાનો-

માં ઉથલપાથલ થઇ. બ્રન્સવુઇકના ડ્યુકને તેની રૈયતે તેની ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો અને તેના ભાઇને તેને ઠેકાણે બેસાડ્યો. સાકસનીના રાજાને રાજ્યાસન ઉપરથી ઉતારીને તેપર તેના ભત્રીજાને બેસાડવાની લોકે જરૂર પાડી. લોકને રાજકાજમાં અધિકાર આપવાનો કાયદો હેસીના ઠાકોરને ઠેરાવવો પડ્યો.

૭ મા ફર્દિનાન્દ રાજાના જુલમી અમલમાં સ્પેન દેશ નબળો પડતો ગયો. પ્રજાના ઘણાખરા ભાગની ઇચ્છા સ્વાધીનતા એટલે રાજકીય અધિકાર સંપાદન કરવાની નહતી, ને જે થોડા ભાગે તે મેળવવાનો પ્રયત્ન કર્યો તે સફળ ન થતાં પ્રયત્ન કરનારા ક્રૂર સજા પામ્યા. પોર્તુગાલની અવસ્થાએ એવીજ હતી. રાજહરણ કરનાર દાનમિગુએલને ગુરૂવર્ગ અને મઠવાસીઓની કુમક એટલી હતી કે રાજરીતિમાં ફેરફાર કરવાની ઉમેદ રાખી શક્યું નહિ. ઇતાલિમાં પણ ખળભળાટ થયો તથા આસ્ત્રિઆ અને ઉત્તર ઇતાલિમાં રાખેલા લશ્કરના બળને લીધે કોઇ ચુંચાં કરી શક્યા નહિ. સ્વિત્ઝર્લાંડના કેટલાંક પરગણાઓમાં ફીતુર થયાં પરંતુ વાંધાનો નીકાલ ઝટ યથા ન્યાય કરી નાંખવામાં આવ્યો તેથી પ્રકૃતિક્ષોભની પીડાથી દેશ બચી ગયો.

પોલાંદ દેશ રૂશિઆની ધુંસરી તળે બહુ હેરાન હતો. સરકારના નિર્દય જુલમથી અતિ પીડિત થયેલી રૈયતે દંગો ઉઠાવી બે વરસ સુધી રૂશિઆની મોટી ફોજો જોડે ટક્કર લીધી. આ સમે યૂરોપના રાજકારભારીઓ વિગ્રહથી કંટાળ્યા હતા તેથી બાપડા પોલ લોકની વહારે કોઇ ચઢ્યું નહિ, તેથી મહા બળવાન રૂશ રાજાએ તેમને છૂંદી માર્યા. એ દેશ અદ્યાપિ રૂશના ભારે જૂલમથી છૂટો થયો નથી.

રાજા પ્રજા વચ્ચે વિરોધનો વા ફ્રાન્સમાંથી ચો દિશાએ ફેલાયો હતો. પોતાના મૂળસ્થાનમાં પણ હજી તે નાબુદ થયો ન હતો. જેમની મરજી પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાની હતી તેઓ રાજા નીમાવવાથી નાખૂશ થયા. નવા રાજાએ લોકના અધિકારમાં મધ્યમ વધારો કર્યો તે તેને ઠરાવનારાઓમાંના કેટલાકને બસ લાગ્યો નહિ. લઢાઇ જગાડવાને ઘણાક બેરોજગારી જુવાનીઆ આતુર હતા, તેઓ પાદશાહનું માઠું બોલવા લા-

ગ્યા કેમકે તેમની ગાંડી ઇચ્છા પ્રમાણે તે વર્ત્યો નહિ. ધર્મસમાજનો સં- બંધ રાજ્ય જોડે હતો તે શાહે તોડયો, માટે ફ્રેંચ ગુરૂઓ નારાજી થયા. પદભ્રષ્ટ થયલા રાજાના પક્ષકારોની ધાસ્તી જતી રહેવાથી માજી રાજાને પાછો આણવાની તેઓ આશા કરવા લાગ્યા. અત્રે લુઇ ફિલિપની રાજ- ગાદી અડચણો અને ભયથી ઘેરાયલી હતી. સંકટની વેળાએ જે ધૈર્યતા અને બુદ્ધિ જોઇએ તે તેનામાં હતા, તથા વચલા વર્ગના લોકે તેને હોંસથી આશરો આપ્યો, કેમકે દેશમાં શાંતિ અને રૈયતને જરૂરની સ્વા- ધીનતા એને હાથે ટકી રહેશે એવું તેઓ માનતા હતા.

રાજ રક્ષણને અર્થે પગાર ખાનાર લશ્કર ઉપરાંત પ્રજા તરફથી એક બીજી ફોજ કરવામાં આવી હતી. એ ફોજની રચના નવા રાજાએ ઉતાવળે સંપૂર્ણ કરી તેથી તેની ગાદીને ઘણો ટેકો મળ્યો. એ પ્રજારક્ષક સૈન્યે નીચલા વર્ગના કારીગરો અને મજુરોનાં હુલ્લડને બેસારી દીધાં. રા- જમાં ઉથલપાથલ કરવાને સ્થાપન થયેલી મંડળીઓને તોડી નાંખી. એ- લશ્કર પ્રજામાંના આબરૂદાર માણસોથી બનેલું હતું તેથી જૂલમનો બટ્ટો એમને શીર મૂકી શકાયો નહિ. માજી રાજાના ચાર કામદારો નાસતાં ઝં- લાયા હતા એમને પકડવાનો રાજાએ પ્રયત્ન કર્યો નહોતો, અને તે નાસી છૂટયા હોત તો પાદશાહ કદાચ ખુશી થાત, પરંતુ તેઓને લોકે પકડી આણ્યા હતા માટે તેમનો ન્યાય કર્યા વગર છૂટકો નહોતો. ઉમરાવની સ- ભામાં એમનો ઇન્સાફ થયો. એ વેળા પારિસમાં હલકા વર્ણના લોકે બહુ તોફાન કર્યું. પ્રજારક્ષક ફોજે એ ફીતુરને બેસાડી દીધું. કાયદા વિરૂદ્ધ વ- ર્તવાનો અપરાધ માજી કામદારપર સાબીત થવાથી તેમને જીવતાં સુધી કેદ રાખવાની સજા થઇ, એ સજા ભોગવવાને રાજધાનીથી દૂરના કેદખા- નામાં તેમને મોકલ્યા. ત્યારપછી શહેરમાં કેવળ શાંતિ થઇ અને તેથી પુરીજનોએ ખૂશી થઇ આખા શહેરમાં રૂશનાઇ કરી.

રાજપદ્ધતિના કાયદામાં સુધારો કરવાના કામમાં ઇંગ્લાંડના લોકનાં મન રોકાયાં હતાં, સને ૧૮૩૧ ના આરંભમાં નવા કારભારીએ જાહેર કર્યું કે યોગ્ય મર્યાદામાં રહી સુધારો થઇ શકે તેટલો કરવાને તેમણે ખરડો રચ્યો છે. કોમન્સની સભામાં લોર્ડ જોન્સ રસલ તા. ૧ માર્ચે એ ખરડો

આણ્યો. એ દિવસથી તે પસાર થઇ કાયદો થતા સુધી લોકનું તમામ લક્ષ તે ઉપર લાગી રહ્યું. રાજસભામાં એની સામે થનારા ઘણા હતા. એ ખરડો પ્રથમ વાંચ્યો, ત્યારે તે વાદવિવાદ ચાલ્યો. તે સાત રાત સુધી જારી રહ્યો. બીજી વાર વાંચ્યો ત્યારે વધારે જોસથી પણ ઓછા દિવસ તકરાર ચાલી. અભિપ્રાય લેવામાં આવ્યો ત્યારે તેને મંજુર કરવાની તરફમાં માત્ર એક અભિપ્રાય વધારે હતો. ત્યાર પછી કામદારોની હાર થઇ તેથી તેમણે એ પાર્લમેંટને રાજા પાસે વિસર્જન કરાવીને નવી બોલાવરાવી. ઉસ્કેરાયેલા લોકનો મોટો ભાગ પ્રધાનોના મતને અનુકુળ હતો તેથી સુધારાના કાયદાને અનુકુળ મુખત્યારોની સંખ્યા પ્રતિકુળ મુખત્યારો કરતા ઘણી વધારે હતી. હવે કામન્સની સભામાં તો તે નક્કી મંજુર થવાનો, પરંતુ ઉમરાવ મંડળીમાં મંજુર થવા વિષે શક હતો, એ શક ખરો પડ્યો. કામન્સમાં મંજુર થયા પછી ઉમરાવની સભામાં સુધારાના કાયદાને કારભારીઓ લાવ્યા. પાંચ રાત્ર વિવાદ ચાલ્યા પછી તેને નામંજુર કરવામાં ૪૧ મત વધારે પડ્યા એથી લોક બહુ નારાજી થયા. એ સભા ઉપર રૈયતનો અખત્યાર નહોતો. સભામાં બેસવાનો અધિકાર જાગીરદારોને વંશપરંપરા મળતો તેથી જૂના મતના માણસોની સંખ્યા વધારે હતી. પ્રજા બહુ કોપાયમાન થઇ. ડાર્બિ, નોટિંગહામ અને બ્રિસ્ટલમાં હુલ્લડ થયાં. તે બેસારી દેવામાં કટલાક માણસોના ઘાત થયા. બીજું નુકસાન પણ થયું. કામન્સની સભાએ ઝટપટ ઠરાવ કર્યો કે કારભારીઓ યોગ્ય છે અને નવો કાયદો મંજુર થતા સુધી તેની પાછળ મંડ્યા રહીશું. એ ઠરાવથી લંડનમાં અને પ્રગણાઓમાં લોકના મનને ધીરજ આવી તેથી વધારે બંડ થયા નહિ.

આ વેળા કોગળીઆના નવા રોગે ઇંગ્લાંડમાં પહેલવહેલો પ્રવેશ કર્યો. હિંદુસ્તાનમાં ઉત્પન્ન થઇ ચાલતો ચાલતો એ વ્યાધી યૂરોપ સુધી આવ્યો હતો. ઇંગ્લાંડના કરતાં યુરોપનાં બીજા દેશોમાં એનું જોર વધારે હતું. એ રોગને અટકાવવામાં તથા તે વિષેની તજવીજ કરવામાં ગ્રેટબ્રીટનના વૈદોએ પોતાના જીવને જોખમમાં નાખી ઘણો શ્રમ લીધો.

ફરીને પાર્લમેંટનું મળવું થયું ત્યારે સુધારાનો કાયદો ફરીને કામન્સની સભામાં દાખલ કર્યો, ત્યાં તે મંજૂર થયો. પરંતુ ઉમરાવોની સભા તેમને કબૂલ રાખશે કે નહિ તેની ચિંતા લોકને થવા લાગી. ઉમ-

રાવોમાં જૂના મતના પુરૂષ ઘણા હતા. પરંતુ ટંટો થતો અટકાવવાને કેટલોક આતુર હતા, તેમણે કામદારોને આશરો આપ્યો અને તે બીલ બીજી વાર વંચાવ્યું. તે વેળા નવ મત તેની તરફ વધારે હતા. એ કાયદામાં ફેરફાર કરવાની અમીરોની મરજી ન હતી. તેમની વિરૂદ્ધતા જોઇ મુખ્ય પ્રધાન અર્લ ગ્રેએ મહારાજાને સલાહ આપી કે એ કાયદો મંજૂર કરવાને નવા ઉમરાવની જરૂર છે. તે કરવા રાજાએ એ સલાહ માની નહિ ત્યારે પ્રધાનોએ રાજીનામા આપ્યાં. વેલિંગ્ટનના ડ્યુકને બોલાવી નવી પ્રધાન ટોળી ઉભી કરવાને રાજાએ ફરમાવ્યું. આ ખબર દેશમાં ફેલાતાંજ લોકોનાં મન બહુ ઉશ્કેરાયાં અને તેથી મોટો ઉત્પાત થવાની ધાસ્તી ઉત્પન્ન થઇ. માજી પ્રધાનોને આશરો આપવાનો ઠરાવ કામન્સમાં થયો, તેવારે તેની તરફ ૮૦ મત વધારે પડ્યા. દેશના અનેક ભાગોમાંથી લોકોએ મંડળીમાં મળી રાજાને ગુસ્સા ભરેલી અરજીઓ મોકલી. એ કાયદા મંજૂર કરાવાને ઘણી સભા સ્થાપન થઈ અને બંડ થવાનાં ચિન્હ થવા લાગ્યાં. આ અવસ્થા જોઇ વેલિંગ્ટને વજીર થવાની ના કહી અને માજી કારભારીઓને બોલાવી પાછા રાખવાની સલાહ રાજાને આપી. અર્લ ગ્રેએ અને તેના સાથીઓએ રાજની લગામ પાછી હાથમાં લીધી. તેમણે રાજા જોડે ગુપ્ત કરાર કર્યો કે સુધારાનો કાયદો પાસ થાય તો નવા ઉમરાવ ઠરાવવા નહિ. એ કાયદાનો ખરડો અમીરોની સભામાં પાસ થવા દેવાના હેતુથી સામા પક્ષના ઘણાક ઉમરાવો ગેરહાજર રહ્યા અને તેથી તે મંજૂર થયો. ૭ મી જુને તે ઉપર રાજાએ પોતાની સહી કરી. આયર્લાંડ અને સ્કાટલાંડને માટે એ મતલબના કાયદા થયા પરંતુ તેઓ વિષે ઝાઝી તકરાર ચાલી નહિ. આયર્લાંડમાં દેવસ્થાન ખાતાને માટે કર ઉઘરાવવાનો કાયદો કર્યો તેની સામા ત્યાંના લોકો થયા અને અભણ ખેડુતો આગેવાનોની શીખવણીથી તે આપવાની ના કહેવા લાગ્યા.

આ સુધારાના કાયદા બાંધવાની બાબતમાં ઇંગ્લાંડનું મન રોકાયલું હતું તેવામાં ફ્રાન્સના નવા સ્થાપેલા રાજાને બે તરફથી ઉપદ્રવ થવા લાગ્યો. એક તરફથી પ્રજાસત્તાક રાજનીતિ પસંદ કરનારાઓ અને બીજી તરફથી પદભ્રષ્ટ થયેલા રાજાના પક્ષકારો નવા રાજા તરફ હુમલો કરવા લાગ્યા. પ્રજાસત્તાક રાજ ઇચ્છનારા વધારે ઉન્મત અને ભ-

યંકર હતા. રાજધાનીમાં તેમનું જોર વિશેષ હતું. રાજાનો વધ કરવાની કોશીશ તેમનામાંથી કેટલાકે કરી પણ તે નિષ્ફળ ગઇ. કેટલાકે બળવો કરવાના પ્રયત્ન કર્યા; તેમાં પણ તેમનું ફાવ્યું નહિ ને તેઓ શિક્ષા પામ્યા. તેઓની હાંશી થવા લાગી. સલાહ શાંતિને ઇચ્છનારાઓનું જોર વધ્યું તેથી રાજમાં ઉથલપાથલ થઇ નહિ.

માજી રાજાના પક્ષકારીઓએ ફ્રાન્સના દક્ષિણ ભાગમાં બળવો ઉઠાવ્યો પરંતુ કાંઇ વળ્યું નહિ. મરહુમ રાજાના વડા પુત્રની વિધવા એ બંડનું ઉપરીપણું કરવાને આવવાની હતી, એ વાતની ખબર સરકારને પડી. જે પ્રાંતમાં તે પ્રવેશ કરવાની હતી તેમાં સરકારે બંડ અટકાવવાની એટલી બધી તૈયારી કરી રાખી હતી કે તેના મિત્રો હિંમત હારી ગયા. એમ છતાં પણ તે બાઇ આવી અને અહીં તહીં સહેજ ફિસાદ ઉભો કર્યો. પાંચ મહિના સુધી તે સંતાઇ રહી અને અંતે તે પકડાઇ, તે વખતે ગર્ભવંતી હતી. પકડાયાં પહેલાં તેણે પુનર્લગ્ન કર્યાં હતાં. આ બનાવથી ફજેતી થઇ અને તેના મિત્રો એટલા શરમાઇ ગયા કે સરકારની સામા થયા નહિ.

ફ્રાન્સના દક્ષિણમાં એ ગરબડ ચાલતી હતી તેવામાં પારિસમાં જબરૂં ફીતુર ઉઠયું. લામાક નામે એક લશ્કરી સરદાર મરી ગયો તેના શબને દાટવા લઇ જતા હતા તે પ્રસંગે એ તોફાન જાગ્યું. શહેરના પ્રતિષ્ઠિત રહેવાશીઓએ તથા આખા લશ્કરે સરકારને આશરો આપ્યો. લડાઇમાં ઘણાં માણસો મુઆં પણ અંતે બંડખોરોનો પરાજય થયો અને સરકારની મજબુતાઇ વધી. મુખત્યારોની સભામાં કારભારીઓના મિત્રોની સંખ્યામાં વધારો થયો.

બેલ્જીઅમ અને હોલાંડને જૂદા પાડવા સબંધી કેટલાક ઠરાવ યૂરોપના મોટા રાજવાળાઓએ એટલે ફ્રાન્સ, આસ્ટ્રિઆ, રૂશિઆ, અને ઇંગ્લાંડના કારભારીઓએ કર્યા. બેલ્જીઅમના લોકે એ ઠરાવ કબુલ રાખ્યા, પરંતુ વલંદા સરકારે માન્યા નહિ. એન્ટવર્પનો કિલ્લો વલંદાના હાથમાં હતો તે લેવાને ફ્રાન્સમાંથી ફોજ ગઇ. ઘેરો ઘાલી લઢી તે કિલ્લો જીતી લીધો ને બેલ્જીઅમના લશ્કરને સોંપી ફ્રેંચ સેના સ્વદેશ પાછી આવી. મીસરના બળવાન સૂબા મહમદઅલીએ બંડ ઉઠાવ્યું, તેથી ઇસ્તાંબુલનું રાજ ભયમાં આવી

પડ્યું. સિરિઆ પ્રાંત જીતી લેવાને એ સુબાની ઇચ્છા હતી. એકરના નવાબ જોડે વાંધો ઉઠવાથી મહમદઅલીએ તેના પર સ્વારી કરી. તુર્કી સુલતાને એ સ્વારી કરવાની મના કરી તે મહમદઅલીએ માની નહિ, ત્યારે તે સુલતાને તેને બળવાખોર ઠરાવ્યો. મહમદઅલીએ કોપ કરી સુલતાનનો બધો મુલક જીતી લેવાની ધારણા કરી. તુર્કી ફોજનો હરેક લઢાઇમાં પરાભવ થયો. સિરિઆ અને એશિઆમૈનરનો ઘણો ભાગ મહમદઅલીએ વશ કર્યો. રૂશિઆના પાદશાહે ઝટપટ મદદ ન કરી હોત તો ઇસ્તામ્બુલ પણ જીતી લેત. એમ બળવાખોર સુબાથી સુલતાન જીતાયો નહિ તથાપિ તેના રાજના સ્વતંત્રપણાને ખલેલ પહોંચી.

સ્પેનનો રાજા ફર્દિનાંદ મરવાની તૈયારીમાં હતો એને પેટે એક પુત્રી હતી અને તે બાળક હતી. કુંવરીને ગાદી મળે નહિ એવો કાયદો સ્પેનમાં ચાલતો હતો. એ કાયદો રદ કરી એ રાજાએ પોતાની દીકરીને વારસ ઠરાવી હતી. રાજાને ડાનકાર્લોસ નામે ભાઇ હતો, તે ગુરૂવર્ગનો મિત્ર હતો અને લોકસત્તાની વિરૂદ્ધ હતો. તેણે રાજાને એક દિવસે ભાન નહોતું તેવામાં પુત્રીનું વારસનામું રદ કરી ભાઇને ગાદીએ બેસારવાના ઠરાવ ઉપર સહી કરાવી લીધી. બીજે દિવસે રાજા હુંશીયારીમાં આવ્યો તે વેળા રાણીએ પોતાની બેટી ઉપર થયેલા ગેરઇનસાફની વાત જણાવી. રાજાએ રીસાઇ કારભારીઓને બરતરફ કર્યા અને લોકપક્ષના આગેવાનોની તરફ થઇ ગયો. રાજવ્યવસ્થાના કાયદાનું રક્ષણ કરવાથી જેઓ સજા પામ્યા હતા તેઓને માફી આપી અને કાર્લોસના પક્ષકારોને તોડી પાડ્યા; તેને અને તેના કુટુંબને દેશ છોડી જતા રહેવું પડ્યું.

સને ૧૮૩૩ ના સપ્ટેંબરની ૨૦ મી તારીખે ફર્દીનાંદ મરી ગયો અને તેની પુત્રીની દવાઇ માદ્રિડ નગરમાં ફરી, પરંતુ સ્પેનના કેટલાક ભાગમાં તેના ભાઇના પક્ષકારોએ હુલડ કર્યાં. વખતે વખતે એ પક્ષના માણસો હજીએ બંડ કર્યાં કરેછે.

ફ્રાન્સમાં ઉપલપાથલ થઇ તેની અસર અમેરિકાના બ્રેઝિલ દેશમાંએ જણાઇ. પોર્તુગાલના ડાનપેડ્રોએ પોર્તુગાલનું રાજ પોતાની કુંવરીને સોંપી બ્રેઝીલની પાદશાહી લીધી હતી. બ્રેઝીલના લોકે તેને રાજ્યાસન ઉપ-

રથી ઉતારી તેના નાની ઉમરના કુંવરને બેસાડયો. પેડ્રો પાછો યૂરોપ આવ્યો અને પોતાની પુત્રીની સત્તા પોર્તુગાલમાં ફરીને સ્થાપવાની મહેનત કરવા લાગ્યો. ફ્રાન્સ અને ઇંગ્લાંડમાં ગુપચૂપ સિપાઇ રાખ્યા અને પોર્તુગાલ અને બ્રેઝિલમાંથી નાસી આવેલા તેના પક્ષકારોને એકઠા કરી એઝોરસ બેટમાં લશ્કર ઉભું કર્યું. એ ફોજ લેઇ પોર્તુગાલના ઉત્તર ભાગમાં ઉતર્યો. આપોર્ટો બંદર તેને હાથ આવ્યું. ધન અને લઢાઇના સાધનોની તંગીને લીધે વધારે કરી શકાયું નહિ. મિગ્યુએલે આવી આપોર્ટોને ઘેર્યું. સન ૧૮૩૩ ના ઉનાળામાં પેડ્રોએ પોતાની નૈકાસેનાની સરદારી એડમીરલ નેપીઅલને આપી. એ શૂરા સરદારોએ પૂર્ણ જુસ્સાથી મિગ્યુએલના વહાણો ઉપર હલ્લાં કર્યાં. એ લઢાઇમાં પૂર્ણ જય મળ્યો ને લીસ્બન શહેર પેડ્રોના લશ્કરને હાથ આવ્યું. યૂરોપના રાજાઓએ તેની કુંવરીને રાજની અધિકારી માની. મિગ્યુવેલને દેશ છોડી જતાં રહેવું પડયું. આ ફતેહ થયા પછી થોડા વખતમાં પેડ્રોનું મરણ થયું પણ તેથી નવા રાજના વહીવટને હાનિ પહોચી નહિ. રાજ તેની કુંવરીને હાથ રહ્યું. તેણીએ લગ્ન કર્યા પણ તેનો ભરતાર થોડા વખતમાં મરી ગયો. તેનો બીજો ધણી સેક્સકોબર્ગનો શાહજાદો ફર્દીનાંદ ઇંગ્લાંડની રાણીની પાસેનો સગો છે.

પોપના રાજમાં ફિતુર થવા લાગ્યા તેથી એક ફ્રેંચ લશ્કરે આવી એંગોના કિલ્લો કબજે કર્યો. આસ્ટ્રિયાને એ ગમ્યું નહિ, પરંતુ યુદ્ધે ચઢવાની એકેની ખૂશી નહોતી. રાજમાં સુધારો કરવાને જેઓ ઇચ્છતા હતા તેઓને પોપે બહિષ્કૃત ઠરાવ્યા, પરંતુ તેની આજ્ઞાની હાંસી થઇ તે જોઇ તેનું મન ખેદ પામ્યું. પહેલાં એના હુકમથી સર્વે ત્રાસ પામતા પણ હવે તેને કોઇ ગાંઠતું નહોતું. એંકોનાગઢ ફ્રેંચોએ ખાલી કર્યો તેવારે પોતાના પંડના રક્ષણને અર્થે પોપને પરદેશી સિપાઇઓને રાખવા પડયા તેના પગારથી તીજોરી ખાલી થઇ ગઇ.

નવા ધારા પ્રમાણે મળેલી ગ્રેટબ્રીટનની પાર્લમેંટનું લક્ષ દેશના રાજકારભારમાં રોકાયું. આયર્લાંડના ખેડુતો તોફાન કર્યા કરતા હતા તે બંધ પાડવાને કેટલાએક સખત કાયદા ઠરાવ્યા. આયર્લાંડની ધર્મસમાજના ઉપર કેટલાએક ધર્મના કાર્યને માટે નવો કર નાખ્યો અને બિશપની

સંખ્યા ઓછી કરી નાખી. દેશના લોકને ફાયદો થાય એવી સરતોએ ઇંગ્લાંડની બેંકને નવી સનંદ આપી. હિંદુસ્તાન અને ચીન જોડે વેપાર કરવાનો હક એકલી ઇસ્ટઇંડીઆ કંપનીને હતો તે રદ કર્યો, અને બ્રિટિશ રાજના બધા વેપારીઓને આપ્યો. વેસ્ટ ઇંડીઆમાં ગુલામ રાખવાની મના કરી. જે હબસી ગુલામો ત્યાં હતા તેમને કેટલાંક વરસ પછી છૂટા કરવા અને તેમના ધણીઓને સરકારથી નાણા આપવા. એ માટે વીસ કરોડ રૂપિઆ ઠરાવ્યા. પાર્લમેંટમાં સુધારો કરવાનો કાયદો થયો હતો તે હજી અપૂર્ણ છે માટે તેમાં સુધારો કરવો જોઇએ એવું કામન્સની સભાના કેટલાંક માણસો કહેવા લાગ્યા. તેમના ભાષણથી નીચલા વર્ગના લોકો ઉશ્કેરાયા અને નારાજી થયા. યૂરોપના બીજા દેશોમાં પણ લોકો જુની રાજરીતિથી નારાજી થયા હતા, પરંતુ આ સમે બખેડો થયો નહિ.

ભીખારી લોકોને પાળવા સંબંધી કેટલાક ધારા ઈંગ્લાંડમાં હતા તેમાં ફેરફાર કરવાનો મનસુબો પાર્લમેંટે કર્યો. લોકો એ ફેરફારની સામા હતા, પરંતુ પાર્લમેંટના બધા પક્ષકારો તેને અનુકુળ હતા. કારભારીઓએ તેને ટેકો આપ્યો તેથી લોકની તેમના ઉપર અપ્રીતિ થઇ. આયર્લીંડ સંબંધી નવા કાયદા કરવાના હતા, તથા જુના બહાલ રાખવાના હતા. તે બાબત કામદારોમાં મતભેદ પડ્યા અને તેમની ટોળી ખંડિત થઇ. અર્લ ગ્રેને ઠેકાણે લોર્ડ મેલબોર્ન મુખ્ય પ્રધાન થયો. રાજાને એ ગમ્યું નહિ. આયર્લીંડની ધર્મસમાજ વિષે કારભારીઓના વિચાર તેણે નાપસંદ કર્યા. નવેંબર મહિનામાં એક કારભારીનું મરણ થવાથી કારભારીઓની ફેરબદલી કરવાની જરૂર પડી. એ અવસરે રાજાએ તેમને સર્વેને રજા આપી. સર રોબર્ટ પીલને કારભાર સોંપ્યો. જુની પાર્લમેંટને રજા આપી નવી પાર્લમેંટને એ કારભારીએ બોલાવી. આયર્લીંડમાં કર ઉઘરાવનારા ને રૈયતને ટંટો થયો તેથી હુલડ થયું અને માણસનાં જાન ગયાં. ત્યાંના લોકોએ નાખુશ થઇ કારભારોના વિરૂદ્ધ પક્ષના માણસોને પાર્લમેંટમાં જવાને નીમ્યા.

લોકો સભાસદો નીમતા હતા તેવામાં પાર્લમેંટનો મહેલ બળી ગયો. અચાનક લાય લાગવાથી એ બનાવ બન્યો. કોઇએ જાણીજોઇને આગ લગાડી નહોતી એવું સાબીત થયું. પાર્લમેંટ સભા મળી તેવારે કામન્સમાં

સર રોબર્ટ પીલની વિરૂદ્ધ મતના માણસની સંખ્યા વધારે માલૂમ પડી. એમ છતાં તેણે પોતાનું કામ ચલાવવું જારી રાખ્યું. આખરે આયર્લૅાડની ધર્મસમાજ બાબતમાં, તેની હાર થઇ તેથી તેણે અને તેના સાથીઓએ કારભાર છોડી દીધો. મેલબોર્ન અને તેના સાથીઓએ રાજનું સુકાન ફ- રીને હાથ લીધું.

સ્પેનમાં ડોન કાર્લોની હાર થવાથી તે લંડન આવ્યો. બીસ્કે ભણીના પ્રાંતોમાં તેના મિત્રોએ ફોજ ઉભી કરી લઢવા માંડયું, તે વારે તે ગુપચૂપ તેને જઇને મળ્યો. ઈંગ્લાંડ, ફ્રાન્સ, અને પોર્તુગાલના દરબારે સ્પેનની બાળ રાણીને આશરો આપવાનો કરાર કર્યો. જમીનમાર્ગે તપાસ રાખવાનું કામ ફ્રાન્સના રાજાએ લીધું. ઉત્તર તરફના કાંઠે ઈંગ્લાંડ નીઘેબાની રાખે અને પોર્તુગાલના રાજાએ રાણીની મદદે લશ્કર મોકલવું. એટલું થયું તોએ સ્પેનની ફોજથી બંડખોરોને જીતાયા નહિ. ઈંગ્લાંડનું લશ્કર કુમકે મોકલવું એવી ત્યાંના કારભારીઓએ વિનતિ કરવાથી સરકારી લશ્કર મોકલવાની તો ના કહી, પરંતુ દશ હજાર માણસની ફોજ ગ્રેટબ્રિટનથી મોકલવાની પરવાનગી આપી અને તેની સરદારી કર્નલ ઇવાન્સને આપી. આ લશ્કરથી ધાર્યા જેટલું પરિણામ થયું નહિ. સ્પેનનું વસુલાતખાતું માઠી હાલતમાં હોવાથી એ ફોજને પગાર, ખોરાકી અને યુદ્ધની સામગ્રી પૂરી નહિ પડવાથી તેનું કામ બરાબર ચાલ્યું નહિ. માડ્રિડના લોકે રાજરીતિમાં સુધારો કરવાની જરૂર પાડી તેથી લોકસત્તાનો વધારો થયો. એથી ફ્રાન્સનો રાજા નારાજી થયો. બે વરસ નોકરી કર્યા પછી બ્રિટિશ ફોજને રજા આપવામાં આવી. બંડખોરો લઢવાથી થાકયા ત્યારે સલાહ કરવાને તૈયાર થયા. સ્પેનની રાણીએ તેમને ક્ષમા કરી અને કાર્લોને વળી પરદેશ જતું રહેવું પડયું. તથાપિ તેણે પોતાનો દાવો મૂકી દીધો નહિ. સ્પેનમાં સલાહશાંતિ સ્થાપવાને બાળ રાણીની માએ બહુ પ્રયત્ન કર્યો, પરંતુ તે મિથ્યા જવાથી રાજમાતાએ રાજકારભાર છોડી દીધો.

આયર્લાંડની મ્યુનિસીપાલિટી વિષે, ધર્મસમાજની ઉપજ વિષે અને ભીખારીઓના નિર્વાહ વિષે નવા ધારા પાર્લમેંટે કરવા માંડયા, પરંતુ આમની અને અમીરની સભાની વચ્ચે મતભેદ હોવાથી એકે યોજના પાર પડી

નહિ. ઉત્તર અમેરિકાના કેનેડા પ્રાંતના એક ભાગમાં ફ્રેંચ વસ્તી હતી. એ-ઓ ઘણુંકરીને અજ્ઞાન અને ધર્માંધ હતા. જ્ઞાન, હિંમત અને ધૈર્ય, એથી કરીને ઈંગ્રેજો ચઢતી હાલતમાં હતા. ફ્રેન્ચો કહેવા લાગ્યા. કે સરકાર ઈંગ્રેજોપર વધારે મહેરબાંની રાખે છે. રાજવ્યવસ્થામાં ફેરફાર કરવાની તેઓએ માગણી કરી તે કબૂલ રાખવામાં આવે તો તેઓનું સ્વતંત્ર રાજ થાય, માટે ઈંગ્રેજ સરકારે તે વાત કબૂલ કરી નહિ, તેથી તેમણે બંડ કર્યું. સરકારી લશ્કરે ઝટ તેમને વશ કર્યા. પાર્લમેંટે ઉપલા અને નીચલા કાનેડાને એકઠા કરી નાખ્યા.

અમેરિકામાં મોટી શરાફની પેઢીઓ તૂટી તેથી વેપારીઓને બહુ અડચણ પડી. ઈંગ્લાંડમાં લોઢાની સડક બાંધવાનું કામ ધમધોકાર ચાલતું હતું તે મંદ પડ્યું. અને હુન્નરનાં કારખાનાં પણ બહુ હેરાન થયાં. હળવે હ-ળવે એ સંકટ ઓછું થવા લાગ્યું અને વેપાર ચાલવો સરૂ થયો. પા-ર્લમેંટમાં બન્ને પક્ષ બરાબર હોવાથી કાંઇ અગત્યનું કાર્ય થઇ શક્યું નહિ. રાજા માંદો પડ્યો અને ૨૦ મી જુન ૧૮૩૭ ને દિવસે તેનો કાળ થયો. ૪ થા વિલ્યમ રાજાએ ૭ વરસ રાજ કર્યું, તેમાં બધા વર્ગના લોકોની પ્રીતિ સંપાદન કરી. એના અમલમાં રાજદ્રોહ માટે કોઇનો પ્રાણ લેવામાં આવ્યો નહોતો અને પરદેશ જોડે વિગ્રહ થયો નહિ. બ્રિટન દેશના ઇતિહા-સમાં એકલા એનીજ કારકીર્દીમાં એ બે બનાવ બન્યા નથી.

# ૧૧ મા અધ્યાયનો ટુંક સાર.

ઈંગ્લાંડમાં ત્રીજા જ્યોર્જના મરણ પછી ચોથો જ્યોર્જ ગાદીએ બે-ઠો. ત્યારપછી એક મહીને કેટલાંક માણસોએ બધા કારભારીને મારી નાખી રાજમાં ઉથલપાથલ કરવાનું તરકટ રચ્યું. એ તરકટ પકડાયું અને તેમાંના કેટલાક મુખ્ય આગેવાનોને સજા કરી પણ બાકીનાને છોડી મૂ-કયા. નવા રાજાને તેની રાણી સાથે અણબનાવ હતો, તેથી તે પેન્સન લેઇ પરદેશ રહેતી હતી. હાલ ઇંગ્લાંડમાં આવી તેણે રાજ્યાભિષેકની ક્રિયામાં સામેલ થવાની માગણી કીધી તેથી દેશમાં ઘણો ખળભળાટ થઇ રહ્યો. પરંતુ રાણીને મંદવાડ થવાથી તે મરણ પામી તેથી બધું તોફા-ન બંધ પડયું. છેલ્લી લડાઇથી ભારે ખરચ થયો હતો તેથી સરકારને નાં-ણા સંબંધી ભારે અડચણ પડી.

સ્પેનમાં ધર્મગુરૂ અને સાધુઓએ મળી બંડ ઉભુ કીધું. આ તોફા-ન સમાવાને યૂરોપના મુખ્ય રાજાઓના કારભારીઓની સભા વેરોના શ-હેરમાં મળી, તેમાં એવો ઠરાવ થયો કે લોકોને અધિકાર આપવો ને ઠ-રાવેલા કાયદા રદ કરવા, વિગેરે. એ ઠરાવને અમલમાં મૂકવાનું કામ ફ્રા-ન્સના રાજાને સોંપ્યું. તેણે મોટી ફોજ મોકલી ત્યાંના રાજાને ઉલટો પૂર્ણ અધિકાર અપાવ્યો. તેનો રાજાએ ખોટો ઉપયોગ કર્યો. પણ એ સ્પેનની ભાંજગડ ઉપર યૂરોપના લોકે પછી થોડુંજ લક્ષ આપ્યું.

ગ્રીસના લોકે તુર્કી સુલતાનની ધુંસરીમાંથી છૂટવાને મોટું બંડ ઉ-ઠાવ્યું. બંડખોરોને મદદ કરવાને દેશેદેશના કેટલાંક માણસો ગયાં તેમાં ઈંગ્લાંડનો પ્રખ્યાત કવિ લાર્ડ બાઇરન હતો, પણ તે થોડા વખતમાં મ-રણ પામ્યો હતો.

ઈંગ્લાંડમાં સટ્ટા કરવા તરફ લોકોનાં મન દોડ્યાં. નવા નવા રોજ-ગાર કરવાને પુષ્કળ કંપનીઓ ઉભી થઇ પણ તે સઘળી થોડા વખતમાં તૂટી પડી. કાથેલિકોને પાર્લામેન્ટમાં દાખલ કરવાને આયર્લાંડમાં તોફાનો

થયાં. પોર્ટુગાલમાં રાજગાદીને માટે તકરાર ઉભી થઇ, તેમાં ઈંગ્લાંડે એક પક્ષને મદદ કરી. લોકસત્તાની તરફેણમાં તે છે એવું બતાવી આપ્યું. મુખ્ય પ્રધાન કેનિંગ મરણ પામવાથી તેની જગાએ લાર્ડ ગોડરિચ થયો.

ગ્રીસ અને તુર્કીની વઢવાડમાં ઈંગ્લાંડ, ફ્રાન્સ અને રૂશિયાના રાજાઓએ વચ્ચે પડવાનો ઠરાવ કર્યો. તેમણે કરાર કર્યો તેમાં ઠરાવ્યું કે તુર્કી સુલતાનના ઉપરીપણા નીચેથી ગ્રીસને છોડવી તેનું સ્વતંત્ર રાજ સ્થાપવું. એ કામમાં સામેલ થવાને આસ્ત્રિયાના રાજાને કહેવામાં આવ્યું પણ તેણે ના પાડી, અને તુર્કી સુલતાનને ગુપ્ત રીતે મસલત આપી કે તેણે સંપીલા રાજાઓનું કહેણ કબૂલ રાખવું નહિ. એ ઉપરથી સુલતાનને વધારે હિંમત આવી, ને તેણે નૌકાસેના તૈયાર કીધી. એ સેનાને ઈંગ્લાંડ ને ફ્રાન્સની નૌકાએ નવારીનો અખાતમાં ઘેરી લીધી અને તેનો નાશ કર્યો. ત્યારપછી ગ્રીસ દેશ સ્વતંત્ર થયો, અને સુલતાન અને રૂશિયાના પાદશાહ વચ્ચે ઝઘડો થયો. રૂશિયાએ તુર્કસ્તાનનો કેટલોક ભાગ જીતી લીધો, અને સિલિસ્ટ્રિયા નગરને ઘેરો ઘાલ્યો. ત્યાં આગળ તુર્કી સિપાઇઓ ઘણી બહાદુરીથી લડ્યા તેથી રૂશિયનોએ સલાહનું કહેણ મોકલ્યું, પણ તે તુર્ક લોકોએ કબૂલ રાખ્યું નહિ. એ ઉપરથી રૂશિયન સરદારે લડાઇ જોરથી ચલાવવાનો ઠરાવ કર્યો. તેણે થોડા વખત પછી સિલિસ્ટ્રિયાનો કિલ્લો લીધો અને તુર્કી વજીરને મોટી લડાઈમાં હરાવી આડ્રીઆનોપલ લીધું. એથી તુર્કી સુલતાન ગભરાયો અને તેણે રૂશિયનોએ માંગેલી શરત કબૂલ રાખી સલાહ કરી. એ સલાહથી ગ્રીસનું સ્વતંત્રપણું કબૂલ રાખ્યું અને લડાઇનો બધો ખરચ આપવાની તુર્ક લોકોએ બાંહ્યધરી આપી. ગ્રીસની ગાદી બવેરીઆના રાજાના પુત્ર ઓથોને આપવામાં આવી.

પોર્ટુગાલમાં ડોન મિગ્યુએલ રાજાએ જુલમ વર્તાવ્યો, તેથી યૂરોપના મોટા રાજ્યવાળાઓએ પોતાના એલચીઓને લીસ્બોનમાંથી બોલાવી લીધા.

આ સમે ફ્રાન્સમાં ઘણી ઘોળાઘોળ ચાલતી હતી. ત્યાં દશમો ચાર્લસ રાજા રાજરીતિના સુધારાની વિરૂદ્ધ હતો. એથી પ્રજાના પક્ષકારોએ જૂના પ્રધાનોને કાઢી મૂકી નવા પ્રધાનો નીમ્યા. તેમણે સારી રીતે

અમલ ચલાવ્યો, છતાં રાજાએ તેમને એકાએક બરતરફ કર્યા, અને શાહજાદા પોલીગ્નાકને મુખ્ય વજીર કર્યો.

ઇગ્લાંડમાં સુધારાવાળાનો જય થયો, ને તેમણે કેટલાક જુલમી ધારા રદ કરાવ્યા. રોમન કાથેલિક વિરૂદ્ધ જે કાયદા હતા તે રદ કરાવવાને આયર્લાંડના લોકો તૈયાર થયા. તેમની સામા ત્યાંના પ્રોટેસ્ટંટો થયા. પ્રધાનોને લાગ્યું કે હવે એવા કાયદા કાયમ રાખી શકાય એમ નથી, તેથી તેમણે ૧૮૨૯ માં પાર્લામેન્ટની સભા પાસે એક બીલ મંજુર કરાવી કાથેલિકોને સરખા હક આપ્યા. સને ૧૮૩૦ માં ૪ થો જ્યોર્જ રાજા મરણ પામ્યો, અને તેની ગાદીપર તેનો ભાઇ ૪ થો વિલિયમ બેઠો. એ રાજા ઘણો લોકપ્રિય હતો.

ફ્રાન્સમાં રાજા અને પ્રજા વચ્ચે અણબનાવ ચાલતો હતો તે હમણાં ઘણો વધી પડયો. મુખ્ય પ્રધાન પોલીગ્નાક લોકને અપ્રિય હતો. બુર્બોન કુળ અને તેની રાજનીતિ લોકોને ગમની નહતી. રાજાએ જેસ્યુત અને બીજા પંથના સાધુઓને આશ્રય આપ્યો. તેણે મુખત્યારોની સભા બદલી નાંખી નવી બોલાવી. આલ્જીઅર્સ ઉપર સ્વારી મોકલી, કેમકે તેના મુસલમાન હાકેમે ફ્રાન્સનું અપમાન કર્યું હતું. નવી સભામાં રાજાના પક્ષનાં માણસો ઘણાં થોડાં હતાં. તેથી પ્રધાનોએ તેને વિસરજન કરી. સામાવાળીઆએ પારિસમાં મળી શકે તેટલા નવા મુખત્યારો બોલાવ્યા, અને રાજાની સામા થવાની તૈયારી કરી. સરકારે કેટલાંક વર્તમાનપત્રો છાપવાની બંધી કીધી. એથી છાપખાનાના નોકરો બેરોજગારી થવાથી હુલ્લડ કરવાને બહાર પડયા. કેટલાંએક કારખાનાં બંધ થયાં, અને કારીગરો હુલ્લડમાં સામેલ થયા. પોલીસ અને પુરવાસીઓની વચ્ચે મારામારી થઈ તેમાં પોલીસનો જય થયો, પણ લોકોએ રાત્રે ફાનસ ભાંગી નાખી હુલ્લડ ખૂબ મચાવ્યું. રાજાએ લશ્કર મોકલ્યું તેનો પરાજય થયો. ત્યાર પછી તુરત કામચલાઉ સરકાર નીમી રાજ ઉથલપાથલ કરવાનું કામ પૂરૂં કર્યું. રાજાને પદભ્રષ્ટ કર્યો અને તેના પિત્રાઇને લુઇ ફિલિપના નામથી રાજ્યાસને બેસાડયો.

ફ્રાન્સમાં આ ઉથલપાથલ થઇ તેથી આખા યૂરોપમાં બહુ ઘોળા-

ઘોળ થઇ રહી. ઈંગ્લાંડના લોકનાં મન ઘણાં ઉશ્કેરાયાં. ત્યાં વેલિંગ્ટનના ડ્યૂકનો કારભાર બંધ પડયો અને તેની જગાએ લોર્ડ ગ્રે મુખ્ય પ્રધાન થયો. એ પ્રધાને પાર્લામેન્ટના સુધારાનું બીલ પાસ કરાવ્યું તેથી લોકના જીવ શાન્ત પડયા. ફ્રાન્સના બંડની અસર બેલ્જીયમ ઉપર ભારે થઇ. ત્યાં બ્રુસેલ્સ નગરમાં મોટું હુલ્લડ થયું, તેમાં સરકારી લશ્કરનો પરાજય થયો. અને બેલ્જીયમનું રાજ્ય હોલાંડથી જુદું પાડી તેની ગાદીપર નવો રાજા બેસાડવામાં આવ્યો.

જર્મનિમાં કેટલંક નાનાં સંસ્થાનોમાં ઉથલપાથલ થઇ સ્પેન, પોર્તુગાલ અને ઇતાલિમાં પણ ખળભળાટ થઇ રહ્યો, પણ તે તુરત સમી ગયો.

પોલાંડ દેશ રૂશિયાની ધુંસરી તળે બહુ હેરાન હતો. લોકો બે વરસ સુધી રૂશિયન ફોજની સામા લડયા, પણ બીજી તરફની મદદ મળી નહિ તેથી અંતે પાછા પડયા.

માજી રાજાના પક્ષકારોએ ફ્રાન્સના દક્ષિણમાં બળવો ઉઠાવ્યો, પરંતુ કાંઇ વળ્યું નહિ. તે દરમ્યાન પારિસમાં જબરૂં ફિતુર ઉઠયું, તેમાં બંડખોરોનો પરાજય થયો.

મીસરના બળવાન સૂબા મહમદઅલીએ બંડ ઉઠાવ્યું તેથી ઇસ્તામ્બુલનું રાજ ભયમાં આવી પડ્યું. તેણે તુર્કી ફોજનો ઠામ ઠામ પરાજય કર્યો. એટલામાં રૂશિયાના પાદશાહે સુલતાનને મદદ કરી તેથી તેનું રાજ મહમદઅલીના હાથમાં જતું બચ્યું.

ફ્રાન્સની ઉથલપાથલની અસર બ્રાઝિલમાં પણ થઇ. પોર્તુગાલના રાજા ડોન પેડ્રોએ પોતાનું રાજ પોતાની કુંવરીને સોંપી બ્રાઝીલની પાદશાહી લીધી હતી. બ્રાઝિલના લોકે તેને ગાદી ઉપરથી ઉઠાડી તેના કુંવરને તે ઉપર બેસાડયો. પેડ્રો રાજા પાછો યૂરોપમાં આવ્યો, અને તેણે પોર્તુગાલની ગાદી પોતાની દીકરીને લઢીને અપાવી.

પોપના રાજ્યમાં ફિતુર થયું તેને ફ્રેંચ સેનાએ આવી બેસાડી દીધું.

આર્યલાંડમાં ખેડૂતો તોફાન કર્યા કરતા હતા તે બંધ પાડવાને ગ્રેટ-

બ્રિટનની પાર્લામેન્ટે કેટલાક સખ્ત ધારા ઠરાવ્યા. એ પાર્લામેન્ટે હિન્દુસ્તાન અને ચીન જોડે વેપાર કરવાનો હક એકલી ઇસ્ટ ઈંડિયા કંપનીને હતો તે રદ કર્યો, અને બ્રિટિસ રાજ્યના બધા વેપારીઓને આપ્યો. વેસ્ટ ઇંડિઆમાં ગુલામ રાખવાની મના કરી અને ભીખારીઓના કાયદામાં ફેરફાર કર્યો.

ફ્રાન્સમાં કેટલાક પ્રજાસત્તાક રાજ્યના પક્ષવાળાઓ નવા રાજાની સામા થયા, અને તેમણે તોફાની મંડળીઓ ઠામ ઠામ ઉભી કીધી. પરંતુ નવા રાજાએ પ્રજારક્ષક સૈન્ય ઉભું કીધું હતું. તે સૈનાએ એ મંડળીઓ તોડી પાડી, અને પારિસમાં કેવળ શાન્તિ થઇ. માજી રાજાના પક્ષકારોએ ફ્રાન્સના દક્ષિણ ભાગમાં બળવો ઉઠાવ્યો, પરંતુ તેમનું કાંઇ વળ્યું નહિ.

સ્પેનમાં ફર્દિનાંદ રાજાએ ચાલતો કાયદો રદ કરાવી પોતાની બાળક દીકરીને ગાદીની વારસ ઠરાવી. રાજા સને ૧૮૩૩ માં મરણ પામ્યો અને માડ્રિડમાં તેની દીકરીની દુવાઇ ફરી. એથી તેના ભાઇના પક્ષકારોએ કેટલાક ભાગોમાં હુલ્લડ કર્યાં, પણ તે બધાં બેસાડી દેવામાં આવ્યાં હતાં.

પોર્તુગાલના રાજ્યમાં પાછો બખેડો થયો. માજી રાજા ડૉન પેડ્રો બ્રાઝિલથી પાછો આવ્યો, અને મિગ્યુએલ રાજાને ગાદીપરથી ઉઠાડી મૂકવાની તૈયારી કરવા લાગ્યો. યૂરોપના રાજાઓએ તે કામમાં તેને મદદ કીધી, અને મિગ્યુએલ રાજાને દેશ છોડી જતાં રહેવું પડ્યું. પોર્તુગાલની ગાદીપર પેડ્રો રાજાની કુંવરી બેઠી.

એ સમયે ઇંગ્લાંડની સરકારે આયર્લાંડની મ્યુનિસિપાલેટી વિષે, ધર્મસમાજની ઉપજ વિષે અને ભીખારીઓના નિર્વાહ વિષે નવા ધારા કરવા માંડ્યા; પણ આમની અને અમીરની સભા વચ્ચે મતભેદ હોવાથી એકે યોજના પાર પડી નહિ.

ઉત્તર અમેરિકાના કેનેડા પ્રાંતના ફ્રેન્ચ લોકોએ રાજવ્યવસ્થામાં ફેરફાર કરવાની માગણી કરી તે ઇંગ્રેજ સરકારે કબૂલ રાખી નહિ

તેથી તેમણે બંડ કર્યું. પણ તેમાં તેઓનો પરાજય થયો, અને સરકારે ઉપલા અને નીચલા કાનેડાને એક કરી નાખ્યા.

અમેરિકામાં મોટી શરાફની પેઢીઓ તૂટી તેથી ઈંગ્લાંડના વેપારીઓને બહુ અડચણ પડી. સને ૧૮૩૭ માં ૪ થા વિલિયમ રાજાનો કાળ થયો અને તેની ગાદીપર તેની ભત્રીજી મહારાણી વિક્ટોરિયા બેઠી. ઈંગ્લાંડના ઇતિહાસમાં એકલા એજ રાજાના અમલમાં રાજ્યદ્રોહને માટે કોઇનો પ્રાણ લેવામાં આવ્યો નહોતો, અને પરદેશ જોડે વિગ્રહ થયો નહોતો.

